# વિષયસૂચી



उपनिषद् भाष्य के रचयिता—

**श्रीमत्परमहंस परिव्राजकाचार्य ब्रह्मनिष्ठ लोकसंग्रही गीताव्यास श्री १०८ जगद्गुरु महामण्डलेश्वर स्वामी श्री विद्यानन्दजी महाराज।**

# પ્રકાશકનું નિવેદન.



પ્રભુપ્રેમી પાઠક મહાનુભાવોની સેવામાં 'ગીતાધર્મ' નો આ વાર્ષિક ઉપહાર ગ્રન્થ સમર્પિત કરતા અમોને ઘણો હર્ષ થાય છે. આ વિશેષાંકની સાથે ગીતાધર્મ તેરમા વર્ષમાં પ્રવેશે છે. આ વર્ષનો વિશેષાંક એ એક મહાન ગંભીર, પરમપાવન તથા પારમાર્થિક સાહિત્ય છે. ગીતાધર્મનો આરંભિક સત્સંકલ્પ એજ હતો કે ગીતા, રામાયણ તથા વેદ જેવા માન્ય ગ્રન્થોને સરસ, સરલ ભાષામાં પ્રકાશિત કરવા, જેથી વિશિષ્ટ સાક્ષર જનતા સાથે સાથે સાધારણ શિક્ષિત જનતાને પણ ગંભીર એવા વિષયોનો બોધ થાય અને ભારતીય દર્શન તરફ તથા ભારતીય સંસ્કૃતિ તરફ રુચિ ઉત્પન્ન થાય. તે શુભ સંકલ્પ પ્રમાણે વિશાલ 'ગીતાગૌરવ ભાષ્ય' નામના ગીતા ઉપરના પાંચ ભાગો પ્રકાશિત થયા. જેનો જનતાએ કેટલો આદર કર્યો છે એ લખવાની આવશ્યકતા નથી પરંતુ પાંચ પાંચ ૭ ૭ સંસ્કરણો પ્રકાશિત થવા છતા આજે પ્રથમ ભાગ સિવાય બીજો એક પણ ભાગ અમારી પાસે નથી એજ તેની લોકપ્રિયતાનો પરિચય કરાવી શકે છે. ઈશ્વરાનુગ્રહ હશે તો બધા ભાગોનું પુન. પ્રકાશન અવશ્ય થશેજ. ત્યાર બાદ અધ્યાત્મ રામાયણને ત્રણ ભાગોમાં પ્રકાશિત કરવામાં આવી. આ ગીતા તથા રામાયણ ઉપરના ભાષ્યો અતિ રૂચિકર અને મહત્વપૂર્ણ સિધ્ધ થયા છે.

ગીતા તથા રામાયણ પછી સંકલ્પાનુસાર વેદ વિષયક પ્રકાશન થવું જોઈએ. વેદનો વિસ્તાર અનન્ત છે મોટામાં મોટી અને અધિક ધનસંપન્ન સંસ્થા પણ વેદોદધિનું સાંગોપાંગ પ્રકાશન કરવા સમર્થ થઈ શકતી નથી તો આવા વિસ્તૃત વેદના મસ્તકસ્વરુપ ઉત્તમ અંશ ઉપનિષદોનુ પ્રકાશન કરવાનું કામ હાથ ધરવામાં આવ્યું છે. અને આ વિશેષાંક દ્વારા પાઠકની સેવામાં ઉપનિષદોને અર્પણ કરવામા આવે છે. 'सर्वोपनिषदो गावः' વચનાનુસાર ગીતા તથા ઉપનિષદનો અભેદ સમ્બન્ધ છે. તથા **ગીતાધર્મ સંસ્થાપક પૂજ્ય શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય બ્રહ્મનિષ્ઠ લોકસંગ્રહી ગીતાવ્યાસ શ્રી ૧૦૮ જગદ્‌ગુરૂ મહામણ્ડલેશ્વર સ્વામી શ્રીવિદ્યાનન્દજી મહારાજ** પોતાના ગીતાપ્રવચનોમા સ્થલે સ્થલે ઉપનિષદોના ઘણા પ્રસંગોનું વિવેચન કરે છે. તેથી આ પ્રકાશન માટે તથા પોતાના પ્રવચનોને આવા લિપિબદ્ધ પુસ્તકાકારમાં આપવા માટે અમોએ પૂજ્ય સ્વામીજી મહારાજને પ્રાર્થના કરી. પ્રાર્થના સ્વીકૃત થઈ અને આ વર્ષમાં

આપે અધિક શ્રાવણ, શુદ્ધ શ્રાવણ માસમાં કાશી નિવાસ કર્યો ત્યારે તથા જ્યારે જ્યારે કાશી પધાર્યા ત્યારે ત્યારે ઉપનિષદ્‌ભાષ્યનું પૂર્વરૂપ લેખકોને લિપિબધ્ધ કરાવ્યું. સ્વામીજી મહારાજ પાસે સંપ્રદાયાનુસાર પ્રાપ્ત ઉપનિષદ્ વ્યાખ્યાનશૈલી અપૂર્વ છે. કારણ આપની આચાર્ય પરંપરામાં મોટા મોટા મહાનુભાવ વેદાન્તશાસ્ત્રવેત્તા સંન્યાસી થઈ ગયા છે જેવા કે સ્વામીશ્રી ગોવિન્દાનન્દજી મહારાજ, એમના પૂર્વાચાર્ય સુપ્રસિધ્ધ દાર્શનિક સ્વામી શ્રી ચિદ્‌ઘનાનન્દજી મહારાજ વિગેરે વિગેરે. સ્વામી શ્રી ચિદ્‌ઘનાનન્દકૃત 'દશોપનિષદ્ ભાષાંતર' આપને અધિક પ્રિય છે. પ્રકૃત વિશેષાંકમાં તે ગ્રન્થની, મણિપ્રભા, શાંકરભાષ્ય તથા બંગલાસંસ્કરણ આદિ પુસ્તકોનો આધાર લેવામાં આવ્યો છે. આ સામગ્રિ તથા સ્વાનુભવથી પ્રસૂત વ્યાખ્યાને સ્વામીજી મહારાજે કાશીનિવાસી, સુપ્રસિધ્ધ, વેદવેદાંત નિષ્ણાત, સંન્યાસી સ્વામી શ્રીરામાનન્દજી મહારાજની સેવામાં સંશોધનાર્થ આપી. અને તે વ્યાખ્યા સ્વામીજી શ્રી રામાનન્દજી મહારાજની સંમતિથી આવશ્યક પરિવર્તન તથા પરિવર્ધન સાથે 'વિદ્યાવિનોદ ભાષ્ય' રૂપે પ્રસ્તુત થઈ છે.

પ્રવચન એ ભિન્ન વસ્તુ છે. અને તેને સાહિત્યિક ભાષામાં ગુંથવું એ ભિન્ન છે. તથા આ આધ્યાત્મિક વિષય એટલે ગહન તથા દુર્બોધ છે. છતા વિષય બને તેટલો સરલ કરવામાં બનતો પ્રયાસ કરવામાં આવ્યો છે પરંતુ પારિભાષિક શબ્દોને અંગે કઈક કઠિનતા પણ અવશ્ય આવી ગઈ છે. તથા સાધારણ વાતચીતની ભાષામાં એ અધ્યાત્મ વિષયનું વિવેચન કરવું એ પણ અશક્ય છે. એના અધ્યયન માટે સાધારણ અધિકારી અવશ્ય હોવો જોઇએ.

વિશેષાંકનું આંતર સ્વરૂપ પૂજ્ય સ્વામીજી મહારાજના બુદ્ધિ વૈભવથી જેવીરીતે પૂર્ણ થયું છે તેવીજરીતે એમના આશ્રય તથા આશીર્વાદથી બાહ્યરચના પણ પુરી કરવામાં આવી છે. કાગળ વિગેરે સામગ્રી અંગેની આર્થિક સમસ્યા બેપાંચ વર્ષોથી ચાલી રહી છે તથા દિવસે દિવસે એ સમસ્યા પોતાનું ઉગ્રરૂપ ધારણ કરતી જાય છે. એ સર્વને વિદિત છે. આવા સંયોગોમાં આવો સર્વાંગસુન્દર તથા પ્રથમના વિશેષાંકોના જેટલી પૃષ્ઠસંખ્યાવાળો વિશાલ વિશેષાંક રજુ કરવો એ અમારી શક્તિ બહારની વાત હતી. પરંતુ પ્રતિવર્ષની જેમ પૂજ્ય સ્વામીજી મહારાજના આશ્રયથી ગીતાધર્મ પ્રેમી સહૃદય સહાયકોની, આજીવન સદસ્યોની, સેવાભાવી શાખા સંચાલકોની, પ્રચારકોની તથા પાઠકોની સહાયતા તથા તત્પરતાથી જે કાર્ય અમારી શક્તિ બહારનું હતું એ સરલ થઈ ગયું અને પરમ કૃપાલુ પરમાત્માની અગાધ અનુકંપાથી આવો આધ્યાત્મિક ગ્રંથ ઉપસ્થિત કરવાનું સોભાગ્ય પ્રાપ્ત થયું છે. માનવ સ્વભાવ સુલભ દોષથી જે કંઈ ત્રુટિ રહી

ગઈ હોય તેને પ્રિયપાઠક ક્ષમા કરે તથા સંશોધનાર્થ સૂચવે જેથી યથાસંભવ દ્વિતીય સંસ્કરણ વખતે ભૂલ-સુધાર થઈ શકે.

આ પ્રસંગે નિયમાનુસાર અમો અમારા સર્વ સહાયક, સંરક્ષક, નિષ્કામ સેવાભાવી કાર્યકર્તાઓ, તથા સંમાન્ય લેખક મહાનુભાવોનો આભાર માનીએ છીએ તથા શિષ્ટાચારપરંપરા પ્રમાણે ધન્યવાદ આપીએ છીએ. હમેશના સહયોગી સાધન સામગ્રી સુલભ કરી આપનાર મહાનુભાવો પ્રત્યે પણ કૃતજ્ઞતા વ્યક્ત કરીએ છીએ. પૂજ્ય સ્વામી શ્રી રામાનંદજી મહારાજની સેવામાં તો અમો આભાર પ્રદર્શન-પૂર્વક પ્રણામાંજલિજ અર્પિત કરીએ છીએ કે જેના નિરીક્ષણ નીચે આ વિશેષાંક પ્રસ્તુત થયો છે. એઓ પોતાના વિદ્યાવ્રતાદિ કાર્યનો વિક્ષેપ કરી બરાબર ગીતાધર્મ ઉપર નિરીક્ષણ રાખે છે એ એમની મહતી કૃપાને તથા ઉદાર સ્વભાવને અનુરૂપજ છે. આ ગ્રંથરચનામાં 'सूत्रे मणिगणा इव' પં૦ શ્રી ચિરંજીવલાલજી 'વ્રજવાસી' તથા પંડિત શ્રી કમલાશંકર શાસ્ત્રી વ્યાકરણ વેદાન્તાચાર્ય, કાવ્યતીર્થ, હિંદી વિશેષ મહોદયે પણ સહયોગ પ્રદાન કર્યો છે. આરંભકાલથી આરંભીને આજ સુધી જેણે નિસ્સ્વાર્થ ભાવથી ગીતાધર્મની ભાવાનુવાદ દ્વારા સેવા કરી છે તથા કરી રહ્યા છે એવા વિદ્યાવયોવૃદ્ધ શ્રી મણિભાઈ જસભાઈ દેસાઈએ ગ્રન્થનો ગુજરાતી ભાષામાં ભાવાનુવાદ કરીને તથા શ્રી પ્રાણલાલ ભાઈશંકર આચાર્યે તેનું સંપાદન કરીને અમોને ઉપકૃત કર્યા છે તેથી એમના પ્રતિ અમો કૃતજ્ઞતા પ્રગટ કરીએ છીએ. એવં શ્રીવિશ્વનાથ શાસ્ત્રી તથા અન્ય સર્વ પ્રેસ કર્મચારી પ્રતિ પણ અમો કૃતજ્ઞતા પ્રગટ કરીએ છીએ કે જેઓની તત્પરતા તથા કાર્યપરિશ્રમથી યથાસમય ગ્રન્થનું પ્રકાશન થઈ શક્યું છે. આ બધો તો ગીતાધર્મ પરિવાર છે. એમની પ્રશંસા કે એમને ધન્યવાદ આપવો એ આત્મશ્લાઘા સમાન હોવાથી તેમ કરવા કરતા કેવલ શ્રી કૃષ્ણચંદ્રના ચરણસરોજમાં નમ્ર પ્રાર્થના કરીએ છીએ કે ભગવાન એમને આયુ, આરોગ્ય, યોગક્ષેમાદિ અર્પણ કરે અને પોતાના ભક્ત બનાવે. બસ એજ એક અંતિમ અભ્યર્થના સાથે વિરમીએ છીએ.

| | |
|---|---|
| ગીતાજયંતી | વિનમ્ર—વ્યવસ્થાપક, |
| ૨૦૦૪. | ગીતાધર્મ કાર્યાલય કાશી (યૂ. પી.) |

# ભાવાનુવાદકના બે બોલ

પ્રિય પાઠકગણ—

આપણા ગીતાજ્ઞાન યજ્ઞનું એકતપ, એટલે કે બાર વર્ષ પૂરા થઈ આજ તેરમા વર્ષમા પ્રવેશ થાય છે. તેના પ્રથમ માસના ઉપહારમા આ સસારના સર્વોત્તમ તત્ત્વજ્ઞાનનું પુસ્તક આપની સેવામા સાદર ઉપસ્થિત થાય છે. તેના લક્ષપૂર્વક નિરીક્ષણથી અવશ્ય આત્મપ્રકાશનો ભાસતો થશે જ એ નિશ્ચિત છે. તેમ થવામા કાઈ ઉણપ જણાય તો, અભ્યાસ, મનન, સતસગ, તથા ગુરૂકૃપા એજ સર્વોત્તમ સાધન છે. તેના સિવાય આ જન્મ મરણ ચક્કરમાથી છૂટવાનો બીજો કોઈ માર્ગ નથી.

જગત્ અજ્ઞાનનું, ભ્રમનું, મોહનું જ પરિણામ છે, એટલે તેમાં રહેનારો મનુષ્ય ભૂલ કરે એ સ્વાભાવિક છે જગતથી પર ગયાનો મારો દાવો નથી સબબ આ પુસ્તકની ભાષા લખાણમા દોષ જણાય તો હસ-ક્ષીર ન્યાયે સાર ગ્રહણ કરી લેશો એવી આશા રાખુ છું: વળી વિષય પરત્વે ભાષા સંતોષકારક સરળ થઈ શકી નથી, તો પણ સર્વ સાધારણથી સમજી શકાય તેને વારૂ બનતો પ્રયત્ન કરવામા આવ્યો છે

'ગીતાધર્મ'ના છેલ્લા નવ વિશેષાકો મારે હાથે લખાયા પછી આ દશમા વિશેષાકનો પણ ભાવાનુવાદ કરવાની મારા ઉપર કૃપા કરીને શ્રીસદ્ગુરૂદેવે મને રૂચિકર આજ્ઞા આપી તેને હું મારૂ મોટામાં મોટું સદ્ભાગ્ય સમજુ છુ. ગુરૂકૃપા તથા પ્રભુ ઈચ્છાથી આ શરીર રહેશે ત્યાસુધી આપ સર્વના સતસગનો લાભ લેવાની ઈચ્છા છે.

પ્રભુ આપ સર્વને સદ્બુદ્ધિ અને શાંતિ આપે એવા સદ્ભાવ અને શુભેચ્છાપૂર્વક વિરમુ છુ.

સેવક—

મણીભાઈ જસભાઈ દેસાઈના

નમસ્કાર સ્વીકારશો.

# પ્રાક્કથન

[ લે૦—સમ્પાદકાચાર્ય શ્રી રામગોવિન્દ શાસ્ત્રી, ત્રિવેદી ]

—:०:—

વેદના જે ભાગોમાં મન્ત્રોનો અર્થનિર્ણય કરવામાં આવ્યો છે, જેમાં યાજ્ઞિક અનુષ્ઠાનોના સમ્બન્ધમાં વિસ્તૃત વિવરણ કરવામાં આવ્યું છે, તથા ભિન્ન ભિન્ન આખ્યાયિકાઓ વર્ણિત છે એનું નામ બ્રાહ્મણ ભાગ અથવા બ્રાહ્મણ ગ્રન્થ છે. તપોધન બ્રાહ્મણોએ આ ભાગનું સંકલન, સર્જન અથવા સંસ્મરણ કર્યું છે એથી એનું નામ બ્રાહ્મણગ્રન્થ પડ્યુ છે. ટૂંકમાં એને 'બ્રાહ્મણ' પણ કહે છે.

જે ઋષિએ, જે શિષ્યે અથવા જે વંશે એ ભાગનો ઉપદેશ કર્યો છે તેઓના નામથી તે તે બ્રાહ્મણનું નામકરણ કરવામાં આવ્યું છે. આ બ્રાહ્મણોનો જે અંશ અરણ્યમાં પઠન કરવા યોગ્ય છે એનું નામ આરણ્યક છે. આ આરણ્યકોના જે ભાગ તથા ખંડ અતિ ગભીર તથા વિચારપૂર્ણ છે એને ઉપનિષદ્ કહેવામાં આવે છે. ઉપનિષદોમાં પરમાત્માનું જે ગૂઢ નિરૂપણ કરવામાં આવ્યુ છે એવી આલોચના સંસારના કોઈ પણ પ્રાચીનતમ સાહિત્યે કરી નથી. એથી એ ઉપનિષદ્ અજોડ છે.

સાધારણતઃ આરણ્યક સાથે જે ઉપનિષદોનો સમ્બન્ધ છે એવા લગભગ બસો ઉપનિષદો છે. પરંતુ જે બાર ઉપનિષદો ઉપર ભગવાન ભાષ્યકાર શ્રી શંકરાચાર્યે પોતાનાં પ્રસન્નગંભીર ભાષ્યની રચના કરી છે, એના ઉપર અહિં દૃષ્ટિપાત કરવામાં આવે છે.

એક શાંખાયન અથવા કૌષીતકી તથા બીજું ઐતરેય આ પ્રમાણે ૠગ્વેદના બે બ્રાહ્મણો પ્રસિદ્ધ છે. જેમાં ઐતરેય આરણ્યકના પાંચ ભાગો છે જેને પ્રસિદ્ધ વેદજ્ઞ સત્યવ્રત સામશ્રમીજી સાયણ ભાષ્ય સાથે પ્રકાશમાં લાવ્યા છે. એ પૈકી બીજા આરણ્યકના બીજા ભાગના ચતુર્થથી ષષ્ઠ અધ્યાયને ઐતરેય ઉપનિષદ કહેવાય છે. તેના પ્રથમાધ્યાયમાં સંસારની સૃષ્ટિ, બીજામાં જીવોના જન્મ, તથા ત્રીજામાં પરબ્રહ્મની સમીક્ષા છે.

સામવેદની કૌથુમી શાખાનું બ્રાહ્મણ ચાલીસ ભાગોમાં છે, તેના તેત્રીસથી ચાલીસ સુધીના જે ભાગો છે તેને છાન્દોગ્યોપનિષદ્ કહેવામાં આવે છે.

છાન્દોગ્યોપનિષદ્ એક વિશાલ ગ્રન્થ છે. તેના પહેલા તથા બીજા પ્રપાઠકમાં ઓંકાર, ઉદ્ગીથ તથા સામની આલોચના છે. ત્રીજામાં પરબ્રહ્મની વિભૂતિ છે, તે ભાગમાં જ દેવકીનન્દન શ્રી કૃષ્ણની કથા આવે છે. શ્રી કૃષ્ણ ઘોર આંગિરસથી કહેવામાં આવતી કથામાં એટલા તન્મય થઈ ગયા હતા કે ભૂખ, તરસજ ભગવાન્ ભૂલી ગયા હતા. ચોથામાં ,સત્યકામ જાબાલીની કથા છે. સત્યકામે બાલ્યકાલમાંજ પરબ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. પાંચમામાં કહેવામાં આવ્યુ છે કે શ્વેતકેતુ આરૂણેય નામના શાસ્ત્રવેત્તા બ્રાહ્મણે પ્રવાહણ, જૈવલી તથા અશ્વપતિ કૈકેય રાજાઓથી પરમાત્માનો ઉપદેશ મેળવ્યો હતો. આજ શ્વેતકેતુએ પોતાના પિતા ઉદ્દાલક આરૂણિથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. એ છઠ્ઠા ભાગમાં વર્ણન છે. સાતમાં ભાગમાં એ ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે સનત્કુમારથી નારદજીએ નામ, વાક્ય, મન, સંકલ્પ, ચિત્ત, ધ્યાન, વિજ્ઞાન, બલ, અન્ન, જલ, તેજ, આકાશ, સ્મરણ, આશા પ્રાણ તથા પરમાત્માના સંબંધમાં ઉપદેશ મેળવ્યો હતો. આઠમા પ્રપાઠકમાં પરબ્રહ્મ તથા પ્રજાપતિના સમ્બન્ધમાં અનેકાનેક જટિલ તથા નિગૂઢ આલોચનાઓનો સમાવેશ છે.

સામવેદની તલવકારશાખાનું, કેનોપનિષદ છે. આ ઉપનિષદ્ તે શાખાનો નવમો અધ્યાય છે પરંતુ પ્રચલિત તલવકારોપનિષદ્થી એ ભિન્ન છે. કેનોપનિષદના પહેલા બે ખંડોમાં પરબ્રહ્મનું વિવેચન કરવામાં આવ્યું છે ત્રીજા તથા ચોથા ખંડમા યક્ષરૂપે પરમાત્મા વેદો સામે ઉપસ્થિત થાય છે. હેમવતી એ પરમાત્માનો પરિચય કરાવે છે. વિગેરે વર્ણન છે.

શ્રી કૃષ્ણ યજુર્વેદનું તૈત્તિરીય આરણ્યક દશ પ્રપાઠકોમાં વિભક્ત છે સાતમું, આઠમું તથા નવમું પ્રપાઠક તૈત્તિરીયોપનિષદ્ છે. પહેલી વલ્લીમાં ઓંકાર તથા ભૂઃ, ભુવઃ, સ્વઃ, શબ્દોનો પ્રકૃત) અર્થ, તથા ધર્માનુષ્ઠાનનો ઉપદેશ છે. બીજી વલ્લીમાં પરબ્રહ્મનું સમીક્ષણ, ત્રીજામાં વરૂણનો પોતાના પુત્રને ઉપદેશ છે. કૃષ્ણ યજુર્વેદની કાઠક સંહિતાના 'કઠોપનિષદ્' માં છ વલ્લી છે. એમાં નચિકેતાની પ્રસિદ્ધ કથા છે. એમાં મૃત્યુ યમરાજે આપેલો જીવાત્મા તથા પરમાત્માનો સુન્દર ઉપદેશ છે એજ વેદની શ્વેતાશ્વતર ઉપનિષદ્ છે, જેમાં સાંખ્ય, યોગ, વેદાન્તનું રહસ્ય છે.

શુકલ યજુર્વેદની વાજસનેય સંહિતાનો ચાલિસમો અધ્યાય 'ઈશાવાસ્યોપનિષદ્' છે એમાં આત્મતત્ત્વનિરૂપણ તથા પરમાત્માનો અદ્ભુત ઉપદેશ છે. આ વેદની જે વાજસનેય તથા કાણ્વ નામની બે સંહિતાઓ છે એ અધિક પ્રસિદ્ધ છે અને એને શતપથ બ્રાહ્મણ કહેવાય છે. શતપથ બ્રાહ્મણના ચૌદ કાંડ છે અને ચૌદમા કાંડના અંતિમ છ અધ્યાયોનું નામ 'બૃહદારણ્યકોપનિષદ્' છે. પહેલા અધ્યાયમાં સૃષ્ટિ તથા સૃષ્ટિકર્તાનો પરિચય, બીજામાં અજાતશત્રુથી ગાર્ગ્ય બાલાકીને જ્ઞાનપ્રાપ્તિનો ઉપદેશ, ત્રીજામાં જનક મહારાજની વિરાટ્ સભામાં અનેકાનેક વેદજ્ઞાતાઓના આગમનનું વર્ણન, રાજપુરોહિત યાજ્ઞવલ્કયને પુરસ્કાર પ્રાપ્તિ, ગાર્ગી, વાચક્નવી નામની વિદુષી સ્ત્રીઓનો પણ સભામાં પ્રવેશ આદિ વિવેચના, ચોથામાં જનક તથા યાજ્ઞવલ્કયની બ્રહ્મજ્ઞાન વિષયક પ્રશ્ન પરંપરા, તથા યાજ્ઞવલ્કયનો પોતાની પત્ની મૈત્રેયીને બ્રહ્મજ્ઞાનોપદેશ, પાંચમામાં બ્રહ્મ તથા પ્રજાપતિ વેદત્રય તથા ગાયત્રીનું વર્ણન, છઠ્ઠામાં ઉદ્દાલક આરૂણીને ક્ષત્રિય રાજા જૈબલીથી બ્રહ્મજ્ઞાન તથા યાજ્ઞવલ્કયને સંબોધીને ઉદ્દાલકના આ શબ્દો કે 'સુકા લાકડાને અથવા વૃક્ષને પણ જો આ અમૃતમય ઉપદેશ આપવામાં આવે તો તે વૃક્ષ, અંકુરિત, પલ્લવીત, પુષ્પપીત તથા ફલિત અવશ્ય થઈ જાય' આ પ્રમાણેનું વિવરણ બૃહદારણ્યકોપનિષદ્માં છે.

અથર્વવેદના અસંખ્ય ઉપનિષદો છે. પરંતુ ત્રણ પ્રસિદ્ધ તથા પ્રાચીન છે—પ્રશ્નોપનિષદ્, મુણ્ડકોપનિષદ્ તથા માણ્ડૂક્યોપનિષદ્. પહેલામાં પરમાત્મવિષયક છ પ્રશ્નોત્તર, બીજામાં પરમાત્મરહસ્ય તથા ત્રીજામાં બ્રહ્મની સર્વવ્યાપકતા પ્રતિપાદિત છે.

આ પ્રમાણે બાર ઉપનિષદોનું સંક્ષિપ્ત દિગ્દર્શન છે. જેના ઉપર ભગવાન ભાષ્યકારે પોતાનું પ્રસન્ન ગંભીર ભાષ્ય લખી ભારતવર્ષની વિજયિની યશઃ પતાકા "यावच्चन्द्रदिवाकरौ" સંસાર સામે ફરકાવી છે અને સંસારે નતમસ્તકે તેનો વિજય સ્વીકાર્યો છે.

બ્રાહ્મણ તથા આરણ્યકને કર્મકાંડ કહેવામાં આવે છે અને આજે કર્મકાંડ લુપ્તપ્રાયઃ થઈ ગયુ છે અથવા રૂપાન્તરમાં પરિણત થયુ છે. પરંતુ ઉપનિષદ્ની ધારા પ્રાચીન કાલથી આજસુધી એકાકારે પ્રવાહિત થતી આવી છે. અને આજે પણ હિન્દૂ સંસ્કૃતિનો એ આધારસ્તંભ છે. ઉપનિષદ્ સાહિત્ય ઉપર જેટલાં ભાષ્યો, ટીકાઓ તથા અનુવાદાદિ થયા છે એટલા સંસારના

કોઈ પણ સાહિત્ય ઉપર લખાયા નથી. શ્રી શંકરાચાર્ય, શ્રી આનંદભટ્ટોપાધ્યાય, અનન્તાચાર્ય, બ્રહ્માનંદ, શંકરાચાર્ય, વિદ્યારણ્ય, સુરેશ્વરાચાર્ય નારાયણ, વિજ્ઞાન ભાગવત, આનંદગિરિ, મુનિ નિત્યાનંદ, રંગરામાનુજ, દિગંબરાનુચર, મધ્વાચાર્ય, જયતીર્થ, વ્યાસતીર્થ, રઘૂત્તમસ્વામી, અરવિન્દઘોષ, સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ આદિ આદિ અનેક સંત મહાત્માઓ તથા મહાનુભાવોએ જે પોતાની કૃતિ આ સાહિત્ય ઉપર કરી છે એ ઉપનિષદ્‌ની ઉપયોગિતા તથા ગંભીરતાનું જ્વલંત ઉદાહરણ છે.

કેવલ ભારતીય મહાનુભાવો જ નહિ પરંતુ પાશ્ચાત્ય વિદ્વાન્ પણ આ ઉપનિષદોની ચમત્કારિતા, સરસતા, સુકુમારતા, સુન્દરતા, મૃદુતા તથા મંજુલતા પર મુગ્ધ તથા આસક્ત થયા છે. જે વિદ્વાનો પૈકી ઓટો ગ્રેડા, જી, એ. જેકબ, ઓટેલ, મૈક્સમૂલર, ઓટો બાટ્‌લિંગ, હારમન ઓલ્ટડેનબર્ગ, ઈ. હ્યૂમ, રાબર્ટ જીમરમન, સી, એ, હાસ વિગેરેના નામ વિશેષ ઉલ્લેખનીય છે. કે જેઓએ પોતપોતાની અંગ્રેજી, ફ્રેંચ જર્મન વિગેરે ભાષાઓમાં ઉપનિષદો ઉપર ટીકાઓ લખી છે તથા અનુવાદ કર્યા છે. વિશ્વવિખ્યાત જર્મન વિદ્વાન શોપેનહારે લખ્યું છે કે 'સમગ્ર સંસારમાં એવો કોઈ અન્ય નથી કે જે ઉપનિષદોની તુલના કરી શકે, તથા તેના જેવો ઉપયોગી તથા ઉન્નતિ તરફ લઈ જનાર હોય. ઉપનિષદ્ ઉત્તમ બુધ્ધિની ઉપજ છે એક દિવસ એવો અવશ્ય આવશે તથા લાવવોજ પડશે કે આ ઉપનિષદ્ જ જનતાનો ધર્મ થશે' મૈક્સમૂલરે લખ્યું છે—'ઉપનિષદ વેદાન્તનો પ્રથમ પ્રવાહ છે. તથા તે એવો નિબંધ છે કે જેમાં મને માનવીય ઉચ્ચતમ ભાવના પોતાના ઉચ્ચતમ શિખર ઉપર પહોચી દેખાય છે.' ખરેખર ઉપનિષદ એ એ અમૃત છે કે જેનું પાન કરી અનેક મહાનુભાવો સિધ્ધ, અનેક યોગિ, અનેક જીવનમુક્ત તથા અનેક બ્રહ્મલીન થઈ ગયા છે.

ઉપનિષદ્ જ્ઞાન ભંડાર છે. એમાંથીજ સમગ્ર શાસ્ત્ર, કર્તા, પદાર્થવિજ્ઞાન આદિ વસ્તુઓ પ્રકાશમાં આવી છે. ઉપનિષદ્ આ પ્રપંચમય સંસારનો નાશ કરવા એક અણમોલ અસ્ત્ર છે. ઉપનિષદ ક્રિયાત્મક વિદ્યા છે, કાલ્પનિક નહિ મનુષ્ય પોતાના જીવનમાં ઉપનિષદ્ શિક્ષાને વ્યવહારિકરૂપ આપીને પોતાને તથા સમાજને ઉન્નતિને શિખરે પહોચાડી શકે છે અને એ ઉન્નતિ કેવલ ભૌતિક નહિ. પરંતુ પારમાર્થિકી પણ હોય છે, ઉપનિષદ્ જ નિઃશ્રેયસના શનૈઃ શનૈઃ અધિકારી બનાવી શકે છે, ઉપનિષદ્ બતાવે છે કે 'મનુષ્ય અમરપુત્ર છે. પુરૂષ

સંયમી થઈને મોક્ષપદ અવશ્ય પ્રાપ્ત કરી શકે છે. કર્મફલનો ત્યાગ કરીને ઈશ્વરાર્પણ બુદ્ધયા નિષ્કામ કર્મ કરનાર યોગી લોકસંગ્રહી થઈ શકે છે. એ શિક્ષા ઉપનિષદ્ આપે છે. કેવલ ગોળ મધુર છે કહેવાથી મુખ મધુર થતું નથી. તેથી ઉપનિષદ્ બતાવે છે કે—કેવલ પુસ્તકોના સંગ્રહથી કે કેવલ પઠનપાઠનથી આત્મજ્ઞાન ઉપલબ્ધ થતું નથી પરંતુ આત્મજ્ઞાનાર્થે તો 'श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः' પહેલા ઉપદેશ સાંભળો અથવા ગ્રન્થાવલોકન કરો, પછી એકાન્તમાં એ ઉપર ખુબ વિચારપૂર્વક મનન કરો અને ત્યારબાદ ચિત્તવૃત્તિઓને સમેટી લઈને એટલે અન્તર્મુખ કરીને, મનને એકાગ્ર કરીને ધ્યાન ધરો. આથી મહાન જ્યોતિ, અખંડ આનંદ તથા સનાતન શાન્તિની પ્રાપ્તિ થશે. ઉપનિષદ્ એ પણ બતાવે છે કે ઉપદેશ આપવા માટે બ્રહ્મનિષ્ઠ, વેદજ્ઞાતા તપોધન ગુરૂ હોવો જોઈએ તથા શિષ્ય પણ પૂર્ણ અધિકારી.

આ પ્રમાણે સર્વતોમુખ દૃષ્ટિપાત કરવાથી જ્ઞાત થાય છે કે સંસારના પ્રત્યેક ક્ષેત્રમાં ઉપનિષદનો ઉપદેશ વ્યાપ્ત છે તથા અમૂલ્ય તથા અનુપમ છે. એ હિન્દૂજાતિ માટે તો ગૌરવની વસ્તુ છેજ પરંતુ સંસારની મનુષ્ય જાતિ માટે ગૌરવની વસ્તુ છે. હે ભાઈઓ, તમો તમારા જીવનને ઉપનિષદોના ઉપદેશાનુસાર બનાવો એથી તમને એ દિવ્ય ભવ્ય મહાશક્તિ પ્રાપ્ત થશે કે જેની મુઠ્ઠીમાં આ સમગ્ર પ્રપંચ સમાવેલો છે, એ શક્તિ પ્રાપ્ત થતા આધુનિક વિજ્ઞાન એ તમને એક રમત લાગશે. મૃત્યુ તમારો દાસ બની જશે, તમો જેના ઉપર નજર નાંખશો એ દેવતા બની જશે, સમાજમાં પગ મૂકશો ત્યાં શાન્ત વાયુમંડલ બની જશે, પૃથ્વી આંગણું બની જશે, આકાશ રંગમંચ બની જશે, તમારૂં જીવન સંગીતમય બની જશે, તમારી ગતિમાં રણચંડીનું અટ્ટહાસ બનશે, તથા તમારૂં પ્રત્યેક કાર્ય 'सत्यं शिवं सुन्दरम्' બનશે. આવા ધન્ય પુરૂષોનું અવનિતલ પર જે અવતરણ તથા સંચરણ એ આનન્દદાયિની શાન્તિસ્વરૂપા મન્દાકિનીને પ્રવાહિત કરવા માટેજ હોય છે કે જેમાં અવગાહન કરીને કરોડો સગરપુત્રો પોતાના અજ્ઞાનસ્વરૂપ દોષને દૂર કરી સુવર્ણ સમાન નિર્દોષ તથા ઝગમગતા પ્રદીપો બની જશે અને એ પ્રકાશ એવો ચિરસ્થાયી બનશે કે પછી અજ્ઞાનાન્ધકાર નામશેષ થઈ જશે. ભાઈઓ, આ ગૌરવ, આ મહત્તા ઉપનિષદની છે.

સંક્ષેપમાં ઉપનિષદ્ એ પ્રતાપી સુદર્શન ચક્ર છે કે જેનાથી સમગ્ર સંસાર જીતી શકાય છે, ઉપનિષદ એ અમર મહાધ્વનિ છે કે જેમાં લીન થયા બાદ

બ્રહ્મધ્વનિ કર્ણગોચર થતા નથી પરંતુ તેમા લીન થવાથી શુધ્ધબુધ્ધમુક્ત સ્વભાવ બનીને સચ્ચિદાનંદ સ્વરૂપ બની જવાય છે.

આ ઉપનિષદોમાંથી પરમપાવન ઈશાવાસ્યાદિ આઠ ઉપનિષદ્‌ અનુવાદ, વિશદ વિસ્તૃત હિન્દી ભાષ્ય તથા વિવરણ વિશેષ સાથે કાશીસ્થ ગીતાધર્મના સંસ્થાપક તથા ગીતાધર્મપરિવાર દ્વારા પાઠકોની સાંન્નિધ્યમાં ઉપસ્થિત થતા જોઈને અમે પરમ પ્રસન્નતાને અનુભવીએ છીએ. ઇત્યલમ્.





પ્રકૃતિવિકૃતિશૂન્યં ભાવનાતીતભાવં
સમરસમસમાનં માનસં બન્ધદૂરમ્,
નિગમવચનસિદ્ધં નિત્યમસ્મત્પ્રસિદ્ધં
હૃદિ કલયતિ વિદ્વાન્ બ્રહ્મ પૂર્ણં સમાધૌ.
અજરમમરમસ્તાભાસવસ્તુસ્વરૂપં
સ્તિમિતસલિલરાશિપ્રખ્યમાખ્યાવિહીનમ્,
શમિતગુણવિકારં શાશ્વતં શાન્તમેકં
હૃદિ કલયતિ વિદ્વાન્ બ્રહ્મ પૂર્ણં સમાધૌ.



## સંપાદકીય વકતવ્ય

ભૂતભાવન ભૂતપતિ શ્રી વિશ્વનાથના કૃપાકટાક્ષ તથા પરમપાવની ભગવતી ભાગીરથીની અગાધ અનુકંપાથી શ્રી વિશ્વેશ્વરની છત્રછાયા શ્રીકાશીપુરીમાં રહેવાનું સૌભાગ્ય ગત નવ વર્ષોથી પ્રાપ્ત થયુ છે. અધ્યયનકાલમાં પણ આધુનિક વિકટ સમયમાં ઉપાર્જન કરવું અનિવાર્ય થતા અંતિમ એકાદ વર્ષથી શ્રદ્ધેય સ્વામીજી મહારાજના અનુગ્રહથી 'ગીતાધર્મ'ની સેવાનો અને તે દ્વારા જનતા જનાર્દનની સેવા તથા સંપર્કનો લાભ અનાયાસે જ પ્રાપ્ત થયો. સંપાદન કાર્યના પ્રથમ વર્ષમાંજ વેદોના અગ્રભાગ તરીકે ગણાતા, જેની મહત્તા સંસારથી અવિદિત નથી એવા, જે દ્વારા આજે ભારતવર્ષ સંસાર ગુરૂનું ગૌરવ પ્રાપ્ત કરે છે, તથા આધ્યાત્મિક પથપ્રદર્શક તથા સનાતની શાન્તિનો સાચો સંદેશવાહક બની રહ્યો છે એવા, તથા જેમની પ્રશંસા કરવી કે ગુણ ગાવા એ સૂર્યને દીપક બતાવવા સમાન છે એવા, ગૂઢ ગંભીર ઉપનિષદોનું સંપાદન કરવાનો ભાર, તથા માણ્ડૂક્યોપનિષદ્ સાથેની, જે ગ્રન્થના અંતિમ ભાગમાં આપવામાં આવેલી છે એ ગૌડપાદાચાર્યકૃત કારિકાઓ, જે અદ્વૈતવાદનો આદિ સ્તંભ અથવા ભિત્તિ છે, જેના આધારે શ્રી શંકરાચાર્યે અદ્વૈતવાદનું સ્થાપન કર્યું છે એ કારિકાઓનું ભાષાન્તર કરવાનો તથા પ્રાક્કથનના અનુવાદનો ભાર પણ મારે મસ્તકે આવ્યો. ઉત્તરદાયિત્વ નિભાવવા પુરતો પ્રયાસ કરવામાં આવવા છતાં ત્રુટિ રહેવી એ સાધારણ તથા સહજ છે તો "गच्छतः स्खलनं क्वापि भवत्येव प्रमादतः। हसन्ति दुर्जनास्तत्र समादधति साधवः' ઉક્તિ પ્રમાણે મને ન હસતા, ક્ષમા પ્રદાન કરીને કૃપયા સુધાર માટે પ્રેરવામાં આવશે તો મહદુપકારી થઈશ અને પુનઃ સંસ્કરણના સમ્પાદન સમયે યોગ્ય સુધાર થશે.

અંતિમ પરબ્રહ્મ પરમાત્મા પાસે નમ્ર અભ્યર્થના છે કે ભગવાન પાઠકોને આ બ્રહ્મજ્ઞાનરૂપી અમૃતરસનું પાન કરાવી શનૈઃ શનૈઃ મોક્ષના વિકટપથાનુગામિ બનવાનું બલ આપે.

વિનીત—

માણેકલાલ ભાઈશંકર આચાર્ય. (હલવદકર)

# વિરાટ આરતી

(રાગ કેદાર)

હરિજૂ કી આરતી બની!
અતિ વિચિત્ર રચના રચિ રાખી પરતિ ન ગિરા ગની,
કચ્છપ અધ આસન અનૂપ અતિ ડાંડી સહસફની.
મહી સરાવ સપ્તસાગર ઘૃત બાતી સૈલ ઘની,
રવિ સસિ જ્યોતિ જગત પરિપૂરન હરતિ તિમિર રજની.
ઉડત ફૂલ ઉડુગન નભ અંતર અંજન ઘટા ઘની,
નારદાદિ સનકાદિ પ્રજાપતિ સુર નર અસુર અની.
કાલ કર્મ ગુન ઓર અંત નહિં પ્રભુ ઇચ્છા રચની,
યહ પ્રતાપ દીપક સુનિરન્તર લોક સકલ ભજની.
જાકે ઉદિત નચત નાના વિધિ ગતિ અપની અપની,
'સૂરદાસ' સબ પ્રગટ ધ્યાન મેં અતિ વિચિત્ર સજની.

પ્રભુની એવી વિચિત્ર જગદ્રચના છે કે જેનો મન, વાણીથી પાર પામી શકાતો નથી, એ પ્રભુની એવી આરતી થાય છે કે જેનો આધાર કાચબો છે, સહસ્ર ફેણાઓ સહિત શેષનાગ ઉપરની ડાંડી છે, પૃથ્વી વાટકી છે, સપ્તસાગરનું જલ ઘૃત છે, વિશાલ પર્વતો બત્તી (વાટ) છે, સૂર્યચન્દ્ર એ પ્રકાશમય પ્રદીપ છે, એ પ્રકાશ બ્રહ્માંડભાંડસ્વરૂપ પ્રભુના ઘરમાં જ્યોત ફેલાવે છે, તારાઓ પુષ્પાંજલિ છે, કાળા કાળા વાદળા ધુમાડો છે, નારદ, સનકાદિ, પ્રજાપતિ, સુર અસુર, આદિ સ્તુતિપાઠકો છે, કાલ, કર્મ, ગુણોથી જે ભગવાનનો અંત નથી, તથા ભગવાનની ઇચ્છાથી જે દીપકની અથવા આરતીની રચના કરવામાં આવી છે એવી અદ્ભુત આરતીથી મનુષ્યોએ પ્રભુને પૂજવા જોઈએ આરતીના આરંભથીજ ચરાચર પોતાના તાલ સાથે નાચ ગાન શરૂ કરે છે શ્રી કૃષ્ણચંદ્રના આજન્મસખા શ્રી ઉદ્ધવના અવતારરૂપ સુરદાસજી કહે છે કે હમેશના ધ્યાનમાં આ આરતીનું ધ્યાન કરવું જોઈએ એથી તે 'અણોરણીયાન્ મહતો મહીયાન્' અખિલ બ્રહ્માંડનાયક પરમાત્માનો સાક્ષાત્કાર થશે.

[ પ્રેષક—સ૦ ચિરંજીવલાલ વ્રજવાસી ]



सत्यदर्शन की आकाङ्क्षा ( ईश० मन्त्र १५ )

સત્યદર્શનની આકાંક્ષા ( ઈશ૦ મન્ત્ર ૧૫ )



ॐ નમઃ સચ્ચિદાનન્દાય

# ઈશાવાસ્યોપનિષદ્[1]

## વિદ્યાવિનોદ ભાષ્યસહિત

ગ્રન્થારંભક શાંતિપાઠ યથા—

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

અન્વય—અદઃ, પૂર્ણમ્, ઇદં, પૂર્ણં, પૂર્ણાત્, પૂર્ણમ્, ઉદચ્યતે, પૂર્ણસ્ય, પૂર્ણમ્, આદાય[2] પૂર્ણમ્, એવ, અવશિષ્યતે.

ભાવાર્થ—સત્યજ્ઞાનાત્મક કારણરૂપ બ્રહ્મ પૂર્ણ છે–અનંત છે. આકાશકાલાત્મક કાર્યરૂપ આ જગત પણ પૂર્ણ છે—અનંત છે. પૂર્ણ બ્રહ્મથી આ

૧—उप=पश्चात्, अन्ते, इति यावत्, निषीदति=तिष्ठति=निवसति, इत्युपनिषद् અર્થાત્ વૈદિક ગ્રન્થોના પરિશિષ્ટ રૂપ જે અંતિમ અંશ છે, તેને ઉપનિષદ્ કહે છે. અને વેદોનું અંતિમ તાત્પર્ય હોવાથી તે ભાગને વેદાંત પણ કહે છે. આ ઉપનિષદ્ કાણ્વ સંહિતા નામક યજુર્વેદનો છેવટનો ૪૦મો અધ્યાય છે, તેથી પણ તે વેદાંત છે.

૨—आदाय=गृहीत्वा, कार्यकारणरूपयोर्द्वयोरनन्तयो कार्यरूपमेकमपसार्य, इत्यर्थं, ज्ञानपूर्त्येन शून्यता नीत्वा, यज्जगत- स्वप्नवन्मायामयत्व सैवास्य शून्यता, અર્થાત્ જેમ રજ્જુના વિવર્ત સર્પમાં, દોરડીની લંબાઈ પ્રતીત થાય છે, તેવીજ રીતે બ્રહ્મના વિવર્ત આકાશાદિકોમાં બ્રહ્મની અનંતતા અનુમત છે. અહીં દોરડીની લંબાઈ સત્ય છે, સર્પની લંબાઈ જન્ય છે. એ રીતે બ્રહ્મનું અનંતત્વ તો સત્ય છે, અને આકાશાદિકની અનંતતા જન્ય છે. એ રીતે જગતની પૂર્ણતા પરબ્રહ્મમાં વિદ્યમાન છે.

પૂર્ણ જગત ઉત્પન્ન—આવિર્ભૂત થએલું છે. તથા પૂર્ણ જગતની પૂર્ણતાને પોતાનામાં લીન કરીને પૂર્ણ ( બ્રહ્મ ) જ બાકી રહે છે.

વિદ્યાવિનોદભાષ્ય—સંસારમાં જેટલા ઇંદ્રિયગોચર તથા ઇન્દ્રિયવિષયક પદાર્થ છે, તે સર્વ બ્રહ્મ દ્વારા પરિપૂર્ણ છે. આ અખિલ વિશ્વ પરિપૂર્ણ બ્રહ્મથીજ અભિવ્યક્ત થયેલું છે. એ પૂર્ણસ્વરૂપ બ્રહ્મની પૂર્ણતા જગતમાં વ્યાપ્ત હોવા છતાં પણ તેની પૂર્ણતામાં ક્ષતિ થતી નથી. ભાવ એ છે કે—પૂર્ણબ્રહ્મ ( કારણ બ્રહ્મ )થી પૂર્ણ જગત ( કાર્યબ્રહ્મ ) પ્રગટ થયું. તોપણ તે મૂળ પૂર્ણમાં કાંઈ પણ ઓછાપણું થતું નથી. જેમ કે—ગંગા પ્રવાહમાંથી હજારો ઘડા પાણી લઈએ તોપણ તેમાં જલ ઓછું થતું નથી. પૂર્ણ કદી ઘટતું નથી. એવા પૂર્ણની ઉપાસના કરનારાની સર્વ આવશ્યકતાઓ પરિપૂર્ણ થઈ શકે છે. લોકમાં રાજા અધિક શક્તિશાળી ગણાય છે, પરંતુ તે પોતાના અનુયાયિઓની બધીજ જરૂરિયાતો પુરી પાડી શકતો નથી. તેજ પ્રમાણે સિદ્ધ પિતર યક્ષ તથા દેવાદિ કોઈપણ કોઈની પૂર્તિ કરવામાં સમર્થ નથી. બસ એક એજ અદ્વય અપરિમેય-પરિપૂર્ણ તત્ત્વ છે કે જેની ઉપાસના કરનાર સર્વ કંઈ મેળવી લે છે.

અહીં 'શાન્તિઃ' એ શબ્દનો ત્રણ વાર પ્રયોગ કરવામાં આવેલો છે તેનાથી મનુષ્યને ઉપદેશ આપવામાં આવેલો છે કે—તે ત્રિવિધ દુઃખની અત્યંત નિવૃત્તિરૂપ પરમ પુરૂષાર્થના સાધનનો ઉદ્યોગ કરે.*

વિશેષ—અહીં 'ૐ' એ બ્રહ્મનો વાચક—સત્યાર્થનો વ્યંજક જે શબ્દ છે, તેનો સર્વ પ્રથમ પ્રયોગ કરીને એ બતાવવામાં આવ્યું છે કે—પ્રસ્તુતનિગૂઢ તત્ત્વ અતિદુર્બોધ હોવાથી ગંભીરતાથી તેનુ અનુશીલન કરવુ જોઇએ. આ બ્રહ્મવિદ્યા પરમ આદરણીયા છે, એ પણ તેનાથી સૂચિત કરવામાં આવ્યું છે. 'અવતીતિઓમ્' એ વ્યુત્પત્તિથી 'ૐકાર' ને રક્ષક બતાવવામાં આવ્યો છે, તેમ જ તે માંગલિક[1] પણ છે. ત્રણવાર 'શાન્તિ' શબ્દની આવૃત્તિના વિષયમાં વિચારશીલ કોઇ વિદ્વાન કહે છે કે—'વૈયક્તિક-શાન્તિ', 'સામાજીક-શાન્તિ' તથા 'સાંસારિક-શાન્તિ' ની પ્રાર્થના કરવી, એ શાન્તિત્રિકનો અભિપ્રાય છે.

---

* आध्यात्मिकम्, आधिभौतिकम्, आधिदैविकम् एतानि दुःखानि ,
तेषामत्यन्तनिवृत्तौ मुक्तिः सिद्ध्यति, अयमेव परमपुरुषार्थः ।

१—ओङ्कारश्चाऽथशब्दश्च द्वावेतौ ब्रह्मणः पुरा ।
कण्ठं भित्त्वा विनिर्यातौ तस्मान्माङ्गलिकावुभौ ॥

અથવા 'कश्चिद्दुःखभागा न भवेतु' એ શુભ સંકલ્પની સાથે જીજ્ઞાસુ પ્રાર્થના કરે છે કે—વિધિનિર્મિત સૃષ્ટિ શાન્ત વાતાવરણમાં વિકસિત થાઓ, વિષ્ણુ દ્વારા પ્રતિપાલિત જગત પોતાના સર્વ વ્યવહાર શાન્તિપૂર્વક સંપાદન કરી શકે, તથા રૂદ્રના કરેલા સંહાર-કાર્યનો સર્વ પ્રાણી શાન્તિની સાથે સ્વીકાર કરે. એ પણ ભાવ છે કે—પ્રત્યેક જીવ જાતનું ભૂત[2], વર્તમાન તથા ભવિષ્ય શાન્તિથી વ્યતીત થાઓ. ઇત્યાદિ અનેક અભિપ્રાય મહાત્માઓએ આ શાન્તિ-ત્રિકના બતાવેલા છે. અહીં તેમનું દિગ્દર્શન માત્ર કરાવવામાં આવેલું છે.

હરિઃ ॐ—પ્રથમ આત્મજ્ઞાનમાં સમર્થ અધિકારીને લક્ષ્ય કરીને શ્રુતિ ઉપદેશ કરે છે કે—

**ईशावास्यमिद ँ सर्वं यत् किञ्च जगत्यां जगत् ।**
**तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्य स्विद्द् धनम् ॥ १ ॥**

અન્વય—જગત્યામ્, યત્, કિંચ, જગત્, ઇદમ્ સર્વમ્, ઈશા, વાસ્યમ્, તેન, ત્યક્તેન, ભુંજીથાઃ, કસ્ય, સ્વિત્, ધનમ્, મા, ગૃધઃ.

ભાવાર્થ—વિશ્વમાં જે કોઈ પણ સ્થાવર-જંગમાત્મક પદાર્થ છે તે સર્વ જગન્નિયામક—સૃષ્ટિ, સ્થિતિ, લયકરણ સમર્થ—ઈશ્વરથી આચ્છાદન કરવાને યોગ્ય છે. એટલે કે સર્વ નામ, રૂપ, કર્મ વિકારવાન વસ્તુઓ ઉપર ઈશ્વર-શક્તિનો અધિકાર છે. અર્થાત્—એક પરમેશ્વરજ સત્ય છે, સોનામાં કટક-કુંડ-લાદિની પેઠે તેમાં જગત કલ્પિત છે. તેથી એષણાત્રય તથા વાસનાના ત્યાગ પૂર્વક પોતાનો નિર્વાહ કરો. કોઈનું ધન ગ્રહણ કરવાની અભિલાષા રાખશો નહી. અથવા ધન છે કોનુ ? તેના ઉપર વિચાર કરવાથી જણાશે કે—આ સંપૂર્ણ ધન જનતાનું છે, કોઈ વ્યક્તિ વિશેષનું નથી. તેથી તેના લોભનો ત્યાગ કરવો જોઇએ. વ્યવહાર દષ્ટિમાં—જ્યારે કે સર્વ કાંઈ આત્માનુંજ છે, અને જડ પદાર્થ ચેતનને આધીન રહે છે, એટલે એ ધન, પુત્ર, કલત્રાદિ પદાર્થ આત્માનાજ

---

૧—सर्वेऽत्र सुखिन सन्तु सर्वे सन्तु निरामया ।
सर्वेभद्राणि पश्यन्तु मा कश्चिद्दु खभाग् भवेत ॥

૨—ભૂતકાળની સાથે પણ શાંતિનો સંબંધ રહેવો ઇષ્ટ છે, ઘણા લોક પોતાના વીતેલા સમયનુંસ્મરણ કરીને વર્તમાનને કટુ બનાવી લે છે, જેનો ભવિષ્ય ઉપર પણ ખોરો પ્રભાવ પડે છે, તેમનો ભૂતકાળ પણ શાંત રહે એ અભિપ્રાય છે.

થયા, તો પછી અપ્રાપ્ત વિષયની આકાંક્ષા કરવી એ વ્યર્થજ છે. અને 'વાસ્તવમાં 'आत्मैव सर्वम्' જ્યારે એ વાત છે, ત્યારે આકાંક્ષાનો વિષયજ રહેતો નથી'. [ આ મંત્રમાં 'स्वित्' શબ્દનો વિદ્વાનોએ અનર્થક નિપાત કહેલો છે. પણ એ શબ્દ આક્ષેપાર્થક છે. ભલા ધન[2] કોનું છે ? ધન તો કોઇનું પણ નથી કે તેની ઇચ્છા કરાય, તેથી આકાંક્ષા ન કરો. એ સર્વ આત્માનુંજ છે, એવા પ્રકારની ઈશ્વર ભાવનાથી એ સર્વનો પરિત્યાગ થઈ જાય છે. ] ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એક અને અદ્વય આત્મા ચરાચરમાં વ્યાપ્ત છે. સર્વ સંસાર તેનામાંજ ભાસમાન થઈ રહેલો છે. તથા તેનેજ આશ્રયે છે. જેમ કરોળિયાની જાળ કરોળિયાથી ભિન્ન વસ્તુ નથી, તેજ પ્રમાણે, કારણ બ્રહ્મ પરમાત્મા તથા કાર્ય બ્રહ્મ જગત એકજ છે. કારણ કાર્યમાં વ્યાપ્ત થઇને રહે છે, આપણે જોઇએ છીએ કે—મૃત્તિકા ઘડા ગાગર આદિનું કારણ છે, અને ઘડા વિગેરેથી માટી કોઈ બીજી વસ્તુ નથી, કારણ કે મૃત્તિકાજ બીજારૂપે ઘડા આદિ નામથી ઓળખાય છે[3].

સર્વાચ્છાદક=સર્વવ્યાપક પરમાત્માની પ્રાપ્તિનું સાધન આત્મજ્ઞાન છે. વિષય વૈરાગ્ય વિના એટલે કે વાસનાના ત્યાગ વિના સર્વત્ર આત્મભાવના થઈ શકતી નથી. વિષયી એટલે કે સાંસારિક ભોગોનેજ સર્વકાંઈ સમજનારા લોક તો ઉલટા આત્મજ્ઞાનથી વિમુખ થઈ જાય છે. તેવાઓને સમજાવવાને સારૂ ઉપનિષદ્‌ની પ્રવૃત્તિ છે કે—ત્યાગથી કાળયાપન ( નિર્વાહ ) કરો, કોઇના ધનની ચાહના રાખશો નહી. કામિની પુત્રાદિકોમાં ધનજ પ્રધાન છે. બીજા શબ્દોમાં

---

૧—'લોભનો આશ્રય લઇને છળથી કે બળથી કોઇના ધનની આકાંક્ષા કરશો નહી' આ કથનથી વાસનાના ત્યાગનું વિધાન કરવામાં આવ્યું છે, કર્મત્યાગનું નહી. કારણ કે કર્મ પરાઙ્મુખ થવું એ ત્યાગનું દૂષણ છે.

૨—'ધન' ભોગ સાધનના બધા વિષયોનું ઉપલક્ષણ છે.

૩—એ સમજવું જોઇએ કે—બ્રહ્મ કારણ છે, અને જગત કાર્ય છે. આ જગતમાં મૃત્તિકાની પેઠે વ્યાપક ભાવથી બ્રહ્મ સ્થિત છે. પરંતુ એમ હોવા છતાં પણ આ જગત, મૃત્તિકાના વિકાર ઘટાદિની પેઠે, બ્રહ્મનો વિકાર કે પરિણામ નથી, પણ પ્રતિભાસ માત્ર છે. જેમ થોડા અંધારામાં દોરડીને દેખી સર્પનો ભ્રમ થાય છે અને પ્રકાશ થતાં તે ભ્રાંતિ જતી રહે છે, તેજ પ્રમાણે અજ્ઞાનથી બ્રહ્મમાં જગતનો ભ્રમ થઈ રહેલો છે, પરંતુ બ્રહ્મ જ્ઞાન થતાં જગતની નિવૃત્તિ થઈ જાય છે.

કહીયે તો ધનમાં સર્વ વિષય આવી જાય છે, તેથી પોતાનું કે પરાયાનું કોઇનું પણ ધન ગ્રહણ કરવાનો લોભ કરશો નહી. ધન આપણું નથી એ તો રાષ્ટ્રની વસ્તુ છે, એ સર્વની ચીજ છે, કોઈ પણ તેનો વ્યવસ્થાપક બની શકે છે, અધિપતિ નહી. માલિક તો પ્રભુ છે. તેનો પરોપકારમાં વ્યય કરીને જે બચે તેમાંથી આપણું કામ ચલાવવું જોઇએ. વિષયાકાર બાહ્ય પ્રવૃત્તિનો ત્યાગ કર્યા વગર, જીવ અંતર્મુખ થઈ શકતો નથી. તેથીજ ધનાદિ વિષયના ત્યાગનો ઉપદેશ કરવામાં આવ્યો છે.

વિશેષ—આ મંત્ર 'આત્મા સર્વત્ર વ્યાપ્ત છે' એ 'વિજ્ઞાન પક્ષ'નો બોધ કરે છે. 'ત્યાગ કરીને જીવનાનિર્વાહ કરો' એ 'સમાજ પક્ષ'ને સૂચિત કરે છે. તથા 'કોઇના ધન ઊપર પોતાનું સ્વામિત્વ સ્થાપિત કરશો નહી' એ 'ધર્મપક્ષ'નું કથન કરે છે.

પૂર્વ મંત્રમાં જે ત્યાગ કહેવામાં આવેલો છે તેનો સંબંધ વાસના—ત્યાગ સાથે છે, કર્મત્યાગ સાથે નહી, પ્રકૃત મંત્રમાં તેનેજ સ્પષ્ટ કરે છે. અથવા—આત્મજ્ઞાનમાં જે અસમર્થ હોય, તેમના પ્રતિ શ્રુતિ ભગવતી કહે છે કે—

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छत ँ समाः ।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥ २ ॥

અન્વય—કર્માણિ, કુર્વન્, એવ, શતં, સમાઃ, ઇહ, જિજીવિષેત્, એવમ, ત્વયિ, નરે, ઇતઃ, અન્યથા, ન, અસ્તિ, કર્મ, ન લિપ્યતે. ૨.

ભાવાર્થ—જે લોક આત્માના વાસ્તવિક તત્ત્વનું ગ્રહણ કરવામાં અસમર્થ છે, તેમને શાસ્ત્રવિહિત અગ્નિહોત્રાદિ નિત્યકર્મ કરતા કરતા દીર્ઘકાળ સુધી જીવિત રહેવું જોઇએ. (આ મંત્રમાં 'शतं समाः'નો યાવજ્જીવન અથવા દીર્ઘજીવન

---

१—यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् । (गी० १८-५)
नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्राऽपि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥ (गी० ३-८)
स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ॥ (गी० १८-४५)
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ (गी० १८-५)

કર્મ અંતરંગ છે, જીવન બહિરંગ છે. કર્તવ્યપાલન કરતાં જો શરીર નષ્ટ થાય તો તે ‡

અર્થ છે. વેદમાં 'शतायुर्वै पुरुषः' આદિ જે વચનો મળે છે તેનો અભિપ્રાય પણ આજ છે. ) તેના સિવાય કેવળ મનુષ્યત્વના અભિમાનયુક્ત તથા આત્મજ્ઞાનથી રહિત મનુષ્યને સારૂ, બીજો કોઈ ઉપાય નથી, કે જેનાથી કર્મ લિપ્ત (બંધન) ન કરી શકે.

કર્મ, અકર્મ તથા વિકર્મ, કર્મના આ ત્રણ ભેદો પૈકી અહીં પ્રથમ (કર્મ) વિવક્ષિત છે. સાંસારિક લોક તો કર્મ કરેજ, પરંતુ જીવનમુક્તોએ પણ 'यद्यदाचरति श्रेष्ठ.' એ ન્યાયે લોકોપકારને સારૂ કર્મોનો આદર કરવો જોઇએ. કહ્યુ છે કે—'न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किञ्चन नानवाप्तमवाप्तव्यं वर्त्त एव च कर्मणि। (ગી૦ ૩ ૨૨) 'न हि कश्चित् क्षणमपि जातुतिष्ठत्यकर्मकृत' આ શાસ્ત્રથી તેમજ લોકવ્યવહારથી પણ જોવામા આવે છે કે—કર્મ તો સર્વ કરે છે, નકામો છેજ કોણ? વળી સદાએ જીવવાની કોને ચાહના નથી? તેથી કર્મ કરવાની તથા સો વર્ષ સુધી (પરમાયુ પર્યંત) જીવિત રહેવાનો ઉપદેશ આપનારો આ મંત્ર શાસ્ત્રીય યજ્ઞાદિ કર્મ કરવાની તથા સદાચારયુક્ત જીવન વ્યતીત કરવાની આજ્ઞા આપે છે. તે કહે છે કે-સદાચારી બનીને પૂર્ણ આયુષ્ય ભોગવો તથા બરાબર વિહિત કર્મોમા લાગેલા રહો. કર્મયોગીને સારૂ કાંઈ પણ કઠણ કે અપ્રાપ્ય રહેતું નથી. શુભ કર્મ કરવામાં ઘણો લાભ છે. એક યજ્ઞ કર્મનેજ લો—તેમાં દેવકોટિ રૂપમાં પ્રભુની ઉચ્ચશક્તિ તથા વિશાળ ઐશ્વર્યની સ્મૃતિ થાય છે ઋષિયો અને પિતૃઓ પ્રતિ કર્તવ્યપાલન, વર્તમાન કાળના વિદ્વાનોનો સત્કાર તથા સ્વ સમાન અનેક વ્યક્તિયોના સત્સંગનો લાભ થાય છે તેમજ દાન, સન્માનના રૂપમા અનેક દીન દુઃખિતો તથા કારીગરો આદિને સહાયતા મળે છે. તેનાથી પણ જે અપૂર્વ-એક તરેહનું ખાસ પુન્ય ફળ- ઉત્પન્ન થાય છે. તેનુ પ્રતિપાદન મહર્ષિયોએ મીમાંસા આદિ શાસ્ત્રોમા કરેલુજ છે

વિ૦વિ૦ ભાષ્ય—વાસના દોષ વિવર્જીત, નિર્વિકલ્પ-સમાધિ-સંપન્ન, તત્ત્વવેત્તાને સારૂ પહેલા મંત્રમા સર્વોચ્ચ અધિકારનું વર્ણન કરવામા આવ્યું છે. આ મંત્રમા સકામ તથા પુણ્યવાન વ્યક્તિને સારૂ બીજા અધિકારનુ વર્ણન છે વિષયવાસના રહેવા છતાં પણ, પાપવૃત્તિને છોડીને જો વિહિત કર્મ અર્થાત્-સાધક નિયમિત રીતે પુણ્યકર્મમા લાગેલો રહે તો જરૂર તેનો અભ્યુદય (આ લોકમા

‡ આવકાર દાયક છે. અહીં એ સમજવાની વાત છે કે—કેવળ કર્મ કરવાને સારૂજ જીવિત રહેવુ એમ નથી. પણ તેને સારૂ વખત આવે તો જીવનોત્સર્ગ સુધી કરવામાં ચુકવુ જોઇએ નહીં

ઉન્નતિ ) થાય, અને નિયમિત અભ્યુદય થતો રહેવાથી, નિઃશ્રેયસ ( મુક્તિ ) થાય, એ પણ નિશ્ચિત છે.

મનુષ્યે લોક-સંગ્રહાર્થ કર્મ કરવાં એ જરૂરનું છે, તેણે તેમ કરતાં સો વર્ષ સુધી અગર તો વધારેમાં વધારે વખત સુધી જીવિત રહેવું જોઈએ. વિષય-રત-મનુષ્યની જીવન શક્તિ ક્ષીણ થઈ જાય છે. તેમાં તર્ક કે દલીલ કરવા જેવું નથી. છ ઋતુઓ સુધી કોઈ પણ સદાચાર કે દુરાચારનું પાલન કરી તેની ખાતરી કરી શકે તેમ છે. જે ભોગોમાં ફસાવા છતાં પણ પોતાના કર્મોનો ત્યાગ નથી કરતા એવા મનુષ્યને કર્મોથી થનાર દોષ લાગતા નથી. જે મનુષ્ય જ્ઞાનાધિકારી છે તે દેવતાઓની સર્વોચ્ચ શ્રેણીમાં પરિગણિત થાય છે. જે કર્માધિકાર સંપન્ન છે તે નર શ્રેણીમાં ગણાય છે. તથા જે જ્ઞાનકર્મ બંનેથી રહિત છે તે અસુરોની પંક્તિમાં બેસવા યોગ્ય છે[1]. ૨.

વિશેષ—આ મંત્રમાં સમાજ પક્ષનું ઘણુંજ ઉત્તમ વર્ણન કરવામાં આવ્યુ છે. યથા—' કામ સારાં કરતા રહો, અધિકથી અધિક જીવો, બ્હીશો નહી—તમારે કોઈ અશુભ કર્મફળમાં ( શુભમાં પણ ) બંધાવુ પડશે, તો પછી વિહિત કર્માનુષ્ઠાન વગર બીજો કોઈ ઉપાય પણ નથી.' આ ઉપદેશથી સમાજને કર્મવીર થવાનું પ્રોત્સાહન આપવામાં આવ્યું છે. વૈદિક તથા લૌકિક સર્વ સત્કર્મ, દેશની સમૃદ્ધિની અભિવૃદ્ધિનું કારણ છે, તથા તે સ્વસ્થ અને અન્તર્રાષ્ટ્રીય જગતમાં સ્વરાષ્ટ્રનું સન્માન વધારે છે. ૨.

હવે અજ્ઞાનિયોની નિંદાને સારૂ આ મંત્રનો આરંભ થાય છે. યથા—

---

૧—વેદાંતશાસ્ત્ર નિષ્કામ કર્મને અધિક મહત્વ આપે છે, કારણ કે તેનું ફળ વ્યાપક હોય છે. સકામ કર્મફળ થોડી વ્યક્તિયો સુધીજ મર્યાદિત રહે છે. નિષ્કામ કર્મના ઉદાહરણ ધર્મૈક પ્રવણ સર્વાત્મદર્શી, નિષ્કામ કર્મકર્તા એ મહાપુરૂષો છે કે જેઓ આજ સુધી જનતા જનાર્દનની આસ્તિક ભાવનાનું સુરક્ષણ કરતા આવ્યા છે. પરંતુ પ્રકૃત મંત્રમાં સકામ કર્મ કરતા પુરૂષોને વિહિત કર્મ કરવાની આજ્ઞા આપેલી છે કારણ કે તેઓ આત્મજ્ઞાનમાં અસમર્થ છે. તેમાં દેશોદ્ધારક નતી, નિ સ્વાર્થ કર્મ પરાયણ પહેલાના તથા આજકાલના રાષ્ટ્ર નેતાઓ છે કે જેઓએ સર્વ સાધારણનાં હિતસાધન કરવામાં પોતાનું સર્વસ્વ આપેલું છે અને આપે છે. આ મંત્રમાં લોકોન્નતિના પ્રત્યક્ષ અધિકારનું પ્રતિપાદન કરવામા આવ્યું છે તથા આનાથી પહેલાનામાં નિ શ્રેયસનો સાક્ષાત અધિકાર વર્ણિત છે.

**असुर्या नाम ते लोका अन्धेन तमसाऽऽवृताः ।**
**ताꣳ स्ते प्रेत्याऽभिगच्छन्ति ये के चात्महनो जनाः ॥३॥**

અન્વય—અસુર્યાઃ, અન્ધેન, તમસા, આવૃતાઃ, તે, લોકાઃ, યે, કે, ચ, આત્મહનઃ, જના, તે, પ્રેત્ય, તાન્, અભિગચ્છન્તિ. ૩.

ભાવાર્થ—* જે કોઈ મનુષ્ય આત્મઘાતી થાય છે તે મરણ પછી ઘોર અંધકારવાળા અસુર્ય અર્થાત્ નીચ યોનિયોમાં ગમન કરે છે.

જો કે નિત્ય—વ્યાપક આત્માનો ઘાત સંભવ નથી, પણ જે પોતાના શરીરને સ્વયં નષ્ટ કરી દે છે, તેના પ્રતિ લોકમાં આત્મઘાતીનો વ્યવહાર કરવામાં આવે છે. એ રીતે અહીં પ્રથમ મંત્રમાં ઉપદેશ કર્યા પ્રમાણે જીવિત રહેવાની ઇચ્છાની અવજ્ઞા કરીને જેઓ અજર અમર આત્માને જરામરણાદિ ધર્મવાળો માને છે તેમને અહીં 'आत्महन' કહેલા છે. અર્થાત્ જેઓ આત્માને યથાર્થરૂપમાં જાણતા નથી તેમને અહીં આત્મઘાતી કહેલા છે. અજ્ઞાનીલોક, અવિદ્યાને વશીભૂત થઈને, આત્માના શુદ્ધ બુદ્ધ આદિ સ્વરૂપને ન જાણીને, દેહ તથા ઇંદ્રિય આદિના જન્મમરણાદિ વિવિધ ધર્મોનું આત્મામાં આરોપણ કરીને અસંખ્ય

---

* पूर्वमन्त्रेण जिजीविषा विधायानेनाऽऽत्मघातं प्रत्यवायप्रदर्शनमुखेन निषेधयति ।

અર્થાત્ પૂર્વમંત્રમાં જીવવાની ઇચ્છા રાખવાનું વિધાન કરવામાં આવ્યું છે. આ મંત્રમાં પ્રત્યવાય દેખાડીને આત્મઘાતનો નિષેધ કરે છે. જો કે સાક્ષાત નિષેધ કરેલો નથી, પણ—

'फलं यस्यानभिमतं कर्माऽपि तदनभिमतम्'

( જેનું ફળ સારૂં નથી તે કર્મ પણ સારું નથી. એ ન્યાયથી નિષેધ આવી જાય છે )

१—सुषु कर्मणि रमन्ते इति सुरा सर्वप्राणिहिते रता आत्मारामा विद्वांसः ।
तद्विपरीता असुरा क्रूरकर्मरता प्राणिपीडाशीलाः परघातकाः ॥

૨—જેમ કોઈ સારા આદમીને મિથ્યા દોષ લગાડવો તેને સાચો વધ કહે છે, અથવા તો શુદ્ધ વસ્તુને કલંક લગાડવું તે તેનું હનન છે તેજ પ્રમાણે આત્મામાં પાપિત્વ આદિ જે અધ્યાસ ( આરોપ ) છે, તે તેનો ઘાત ( હિંસા ) છે. અહીં પરઘાતી અસુરોને જેવા કે [illegible] આત્મઘાતીને ખરાબ ગણ્યા કહેલા છે. જે આત્મઘાત કરવાનું સાહસ કરે છે તેને ગાઢ અંધકાર રૂપ [illegible] છે?

દુઃખોનો અનુભવ કરે છે. અવિદ્યાને વશીભૂત થઇ એ અજ્ઞજન અસૂર્ય અગર વૃક્ષાદિ સ્થાવર તથા શ્વ-શૂકરાદિ નિમ્નતમ યોનિયોને પ્રાપ્ત થાય છે. તેથી આત્મજ્ઞાન સંપાદન કરવાને સારૂ પૂર્વ મંત્રનું વિધાન અવશ્ય અનુષ્ઠેય છે. ૩.

**વિ૦ વિ૦ ભાષ્ય**—મુમુક્ષુના અધિકાર, પુન્યાત્માના અધિકાર તથા પાપાત્માના અધિકાર એ ત્રણુ સ્વાભાવિક અધિકાર છે. અહીં ત્રીજો અધિકાર વિવક્ષિત છે. ઇંદ્રિયવેગથી સંચાલિત થઇને અવિહિત કર્મ કરવાથી જે દશા પ્રાપ્ત થાય છે, તે આ મંત્રમાં બતાવેલી છે. ઇંદ્રિયસેવા દ્વારા જીવ વિષયાકારવૃત્તિને ધારણુ કરી જેટલો અધિક વિષયી બને છે, તેટલોજ તે જડતાને પ્રાપ્ત થાય છે. એજ અહીં 'आत्महन' શબ્દનું પ્રયોજન છે. જે ઇંદ્રિય-આરામનેજ સર્વ કાંઈ સમજનારા પાપપરાયણુ થશે તેમની ગતિ જરૂર અત્યંત નિકૃષ્ટ યોનિયોમાં થશે, અર્થાત્ પાપભોગના લોકમાં થશે, તેમાં કાંઈ પણુ સંદેહ નથી.

સંક્ષેપમાં શ્રુતિ ભગવતીની આજ્ઞા છે કે—આત્માને ઓળખો, પ્રથમ પોતે પોતાને જાણો, અને પછી આત્મભાવનાને વિશ્વમાં ફેલાવી દો. જે અસત્યભાષણુ આદિ કુકૃત્ય કરે છે, તેઓ આત્માનો ઘાત કરે છે, કારણુ કે આત્મા સત્સ્વરૂપ છે, તેને અસત્કર્મ અરૂચિકર છે. ઇંદ્રિયોને વશ ન થાઓ, નહીં તો સંસારચક્રમાં વારંવાર કચરાતાં સર્વથી નીચેની યોનિયોમાં જવું પડશે કે જ્યાં અનાત્મજ્ઞ—અસુર જાય છે.

**વિશેષ**—દધીચિઋષિની પેઠે પરોપકારાર્થે દેહનો ત્યાગ કરવો, શૂરવીરોનો રણુક્ષેત્રમાં દેહ પડવો, યોગિયોનો સ્વ ઇચ્છાએ દેહત્યાગ તથા પતિવૃતા આદિકોનું ચિતા—અધિરોહણુ આદિવ્યવહાર આત્મઘાતની કોટિમાં આવતાં નથી. પ્રાચીન તથા આધુનિક પરાર્થે દેહનો ઉત્સર્ગ કરનારા ધર્મવીર તથા રાજનીતિજ્ઞજન પણુ આ શ્રેણીમાં આવતા નથી, તેમજ બીજાના પ્રાણુના રક્ષણુ અર્થે પોતાના રક્તનું દાન કરનારા, અને ડુબતા કે બળતાને બચાવવાને પોતે ડૂબે કે બળી જાય તેઓ પણુ આ કોટિમાં આવતા નથી. જે લોક આત્મારામ હોય છે, જે કુકર્મી છે, સ્વાર્થી છે, ભોગી છે તથા આયુષ્યનો ક્ષય કરનારાં કર્મ કરે છે, એવા આત્મઘાતી જે અધોગતિને પ્રાપ્ત થાય છે તેનું વર્ણન આ મંત્રમાં કરવામાં આવેલું છે.

અહીં એ 'સમાજ-પક્ષ'નું દિગ્દર્શન કરાવવામાં આવેલું છે કે જે પોતાની સંભાળ રાખવામાં બેદરકાર રહે છે. પહેલા બે મંત્રોમાં આત્મોન્નતિના માર્ગનું અવલંબન કરવાનું કહેવામાં આવેલુ છે, જે તેનો ત્યાગ કરે છે તે આત્મહનન એટલે કે આત્માની અવનતિના માર્ગે ચડે છે. 'એવો સમાજ અનિષ્ટ છે' જો કે એ વાત આ મંત્રમાં સ્પષ્ટ પણે કહેવામા આવી નથી, તોપણ ભાવાર્થમાં તે આવી જાય છે. પોતાને નષ્ટ કરવાની કોઈ ઇચ્છા રાખતું નથી, તેનાથી કોઇને લાભ થતો નથી. તેથી આત્મપૂજક થવુ એજ શ્રેયસ્કર છે. ૩.

જે આત્માને ન જાણવાથી અજ્ઞાની લોક આવાગમન ( જન્મમરણ ) ના સાંસારિકચક્રમા ફરતા રહે છે, તથા તેના જ્ઞાતા મુક્ત થઈ જાય છે, તે આત્મતત્ત્વ શી વસ્તુ છે? એ આકાંક્ષાની શાંતિને સારૂ કહે છે કે—

अनेजदेकं मनसो जवीयो
नैनद्देवा आप्नुवन् पूर्वमर्षत् ।
तद्धावतोऽन्यानत्येति तिष्ठत्
तस्मिन्नपो मातरिश्वा दधाति ॥ ४ ॥

અન્વય—તત્, અનેજત્, એકમ્, મનસઃ, જવીય, દેવા, પૂર્વમ, અર્ષત્, એનત્, ન, આપ્નુવન્, તત્, તિષ્ઠત્, ધાવતઃ, અન્યાન્, અત્યેતિ, તસ્મિન્, માતરિશ્વા, અપ., દધાતિ. ૪.

ભાવાર્થ—બ્રહ્મ સ્વયં એક અને નિશ્ચળ છે, તેમજ મનના કરતાં અધિક વેગવાન છે. સર્વવ્યાપક હોવાથી ઇંદ્રિયો તેને પ્રાપ્ત કરી શક્તી નથી. તે સ્વય અવિક્રિયરૂપથી સ્થિત છે, તોપણ દ્રુતગામી ( વેગવાળા ) વાયુ-કાળ મન આદિને ઓળગીને સદાએ આગળ સ્થિત રહે છે. કર્મફળવિધાતા હિરણ્યગર્ભ બ્રહ્મની સત્તાથી સત્તાવાન તથા ક્રિયાવાન થઇને પ્રાણિયોની પ્રાણધારણ ક્રિયા સંપાદન કર્યાં કરે છે. તેજ અગ્નિનું દહન તથા જ્વલન, સૂર્યનુ વિશ્વપ્રકાશન તથા મેઘોનું જળવર્ષણ આદિ કર્મસમૂહ, પૃથક પૃથક રૂપથી કરાવે છે. ૪.

૧—પહેલા મંત્રમાં 'ईशावास्यम्' એમ કહેલું છે, પણ તે 'ઈશ' કેવો છે? તે‡

**વિ૦ વિ૦ ભાષ્ય**—આત્મામાં ક્રિયા નથી, તે એક છે, પરંતુ મનથી અધિક વેગવાળો છે, અહીં 'તે ક્રિયાથી રહિત છે તથા વેગ ( ક્રિયા ) વાળો છે' એવી શંકા કરવી નહીં. કારણ કે મન જે જે પદાર્થના સંકલ્પ કરે છે ત્યાં ત્યાં તે જાય છે, પરંતુ આત્મા તો ત્યાં પહેલેથીજ પહોંચેલો હોય છે. નેત્રાદિકોથી

‡ કહેલું નથી. આ મંત્રમાં તેના ગુણોનુ વ્યાખ્યાન કરવામાં આવે છે—'अनेजत्' આત્મતત્ત્વ હાલતું ચાલતું નથી, ક્યાં હાલ ચાલે ? કારણ કે તે સર્વત્ર વ્યાપક છે, તેથી તે સ્થાવર જડ પદાર્થથી ભિન્ન છે, જડ ગતિમાન હોય છે. કારણ કે માયિક પદાર્થ સદાએ એકરસ રહી શક્તો નથી. 'एकम्'—એ આત્મા અખંડ છે, નિરવયવ છે તેથી તે દેહથી વ્યતિરિક્ત છે, કારણ કે દેહ સાવયવ છે. 'मनसो जवीयः'—આત્મા મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારરૂપ અંતઃકરણથી જે સુખ દુઃખ ભોગવે છે, તેનાથી ભિન્ન છે. ગરમ લોખંડને ટીપતાં જેમ અગ્નિને આઘાત પહોંચતો નથી, તે પ્રમાણે મન દુઃખાદિકોથી ઘેરાય છે પણ આત્મા નહીં. આત્મા મનથી વેગવાન છે. મન અવશ્ય ચંચળ છે, તે જેનો સંકલ્પ કરે છે ત્યાં જાય છે, પરંતુ આત્મા તો ત્યાં પહેલેથીજ મોજૂદ છે. 'नैनद्देवा आप्नुवन् पूर्वमर्षत्'—આત્મતત્ત્વને 'દેવ' ( ઇંદ્રિયો ) પામી શક્તી નથી. ઇંદ્રિયો બહિર્મુખ છે તે અંતરાત્માનાં દર્શન કેવી રીતે કરી શકે ? એ પણ છે કે—આત્મા અત્યંત નિકટ છે, તેથી ઇંદ્રિયો તથા મન તેને જોઈ શક્તાં નથી, જેમ કે આંખો સર્વ કાંઈ દેખે છે પણ તેમાં આંજેલા કાજળને જોઈ શક્તી નથી તેમજ મન પોતાના પરિમાણને ગ્રહણ કરી શકતું નથી. 'तद्धावतोऽन्यानत्येति तिष्ठत्'–કાળ, વાયુ આદિ દોડતા બીજા પદાર્થોથી પણ પહેલાં ત્યાં આત્મા પહેલેથીજ વિદ્યમાન છે, કે જ્યાં કાળ, વાયુ આદિ દોડીને પહોંચવાની ઇચ્છા રાખે છે. વ્યક્તિમાં ઇંદ્રિયો દોડ-ધામ મચાવી રહી છે, સમાજમાં મનુષ્ય દોડા દોડી કરે છે, વિશ્વખંડમાં સૂર્ય, ચંદ્ર નક્ષત્ર સુધાંત અહર્નિશ ગતિમાન રહે છે. તેઓ, કે કોઈ પણ ગમે તેટલા વેગથી દોડે પણ તે બ્રહ્મથી અધિક દોડી શક્તા નથી. તે જ્યાં જાય છે ત્યાં બ્રહ્મ પહેલેથીજ પહોંચેલા હોય છે. 'तस्मिन्नपो मातरिश्वा दधाति'–પ્રાણ આદિકથી પણ આત્મા ભિન્ન છે, કારણ કે આત્મતત્ત્વયુક્ત દેહમાં માતરિશ્વા ( પ્રાણવાયુ ) હૃદય-સ્પન્દન, રસ, રક્ત સંચાલન આદિ કર્મ કરે છે, તેથી પ્રાણાદિ આત્માની અપેક્ષા રાખે છે, પરંતુ આત્મા નિરપેક્ષ છે.

'प्राणचेष्टादयस्तु सत्यपि देहे मृतावस्थायां न भवन्ति' એ શંકર ભગવત્પાદનું વચન છે. તે સત્ય છે, મન આદિ ચિદાભાસ ( अविद्याया शुद्धचैतन्यस्याऽऽभासः ) ની સત્તાવાળા થાય છે. 'तस्मिन्नपो०' એ વાક્યના વિદ્વાનોએ જુદી જુદી રીતે અર્થ કરેલા છે, પરંતુ ભાવ એકજ નિકળે છે.

પણ તે ત્યાં પહેલેથીજ સ્થિત છે કે જ્યાં તેઓ જવાની ઇચ્છા રાખે છે, ઇન્દ્રિયોનો સ્વભાવ બહારની બાજુએ દોડવાનો છે, તેથી તેઓ અંતરાત્માને કેવી રીતે જાણી શકે ? આત્મા સુમેરૂ પર્વત જેવો નિશ્ચળ છે, તોપણ શીઘ્ર ગમનશીલ વાયુ—મન આદિને ઓળંગીને આગળ જાય છે, તથા તે પરમાત્માથી પ્રેરિત હિરણ્યગર્ભરૂપ સમષ્ટિ વાયુ, સર્વ પ્રાણિયોના કર્મોને કરાવે છે. આ સંસારમાં જે જે વ્યાપાર થતા રહે છે તે સર્વ ચેતન આત્મતત્ત્વના આધાર ઊપરજ થાય છે. તેના વગર કોઈ ચેષ્ટા સિદ્ધ થતી નથી.

એ સિદ્ધ છે કે—પ્રભુજ સર્વ શક્તિયોનો આશ્રય છે, તેથી તેની પાસેથી અભિષ્ટ સામર્થ્ય પ્રાપ્ત કરવું જોઇએ. જે અલ્પ છે, જે પોતે બીજાની શક્તિથી શક્તિશાળી છે, તેમની પાસે માગણી કરનારાઓની સર્વ ઇચ્છાઓ પૂર્ણ થઈ શકતી નથી, આશ્રય લેતો પૂરાનો લે, શરણાગતને સમર્થજ ઉગારી શકે છે. લોકમાં એ દ્રષ્ટાંત પણ છે કે—ગહન વનમાં શિકાર કરવાને ગએલા રાજાને, પોતાના સાથિયોથી વિખુટા પડતાં, રસ્તો ભુલી જવાથી એક જંગલી ભિલની ઝુંપડીમાં રાતે વિશ્રામ લેવો પડ્યો. પ્રાતઃકાલે જતી વખતે, સત્કારથી સંતુષ્ટ થએલા રાજાએ પોતાનું ઠેકાણું બતાવી તે ભીલને પોતાને ત્યાં આવવાનું કહ્યું. થોડા દિવસ પછી તે વનવાસી રાજાને ત્યાં એવે સમયે પહોંચ્યો કે જે વખતે તે પૂજા—પાઠ પછી હાથ જોડીને ઈશ્વરની પ્રાર્થના કરતો હતો. એ દેખીને તે ભીલે પૂછ્યુ—તમે કોને, શા માટે હાથ જોડી રહ્યા હતા ? રાજાએ જવાબ દીધો કે—હું પ્રભુને હાથ જોડી રહ્યો હતો, કે તે મારી રક્ષા કરે, મારી પાસે કોઈ વસ્તુની કમી ન રહે, એટલે કે મારા યોગક્ષેમની પુર્તિ કરે. એ સાંભળીને વનવાસી એ કહ્યું—ત્યારે તો હું પણ તેની પાસેથી તે વસ્તુ માગી લઇશ, કે જે આપને સર્વૈશ્વર્યસંપન્ન સમજીને, આપની પાસે માગવાની, મારી ઇચ્છા હતી. 'એવુ' કહીને તે સરળસ્વભાવ વનવાસીમનુષ્ય તેને રોકાવાનો આગ્રહ કર્યા છતાં પણ તેના વૈભવપુર્ણ મહેલની બહાર ચાલ્યો ગયો.

વિશેષ—આ મંત્રમાં 'વિજ્ઞાન-પક્ષ'નુ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. જેને જાણવાથી સર્વ કાંઈ જાણી જવાય છે તેના ગુણ આ મંત્રમાં બતાવેલા છે. અહી 'ઋષ ગતૌ' ધાતુથી 'અર્ષત્' શબ્દ બનેલો છે. તેનો અર્થ છે—ગતિ સ્ફૂર્તિ આપનાર, સંચાલક, પ્રયોજક તથા પ્રેક્ષક, આ શ્રુતિમાં 'દેવ'નો અર્થ 'ઇન્દ્રિયો' છે. 'દિવુ ધાતુ'ના ક્રીડા-વિજીગીષા આદિ ઘણા અર્થ છે. તેથી કોઈ વિદ્વાનનું કથન છ કે—દેવોનાં 'વ્યક્તિગત દેવ', 'માનવસમાજસ્થ દેવ',

તથા 'વિશ્વસ્થિત-દેવ' એ ત્રણ ક્ષેત્ર છે. વ્યક્તિમાં સ્થિત આંખ-કાન આદિ દેવ ( ઇન્દ્રિયો ) બહિર્મુખ હોવાથી અંતરાત્માનો સાક્ષાત્કાર કરી શક્તી નથી. નૃપ, શૂર, વિદ્વાન, શિલ્પી, વ્યાપારી આદિ સમાજના દેવપણ પોતાના કામોમાં અહર્નિશ વ્યગ્ર રહેતા હોવાથી પરમાત્મતત્ત્વને પ્રત્યક્ષ કરી શક્તા નથી. તથા વિશ્વના દેવ સૂર્ય, ચંદ્રમાં, અગ્નિ તથા વાયુ આદિ પણ તેને જાણી શક્તા નથી. સ્વલ્પ બૃહતને, ખરાબર જાણી શકતુ નથી. પક્ષી આકાશમાં કયાં સુધી ઉડી શકે ? હાં, જે નિઃસંગ છે—બાહ્ય વ્યાપારોથી ઉપરત છે અને અંતર્મુખ છે, તે તેને જાણી શકે છે.

અહીં 'અપઃ' શબ્દનો અર્થ 'કર્મ' છે. ( અપ ઇતિ કર્મનામ, ઇતિ નિઘણ્ટુઃ ) વાત એવી છે કે—અગ્નિહોત્રાદિ જેટલાં પણ શ્રૌતકર્મ છે, તેમાં સોમરસ, ઘી અને દૂધની જરૂર પડે છે. તેમના વગર તે કર્મ નિષ્પન્ન થતાં નથી. એ સંબંધથી 'અપ' શબ્દનો કર્મોમાં પ્રયોગ કરવામાં આવ્યો છે. અગર એ અર્થ પણ થઈ શકે છે કે પ્રાણિયોની ચેષ્ટારૂપ જે અપ એટલે કે કર્મ છે, અથવા—અગ્નિ, સુર્ય આદિનું જે જ્વલન, પ્રવહન, પ્રકાશ તથા વૃષ્ટિલક્ષણ અપ યાને કર્મ છે, તેમને તે તે કર્મ કરનારામાં પ્રથક્ સ્થાપિત કરે છે અગર તો ધારણ કરે છે, કોણ ? 'માતરિશ્વા' તેને જ્ઞાન ક્રિયા-શક્તિમાન હિરણ્યગર્ભ પણ કહે છે—સમષ્ટિ સૂક્ષ્મ-શરીર-સહિત ચેતનને હિરણ્યગર્ભ કહે છે. અને ( પંચ-મહા ) ભૂત થઇને તે બ્રહ્મજ સર્વ કાંઈ કરે–કરાવે છે. ૪.

એકવાર કહેલો વાત, મંત્રોમાં બીજીવાર પ્રતિપાદન કરવાની શૈલી જોવામાં આવે છે. 'એકવાર કહેલી વાત બીજી વાર ન કહેવાય', મંત્રોમાં એ આળસ માન્ય નથી. અહીં પુનરૂક્તિ દોષની આશંકા પણ કરવી નહી, કારણ કે શ્રુતિ ભગવતી મુમુક્ષુઓને દ્રઢ અભ્યાસને અર્થે વારંવાર એકજ વિષયનો ઉપદેશ આપ્યા કરે છે. આત્મતત્ત્વ એટલું તો ગહન છે કે તેને પુનઃ પુનઃ કહેવા સાંભળવા તથા મનનાદિ કરવા છતાં પણ અંતર્મુખ-સમાધિનિષ્ટ યોગી સુધાંત પણ ઘણે પ્રયાસે તેને હૃદયંગમ કરવામાં સમર્થ થાય છે, તો પછી બીજીની તો વાતજ શી ? તેથીજ ઉક્ત અર્થનું ફરી વર્ણન કરે છે, યથા—

**तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके ।**
**तदन्तरस्य सर्वस्य तदु सर्वस्याऽस्य बाह्यतः ॥ ५ ॥**

અન્વય—તત્, એજતિ, તત્ ન એજતિ, તત્ દૂરે, તત્ ઉ, અન્તિકે, તત્ અસ્ય, સર્વસ્ય, અન્તઃ, તત્ ઉ બાહ્યતઃ. ૫.

ભાવાર્થ—આત્મા વાસ્તવમાં એકરસ છે, પણ તેમાં ઉપાધિ[1]ભેદથી જે વિચિત્રતા આવી ગએલી છે, તેનેજ પ્રકારાંતરે કહે છે કે—આત્મા તો સ્વભાવથી જ ક્રિયાહીન ( નિશ્ચળ ) છે, પરંતુ ઉપાધિની ક્રિયા, એ તેની ( આત્માની ) ક્રિયા પ્રતીત થવાથી તે ( આત્મા ) ચળ પ્રતીત થાય છે. તેથીજ કહ્યું છે કે—તે વાયુ આદિ રૂપથી ચાલે છે. પણ એ ઈશ્વરરૂપ આત્મતત્ત્વ અવિક્રિય હોવાથી સ્વતઃ ચાલતુ નથી. તે અજ્ઞાનીલોકથી દૂર છે, કારણ કે તેને તેનું જ્ઞાન નથી, અજ્ઞાની લોક કરોડો જન્મોમાં પણ તેને જાણી શકતા નથી. પરંતુ વિદ્વાનોને તે અત્યંત સમીપ પણ છે, કારણ કે તેઓ તેને વ્યાપક રૂપથી જાણે છે. આત્મા આ દ્રષ્યાદ્રષ્ય, ચરાચર સર્વ જગતની મધ્યમાં સ્થિત છે. તથા પ્રિય અપ્રિય આદિ પ્રકારની પ્રતીતિ વિષયક—નામરૂપાત્મક અખિલ જગતની બહાર પણ નિરતિશય સૂક્ષ્મ હોવાથી આકાશવત્ વ્યાપક છે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—જો કોઈને તત્ત્વકથન ( યથાર્થવાદ ) કરવાનું આવ ઠતું હોય તો, તેને સમજાવવામાં ગમે તો તેની તેજ વાત ફરી ફરીને પ્રકારાંતરે કહેવી પડે તોપણુ તેમા આળસ કરવી જોઇએ નહી. એ ઉપદેશને આ મંત્ર પુષ્ટિ આપે છે. મંત્રોમાં આળસ હોતી નથી, તેથી આત્માના વિષયમાં પહેલા મત્રમાં જે કહેવામાં આવેલું છે તેના વિશેષ પ્રતિપાદનને અર્થે ફરી પણ અહીં કહે છે કે—આત્મા વાસ્તવમાં નિષ્ક્રિય હોઈને પણ ગમનાદિ વ્યાપાર કરે છે, તેથી તે ઘણા આશ્ચર્યની વસ્તુ છે. પણ તેનો અભિપ્રાય એ છે કે—નિરૂપાધિક આત્માનું સ્વરૂપ ગમનાદિથી સર્વથારહિત છે, પણ દેહાદિ ઉપાધિના સંબધથી આત્મામા ગમનાદિ પ્રતીત થાય છે, પણ તેઓ ભ્રમ સિદ્ધ છે. એ પણ આશ્ચર્ય છે કે—આત્મા દૂર પણ છે અને પાસે પણ છે. અજ્ઞાનિયોને તે કરોડો જન્મમા પણ તે દૂરજ રહેવાનો, પરતુ જ્ઞાનિયોને તે અત્ય ત સમીપ છે. કારણ કે તે તો તેમનું સ્વસ્વરૂપજ છે, તથા એ આત્મતત્ત્વ સર્વ પ્રપચની અદર બહાર પરિપૂર્ણ છે.

---

૧—ઉપાધિ=ભેદક ધર્મ, જેમ આકાશ સર્વવ્યાપક છે, પરતુ ઘટ અને ગૃહ આદિ દ્વારા પરિચ્છિન્ન ( સીમાબદ્ધ ) છે તેથી જ એ ઘટાકાશના નામથી વ્યવહારમાં બોલાય છે. ઘટ તથા ગૃહ ઉપાધિયો તે અનત આકાશને ઘટાકાશ, મહાકાશના રૂપમાં પ્રથક્ કરી દે છે તેજ પ્રમાણે સર્વવ્યાપક આત્માની દેહ–ઇંદ્રિયો તથા બુદ્ધિ આદિ ઉપાધિયો છે. આત્મા સ્વત નિષ્ક્રિય છે, કેવળ ઉપાધિદ્વારા સક્રિય દેખાય છે

એવા અતુલશક્તિ–ભાણ્ડાગાર, સુલભ, સુગમ આત્મદેવતાની ઉપાસના છોડીને જે યક્ષ–ભૂતાદિ તુચ્છ, સ્વલ્પસામર્થ્ય જીવોની આરાધના કરે છે, તેમણે તેમ ન કરતાં તેની શરણમાં જવું જોઇએ કે જેની પ્રાપ્તિના લાભથી ચઢિયાતો બીજો લાભ બ્રહ્માંડમાં કોઈ છેજ નહીં. ભક્ત લોક રામ, કૃષ્ણ આદિ વ્યષ્ટિને આત્મદેવતાની સમષ્ટિરૂપમાં દેખે છે, તેથી તેમને દરેક પરમાણુમાં રમારમણ રામજ રમતા દેખાય છે. તેજ આધારે તુલસી–સ્મૃતિમાં ‘સિયારામમય સબ જગ જાની’ કહેવામા આવેલું છે, નહી તો શ્વાન કે વાંદરાંને કોઈ સિયારામ કેવી રીતે માની લે ? ૫.

**વિશેષ**—પ્રથમ મંત્રમાં જે ‘ईशावास्यम्’ કહેલું છે તેનોજ આ મંત્રમાં પણ સ્પષ્ટ કરીને ઉપદેશ કરવામાં આવ્યો છે, તથા આશ્ચર્યનો પણ સમન્વય કરવામાં આવ્યો છે. મનુષ્યનો સર્વાત્મભાવ જેટલો જેટલો વધતો જાય છે તેટલોજ તે ઉન્નતાવસ્થાને પ્રાપ્ત થતો રહે છે. જ્યારે આત્મા સર્વમાં છે, ત્યારે પોતાનામાં પણ જરૂર હોવાનો, તેમજ બીજા મનુષ્યોમાં પણ જરૂર હોવાનો, ત્યારે તો આત્મતત્ત્વભાવનાનો અભ્યાસ પોતાનાથીજ કરવાનું શરૂ કરી દેવું જોઇએ. પછી તે ભાવનાને ‘सर्वं खल्विदं ब्रह्म’ એ ધારણાની સાથે પોતાના કુટુંબ, પછી અન્ય મનુષ્યો, પછી પ્રાણીમાત્ર, અને પછી આખા વિશ્વમાં ફેલાવી દો. તે પછી તેને અસીમમાં જઇને મેળવી દો. આ સોપાનઅધિરોહણ ઉપાસનાક્રમનું જે ફળ થાય છે તેને સંતજનજ બતાવી શકે છે. અધુરાના વશની તે વાત નથી. આ મંત્રમાં ‘વિજ્ઞાન પક્ષ’નું સુંદર પ્રતિપાદન કરવામા આવ્યુ છે.

પ્રથમ જે આત્મઘાતનો નિષેધ કરવામાં આવેલો છે, તે અજ્ઞાનીજનના ઉદ્દેશથી કરવામાં આવેલો છે. આ મંત્રમાં જ્ઞાની પુરૂષને લક્ષ્ય કરીને આત્મહનનનું નિરાકરણ કરે છે, યથા—

**यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति ।**
**सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥ ६ ॥**

અન્વય—યઃ, તુ[1], સર્વાણિ, ભૂતાનિ, આત્મનિ, એવ[2], અનુપશ્યતિ[3], સર્વભૂતેષુ, ચ, આત્માનમ, તતઃ ન, વિજુગુપ્સતે. ૬.

१—तुशब्दः पक्षान्तरं निरूपयति, एवार्थको वा ।
२—परतो भूतानामात्मना सह भव्यादित्यर्थः ।
३—गुरुदयापादिभूत्यनुरूपा विज्ञानात्मनाकयति ।

ભાવાર્થ—પહેલા બે મંત્રોમાં જે ઈશના ગુણોનું વર્ણન કરવામાં આવ્યું છે તેનું કેવળ વાર્તાવિનોદના આનંદ માત્રનું ફળ નથી, જેમ કાવ્યમાં શબ્દોનો આડંબર અગર તો અર્થનો આડંબર વાંચીને સમજીને ક્ષણિક આનંદનો અનુભવ કરી લેવામાં આવે છે અને પછી તેને છોડી દેવામાં આવે છે. એ રીતે અહીં આત્મતત્ત્વનું નિરૂપણ કેવળ શાબ્દિક બોધના સારૂજ કરવામાં આવેલું નથી. તેને મનુષ્ય આચરણમાં લાવે, મનમાં ગોઠવે, સ્વભાવમાં દાખલ કરે અને કાર્યમાં પરિણત કરી દે, તેને સારૂજ તેનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, એવી સ્થિતિમાં મનુષ્યમાં જે સમબુદ્ધિ ઉત્પન્ન થાય છે તેનું આ મંત્રમાં પ્રતિપાદન કરવામાં આવેલું છે. અર્થાત્ આત્મનિરૂપણનું એજ ફળ છે કે—મનુષ્ય સમદર્શી થાય યથા—

જે વિદ્વાન્ આ સચરાચર પ્રાણીમાત્રને આત્મસ્વરૂપ પરમેશ્વરમાંજ સાક્ષાત્ જાણે છે—અવલોકન કરે છે, તે સર્વભૂતોમાં આત્માને 'અહમેવ સર્વભૂતેષ્વવસ્થિતઃ' એટલે કે હુંજ સર્વપ્રાણિયોમાં સ્થિત છું, એવુ દેખે છે.' અર્થાત જેમ આકાશમાં સર્વભૂત અવસ્થિત છે અને આકાશ સર્વ પ્રાણિયોમાં (વસ્તુ માત્રમાં) અનુસ્યૂત (ગુંથાએલું) છે, તેજ પ્રમાણે સર્વ જીવાત્મા પરમાત્મામાં માળાના દોરાની પેઠે, સર્વમાં પરોવાયલા છે. ઠીક, તો પછી ઉક્ત કથનમાં આ ઠેકાણે શું પરિણામ નિકળ્યુ ? તેનો ઉત્તર એ છે કે—' ततो न विजुगुप्सते ' એટલે કે જ્યારે મુમુક્ષુને અભેદ–જ્ઞાન થયુ તો પછી તે કોઇની શા માટે નિંદા કરે ? કારણ કે તે પોતાનાથી કોઇને ભિન્ન તો દેખતોજ નથી. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—પ્રથમ જે આત્મતત્ત્વનું નિરૂપણ કરેલું છે, તેના યથાર્થ જ્ઞાનનું જે ફળ થાય છે, તેનું આ મંત્રમાં પ્રતિપાદન કરવામાં આવેલું છે. જે વિવેકશીલ પુરૂષ આદિ બ્રહ્માથી લઇને કીડી પર્યંત સર્વ ભૂતોને આત્મામા કલ્પિત દેખે છે, તથા એ ભૂતોમાં આત્માને અધિષ્ઠાન-સત્તા પ્રદાતાના રૂપમાં જાણે છે, તે વિવેકી પુરૂષ કદી પણ કોઇની નિંદા કરતો નથી, તેથી તે કોઈ પણ દુઃખને પ્રાપ્ત થતો નથી.

નિંદા કોઇની પણ કરવી જોઇએ નહી, પરદોષને પ્રગટ કરવો એજ નિંદા છે. તેથી લોકસંગ્રહમાં બાધા (અંતરાય) આવે છે, આપણો અમૂલ્ય સમય બરબાદ થાય છે, સ્વ પર અશાંત થવાય છે, પછી ' अशान्तस्य कुतः सुखम् ' નો

વિશેષ—અભિપ્રાય એ છે કે—અજ્ઞ-અનજાણુને તો વિચાર હોતો નથી, તે તો સર્વત્ર ભેદજ દેખવાનો, તેથી કોઇના પ્રતિ ઘૃણા પણ થાય, તે ઘૃણામાં વૃદ્ધિ થતાં તે ક્રોધમાં પરિણત થવાની અને તેના પ્રભાવમાં પડેલો મનુષ્ય આત્મઘાત તથા પરઘાતમાં પ્રવૃત્ત થઈ જાય છે. જેટલી પણ નિંદાઓ છે તે વિષમદર્શીના મનમાં સ્ફુરે છે. સમદર્શીની ભૂમિ એવા પાકને સારૂ પ્રતિકૂળ છે. એટલે કે સમદ્રષ્ટિના મનમાં નિંદાનો ભાવ પેદા થતો નથી. તેથી તે સર્વ પ્રકારની નિંદાઓથી રહિત હોવાથી ઉદારદ્રષ્ટિ થઈ જાય છે–'वसुधैव कुटुम्बकम्' થઈ જાય છે. તેમને માટે વિશ્વપ્રેમી, જગદ્બંધુ થઈ જવું એ સ્વાભાવિક વાત છે. સર્વત્ર સમદર્શન હોવાથી તેની દોષદ્રષ્ટિ જતી રહે છે. તે એ સમજીલે છે કે–'न किंचिदपि तत्रानभीष्टम्, सर्वं तत् सुकृतम्' આ જે ઇશ્વરપ્રેરિત સંસારચક્ર ચાલી રહ્યું છે, એ ઠીકજ છે. આ પ્રકારની જે દ્રઢ નિશ્ચયાત્મિકા શાંતિનો ઉદય થાય છે, તેનેજ 'વિશ્વપ્રેમ' કહે છે.

આ મંત્રમાં જે સામાજીક–પક્ષ, ધાર્મિક-પક્ષ તથા વૈજ્ઞાનિક-પક્ષનું વર્ણન કરવામાં આવેલું છે તેના ઉપર મનુષ્ય જો ધ્યાન આપે તો સંસારના અધિકાંશ બખેડા, કપૂર જેમ આપોઆપજ ઉડી જાય છે તેમ આપોઆપજ સમાપ્ત થઈ જાય.

વસ્તુ માત્રમાં આત્મા, અને આત્મામાં સર્વ વસ્તુ સમાએલી રહે છે, એ સંવેદ્ય વિજ્ઞાન છે. ભૂતમાત્રની જુગુપ્સા—તિરસ્કાર કરવો નહી, એ સામાજીક પુષ્ટિ છે. તથા ઉક્ત ઉપદેશોનું, નિશ્ચયપૂર્વક પ્રતિપાલન કરવું એ ધર્મ છે ૬.

કેવળ જુગુપ્સા અગર તો નિંદાથીજ આત્મઘાત થાય છે, એમ નથી, પણ શોક મોહાદિકથી પણ એમ થાય છે. તેથી જ્ઞાનારૂઢ દશામાં જુગુપ્સાનું પ્રતિપાદન કરીને, અર્થાત્ મનુષ્ય જ્યારે જ્ઞાન પ્રાપ્ત કરે છે, તે સમયે તેને નિંદા કરવાની ભાવના રહેતી નથી, એ વાત કહીને, હવેના મંત્રમાં જ્ઞાન-પરિપાક-દશામાં એટલે કે સારી રીતે જ્ઞાન થઈ ગયા પછી શોક, મોહાદિક રહેતાં નથી, તેનુ પ્રતિપાદન કરે છે કે—

**यस्मिन्त्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः ।**
**तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥ ७ ॥**

અન્વય—યસ્મિન્, સર્વાણિ, ભૂતાનિ, આત્મા, એવ, અભૂત્, વિજાનત:, એકત્વમ્, અનુપશ્યત:, તત્ર, ક: મોહ:, ક: શોક: ? તત્ર અવિદ્યાજાતયો: શોકમોહયો: અસમ્ભવપ્રદર્શનેન સંસારનિવૃત્તિરપિ સૂચિતા ભવતિ, ઇતિ નિષ્કર્ષ:. ૭.

ભાવાર્થ—સર્વત્ર આત્મભાવ વિષયક, જે વાત પહેલાં કહેવામાં આવી છે, તેને ફરી કહે છે કે—જે કાળમાં અગર જે ઇશ્વરસ્વરૂપ પરમાત્મામાં જ્ઞાનવાન પુરૂષ, બ્રહ્માથી લઈને તૃણપર્યંત સર્વ ચરાચરાત્મક ભૂતોને 'સર્વભૂતાસ્માઽહમેવ' એ બોધથી પોતાનોજ આત્મા સમજીલે છે, તે કાળમાં અગર આત્મામાં સર્વ જગોએ એકાત્મજ્ઞાનવાન પુરૂષના આત્માને આવરણ કરીલેનારો મોહ, કે વિક્ષેપ કરનારો શોક થતો નથી. કારણ કે જ્યારે મૂલરૂપ અવિદ્યાજ નષ્ટ થઈ ગઈ કે પછી તેનાથી ઉત્પન્ન થનારા મોહ-શોક બિલકુલ, જરાપણ રહેશેજ નહીં.

વિ૦ વિ૦ ભાષ્ય—જે વિદ્વાને જ્ઞાન થયા પછી ચરાચર ભૂતોને પોતાનો આત્માજ માની લીધો છે, તથા જેણે ગુરૂ અને શાસ્ત્રોના ઉપદેશથી આત્માની એકતાનો નિશ્ચય કરી લીધો છે, વિવેકી પુરૂષને જ્ઞાનકાળમાં, અગર તો આત્મામાં આવરણરૂપ મોહની તથા વિક્ષેપરૂપ શોકની નિવૃત્તિ થઈ જાય છે. જ્ઞાનીના એકલા શોક-મોહજ દૂર થતા નથી, પરંતુ તેમનું કારણ મૂલ અવિદ્યા પણ નષ્ટ થઈ જાય છે. એટલે બીજનો નાશ થવાથી, શોક-મોહ ફરી અંકુરિત થતા નથી. બ્રહ્મજ્ઞાન અને મોહ-શોક, તેજ અને અંધારાના માફક તે એક જગ્યાએ રહી શકે નહીં. જ્ઞાન—સદ્ભાવનામાં સમૂળ—મોહ—શોક રહેવા પામતાજ નથી.

સમસ્ત સંસાર મોહ-શોકના ચક્કરમાં પડી દુઃખી થઈ રહ્યો છે. વસ્તુઓને ઈષ્ટ માનીને તેમનામાં, ગોળમાં મંકોડાની પેઠે એવો લપટાઈ જાય છે કે, પોતે પોતાને પણ ભૂલી જાય છે. સંસારીજીવ ચાહના રાખે છે કે—પોતાની વહાલી ચીજો નષ્ટ ન થઈ જાય, ભ્રષ્ટ ન થાય, મારાથી દૂર ન થાય તથા પોતાને અપ્રાપ્ય ન રહે. પરંતુ માયાના પદાર્થોમાં સદા એક—રસતાનો સંભવજ નથી, તેઓ અગર તેમના અંશ સદા બદલાવાજ રહે છે. બગડતાજ રહેવાના એવા અવશ્યંભાવિભાવોને સારૂ મોહ—શોક શા માટે ?

તેથી પોતાને સારૂ ઓછામાં ઓછી વસ્તુઓનો સંગ્રહ કરો, જ્યાં સુધી

બની શકે ત્યાં સુધી પોતાની જરૂરિયાતોને ઓછી કરો. પ્રારબ્ધવશ કદી પદાર્થોનો સંગ્રહ કરો તો તે બીજાને સારૂ કરો મોહમાં ફસાશો નહીં. જો ઇષ્ટ વસ્તુ નષ્ટ થઈ જાય, કે ન મળી શકી, કે કોઈ બીજાને મળી ગઈ તો તેના સારૂ શોકાકુળ ન થાઓ. ઉદ્યોગમાં લાગેલા રહો, પણ તે મોહ શોકનો ત્યાગ કરીને. મોહ–શોકની આત્યંતિક નિવૃત્તિના ઉપાયનો જે ઉપદેશ આ મંત્રમાં આપવામાં આવ્યો છે, તેને આચરણમાં લાવવાનો યત્ન કરો. ॥ ૭ ॥

વિશેષ—જે સમયે જે આત્મામાં સર્વભૂતમાત્ર આત્માની સાથે એકાકાર અને અભિન્નતાની પ્રતીતિ થઈ જાય છે, તે સમયે અદ્વૈતદર્શન-સંપન્ન આત્મજ્ઞાનીને શોકનો અવકાશજ ક્યાં છે ? અને મોહપણ ક્યાં છે ? શોક–મોહાદિક વૃત્તિયોથી તેને કોઈ પ્રકારની બાધા થઈ શક્તી નથી. અહીં મોહ–શોક, સર્વ વગેરેના ચિત્તવિકારોનાં ઉપલક્ષણ છે, તાત્પર્ય એ નિકળ્યુંકે—સર્વાત્મદ્રષ્ટા જ્ઞાનીને મોહ–શોક તો શું પણ કોઈ પણ પ્રકારનો ચિત્તવિકાર થવા પામતો નથી. એ ઉપદ્રવોનું મૂળજ [1]કપાઈ જાય છે. તેથીજ એકત્વદર્શી જ્ઞાનવાનને મોહનામ—કામ, ક્રોધ, લોભાદિ કૃત પ્રમાદ તથા શોકનામ–વિત્ત, પુત્ર, કલત્રાદિના નાશથી ઉત્પન્ન થનારા તાપ રહેતાજ નથી. જ્યારે કે જ્ઞાનથી પ્રપંચ મિથ્યા પ્રતીત થવા માંડે, ત્યારે મોહ–શોકાદિ પણ વિધિપ્રપંચ ( સૃષ્ટિ ) રૂપ હોવાને કારણે, મિથ્યાજ જણાવા માંડે છે. 'પ્રપંચઃ સત્યઃ' એટલેકે 'આ જગત્ સાચુ છે' એવુ જાણનારાના હૃદયમાં વાસનાજાળ ઉત્પન્ન થાય છે, તેનાથી રાગ–દ્વેષાદિ તથા તેનાથી મોહ શોકાદિ ઉત્પન્ન થાય છે. અને જ્યારે જ્ઞાનીએ સર્વ જગતને આત્મસ્વરૂપ સમજીને તેને[2] મિથ્યા સમજી લીધું હોય છે ત્યારે તેની વાસનાજાળ સ્વયં શાંત થઈ જાય છે. પછી રાગદ્વેષકૃત મોહ–શોકાદિકોનો અવસરજ રહેતો નથી.

આ મંત્રમાં આપેલા સર્વાત્મદર્શનના ઉપદેશને આચરણમાં લાવનાર મનુષ્ય સર્વોચ્ચ ભૂમિકાનો અધિકારી થઈ જાય છે. પૂર્વમંત્રોમાં જે આત્માનું પ્રતિપાદન કરવામાં આવ્યુ છે "તે આત્માને સર્વભૂતોમાં, તથા સર્વભૂતોને એ આત્મામાં" ઓતપ્રોત દ્રષ્ટા તથા "આત્મૈકત્વના મહિમા" નો અનુભવ કરનાર જ્ઞાનયોગીનો, આ મંત્રથી 'આ અખિલ વિશ્વ આત્માજ છે" અથવા તો "આત્મ-

૧—અવિદ્યા-અજ્ઞાનજ નષ્ટ થઈ જાય છે.

૨—પ્રપંચને.

શક્તિથી નિર્મિત છે" "શક્તિ તથા શક્તિમાનમાં કાંઈ ભેદ નથી" ઈત્યાદિ ભાવનાઓ દ્રઢ થઈ જાય છે. આ મંત્રમાં એજ વિજ્ઞાન-પક્ષનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. ॥ ૭ ॥

ઉપર્યુક્ત મંત્રોથી જે આત્માનું વર્ણન કરવામાં આવ્યું છે, તે પોતાના સ્વરૂપથી કેવા લક્ષણવાળો છે, તેનું હવેના મંત્રમાં બોધન કરે છે—

**स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरꣳ शुद्धमपापविद्धम् । कविर्मनीषी परिभूः स्वयम्भूर्याथातथ्यतोऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥ ८ ॥**

અન્વય—શુક્રમ્[1], અકાયમ્, અવ્રણમ્, અસ્નાવિરમ્, શુદ્ધમ્, અપાપવિદ્ધમ્, કવિ:, મનીષી, પરિભૂ:, સ્વયમ્ભૂ:, સ:, પર્યગાત્, યાથાતથ્યત:, શાશ્વતીભ્ય:, સમાભ્ય:, અર્થાન્, વ્યદધાત્ ॥ ૮ ॥

ભાવાર્થ—આત્મા દીપ્તિમાન, અક્ષત, કારણ[2]-સૂક્ષ્મ[3]-સ્થૂળ[4] શરીરથી રહીત, નિર્મળ, ધર્માધર્મવર્જીત, સર્વદર્શી, સર્વજ્ઞ, સર્વોપરિવર્તમાન અને સ્વયભૂ છે. એ સ્વયપ્રકાશ પરમાત્મા સમસ્ત વસ્તુઓને વ્યાપ્ત કરીને વિદ્યમાન છે. તથા તેણે સંવત્સરાધિપતિ ચિરતન પ્રજાપતિયોનાં કર્તવ્ય ( વિષય સમૂહ ) ને યથાર્થ રૂપમાં વિભક્ત કરી દીધાં છે. ॥ ૮ ॥

---

૧—'शुक्रम' થી લઈને 'अपापविद्धम' નાં જેટલાં વિશેષણ છે તેમને પુલ્લિગમાં ગણી લેવાં, કારણકે મંત્રમાં 'सः' એ પુલ્લિગથી ઉપક્રમ ( પ્રારંભ ) તથા 'कवि' આદિથી ઉપસંહાર ( સમાપ્તિ ) કરવામાં આવ્યો છે.

૨—શુદ્ધ સત્ત્વગુણયુક્ત માયા, એ ઈશ્વરનું કારણ શરીર છે, તથા મલિન સત્ત્વગુણસહિત તથા વાસનામય અનાદિ અવિદ્યાંશ, જીવનું કારણ શરીર છે.

૩—પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન, એ પાંચ પ્રાણ તથા શ્રોત્ર, ત્વચા, નેત્ર, રસના, ઘ્રાણ એ પાંચ જ્ઞાનેન્દ્રિય, તથા વાક્, પાણિ, પાદ, પાયુ, ઉપસ્થ, એ પાંચ કર્મેન્દ્રિય તથા મન ( ચિત્ત ), બુદ્ધિ ( અહંકાર ) એ સત્તર તત્ત્વોના સમુદાયને જીવનું સૂક્ષ્મ શરીર કહે છે. અને સમસ્ત જીવોનાં સૂક્ષ્મ શરીર મળીને ઈશ્વરનું સૂક્ષ્મ શરીર કહેવાય છે.

૪—જીવોનાં સ્થૂળશરીર તો વ્યષ્ટિ રૂપે ( એક એક ) પ્રત્યક્ષજ છે, તથા સમસ્ત સ્થૂલબ્રહ્માંડ ઈશ્વરનું સ્થૂળશરીર છે એજ શરીરોમાં પંચીકૃત અંતર્ગત છે

વિ૦ વિ૦ ભાષ્ય—શ્રુતિ ભગવતી મુમુક્ષુ–જીજ્ઞાસુઓને વારંવાર આત્મદેવનો પરિચય કરાવે છે, કારણ કે આત્મતત્ત્વ અતિ ગહન છે. તેથી તેનો બોધ કરાવવામાં વેદ આળસ નથી કરતો. જેમકે—આત્મા વ્યાપક છે, સ્વયંજ્યોતિ છે, લિંગ શરીર, નાડી અને વ્રણથી રહિત છે. વ્રણ–નાડીના અભાવથી સ્થૂળશરીરથી રહિત હોવાનું સૂચિત થાય છે. શુદ્ધ છે, તેથી કારણ શરીરથી રહિત છે, ધર્મ અધર્મથી રહિત સર્વનો દ્રષ્ટા છે. મનને પ્રેરણા કરવાવાળો છે અને પરિભૂ છે. ભાવ એ છે કે જે સર્વના ઉપર છે અને સ્વયંભૂ એટલે કે પોતેજ ઉપર અને પોતેજ નીચે છે, એ પરમાત્મા પ્રજાપતિ રૂપે સર્વપ્રાણિયોનાં કર્મો તથા તે કર્મનાં ફળને યથાર્થ રૂપથી ધારણ કરે છે.

પરમાત્મા 'પરિભૂ' એટલેકે સર્વથી શ્રેષ્ટ છે, તથા સ્વયંભૂ એટલેકે પોતાના જ સામર્થ્યથી સ્થિત રહેવાવાળો છે, તેને કોઈ બીજાની સહાયતાની જરૂર નથી. આ મંત્રમાં આત્મદેવના બીજા પણ જે ગુણોનું વર્ણન કરવામાં આવ્યું છે, તેમનો જ્ઞાનથી અનુભવ કરનારા જ્ઞાની પણ તે ગુણોથી યુક્ત થઈ જાય છે. 'સેવત તુમહિ તુમ હીં હોઈ જાઈ', એજ ભાવનાથી કહેલું છે—'ब्रह्मविदाप्नोति परम्' બ્રહ્મવેત્તા બ્રહ્મજ થઈ જાય છે.

વિશેષ—એ યથોક્ત આત્મતત્ત્વજ્ઞ પુરૂષ, જગતના બીજ ભૂત–તેજોરૂપ, જે સૃષ્ટિ રચવાની શક્તિથી સંપન્ન છે, એવા 'શુક્ર' ને સર્વ દેશ તથા સર્વ કાળમાં જાણે છે[1]. આ મંત્રમાં 'શુક્ર[2]' શબ્દે કરીને, પુત્રોત્પાદનપરાયણ-સાંસા-

---

૧—બ્રહ્મજ્ઞાની જ્યાં જે અવસ્થામાં જેવો રહે છે ત્યાંજ તે બ્રહ્મતત્ત્વને દેખે છે. કારણ કે જ્ઞાનીના ચિત્તમાં બ્રહ્મતત્ત્વનું સદૈવ સ્ફૂરણ થતું રહે છે. તેથી એ સિદ્ધ થાય છે કે—જ્ઞાનવાનનું ચિત્ત સદા વ્યાધિરહિત હોય છે. સ્વાધ્યાય કરનારનાં ચિત્ત હમેશાં સ્વસ્થ રહે છે, વસ્તુતઃ સ્વાધ્યાય ( વેદાધ્યયન ) કર્તવ્ય કર્મોમાં સર્વથી પહેલું કામ કહેલું છે. શ્રી શંકર ભગવત્પાદે કહ્યું છે કે—'वेदो नित्यमधीयताम्' એટલે કે વેદનો પ્રતિદિન પાઠ થવો જોઈએ. 'वेदान्तवाक्येषु सदा रमन्तः कौपीनवन्तः खलु भाग्यवन्तः' એટલે કે જે વેદાંતશાસ્ત્રનું શ્રવણ મનન તથા નિદિધ્યાસન કરે છે, એ અખંડ સદાચરણપરાયણ પુરૂષથી કોઈ વધારે ભાગ્યવાન નથી.

૨—સમસ્ત સંસારના પ્રાણી 'शुक्र' ના વ્યાપારમાં પ્રવૃત્ત છે. યથા—જ્ઞાનીજન તો જગત્બીજભૂત "शुक्र' ( બ્રહ્મ ) માં રત છે, તથા સંસારીલોક સંતાનબીજભૂત શુક્ર ( વીર્ય )માં લાગી રહ્યા છે.

રિકજનસેવિત રેતરૂપ ( વીર્ય ) અર્થ નથી, પરંતુ તેનાથી વિલક્ષણ બ્રહ્મરૂપનું ગ્રહણ કરવામાં આવેલું છે. તેથી અહીં 'अकायम्'થી લઇને 'अपाप-विद्धम्' સુધી જેટલાં પદ છે, તે 'शुक्रम्'ના વિશેષણ જાણવાં. યથા—( શુક્ર ) બ્રહ્મ 'अकायम्' એટલે કે શરીર-સંબંધથી શૂન્ય છે, ઇતર શુક્રની પેઠે કાયાવાળો નથી. તે 'अव्रणम्' અર્થાત્ ક્ષત ઉપદંશ આદિ સંબંધથી રહિત છે. તે 'अस्ना विरम्' યાને નાડીનો પણ સંબંધ રાખતો નથી કે જેમ ઇતર શુક્ર નાડિયોવાળું હોય છે. બ્રહ્મ 'शुद्धम्' અર્થાત્ પવિત્ર છે, ઘૃણાસ્પદ નથી. તે 'अपापविद्धम्' પાપવેધથી વર્જીત છે, એટલે કે પાપના ફળના સંબંધથી શૂન્ય છે, સાંસારિક 'शुक्र'ની પેઠે જારકર્માદિ દુરપનેય ( જે ઘણી મુશ્કેલીથી દૂર થઈ શકે એવા ) પાપ સંબંધથી યુક્ત નથી. એવા ગુણવાળા 'शुक्र' નામક બ્રહ્મને જે જાણે છે, તે જીવન્મુક્ત થાય છે, 'कविर्मनीषी परिभूः स्वयम्भूः' આ વિશેષણોથી એ બતાવવામા આવ્યું છે કે—એ પુરૂષ 'कवि' એટલે કે અતીતદર્શી, મનીષી, અલૌકિક બુદ્ધિવાળો, 'परिभू' વાસનાબદ્ધ જીવભાવનું અતિક્રમણ કરવાવાળો તથા 'स्वयम्भू' અર્થાત્ સ્વતઃસત્તાક થઈ જાય છે.

એટલુંજ નહીં પણ ઉક્ત—યથોક્ત—આત્મતત્ત્વજ્ઞમા બ્રહ્મભાવના પછી આચાર્યત્વ પણ સ્વત આવી જાય છે. તે યથાયોગ્ય રીતે શ્રુતિ સ્મૃતિ વિષયક શાસ્ત્રાર્થોનું ઉપદેશ તથા આચરણોથી વિધાન કરે છે—બોધ કરે છે.

આનું તાત્પર્ય શું નિકળ્યું ? તેનો ઉત્તર એ છે કે—તે આત્મતત્ત્વજ્ઞ આચાર્યપદ ઊપર આરૂઢ થઇને ચિરકાળ સુધી લોકસંગ્રહાર્થ સનાતનધર્મ

---

१—'अथवा पदपि पदानि क्रियाविशेषणानि' એટલે કે કોઇએ આ મંત્રમાંના 'शुक्रम्' આદિ પદોને ક્રિયાવિશેષણ ભાવથી અર્થ બેસાડેલો છે.

२—एवंविधविशेषणोपेतं शुक्राख्यं ब्रह्म य पर्यगात् स जीवन्मुक्तो भवतीत्युच्यते—कविर्मनीषी परिभू स्वयम्भूरिति।

३—पर्यगात्—परि, परित सर्वत सर्वदेशे सर्वकाल च, अगात्, प्राप्तवान्, ज्ञातवान्, अधिगच्छतीत्यर्थं, यत्र कुत्र तिष्ठति तत्रैव ब्रह्मतत्त्व जानाति।

४—परिभवति तिरस्करोति वासनाजालमिति परिभू। नानारूपे परितः समन्ताद् भवतीति वा।

५—स्वय स्वयरूपत केवलात्मरूपतो भवतीति स्वयम्भू। स्वरूपावस्थितो ब्रह्मभावः।

६—याथातथ्यतोऽर्थान् व्यदधादिति, यथातथाभावेन तत्त्वतः व्यदधात् यथानुरूप व्यभजदित्यर्थं।

વેદમાર્ગના અવિચ્છિન્ન પ્રવાહને જારી રાખવાનો ઉપદેશ-વ્યાપાર કરતો રહે છે. જીવન્મુક્તની આચાર્ય કર્મમાં પ્રવૃત્તિ, પ્રારબ્ધવશ સ્વભાવિક[1] રીતેજ થયા કરે છે, કોઈ રીતના ફળ-લોભ-લાભના ઉદ્દેશથી નહી. હાં, લોકસંગ્રહાત્મક ફળ તો સ્વતઃ[2]જ થઈ જાય છે.

આ મંત્રનુ ઉપર્યુક્ત વ્યાખ્યાંતર પણ વેદાંતકેશરી ( શતશ્લોકી ૪૪ ) ને આધારે આચાર્યને માન્ય છે. પ્રતીત થાય છે કે આજ તત્વને આધારે આજ સુધી પરમહંસ વિદ્વાન સંન્યાસી વેદ, વેદાંત, વેદાંગ તથા રહસ્યાદિ ( પુરાણ ઈતિહાસ આદિ )નો પ્રચાર કરતા આવ્યા છે. તેઓ મહામંડલેશ્વરરૂપ-આચાર્ય[3] પીઠાધિષ્ઠિત થઈને અનેક દિગંતરોમાં જે આર્યધર્મનો પ્રચાર કરી રહ્યા છે, તેનાથી સર્વસાધારણ સુપરિચિત છે. આ મંત્રમાં વિજ્ઞાન-પક્ષ, ધર્મપક્ષ તથા સમાજપક્ષ એ ત્રણેના પ્રતિપાદન કરવામાં આવ્યાં છે. ૮.

---

१—अफलसिद्धैव ।

२—आनुषङ्गिकम् ।

३—श्रुतौ यद् आचार्य्यस्याऽऽवश्यकत्वं प्रतिपादितम्, तदवलोकयन्तु लोकाः स्फार-चक्षुष्काः, યથા—'त त्वौपनिषदं पुरुषं पृच्छामि' ઇત્યાદિ શ્રુતિયોના તત્વજ્ઞાન વેદવાક્યના સમજે છે, વેદવચનોના આચાર્ય તે મુખે સાંભળવા ત્યારે તે સફલ થાય છે. કહેછે—

'भद्रैषा लक्ष्मीर्निहिताऽधिवाचि' ( ऋग्वेद स० ३-१२-१-७ ) ।

'आचार्य्यमुखेन यो जानीते स तेनैव शरीरेण संसारान्मुच्यते' (नृसिंहपूर्वतापिनी १-५)।

'आचार्य्यवान् पुरुषो वेद' ( छान्दोग्य० ६-१४-२ ) ।

'तद्विज्ञानार्थं स गुरुमेवाऽधिगच्छेत् समित्पाणि: श्रोत्रियं ब्रह्मनिष्ठम्' (मुण्डकोप० १-२-१२) ।

*'आचार्य्याद्धयेव विद्या विदिता साधिष्ठं प्रापयति'* ( छान्दो० ४-६-३ ) ।

'यस्य देवे पराभक्तिर्यथा देवे तथा गुरौ । तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः'
( विष्णुपुराण-व्यासोक्ति )

'गुरुवक्त्रात्तु लभ्येत प्रत्यक्ष सर्वतोमुखम्' ( श्वेताश्वरो० ६-२३ ) ।

'वेदमनूच्याचार्योऽन्तेवासिनमनुशास्ति' ( तैत्तिरीयारण्यक ११-१ ) ।

'आचार्य्यस्तु ते गतिं वक्ता' ( छान्दोग्य० ४-१४-१ ) ।

'आचार्य्याऽधीनो भव' ( मन्त्रपाठ ब्राह्मण २-६-१४ ) ।

'आचार्याधीनो वेदमधीष्व' ( आश्वलायनगृह्यसूत्र १-२२-२ ) ।

'तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया' ( श्रीमद्भगद्गीता ४-३४ ) ।

'भगवाञ्ज्ञायते शास्त्राच्छास्त्र च ज्ञायते गुरो.' ( स्पन्दप्रदीपिका उत्पलाचार्य ५२ ) ।

અહીં જ્ઞાનનું પ્રકરણ સમાપ્ત થઈ ગયું. જે પ્રથમ એમ કહેવામાં આવ્યું હતું કે—'આત્મતત્ત્વં ન જાનતિ-ઈત્યાદિ' એટલે કે જે આત્મતત્ત્વને નથી જાણતા તથા જે સંસારમાં અત્યંત પ્રીતિવાળા હોવાથી સંન્યાસ (નિવૃત્તિમાર્ગ) ના અનધિકારી છે, તેમના પ્રતિ 'કુર્વન્નેવેહ કર્માણિ' ઇત્યાદિ વચનોથી પ્રસ્તુત કર્મનો તથા દેવતાઓની ઉપાસનાનો સમુચ્ચય દેખાડતાં તેમાંના એકની નિંદા કરેલી છે. અર્થાત્ કર્મ અને ઉપાસના બંને સાથે કરવા જોઇએ. એમ ન થાય કે–તેમાંના એકને છોડીને બીજાનુંજ અનુષ્ઠાન કરાય. તેથી હવેના મંત્રમાં કેવળ એકજ કરવાની નિંદા કરેલી છે, યથા—

अन्धन्तमः प्रविशन्तिः येऽविद्यामुपासते ।
ततो भूय इव ते तमो य उ विद्याया ँ रताः ॥ ६ ॥

અન્વયઃ—યે, અવિદ્યામ્[1], ઉપાસતે, તે, અન્ધન્તમઃ, યે, ઉ, વિદ્યાયામ્[2] રતાઃ, તે, તતઃ ભૂયઃ, ઇવ તમઃ, પ્રવિશન્તીતિ શેષઃ. ૯.

ભાવાર્થ—જે ધનાભિલાષી અવિદ્વાન કેવળ જ્યોતિષ્ટોમાદિ કર્મોનું અનન્યચિત્ત થઈને એકાગ્રતાથી ( ઘણાપ્રેમથી ) અનુષ્ઠાન કરે છે, તેઓ 'હું' 'મારૂં' એ અભિમાનરૂપ ઘોર અંધારામાં જઈ પહોંચે છે. કેવલ કર્મકાંડિયો 'હું આમ કરી શકું છું' 'મેં આ કરી દીધું', 'મારામાં આ સામર્થ્ય છે' ,તથા 'હું સ્વર્ગને જીતી લઈશ' ઇત્યાદિ અભિમાન ભરાઈ જાય છે.

ત્યારે શું કર્મ છોડીને દેવતાઓની ઉપાસના કરવી જોઈએ ? તેના ઉત્તરમાં કહેછે કે—જે અજ્ઞાની કર્મમાર્ગનો ત્યાગ કરીને કેવળ દેવતાઓની ઉપાસનામાં અનુરક્ત થઈ જાય છે, તે ઉક્ત અંધકાર કરતાં પણ વધારે અભિમાનના અંધકારમાં પડે છે. કારણ કે તે અજ્ઞાની તે તે દેવતાઓના ઐશ્વર્યની પ્રાપ્તિને સારૂં અધિક આસક્તિમાં ફસાએલા રહેછે. અગર તો—એજ સંસાર છે, એવી તરેહના ભૂલાવામાં પડે છે.

વિ૦ વિ૦ ભાષ્ય—આત્મજ્ઞાનની પ્રાપ્તિને સારૂ ચિત્તશુદ્ધિ પ્રધાન સાધન છે, એટલે કે દિલ સાફ હોવું જરૂરી છે. ચિત્તશુદ્ધિને માટે કર્મ તથા

१—'अविद्याम्' = कर्म ।
२—'विद्यायाम्' = ज्ञास्यदेवोऽयमिति देवतोपासने ।

ઉપાસના છે. ચાલુ મંત્રમાં તેમની નિંદા કરેલી હોય એવું પ્રતીત થાય છે. વસ્તુતઃ કર્મોપાસનાની નિંદા નથી પણ તેમનાં જુદાં જુદાં અનુષ્ઠાન કરવાના પ્રકારની નિંદા છે. આ નિંદા સમુચ્ચયના વિધાનના સંબંધમાં છે. જે કર્મનો ત્યાગ કરીને ઉપાસના કરે છે. તથા ઉપાસનાને છોડીને કર્મ કરે છે, એટલે કે તેમને અલગ અલગ કરે છે, અર્થાત્ સાથે સાથે નથી કરતા, તેની આ મંત્રમાં એવે પ્રકારે નિંદા કરવામાં આવી છે કે—'જે મનુષ્ય કેવળ કર્મજ કરે છે તે એવા અંધકારમાં ચાલ્યો જાય છે કે જ્યાં કાંઈ પણ દેખી શકાતું નથી'. લોક આજન્મ કર્મ કરતા રહે છે, પણ પ્રાપ્ય વસ્તુની પ્રાપ્તિ કરી શકતા નથી. જે મનુષ્ય ચિરકાળ સુધી ચાલતા રહેવા છતાં પણ ગંતવ્ય સ્થાન સુધી ન પહોંચી શકે તો તેને નિરાશા અગર અસફળતાના અંધકારમાં પડવું પડે છે. અને જે કેવળ ઉપાસનામાંજ લાગેલા રહે છે તેઓ તો તેનાથી પણ વધારે અંધકારમાં ચાલ્યા જાય છે. કારણ કે તેઓ પોતપોતાના ઉપાસ્યદેવની વિભૂતિપ્રાપ્તિની ચાહનામાં પોતાની બધી જીંદગી વીતાડી દે છે. પણ જ્યારે એ બંને સાથે સાથે કરે છે ત્યારે તે કર્તવ્ય સમજીને કરાય છે અને કર્તવ્ય પાલનમાં અભિમાનાદિ દોષ આવતા નથી. ૯.

વિશેષ—આ મંત્ર સુધી જીવન્મુક્તિનો પ્રસ્તાવ સમાપ્ત થયો. હવે 'अन्धतमः'થી લઈને 'सोऽहमस्मि० १६' સુધી 'અમૃત-લાભ'નો પ્રસ્તાવ કરે છે. એ અમૃતલાભ ( પરમાનન્દની પ્રાપ્તિ ) કર્મસહિત જ્ઞાનથીજ થઈ શકે છે. તેથી પહેલા પ્રસ્તુત ત્રણ મંત્રોમાં કર્મ અને જ્ઞાનનો સમુચ્ચય દેખાડવામાં આવે છે. યથા—

જ્ઞાનમાર્ગનો ત્યાગ કરીને જે લોક કેવળ અગ્નિહોત્રાદિ કર્મોમાં લાગી જાય છે, તે દુનિયાંની અન્ય ઝંજટોમાં ફસાઈ જાય છે, અથવા ઘાણીના બળદની

---

૧—'સમુચ્ચય' નામ—સાથ રહવાના પ્રકાર—સહયોગની રીત—જેમ કે ઉપાસના કરવી અને તેજ સમયે સાથે સાથે કર્મ પણ કરવું.

૨—કોઈ વિદ્વાને 'विद्याम्'નો દેવતોપાસના અર્થ ન કરીને જ્ઞાન અર્થ કરેલો છે. તે પક્ષ લઈને અહીં વિચારણા કરેલી છે.

૩—अन्धम् = अदर्शनात्मकम्-विचाररहितमित्यर्थः । तमः = अज्ञानम्- भ्रान्तिमिति यावत् । प्रविशन्ति=प्राप्ता भवन्ति । न याथातथ्यतोऽर्थान् विपश्यतीति भावः । के ? ये अविद्याम्, विद्याया ज्ञानादन्या अविद्या ताम्, कर्मेत्यर्थः । अविद्यापदेनाऽत्र कर्मैव ग्राह्यम् । આ મંત્રમાં અવિદ્યાનો અર્થ, કર્મ ગ્રહણ કરવો.

પેઠે ઘેરનો ઘેર રહે છે, ગલીગુચી બંજારના,[1] કે ગ્રામ નગરાદિકોના, કે જાતિ એટલે કે રાષ્ટ્રનાં કામોમાં પડી જાય છે, તેઓ[1] અજાણપણે અજ્ઞાનની ભ્રાંતિમાં પડી જાય છે. આ કર્મહીનમાં જોશ તો હોય છે પણ હોશ ( જ્ઞાન ) નથી હોતું, અને કર્મ છોડીને કેવળ જ્ઞાનમાં રત થઈ જાય છે, તેઓ તો વળી વધારે–ઉપર્યુક્ત ભ્રાંત અવસ્થાથી પણ વધારે—અંધકારાચ્છન્ન થઈ જાય છે. જ્ઞાનની સાથે કર્મ ન કરવાં, એ વિવેક વગર ત્યાગ કરવાના જેવું છે. જ્ઞાન-કર્મ, એ બંને પાંખો ગરૂડની પેઠે ઇચ્છિત લોકમાં પહોંચાડી શકે છે. એટલે કે જ્ઞાની–કર્મી જે દેશનો આશ્રય લેશે તેને પુરૂષાર્થથી પ્રાપ્ત કરી લેશે.

'विद्या' નામ 'ज्ञान'નું છે, તે સર્વવ્યાપક હોવાથી સ્પંદનરહિત સ્થિર છે. 'अविद्या' નામ 'कर्म'નું છે, તે પારચ્છિન્ન હોવાથી સ્પંદનાત્મક છે. તેથી વિદ્યા અને અવિદ્યામાં વિપરીતતા છે. ચિંતાશીલ ( વિચારવાન )ના કર્મ શિથિલ થઈ જાય છે, અને કર્મવીરની ચિંતા શિથિલ થઈ જાય છે, તેથી વિપરિતતા આવે છે. 'अविद्या प्रेयोविषया, विद्या श्रेयोविषया' એ ભગવાન શ્રી શંકરપાદનું વચન પણ વિદ્યા–અવિદ્યાનો વિપરિત ભાવ દ્રઢ કરે છે. ઉક્ત કથનોનું તાત્પર્ય એ છે કે–વિદ્યા અને અવિદ્યા, બંને તેજતિમિરવત્ જ્યારે વિપરીત છે તો પછી તેમનો સમુચ્ચય ( બંને એકત્રાવસ્થાન ) કેવી રીતે થઈ શકે ? તેનો ઉત્તર એ છે કે— જીવન્મુક્ત જ્ઞાનીનાં પણ પ્રારબ્ધકર્મ રહે છેજ. ભોગથી પ્રારબ્ધકર્મ જેમ જેમ ક્ષીણ થતાં જાય છે તેમ તેમ જ્ઞાન વધતું જાય છે. તે પછી પ્રારબ્ધકર્મ સમૂળગાં નષ્ટ થતાં જ્ઞાનથીજ અમૃતસિદ્ધિ થાય છે. એ પ્રકારે જ્ઞાન અને કર્મોનો સમુચ્ચય–સાહચર્ય થવાનું સંભવીત છે. તેમાં વિરોધની આપત્તિ આવતી નથી.

આ મંત્રમાં સમાજ પક્ષનુ ઉત્તમ વર્ણન કરવામાં આવેલું છે. સમાજને જેટલી વિદ્યા એટલે કે આત્મજ્ઞાન જાણવાની આવશ્યકતા છે, તેટલીજ તેને અવિદ્યા એટલે કે સંસારને પણ જાણવાની જરૂર છે. સમાજમાં બંને તત્ત્વોના પ્રચારની આવશ્યકતા છે. મહાભારત પછી આપણા દેશની એવી સ્થિતિ થઈ ગઈ કે—જ્ઞાન-કર્મના સંમુચ્ચયને ભૂલી કોઈ એક ઊપરજ વધારે જોર આપવામા આવ્યું. કદી કર્મ–વીરોની ભરતી આવી તો તે જ્ઞાનવૃક્ષને તાણી ગઈ, અને જ્ઞાનિયોનો જમાનો આવ્યો તો ધર્મ કર્મ સર્વ હવામાં ઉડી ગયાં. રાજપૂતાનાના કર્મવીરો મરવું મારવાનું તો જાણતા હતા, પણ સમય ઊપર યુદ્ધક્ષેત્રમાથી

१—गजमुक्तकपित्थादिवत्, चापिताऽनुवृत्तिस्त्याग ।

ખચીને નિકળી જવાની શાનને તે સમજતા નહોતા. લાખો શત્રુઓ સામે મુઠી ભર યોદ્ધાઓ દીવા ઊપર પતંગિયાંની પેઠે નષ્ટ ભ્રષ્ટ થઈ જતા હતા, અને જ્ઞાનિયોએ તો સાફ સાફ કહી દીધું હતું કે—ચાર દિવસની જીંદગીને સારૂ અનિત્ય સંસારને છોડીને જંગલોમાં ચાલ્યા જાઓ. વસ્તુતઃ આવશ્યકતા ઋષિયોની પણ છે અને શુરવીરોની પણ છે. ત્યારેજ જ્ઞાન-કર્મનો સમુચ્ચય—સમતોલ તેમજ બરાબર રહેશે.

આચાર્ય ભગવાન્ શ્રી શંકરપાદનું કથન છે કે—'अविद्या प्रेयोविषया, विद्या श्रेयोविषया' અર્થાત જગત્ વિદ્યાથી અભ્યુદય તથા અધ્યાત્મવિદ્યાથી નિઃશ્રેયસ પ્રાપ્ત કરે છે. અભ્યુદય નામ—ઐહિક ઉત્કર્ષ, સાંસારિક ઉન્નતિ, દુનિયાના કામોમાં લાગી રહેવા છતાં ઊંચી સ્થિતિ સુધી પહોંચી જવું. તથા નિશ્રેયસ નામ—પોતાની આત્મશક્તિનો વિકાસ કરવો, પોતાનામાં એવી શક્તિનો સંચય કરી લેવો કે જે સદા સુખ શાંતિનો હેતુ બની રહે, એટલે કે મોક્ષ, સ્વતંત્રતા, બંધનરહિતપણું. જે વ્યક્તિ ઈહામુત્ર—આ લોક તથા પરલોકની વિદ્યાઓમાંથી કોઈ એકનો આદર કરે છે, એટલે કે એકમાંજ રત રહે છે. અને બીજીને છોડી દે છે તેની કેવી અવનતિ થાય છે. તે દશાનું આ મંત્રમાં ઘણું સારૂં વર્ણન કરવામાં આવેલું છે.

શ્રુતિ ભગવતીનો ઉપદેશ છે કે—મનુષ્ય આ સંસારને સુખદાયક બનાવે, તેનાથી ગભરાય નહી, આ વિશ્વક્ષેત્રમાં એવું બીજ વાવે કે જેનાથી ઉત્પન્ન થનારા મહાવૃક્ષ ઊપર કૈવલ્યનું અપૂર્વ-અનુપમ ફળ લાગે. અર્થાત સંસારને સુખદ બનાવવાનો વિચાર કરતા રહે તથા તેને અનુકૂળ યત્ન કરતા રહે. તેની સિદ્ધિને સારૂ બીજા ગમે તેટલા ઉપાય હોય પણ સૌથી સરળ, સફળ અને સુલભ ઉપાય સતશાસ્ત્રોનું અવલોકન તથા મહાત્માઓનો સત્સંગ છે. ૯.

અલગ અલગ કર્મ અને ઉપાસના, એ પ્રત્યેકની નિંદા કરવામાં આવી છે, તેથી શું તેમનું કાંઈ પણ ફળ નથી ? એવી શંકાના સમાધાનના સારૂ હવેના મંત્રમાં બંનેના ફળનો ભેદ કહે છે કે—

**अन्यदेवाहुर्विद्ययाऽन्यदाहुरविद्यया ।**
**इति शुश्रुम धीराणां ये नस्तद्विचचक्षिरे ॥१०॥**

---

૧—આના સારૂ ઇતિહાસ જુવો.

અન્વય—વિદ્યયા, અન્યત્, આહુઃ, અવિદ્યયા, અન્યત્, આહુઃ, યે, નઃ, તત્, વિચચક્ષિરે (વ્યાખ્યાતવન્તઃ), ધીરાણામ્, ઇતિ, શુશ્રુમ. ૧૦.

ભાવાર્થ—દેવતોપાસનાથી દેવયાનરૂપ ફળની પ્રાપ્તિ કહેવામાં આવેલી છે, અર્થાત વિદ્યાથી દેવલોક પ્રાપ્ત થાય છે, અને કર્મથી પિતૃલોક પ્રાપ્તિરૂપ ફલ મલે છે[1]. જેમણે અમારા લોક આગળ આ તત્ત્વની વ્યાખ્યા કરી છે, તેજ વેદવેત્તાઓ પાસેથી અમે આ સાંભળ્યુ છે. ૧૦.

વિ૦ વિ૦ ભાષ્ય—પંડિત લોક કહે છે કે–દેવતાજ્ઞાનરૂપ વિદ્યાનું ફળ અગ્નિહોત્રાદિ કર્મોના ફળથી ભિન્ન છે. જેમણે પોતાના તપોબળથી, કર્મ તથા દેવજ્ઞાનના તત્ત્વની વ્યાખ્યા કરીને અમને તથા સર્વને સમજાવ્યા છે, તેજ જ્ઞાનિયોના મુખથી અમે આ પ્રમાણે સાંભળ્યુ છે. ૧૦.

વિશેષ—'જ્ઞાન[2] અને કર્મના પૃથક્ આચરણથી ફળમાં પરસ્પર ભેદ આવે છે,' તેનાજ પ્રતિપાદનમાં શ્રુતિનું તાત્પર્ય નથી, પરંતુ 'પ્રસ્તુત અમૃત-સિદ્ધિમાં તે કાંઈ પણ ઉપકારક ન હોવાથી તુચ્છ છે' એ પણ તાત્પર્ય છે. તેથી આ મંત્રમાં 'अन्यत्' એ સામાન્ય નિર્દેશથી તેમની ઉપેક્ષા કરવામાં આવી છે, વિશેષ પ્રકારનો કોઈ પણ નિર્દેશ નથી. અર્થાત્ 'જ્ઞાનનું આ ફળ છે' 'કર્મનું આ છે' એ પ્રમાણે કોઈ વિશેષ ફળનું નામ બતાવેલું નથી, કેવળ અન્યત્ કહીને છોડી દીધું છે, તેનો અભિપ્રાય એ છે કે—ન કેવળ જ્ઞાનથીજ અમૃતત્વની પ્રાપ્તિ થાય છે, અને ન કેવળ કર્મથીજ.

વિદ્યા નામ—જ્ઞાન અગર આત્મબોધ આધ્યાત્મિક જ્ઞાન થવાથી, એક એવી આત્મશક્તિ વધી જાય છે કે જેનાથી મનુષ્ય નિર્ભય બની જાય છે. તેનામાં ભેદબુદ્ધિ રહેતી નથી, કારણ કે ભય દ્વૈતમાંજ રહેલો છે. તેજ સર્વત્ર સાચી શાંતિના આનંદનો અનુભવ કરે છે.

તેજ પ્રમાણે અવિદ્યા નામ—કર્મ અગર જગતનો વૈદિક–લૌકિક નાના વિધ કર્મ-કલાપ. વિદ્યા તથા અવિદ્યા એટલે આત્મજ્ઞાન તથા વૈદિક લૌકિક નાનાવિધ કર્મ. તેમનામાંથી મનુષ્ય જો આત્મચિંતનમાંજ લાગેલો રહે તો ઇહ-

૧—लोकाना हितकाम्यया मोच्यन्त- तेषामयमागमः पारम्पर्यागतः ।

૨—'अविद्यायान्पर' એ પ્રમાણે અહી 'એવ' કારસહિતનો પાઠ નથી તેથી ચિત્તશુદ્ધિ દ્વારા જ્ઞાનની ઉત્પત્તિ પણ કર્મોનું ફળ છે, એમ સૂચિત થાય છે.

૩—કોઈ વિદ્વાને અહીં 'विद्या'નો અર્થ જ્ઞાન–આધ્યાત્મિક જ્ઞાન કરેલો છે

લૌકિક-જીવનયાત્રાનો બધો વ્યવહાર બીજાને આધીન થઈ જાય છે. પછી તત્ત્વવેત્તા શાંત વાતાવરણમાં મનુષ્યલોકને સ્વર્ગ બનાવી શકે છે. પરંતુ જગતની બગડેલી દશા સુધારી શકતો નથી. કારણ કે કામિની–કંચનલોલુપ આતતાયી ગમે તેવા સારા ઉપદેશને સાંભળતાજ નથી. તેમને તો કર્મયોગીજ ઠેકાણે લાવી શકે છે. તેથી કેવળ જ્ઞાન–આત્મજ્ઞાન પણ ઇષ્ટ નથી. તેજ પ્રમાણે કેવળ કર્માનુષ્ઠાન પણ ઠીક નથી. જો મનુષ્ય કર્મજ કરતો રહે તો તે કદાચિત ઐશ્વર્યવાન પણ થઈ શકે છે. કર્મવીરને સંસારનાં નાના પ્રકારનાં પ્રલોભનોનો સામનો કરવો પડે છે. ઘણાએ લોકોને અમે જગત્‌ના જંજાળમાં ફસેલા દેખીએ છીએ, તેમનાથી શાંતિ ઘણી દૂર રહે છે. તેથી કેવળ કર્મ પણ કામનું નથી. તેથી જ્ઞાન અને કર્મએ બન્નેનો સાથ રહેવો આવશ્યક છે. જ્ઞાનના સહયોગ વગરનાં કર્મોથી ઇષ્ટસિદ્ધિની આશા રાખવી, એ રામેશ્વરને રસ્તે જનારે બદ્રી-નારાયણ પહોંચવાની અભિલાષા રાખવી તેના જેવું છે. આ મંત્રમાં સમાજ-પક્ષની સિદ્ધિને સારૂ જ્ઞાન અને કર્મ બે બંનેના સમુચ્ચયની આજ્ઞા આપવામાં આવી છે. ૧૦.

પૂર્વ મંત્રોક્ત ધીરવૃત્તિવાળા પુરૂષે ઉપર જણાવેલી બંને વિદ્યાઓથી કેવા પ્રકારે લાભ લેવો જોઇએ, તે હવેના મંત્રમાં બતાવે છે, યથા—

**विद्याञ्चाविद्यां च यस्तद्वेदोभय ँ सह ।**
**अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते ॥ ११ ॥**

અન્વય—યઃ, વિદ્યામ્ ચ, અવિદ્યામ્ ચ, ઉભયમ્ સહ, વેદ, અવિદ્યયા, મૃત્યુમ્, તીર્ત્વા, વિદ્યયા, અમૃતમ્, અશ્નુતે. ૧૧.

ભાવાર્થ—જે અધિકારી, દેવતોપાસના તથા અગ્નિહોત્રાદિ કર્મ, એ બન્નેને 'મનુષ્યે એ બન્નેનું એકી સાથે અનુષ્ઠાન કરવું જોઇએ' એવું જાણે છે અને તે પ્રમાણે કરે છે, તે મનુષ્ય સ્વાભાવિક કર્મ–જ્ઞાનાત્મક, મૃત્યુનું અતિક્રમણ કરીને દેવતોપાસનાથી ઉપાસ્ય દેવતાની ઉપાસનારૂપ અમૃતને પ્રાપ્ત થાય છે. તેનો અભિપ્રાય એ છે કે—જે લોક વિદ્યાએ અને અવિદ્યાએ બંનેનું એક સાથે અનુષ્ઠાન કરે છે, તે અવિદ્યા દ્વારા મૃત્યુને પાર કરીને વિદ્યા દ્વારા અમૃતત્વને પ્રાપ્ત કરે છે. ૧૧.

---

૧—બંને વિદ્યાઓથી લાભ લેનાર વિજ્ઞપુરુષોનેજ અહીં 'ધીર' કહેલા છે

વિ૦ વિ૦ ભાષ્ય—જે મનુષ્ય કર્મ તથા ઉપાસના સાથે સાથેજ કરે છે તે મૃત્યુનો ત્યાગ કરીને અમૃતત્વને પ્રાપ્ત થાય છે[1]. અહીં નિષિદ્ધ કર્મો કરવાં એજ મૃત્યુ છે, તથા દેવભાવને પ્રાપ્ત કરવો એ અમૃતલાભ છે, વાસ્તવમા પ્રાણ વિયોગાનુકૂળ વ્યાપાર, અર્થાત્ દેહમાંથી પ્રાણ નિકળી જવો તેનુજ નામ મોત છે એમ નથી. મોત તો ખોટાં કર્મ કરવાં એ છે. એ કુકર્મ મનુષ્યને વારંવાર મોતના ચક્કરમાં નાખે છે. જેના કર્મ ખરાબ છે તેને તો જાણો કે તે પોતાનાથી, સ્વજાતિથી તથા સમાજથી મરેલોજ છે. તેજ પ્રમાણે દેવભાવવાળા એટલે કે શ્રેષ્ઠ પુરૂષોની ઉંચી શ્રેણીમાં ગણાનાર લોક અમૃત એટલે કે જીવિત છે. તેમનુંજ જીવવું એ જીવન છે, કે જેઓ દેવતાઓની પેઠે સ્વ પરહિતાર્થે સુખ શાંતિનાં કાર્ય કરવામાં પોતાના જીવનનું સાફલ્ય સમજે છે. ૧૧.

વિશેષ—વિદ્યા—આત્માનું જ્ઞાન તથા અવિદ્યા કર્મ કર્મમય સૃષ્ટિનુ જ્ઞાન એ બંને મનુષ્યની ઉન્નતિને લાગે સમાન ઉપયોગી છે. આત્મવિદ્યાથી આત્મિક બળ વધે છે, તથા કર્મોથી ઉત્કર્ષનાં સાધન પ્રાપ્ત થાય છે. જે વ્યક્તિએ એ સમજી લીધું તે મૃત્યુ[2] એટલે કે દુઃખ, અશાંતિ, પરાધીનતા, અપમૃત્યુ તથા અપમાનાદિ સર્વ અંજટોમાંથી છુટી જાય છે. પછી તેના માર્ગમાં કોઈ પણ જાતની બાધા રહેતી નથી.

જો મનુષ્ય આત્માને સમજી લે, એટલે કે તે એવું જાણી જાય કે—એ માનવદેહ વગરનો આત્મદેવ, સર્વશક્તિયોનો ભંડાર છે, તો તે ઉન્નત અવસ્થાને પ્રાપ્ત કરવાના યત્નમાં લાગી જાય મનુષ્યમાં કઈ દિવ્ય વિભૂતિયોનો વિકાસ નથી થઈ શક્તો ? એટલે કે સર્વ વિભૂતિયોનો વિકાસ થઈ શકે છે, એવો નિશ્ચય કરનારા બ્રહ્મલીન થઇને ચિર સુખ શાંતિના અધિકારી થઇ જાય છે. આ મંત્રમાં વિજ્ઞાન-પક્ષનું વર્ણન પ્રધાન પણે કરવામાં આવ્યુ છે[3]. ૧૧.

૧—अविद्यया—पुत्रैहिकपुत्रवित्ताद्यकामनानुष्ठितकर्मणा मृत्युं तीर्त्वा—एहिकाऽवरकाजितं पुन पुनर्भावि-मृत्युमवाप्य उपासनया अमरत्वं प्राप्नोति।

૨—અહીં મૃત્યુ એટલે વિશ્વઅગના સર્વ દુખોનું ગ્રહણ થઈ શકે છે. અથવા મૃત્યુ એટલે સ્વાભાવિક મરણભય, તે વાસનાજન્ય થાય છે. કર્મથી વાસનાનો ક્ષય થવાથી હૃદયના દુર્બળતારૂપ ભયને પાર કરીને મુમુક્ષુ આત્મબળવાળો થઇને આત્મપ્રાપ્તિની યોગ્યતાને પ્રાપ્ત થાય છે. તેથી શ્રુતિયોમાં કહ્યું છે કે—'नायमात्मा बलहीनेन लभ्य' ( મુંડક ), 'आत्मना विन्दते वीर्यं विद्यया विन्दतेऽमृतम्' ( કેન ).

૩—આ મંત્રમાં 'तीर्त्वा' એ અસમાપિકા ક્રિયાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.‡

હવેના મંત્રમાં વ્યક્ત તથા અવ્યક્ત ઉપાસનાઓનો સમુચ્ચય કરવાની ઇચ્છાથી પ્રત્યેકની નિંદા કરવામાં આવી છે. યથા—

अन्धन्तमः प्रविशन्ति येऽसम्भूतिमुपासते ।
ततो भूय इव ते तमो य उ सम्भूत्या ्रताः ॥ १२ ॥

અન્વય—યે, અસમ્ભૂતિમ, ઉપાસતે, અન્ધન્તમઃ, પ્રવિશન્તિ. યે, ઉ, સમ્ભૂત્યામ્, રતાઃ, તે, તતઃ, ભૂયઃ, ઇવ, તમઃ. ૧૨.

ભાવાર્થ—જે અજ્ઞાની અવ્યાકૃત નામક, જગતકારણરૂપા પ્રકૃતિની ઉપાસના[1] કરે છે, તેઓ જેનાથી સારૂ–ખોટું કાંઇ પણ ન જણાય એવા 'હું' તથા 'મારૂં' એ રૂપ અભિમાનને[2] પ્રાપ્ત થાય છે. અથવા તે અવ્યાકૃતોપાસક સંસારના ચક્કરમાં પડે છે. તથા જે લોક વ્યાકૃતરૂપ હિરણ્યગર્ભના ચિંતન કરવામાં પરાયણ રહે છે, તેઓ ઉપર્યુક્ત અંધકારથી પણ વધારે અંધારામાં અગર તો દુનિયાના ભારે બખેડામાં પડી જાય છે.

વિ૦ વિ૦ ભાષ્ય—પ્રથમ વિદ્યા તથા અવિદ્યાના બે વિલાસ ક્ષેત્ર દેખાડવામાં આવ્યા છે. પરમાત્માનું સ્વ-સ્વરૂપ લક્ષ્ય કરાવવાને સારૂં તે પ્રમાણે કરવામાં આવ્યુ છે. હવે આગળની ભૂમિકા દેખાડવાને સારૂ આ મંત્રમાં કહે છે કે

‡ તેનો અભિપ્રાય એ છે કે—' મનુષ્ય કેવળ અગ્નિહોત્રાદિ કર્મોથી મર્ત્યલોકને પાર કરી સ્વર્ગમાં જાય છે, પણ ત્યાં જઇને ફરી પતિત થાય છે ત્યાં એ અમૃતત્વ—સાચા સુખને ભોગવી શકતો નથી. હાં, જ્યારે જ્ઞાનની સાથે કર્મ કરે છે ત્યારે તે કર્મોથી મનુષ્ય-લોકને પાર કરીને જ્ઞાનથી સ્વર્ગલોકમાં અમૃતને ભોગવે છે, પછી ત્યાંથી પાછો મૃત્યુ-લોકમાં આવતો નથી.

૧—' હું પ્રકૃતિ છું ' એવું નિરંતર ધ્યાન કરે છે.

૨—આજકાલના ભૌતિકવાદી, પ્રાકૃતિક પદાર્થોનેજ સર્વ કાંઈ માનનારા વિદેશીય પોતાના વડપણના અભિમાનથી, તેમાંના કેટલાક તો નષ્ટ થઈ ગયા છે, બાકીના વિનાશને રસ્તે છે, તથા જેઓ સુખથી પ્રભાવશાળી જેવા પ્રતીત થઈ રહ્યા છે, તેઓ અંતઃકલહથી જરજરિત થઈ ચિંતિત છે.

મુળ પ્રકૃતિ, જે વિદ્યા તથા અવિદ્યાના રૂપમાં વિભક્ત થતા પહેલાંની અવસ્થા છે, તે અવ્યાકૃત પ્રકૃતિની ઉપાસના કરવાથી પણ કેવળ સ્વ–સ્વરૂપની ઉપલબ્ધિ થતી નથી, આત્માનું આવરણ રહીજ જાય છે. બીજી બાજુએ જો એક બ્રહ્માંડના અભિમાની દેવાધિદેવની ઉપાસના કરવામાં આવે તો પણ આવરણ અધિક થઈ જાય છે, પરમાત્માના સ્વ–સ્વરૂપની ઉપલબ્ધિમાં બાધા વધે છે, ઘટતી નથી.'

વિદ્યા તથા અવિદ્યા બંને અવસ્થાઓથી, અવ્યાકૃત–મૂળ પ્રકૃતિની અવસ્થા સૂક્ષ્માતિસૂક્ષ્મ તથા ઉન્નત છે, પરંતુ તે સ્વ–સ્વરૂપ નથી. તેમજ વિનાશશીલ બ્રહ્માંડના અભિમાની હિરણ્યગર્ભની અવસ્થા પણ બ્રહ્માંડના સમાન પરિવર્તનશીલ છે. તેજ કારણથી કહેવામાં આવેલુ છે કે—અસંભૂતિની ઉપાસનામાં અંધકારનો ભય છે, કારણકે આત્મતત્ત્વથી બીજા ( જુદા ) પદાર્થોમાં ભટકનાર પ્રકાશને પામી શકતો નથી. તથા સંભૂતિની ઉપાસનામાં વળી તેનાથી પણ વધારે અંધકારની ભીતિ છે, કારણકે તેમાં અણિમા આદિ ઐશ્વર્યોમાં ફસાવાની[2] અધિક સંભાવના રહે છે.

વિશેષ—કર્મની સાથે આચરિત જે જ્ઞાનથી અમૃતનો લાભ હોવાનુ કહેવામાં આવ્યુ છે, તે જ્ઞાન કેવું હોય ? એ જીજ્ઞાસાની શાંતિ 'अन्धन्तमः प्रविशन्ति' ઈત્યાદિ ત્રણ મંત્રોથી કરવામાં આવી છે. કર્મસહિત પણ કેવળ જ્ઞાન અમૃત–પ્રદ થઈ શકતું નથી, પરંતુ તેના[3] વિષયમાં કોઈ બીજા જ પ્રકારની આવશ્યકતા છે, 'तमेव विदित्वा प्रज्ञा कुर्वीत ब्राह्मणः' એ શ્રુતિથી જ્ઞાનોદય પછી પણ અમૃતલાભને સારૂ જે એક ખાસ પ્રજ્ઞાવિશેષનો આશ્રય લેવાનુ જરૂરનુ છે, તે એ છે કે—'વિજાતીય જ્ઞાનના તિરસ્કારપૂર્વક નિરંતર નિત્યાનિત્યના જ્ઞાનના પ્રવાહમાં ચિત્તવૃત્તિનુ સમાહિત રહેવુ'.

કોઈ વિદ્વાન આ મંત્રમાના 'असम्भूति' શબ્દનો અર્થ 'विनाश' તથા

---

૧—એવા વર્ણનથી કોઈ એમ ન સમજી લે કે—ઋષિ, દેવતા, પિતૃ અથવા એક બ્રહ્માંડાભિમાની હિરણ્યગર્ભાદિની ઉપાસનાનું વેદ ખંડન કરે છે, વસ્તુત પરમાત્માના 'वाङ्मनसातीतपद' સ્વરૂપને લક્ષ્ય કરાવવાને સારૂજ આ વર્ણન કરવામાં આવ્યુ છે.

૨—અવ્યાકૃત પ્રકૃતિરૂપિણી અસંભૂતિમા ઐશ્વર્યનો ફસાવ નથી. અને બ્રહ્માંડના ઈશ્વરમાં અણિમા, મહિમા આદિ નાના ઐશ્વર્યો આપવાની શક્તિ હોવાથી, તત્પ્રાપ્ત વિભૂતિઓમાં ફસાવાનો અધિક ભય છે, એ વિવેક છે.

૩—જ્ઞાનના

'सम्भूति' નો 'अविनाश' અર્થ કરે છે. ( આગળ આવનારા 'सम्भूतिञ्च विनाशञ्च' એ મંત્રમાં 'असम्भूति' પદનો 'विनाश' અર્થ સહેલાઇથી થઈ શકે છે ). તેઓ કહે છે કે—જે મનુષ્ય વસ્તુમાત્રને વિનાશશીલ માને છે, કોઈ પણ પદાર્થને અવિનાશી માનતો નથી, તે ભ્રાંતિમાં પડી જાય છે, વસ્તુમાત્રને એક જેવી માની લેવાનું, બુદ્ધિ ગ્રહણ કરી શકતી નથી.

કોઈ પંડિતના મતમાં 'सम्भूति' શબ્દનો અભિપ્રાય 'संघ' 'जमाव' समाज' તથા 'असंभूति' નો 'असंगठित अवस्था' અર્થ છે. તેઓ કહે છે કે—જેઓ અસમ્ભૂતિ એટલે કે અસંગઠિત અવસ્થાની ઉપાસના કરે છે, અર્થાત્ વૈયક્તિક સ્વાતંત્ર્યનોજ આદર કરનારા છે, તેઓ અંધકારમાં જાય છે, અર્થાત્ તેમને સ્વ-પર-હિત સૂઝતું નથી, અને જેઓ કેવળ સંઘશક્તિ વધારવાને સારૂ વ્યક્તિનું સ્વાતંત્ર્ય નષ્ટ કરનારા છે, તેઓ તેનાથી પણ વધારે અણસમજણ તરફ દોરાય છે. કારણ કે, સંઘનિયમોથી જકડાએલો હોવાથી પ્રત્યેક વ્યક્તિને ધીરે ધીરે પરતંત્ર થવાની આદત પડી જાય છે. તેથી સંભુતિ તથા અસંભૂતિ એટલે કે વૈયક્તિક શક્તિ તથા સંઘીય શક્તિ, એ બંનેની સાથે સાથેજ ઉપાસનાની અભિવૃદ્ધિનો યત્ન કરવો જોઇએ. એમ ન થાય કે—એકનો આશ્રય લઈને બીજા પક્ષનો બિલકુલ ત્યાગ કરી દેવામાં આવે. આ મંત્રમાં 'સમાજ-પક્ષ'નું સારૂં વર્ણન કરવામાં આવ્યુ છે. સમાજને જેવી સંઘશક્તિની અભિવૃદ્ધિ અપેક્ષિત છે, તેવીજ વ્યક્તિની અભ્યુન્નતિ પણ આવશ્યક છે. ૧૨.

હવેના મંત્રમાં, પ્રથમ જે બે ઉપાસના કહેલી છે, તેમનાં ફળભેદ કહે છે, એટલે કે બંનેનાં અલગ અલગ ફળ દેખાડે છે, યથા—

अन्यदेवाहुः सम्भवादन्यदाहुरसम्भवात् ।
इति शुश्रुम धीराणां ये नस्तद्विचचक्षिरे ॥ १३ ॥

અન્વય—સમ્ભવાત્, અન્યત્, એવ, આહુઃ, અસમ્ભવાત્,

---

१—सम्यग्भवनं सम्भूति, सत्यत्व, नित्यत्वं, पारमार्थिकत्वमविनाशित्वमिति यावद् । तद्विपरीता असम्भूति., मिथ्यात्वमनित्यत्वं मायिकत्व विनाशित्वमिति यावद्, ताम् ।

અન્યત્, આહુઃ, યે, તત્, નઃ, વિચચક્ષિરે, ધીરાણામ્, ઇતિ, શુશ્રુમ. ૧૩.

ભાવાર્થ—હિરણ્યગર્ભરૂપ કાર્યબ્રહ્મની ઉપાસનાથી અણિમા-ગરિમા આદી ઐશ્વર્યપ્રાપ્તિરૂપ ફળ મળે છે, જ્યારે અવ્યાકૃતોપાસનાથી તેનાથી જુદીજ પ્રકૃતિના લયને કરનારી ફળની પ્રાપ્તિ થાય છે. અર્થાત્ કારણરૂપા માયાની ઉપાસનાથી માયામાં લયરૂપ ફળની પ્રાપ્તિ થાય છે[1]. જે બુદ્ધિમાનોએ જે લોકને આ, વ્યાકૃત તથા અવ્યાકૃત ઉપાસનાના ફળ કહેલાં છે, તેમની પાસેથી અમોએ એવા ઉપદેશનું શ્રવણ કરેલું છે. ૧૩.

વિ૦ વિ૦ ભાષ્ય—કર્માવસ્થા અવિદ્યાજનિત છે, તથા દેવભાવ વિદ્યાજનિત છે. અવિદ્યાજન્ય કર્માવસ્થા કરતાં, વિદ્યાજનિત દેવભાવપ્રાપ્તિની અવસ્થા ઉંચી છે. કારણ કે અવિદ્યાજનિત કર્મ ઇંદ્રિયોને આધીન હોય છે, તેથી તેનાથી અસુરભાવ વધે છે. તેથી એમ સમજવું ઉચિત છે કે—બ્રહ્માંડાભિમાની હિરણ્યગર્ભની ઉપાસના કરતાં, સર્વનું કારણ જે મૂળપ્રકૃતિ છે તેની ઉપાસના ભિન્ન છે. એટલે બંનેના ફળ પણ જુદાં જુદાં છે. પહેલામાં ઐશ્વર્ય આદિની પ્રાપ્તિ હોવાથી તેમાં ફસાઈ જવાનો ભય અધિક રહે છે, ત્યારે બીજામાં તેટલો ભય નથી. ૧૩.

વિશેષ—આ મંત્રમાં 'अन्यत्' પદનો જે સાધારણ રીતે નિર્દેશ કરેલો છે, તેનો અભિપ્રાય એ છે કે—સંભૂતિ તથા અસંભૂતિ બંનેને, એટલે કે સર્વ વસ્તુઓને કેવળ વિનાશી માની લેવાનું, અગર તો સર્વને કેવળ અવિનાશી હોવાનો સ્વીકાર કરી લેવાનું, જે ફળ થાય છે તે ભ્રાંતિમૂલક હોવાથી, અનુપાદેય છે એટલે કે સ્વીકાર કરવાને યોગ્ય નથી. વિશ્વભોગમાં કોઈ પદાર્થ વિનાશશીલ છે તથા કોઈ અવિનાશી છે. જે પદાર્થ જેવા છે, તેમને તેવાજ સમજવા એ તો પ્રમા થઈ. પરંતુ એ સર્વને એકદમ કાંતો વિનાશી માની લેવા કે અવિનશ્વર (અવિનાશી) સમજી લેવા એ ભ્રાંતિ છે. શ્રુતિ ભગવતી કહે છે કે—સર્વના

---

૧—માયામાં લય થવાનુ જે ફળ કહેવામા આવ્યુ છે, તેનાથી ઉપાસકને શો લાભ છે? તેના ઉત્તરમાં કહે છે કે—જેમ સુષુપ્તિમા લય થવાથી વિક્ષેપની નિવૃત્તિ થાય છે, તેવુજ માયામાં લય થવાનું ફળ છે.

કેવળ વિનાશિત્વદર્શનથી કે સર્વને કેવળ અવિનાશી સમજવાથી અમૃત લાભ થઈ શકતો નથી, બંનેને સાથેજ સમજવા જોઈએ.

કોઈ વિદ્વાન 'संभूति'નો અર્થ 'संघभाव' તથા 'असंभूति' નો 'असंघभाव' એટલે કે 'व्यक्तिसत्तावाद' અર્થ કરે છે. ગમે તે અર્થ કરવામાં આવે પણ એ બંને વિભૂતિયોનું એકી સાથે ચ. 'ન કરવાથીજ ફળ પ્રાપ્ત થાય છે- તેથીજ સમાજ-પક્ષને લાભ થશે.

હવેના મંત્રમાં ઉપર કહેલી બને ઉપાસનાઓનો સમુચ્ચય કહે છે, યથા—

सम्भूतिश्च विनाशञ्च यस्तद्वेदोभयं सह ।
विनाशेन मृत्युं तीर्त्वा सम्भूत्याऽमृतमश्नुते ॥ १४ ॥

અન્વય—યઃ, સમ્ભૂતિમ્, ચ, વિનાશમ્, ચ, તત્, ઉભયમ્, સહ, વેદ, સઃ, વિનાશેન, મૃત્યુમ, તીર્ત્વા, સમ્ભૂત્યા, અમૃતમ્. અશ્નુતે. ૧૪.

**ભાવાર્થ**—જે ઉપાસક અસંભૂતિ[1], નામ રૂપાદિથી પૃથક ન બનેલી, નામ અવ્યાકૃતોપાસના તથા વિનાશ[2], વિનાશધર્મવાળા હિરણ્યગર્ભની ( કાર્યબ્રહ્મની ) ઉપાસના, એટલે કે બંનેની ( કારણ[3]-કાર્ય ) એકી સાથેજ, જે પુરૂષ કરી શકે છે, તેને જાણે છે તથા જાણીને કરે છે, તે મનુષ્ય હિરણ્યગર્ભરૂપ કાર્યબ્રહ્મની ઉપાસનાથી મૃત્યુનું[4] અતિક્રમણ કરીને અવ્યાકૃતની ઉપાસનાથી અમૃતને[5] પ્રાપ્ત કરે છે.

---

૧—અહીં 'सम्भूति'ની જગોએ 'असम्भूति' સમજવું, કારણ કે તેમાં અકારનો લોપ થઈ ગયો છે.

૨—विनाशो धर्मो यस्य कार्यस्य स, तेन धर्मिणा अभेदेन उच्यते विनाश इति । અર્થાત અહીં વિનાશનો અર્થ વિનાશી છે.

૩—અવ્યાકૃત તથા વ્યાકૃત.

૪—अनैश्वर्य-अधर्मकामादिदोषजातम् ।

૫—પ્રકૃતિમાં લય થઈ જવો ( તેમાં વિક્ષેપ રહેતો નથી તેથી તે અમૃત છે )

અર્થાત્ જે લોકો સમજી ચુક્યા છે કે—અસંભૂતિ તથા વિનાશ એટલે કે અવ્યાકૃત પ્રકૃતિ તથા હિરણ્યગર્ભની આરાધના એકી સાથે થઈ શકે છે, તેઓ વિનાશ દ્વારા એટલે કે હિરણ્યગર્ભરૂપ કાર્યની ઉપાસનાથી અનૈશ્વર્ય અધર્મરૂપ મૃત્યુને દૂર કરીને[1], પ્રકૃતિમાં લયરૂપ ફળને પ્રાપ્ત થાય છે. ૧૪.

વિ૦ વિ૦ ભાષ્ય—'एकमेवाऽद्वितीयम्' નિત્ય સ્થિત બ્રહ્મપદને લક્ષ્ય કરાવવાને સારૂ આ મંત્રમાં વિનાશ શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે, કારણ કે બ્રહ્મના સિવાય જે કાંઈ છે તે સર્વ વિનાશશીલ છે. વિહિત કર્મ તથા સકામો પાસના એ બંને સંભૂતિકોટિ ( અવિનાશ ) ની અંતર્ગત છે. આસ્તિકતા વગર વિહિત કર્મ થઈ શકતુ નથી તથા સકામોપાસના કર્મથી રહિત હોઈ શકતી નથી. બીજી બાજુએ કર્મદ્વારા મળની શુદ્ધિ તથા ઉપાસના દ્વારા વિક્ષેપના નાશ થઈને સાધક તત્ત્વજ્ઞાનનો અધિકારી થાય છે. તેથી વિનાશપદ સાથે સબંધ જોડી વિહિત કર્માનુષ્ઠાન તથા ઉપાસના આદિ સાધનો દ્વારા જ્યારે સાધક મૃત્યુનું અતિક્રમણ કરે છે અર્થાત્ વિષય-વાસનારહિત થઈને મરી જાય છે, ત્યારે તરતજ પ્રકૃતિપ્રવાહમા આત્મસમર્પણ કરીને પ્રકૃતિલય દ્વારા અમૃતત્વને[2] પ્રાપ્ત કરે છે. સંભૂતિ તથા અસંભુતિનું યથાર્થ સ્વરૂપ બરાબર સમજીને સાધક સાથે સાર્થજ કરે છે, અર્થાત્ કર્મ-ઉપાસના આદિના યથાવત્ સાધન અને તેની સાથેજ વાસના-રહિત થઈને પ્રકૃતિપ્રવાહમાં આત્મસમર્પણ, બંનેને એકી સાથે કરે છે, ત્યારે કર્તા કૈવલ્યભૂમિકાને માર્ગે ચડે છે. ૧૪.

વિશેષ—'सत्यानृते मिथुनीक्रोति' એ શ્રુતિપ્રમાણથી આ સૃષ્ટિ અનાદિ કાળથી સત્ય અને મિથ્યા એ રૂપોમા સતત ચાલતી આવેલી છે. જ્યારે એમ છે તો પછી સંભૂતિ તથા વિનાશ—નિત્યત્વ તથા અનિત્યત્વ—એ બ નેનો વિચાર કરીને જે આચરણમાં લાવે છે, તે વિનાશ એટલે કે અસંભૂતિ—સર્વત્ર અનિત્ય દર્શનથી, બીજા શબ્દોમા કહીએ તો—સર્વ જગોએ સત્યત્વના દર્શનથી મિથ્યાત્વના વિવેચનથી[3], મરણનું એટલે કે સંસારનું અતિક્રમણ કરીને અમૃતને પ્રાપ્ત થાય છે.

---

૧—હિરણ્યગર્ભની ઉપાસનાથી અણિમાદિ ઐશ્વર્યની પ્રાપ્તિરૂપજ ફળ મળે છે, તેનાથી અનૈશ્વર્યરૂપાદિ મૃત્યુને પાર કરી શકાય છે ।

૨—અમૃતત્વ શબ્દથી નિ શ્રેયસભૂમિ તરફ અગ્રેસર થયુ એવો સમજવો જોઈએ

૩—જગત્ મિથ્યા, બ્રહ્મ સત્ય છે એ વિચારથી

૪—પ્રસ્તુત । સંસારસંતરણ વાસનાક્ષયથી થાય છે, તે ( વાસનાક્ષય ) સર્વત્ર

અહીં એ સમજવા જેવું છે કે—દૃષ્ટિસૃષ્ટિવાદને લઈને કોઈ શૂન્યવાદી વસ્તુ માત્રને મિથ્યા માનીને સર્વત્ર અનિત્ય દર્શનનેજ પ્રકૃત જ્ઞાનયોગ કહે છે. તેજ પ્રમાણે 'सृष्टिद्रष्टृत्वेन' વસ્તુજાતને સત્ય માનનારા અદ્વૈતવાદી સર્વત્ર નિત્ય-દર્શનનેજ પ્રકૃત જ્ઞાનયોગ કહે છે. પરંતુ કેવળ અનિત્ય જોવું કે કેવળ નિત્ય-દર્શન, એ પ્રકૃત જ્ઞાનયોગ નથી, પણ આ ઉપનિષદના છએ મંત્રોના સંદર્ભનું તાત્પર્ય બંનેના સાહચર્યમાં છે—બંનેના સાથે અનુષ્ઠાનમાં છે.

કોઈ પંડિતે 'संभूति' નો અર્થ 'संघशक्ति' તથા 'विनाश' શબ્દનો 'असंभूति' શબ્દના સ્થાન ઊપર પ્રયોગ કરીને 'व्यक्ति-सत्ता' અર્થ કરેલો છે. વ્યક્તિયોનો નાશ થાય છે, પણ સંઘનો નાશ થતો નથી, એટલે કે સંઘમાં આપેક્ષિક, ચિરસ્થાયિત્વ છે. અહી વિનાશના બે વિરોધી અર્થ કરવામાં આવેલા છે. એક તો 'विगतो नाशो यस्मात्' જેનો નાશ ન હોય, બીજો 'विशेषेण नाशः' વિશેષ રૂપથી નષ્ટ થવું. એવી સ્થિતિમાં મંત્રનો અર્થ એવો થઈ જાય છે કે, જે મનુષ્ય 'संघशक्ति' તથા 'व्यक्तिसत्ता' નો પ્રયોગ સાથે સાથે કરવાનું જાણે છે, તે વિનાશથી એટલે કે 'વ્યક્તિયોના નષ્ટ થવા છતાં પણ સંઘ રહી જાય છે' એવા જ્ઞાનથી મૃત્યુને એટલે કે પોતાની હાનિ, અવનતિ આદિને દૂર કરીને 'सम्भूत्याऽमृतमश्नुते' અર્થાત સંઘશક્તિના મહિમાથી અમૃતને એટલે કે શત્રુ કૃત બાધા-રોગ-શોક-ચિંતા-અભાવ વગેરેથી આપત્તિયોનો જે સ્થિતિમાં લેશ પણ સંભવ ન હોય, તે પદને મેળવી લે છે. આનાથી 'समाजपक्ष'ના સમર્થનમાં યુક્તિયુક્ત શિક્ષા આપવામાં આવેલી છે.

---

‡અનિત્યદર્શન, ત્યાગથી થઈ શકે છે. ભોગકૃત તથા ત્યાગકૃત એ ભેદથી વાસનાક્ષયના બે પ્રકાર છે. તેમાં ભોગકૃત ક્ષય કર્મથી તથા ત્યાગકૃત ક્ષય અનિત્યદર્શનથી થાય છે. 'ईशावास्यम्' એ મંત્રમાં જે સ્વેચ્છાત્યાગપૂર્વક સર્વત્ર ઈશ્વરદ્રષ્ટવ્યનું દેખવાનું કહેલુ છે, તે પણ સર્વત્ર અનિત્યદર્શન વાસનાક્ષયથીજ બનવું સંભવિત છે.

૧—દર્શનજ સૃષ્ટિ છે, દેખાવથી બીજુ કાંઈ નહી, સ્વપ્નના જેવું એટલે કે મિથ્યા છે.

૨—यथा दृष्ट तथैव दृश्यते, એટલે કે જેવી સૃષ્ટિ છે, તેવીજ દેખાય છે તેનાથી અન્યથા નહી એટલે કે સત્ય.

'अविद्यया मृत्यु तीर्त्त्वा विद्ययाऽमृत मश्नुते' આ ઊપર કહેલા સમુચ્ચયથી, કાર્ય-કારણાત્મક સૂર્યમંડળમા સ્થિત પુરૂષજ સપ્રાપ્ય છે, તેની પ્રાર્થના હવેના મંત્રમાં કરે છે, યથા—

**हिरण्मयेन पात्रेण सत्यस्याऽपिहितं मुखम् ।**
**तत् त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥ १५ ॥**

અન્વય—હિરણ્મયેન, પાત્રેણ, સત્યસ્ય, મુખમ્, અપિહિતમ્, પૂષન્! ત્વમ્, સત્યધર્માય, દૃષ્ટયે, તત્, અપાવૃણુ. ૧૫.

ભાવાર્થ—દેવયાનને માર્ગે જતો ઉપાસક, સૂર્યમંડળને પ્રાપ્ત કરીને પ્રાર્થના કરે છે કે—હે જગતપોષક પરમાત્મન્! સત્યસ્વરૂપ[1] આપની પ્રાપ્તિના દ્વારરૂપ જે મુખ છે, તે સોનાના જેવા દેદીપ્યમાન ચમકતા પાત્ર[2]થી ઢકાએલું છે. સત્ય ધર્મનું[3] આચરણ કરવાવાળો (એવો હુ) મારા ઊપરથી એ (અધાર પિછોડાનું) આચ્છાદન નાખનારૂ આવરણ હઠાવી લો, કે જેનાથી હું આપના દર્શન કરી શકું. અર્થાત્—હે વિશ્વને પરિપુષ્ટ કરનારા પ્રભો! સૂર્યમંડળ દ્વારા સત્યસ્વરૂપ બ્રહ્મની ઉપલબ્ધિનું દ્વાર આવૃત થઈ રહેલું છે, તેને તમે હઠાવો કે જેથી સત્યપરાયણ હું તેના દર્શન કરૂ. ૧૫.

વિ૦ વિ૦ ભાષ્ય—મુમુક્ષુજનોને અદ્વિતીય બ્રહ્મના સ્વરૂપની ઉપલબ્ધિ થઈ જાય, એજ ઉપનિષદોનો ઉદ્દેશ છે. અહીં 'पूषन्' સંબોધનથી બ્રહ્મપદનોજ નિર્દેશ કરવામા આવેલો છે. તથા કાર્યના સંબંધથી કારણનું અન્વેષણ કરવામા આવેલું છે જેમ, જગત એ કાર્યબ્રહ્મ છે, તેની સૃષ્ટિ, સ્થિતિ તથા લય જેનાથી થાય છે, તથા એ જગત જે બ્રહ્મમા સ્થિત રહે છે તેજ, દ્વૈતભાવ રહિત પરમાત્માના સ્વરૂપના નિર્દેશને સારૂ, આ મંત્રનો આવિર્ભાવ થયો છે. કારણ કે પ્રકૃતિ લય પછી આત્મજ્ઞાનનો ઉદય થવાનોજ બાકી રહે છે, તે આપોઆપ થઈ જાય છે[4].

---

૧—त्रिकालाऽबाधित, જેનો કદી કોઈ પણ પ્રમાણથી બાધ ન થાય તે સત્ય છે.

૨—પાત્રના જેવા ઢાંકનારા તેજોમંડળથી

૩—सत्यस्य तपोवासनात् सत्यं धर्मो यस्य मम सोऽहं सत्यधर्मा तस्मै मह्यम् ।
यद्वा—सत्यधर्माय यथाभूतधर्मानुष्ठात्रे मह्यमेव ॥

૪—મન, વાણી, બુદ્ધિથી અતીત સ્વ-સ્વરૂપનો ઉદય

જગતની યાવત જ્યોતિ અને તેજનું કેન્દ્ર જે સૂર્યમંડલ, સ્થૂળ દ્રષ્ટિથી જોવામાં આવે છે, તે તેનું અધિભૂત સ્વરૂપ છે. જે તે મંડળનો અભિમાની દેવતા છે, તે તેનુ અધિદૈવ સ્વરૂપ છે. પરંતુ સૂર્યદેવમાં વ્યાસ, સર્વજ્યોતિયોની જ્યોતિરૂપ, સર્વાત્મા બ્રહ્મનું જે ચિન્મય સ્વરૂપ છે, તેજ સૂર્યનું અધ્યાત્મ સ્વરૂપ છે, બસ એજ સ્વ-સ્વરૂપ પદથી વાચ્ય છે. જ્યાં સુધી અધિભૂતરૂપી, સ્થૂળ નેત્રથી ગ્રહણ કરવાને યોગ્ય તથા હિરણ્યમય પાત્રરૂપી અધિદૈવ સ્વરૂપ ઊપરથી ધારણા હઠાવીને, સૂર્યના અધ્યાત્મસ્વરૂપની અપરોક્ષાનુભૂતિ, મુમુક્ષુ કરી શકે નહી, ત્યાં સુધી સ્વ-સ્વરૂપની ઉપલબ્ધિ સંભવિત નથી.

કર્મ તથા ઉપાસના, એ બંનેથી યુક્ત, જે તત્ત્વજ્ઞાનાર્થી પુરૂષ છે, તે અધિકારી મરણકાળમાં આદિત્ય ભગવાનની પ્રાર્થના કરે છે કે—હે સૂર્ય ! સત્ય પરમાત્માસ્વરૂપ, જે આદિત્યમંડળમાં સ્થિત છે, તે પ્રકાશમય પાત્રથી ઢંકાઈ ગએલું છે, તેથી પ્રતીત થતું નથી. તેથી સત્ય પરમાત્માનો ઉપાસક જે હું છું તેની ( મારી ) ઉપાસનાને સારૂ આવરણને દૂર કરો, કે જેનાથી હું સત્ય[1] પરમાત્માનાં દર્શન કરી શકું. ૧૫.

વિશેષ—સત્યને જે મંડળાકાર ચમકતા ઢાંકણેથી ઢાંકી રાખેલું છે, તે મૂર્ત છે. મૂર્ત મિથ્યા થયા કરે છે, તે જો હઠી જાય તો સત્યાત્મા બ્રહ્મની સ્વરૂપોપલબ્ધિ સ્વયં—અનાયાસેજ, જેમ પડદો હઠી જવાથી વસ્તુ સ્વયં સામે આવી જાય તેમ થઈ જાય છે[2].

આ મંત્રથી વ્યાવહારિક-પક્ષને અતિ ઉત્તમ રીતે સમજાવ્યું છે કે—સત્યમાં એવું સામર્થ્ય છે કે તે મટી શકતું નથી પણ છુપાઈ જાય છે ખરૂં. સચાઈને ઢાંકનારા, છુપાવનારા જેટલા પદાર્થ છે, તેમાં હિરણ્ય એટલે કે સોનું[3] સૌથી

‡ થાય છે. તેમાં બીજુ કોઈ પણ કારણ અપેક્ષિત ન હોવાથી પરમાત્માની પ્રાર્થનામાં લક્ષ્યને સ્થિર કરવાને સારૂ સૂર્યદેવનું અવલંબન સર્વોપરિ છે. ગાયત્રીની ઉપાસના તથા ગાયત્રીમંત્ર તેનું પ્રત્યક્ષ પ્રમાણ છે. સૂર્યમંડળને લક્ષ કરાવીનેજ હિરણ્યમય પાત્રનો પ્રયોગ કરેલો છે.

૧—ઉપલક્ષણમેતત્—એતો ઉપલક્ષણ છે ( सर्वस्याऽपि जनस्य दर्शनार्थमित्यर्थः ).

૨—આચ્છાદક પાત્રના સંહરણનો પ્રકાર આગળ મંત્રમાં સ્ફુટ થશે.

૩—એ પણ યાવત્ રત્નોનું ઉપલક્ષણ છે, હિરણ્યમાં સર્વપ્રકાશમાન રત્નોનો સમાવેશ થઈ જાય છે.

ચઢીયાતુ છે. તેનેજ પ્રકૃત મંત્રમાં કહેવામાં આવ્યુ છેકે—'हिरण्मयेन पात्रेण सत्यस्य मुखम् अपिहितम्' હિંસા આદિ ગમે તેટલાં અનર્થકારી પાપ કેમ ન હોય, પણ તે સોના-ચાંદીના પાત્રોની માફક ટુકડાઓથી છુપાવી શકાય છે, સાચી હિંસા અહિંસામાં બદલી શકાય છે, લાંચ લઈને અગર દાબીને સત્યનુ મ્હોં બંધ કરી શકાય છે, ઈનામને નામે ગમે તે અનર્થ ઢાંકી શકાય છે. તેથીજ શ્રુતિ ભગવતી ઉપકાર-પરાયણ સજ્જનોને આજ્ઞા આપે છે કે—'सत्यधर्माय दृष्टये तत् त्वम् अपावृणु' એટલે કે સચાઈ ને જોવાને—જાણવાને સારૂ તથા તેને અનુકૂળ વર્તાવ કરવાને સારૂ, એ દ્રવ્યના લોભના પડદાને હટાવી દો.

જે લોક જગતમાં સત્ય ધર્મનો પ્રચાર પ્રસાર કરવાની અભિલાષા રાખતા હોય તથા દેશ જાતિ એટલે કે સમાજની સેવા કરવાની ઈચ્છા રાખતા હોય, તેઓ સોનાની લાલચ છોડી દે. કામિની-કંચન એ કીચડ છે, તેમાં ફસાએલો પ્રાણી ભાગ્યેજ ઉપર આવી શકે છે. એ બંને બંધનોમાં અને બાધાઓમાં કચન વધારે ભયાનક છે, જ્યા સુવર્ણ હશે ત્યાં સર્વ અનર્થ શીઘ્રતાથી એકત્ર થઈ જાય છે. વ્યવહાર દશામાં સુવર્ણનો કોઈ કોઈ આંશિક સદ્ ઉપયોગ પણ કરે છે, પણ એવા લોક સંસારમા ઘણાજ થોડા હોય છે.

મહાત્માઓ એ બલાથી બચીને પોતાના સાધનમાં લાગેલા રહેવુ જોઈએ. જે સુવર્ણના ફેરમાં જેટલો પડશે તેટલોજ તે સત્યધર્મથી દૂર થતો જશે. તેનીજ પાછળ રાત દિવસ દોડનારા-નિર્દેશિયોની અશાંત, અસંતુષ્ટ તથા અસ્વસ્થ દશાને સર્વ લોક દેખી રહ્યા છે. એજ વાત 'मा गृध कस्यस्विद्धनम्'માં સંક્ષેપમાં કહેવામાં આવેલી છે, તેને અહીં સવિસ્તર સ્પષ્ટતાથી સમજાવેલી છે. મહાત્મા લોક સુવર્ણના ફેરમા પડતા નથી, તેથીજ તેઓ સત્ય ધર્મનું પાલન કરવામા સમર્થ હોય છે. જેને પોતાની આત્મિક શક્તિ ઉન્નત કરવી હોય તેણે પ્રકૃતિની મોહજાળમાં—નવ્વાણુંના ફેરમાં પડવું જોઈએ નહી. વિશ્વમાં સત્યધર્મને જેણે છુપાવી રાખેલો છે એવા ચમકદાર પડદાને જગદીશ્વર શીઘ્રતાથી હઠાવી લે, એવી પ્રાર્થના કરીને અહીં સત્યને જોવાનો યત્ન કરવામા આવેલો છે. ૧૫.

ફરી પણ કેટલાક પ્રકારથી સૂર્યને સંબોધન કરીને બીજા કાર્ય કહે છે, યથા—

पूषन्नेकर्षे यम सूर्य प्राजा-
पत्य व्यूह रश्मीन् समूह ।

तेजो यत्ते रूपं कल्याणतमं तत्ते
पश्यामि योऽसावसौ पुरुषः सोऽहमस्मि ॥१६॥

અન્વય—હે પૂષન્[1] ! હે એકર્ષે ! હે યમ, હે સૂર્ય ! હે પ્રાજાપત્ય ! રશ્મીન્, વ્યૂહ. તેજઃ, યત્, તે, રૂપમ્, કલ્યાણતમમ્, તત્, તે, પશ્યામિ. યઃ, અસૌ[2], પુરૂષઃ, સઃ, અહમ્, અસ્મિ. ક્રિયાયોગેન સોઽહમિતિ ભાવઃ. ૧૬.

ભાવાર્થ—પ્રથમ કહેવાઈ ગયું છે કે—જો સૂર્ય પોતાના તેજોમંડળનો સંહાર કરી લે તો સ્વરૂપ સ્વતઃ દેખાય. પણ એ સૂર્યમંડળના સંહાર તથા સ્વરૂપનાં દર્શન કેવી રીતે થાય ? એવી આશંકા હોવાથી, એ બંનેનું નિરૂપણ કરતાં અમૃતસિદ્ધિના પ્રસ્તાવનો ઉપસંહાર કરે છે, યથા—

હે સર્વના પોષક ! હે એકાકી વિચરણ કરનાર !! હે સર્વનિયામક !!! હે સર્વકર્મની લોકને પ્રેરણા કરનાર !!! આકાશચારી હોવાથી હે સર્વલોકમાં ગમન કરનાર !!!! હે પ્રજાપત્યુદ્ભવ !!!! આપનાં કિરણસમૂહનો ઉપસંહાર કરી લો–હટાવી લો, તથા આપના તીવ્ર તેજને સંકુચિત કરો, કે જેથી કરીને આપનું જે અતીવ કલ્યાણમય સુંદર આનંદાત્મક સ્વરૂપ છે, તેનો આપની કૃપાથી હું સાક્ષાત્કાર કરી શકું. અધિક શું કહું ? હું આપની પાસે લાચારીથી કે નાસીપાસ થઈને ભીખ માગતો નથી. જુવો, આદિત્યમંડલમાં જે પરોક્ષ[3] પરિપૂર્ણ પુરૂષ છે, તે હું છું. સ્વયં જ્યોતિરૂપજ, મારૂં વાસ્તવિક રૂપ છે. ૧૬.

વિ૦ વિ૦ ભાષ્ય—રાજયોગસંબંધયુક્ત બ્રહ્મોપાસનાના અભિપ્રાય

---

૧—તાપ, પ્રકાશ તથા રસ આદિ પ્રદાન કરીને જગતનું પોષણ કરે છે, તેથી સૂર્યને પૂષા કહેવામાં આવેલો છે.

૨—'व्याहृत्यवयवः' એ વ્યાહૃતિસ્વરૂપ છે, યથા 'तस्य भूरिति शिरः, भुव इति बाहू, स्वरिति प्रतिष्ठा' ( બૃ૦ ઉ૦ ૫-૫-૩ ) અર્થાત્ તેનું 'भूः' એ માથું છે, 'भुवः' એ ભુજાઓ છે તથા 'स्वः' એ પ્રતિષ્ઠા ( ચરણ ) છે.

૩—શાસ્ત્રદૃષ્ટિથી અપરોક્ષ.

પ્રમાણે આ મન્ત્રમાં પૂષન[1], એકર્ષે[2], યમ[3], સૂર્ય[4], પ્રાજાપત્ય[5], એ સંબોધન રાખવામાં આવેલાં છે. રશ્મિ અને તેજ એ બન્ને દ્વારાજ વસ્તુતઃ સૂર્ય દેવનું સ્વરૂપ આચ્છાદિત થએલું છે. રશ્મિસમૂહ જેવી રીતે સૂર્યના કાર્ય પ્રગટ કરે છે, તેવીજ રીતે બ્રહ્મ પ્રકૃતિ, દૃશ્ય પ્રપંચ ઉત્પન્ન કરેછે. રશ્મિરૂપી દૃશ્ય પ્રપંચ હઠાવીને, તેજરૂપી નિજ પ્રકૃતિને સંકુચિત કરીને પોતાનામાં મેળવી લેવાથી સ્વરૂપનો ઉદય એટલે કે મંગલમય રૂપનું દર્શન થાય છે દર્શન કરનારાઓમાં હું કોઈ બીજો નથી, તેમ હું કોઈ દીન સેવકની પેઠે દર્શનની ભિક્ષા માગતો નથી, કારણ કે સૂર્યમંડળમાં જે પુરૂષતત્ત્વ છે, તેનાથી હું જુદો નથી, જે તે છે તેજ હું છુ. ૧૬.

વિશેષ—હે પોષક, હે પ્રધાન, હે નિયામક, હે પ્રેરક, હે પ્રજાપત્યાપત્ય! પ્રકૃતિએ આંજી નાખવાના કારણથી મને તારૂં સ્વરૂપ દેખાતું નથી, તું મારી આંખોને આંજી નાખનારાં તારા કિરણોને હટાવીને તારા ઉત્તાપક તેજને સમેટી લે, કે જેથી કરીને હું તારા અભ્યુદય અને નિ શ્રેયસ પ્રદાન કરવાને સમર્થ, એવા સ્વરૂપને જોઈ લઉં. તારા સ્વરૂપનો સાક્ષાત્કાર કરનાર જે પુરૂષ છે, અર્થાત્ જે તારો પરમ ભક્ત હોય છે, તેજ પુરૂષ હું છું, હું તારો અનન્ય ભક્ત છુ. તેથી હું તારા મંગળપ્રદ સ્વરૂપને જોવાની ઈચ્છા રાખુ છુ.

---

૧—કાર્યબ્રહ્મરૂપી જગતના પોષક 'कारणब्रह्म' એ 'पूषन्' શબ્દનું તાત્પર્ય છે.

૨—એક અને અદ્વૈત અર્થાત્ 'एकमेवाऽद्वितीयम्' શ્રુતિપ્રતિપાદ્ય પદના લક્ષ્ય બોધનને અર્થે એકર્ષે સંબોધન કરેલું છે

૩—જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી કર્મનું બંધન છે, અને જ્યાં સુધી કર્મ છે ત્યાં સુધી અનુશાસનની જરૂર છે. તેજ કારણથી, તામસિ અધિકારી રાજાનુશાસનને, રાજસિ અધિકારી શબ્દાનુશાસનને તથા સાત્વિક અધિકારી યોગાનુશાસનને આધીન રહે છે તેથી એ સર્વના સર્વપ્રકારના શાસક હોવાથી યમ છે.

૪—રશ્મિ દ્વારા જે પ્રકારે સૂર્યમંડળ વરાળનું આકર્ષણ કરે છે, તેજ પ્રમાણે ઈશ્વર પોતાના તેજ દ્વારા સર્વ જીવોને પોતાના તરફ આવવાનું આકર્ષણ કરે છે, અર્થાત અભ્યુદય નિશ્રેયસ પ્રદાન કરે છે, તે કારણથી સૂર્ય શબ્દથી સંબોધન કરેલું છે

૫—શ્રી ભગવાનના બ્રહ્મ, ઇન્દ્ર, અને વિરાટ એ ત્રિભાવાત્મક રૂપનાં દર્શનને અર્થે પ્રાજાપત્ય' શબ્દનો પ્રયોગ કરેલો છે.

પરમેશ્વર 'पूषन' જે સર્વના પોષક છે, 'एकर्षि' જે એજ એક સ્વ-વ્યાપારમાં સ્વતંત્ર છે, 'यम' જે સર્વને પોતાના નિયમમાં રાખનારા છે, 'सूर्य' જે પ્રકાશ આપનારા છે, તથા 'प्राजापत्य' અર્થાત્ પ્રજાપતિનાં સર્વ સામર્થ્યોથી યુક્ત જે દેવ છે—જે મહાપ્રભુ છે, તેનુંજ આ મંત્રમાં અંતઃકરણથી આહ્વાન કરવામાં આવેલું છે. તે એવા અધિકાર અને દાવાથી કે—હું આપના આનંદ સ્વરૂપના દર્શન કરવાની અભિલાષા રાખનારો આપનાથી અભિન્ન છું. આ મંત્રના કથન અનુસાર સાધકે તન્મય થઇને પરમાત્માની ઉપાસના કરવી જોઇએ. કારણ કે—'દેવ થઇને દેવતાનું યજન કરો' એવી આજ્ઞા છે. આ મંત્રમાં વિજ્ઞાન-પક્ષનું સમર્થન કરવામાં આવેલું છે. ૧૬.

મરણ સમયે ઉપાસકે એવા અનુસંધાનથી ચિંતન કરવું જોઇએ કે—

**वायुरनिलममृतमथेदं भस्मान्त ँ शरीरम् ।**
**ॐ क्रतो स्मर कृत ँ स्मर क्रतो स्मर कृत ँ स्मर ॥१७॥**

**અન્વય—અથ, વાયુઃ, અનલમ્, અમૃતમ્, [ પ્રતિપદ્યતામ્-લભતામ્-ઇતિ શેષઃ ] ઇદમ્, શરીરમ્, ભસ્માન્તમ્, ઓમ્, ક્રતો ! સ્મર, કૃતમ્, સ્મર. ક્રતો, સ્મર, કૃતમ્, સ્મર ૧૭.**

**ભાવાર્થ**—હવે મારા મૃત્યુનો સમય આવી ગયો છે. આ સમયે મારો પ્રાણવાયુ, આધ્યાત્મિક પરિચ્છેદ એટલે કે દેહના સંબંધનો પરિત્યાગ કરીને, અધિદેવ—સર્વાત્મક તથા અમૃત અનિલરૂપ, એટલે કે વ્યાપક વાયુ સૂત્રાત્માને, પ્રાપ્ત થાઓ, તથા જ્ઞાન ( સદસદ્ચિંતન ), કર્મ ( શુભાશુભ ) ના સંસ્કારથી યુક્ત એ લિંગદેહ ( સૂક્ષ્મ શરીર ) સ્થૂળ દેહથી નિકળી જાય. પછી એ સ્થૂળ શરીર, અગ્નિમાં આહુતિ થઇને ભસ્મમાં[1] પરિણત થાઓ. ઓંકાર-સ્મરણપૂર્વક કહે છે કે—ક્રતો ! હે સંકલ્પાત્મક મન ! હવે જે અમારે સ્મરણ કરવાને યોગ્ય છે, તેનું સ્મરણ કરો, બાલ્યકાળથી લઇને અત્યાર સુધી જે સર્વ કર્મ કરેલાં છે તેમનું પણ સ્મરણ કરો. એટલે કે ॐ, અર્થાત હે ઓંકારની મધ્યમાં સ્થિત ઇશ્વરથી

૧—'भस्मान्त शरीरम्' અંતમાં શરીર બળીને રાખ થઈ જાય છે, એ સંસારીને લક્ષ્ય કરીને કહેવામાં આવ્યું છે, સંન્યાસીને નહી. અહીં ભસ્મ શબ્દાર્થનો એ સંકોચ શાસ્ત્રપ્રમાણાનુમોદિત છે.

અભિન્ન આદિત્ય ! હે ક્રતો ! આદિત્યથી અભિન્ન સંકલ્પાત્મન્ ! હે યજ્ઞરૂપ તમારો ઉપાસક જે હું તેનું (મારૂં) સ્મરણ કરો. તથા મેં જ્ઞાન તથા કર્મનાં જે અનુષ્ઠાન કર્યાં છે તેનું પણ સ્મરણ કરો. ૧૭.

વિ૦ વિ૦ ભાષ્ય—ગમે તો આરૂરૂક્ષુ મુનિ હોય, કે યોગારૂઢ મહાત્મા હોય, સર્વને મૃત્યુનો પ્રસંગ અનિવાર્ય છે. મર્ત્યલોકમાં મૃત્યુ પણ એક આવશ્યક પ્રયોગ છે. મૃત્યુની અંતિમ ઘડી સંભાળવામાં ઘણી સાવધાની રાખવાની આવશ્યકતા છે. શરીરમાં વાયુ, પ્રધાન અવલંબન છે, તે પ્રાણ સ્વરૂપ છે. પ્રાણશક્તિજ સર્વ કાંઈ ધારણ કરે છે. મહાત્મા અભ્યાસી મહાપુરૂષ, શરીરનો ત્યાગ કરવાને સમયે સ્થિર ધારણાથી એમ કહે છે કે—મારો પ્રાણવાયુ, ચિન્મય મહાપ્રાણ દેવતામાં મળી જાઓ. પ્રાણ યાવત્ શક્તિયોનું કેન્દ્ર છે, તેની શક્તિ, નિઃશ્રેયસ પ્રદાન કરવામાં સમર્થ છે, તેથીજ તેને અમૃત કહે છે. માટીમાં અન્ય પદાર્થો મળેલા રહે છે. તેથી તે શુદ્ધાંશ કહી શકાતી નથી. ભસ્મ શુદ્ધ છે. શરીરને પવિત્રતાના માર્ગમાં પહોંચાડીને સ્વયં બ્રહ્મીભૂત થવું એજ આ મંત્રનું અંતિમ ફળ છે. સાધક કહે છે કે—મારા પ્રાણ પરિચ્છિન્ન અભિમાનનો ત્યાગ કરીને સમષ્ટિ વાયુરૂપ હિરણ્યગર્ભને પ્રાપ્ત થાઓ, કર્મ તથા ઉપાસનાના સંસ્કારસહિત જે આ મારૂં લિંગ શરીર છે, તે લિંગ શરીરમાંથી નિકળી જાય તથા આ મારો સ્થૂળ દેહ ભસ્મીભાવને પ્રાપ્ત થઈ જાય.

અર્થાત્ મરણકાળે ઉપાસક મનને કહે છે કે—હે મન ! જે પદાર્થને તું પ્રાપ્ત થાય છે, તેને સંકલ્પસહિત કર્મ કરીનેજ પ્રાપ્ત થાય છે. હવે સમય આવી ગયો છે કે—તે જે બાલ્ય આદિ અવસ્થાઓમાં વિહિત કર્મ તથા વિહિત ઉપાસનાઓ કરી છે તેમનું સ્મરણ કર, તેમ કરવાથી પ્રાણપ્રયાણ શાંતિથી થશે, યથેષ્ટ લોકની પ્રાપ્તિ થશે.

વિશેષ—કેટલાકના મતમાં આ મંત્ર આત્મપરીક્ષણસંબંધીનો છે, તેઓ કહે છે કે, આ શરીર તો બળીને રાખમાં મળી જનારૂં છે, તેથી તેને સર્વ કાંઈ ન સમજતાં પ્રાણવાયુને અનિલ એટલે કે મહાવાયુમાં મેળવીને વિશેષ શક્તિ પ્રાપ્ત કરવી જોઈએ. શરીર તો સર્વના સરખાં છે, પરંતુ મહાપુરૂષ લોક પ્રાણાયામાદિ વિવિધ પસંદ કરેલા ઉપાયોથી તેમાં એક વિલક્ષણ શક્તિસમૂહનો સંચય કરી લે છે. સાધક પોતાના મનને કહે છે કે—હે મન ! તેં જે કર્મ કર્યાં છે, તે ગમે તો આજ-કાલના, સાંજ સવારનાં કે ઘણાકાળ પહેલાંનાં કરેલાં હોય

તેમના ઉપર તુ દષ્ટિ નાંખ. તેમ કરવાથી ખરા ખોટાનો પતો લાગી જશે, ત્યારે અવનતિ કરનારાં કર્મોનો ત્યાગ કરી શકાશે. 'उद्धरेदात्मनात्मानम्' પોતાનો ઉદ્ધાર પોતે જ કરવાનો છે. નિત્ય પ્રતિ પોતાનાં કર્મોને તપાસતાં રહેવું એ આત્મોન્નતિમાં અત્યંત સહાયક છે. ભૂલ ત્યારેજ સુધરે કે જ્યારે તેના ઉપર વિચાર કરીને તેને હાનિકારક સમજાય. તેનુજ નામ 'आत्मपरीक्षण' છે. આ મંત્રમાં વ્યાવહારિક પક્ષને લઇને સાધકની આત્મોન્નતિનું લક્ષ્ય બતાવેલું છે. શરીરને પરિપુષ્ટ કરવું એ સર્વને માટે સર્વથા ઇષ્ટ હોવું જોઇએ. પણ તે આધ્યાત્મિક શક્તિ વધારવા ને સારૂ, નહી કે શારીરિક પ્રદર્શન કરવાને સારૂ. શરીરનું શું ઠેકાણુ ? તેના ઉપર ભરોસો રાખનારા હાથ ઘસતાજ રહી જાય છે. રેતીની ભીંતનો શો ભરોસો ? હા, તેમાં પ્રતિષ્ઠિત પ્રાણવાયુની શક્તિને ઉન્નત કરવી જોઇએ. શરીર સોનાની થાળીની પેઠે એક અત્યંત ઉપયોગી સાધન થઈ શકે છે, પણ તેમાં પીરસીને ખાવા જેવો ભૂખ મટાડનાર પદાર્થ કોઈ બીજોજ છે.

આ મંત્રમાં આવેલા કેટલાક શબ્દો ઉપર અલગ અલગ વિચાર કરી લેવાનું પણ આવશ્યક છે. કારણ કે એ પદો, વિશેષ ભાવયુક્ત છે. યથા—'वायुः, अनिलम्, अमृतम्, इदम्, भस्मान्तम शरीरम्'. વાયુઃ=પ્રાણવાયુ, અમૃતમ્=અમર, અવિનાશી, મરણધર્મથી રહિત, અનિલમ્=પ્રાણસ્ય પ્રાણ, પ્રાણને પણ જીવન આપનાર, તેજસ આદિ નામથી વેદાન્તપ્રસિદ્ધ જીવભૂત[1] અર્થાત આત્મા. જ્યાં સુધી શરીરમાં જીવ રહે છે ત્યાં સુધી પ્રાણવાયુ પણ રહે છે. શરીરં='अस्थिमांसादिसंघातरुपम्', ભસ્માન્તમ્=ભસ્મજ છે અંત અગર પરિણામ જેનું, અર્થાત્ શરીર ભસ્માવસાન છે. વસ્તુતઃ મનુષ્યનો દેહ હાલ પણ એટલે કે સદા-એજ રાખનો ઢગલો છે. એનુ તાત્પર્ય એ થયુ કે—આ શરીર અતિ તુચ્છ છે.

આ મંત્રમાં ૐકારનું ઉચ્ચારણ શુભને અર્થે છે, આગળ જે વાત કહેવામાં આવશે તે સર્વને સારૂ મંગળમય થશે, એવું સૂચિત કરેલ છે. અહીં ક્રતુ શબ્દ યજ્ઞનો વાચક છે, કારણ કે આ ઉપનિષદ યજુર્વેદીય છે, યજુર્વેદમાં ક્રતુશબ્દ યજ્ઞાર્થક છે, યજ્ઞ પારલૌકિક હોય છે, તેથી ક્રતુશબ્દથી પરલોક ઉપલક્ષિત છે. 'ક્રતો' એ સંબંધમાત્ર વિવક્ષામાં કર્મણિષષ્ઠી છે, સંબોધન નહી, આર્ષ હોવાથી વિસર્ગનો લોપ થઈ ગયો છે. અર્થ એ થયો કે—જીવભૂત આત્મા તો અમૃત છે તથા આ શરીર ભસ્મીભૂત થઈ જનારૂં છે, તેથી 'क्रतोः' નામ સ્વર્ગ નરકાદિ પરલોકગમન,

[1]—जीव एवाऽमृतोऽनिल उच्यते, अमृतो यतः स्वरूपतः परमात्मा ।
अनिलो यतः जीवरूपतः सूक्ष्मो वायुरिव ।

પુનર્જન્મની વાતને ન ભૂલો, પરંતુ સર્વદા વિશેષ રૂપથી સ્મરણ કરો. તથા પરલોકાદિ સ્મરણાનંતર તમે આ લોકમાં બાલ્યકાળ આદિથી જે ધર્મ અધર્મ આદિ અનુષ્ઠાન કરેલાં છે, કે જેને અનુસરીને પરલોકમાં શુભાશુભ ફળની પ્રાપ્તિ થશે, તેમનું પણ સ્મરણ કરો, તથા સ્મરણ કરીને પોતાના શુભની ઈચ્છા કરતાં અધર્મ, કામ આદિ દોષ-સમૂહનો પરિત્યાગ કરીને સુપથમાં ગમન કરો.

અહીં એ સ્મરણમાં રાખવું જોઇએ કે—'ૐમ્ તત્ સત્' એ ચિર પ્રસિદ્ધ મંત્રમાંથી 'સત્' અધિભૂત વિરાટનું વાચક છે, 'તત્' શબ્દ અધિદૈવ ઈશ્વરનો વાચક છે, તથા 'ૐ' અધ્યાત્મ બ્રહ્મનો વાચક છે. તેથી 'ૐ' થી વધીને શ્રેષ્ઠ કોઈ મંત્ર નથી. 'ૐ' ના યથાર્થ ધ્વન્યાત્મક સ્વરૂપનું યોગી સ્મરણ કરી શકે તો ધ્વન્યાત્મક ઓંકારનાદના અવલંબનથી, તેનું મન બ્રહ્મપદમાં પહોંચી જાય છે, તથા તે સ્વયં બ્રહ્મીભૂત થઈ જાય છે, એમાં સંદેહ નથી. એજ કારણથી મનને કહેવામાં આવે છે કે—હે મન! સ્થૂળ અને લિંગ શરીરની ધારણાને ભૂલીને ઓમ્કાર સ્મરણ પૂર્વક બ્રહ્મની ધારણા કરો. જો બ્રહ્મધારણાથી ચ્યુત થવાનું હોય તો, તે સમયે નિદિધ્યાસન સંબંધી અંતર્યાગનું સ્મરણ કરો. હે મન! સાવધાન થા. સ્થૂળ શરીરમાં ન ફસા, લિંગ શરીરમાં ન ફસા, કેવળ શ્રવણ અને મનનના ફળરૂપ નિદિધ્યાસનમાં અંતઃકરણને જોડ.

તાત્પર્ય એ છે કે—જો સ્થૂળ શરીર અગર સ્થૂળ શરીર સંબંધી પદાર્થોમાં મન લાગેલું રહે તો પ્રેતત્વ થાય છે, તેજ પ્રમાણે લિંગ શરીરની સાથે સંબંધ રાખવાથી સ્વર્ગ, નરક આદિ ભોગલોકની પ્રાપ્તિ થાય છે. તેથી પૂર્વકથિત ઉપાયોથી સર્વથી અલગ થઇને કેવળ ઓંકારના અવલંબન પૂર્વક બ્રહ્મમાં યુક્ત થઈ જાઓ. ૧૭.

હવે ઉપાસનીય દેવતાની પ્રાર્થના કરીને સુમાર્ગની પ્રાપ્તિને સારૂ કર્મના સાધનરૂપ જે દેવતા છે, તેની પ્રાર્થના કરે છે, યથા—

**अग्ने नय सुपथा राये अस्मान् विश्वानि देव वयुनानि विद्वान्।**
**युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठां ते नमउक्तिं विधेम ॥१८॥**

અન્વય—હે અગ્ને! અસ્માન્, રાયે, સુપથા, નય, હે દેવ!! વિશ્વાનિ, વયુનાનિ, વિદ્વાન, અસ્મત્, જુહુરાણમ્, એનઃ, યુયોધિ, તે, ભૂયિષ્ઠામ્, નમ-ઉક્તિમ્, વિધેમ. ૧૮.

—'ઉપનિષદ્સુબોધિની' ટીકામાં લખ્યા અનુસાર.

**ભાવાર્થ**—હે અગ્ને ! કર્મફળના ભોગ સારૂ કર્મોપાસનાના સમુચ્ચયનું અનુષ્ઠાન કરનારા હમે લોકોને, સુંદર ઉત્તરાયણને માર્ગેથી લઈ જાઓ. હે દીપ્તિમાન દેવ ! આપ કર્મ તથા ઉપાસનાને જાણનારા હમે ઉપાસકોને કુટિલ-કઠણ જે પાપ છે તેનાથી અમારો વિયોગ કરાવો. અમે આપને વારંવાર નમસ્કાર કરીએ છીએ.

'હે અગ્નિદેવ ! અમને સુપથે લઈ જાઓ', અહીં 'સુપથ' કહેવાનું તાત્પર્ય એ છે કે, અમે કર્મિયોની દક્ષિણાયન ગતિમાં બહુ વાર જઇને જન્મ-મરણનું દુઃખ ભોગવી ચુકયા છીએ. તે કારણથી અમને દક્ષિણ માર્ગ ઉપરથી વૈરાગ્ય થઈ ગયો છે. તેથી યાચના કરીએ છીએ કે—વારંવાર ગમનાગમનથી રહિત શોભન માર્ગમાં લઈ જાઓ તથા અમને અનુકૂળ ફળનું પ્રદાન કરો.

હે દેવ ! તમે અમે કરેલાં કર્મ તથા જ્ઞાન સર્વને જાણો છો, કુટિલ અને વંચનાત્મક ( પ્રથમ પ્રિય અને પરિણામે દુઃખદાયી ) તમારાં પાપોનો નાશ કરો, કે જેથી હમે પાપ રહિત વિશુદ્ધ થઇને અમારા અભિષ્ટને પ્રાપ્ત કરી શકીએ. પરંતુ આ સમયે ( મૃત્યુનો સમય ઉપસ્થિત થવાને કારણે ) અમે તમારી સેવા કરવામાં અસમર્થ છીએ. તેથી તમને ઘણી ઘણીવાર નમસ્કાર કરીએ છીએ. અર્થાત્ કેવળ નમસ્કાર દ્વારા તમારી સેવા ( આરાધના ) કરીએ છીએ'.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઉપનિષદ્સુબોધિનીકાર કહે છે. કે—અવિદ્યા તથા વિદ્યાના પ્રભાવનો વિચાર કરીને, સ્થૂળ શરીરનો ત્યાગ કર્યા પછી જે દશા પ્રાપ્ત થાય છે, તેને ઉપનિષદ્વિજ્ઞાનવેત્તા આચાર્યોએ 'कृष्णगति', 'शुक्लगति', 'सहज

---

૧—ભાષ્યકારનું કથન છે કે—અવિદ્યા તથા વિનાશની સેવાનું ફળ, મૃત્યુનુ અતિક્રમણ થાય એ છે. તથા વિદ્યા અને અસંભૂતિની સેવાનું પરિણામ અમૃતત્વનો લાભ થાય એ છે. અહીં દ્વિવિધ ફળશ્રુતિ સાંભળીને શંકા થઈ શકે છે. આ વિષયની શંકા તથા સમાધાન જે ભાષ્યમા લખેલું છે તે ટૂંકામાં આ પ્રમાણે છે—વિદ્યાશબ્દથી મુખ્યા પરમાત્મ-વિદ્યા તથા અમૃતત્વથી મુખ્ય અમૃતત્વ ( મુક્તિ ) ન લેતાં અન્ય અર્થ શા માટે ગ્રહણ કર્યો ? એ આપત્તિ ઠીક છે, કારણકે પરમાત્મજ્ઞાનની સાથે કર્માનુષ્ઠાનનો વિરોધ અપરિહાર્ય છે, ત્યારે બંનેનો સમુચ્ચય અથવા સહાનુષ્ઠાન કોઈપણ રીતે થઈ શકે નહીં તેના ઉત્તર મા કહેવામાં આવ્યું છે કે—'કોનો કોની સાથે વિરોધ છે અને કોનો નહીં. તેમાં કેવળ શાસ્ત્રજ પ્રમાણ છે'. જ્યારે શાસ્ત્રમાં વિદ્યા અને અવિદ્યા એ બંનેના સમુચ્ચયની અનુમતી આપવામાં આવેલી છે. તો પછી તે વિષયમાં લૌકિક હિંસાની સાથે યજ્ઞીય—હિંસાના જેવો વિરોધ શો છે ? અધિક પરિજ્ઞાનને સારૂ ભાષ્યનું અવલોકન કરી શકાય તેમ છે.

ગતિ' તથા 'ઐશગતિ' એ ચાર શ્રેણિયોમાં વિભક્ત કરેલી છે. પહેલી એક અવિદ્યાને આધીન, તથા બાકીની ત્રણે વિદ્યાને આધીન જણાવવામા આવી છે. અજ્ઞાનજનની અવિદ્યા દેવી, ભ્રમજનિત અધ્યાસમાં ફસાવીને જીવને બંધન દશામાં બાંધી રાખે છે. જીવ અજ્ઞાનજનિત મિથ્યા અધ્યાસમા ફસાઇને સ્થૂળ શરીર તથા લિંગ શરીરને પોતાનું માનીને મૃત્યુ પછી કાતો પ્રેતલોકમાં જાય છે કે નરક લોકમાં, અથવા પિતૃલોકમા, તથા ઉગ્રપુન્ય હોય તો સ્વર્ગાદિ ઉચ્ચ લોકમાં પણ જાય છે. આ સર્વ લોકમા ઘૂમીને વારંવાર આ મર્ત્યલોકમા માતૃ ગર્ભમાં જન્મ લે છે. એનેજ આવાગમનનું ચક્ર કહે છે. એજ જીવની કૃષ્ણગતિ છે. જ્યા સુધી અવિદ્યા દેવીનો પ્રભાવ બન્યો રહે છે ત્યાં સુધી જીવ આવાગમનના ચક્રના ફંદામાથી કદાપિ છુટી શકતો નથી. પ્રેતલોકમા જીવ પસ્તાય છે, તથા નરક લોકમા અને ગર્ભમા પણ પશ્ચાત્તાપ કરે છે. તો પણ પુનઃ પુનઃ જન્મ મરણના ચક્કરમા ઘૂમતો રહે છે. જેના ઉપર પરમાત્માની કૃપા થાય છે તથા ગુરૂ અનુગ્રહ કરે છે, તેજ તેને ત્રિતાપમય સમજીને વિષયવૈરાગ્યને પ્રાપ્ત કરે છે, ત્યારે વિદ્યાદેવીની કૃપાનો આરંભ થાય છે.

જ્ઞાનજનની વિદ્યાદેવીની કૃપાથી, વિષયવૈરાગ્યસંપન્ન તત્ત્વજ્ઞાની મહાપુરૂષ, પૂર્વકથિત 'શુક્લગતિ' 'સદ્યજગતિ' તથા ઐશગતિ' ને પ્રાપ્ત થાય છે. એ ત્રણે મુક્તિને આપવાવાળી છે[1]. અતિ ઉગ્ર પુન્ય, તપસ્યા તથા તત્ત્વજ્ઞાનના પ્રભાવથી જીવ જ્યારે મૃત્યુ પછી દિવા—અભિમાની દેવતા, શુકલ પક્ષાભિમાની દેવતા તથા ઉત્તરાયણ અભિમાની દેવતાની સહાયતાથી શુકલગતિના પથ ઉપર અગ્રસર થઇને ભુવ, સ્વ, જન, મહ, તપ આદિ કોઈ લોકમા ન અટકતાં સપ્તમ ઉર્દ્ધ્વલોકમાં તથા સૂર્યમંડળ ભેદીને સ્વ—સ્વરૂપની ઉપલબ્ધિ દ્વારા જ્યારે બ્રહ્મસાયુજ્યને પ્રાપ્ત થાય છે, ત્યારે શુક્લગતિ' ના પૂર્ણ ફળનો ઉદય થાય છે.

'સદ્યજગતિ' તથા 'ઐશગતિ' તેનાથી વિલક્ષણ છે. જીવ ઉગ્ર તપસ્યા દ્વારા મનુષ્યપિંડને છોડીને દેવપિંડ પ્રાપ્ત કરે છે તથા યમ, ઇદ્રિ, વસુ, આદિત્ય આદિ મોટાં મોટાં પદને પ્રાપ્ત કરતો કરતો અંતમાં એક બ્રહ્માંડનો અધીશ્વર થઇને બ્રહ્મા—વિષ્ણુ—રૂદ્ર રૂપી સગુણ બ્રહ્મના પદોમાથી કોઇને કોઈ પણ પદનો લાભ કરીને બ્રહ્મીભૂત થઈ જાય છે. એજ અલૌકિક, મન, વાણીથી અગોચર 'ઐશગતિ' નું અંતિમ ફળ છે.

આજ મર્ત્યલોકમા પૂર્વ ઉપાર્જીત પ્રબળ તપસ્યા, પ્રબળ પુન્ય કર્મ

[1]—વધારે જાણવાને સારૂ 'ગતિરહસ્ય' જુવો

તથા જ્ઞાન વૈરાગ્યની સહાયતાથી, એકજ જન્મમાં શ્રવણ, મનન, નિદિધ્યાસન દ્વારા સાધક સ્વ-સ્વરૂપની ઉપલબ્ધિ કરી લે છે, તથા જીવન્મુક્ત થઈને શરીર પડવાની વાટ જોયા કરે છે. એજ દેવદુર્લભ 'સહજગતિ'નું અંતિમ ફળ છે.

આ અંતિમ મંત્ર 'શુક્લગતિ'ની પ્રાપ્તિનો નિદર્શક છે, ભાગ્યવાન મહાપુરૂષ સ્થૂળ શરીરને છોડતી વખતે આ ઉપનિષદ્નો આશ્રય લઈને, આ ત્રણે અંતિમ મંત્રોની ધારણાથી 'શુક્લગતિ' ને પ્રાપ્ત કરીને કૃતકૃત્ય થઈ જાય છે. અલૌકિકશક્તિસંપન્ન પુરૂષ વિશેષને લક્ષ્ય કરીને આ મંત્રમાં 'अग्ने' સંબોધન પદનો પ્રયોગ થયો છે. 'कृष्णगति' રૂપી કુટિલ પંથનો ત્યાગ કરી 'शुक्लगति' ના મંગળમય પંથના નિર્દેશને સારૂ 'सुपथ' પદનો પ્રયોગ થએલો છે. શુભાશુભ કર્મ પ્રકૃતિના સ્પંદનથી ઉત્પન્ન થાય છે, પ્રકૃતિ પરમાત્માનીજ હોવાથી કર્મની યથાર્થ ગતિના જાણનાર એક માત્ર પરમાત્માજ હોઈ શકે. તેથી જ્ઞાની ભક્ત પ્રાર્થના કરે છે કે—આપ કર્મના દ્રષ્ટા તથા નિયંતા છો, કર્મની ગતિને એવી નિયોજીત કરવાની કૃપા કરો કે જેથી, મારી આ શુક્લગતિ બાધારહિત અને શાંત રીતે થાય. એ નિઃશ્રેયસની ગતિ ત્યારેજ સરળ થઈ શકે કે જ્યારે બાધા આપનારી પાપરૂપી ગતિનું હનન થઈ જાય. તે કારણથી આ મંત્રમાં એવી પ્રાર્થના કરવામાં આવી છે. ૧૮.

વિશેષ—આ મંત્રમાં ઉપાસકે જે પ્રાર્થના કરી છે, તે સમાજપક્ષના—ચરિત્રગંઠનને સારૂ અત્યંત ઉપયોગી છે. એ કહે છે કે—હે અગ્ને! (સર્વને પ્રકાશ આપીને કર્મ-ધર્મમાં લાગી જવાની સ્ફુર્તિ પ્રદાન કરનારા પરમેશ્વર) અમને સુમાર્ગથી, લોક-વેદવિહિત ઉપાયથી, વૈભવને, અભ્યુદયને પ્રાપ્ત કરાવો. અમને ધનની એટલી પરવાહ નથી કે જેટલી સુમાર્ગે ચાલીને કુમાર્ગથી બચવાની છે. અમારે ધનની આવશ્યકતા તો છે, પણ તે સુમાર્ગ ઊપર.ચાલવાથી પ્રાપ્ત થશે તો અમે તેનો અંગીકાર કરીશું, કુમાર્ગથી જો કદી ધનનો લાભ થતો હશે તો તેનો ત્યાગ કરી સુમાર્ગનેજ ગ્રહણ કરીશું, કારણ કે અમે ઐશ્વર્ય કરતાં સન્માર્ગને શ્રેષ્ઠ માનિયે છીએ. તમે સર્વના પ્રેરક છો, તેથી અમારી બુદ્ધિ કદી પણ કુમાર્ગ તરફ ન દોરાય તેમજ અમારા સદાચારમાં કોઈ પણ પ્રકારની ખામી ન આવે, એવી કૃપા કરો. 'विश्वानि वयुनानि विद्वान्' તમે અમારી સર્વ વાતોને જાણો છો, અમે એવી કોઈ જગો દેખી શકતા નથી કે જ્યાં તમારાથી છુપાઈને કોઈ કર્મ થઈ શકે. તમે સર્વજ્ઞ અને સર્વસાક્ષી છો, તેથી તમે મનની વાત પણ જાણો છો, તમે પ્રાણીમાત્રનાં શુભાશુભ સંકલ્પોને જાણો છો. તમે

સર્વ શક્તિયોના ભંડાર છો । તેથી 'जुहुराणम् एन' अस्मत् युयोधि' અમને પણ એવી શક્તિ આપો કે જેનાથી અમે કઠણમા કઠણ તથા ભયાનકથી પણ અતિ ભયકર પાપોની સાથે યુદ્ધ કરી શકિએ. તમે સર્વના અધિષ્ઠાતા છો. અમે તમને શું આપી શકિએ તેમ છે ? તમારી કૃપાના બદલામા અમે તમને અનેકાનેક વાર નમસ્કાર કરીએ છીએ.

અન્યચ્ચ—'क्रतोस्मर कृत स्मर' અહીં આ લોકમા કરેલા કર્મ પરલોકમા ફળ આપે છે, એ વાત ધ્યાનમાં રાખીને, 'અધર્મ માર્ગનો પરિત્યાગ કરીને ધર્મ માર્ગ ઊપર ચાલો' એમ કહેવામા આવ્યું છે. પણ ધર્માધર્મનો વિચાર કરીને ધર્મ માર્ગે કેવી રીતે ચલાય ? એવી શકાનું સમાધાન કરે છે કે—'अग्नेरुपासनेन धर्मपथप्रवतन स्वत, एव भवेत्' એટલે કે અગ્નિની ઉપાસનાથી ધર્મ માર્ગમાં આપોઆપ જવાશે. કારણ કે અગ્નિદેવતામા તેવું સામર્થ્ય છે આ અભિપ્રાયનું બોધન કરવાને સારૂ પ્રકૃત શ્રુતિની પ્રવૃત્તિ થઈ છે

અહીં એ પણ વિચાર છે કે—'क्रतोस्मर कृत स्मर' 'मा गृध कस्य स्विद्धनम्' આ શ્રુતિયોથી પોતાની ચેષ્ટાને અનુરૂપ પુરૂપાર્થ સૂચિત કરવામાં આવ્યો છે. 'ईशावास्यम्, इदम्, सर्वम्' આમા સર્વ કાંઈનું ઈશ્વરેચ્છાધીન હોવાનું પ્રતિપાદન કરવામા આવ્યુ છે. અહીં વિરોધ પ્રતીત થાય છે. કારણ કે જ્યારે સર્વ ઈશ્વરની ઇચ્છાને આધીન છે તો પછી તેના વિરોધી પુરૂપાર્થનો અવસરજ કયા રહ્યો ? તેના સમાધાનમાં કહે છે કે—પુરૂપાર્થ પણ ઈશ્વર ઈચ્છાથીજ થાય છે, અગર તો પુરૂષાર્થથીજ ઈશ્વર ઇચ્છા પ્રગટ થાય છે, જોવામા આવે છે. પ્રકૃતમા માર્ગની યાચનાના સામર્થ્યથી પુરૂપાર્થનો ઉદય થાય છે, જે માર્ગ યાચન છે, તેજ ઉપાસના, પ્રાર્થના, યજન તથા સ્મરણ છે. અહીં પ્રાર્થનાના ફળથીજ પુરૂપાર્થ પ્રગટ થયેલ છે. કારણ કે 'धियोयोन प्रचोदयात्' એમ કહ્યું પણ છે. જેમનામા માર્ગયાચનનું સામર્થ્ય છે, તેમને સારૂ પુરૂપાર્થ પણ છે.

આ મંત્રમા અગ્નિને સબોધન કરીને સુમાર્ગથી વૈભવની કામના કરવામા આવી છે. તેજોમય અગ્નિથી સત્યધર્મ નામક તેજથી અભિન્ન બ્રહ્મનુંજ અભિધાન કરેલું છે તેથી બ્રહ્મોપાસનના અગ્નિ દ્વારા થઈ શકે એ સભાવત છે

'हिरण्मयेन पात्रेण' ઇત્યાદિ મંત્રોમાં સૂર્યના ઉષ્ણ પ્રકાશમ ડળને દૂર કરવાની–હટાવવાની પ્રાર્થના કરેલી છે, ત્યારે અહીં શા માટે ઉષ્ણ પ્રકાશરૂપ અગ્નિની ઉપાસનાનો સ્વીકાર કરેલો છે ? એ શંકાના સમાધાનમા કહે છે કે—અગ્નિ એટલે તાપાત્મક તેજ. અગ્નિનું જે ઉષ્ણ પ્રકાશરૂપ પ્રતીક છે, તે

અસત્ છે, તથા 'न्यूदित'[1] તાપાત્મક જે તેજોરૂપ છે, તે સત્ છે, એ સદ્રૂપજ અહીં ઇષ્ટ છે.

'હે અગ્ને ! અમને સુમાર્ગથી ધન-વૈભવ પ્રદાન કર' આ કથનમાં એ રહસ્ય છે કે—અગ્નિમાં ગમન સામર્થ્ય છે. 'अगिगतौ' ધાતુથી અગ્નિ શબ્દ સિદ્ધ થાય છે. જ્યારે તેમાં ગમન કર્તૃત્વ છે ત્યારે તેનામાં કોઇને કોઈ પણ ઠેકાણે પહોંચાઠવાનું સામર્થ્ય હોયજ તેથી 'अग्ने' એ સંબોધન પ્રકૃતિને યુક્તજ છે.

વૈભવ પ્રદાન કરીને અગ્નિદેવ દારિદ્રય[2]ને દૂર કરી શકે છે. કારણ કે સર્વ-રત્ન તથા ધાતુ સમૂહની સૃષ્ટિના કર્તા અગ્નિદેવ છે. કહ્યું છે કે— 'अग्नेरेतश्चन्द्रं हिरण्यम्[3]' 'त्वामग्ने[4] वसुपति वसूनाम्'

• 'अस्मान् सर्वान् जनान्' એ બહુવચનથી સિદ્ધ થાય છે કે—અગ્નિના ઉપાસક પોતાની પેઠે સમસ્ત જગતને સુખી થવાની કામના કરે છે. 'वयुनमिति कर्मनाम' ( निघण्टुः ) અર્થાત્ આ નિઘણ્ટુથી 'वयुनानि' નો અર્થ 'कर्माणि' કરવો. 'वयन मिति प्रज्ञान मेवेति निघण्टुः' એ નિઘણ્ટુથી પ્રજ્ઞા પણ એનો અર્થ થઈ શકે છે. 'जुहुराणम् कुटिलम्—द्रढ वेष्टनम्' એટલે કે, એવી વાંકી ચુંકી કે ઉલટી જાળ જે પ્રાણીને જકડીને બાંધી લે. 'एनःपाप्म्' અને પરધન-પરદારા આદિ પ્રવૃત્તિ રૂપ. જેમ અગ્નિના બાહ્યતાપથી સુવર્ણ આદિ ધાતુની અંદરના મળની શુદ્ધિ કરી દેવી એ સંસાર પ્રસિદ્ધ છે તેવીજ રીતે અંતસ્તાપથી મનોગત પાપનું શોધન થાય એ પણ પ્રસિદ્ધ છે. અગ્નિ જાતવેદા ( जातानि जन्मानि, कर्म फलानि च वेत्ति ) એટલે કે જન્મ તથા કર્મ ફળને જાણે છે. તેથી પાવક (અગ્નિ) ને 'अस्मदीय पापशोधकः' અમારાં પાપોને શુદ્ધ કરનારો પણ કહ્યો છે.

આર્ષ ગ્રંથોમાં અગ્નિના મહત્વ ઊપર ઘણો વિચાર કરવામાં આવ્યો છે. ત્યાં સુધી કહેવામાં આવેલું છે કે—અગ્નિની ઉપાસનાથી સર્વ શ્રેણીના લોકોના

---

૧—જે તેજમાં આંજીનાખે એવી ચમક ન હોય, તે સદ્રૂપજ અહીં ઇષ્ટ છે.

२—अग्न्युपासकाना न कदापि दारिद्रयम् । ( अत्र श्रुतय. )

'अग्निमीडे पुरोहितम्, यज्ञस्य देवमृत्विजम्, होतारं रत्नधातमम्' (ऋग्वेद १-१-१)
'त्वमग्ने द्रविणोदा अरं कृते त्वं देवः सविता रत्नधा असि' (ऋग्वेद १-१-३)।
'हिरण्यवर्णां हरिणीं सुवर्णरजतस्रजाम्। चन्द्रां हिरण्मयीं लक्ष्मीं जातवेदो म आवह'
( श्रीसूक्त ऋग्वेदीय )।

३—तैत्तिरीय ब्राह्मण ( १-२-१-४ )।

४—ऋग्वेद संहिता ( ५-४-१ )।

સર્વ મનોરથો પૂર્ણ થઈ શકે છે. લોકમાં અગ્નિ દેવતાનો ઉપયોગ સર્વ જાણે છે. અગ્નિ 'દેવતા' છે. ગુજરાત આદિ દેશોમાં અગ્નિને 'દેવતા' કહે છે. અગ્નિથી મોટા મોટાં યંત્રો ચાલે છે, તેનાજ સામર્થ્યથી એન્જીન દોડે છે. વિદ્યુત્ શક્તિ પણ તેજ છે. ઘણા લોકો અગ્નિ પ્રજ્વલિત કરીને ભયંકર જંગલોમાં હિંસક જંતુઓથી પોતાનો બચાવ કરે છે. સાધુ-સંત ધૂણી તપાવીને કે સરગાવીને મરણના અંતમાં સ્મારમણમાં રમી જાય છે, અને ઘણી સિદ્ધિઓ પ્રાપ્ત કરી લે છે. ઘણાઓ અગ્નિહોત્ર વ્રત લઇને કર્મકાંડથી પરમપદને પામ્યા છે. પદાર્થોને તપાવી સરસ બનાવવા એ અગ્નિદેવનું કામ છે. એજ દૂષિત-દુર્ગંધ-દુર્દર્શનીય વસ્તુઓને શુષ્ક કરીને લોકસ્વાસ્થ્યની રક્ષા કરે છે. એ પ્રકારે અનેક ઉપયોગી કાર્ય અગ્નિદેવની શક્તિથી થાય છે. તે ત્યા સુધી કે, વૈશ્વાનર થઇને આ સર્વ પ્રાણિયોના અન્નને પચાવીને તેમને જીવિત રાખે છે. પ્રાણિયોના પ્રાણાધાર અગ્નિદેવતાજ છે.

શાસ્ત્રીય રીતિથી પણ પુત્ર વિત્તાદિની કામના કરનારા યથાવિધિ અગ્નિની ઉપાસના કરી સ્વાભિષ્ટ ફળને પ્રાપ્ત કરે છે. એમાં 'अयमग्निः सुवीर्यं स्येशेमहः सौभगस्य, राय ईशेस्वपत्यस्य गोमत ईशे वृत्रहत्तानाम्' (ઋગ્વેદ સંહિતા ૩ ૧૬-૧) ઇત્યાદિ શ્રુતિયો પ્રમાણ છે. જેઓ પિત્રાદિકોના સુખથી વંચિત છે, તથા ગૃહકલહથી બળી રહેલા છે, તેઓ પણ વિધિવત્ અગ્નિની ઉપાસના કરવાથી શાંતિનો લાભ કરી શકે છે. શ્રુતિમાં કહેલું છે કે—'अग्निमन्ये पितरमग्निमापिमग्निं भ्रातरं सदमित् सखायम्' (ઋગ્વેદસંહિતા ૧૦ ૭-૩) જે રોગગ્રસ્ત રહે છે તથા શત્રુના પંજામાં ફસાએલા છે, તેઓ પણ અગ્નિની ઉપાસનાથી સ્વસ્થ તથા નિશ્ચિત થઈ શકે છે, તેમાં શ્રુતિનું પ્રમાણ છે કે—'अग्निर्ददातु भेषजम्' (ઋગ્વેદીય ૭-૨૮-૧) 'अग्निर्दवाना सेनाना.' ઋગ્વે સં૦ ૧૦ ૮૭ ૨૩ ).

એજ પ્રમાણે આયુર્વેદનું પરિજ્ઞાન પણ અગ્નિની ઉપાસનાથી થઈ શકે છે. તેથી આર્ત, ચિંતિત વિગેરેને પણ અગ્નિની ઉપાસના કરવી જોઇએ. જે લોક હતભાગ્ય છે, દારૂણ દુઃખરૂપી અગ્નિથી દગ્ધ હૃદય છે, શોકથી નષ્ટ બળ તથા હતબુદ્ધિથી, કિંકર્તવ્યવિમૂઢ થઈ જીવનથી નિરાશ થઇને આત્મઘાતની ચિંતાથી વ્યાકુળ થઈ રહેલા છે, એવા નષ્ટચિત્ત—નાસી પાસ થએલાના ઉદ્ધારને સારૂ જીવન પર્યંત અગ્નિહોત્રની કલ્પના કરવામાં આવેલી છે. તેના સારૂજ 'कुर्वन्नेवाग्नि होत्रादानि जिजीविषेत्'નું વિધાન કરેલું છે. એ કથન 'यः कामयते महत् प्राप्नुयाम्' ઇત્યાદિ (શતપથ બ્રાહ્મણ ૧૪ ૯-૩ ૧) શ્રુતિયોથી પ્રમાણિત છે. સામવેદમાં પણ અપશુકન, હૃદયની દુષ્પ્રેરણા આદિથી સૂચિત અમંગળના

નિવારણને સારૂ તથા આવનારી ભાગ્યની આપત્તિની શાંતિને સારૂ અગ્નિહોત્રનું મુખ્યરૂપે વિધાન કરવામાં આવેલું છે.

બીજા પણ અગ્નિના ઉપયોગ છે, યથા—અગ્નિ ઉપાસનાથી મંદિર રક્ષા ગો સેવા તથા પિતૃતર્પણ આદિ કૃત્ય સંપન્ન થાય છે. મંદિરોમાં યજ્ઞ-હોમ આદિ કૃત્ય થવામાં જે સગવડ મળે છે તે ઘરમાં થઈ શકતી નથી, તેથી મંદિર નિર્માણની આવશ્યકતા છે. યજ્ઞને સારૂ ઘી-દૂધ એ પ્રધાન સાધન છે, અને યજ્ઞમાં ઘણાજ ઉપયોગી તે તે પદાર્થો ગાયોથી પ્રાપ્ત થાય છે, પણ તેમનાં રક્ષણ સેવા પૂરેપૂરાં થવાં જોઇએ. જ્યાં સુધી ગોરક્ષા, ગોસેવા નહીં કરવામાં આવે ત્યાં સુધી દૂધ આદિની આશા દુરાશામાત્ર છે. એ પણ વાત છે કે—ગોરક્ષાના અભાવમાં દેવ-પિતૃ કર્મ લુપ્ત થવાથી બ્રહ્મતેજ નો પણ લોપ થઈ જશે. તેમ થવાથી બ્રાહ્મણોનો પણ લોપ થવો અનિવાર્ય છે. બ્રાહ્મણ-ક્ષત્રિય આદિનો પરસ્પર સંબંધ છે, તેમાંથી કોઈ એકનો લોપ થતાં બીજાનો લોપ પણ જરૂર થવાનો. ક્ષત્રિયોનો લોપ થવાથી આર્યોને અનાર્ય દબાવી લેશે. એવી દશામાં આર્યોનું અધઃપતન થશે તથા અનાર્ય ( દસ્યુ ) ઉન્નત થઈ જશે. તાત્પર્ય એ છે કે—ગોરક્ષાની ઉપેક્ષાથી અગ્નિ ઉપાસનાનો ત્યાગ, તેના પછી આર્યભૂમિ તથા આર્ય ( વૈદિક ) ધર્મની જે દુર્દશા થાય તેનું વર્ણન અહીં કરવાની અમને બીલકુલ ઇચ્છા નથી. પાઠકવૃંદે તેનું સ્વયં અનુમાન કરી લેવું.

જેમ યજ્ઞને સારૂ ગોધન પરમ ઉપયોગી છે, તેજ પ્રમાણે શ્રાદ્ધ, અતિથિ, સત્કાર, બાળ ઉછેર, વૃદ્ધોની સહાયતા તથા રોગી આદિની પરિચર્યા આદિ અનેક લૌકિક વ્યવહારોની સિદ્ધિને સારૂ પણ તે આવશ્યક છે. 'आयुर्वै घृतम्' અનુસાર ગવ્ય મનુષ્યોનું જીવન સર્વસ્વ છે. તેનાથી થાય છે એમ કે અગ્નિ ઉપાસના સાથે ગોરક્ષા અતિ આવશ્યક બને છે. બ્રાહ્મણ લોક વિધિપૂર્વક અગ્નિની ઉપાસના કરે તો તેનાથી દેવતા પ્રસન્ન થાય છે, એ સંતોષાએલા દેવતા રાજ્ય, ધર્મ, સ્વાસ્થ્ય, બુદ્ધિ, બળ આદિની રક્ષા કરે છે, તેનાથી યુદ્ધમાં વિજય થાય છે તથા શિષ્ટોના હૃદો ઉપર પુરેપુરો પ્રભાવ પડે છે. એમ સમજવું જોઇએ કે, પશુથી મનુષ્ય શ્રેષ્ઠ છે અને તેનાથી પિતૃ-દેવતા આદિ શ્રેષ્ઠ છે, તેથી મનુષ્યે હવ્ય-ગવ્યાદિ પ્રદાન કરીને તેમને તૃપ્ત કરવા જોઇએ. તૃપ્ત દેવતા કલ્યાણ કરે છે. અધિક ખર્ચના ડરથી કે અન્ય કારણોથી પણ આગ્નચર્યાથી પરાંગમુખ રહેવું જોઇએ નહી. વેદોનો આદેશ છે કે—અગ્નિ એ દેવતાઓની જીહ્વા છે. અગ્નિ ઘૃત-સાકલ્ય દ્વારા દેવતાઓનું મનુષ્યો સાથે કથન ઉપકથન કરાવે છે, તથા તેનાથી જ આહાર

ગ્રહણ કરે છે. અગ્નિઉપાસકોને બીજા દેવતાઓનું પૂજન કરવાની આવશ્યકતા નથી.

બીજી એ પણ વાત છે કે—કોઈ પણ દેવતાના પૂજન–અર્ચનમાં આરતી, દીપદાન કે અન્ય પ્રકાશ દ્વારા અગ્નિનો સ્વીકાર તથા ઉપયોગતો કરવોજ પડે છે. ઘણા લોક વ્યાપક પરમેશ્વરની પ્રતિમા હોવાના વિષયમાં શંકા કરીને વિવાદમાં પ્રવૃત્ત રહે છે. તેમનાં પારસ્પરિક વિરોધ વૈમત્ય દૂર કરવાને સારૂ અગ્નિપૂજાનો પ્રકાર ઘણોજ નિર્વિવાદ છે. અગ્નિને ઈશ્વરનું પ્રતિક માની લેવાથી બધી શંકાઓ શાંત થઈ જાય છે. અગ્નિની ઉપાસનામાં શંકરજીના બાણ ( લિંગ )ની પૂજાનો પણ સમાવેશ થઈ જાય છે, તે એવી રીતે કે, યોનિરૂપ વેદિકામાં લિંગરૂપી અગ્નિદેવની ઘૃતરૂપી જળધારાથી અભિષેક થાય છે. 'यज्ञो वै विष्णुः' યજ્ઞને સાક્ષાત્ વિષ્ણુજ કહેલા છે. યજ્ઞને સારૂ જે કાંઈ હિંસાનાં વર્ણન મળે છે તે પ્રક્ષિપ્ત ભાગ છે. જ્યારે અહિંસાનો સિદ્ધાંત સાર્વભૌમ છે ત્યારે તેમાં હિંસાને માની લેવી એ વ્યાપક સિદ્ધાંતમાં હસ્તક્ષેપ કરવા જેવુ છે. ગમે તેટલાં અકાટ્ય યુક્તિ–તર્કો, પ્રમાણોથી હિંસાનું પ્રતિપાદન કરવામાં આવે, પરંતુ ફલત્ તે અપસિદ્ધાંત જ છે. યજ્ઞમાં પશુહિંસા જોઇને જ પૂર્ણ કરૂણાવતાર, નિખિલ હૃદયરાજ ભગવાન બુદ્ધદેવે વેદોની વિરૂદ્ધ થઇને અગ્નિ ઉપાસનાનો ત્યાગ કરી દીધો હતો. વાસ્તવમાં એ પણ અગ્નિ-મિત્ર હતા, એમ બૌદ્ધપણ માને છે, 'गौतमस्त्वर्कबन्धुश्च' ઇતિસ્મરણાત્. । યુદ્ધમા જે હિંસાનું સમર્થન છે, તે અનિવાર્યપણે, અગત્યા, લાચારી, ન છુટકે છે. 'अहिंसा साधुहिंसा' ( મહાભારત ), मा गृध कस्य स्विद्धनम्' ( યજુર્વેદ ) 'ऋतं स्मर' ( યજુર્વેદ ) 'अग्ने नय सुपथा' 'युयोध्यस्मज्जुहुराणमेनः' ઈત્યાદિ મન્ત્રોમાં જે પાપ—અધર્મનું વર્ણન કરવામાં આવ્યુ છે, તે જુગુપ્સા ( નિંદા ) જનક હોવાથી હિંસામા આવી જાય છે.

શ્રુતિ, સ્મૃતિ તથા તંત્ર એ ત્રણ સનાતનધર્મ શાસ્ત્ર છે, તે પૈકી શ્રુતિ તથા તંત્ર દેવતા વિષયક છે તથા સ્મૃતિ મનુષ્યને લક્ષ્ય કરીને વિહિત છે. મનુષ્યોથી દેવતા શ્રેષ્ઠ છે. તંત્રપણ વેદવત્ હોવાથી સ્મૃતિથી ઉચ્ચ છે, તેમાં જે ધાર્મિક કૃત્યોનું વર્ણન છે, તે અગ્નિની સહાયતા વગર નિષ્પન્ન થતાં નથી. દેવતાઓનાં શરીર તેજોમય હોય છે, તેથી તેમનો અગ્નિની સાથે ગાઢ સંબધ રહે છે. 'गुरुरग्निर्द्विजातीना वर्णानां ब्राह्मणो गुरुः', पतिरेको गुरुः स्त्रीणां सर्वस्याऽभ्यागतो गुरुः'. આ સ્મૃતિમાં દ્વિજાતિ માત્રનો ( બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યનો ) ગુરૂ અગ્નિદેવ કહેલો છે.

અંતમાં આ પ્રકરણ સમાપ્ત કરતાં કહેવાનું કે—અગ્નિ, આર્યધર્મ, તેનું અનુષ્ઠાન આદિ સર્વ કૃત્યોની કુંચી છે. વિવાહાદિક તો અગ્નિની સાક્ષીમાં થાય છે જ. તેમાં ગાર્હપત્ય અગ્નિનું સંરક્ષણ કરવું જોઇએ. જો પતિપત્ની આ એક વ્રતનું પાલન કરે તો તે અગ્નિ દ્વારા સ્વર્ગ પ્રાપ્તિનું સાધન થઈ શકે છે. 'अनेन (यज्ञेन) प्रसविष्यध्वमेष वोऽस्त्विष्ट कामधुक्' (ગીતા) તેથી પ્રતીત થાય છે કે અગ્નિજ સ્વર્ગારોહણ—સોપાન પરંપરા છે. 'युञ्जानः प्रथम मन स्तत्त्वाय सवितािधयः, अग्ने ज्योतिर्निचाय्या पृथिव्या अध्यारभत्' (શ્વેતાશ્વતરોપનિષદ્) 'अग्नयो वैत्रयी विद्या' (મહાનારાયણોપનિષદ્) 'तस्मादग्निर्यष्टव्य स्वेतव्यः जोतव्योऽभिपातव्यः' ઈત્યાદિ અનેક શ્રુતિયોના પ્રમાણથી પ્રતીત થાય છે કે—પૂર્વકાળના મહર્ષિયોએ અગ્નિ ઉપાસનાથીજ તત્વજ્ઞાનનું અર્જન કરેલુ હતુ, તેનાથી જ તેઓ મોક્ષને પ્રાપ્ત થએલા હતા. તેથી સિદ્ધ થાય છે કે—અગ્નિદેવતા વૈદિક ધર્મની કુંચી છે. એ કુંચી પ્રાચીન ઋષિયોએ ઉપલબ્ધ કરી છે તેથી નવીનોએ પણ તેની રક્ષા તથા પરંપરાનો પ્રચાર કરવો જોઇએ. અગ્નિના વિષયમાં હમે અહીં સંક્ષેપમાં લખેલુ છે. સિદ્ધાંતકૌમુદીમાં 'अग्नि ग्रन्थमधीते नाग्नि' એવુ લખેલુ છે, સાંભળયુ છે કે એ અગ્નિ ગ્રંથ વેદનો કોઈ અંતિમ સર્વોત્તમ ગ્રંથ છે. આપણે આજ ઉપનિષદોનો વિચાર કરી રહ્યા છીએ, ઉપનિષદ વેદજ છે., વેદભાગના અધિકાંશનો અગ્નિની સાથે ઘણોજ સંબંધ હોવાથી અહીં અગ્નિના વિષયમાં થોડો પ્રકાશ નાખવાનું ઉચિત જણાયુ છે, અસ્તુ.

જ્યારે સાધક પાપકથી શુદ્ધ થાય ત્યારે સિદ્ધિ અવશ્ય પ્રાપ્ત કરી શકે, કારણકે, મંત્ર સિદ્ધિને સારૂ ચિત્ત શુદ્ધિની પહેલી જરૂર છે. તેથી પ્રથમ ચિત્ત શુદ્ધિ કરીને પછી મંત્રયોગનો ઉપદેશ કરવો જોઇએ. અન્યથા 'जिंह्वा—दग्धा परान्नेन, करौदग्धौ प्रतिग्रहात्, मनोदग्धं परस्त्रीभिः कार्यसिद्धिः कथं भवेत्' એવું થાય.

આ મંત્રનો ઉપયોગ સકામ—નિષ્કામ સર્વ કર્મોમાં થઈ શકે છે. તેથી જે મંત્રવચન, કેવળ સકામ કે નિષ્કામ કર્મમાંજ કામમાં આવે છે તે સર્વના કરતાં આને શ્રેષ્ઠ માનેલો છે. આ મંત્રનો સર્વ સાધારણને અધિકાર છે, તેથીજ અહીં 'स्वाहा' શબ્દનો પ્રયોગ ન કરતાં 'नमः' શબ્દનું કથન કરવામાં આવ્યું છે. જ્યારે સંકોચમાં કોઈ પ્રમાણ નથી તો પછી ઉપનિષદોના વિજ્ઞાનનો સામાન્ય તથા સર્વને અધિકાર. તેથીજ આ મુખ સ્થાનીય સર્વ પ્રધાન ઉપનિષદ્‌ની પાર સમાપ્તિમાં 'नमः' શબ્દનો સ્વીકાર કરવામાં આવ્યો છે, 'स्वाहा' નો નહી.

શ્રુતિ ભગવતી માતૃસ્થાનીય છે, તેમાં કોઈને સારૂ પક્ષપાતનો લેશ પણ નથી. ઈશ્વરીય જ્ઞાન સર્વને સારૂ, જેમ પૃથ્વી, આકાશ, વાયુ, અગ્નિ તથા સૂર્ય નક્ષત્રાદિ પ્રભુની સર્વ વિભૂતિયો છે, તેવીજ રીતે પ્રાપ્ત છે.

આ પ્રમાણે આ ઉપનિષદની નિર્વિઘ્ન સમાપ્તિ થઈ ગઈ, તેને સારૂ અંતમાં ફરી શાંતિ પાઠ કરવામાં આવે છે—

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर્णमादाय पूर्णमेवावशिष्यते ॥
ॐशान्तिः शान्तिः शान्तिः ॥

'ॐ पूर्णमद. पूर्णमिदम्' એ મંત્ર આ ઉપનિષદ્‌મા પ્રથમ મંગળાચરણના રૂપમાં તથા અંતમા 'શાંતિપાઠ'ના રૂપમાં આપીને વેદાંત સિદ્ધાંતનું લક્ષ્ય સ્થિર કરવામાં આવ્યુ છે. સ્વ-સ્વરૂપની પૂર્ણતા તથા એક અને અદ્વિતીય પદના પ્રતિપાદનને સારૂ આ મંત્રનો વિનિયોગ કરવામાં આવ્યો છે આ મંત્રનો અર્થ તથા ત્રિરાવૃત્ત 'શાન્તિ' નો અભિપ્રાય પ્રથમ કહી ચુક્યા છીએ.

આ પ્રમાણે આ યજુર્વેદીય ઈશાવાસ્યોપનિદ્ ઊપર
સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજ દ્વારા વિર
ચિત વિદ્યાવિનોદ ભાષ્ય સમાપ્ત. ૧.







ॐ नमः સચ્ચિદાનંદાય

# કેનોપનિષદ્

## વિદ્યાવિનોદ ભાષ્યસહિત

'नापृष्टः कस्यचिद् ब्रूयात्' અર્થાત્ વિના પ્રશ્ન કર્યે ઉત્તર આપવો નહિ એ મનુવાકયનું તાત્પર્ય એ છે કે જે વિષયમાં જેની જીજ્ઞાસા થાય અને પ્રશ્ન કરે તો તેનો પ્રત્યુત્તર મલવાથી પ્રશ્ન કર્તાને અધિક આનંદનો અનુભવ થાય છે અને તે પ્રશ્નનો ઉત્તર તેની બુદ્ધિમાં જલ્દી ઉતરી પણ જાય છે. કેવલ બુદ્ધિમાં ઉતરી જાય છે એટલુંજ નહિ પરંતુ તે ઉત્તર તેના હૃદયમાં ઊંડુ મૂલ જમાવી સદાને માટે સ્થિર થઈ જાય છે. માટે પ્રશ્નોત્તર થવાથી વિષય સમજવામાં તથા સમજાવવામાં અધિક સુવિધા થાય છે. આથીજ આ 'કેનોપનિષદ્'નો આરંભ 'केनेषितं पतति प्रेषितं मनः' ઈત્યાદિ પ્રશ્નોથી થયો છે.

શ્રી ભગવાન શંકરાચાર્યે આ ઉપનિષદ્ ઊપર 'પદ ભાષ્ય' તથા 'વાકય ભાષ્ય' આ બે ભાષ્યોની રચના કરી છે. એથી પાઠકો સમજી શકશે કે આ ઉપનિષદ્ની મહત્તા કેટલી હશે ? એકજ વિષયનું પ્રતિપાદન કરવા માટે એકજ ગ્રંથ ઊપર બે બે ટીકાઓ લખે એવું બીજી કોઈ પણ જગ્યાએ ખાસ જોવામાં આવતું નથી. શ્રી શંકરાચાર્યે એ બે ટીકાએ શા માટે લખી ? જેનો ઉત્તર સ્વામી શ્રીઆનન્દગિરિએ પોતાની ટીકામાં આપેલ છે. શંકરાચાર્યજીનો આવિર્ભાવ એવા યુગમાં થયો હતો કે એમને તાત્કાલિક બાધાઓને દૂર કરવા માટે ખંડન મંડનમાં ઘણું ધ્યાન આપવું પડયુ હતું. તે સમય પ્રચંડ બૌદ્ધ યુગ હતો. બૌદ્ધ લોક અહિંસાના ઉપાસક હતા પરંતુ પ્રમાદી તથા વિષયી થઈ ગયા હતા. બીજી બાજુ કર્મકાંડના નામે સ્વાર્થી લોકોએ દેશમાં હત્યાઓની જાલ પાથરી દીધી હતી. આથી કોઈ કોઈ જગ્યાએ કર્મકાંડનું ખંડન કરીને શ્રી શંકરાચાર્યને

અદ્વૈતવાદની પ્રતિષ્ઠા કરવી પડી હતી. આથી પાઠક સમજી શકે છે કે કર્મકાંડ ખંડન આચાર્યનો પોતાનો મત નહિ હતો પરંતુ તેમ કરવા સિવાય તેમને માટે બીજો ઉપાય ન હતો.

હવે ઉપનિષદનો શાન્તિપાઠ આરંભ કરવામાં આવે છે—

ॐ आप्यायन्तु ममाङ्गानि वाक् प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिन्द्रियाणि च सर्वाणि । सर्वं ब्रह्मौपनिषदं माहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोदनिराकरणमस्त्वनिराकरणं मेऽस्तु । तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ।

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

અન્વયઃ—ૐ, મમ, અંગાનિ, વાક્[1], પ્રાણ[2], શ્રોત્રમ્[3], અથો, બલમ્, સર્વાણિ, ઇન્દ્રિયાણિ, ચ, આપ્યાયન્તુ, સર્વમ્, ઔપનિષદમ્, બ્રહ્મ, અહમ્, બ્રહ્મ, મા, નિરાકુર્યામ્, મા, બ્રહ્મ, મા, નિરાકરોત્। મે, અનિરાકરણમ્, અસ્તુ, અનિરાકરણમ્, અસ્તુ, તદાત્મનિ, નિરતે, ઉપનિષત્સુ, યે, ધર્માઃ, તે, મયિ, સન્તુ, તે, મયિ, સન્તુ.

ભાવાર્થ—મારાં બધાં અંગ પ્રત્યંગ અર્થાત્ વાણી, પ્રાણ, નેત્ર, કાન તથા બાકી બધી ઇન્દ્રિયો મજબુત બનો. મારે માટે ઉપનિષદોથી બતાવવામાં આવેલ બ્રહ્મનું સ્વરૂપ પ્રકાશિત બનો. હું બ્રહ્મનો અસ્વીકાર ન કરૂં તથા બ્રહ્મ મારો પરિત્યાગ ન કરે, મને ન છોડે તે બ્રહ્મ સાથે મારો તથા મારી સાથે તે બ્રહ્મનો સમ્બન્ધ ચિરસ્થાયી રહે. ઉપનિષદોમાં જે ધર્મનું પ્રતિપાદન કર્યું છે તે ધર્મ આત્મનિષ્ઠ મારામાં પ્રકાશિત થાવ. આધ્યાત્મિક, આધિદૈવિક, આધિભૌતિક આ પ્રમાણેના ત્રણે તાપોની શાન્તિ માટે ત્રણ વાર 'શાન્તિ' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. (શાન્તિત્રિકના પ્રયોગ માટે પહેલાં ઈશાવાસ્યોપનિષદમાં વિશેષ વિવેચન કરવામાં આવેલ છે.)

વિદ્યાવિનોદભાષ્ય—આ કેનોપનિષદ્ સામવેદની તલવકાર શાખામાં

૧—વાક્=એ અન્ય કર્મેન્દ્રિયોનું ઉપલક્ષણ છે. ૨—પ્રાણ=એ અપાનાદિકોનું ઉપલક્ષણ છે ૩—શ્રોત્રમ્—એ ઇતર જ્ઞાનેન્દ્રિયોનું ઉપલક્ષણ છે ઉપલક્ષણ=એક નામ બાકી રહેલાને સમજાવી દે તે નામ બાકી રહેલાઓનું ઉપલક્ષણ કહેવાય છે

આવેલું છે. આ ઉપનિષદ્ પહેલાના સામવેદના આઠ અધ્યાયોમાં ચિત્તની શુદ્ધિ માટે કર્મ તથા ઉપાસનાનું વર્ણન કર્યું છે. કર્મોપાસના દ્વારા શુદ્ધચિત્ત મુમુક્ષુને બ્રહ્મવિદ્યાના પ્રતિપાદન માટે આ નવમા અધ્યાયનો આરંભ કરવામાં આવ્યો છે. ઐહલૌકિક તથા પારલૌકિક વિષયોથી વિરક્ત, 'આત્મા નિત્ય છે અને તેથી ભિન્ન સર્વ પ્રપંચ મિથ્યા છે' એવા વિવેકને પ્રાપ્ત થયેલ કોઈ મુમુક્ષુ શમદમાદિ સાધનો સહિત ઉત્કટ મોક્ષની ઇચ્છાથી બ્રહ્મ શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ ગુરૂના શરણને પ્રાપ્ત થયો. અને બ્રહ્મવિષયક પ્રશ્નોત્તર થવા લાગ્યાં અને ત્યાંથી આ ઉપનિષદનો આરંભ થયો છે.

વિશેષ—બીજા પ્રમાણોથી નહિ જાણવામાં આવતું બ્રહ્મ આ ઉપનિષદનો વિષય છે. બ્રહ્મવિદ્યા દ્વારા મુક્તિ લાભ એ આ ઉપનિષદનું પ્રયોજન છે. વિષય સાથે આ ગ્રન્થનો પ્રતિપાદ્ય પ્રતિપાદકભાવ સમ્બન્ધ છે. શમદમાદિ ચાર સાધનોથી યુક્ત શુદ્ધાંન્તઃકરણવાળો મુમુક્ષુ પુરૂષ આ ઉપનિષદનો અધિકારી છે. આ ચાર અનુબંધ સાધકની પ્રવૃત્તિનું કારણ છે. આ ઉપનિષદમા સૂક્ષ્મ બ્રહ્મતત્વ પ્રતિપાદન કરવાનું છે અને એટલા માટે ગુરૂશિષ્યસંવાદની કલ્પના કરવામાં આવી છે. ગુરૂપ્રાપ્ત વિદ્યાથીજ ઉત્તમ ફલ મલે છે.

શિષ્યનો પ્રથમ પ્રશ્ન—

**ॐ केनेषितं पतति प्रेषितं मनः केन प्राणः प्रथमः प्रैति युक्तः। केनेषितां वाचमिमां वदन्ति चक्षुः श्रोत्रं क उ देवो युनक्ति ॥ १ ॥**

અન્વયઃ—મનઃ કેન, પ્રેષિતમ્, પતતિ, કેન, યુક્તઃ પ્રથમઃ, પ્રાણઃ, પ્રૈતિ, કેન, ઇષિતામ્, ઇમામ્, વાચમ્, વદન્તિ, ચક્ષુઃ, શ્રોત્રમ્, ક, ઉ, દેવઃ, યુનક્તિ. ૧.

ભાવાર્થ—મન જે પોતાના વિષય તરફ દોડે છે, અર્થાત વિષયચિન્તન કરે છે એ મન એ પ્રમાણે કોની ઇચ્છાથી કરે છે? શરીરની અંદર જે આ પ્રાણ રહેલો છે તે કોની પ્રેરણાથી ફર્યા કરે છે? કોની ઇચ્છાથી પ્રેરાઇને મનુષ્ય શબ્દોચ્ચારણ કરે છે? તથા કોણ દેવતા આ નેત્ર તથા કર્ણને પોતપોતાના વિષયો તરફ દોરે છે?

વિ૦ વિ૦ ભાષ્ય—સંકલ્પ વિકલ્પ કરવા એ મનોધર્મ છે. પરંતુ મન કોની હાજરીથી, કોની ઇચ્છા કે પ્રેરણાથી એ પ્રમાણે કરે છે? તે પ્રેરક કર્તા

સત્ છે કે અસત્ ? ચેતન છે કે જડ ? ભિન્ન છે કે અભિન્ન કોણ છે ? કોઈ પણ ચેતનની પ્રેરણા વિના જડ મન સ્વતંત્રતાપૂર્વક ક્યાંય જઈ શકતું નથી. જો મનને સ્વતંત્ર માનવામાં આવે તો સ્વતન્ત્ર મન કલેશદાયક દુષ્ટ સંકલ્પોને શા માટે કરે છે ? કારણ કે કોઈ પણ સ્વતંત્ર વ્યક્તિ ઇરાદાપૂર્વક પોતાના પગપર કુહાડો મારતી નથી. તો એથી મનનું કોઈ પ્રેરક છે એ ચોકકસ છે. કોની પ્રેરણાથી પ્રાણ, અપાન વિગેરે ભેદવાળો પ્રાણ નીચે ઊપર વિગેરે શરીરના સ્થાનોમાં ગમન કરે છે ? અર્થાત જેના વિના કોઈ પણ ઇન્દ્રિય સચેષ્ટ રહી શકતી નથી એવો મુખ્યરૂપે શરીરમા રહેલો પ્રાણ કોના ઇશારે ચાલે છે ? પ્રાણ ભૌતિક છે, સક્રિય છે અને એટલા માટે આત્માથી ભિન્ન છે. તો એ પ્રાણનો પ્રેરક પણ કોઈ જરૂર હોવો જોઇએ. તે ચિત્તશક્તિ કોણ છે ? કોણ કર્તાની સહાયતાથી મનુષ્ય તાલુ કંઠ વિગેરે સ્થાનોમાં વર્તમાન વાણીનું ઉચ્ચારણ કરે છે ? અર્થાત્ વાગેન્દ્રિયનો મનુષ્ય ભિન્ન ભિન્ન ભાષાઓમાં અનેક રીતે શબ્દ પ્રયોગ કરે છે

૧—ઇચ્છા, વાક્ તથા કર્મ દ્વારા આ દેહાદિ સંઘાત, મનને પ્રેરિત કર્યાં કરે છે. એ વાત સર્વજન પ્રસિદ્ધ છે એટલે એ પ્રશ્નજ રહેતો નથી, એવી શંકા કોઈએ કરવી જોઇએ નહી. કારણ કે જે મનુષ્ય, દેહાદિ સંઘાતરૂપ અનિત્ય ધર્મ તથા કાર્યથી નિવૃત્ત થઈ ગયો છે, અને તેથી પૃથક્ કૂટસ્થ નિત્ય વસ્તુને જાણવાની જે ઇચ્છા કરનારો છે, તેજ એવો પ્રશ્ન કરે છે નહી તો ઇચ્છા, વાણી તથા કર્મ દ્વારા તો આ દેહાદિ સંઘાતમાં પ્રેરકતા પ્રસિદ્ધજ છે. અહીં આ પ્રશ્નની મતલબ એ છે કે—' આ પ્રેરકભાવ સર્વજન પ્રસિદ્ધ ભૂત તથા ઇંદ્રિયોના સંઘાતરૂપ દેહમાં છે ? કે એ સંઘાતથી ભિન્ન કોઇ સ્વતંત્ર વસ્તુમાં છે કે જે કેવળ ઇચ્છા માત્રથીજ મન આદિનો પ્રેરક છે ? ' તેના તાત્પર્યને દેખાડવાને સારૂજ ' કોની દ્વારા ઇચ્છિત અને પ્રેષિત થએલું મન પોતાના વિષય તરફ જાય છે ? ' એ બતાવવાને સારૂ ' ઇષિતમ્ ' ' પ્રેષિતમ્ ' એ બે વિશેષણો બરાબર બંધ બેસે છે.

' મન સ્વતંત્ર હોવાથી પોતાના વિષયમાં સ્વયં જાય છે, ' એમ કહીને આ પ્રશ્નને અસંગત કહેવો એ ઉચિત નથી. કારણ કે મન પ્રવૃત્તિ નિવૃત્તિમાં જો સ્વતંત્ર હોય તો કોઇને પણ અનિષ્ટનું ચિંતન થવું જોઇએ નહી પરંતુ મન જાણી જોઇને પણ અનર્થનું ચિંતન કરે છે અને રોકવા છતાં પણ દુઃખદ કામોમાં પ્રવૃત્ત થઈ જાય છે. તેથી પ્રકૃત પ્રશ્ન ઉચિતજ છે. ' કેન, પ્રેષિતમ્=પ્રેરિતમ્, મન, ઇષિતમ્=ઇષ્ટમ્ ( વિષયમ્ ), પતતિ ગચ્છતિ ' અર્થાત્ કોની પ્રેરણાથી મન, વાંછિત વિષયનો અનુભવ કરે છે ? એવો અર્થ કરવામા આવે તો ઊપરની શંકાનું સમાધાન નં થાય.

તે કોની પ્રેરણાથી ? શ્રવણેન્દ્રિય કયા દેવતાની ઇચ્છાથી શબ્દોને ગ્રહણ કરે છે ? તથા નેત્ર લાલ પીળા રંગો દેખે છે એ કોની પ્રેરણાથી ? એના પ્રેરક દેવતાઓ કોણ છે ?

**વિશેષ**—જો કે વ્યાવહારિક દશામાં મન વિગેરેનો સાક્ષાત પ્રેરક જીવાત્મા છે. પરંતુ તે તે ઇન્દ્રિયો વિષયોને ગ્રહણ કરે એવો નિયમ કોણે કર્યો છે. નેત્ર રૂપજ ગ્રહણ કરવું જોઇએ. અંધ એમ સમજે કે મને બીજી ઇન્દ્રિયથી રૂપ જોવાનું મલે તો તેને એમ કેમ થતું નથી ? નેત્રથી રસનો સ્વાદ કેમ ચખાતો નથી ? આ બધાને નિયમમાં રાખનાર કોણ છે ? સારાંશ કે આ સ્થૂલ સંઘાતનો પ્રેરક કોણ છે ? આ સૃષ્ટિ પ્રપંચરૂપ મહાન કારખાનાને સુવ્યવસ્થિત રૂપમાં ચલાવનારી એ મહાનશક્તિ કોણ છે ? તે કૃપયા બતાવો.

બધા ઉપનિષદોનો પ્રતિપાદ્ય વિષય બ્રહ્મ છે. એ સ્વરૂપની પ્રાપ્તિમાં સહાયક થવા માટે આ પ્રશ્ન મંત્ર છે.

**श्रोत्रस्य श्रोत्रं मनसो मनो यद्**
**वाचो ह वाच ँ स उ प्राणस्य प्राणः ।**
**चक्षुषश्चक्षुरतिमुच्य धीराः**
**प्रेत्यास्माल्लोकादमृता भवन्ति ॥ २ ॥**

**અન્વય:—યત્, શ્રોત્રસ્ય, શ્રોત્રમ્, મનસઃ, મનઃ, વાચઃ, હ, વાચમ્, સઃ, ઉ, પ્રાણસ્ય, પ્રાણઃ, ચક્ષુષઃ, ચક્ષુઃ, અતિમુચ્ય, ધીરાઃ, અસ્માત્, લોકાત્, પ્રેત્ય, અમૃતાઃ, ભવન્તિ. ૨.**

ભાવાર્થ—હે શિષ્ય, તમે જે પ્રશ્ન કરો છો કે—શ્રોત્ર ( કર્ણ ), મન આદિનો પ્રેરક કોણ છે ? તેનો ઉત્તર એ છે કે, આત્મા શ્રોત્રનો શ્રોત્ર છે, મનનું મન છે, વાણીની વાણી છે અને પ્રાણનો પ્રાણ છે. અર્થાત્ આ સર્વની શક્તિનું કારણ છે. એ પ્રમાણે દેહ ઇદ્રિયાદિકને પ્રેરણા કરનારા એટલે કે તેમનાથી ભિન્ન આત્માને જાણીને તથા તે જ્ઞાન દ્વારા દેહ ઇદ્રિયાદિકમાંથી આત્મબુદ્ધિનો ત્યાગ કરી, અધિકારી પુરૂષ દેહાંત થતાં અમૃતસ્વરૂપ પદને પ્રાપ્ત થઈ જાય છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—હે શિષ્ય ! તમે જે મન આદિકોનો પ્રેરક પૂછ્યો તે, શબ્દના જ્ઞાનની ઉપલબ્ધિનું અસાધારણ કારણ જે શ્રોત્રેન્દ્રિય છે, તેનો પણ શ્રોત્ર છે, તેને આત્મા કહે છે. કારણકે સાભળવાની શક્તિ આપવી અને તેની રક્ષા કરવાથી તેને શ્રોત્ર કહે છે. તથા તે મનનું પણ મન છે. અર્થાત્ દુઃખાદિ જ્ઞાનના સાધન અંતઃકરણને મનન શક્તિ આપી તેની રક્ષા કરવાથી તેને મનનું મન કહેવામાં આવેલો છે. મહાત્માલોક તેને વાણીની વાણી કહે છે. કારણકે તેનીજ કૃપાથી વાણી પોતાના કાર્યમાં પ્રવૃત્ત થાય છે. એજ પરમેશ્વર પ્રાણોનો પ્રાણ અર્થાત્ તેને ગતિ આપવાવાળો છે. તથા એજ ચક્ષુમા રૂપ જોવાની શક્તિ પ્રગટ કરનારો છે અર્થાત્ તેજ બ્રહ્મની પ્રેરણા અગર નિયમથી મન આદિ ઇંદ્રિય સમૂહ પોતાના કર્મ કરવામા સમર્થ થાય છે ઈશ્વરે પૃથ્વી આદિ જે જે તત્ત્વથી નાસિકા આદિ ઇંદ્રિયો બનાવી છે, તે ઇંદ્રિયો કાર્યકારણભાવના સંબંધથી તે તે પૃથ્વી આદિ તત્ત્વના ગંધ આદિ ગુણોને ગ્રહણ કરે છે. એ નિયમ એજ સર્વ નિયંતાએ કરેલા છે. જેમકે, આંખ ઇંદ્રિયને અગ્નિતત્ત્વથી બનાવેલી છે. તેજ કારણથી તે અગ્નિના રૂપ ગુણને ગ્રહણ કરી શકે છે, બીજાને નહીં. ઈશ્વર ઇંદ્રિયોના વિષયનો નિયતા તો છેજ પણ તેમનામાં તે બંધાતો નથી તેથી બ્રહ્મવેત્તા જીવિત દશામાજ શરીર તથા શ્રોત્રાદિ ઇંદ્રિયોના સંગને છોડીને તથા અંતઃકરણના વાસનાદિ બંધનથી પૃથક્ થઇને મરીને ( પ્રત્યક્ષ ધનાદિ અગર દેહાદિનો ત્યાગ કરીને ) મુક્ત થઇ જાય છે. ૨.

વિશેષ—યોગ્ય શિષ્યને ગુરૂએ કહ્યું—'કયો દેવતા શ્રોત્ર, ચક્ષુ, મન આદિને સ્વવિષયમાં નિયુક્ત કરે છે' એ પ્રકારે તમે જેના વિષયમાં પૂછ્યું છે, તે એ શ્રોત્રનો શ્રોત્ર છે. અહીં શંકા એ છે કે, પ્રશ્નનો અનુકૂળ ઉત્તર થયો નથી, પૂછ્યુ એ હતું કે પ્રેરક કોણ છે. ઉત્તર એ મળ્યો કે—જે શ્રોત્રનો શ્રોત્ર છે તે. અર્થાત્ બતાવવું એ જોઈતું હતુ કે—અમુક પ્રકારના ગુણોવાળી વ્યક્તિ શ્રોત્રાદિને પ્રેરિત કરે છે. તેનું સમાધાન એ છે કે— તે પ્રેરકનુ બીજા કોઈ પ્રકારનુ રૂપ જાણી શકાતુ નથી. અહીં અનાજ લણનારની પેઠે તેનો વ્યાપાર વિશેષ જ્ઞાત નથી.

શંકા થાય છે કે—અહીં 'શ્રોત્રસ્ય શ્રોત્રમ્' ઇત્યાદિનો કયો અર્થ અભિપ્રેત છે? કારણ કે જે પ્રમાણે એક પ્રકાશને બીજા પ્રકાશનું પ્રયોજન હોતુ નથી, તેજ પ્રમાણે એક શ્રોત્રને બીજા શ્રોત્રનુ કાંઈ પ્રયોજન નથી. તેનુ સમાધાન એ છે કે—સર્વે જાણે છે કે શ્રોત્ર પોતાના વિષયને અભિવ્યક્ત કરવામા સમર્થ છે, પરંતુ તે નિત્ય, અસંહત, સર્વાન્તર ચેતન, આત્મજ્યોતિના સાંનિધ્યથીજ તેમ

કરી શકે છે, અન્યથા નહીં. તેથી તેને 'श्रोत्रस्य श्रोत्रम्' ઇત્યાદિ કહેવો એ ઉચિત જ છે. તેજ પ્રકારે તે મન વાણી આદિકોની પણ વાણી આદિક છે. કારણકે ચિત્ જ્યોતિના પ્રકાશ વગર અંતઃકરણ પોતાના વિષય સંકલ્પ તથા અધ્યવસાય આદિમાં સમર્થ થઈ શકતું નથી. તેથી તે મનનું પણ મન છે. અહીં બુદ્ધિ અને મનને એકજ જાણવા. જે લોક શ્રોત્ર આદિમાં આત્મભાવનો ત્યાગ કરે છે, તેઓ ધીર અગર બુદ્ધિમાન હોય છે. કારણકે વિશિષ્ટ બુદ્ધિમત્તા વગર શ્રોત્રાદિમાંથી આત્મભાવનો ત્યાગ કરી શકાતો નથી. જે શ્રોત્રાદિમાથી આત્મભાવનો ત્યાગ કરે છે, તેજ અમરણધર્મા થઈ શકે છે. અહીં એજ ધીર શબ્દનો અભિપ્રાય છે. ૨.

**न तत्र चक्षुर्गच्छति न वाग् गच्छति नो मनो न विद्मो न विजानामो यथैतदनुशिष्यात्। अन्यदेव तद्विदितादथो अविदितादधि। इति शुश्रुम पूर्वेषां ये नस्तद् व्याचचक्षिरे ॥ ३ ॥**

અન્વયઃ—તત્ર, ચક્ષુઃ, ન ગચ્છતિ, વાક્, ન ગચ્છતિ, મનઃ, નો, ન વિદ્મઃ, યથા, એતત્, અનુશિષ્યાત્, ન વિજાનીમઃ, તત્, વિદિતાત્, અન્યત્ એવ, અવિદિતાત્, અથો, અધિ, યે, નઃ, તત્, વ્યાચચક્ષિરે, પૂર્વેષામ્, ઇતિ શુશ્રુમ. ૩.

ભાવાર્થ—બ્રહ્મમાં ચક્ષુ જઈ શક્તાં નથી, તેમજ વાક્ અને મન પણ જઈ શકતાં નથી. હમે તેને જાણતા નથી. એ બ્રહ્મતત્ત્વનો આચાર્યગણ શિષ્યને કેવે પ્રકારે ઉપદેશ કરે છે તે પણ હમે સમજી શક્તા નથી. એ ચિદાત્મ વસ્તુ સકળ કાર્યોથી પૃથક્ છે, અને સૂક્ષ્મથી અર્થાત્ અજ્ઞાતરૂપ કારણથી પણ પૃથક્ છે. એ તત્ત્વની વિવેચના જેમણે જેમના આગળ કરેલી હતી, એજ આચાર્યો દ્વારા હમે એ વાત સાંભળી છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—રૂપ ગ્રહણ કરવામાં સમર્થ ચક્ષુ એ બ્રહ્મને દેખી શક્તાં નથી, કારણ કે બ્રહ્મ રૂપાદિકોથી રહિત છે. એ વાણી અને મનનો પણ વિષય નથી, કારણ કે અપરિચ્છિન્ન અપરિમેય વસ્તુ તત્ત્વનું વર્ણન કરવાની

શક્તિ વાણીમાં નથી. તેજ પ્રમાણે મન પણ ત્યાં જઈ શકતું નથી, કારણ કે મનનો સ્વભાવ ચંચળ છે, તે સ્થાણુ બ્રહ્મને પ્રાપ્ત કરી શકતું નથી[1].

'न विद्मः' એજ કારણથી આપણે લોક સામાન્યરૂપથી બ્રહ્મને જાણી શકતા નથી. કારણ કે પદાર્થજ્ઞાન મન અને ઇંદ્રિયોના સંયોગથીજ થાય છે. 'न विजानीमः' તથા હમે વિશેષ રૂપથી પણ તેને જાણી શકતા નથી. અભિપ્રાય એ છે કે—જેમ અગ્નિ પોતાનાથી ભિન્ન કાષ્ઠ આદિકોને બાળે છે, સ્વયં પોતે પોતાને બાળી શકતો નથી, જેમ આપણાથી ભિન્ન ઘટ પટાદિ જડ પદાર્થોમાં ઇંદ્રિયો પ્રવૃત્ત થાય છે, તેમ પોતાના અધિષ્ઠાન આત્માને પ્રકાશ કરવામાં શ્રોત્ર નેત્રાદિ ઇંદ્રિયો સમર્થ થઈ શકતી નથી. હે શિષ્ય! મન ઇંદ્રિયાદિકોથીજ જ્ઞાન થાય છે, આત્મા મન ઇંદ્રિયાદિકોનો અવિષય છે. એ કારણથી અવિષય આત્માને હમે મન આદિકોથી નથી જાણી શકતા. તેમજ એ પણ હમે જાણી શકતા નથી કે, આચાર્ય અધિકારી પુરૂષોને કેવી રીતે ઉપદેશ કરે છે. એ બ્રહ્મ, આત્મા કાર્યથી ભિન્ન છે તથા કારણથી પણ ભિન્ન છે, એટલે કે કાર્ય કારણનો પ્રકાશક છે. એવા કાર્યકારણથી ભિન્ન આત્માના સ્વરૂપને, હમે, એવા આચાર્યોને મુખેથી સાંભળ્યું છે કે જેઓ હમને અવિષય સ્વભાવ આત્માનો ઉપદેશ કરતા રહે છે.

વિશેષ—પરમાત્મા અનુમાન વિજ્ઞાન દ્વારા જાણી શકાતો નથી. કારણ કે પૂર્વાનુભૂત વસ્તુનુંજ સુગમતાથી અનુમાન થઈ શકે છે. તથા પરમાત્મા અલૌકિક પ્રત્યક્ષ દ્વારા પણ દેખી શકાતો નથી, કારણ કે તે ગુણાતીત છે. તે અનુભવગમ્ય જરૂર છે. ભાવ એ છે કે, તે પ્રકૃતિથી પર છે, તેથી કોઈ પણ પ્રાકૃતિક પદાર્થ તેને ગ્રહણ કરી શકતો નથી. જ્ઞાનેન્દ્રિય, મન, બુદ્ધિ એ પ્રાકૃતિક છે, તેથી તે બ્રહ્મને કેવી રીતે પહોચી શકે?

હવે વિચાર એ કરવાનો છે કે, જાણેલી વસ્તુનો ઉપદેશ કરવો એ બની શકે તેમ છે, કે અમુક પદાર્થ આવો છે. ઈશ્વરમાં ઇંદ્રિયોની પહોચ ન હોવાને કારણે તેઓ તેના સ્વરૂપનો ઉપદેશ ન કરી શકે. તેથી મંત્રમાં કહેલું છે કે 'તત્' તે બ્રહ્મ 'વિદિતાત્' ઇંદ્રિય દ્વારા જાણેલા વિષયથી તેમજ 'અવિદિતાત્' જે કદી પણ ન જાણી શકાય તેનાથી પણ ભિન્ન છે. અહીં શંકા થઈ શકે કે—

૧—અહીં મનર્ચક્ષુરાદિ અન્ય ઇંદ્રિયોનું પણ ઉપલક્ષણ છે, અર્થાત્ બ્રહ્મ કોઈ પણ ઇંદ્રિયનો વિષય નથી.

જ્યારે તે વિદિતથી, એટલે કે કોઈ પણ નામ રૂપાત્મક વસ્તુ કોઇને પણ જ્ઞાત થાય તેનાથી ભિન્ન છે, અગર પ્રકૃતિ જે અવ્યાકૃત જગતનું કારણ પરમાણું આદિ અતિ સૂક્ષ્મ છે, તેનાથી પણ ભિન્ન છે, તો પછી બ્રહ્મ ત્યાજય વસ્તુ થઈ જશે. કારણ કે જ્યારે તે કોઈ વસ્તુજ નથી તો પછી શૂન્યવત્ કોઈ પણ તરેહથી તે જાણીજ ન શકાય.

ઉત્તર—સર્વવ્યાપક હોવાથી ઈશ્વરથી કદી કાંઈ પણ ભિન્ન હોઈ શકે નહી તેમ તેને કોઈ છોડી પણ શકે નહી. વળી ઇશ્વર સાકાર વસ્તુ પણ નથી તેથી કોઈ તેને ગ્રહણ પણ કરી શકે નહી. તે કારણથી ઈશ્વર જ્ઞાત તેમજ અજ્ઞાતથી વિલક્ષણ છે. તેથી મુમુક્ષુ શિષ્યને બ્રહ્મનિષ્ઠ ગુરૂએ ઉપદેશ આપવો જોઇએ કે—ભૌતિક ઇદ્રિયોથી જાણી શકાય તેમ નથી, પરંતુ અંતઃકરણની શુદ્ધિ દ્વારા સૂક્ષ્મ બુદ્ધિથી ગ્રહણ કરવા યોગ્ય છે. ઘણે પરિશ્રમે ઘણે કાળે કોઇકનેજ તે પ્રાપ્ત થઈ શકે છે. આ તત્ત્વનું ઉપપાદન કરનારા પૂર્વના આચાર્યોથી ગુરૂ શિષ્યની પરંપરા દ્વારા એ વચનો સાંભળવામાં આવ્યાં છે. ૩.

**यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते ।**
**तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ४ ॥**

અન્વયઃ—યત્, વાચા, અનભ્યુદિતમ્, યેન, વાક્, અભ્યુદ્યતે, તત્, એવ, બ્રહ્મ, ત્વમ્, વિદ્ધિ, ન, ઇદમ્, યત્, ઇદમ્, ઉપાસતે. ૪.

ભાવાર્થ—હે શિષ્ય ! તે બ્રહ્મનું વર્ણન વાણી કરી શકે તેમ નથી. કારણ કે શબ્દોનું ઉચ્ચારણ કરનાર વાણીની શક્તિ. એ બ્રહ્મનીજ શક્તિ છે, માટે તેજ ચેતન વ્યાપક પરમાત્માને તમે બ્રહ્મ જાણો. તથા જે માયાથી વિમોહિત પુરૂષ વિષયરૂપે જેની ઉપાસના કરે છે, તે વાસ્તવમાં વિષય જડ પરિચ્છિન્ન વસ્તુ બ્રહ્મ નથી, એમ જાણો. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—વાણીથી 'अनभ्युदितम्' = બ્રહ્મ કહી શકાતું નથી, અથવા પ્રકાશિત થઈ શકતું નથી. કારણ કે વાણીથી શબ્દ પ્રગટ થાય છે અને બ્રહ્મ શબ્દથી ભિન્ન છે, તેથી બ્રહ્મ વાણીનો વિષય થઈ શકતું નથી, બ્રહ્મથી વાણી પ્રકાશિત થાય છે. અર્થાત્ ઇશ્વર વિહિત નિયમથીજ વાણી દ્વારા ઉચ્ચારણ કરેલા શબ્દોમાં અર્થ બોધ કરવાની શક્તિ આવે છે. જો કે વેદાદિ શાસ્ત્રના પ્રમાણ દ્વારાજ 'બ્રહ્મ આવું આવું છે' ઇત્યાદિ અનેક પ્રકારે આચાર્ય લોક વાણી દ્વારાજ શિષ્યોને ઉપદેશ કરે છે, અને શિષ્ય લોક પણ એવું કહેવા દ્વારા

પોત પોતાની બુદ્ધિ પ્રમાણે બ્રહ્મને જાણે છે. તોપણ ગુરૂલોકની એ વાણી જે પ્રમાણે શબ્દ અને તેના અર્થનો સંબંધ બતાવવાનું કારણ થાય છે, તે પ્રમાણે તે બ્રહ્મ જ્ઞાનનું કારણ થતી નથી, પણ ઉચ્ચારણ કરેલી વાણી શ્રવણમાંજ કારણ થાય છે. પોતાના સાધનોસહિત ધ્યાન, એ બ્રહ્મજ્ઞાનનું સાક્ષાત કારણ થાય છે, 'तत् एव' એજ કહેલાને તમે બ્રહ્મ જાણો. જે વાણીથી મનુષ્ય, પ્રાપ્ત થવા યોગ્ય શબ્દાદિરૂપ, કાર્યની સેવા કરે છે, 'तदिदम् न' તે એ બ્રહ્મ નથી.

વિશેષ—'अन्यदेव' ઇત્યાદિ શ્રુતિથી એ સિદ્ધ છે કે—આત્મા અને બ્રહ્મ એકજ પદાર્થ છે. આ ઉપદેશ શ્રોતાઓના મનમાં શંકા ઉત્પન્ન કરે છે કે—આત્મા અને બ્રહ્મ એક કેવી રીતે હોઈ શકે ? કારણ કે કર્મ તથા ઉપાસનાના અધિકારી પુરૂષ 'आत्मा' શબ્દથી સંબોધાય છે. એ સંસારી આત્મા વિહીત કર્મ તથા ઉપાસનારૂપ સાધનનું અનુષ્ઠાન કરીને બ્રહ્માદિ દેવત્વ અગર સ્વર્ગાદિ લોકલોકને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે. આ પ્રકારના લોક વ્યવહારને જોતા એવો નિશ્ચય થાય છે કે—ઉપાસકથી, સ પૂર્ણપણે પૃથક્, વિષ્ણુ, શિવ, ઇદ્ર એજ ઉપાસ્ય બ્રહ્મ હોઈ શકે, આત્મા કદાપિ ઉપાસ્ય બ્રહ્મ થઈ શકે નહી. તેથી જે વિદિત છે તેજ ઉપાસ્ય છે, અવિદિત ઉપાસ્ય હોઈ શકે નહી તેમજ તે બ્રહ્મ પણ હોઈ શકે નહી. તેથી ઉપાસ્ય અને ઉપાસક પરસ્પર પૃથક છે, એવી આ શંકાનું અનુમાન કરીનેજ શ્રુતિ ભગવતી સ્વયં કહે છે, કે—એવી આશંકા કરશો નહી.

જે નિત્ય ચૈતન્ય સ્વરૂપ છે, તે વાગિન્દ્રિય (વાણી) થી અભિવ્યક્ત (પ્રકાશિત) થતું નથી. અહીં 'वाक्' શબ્દથી, જીવ્હા મૂલાદિ અષ્ટ સ્થાનોથી સંબંધ યુક્ત વર્ણને અભિવ્યક્ત કરનારી આગ્નેય ઇદ્રિય તથા તેનાથી ઉત્પન્ન થતા વર્ણસમૂહ એ બન્નેને સમજવાં જોઇએ[1]. તેઓ એ બ્રહ્મને પ્રકાશિત કરી શકતાં નથી, પરંતુ એ ચૈતન્ય જ્યોતિ સ્વરૂપ બ્રહ્મની પ્રેરણાથી વાક્ ઉચ્ચારિત થાય છે, અર્થાત્ પ્રકાશિત થાય છે. તાત્પર્ય એ છે કે, આત્મસ્વરૂપ, નિરતિશય પરબ્રહ્મમાં પણ જે ઉપાધિયો દ્વારા, વાકયનું વાક્ય, મનનું મન, કર્તા, ભોક્તા, વિજ્ઞાતા, નિયંતા, આનંદ રૂપાદિ વ્યવહાર આરોપિત થયા કરે છે, તે સર્વ ઉપાધિયોને હઠાવીને વાસ્તવિક આત્માનેજ નિર્વિશેષ બ્રહ્મ જાણો. 'इदम्' રૂપે અર્થાત્ વિશેષ ઉપાધિ વિશિષ્ટરૂપથી જે અનાત્મા ઇશ્વરનું ધ્યાન કરવામાં આવે છે તે વાસ્તવમાં બ્રહ્મ નથી.

૧—જીવ્હામૂલ, હૃદય, કંઠ, મૂર્ધા, દંત, નાસિકા, ઓષ્ઠ તથા તાલુએ સ્થાનોથી વર્ણોની અભિવ્યક્તિ થાય છે.

અહીં સુધી પ્રથમ પ્રશ્ન 'केनेषितां वाचमिमा वदति' એનો ઉત્તર થઈ ગયો. ૪.

यन् मनसा न मनुते येनाहुर्मनो मतम्।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ५ ॥

અન્વયઃ— યત્, મનસા, ન મનુતે, યેન, મનઃ, મતમ્, ત્વમ્, તત્, એવ, બ્રહ્મ, વિદ્ધિ. ઇદમ્, ન યત્, ઇદમ્, ઉપાસતે ૫.

ભાવાર્થ—જે બ્રહ્મ મનથી ચિન્તીત થતું નથી, પણ મનને જે ચિતન કરવાની શક્તિ પ્રદાન કરે છે, તેનેજ તમે બ્રહ્મ જાણો. માયા મોહિત જીવ, જે પરિચ્છિન્ન જડ પદાર્થનો બ્રહ્મરૂપથી વ્યવહાર કરે છે, તેને તમે બ્રહ્મતત્ત્વ સમજશો નહી. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—જે પ્રસિદ્ધ જ્યોતિને, કોઈ પણ પુરૂષ મનથી, અર્થાત્ મનોબુદ્ધિ રૂપ અંતઃકરણથી જાણી શકતો નથી, તથા જે આત્માથી પ્રકાશિત થએલું મન, નાના પ્રકારના સંકલ્પ વિકલ્પરૂપ સ્વકીય કાર્ય કરવામાં સમર્થ થાય છે, તે સાક્ષી આત્માને તમે બ્રહ્મરૂપ જાણો. ઉપાધિ વિશિષ્ટ જ્ઞાતૃ, જ્ઞાન, જ્ઞેય ભેદવાળો અનાત્મરૂપ કોઈ પણ પદાર્થ બ્રહ્મ થઈ શકતો નથી. અર્થાત્ જે પરિચ્છિન્ન જડ પદાર્થને બ્રહ્મ જાણીને તેની ઉપાસના કરે છે તે બ્રહ્મ નથી. ૫.

વિશેષ—અહીં મન શબ્દનો અર્થ અંતઃકરણ સમજવો. તેથી મન અને બુદ્ધિનો, એકત્વરૂપે નિર્દેશ કરવામાં આવેલો છે. કામના, સંકલ્પ (માનસિક ચિંતા), વિચિકિત્સા (સંશય), શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૃતિ, અધૃતિ (અસહિષ્ણુતા), હ્રી (લજ્જા), ધી (બુદ્ધિ), ભી (ભય), એ સર્વ મનની વૃત્તિયો છે. ઉક્ત કામાદિ યુક્ત મન, પોતાના પ્રકાશક ચૈતન્ય જ્યોતિનું મનન કરી શકતુ નથી, તેનો સંકલ્પ કરી શકતુ નથી, કે તેને નિશ્ચિત રૂપથી ધારણ પણ કરી શકતુ નથી. તેથી મનને શક્તિ આપનારને તમે બ્રહ્મ જાણો. આ મંત્રમાં 'केनेषितं' એ પ્રશ્નનો ઉત્તર થયો. ૫.

यच्चक्षुषा न पश्यति येन चक्षूंषि पश्यति।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ६ ॥

અન્વયઃ— યત્, ચક્ષુષા, ન પશ્યતિ, યેન, ચક્ષૂંષિ, પશ્યતિ, ત્વમ્, તત્, એવ, બ્રહ્મ, વિદ્ધિ, ઇદમ્, ન, યત્, ઇદમ્, ઉપાસતે ૬.

ભાવાર્થ—જે ચક્ષુ દ્વારા દેખતું નથી, પરંતુ જેના દ્વારા ચક્ષુમાં દર્શન શક્તિ આવે છે. તેને તમે બ્રહ્મ જાણો. બીજા કોઇને નહીં. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—મારે નેત્ર છે, હું આંખોવડે જોઈ શકુ છુ—એ પ્રકારની આંખોની શક્તિનો અનુભવ મનુષ્ય જેના સામર્થ્યથી કરે છે, તેજ બ્રહ્મ છે. પરંતુ આંખ તેને દેખી શકતી નથી. પરિચ્છિન્ન નેત્ર ઇંદ્રિય, સર્વત્ર પરિપૂર્ણ ચિત્ શક્તિનુ પુરી રીતે અવલોકન કરી શકતી નથી. જે આંખોથી દેખી શકાય, તે બ્રહ્મ હોઈ શકે નહી. પરંતુ 'यद् यद् विभूतिमत् सत्त्वम्' એ ભગવદ્વાક્ય અનુસાર કોઈ પણ વિભૂતિમાન્ હોઈ શકે.

વિશેષ—લોકમાં સામાન્ય રૂપથી એ પ્રસિદ્ધ છે કે—જે વસ્તુ દેખી શકાય નહી કે કલ્પી શકાય નહી, તે છેજ નહી. ચાર્વાક આદિ અનેક મતાવલંબી તો પ્રત્યક્ષ ચક્ષુથી દેખાય તે વગરના પદાર્થોનું અસ્તિત્વ માનતા નથી. ઘણાં લોકો દ્રષ્ટિ સૃષ્ટિવાદી નથી, તેમના દ્વારા સ્વીકૃત અપસિદ્ધાંતનું નિરાકરણ કરતી શ્રુતિ ભગવતી ઉપદેશ કરે છે કે—ઉપાધિ વિશિષ્ટ કોઈ પણ પદાર્થને બ્રહ્મ માનવું જોઇએ નહી. ૬.

यच्छ्रोत्रेण न शृणोति येन श्रोत्रमिदꣳ श्रुतम् ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ७ ॥

અન્વય:—યત્, શ્રોત્રેણ, ન શૃણોતિ, યેન ચ, ઇદમ્, શ્રોત્રમ્, શ્રુતમ્, ત્વમ્, તત્, એવ, બ્રહ્મ, વિદ્ધિ, ઇદમ્, ન યત્, ઇદમ્, ઉપાસતે, .૭.

ભાવાર્થ—બ્રહ્મ કર્ણ દ્વારા શ્રવણ કરતું નથી, પણ એ કાન જેના દ્વારા શ્રવણ કાર્યમાં પ્રવૃત્ત થાય છે, તેજ બ્રહ્મ છે, તેના સિવાય કોઈ નહી. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—દિશારૂપ દેવતા જેનો અધિષ્ઠાતા છે, તથા મનોવૃત્તિથી યુક્ત અને આકાશના કાર્યભૂત જે શ્રોત્રેન્દ્રિય છે, તે અર્થાત ઉક્ત શક્તિશાલી કાન જેને વિષય કરી શકતો નથી, બલ્કે જે ચૈતન્ય આત્મજ્યોતિ દ્વારા એ પ્રસિદ્ધ શ્રોત્ર સાંભળવાની શક્તિવાળો થાય છે, તેજ બ્રહ્મ છે. તું, જે દેશકાલાવચ્છિન્ન વસ્તુની ઉપાસના કરે છે, તે બ્રહ્મ નથી. ૭.

વિશેષ—મનુષ્ય, કાન વડે વેદ જેવા નિગૂઢ તત્ત્વનું શ્રવણ કરી શકે છે, અને તેને સાંભળીને વિજ્ઞાન વેત્તા થઈ શકે છે. પરંતુ એ કાન 'એ એવુંજ છે' 'એટલુંજ છે' એવા પ્રકારના બ્રહ્મવિષયક પૂર્ણવર્ણનને સાભળી શકતો નથી. પરંતુ કાનોમાં સાંભળવાનું જેટલુ પણ સામર્થ્ય છે તેને આપવાવાળું જે છે, તે બ્રહ્મ છે. આ મંત્ર અને ઉક્ત શ્રુતિથી 'चक्षु. श्रोत्रंकउ देवो युनक्ति" એ પ્રશ્નનો ઉત્તર થયો. ૭.

यत् प्राणेन न प्राणिति येन प्राणः प्रणीयते ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ८ ॥

અન્વય:—યત્, પ્રાણેન, ન, પ્રાણિતિ, યેન, પ્રાણ:, પ્રણીયતે, ત્વમ્, તત્, એવ, બ્રહ્મ, વિદ્ધિ, ઇદમ્, ન યત્, ઇદમ્, ઉપાસતે. ૮.

ભાવાર્થ—બ્રહ્મ પ્રાણ દ્વારા ગ્રહણ કરી શકાતું તો નથી, પરંતુ જેના હોવાથી પ્રાણ પોતાના વિષયમા પ્રવૃત્ત થાય છે તેને બ્રહ્મ જાણો, બીજાને નહીં. ૮.

વિં૦ વિ૦ ભાષ્ય—જે બ્રહ્મ, પૃથ્વીથી બનેલી નાસિકા દ્વારા આવનારા જનારા પ્રાણાપાનાદિ પંચવૃત્તિરૂપ પ્રાણોથી જીવિત રહેતું નથી, જેની શક્તિથી પ્રાણ પોતાના વ્યાપારોને કરે છે, અર્થાત્ જે ઈશ્વરની સત્તા અગર જેના નિયમ વગર પ્રાણ કાંઈપણ કરી શકતા નથી, હે શિષ્ય ! તમે તેનેજ બ્રહ્મ જાણો. જે જીવન અને મરણાંતર્ગત પ્રાણવાયુનું મનુષ્ય સેવન કરે છે તે બ્રહ્મ નથી. ૮.

વિશેષ—પ્રાણની ક્રિયા વૃત્તિ તથા અંત કરણની જ્ઞાનવૃત્તિ સહિત એ પ્રાણ આત્માને વિષય કરી શકતો નથી. જગતના યાવત્ પદાર્થોને સત્તા સ્ફૂર્તિ આપનારી જે શક્તિ, તે બ્રહ્મ છે.

આ પ્રકરણમાં ગુરૂએ, હેય ઉપાદેય રૂપથી શૂન્ય બ્રહ્માત્માનો શિષ્યના પ્રતિ ઉપદેશ કરેલો છે. અભિપ્રાય એ છે કે વ્યાપ્ય વ્યાપક સંબંધથી ઇંદ્રિયોમાં વ્યાપ્ત હોવાને કારણે બ્રહ્મ અત્યંત સમીપમાં વર્તમાન છે, પરંતુ મનુષ્યને વિષયોથી અલગ તેનું જ્ઞાન થવુ ઘણું કઠણ છે. ઉક્ત મંત્રોમાં વાણી, મન, ચક્ષુ, શ્રોત્ર, તથા પ્રાણ મુખ્ય હોવાને કારણે ઉપલક્ષણાર્થે[1] તેમનું ગ્રહણ કરવામાં આવ્યુ છે. ૮.

પ્રથમખંડ સમાપ્ત.

(૧) ઉપલક્ષણનું તાત્પર્ય એ છે કે વાણી મન આદિ ઇંદ્રિયો સિવાય અન્ય ઇંદ્રિયો પણ તે બ્રહ્મતત્ત્વનું બોધન કરવામાં અસમર્થ છે. અનુભવ શક્તિની

અલૌકિક અને અતીન્દ્રિય આત્મતત્ત્વના વિષયમાં તો કહેવુંજ શું ? તેથી જ્ઞાનવતાનું અભિમાન ન કરતાં જીજ્ઞાસુએ આત્મતત્ત્વના ચિંતનમાં પ્રવૃત્ત રહેવું જોઈએ. ૧.

હવે બ્રહ્મનું જ્ઞાન કેવું જાણવું તે કહે છે—

**नाहं मन्ये सुवेदेति नो न वेदेति वेद च।**
**यो नस्तद्वेद तद्वेद नो न वेदेति वेद च ॥ २ ॥**

**અન્વયઃ—અહમ્, સુવેદ, ઇતિ, ન મન્યે. ન વેદ, ઇતિ ચ, નો વેદ નઃ, યઃ, તત્, નો, ન વેદ, વેદ ચ, ઇતિ વેદ, તત્, વેદ. ૨.**

ભાવાર્થ—હું 'બ્રહ્મને સારી રીતે જાણી ગયો' એમ માનતો નથી, તેમજ તેને 'નથી જાણતો' એમ પણ કહી શકાતું નથી. તેથી હું તેને જાણું છું પણ ખરો અને નથી પણ જાણતો. આપણમાંથી જે આ પ્રકારે ( વિદિતથી અન્ય અને અવિદિતથી (ભિન્ન ) જાણે છે, તેજ જાણે છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—'હું બ્રહ્મને જાણું છું' પ્રથમ મંત્રમાં શિષ્યનું એ કથન સાંભળી ગુરૂએ પૂછયું—હે શિષ્ય ! તું બ્રહ્મના સ્વરૂપને કેવું જાણે છે ? ત્યારે શિષ્યે કહ્યું—'હું બ્રહ્મને જાણું છું' એમ કહેવામાં હું વિષયરૂપથી બ્રહ્મને નથી જાણતો 'ગુરૂએ કહ્યું—ત્યારે તો તેં બ્રહ્મને જાણ્યું જ નથી. એ સાંભળી શિષ્યે કહ્યું—હું નથી જાણતો એમ પણ નથી, જાણું છું પણ ખરો.

'નથી જાણતો' અને જાણું પણ છું' એમ કહેવું, એ તો પરસ્પર વિરૂદ્ધ છે. કારણ કે સંશય યુક્ત વિપરીત જ્ઞાનને છોડીને વસ્તુ, જેના દ્વારા જાણવામાં આવે છે, તેજ વસ્તુને 'સારી રીતે જાણવામાં આવતી નથી' એમ કહેવું એ બરાબર નથી. સંશય અને વિપર્યય અનર્થકારી છે. એવું કથન કરીને આચાર્યે શિષ્યને વિચલિત કરવાની ઇચ્છા કરી ( ગુંચવાડામાં નાખ્યો ) પરંતુ 'તે વિદિતથી અન્યજ છે અને અવિદિતથી પર છે' એવો જે શાસ્ત્ર સંપ્રદાય સંમત આચાર્યે ઉપદેશ કરેલો હતો તેથી તેમજ ઉપપત્તિ અને પોતાના અનુભવના બલથી શિષ્ય વિચલિત ન થયો. અને બ્રહ્મવિદ્યામાં પોતાનું દૃઢ નિશ્ચયપણું બતાવતાં કહ્યું કે—હમો બ્રહ્મચારિયોને 'જે મારા કહેલા વચનને તત્ત્વતા જાણે છે તેજ બ્રહ્મને જાણે છે.

એ વચન તે કયું ? એવું પૂછતાં શિષ્યે —તે વચન તે એ છે કે 'તે

વિદિતથી અન્યજ છે અને અવિદિતથી પણ ઉપર છે' અર્થાત્ બ્રહ્મ વિદિત અને અવિદિત બંનેથી ભિન્ન છે. તેથી 'બ્રહ્મ મને વિદિત છે એમ હું માનુ છું' એજ એ વાકયનો અર્થ છે. ૨.

વિશેષ—અભિપ્રાય એ છે કે 'હું બ્રહ્મને જાણું છું' જો એમ કહે તો જાણવાવાળો ચેતન થાય છે અને જે જણાય છે તે જડ બની જાય છે. બ્રહ્મને જડ બતાવવું એ શ્રુતિ સ્મૃતિથી વિરૂદ્ધ છે અને જો એમ કહે કે 'હું નથી જાણતો', તો બ્રહ્મજ્ઞાનની પ્રણાલિકાજ વ્યર્થ થઈ જાય છે. સાર એ છે કે, ઘટ-પટ આદિની પેઠે બ્રહ્મ ઇંદ્રિયો દ્વારા જણાતું નથી. અને વિચારથી ઉત્પન્ન થએલી શુદ્ધ, વાસના રહિત અંતઃ કરણની વૃત્તિ દ્વારા, જગતનું ઉન્મૂલન (લોપ) થતાં, તે સ્વયં પ્રકાશજ શેષ રહે છે. એ પ્રકારે જણાય પણ છે. 'જાણું પણ છું અને નથી પણ જાણતો', એ પરસ્પર વિરૂદ્ધ વાકયને જે સમજે છે તેજ બ્રહ્મને સમજે છે, અર્થાત્ ઈશ્વર વિષયક જ્ઞાન કેવળ અનુભવગમ્ય છે. તેથી હમે ઇંદ્રિયો દ્વારા તેને નથી જાણતા અને અંતમાં તેજ શેષ રહે છે, એ કારણથી તેના અસ્તિત્વમાં કોઈપણ પ્રકારની શંકા રહી શક્તી નથી. તેથી હમે બ્રહ્મને જાણીએ છીએ ૨.

હવે શ્રુતિ ભગવતી ગુરૂ શિષ્યના સંવાદ વિનાજ અધિકારીજનોને ઉપદેશ કરે છે કે—

**यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः ।**
**अविज्ञातं विजानतां विज्ञातमविजानताम् ॥ ३ ॥**

અન્વયઃ—યસ્ય, અમતમ્, તસ્ય, મતમ્, યસ્ય, મતમ્, સઃ, ન, વેદ, વિજાનતામ્, અવિજ્ઞાતમ્, અવિજાનતામ્, વિજ્ઞાતમ્. ૩.

ભાવાર્થ—જે એમ સમજે છે કે—હું બ્રહ્મને નથી જાણતો. તેજ વસ્તુતઃ બ્રહ્મને જાણે છે. તથા જે એમ સમજે છે કે—હું બ્રહ્મને જાણું છું વાસ્તવમાં તે બ્રહ્મને નથી જાણતો. જ્ઞાની ગણ બ્રહ્મને અવિજ્ઞાત કહે છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—આ શ્રુતિમાં આત્મજ્ઞાની તથા અજ્ઞાની એ બેના વાસ્તવિક ભેદનો પરિચય કરાવેલો છે. પહેલી શ્રુતિમાં એજ બતાવ્યું છે કે, બ્રહ્મની અપરોક્ષાનુભુતિ ( પ્રત્યક્ષજ્ઞાન ) કરનારા આત્મજ્ઞાની મહાપુરૂષ સ્વરૂપની ઉપલબ્ધિ કરીને એવુજ કહી શકે છે કે—હું તેને સમ્યકરૂપથી નથી જાણતો. કારણકે બ્રહ્મની અનુભુતિ પ્રકૃતિથી પર અને બુદ્ધિથી અતીત છે. એ

## ખંડ બીજો.

આ સમયે, 'અસંભાવના', બ્રહ્મને ન માનવું, 'વિપરીત ભાવના' તેને (બ્રહ્મ, દેહધારી ઈત્યાદિ સમજવું', આદિ દોષોથી શિષ્યને આત્મજ્ઞાન ન થાય અગર વિપરીત જ્ઞાન થઈ જાય; એ આશંકાને દૂર કરવાને આરૂ શરૂ કહે છે કે—

**यदि मन्यसे सुवेदेति दभ्रमेवापि नूनं । त्वं वेत्थ ब्रह्मणो रूपं यदस्य त्वं यदस्य च देवेष्वथ नु मीमांस्यमेव ते मन्ये विदितम् ॥१॥**

અન્વયઃ—યદિ, સુવેદ, ઇતિ, મન્યસે, નૂનમ્, દભ્રમ્, એવ, અપિ, અસ્ય, બ્રહ્મણ, યદ્, રૂપમ્, ત્વમ્, વેત્થ, અસ્ય, યદ્, રૂપમ્, દેવેષુ, વિદિતમ્, અથ, નુ, અહમ્, તે, મીમાંસ્યમ્, એવ, મન્યે. ૧.

ભાવાર્થ—હે શિષ્ય ! 'મેં બ્રહ્મના સ્વરૂપને સારી રીતે, જાણી લીધું છે' એમ જો તું સમજતો હોય તો, એ જાણવું અલ્પ છે અર્થાત્ અપૂર્ણ છે. કારણ કે, બ્રહ્મનું જે અધિદૈવ સ્વરૂપ છે તે અલ્પ છે, તેથી હું ( આચાર્ય ) માનું છું કે, તેં જે આત્મ સ્વરૂપને જાણ્યું છે, તેનો હજી પણ વિચાર કરવા યોગ્ય છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—હે શિષ્ય ! જો તું એમ સમજતો હોય કે—મેં બ્રહ્મને આત્મામાં પ્રત્યક્ષ કરીને ઉત્તમ રૂપથી જાણી લીધું છે, તો તેં દેશ કાળ તથા વસ્તુ શૂન્ય બ્રહ્મના સ્વરૂપને નિઃસંદેહ ઘણુંજ થોડું જાણ્યું છે. તથા શાસ્ત્ર પ્રસિદ્ધ ઇંદ્ર અગ્નિ આદિ ઉપાધિ યુક્ત આધિભૌતિક દેવતાઓમાં તેં તેના સ્વરૂપને જેટલું જાણ્યું છે તે પણ ઘણું કમ જાણ્યું છે. બ્રહ્મના, યથાર્થ રૂપને તેં જાણ્યું નથી. તેથી હે શિષ્ય ! મારી સમજ પ્રમાણે તારે હજી વિચાર કરવો જોઇએ. તેમ કર્યા વિના તેનું જ્ઞાન થવું કઠણ છે. જે એમ જાણે છે કે—'મેં સારી રીતે બ્રહ્મને જાણી લીધું', તે જાણતો નથી. જ્યારે અહંકાર, સાધારણ

‡પ્રધાનતાથી જ્ઞાનેન્દ્રિયોમાં નેત્રેંદ્રિય તથા શ્રવણેંદ્રિય એ બંને ઘણી પ્રબળ છે, અને શક્તિના વિચારથી પ્રાણ પ્રબળ છે. મનની પ્રધાનતા તો સ્વતઃ સિદ્ધ છે, કારણ કે તે સર્વ ઇંદ્રિયોનો રાજા છે અને ગુરુના આદેશને લક્ષ કરાવવામાં વાક્પ્રધાન સહાયક છે. આ સર્વ વાતોનો વિચાર કરીને પૂર્વ મંત્રોમાં પ્રથમ વાક્, પછી મન, પછી ચક્ષુ, પછી શ્રોત્ર, પછી પ્રાણ; એ સર્વને દૃશ્ય બનાવીને દ્રષ્ટાને લક્ષ કરાવવામાં આવેલો છે. 'इदम्' 'આ છે' એવું જાણવાને યોગ્ય જે કોઈ પ્રપંચ છે, તે સર્વ પ્રાકૃતિક છે અને દૃશ્ય છે, દ્રષ્ટા એ સર્વથી પર છે. તેના અપરોક્ષ અનુભવથી મનુષ્યને આત્મતત્ત્વની પ્રાપ્તિ થાય છે. આ મંત્રમાં 'केन प्राणः' ઈત્યાદિનો ઉત્તર આપવામાં આવ્યો છે.

અવસ્થામાં પણ પ્રત્યેક સાંસારિક કાર્યોનો વિરોધી થાય છે, તો પછી બ્રહ્મજ્ઞાન જેવા ગહન વિષયમાં તે કેમ વિરોધી ન થાય ? કોઈ પણ વિષયને જાણીને 'હું સારી રીતે જાણું છું' એવું અભિમાન કરવું જોઇએ નહી. કારણ કે એ વિદ્વાનોની મર્યાદા નથી. અભિમાની ઉન્નતિને પ્રાપ્ત થઈ શકતો નથી. કારણ કે તે થોડામાંજ પોતાને કૃતકૃત્ય માની લે છે. તેથી તમારે બ્રહ્મનો વિચાર અવશ્ય કરવો જોઇએ. ૧.

વિશેષ—શિષ્ય આત્માને, મન કે વાણીના વિષયરૂપમાં ન જાણી લે, એવા અભિપ્રાયથી ગુરૂ તેની પરીક્ષા કરે છે કે—હે શિષ્ય ! જો તેં એમ માન્યુ કે, 'સુખથી બ્રહ્મના સ્વરૂપને જાણુ છું, તો તેં અલ્પજ તેના સ્વરૂપને જાણ્યુ છે. તથા અધિદૈવ ઉપાધિથી યુક્ત બ્રહ્મને તેં જાણ્યુ તો તે પણ બ્રહ્મના યથાર્થતઃ સ્વરૂપને જાણ્યું નથી. તારા વિષયમાં મારી એવી ધારણા છે કે તારે હજી પણ બ્રહ્મનો વધારે વિચાર કરવો જોઇએ. બ્રહ્મતત્ત્વ આખરમાં દુર્ગમ છે. વિચાર વિના તેનો યથાર્થ બોધ થવો દુર્ઘટ છે.

ગુરૂના એ ઉપદેશ પ્રમાણે શિષ્ય એકાંત પ્રદેશમાં ગયો અને આત્માના યથાર્થ રૂપને પોતાની બુદ્ધિમાં આરૂઢ કરવા લાગ્યો. અનુભવ થઈ જતાં તે પાછો ગુરૂજી પાસે આવ્યો અને કહ્યું—હે ગુરો ! 'હું બ્રહ્મને જાણુ છું' એમ હું માનુ છું. મતલબ એ છે કે શિષ્યે આચાર્યના ઉપદેશ પ્રમાણે એકાંતમાં આગમના અર્થનો વિચાર કરી, તર્કથી નિશ્ચય કરી આચાર્ય પાસે જઈ તેણે કહ્યું—મેં આત્મતત્ત્વને જાણી લીધું.

પ્રથમ કહેવામાં આવેલું છે કે મનુષ્ય અભિમાનથી ઉન્નતિને પ્રાપ્ત કરી શક્તો નથી. જેમ અસુરરાજ વિરોચને, પંડિત હોવા છતાં પણ પોતાના સ્વભાવ દોષથી પ્રજાપતિના ઉપદેશનો યથાર્થ અર્થ ન ગ્રહણ કરીને વિપરીત અભિપ્રાયનો સ્વીકાર કર્યો. અને તે શરીરનેજ આત્મા સમજ્યો, કારણ કે તે પહેલેથીજ સમજી બેઠો હતો કે—હું આત્માને સમજી ગયો. તેનાથી વિપરીત દેવરાજ ઇંદ્ર એકવાર, બેવાર, ત્રણવાર પ્રજાપતિના ઉપદેશને સમજી શક્યો નહીં. પણ ચોથીવાર વિચાર કરીને તે સફળ થયો. લોકમાં જોવામાં આવે છે કે, ઘણા શિષ્યો ગુરૂ પાસે, એક સાથે, એક સમયે અને એકજ પ્રકારે ઉપદેશ લે છે, છતાં પણ તેમાંના કોઈ યથાર્થ ભાવથી, કોઈ વિકૃત ભાવથી તો કોઈ વિપરીત ભાવથી તેને ગ્રહણ કરે છે, અને કોઈ તો બિલકુલ ગ્રહણ કરી શક્તા નથી. જ્યારે સાધારણ વ્યવહારમાં એવી વિલક્ષણતા જોવામાં આવે છે, તો પછી

અલૌકિક અને અતીન્દ્રિય આત્મતત્ત્વના વિષયમાં તો કહેવુંજ શું ? તેથી જ્ઞાનવતાનું અભિમાન ન કરતાં જીજ્ઞાસુએ આત્મતત્ત્વના ચિંતનમાં પ્રવૃત્ત રહેવું જોઇએ. ૧.

હવે બ્રહ્મનું જ્ઞાન કેવું જાણવું તે કહે છે—

**नाहं मन्ये सुवेदेति नो न वेदेति वेद च ।**
**यो नस्तद्वेद तद्वेद नो न वेदेति वेद च ॥ २ ॥**

અન્વયઃ—અહમ્, સુવેદ, ઇતિ, ન મન્યે. ન વેદ, ઇતિ ચ, નો વેદ નઃ, યઃ, તત્, નો, ન વેદ, વેદ ચ, ઇતિ વેદ, તત્, વેદ. ૨.

ભાવાર્થ—હું 'બ્રહ્મને સારી રીતે જાણી ગયો' એમ માનતો નથી, તેમજ તેને 'નથી જાણતો' એમ પણ કહી શકાતું નથી. તેથી હું તેને જાણું છું પણ ખરો અને નથી પણ જાણતો. આપણામાંથી જે આ પ્રકારે (વિદિતથી અન્ય અને અવિદિતથી ભિન્ન) જાણે છે, તેજ જાણે છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—'હું બ્રહ્મને જાણું છું' પ્રથમ મંત્રમાં શિષ્યનું એ કથન સાંભળી ગુરૂએ પૂછ્યું—હે શિષ્ય ! તું બ્રહ્મના સ્વરૂપને કેવું જાણે છે ? ત્યારે શિષ્યે કહ્યું—'હું બ્રહ્મને જાણું છું' એમ કહેવામાં હું વિષયરૂપથી બ્રહ્મને નથી જાણતો. ગુરૂએ કહ્યું—ત્યારે તો તેં બ્રહ્મને જાણ્યું જ નથી. એ સાંભળી શિષ્યે કહ્યું—હું નથી જાણતો એમ પણ નથી, જાણું છું પણ ખરો.

'નથી જાણતો' અને જાણું પણ છું' એમ કહેવું, એ તો પરસ્પર વિરૂદ્ધ છે. કારણકે સંશયયુક્ત વિપરીત જ્ઞાનને છોડીને વસ્તુ, જેના દ્વારા જાણવામાં આવે છે, તેજ વસ્તુને 'સારી રીતે જાણવામાં આવતી નથી' એમ કહેવું એ બરાબર નથી. સંશય અને વિપર્યય અનર્થકારી છે. એવું કથન કરીને આચાર્યે શિષ્યને વિચલિત કરવાની ઇચ્છા કરી (ગુંચવાડામાં નાખ્યો) પરંતુ 'તે વિદિતથી અન્યજ છે અને અવિદિતથી પર છે' એવો જે શાસ્ત્ર સંપ્રદાય સંમત આચાર્યે ઉપદેશ કરેલો હતો તેથી તેમજ ઉપપત્તિ અને પોતાના અનુભવના બલથી શિષ્ય વિચલિત ન થયો. અને બ્રહ્મવિદ્યામાં પોતાનું દ્રઢ નિશ્ચયપણું બતાવતાં કહ્યું કે—હમો બ્રહ્મચારિયોને 'જે મારા કહેલા વચનને તત્ત્વતઃ જાણે છે તેજ બ્રહ્મને જાણે છે.

એ વચન તે કયું ? એવું પૂછતાં શિષ્યે કહ્યું—તે વચન તે એ છે કે 'તે

વિદિતથી અન્યજ છે અને અવિદિતથી પણ ઊપર છે' અર્થાત્ બ્રહ્મ વિદિત અને અવિદિત બ'નેથી ભિન્ન છે. તેથી 'બ્રહ્મ મને વિદિત છે એમ હું માનુ છું' એજ એ વાકયનો અર્થ છે. ૨.

વિશેષ—અભિપ્રાય એ છે કે 'હું બ્રહ્મને જાણું છું' જો એમ કહે તો જાણવાવાળો ચેતન થાય છે અને જે જણાય છે તે જડ બની જાય છે. બ્રહ્મને જડ બતાવવું એ શ્રુતિ સ્મૃતિથી વિરૂદ્ધ છે અને જો એમ કહે કે 'હું નથી જાણતો', તો બ્રહ્મજ્ઞાનની પ્રણાલિકાજ વ્યર્થ થઈ જાય છે. સાર એ છે કે, ઘટ-પટ આદિની પેઠે બ્રહ્મ ઇંદ્રિયો દ્વારા જણાતું નથી. અને વિચારથી ઉત્પન્ન થએલી શુદ્ધ, વાસના રહિત અ'તઃ કરણની વૃત્તિ દ્વારા, જગતનું ઉન્મૂલન (લોપ) થતાં, તે સ્વય'પ્રકાશજ શેષ રહે છે. એ પ્રકારે જણાય પણ છે. 'જાણું પણ છું અને નથી પણ જાણતો', એ પરસ્પર વિરૂદ્ધ વાકયને જે સમજે છે તેજ બ્રહ્મને સમજે છે, અર્થાત્ ઈશ્વર વિષયક જ્ઞાન કેવળ અનુભવગમ્ય છે. તેથી હમે ઇંદ્રિયો દ્વારા તેને નથી જાણતા અને અ'તમાં તેજ શેષ રહે છે, એ કારણથી તેના અસ્તિત્વમાં કોઈપણ પ્રકારની શ'કા રહી શકતી નથી. તેથી હમે' બ્રહ્મને જાણીએ છીએ ૨.

હવે શ્રુતિ ભગવતી ગુરૂ શિષ્યનાં સ'વાદ વિનાજ અધિકારીજનોને ઉપદેશ કરે છે કે—

**यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः ।**
**अविज्ञातं विजानतां विज्ञातमविजानताम् ॥ ३ ॥**

અન્વયઃ—યસ્ય, અમતમ્, તસ્ય, મતમ્, યસ્ય, મતમ્, સઃ, ન, વેદ, વિજાનતામ્, અવિજ્ઞાતમ્, અવિજાનતામ્, વિજ્ઞાતમ્. ૩.

ભાવાર્થ—જે એમ સમજે છે કે—હું બ્રહ્મને નથી જાણતો, તેજ વસ્તુતઃ બ્રહ્મને જાણે છે. તથા જે એમ સમજે છે કે—હું બ્રહ્મને જાણું છું વાસ્તવમાં તે બ્રહ્મને નથી જાણતો. જ્ઞાની ગણ બ્રહ્મને અવિજ્ઞાત કહે છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—આ શ્રુતિમાં આત્મજ્ઞાની તથા અજ્ઞાની એ બેના વાસ્તવિક ભેદનો પરિચય કરાવેલો છે. પહેલી શ્રુતિમાં એજ બતાવ્યું છે કે, બ્રહ્મની અપરોક્ષાનુભૂતિ (પ્રત્યક્ષજ્ઞાન) કરનારા આત્મજ્ઞાની મહાપુરૂષ સ્વરૂપની ઉપલબ્ધિ કરીને એવુજ કહી શકે છે કે—હું તેને સમ્યકરૂપથી નથી જાણતો. કારણકે બ્રહ્મની અનુભૂતિ પ્રકૃતિથી પર અને બુદ્ધિથી અતીત છે. એ

પ્રમાણે જે ગુરૂકૃપા પ્રાપ્ત ન થવાને કારણે પોતાના અનુભવને બરાબર ઠીક કરી શક્યો નથી અને કેવળ વાચા જ્ઞાની છે, તે એમ કહ્યા કરે છે કે—હું બ્રહ્મને જાણું છું.

વિદ્વાનોને સારૂ બ્રહ્મ અવિજ્ઞાત છે અને અજ્ઞાનિયોને સારૂ તે જ્ઞાત છે. ભાવ એ છે કે—સ્વપ્રકાશ બ્રહ્મ મન વાણીનો અવિષય છે. એ પ્રમાણે બ્રહ્મને અવિષયરૂપથી જાણનારા વિદ્વાન યથાર્થ જાણે છે, તથા અજ્ઞાની પુરૂષોના દેહ ઇન્દ્રિયાદિકોમાં આત્મત્વબુદ્ધિ હોવાથી વિષયરૂપથી જાણતા હોવા છતાં પણ તેઓ યથાર્થ સ્વરૂપમાં બ્રહ્મને જાણતા નથી. ૩.

વિશેષ—ઉપર્યુક્ત કથનનો અભિપ્રાય એ છે કે—જેને લોક બ્રહ્મજ્ઞાની માને છે અગર સ્વયં જે પોતાને બ્રહ્મજ્ઞાની સમજે છે, તે જ્ઞાની નથી. બ્રહ્મજ્ઞાનીને સર્વ સાધારણ લોક નથી જાણી-સમજી શકતા. એ ( બ્રહ્મજ્ઞાની ) પણ પોતે જાણવાની ચાહના નથી રાખતો કે—હું આવો છું. ૩.

બ્રહ્મતો અવેદ્ય છે, અગર કોઈપણ જ્ઞાનનો વિષય નથી. ત્યારે તેનુ ભાન કેવી રીતે થાય ? એવી શંકા કરીને કહે છે કે—

प्रतिबोधविदितं मतममृतत्वं हि विन्दते ।
आत्मना विन्दते वीर्यं विद्यया विन्दतेऽमृतम् ॥ ४ ॥

અન્વય—પ્રતિબોધવિદિતમ્ મતમ્, અમૃતત્વમ્, હિ, વિન્દતે, આત્મના, વીર્યમ્, વિન્દતે, વિદ્યયા અમૃતમ્, વિન્દતે. ૩.

ભાવાર્થ—પ્રત્યેક જ્ઞાનમા બ્રહ્મના સ્વરૂપનો અનુભવ કરવાથી અમૃતત્વ લાભ થાય છે અર્થાત્ પ્રાણી જીવન મુક્ત થયા પછીજ વર્તમાન શરીરને છોડીને, સુખપૂર્વક મુકત થઈ જાય છે. આત્માદ્વારા વીર્ય ( યોગબળ ) પ્રાપ્ત થાય છે તથા વિદ્યાદ્વારા મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—અંત કરણની જેટલી વૃત્તિયો ઉત્પન્ન થાય છે, તે સર્વ આત્માના પ્રકાશથી પ્રકાશિત થઇને ઉત્પન્ન થાય છે, અન્યથા નહીં. તેથી સર્વ વૃત્તિયોને વિષયરૂપે પ્રકાશ કરનારો આત્મા એ વૃત્તિયોથી ભિન્ન સ્વત પ્રકાશ છે, તે આત્માના જ્ઞાને કરીનેજ પુરૂષ અમૃતત્વને પ્રાપ્ત થાય છે ભાવ એ છે કે જરામરણાદિકોથી રહિત તથા આનંદરૂપ બ્રહ્માત્મા પ્રાપ્ત થાય છે. આત્મજ્ઞાનથી [illegible] છે કે [illegible] થી જન્મમ:

ચક્રમાં પડવું પડતું નથી. ધન, સહાય, મંત્ર, ઓષધ તથા યોગથી પ્રાપ્ત થનારૂં જે બળ છે, તેના સામર્થ્યથી પુરૂષ મૃત્યુની પાર જઈ શક્તો નથી. અને બ્રહ્મવિદ્યાના સામર્થ્યથી તો તેને પોતાના સ્વરૂપનીજ પ્રાપ્તિ થાય છે. તેનાથી પુનઃ જન્મમરણનો સંભવજ રહેતો નથી. ૪.

વિશેષ—વેદાંત શાસ્ત્રનો એ અકાટ્ય સિદ્ધાંત છે કે—સાત્વિક જ્ઞાન દ્વારા સર્વભૂતોમાં ઐક્ય બુદ્ધિ સ્થાપન થતાં સર્વ પ્રકારના બોધોમાં એકજ સત્ય પદાર્થનો અનુભવ થવાથી નિઃશ્રેયસનો ઉદય થાય છે. એવી સ્થિતિના લાભને સારૂ જ્ઞાનવાન મહાપુરૂષોની એક પૂર્વાવસ્થા અને બીજી પરાવસ્થા, એ રીતે બે શ્રેણિયો હોય છે. પૂર્વાવસ્થામાં આત્મબળની તથા પરાવસ્થામાં પરાવિદ્યાની કૃપાની આવશ્યકતા હોય છે. જે પુરૂષાર્થ આત્મલક્ષ્ય યુક્ત હોય છે તેનાથી આત્મબળની પ્રાપ્તિ થાય છે. તેનાથી ઐશ્વર્યની અપેક્ષા રહેતી નથી. આત્મબળથી બલવાન મહાપુરૂષને કોઈ પણ દશામાં વિફળતાની સંભાવના રહેતી નથી. આત્મબળવાળા પુરૂષની આગળ અલોકિક ઐશ્વર્ય અથવા સિદ્ધિ આદિ સર્વ હાજર થઈ જાય છે. એવા એક તત્ત્વયુક્ત અંતઃકરણવાળા તથા આત્મલક્ષ્ય રહેનારા મહાપુરૂષ સફળકામ થઈ જાય છે. તથા પરાવસ્થામાં પરાવિદ્યા રૂપિણી આત્મજ્ઞાનજનની બ્રહ્મશક્તિની કૃપાથી મંત્રોક્ત 'પ્રતિબોધ વિદિત' અખંડ આત્મભાવભાવિત દશાને પ્રાપ્ત કરીને જ્ઞાની બ્રહ્મરૂપજ થઈ જાય છે. ૪.

કારણ કે પુરૂષ અજ્ઞાનથીજ નાના પ્રકારની યોનિયોમાં ભટકતો અનેક પ્રકારના દુઃખોને ભોગવે છે. તેથી આજ શરીરમાં આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. તેને સારૂ કહે છે કે—

**इह चेदवेदीदथ सत्यमस्ति न चेदिहावेदीन्महती विनष्टिः। भूतेषु भूतेषु विचित्य धीराः प्रेत्यास्माल्लोकादमृता भवन्ति ॥ ५ ॥**

અન્વયઃ—ઇહ, ચેત, અવેદીત, અથ, સત્યમ, અસ્તિ. ઇહ, ચેત, ન, અવેદીત, મહતી, વિનષ્ટિઃ, ધીરાઃ, ભૂતેષુ, ભૂતેષુ, વિચિત્ય, અસ્માત, લોકાત, પ્રેત્ય, અમૃતાઃ, ભવન્તિ. ૫.

ભાવાર્થ—મનુષ્ય જો આજ લોકમાં વર્તમાન શરીરમાંજ આત્માને જાણી લે તો મનુષ્યજન્મ અને પરિશ્રમ સફળ થઈ જાય. જો આજ સમયમાં

આત્મા ન જણ્યો ( આત્મજ્ઞાન ન થયુ ) તો ઘણી મોટી હાનિ થાય છે. અર્થાત પ્રતિદિન લપ્ત થનારાં શરીર તથા ઇંદ્રિયોના બધનચ્છેદનનું નિરંતર જારી રહેલું દેવ, મનુષ્ય, તિર્યક્‌પશ્વાદિ, સ્થાવર વૃક્ષાદિ યોનિયોમા વારંવાર જન્મમરણનું થવું, એ રૂપ જે સુખનો અભાવ છે, તેજ આત્મજ્ઞાનરહિત પુરૂષની વિનષ્ટિ ( અનિષ્ટ ) છે. તેથી સ્થાવર પર્યંત યોનિયોમાં અનેક દુઃખોથી પૂરિત પ્રાણિયોના આવાગમનને જોતા જોતા ધ્યાનશીલ વિદ્વાનજન, સર્વ ચરાચરમાં આત્માનો સાક્ષાત્કાર કરીને, આ લોકને છોડીને અર્થાત પુત્ર, ધન તથા પ્રતિષ્ઠા સ્વરૂપ સંસારથી, શરીરાદિને છોડીને બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થઈ જાય છે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—એ પુરૂષ જો જન્મથીજ પોતાના શુદ્ધરૂપને જાણી લે તો તે સત્ય સ્વરૂપ તથા આનંદ સ્વરૂપ બ્રહ્મનેજ પ્રાપ્ત થઈ જાય છે. જો તે ભારત વર્ષમાં આવીને અધિકારી શરીર પ્રાપ્ત કરીને, પરમેશ્વરની માયાથી મોહિત થયો, તુચ્છ વિષય સુખમાં આસક્ત થઇને આનંદરૂપ આત્માને ન જાણ્યા તો તેનું ઘણું ભારે અનિષ્ટ થાય છે. એ અનાત્મજ્ઞ અર્થાત્ આત્માને ન જાણનારો પુરૂષ ન તો સ્વયં શાન્તિનો લાભ કરી શકતો, કે નથી તો બીજાને શાંતિ કરાવી શકતો. જેમ હવામાં સુકાં પાંદડાં ઉડ્યા કરે છે તેમ તે જન્મમરણાદિ માયિક ચક્રમાં સદાએ ઘૂમતો રહે છે. તેમજ તે સદૈવ કામ, ક્રોધ આદિરૂપ શત્રુઓથી તિરસ્કૃત થતો રહે છે. અજ્ઞાની પુરૂષનો વિનાશ તે એજ છે. તેથી પુરૂષે પ્રમાદરહિત તથા ધૈર્યવાન થઇને આ અધિકારી શરીરમાંજ આત્માનો નિશ્ચય કરવો જોઇએ. જેમ વાસ્તવમા એકજ ચંદ્રમા, જળપાત્રોના ભેદથી અનેક રૂપથી પ્રતીત થાય છે, તેમજ સર્વભૂતોમાં પરમાર્થથી એકજ આત્મા અનેક રૂપથી સ્થિત છે. એ રીતે આત્મજ્ઞાનથી અધિકારી પુરૂષ દેહ ઇંદ્રિયાદિમાં અહંતા મમતાનો ત્યાગ કરીને અમૃત ભાવને એટલે કે જરામરણાદિ સંસાર ધર્મથી રહિત થઇને આનંદરૂપ આત્માને પ્રાપ્ત થાય છે. ૫.

વિશેષ—આ મંત્રમાં કહેવામા આવ્યુ છે કે—આજ લોકમા અને મનુષ્ય દેહમાજ પુરૂષાર્થ સિદ્ધ કરી લેવો જોઇએ. એ સમજી લેવું જોઈએ કે આ મૃત્યુલોક કર્મભૂમિ છે. તેથી કર્મ ઉપાસના તથા જ્ઞાનાર્જન દ્વારા સિદ્ધિ પ્રાપ્ત કરી લેવાનો અવસર આ લોકમા સર્વથી અધિક છે. એ અભિપ્રાયને લઈને શ્રુતિ કહે છે કે, વિવેકવાન પુરૂષે હરેક તરેહથી એવો ઉદ્યોગ કરવો જોઈએ કે, આજ [illegible]મા અસત્યનો ત્યાગ કરીને સત્યની ઉપલબ્ધિ થઈ જાય. જો મનુષ્ય આ કર્મ [illegible] જન્મ લીધાનો અવસર ખોઈ દેશે તો તે અન્ય ભોગ લોકમાં, પહોચીને

પોતાનું આવાગમનનું ચક્ર દીર્ઘકાળ પર્યન્ત સ્થાયી બનાવી દેશે. એવું જોવામાં આવે છે કે—તેજ વહેણવાળી નદીમાં જો કોઈ માણસ ડૂબી જાય તો, જલના અધિષ્ઠાતા વરૂણ દેવતા પોતાના સાધારણ નિયમ પ્રમાણે તેને એક બે વાર જળ ઉપર પહોંચાડી દે છે. જો તે સમયે મનુષ્ય કોઈ પણ પ્રકારે આત્મરક્ષા કરી શકે છે તો તે બચી જાય છે, અન્યથા પતો લાગતો નથી. તેજ પ્રમાણે જીવ જ્યારે આધ્યાત્મિક ઉન્નતિ કરતો કરતો કર્મભૂમિ મૃત્યુ લોકમાં જન્મ લે છે અને તેને સત્સંગથી સત્યને પ્રાપ્ત કરવાનો મોકો મલી જાય છે, તે સમય જો તે ગુમાવી દે તો તેની પાણીમાં ડૂબી મરનારના જેવી ગતિ થાય છે. એની કોને ખબર છે કે—પ્રાણીને આ મનુષ્ય જીવનનો ઉત્તમ અધિકાર ક્યારે મળશે ? તેથી જીજ્ઞાસુએ ચિત્તનો તીવ્ર સંવેગ, સાત્વિક ધૃતિ તથા સાત્વિક જ્ઞાનનો આશ્રય લઈને સત્યનું અનુસંધાન કરી લેવું જોઈએ કારણ કે સ્થૂળ શરીરનો અંત થઈ ગયા પછી કોઈ ઠેકાણાની આશા નથી. માટે પ્રત્યેક સમજદાર વ્યક્તિએ આ વેદનો ઉપદેશ સ્મરણમાં રાખવો જોઇએ.

બીજો ખણ્ડ સમાપ્ત.

---

## ખણ્ડ ત્રીજો

સંસારના સંપૂર્ણ ધર્મોથી રહિતના રૂપમાં જે ઉપદેશ આપવામાં આવ્યો છે, તે બ્રહ્મમાં અજ્ઞાની પુરૂષોને શૂન્યતાની શંકા ન થાય તેને સારૂ, અથવા ચેતન બ્રહ્મજ સર્વની શક્તિ છે, એ ઉત્કર્ષની સૂચના દ્વારા બ્રહ્મને જાણવાની ઇચ્છા ઉત્પન્ન થાય તેટલા માટે, અથવા ઉત્તમ અધિકારિઓને સારૂ નિર્ગુણ બ્રહ્માત્મતાનું જ્ઞાન કહ્યા પછી મંદમતિ જીજ્ઞાસુઓ પ્રતિ સગુણ બ્રહ્મની ઉપાસનાનું વિધાન કરવાને સારૂ, અથવા અતિ બુદ્ધિમાન અગ્નિ ઇંદ્રાદિ દેવતાઓએ પણ સ્વયંપ્રકાશ બ્રહ્મને ઉમાદેવીના સંવાદથીજ જાણ્યો, એ સર્વ કારણોથી બીજા બુદ્ધિમાનોએ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિને માટે પૂરેપૂરો યત્ન કરવો જોઇએ. આ વાતોને સુચિત કરવાને સારૂ યક્ષની કથા કહેવામાં આવે છે કે—

ब्रह्म ह देवेभ्यो विजिग्ये । तस्य ह ब्रह्मणो विजये

આત્મા ન જણાયો ( આત્મજ્ઞાન ન થયું ) તો ઘણી મોટી હાનિ થાય છે. અર્થાત પ્રતિદિન તપ્ત થનારા શરીર તથા ઇન્દ્રિયોના ખંધનચ્છેદનનું નિરંતર જારી રહેવું દેવ, મનુષ્ય, તિર્યક્ પશ્વાદિ, સ્થાવર વૃક્ષાદિ યોનિયોમાં વારંવાર જન્મમરણનું થવું, એ રૂપ જે સુખનો અભાવ છે, તેજ આત્મજ્ઞાનરહિત પુરૂષની વિનષ્ટિ ( અનિષ્ટ ) છે. તેથી સ્થાવર પર્યંત યોનિયોમાં અનેક દુઃખોથી પૂરિત પ્રાણિયોના આવાગમનને જોતા જોતા ધ્યાનશીલ વિદ્વાનજન, સર્વ ચરાચરમાં આત્માનો સાક્ષાત્કાર કરીને, આ લોકને છોડીને અર્થાત્ પુત્ર, ધન તથા પ્રતિષ્ઠા સ્વરૂપ સંસારથી, શરીરાદિને છોડીને બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થઈ જાય છે. ૫.

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ પુરૂષ જો જન્મથીજ પોતાના શુદ્ધરૂપને જાણી લે તો તે સત્ય સ્વરૂપ,તથા આનંદ સ્વરૂપ બ્રહ્મનેજ પ્રાપ્ત થઈ જાય છે જો તે ભારત વર્ષમાં આવીને અધિકારી શરીર પ્રાપ્ત કરીને, પરમેશ્વરની માયાથી મોહિત થયો, તુચ્છ વિષય સુખમાં આસક્ત થઇને આનંદરૂપ આત્માને ન જાણ્યા તો તેનું ઘણું ભારે અનિષ્ટ થાય છે. એ અનાત્મજ્ઞ અર્થાત્ આત્માને ન જાણનારો પુરૂષ ન તો સ્વયં શાન્તિનો લાભ કરી શક્તો, કે નથી તો બીજાને શાંતિ કરાવી શક્તો. જેમ હવામા સુકા પાદડા ઉડ્યા કરે છે તેમ તે જન્મમરણાદિ માયિક ચક્રમાં સદાએ ઘૂમતો રહે છે. તેમજ તે સદૈવ કામ, ક્રોધ આદિરૂપ શત્રુઓથી તિરસ્કૃત થતો રહે છે. અજ્ઞાની પુરૂષનો વિનાશ તે એજ છે. તેથી પુરૂષે પ્રમાદ રહિત તથા ધૈર્યવાન થઇને આ અધિકારી શરીરમાંજ આત્માનો નિશ્ચય કરવો જોઇએ. જેમ વાસ્તવમાં એકજ ચંદ્રમા, જળપાત્રોના ભેદથી અનેક રૂપથી પ્રતીત થાય છે, તેમજ સર્વભૂતોમા પરમાર્થથી એકજ આત્મા અનેક રૂપથી સ્થિત છે. એ રીતે આત્મજ્ઞાનથી અધિકારી પુરૂષ દેહ ઇન્દ્રિયાદિમા અહંતા મમતાનો ત્યાગ કરીને અમૃત ભાવને એટલે કે જરામરણાદિ સંસાર ધર્મથી રહિત થઇને આનંદરૂપ આત્માને પ્રાપ્ત થાય છે. ૫.

**વિશેષ**—આ મંત્રમા કહેવામા આવ્યુ છે કે–આજ લોકમાં અને મનુષ્ય દેહમાજ પુરૂષાર્થ સિદ્ધ કરી લેવો જોઇએ. એ સમજી લેવુ જોઈએ કે આ મૃત્યુલોક કર્મભૂમિ છે. તેથી કર્મ ઉપાસના તથા જ્ઞાનાર્જન દ્વારા સિદ્ધિ પ્રાપ્ત કરી લેવાનો અવસર આ લોકમા સર્વથી અધિક છે. એ અભિપ્રાયને લઈને શ્રુતિ કહે છે કે, વિદ્વાન પુરૂષે દરેક તરેહથી એવો ઉદ્યોગ કરવો જોઈએ કે, આજ લોકમા અસત્યનો ... કરીને સત્યની ઉપલબ્ધિ થઈ જાય. જો મનુષ્ય આ કર્મભૂમિમા જન્મ લીધાનો ... ખોઈ દેશે તો તે અન્ય લોક લોકમાં પહોચીને

પોતાનું આવાગમનનું ચક્ર દીર્ઘકાળ પર્યન્ત સ્થાયી બનાવી દેશે. એવું જોવામાં આવે છે કે—તેજ વહેણવાળી નદીમાં જો કોઈ માણસ ડૂબી જાય તો, જલના અધિષ્ઠાતા વરૂણ દેવતા પોતાના સાધારણ નિયમ પ્રમાણે તેને એક બે વાર જળ ઉપર પહોંચાડી દે છે. જો તે સમયે મનુષ્ય કોઈ પણ પ્રકારે આત્મરક્ષા કરી શકે છે તો તે બચી જાય છે, અન્યથા પતો લાગતો નથી. તેજ પ્રમાણે જીવ જ્યારે આધ્યાત્મિક ઉન્નતિ કરતો કરતો કર્મભૂમિ મૃત્યુ લોકમાં જન્મ લે છે અને તેને સત્સંગથી સત્યને પ્રાપ્ત કરવાનો મોકો મળી જાય છે, તે સમય જો તે ગુમાવી દે તો તેની પાણીમાં ડૂબી મરનારના જેવી ગતિ થાય છે. એની કોને ખબર છે કે—પ્રાણીને આ મનુષ્ય જીવનનો ઉત્તમ અધિકાર ક્યારે મળશે ? તેથી જીજ્ઞાસુએ ચિત્તનો તીવ્ર સંવેગ, સાત્વિક ધૃતિ તથા સાત્વિક જ્ઞાનનો આશ્રય લઈને સત્યનું અનુસંધાન કરી લેવું જોઈએ કારણ કે સ્થૂળ શરીરનો અંત થઈ ગયા પછી કોઈ ઠેકાણાની આશા નથી. માટે પ્રત્યેક સમજદાર વ્યક્તિએ આ વેદનો ઉપદેશ સ્મરણમાં રાખવો જોઈએ.

બીજો ખણ્ડ સમાપ્ત.




## ખણ્ડ ત્રીજો

સંસારના સંપૂર્ણ ધર્મોથી રહિતના રૂપમાં જે ઉપદેશ આપવામાં આવ્યો છે, તે બ્રહ્મમાં અજ્ઞાની પુરૂષોને શૂન્યતાની શંકા ન થાય તેને સારૂ, અથવા ચેતન બ્રહ્મજ સર્વની શક્તિ છે, એ ઉત્કર્ષની સૂચના દ્વારા બ્રહ્મને જાણવાની ઇચ્છા ઉત્પન્ન થાય તેટલા માટે, અથવા ઉત્તમ અધિકારિઓને સારૂ નિર્ગુણ બ્રહ્માત્મતાનું જ્ઞાન કહ્યા પછી મંદમતિ જીજ્ઞાસુઓ પ્રતિ સગુણ બ્રહ્મની ઉપાસનાનું વિધાન કરવાને સારૂ, અથવા અતિ બુદ્ધિમાન અગ્નિ ઇંદ્રાદિ દેવતાઓએ પણ સ્વયંપ્રકાશ બ્રહ્મને ઉમાદેવી [illegible] સંવાદથીજ જાણ્યો, એ સર્વ કારણોથી [illegible] બુદ્ધિમાનોએ [illegible] તે માટે પૂરેપૂરો યત્ન કરવો જોઈએ. આ [illegible] ની કથા કહેવામાં આવે છે કે—

[illegible] આવેલું છે [illegible] રહેલો છે.

ब्रह्म ह देवे[illegible] [illegible]ग्नणो विजये .

देवा अमहीयन्त ॥ १ ॥ त ऐक्षन्तास्माकमेवायं विजयोऽस्माकमेवायं महिमेति ।

અન્વયઃ—બ્રહ્મ, હ, દેવેભ્યઃ, વિજિગ્યે. તસ્ય, હ, બ્રહ્મણ, વિજયે, દેવાઃ, અમહીયન્ત. ૧. તે, એક્ષન્ત, અસ્માકમ, એવ, અયમ્, વિજયઃ, અસ્માકમ્, એવ, અયમ્, મહિમા ચ, ઇતિ.

**ભાવાર્થ**—બ્રહ્મે દેવતાઓના લાભને સારૂ અસુરોને જીત્યા. જો કે તે જીત બ્રહ્મની હતી, તોપણ તે જય લાભથી દેવતાઓએ પોતાને મહત્વવાળા સમજ્યા. દેવતાઓ એમ સમજ્યા કે, તે વિજય અને મહિમા પોતાનાજ છે, બીજા કોઇના નહીં. ૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—પ્રથમ કહેવામાં આવ્યુ છે કે, બ્રહ્મ વિજ્ઞાત અને અવિજ્ઞાત બંને છે. સામાન્યતઃ જોવામાં આવે છે કે સત્તાવાન પદાર્થજ પ્રમાણુ દ્વારા જાણી શકાય છે. જે શશ શૃગવત સર્વથા અસત્ છે, તેજ અવિજ્ઞાત રહે છે. જ્યારે વાત એમ છે, ત્યારે મંદબુદ્ધિવાળાને શંકા થઈ શકે કે—જ્યારે બ્રહ્મ પણ અવિજ્ઞાત છે ત્યારે તે સસલાના શિંગડાના જેવું અસતજ હશે. એ શંકાના નિવારણને સારૂ એક આખ્યાયિકાનો પ્રારંભ કરવામાં આવે છે. એ દુર્જ્ઞેય બ્રહ્મ અખિલ વિશ્વનું શાસક, દેવાધિદેવ, ઇશ્વરો ( બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર )નો પણ ઇશ્વર, દેવતાઓનો વિજયપ્રદાતા તથા અસુરોનો પરાજય કરનાર છે, ત્યારે 'તે નથી' એમ કેવી રીતે કહી શકાય? એજ અર્થને યક્ષની આખ્યાયિકા દ્વારા સમજાવે છે, તે નીચે પ્રમાણે છે—

એક સમયે સ્વર્ગમાં રહેનારા દેવતાઓએ બ્રહ્મવિદ્યાના પ્રભાવથી સંગ્રામમાં સર્વ અસુરોને જીતી લીધા. જેમ અગ્નિની સમીપતાથી પતંગ નષ્ટ થઈ જાય છે, તેમ બ્રહ્મવેત્તા દેવતાઓથી સર્વ અસુરોનો ક્ષય થઈ ગયો. જેમ અગ્નિથી તપાવેલો લોહખંડ તૃણુ વસ્ત્ર આદિને બાળી નાખે છે, તેમ બ્રહ્મરૂપ અગ્નિથી દેદીપ્યમાન થએલા દેવતાઓ દ્વારા અસુરોનો નાશ થયો. જેમ અગ્નિના સબંધ વિના લોહખંડ કોઈ પદાર્થને બાળી શકતો નથી, તેમજ બ્રહ્મરૂપ અગ્નિની શક્તિ વિના દેવતારૂપી [illegible]ંડ અસુરરૂપી તૃણને બાળી શકતા ન હોતા. તેજ કારણથી, ફક્ત [illegible] [illegible]તાઓને અસુરોનો નાશ કરવાની શક્તિ પ્રાપ્ત થઈ.

અહીં શં[illegible] [illegible]—જો બ્રહ્મના બળથી દેવતાઓનો વિજય થયો, ત્યારે તે બ્રહ્મ[illegible]ીધાનો [illegible]ંમાં પણ છે, કારણ કે બ્રહ્મ સર્વનો આત્મા છે.

એ કારણથી હમારા શત્રુઓનો પણ નાશ થઇને સર્વત્ર હમારો વિજય થઈ જવો જોઇએ. તેનો ઉત્તર એ છે કે—જો કે સૂર્ય સર્વત્ર વ્યાપક છે, તોપણ સૂર્યકાંત મણિમાં સ્થિત થઇનેજ તે વસ્ત્ર આદિને બાળી શકે છે. તેવીજ રીતે એ બ્રહ્માત્મા સર્વત્ર વ્યાપક હોવા છતાં પણ સત્વગુણ પ્રધાન દેવતાઓમાં વિશેષે કરીને જોવામાં આવે છે. એ કારણથી દેવતા બળવાન થયા અને અસુરોનો નાશ થયો. પરંતુ જેમ કોઈ મનુષ્ય અતિ પ્રાણઘાતક દુઃખમાંથી કોઈ કૃપાળુ દેવતા, કે કોઈ મુનિની કૃપાથી છુટીને, ફરી પાછો વિષયોમાં આસક્ત થતાં એ દેવતા આદિના ઉપકારને ભૂલી જાય છે, તેમ બ્રહ્મબળના પ્રભાવથી વિજય પ્રાપ્ત થયા પછી સર્વે દેવતા ભોગોમાં આસક્ત થઇને બ્રહ્મને ભૂલી ગયા. ઉલટા રજોગુણના આવેશમાં આવીને, કે જેનાથી પુરૂષનો નાશ થઈ જાય છે એવું અભિમાન કરીને કહેવા લાગ્યા કે—

હમે હમારા બળથીજ અસુરોનો નાશ કર્યો છે. એ હમારોજ વિજય છે. હમારોજ યશ છે, હમેજ મહાભાગ્યવાળા છીએ, હમેજ સુંદર છીએ, રૂપ યૌવન સંપન્ન છીએ. હમે યુદ્ધવિદ્યામાં ઘણા કુશલ છીએ. હમારી સામે રાક્ષસનો હિસાબ નથી. હમારા આગળ અસુરોનું બળ તુચ્છ છે. હમારામાં શમ દમાદિ સાધન વિદ્યમાન છે. શું શું કહીએ, હમારા સમાન આ બ્રહ્માંડમાં કોઈ છેજ નહીં. દેવતાઓને એવો ગર્વ થયો, કે જેનાથી પાપની ઉત્પત્તિ તથા પરાક્રમ અને યશનો નાશ થાય છે. ૧.

વિશેષ—જે કાંઈ શક્તિ છે તે ઇશ્વરની છે. પરંતુ મનુષ્ય માયાના મોહમાં પડીને તેને પોતાની શક્તિ સમજી બેસે છે તથા તેનું અભિમાન કરે છે. જેમ કોઈ શિષ્ય પુત્ર આદિ વ્યક્તિ ગુરૂ પિતા આદિના સામર્થ્યથી સમર્થ થઇને 'હું સ્વયં સમર્થ છું' એવું માની લે, અથવા જેમ કોઈ રાજા શેઠ આદિ શ્રીમાનના પ્રતાપ કે અનુગ્રહથી ધનવાન થઇને પોતાનુંજ ધન સમજે, તેજ પ્રમાણે પરમાત્માના તેજ બળ રૂપ સામર્થ્યથી સમર્થ થએલી ઇંદ્રિયો અગર પૃથ્વી આદિ 'હમારૂંજ આ સામર્થ્ય છે' એમ માને છે. અર્થાત્ જ્ઞાતા મનુષ્ય પણ એ દેવો ( પૃથ્વી આદિ તથા નાસિકાદિ ઇંદ્રિયો ) માં તેજ બળ રૂપનું મહત્વ દેખીને અજ્ઞાનથી માની લે છે કે તે તેનાંજ છે. આ મન્ત્રોમાં આખ્યાયિકાના રૂપમાં પ્રતિપાદન કરવામાં આવેલું છે કે—ઉચ્ચ શ્રેણીના જીવોમાં પણ સત્ય અનુસંધાન વિના કેવો ભય રહેલો છે. સાથે સાથે આમાં

બ્રહ્મના નિર્ગુણત્વ તથા સગુણત્વ, સર્વ કારણત્વ તથા શક્તિમત્ત્વ આદિ ભાવોનું પણ પ્રતિપાદન કરવામાં આવેલું છે.

ચૌદ ભુવનોના ચોથા હિસ્સાનું નામ મૃત્યુલોક છે. જેવા કે—નરલોક, પિતૃલોક, પ્રેતલોક તથા મૃત્યુલોક. ઉપરના સાત લોકમા દેવશ્રેણીના જીવ તથા નીચેના સાતલોકમા અસુર શ્રેણીના જીવ નિવાસ કરે છે. દેવતાગણ ઉપરના લોકમાં ધર્માનુકૂળ રહીને અસુરરાજ્ય છીનવી લેવાની કદી ઇચ્છા કરતા નથી. પરંતુ નીચેના સાત લોકના અસુરગણ સર્વદા દેવાધિકાર છીનવી લેવામા પ્રયત્નશીલ રહે છે. પુણ્ય ક્ષીણ થઈ જતાં દેવતાઓનો પરાજય અને પુણ્ય વધતાં દેવતાઓનો વિજય થાય છે. આ દેવાસુર સંગ્રામના, અધિદૈવ, અધિભૂત તથા અધ્યાત્મ એવા ત્રણ ભેદ છે. અધિદૈવરૂપ ઊપર કહેવામાં આવ્યુ છે. આ મૃત્યુલોકમાં દેવાંશથી ઉત્પન્ન તથા અસુરાંશથી ઉત્પન્ન મનુષ્યોનું જે યુદ્ધ છે, તે એનું અધિભૂતરૂપ છે, તથા મનુષ્યના અંતઃકરણમા કૃષ્ટ અને અકૃષ્ટ વૃત્તિનું જે યુદ્ધ છે તે એનું અધ્યાત્મરૂપ છે. અસલમા નિત્ય દેવાસુર સંગ્રામને સારૂ મનુષ્યનો અંતઃકરણ સમૂહ દુર્ગરૂપ છે ( કિલો છે ), જેને કદી અસુર છીનવી લે છે તો કદી દેવગણ અધિકાર કરી લે છે. પાઠકોએ એ સમજવું જોઈએ કે—આ મંત્રોમા આ પ્રકારથી દેવાસુર સંગ્રામનું રહસ્ય, બ્રહ્મજ્ઞાનના પ્રકાશને સારૂ ગાથારૂપે વર્ણન કરવામા આવેલું છે. ૧.

तद्धैषां विजज्ञौ तेभ्यो ह प्रादुर्बभूव
तन्न व्यजानत किमिदं यक्षमिति ॥ २ ॥

અન્વયઃ—હ, એષામ્, તત્, વિજજ્ઞૌ, તેભ્ય, હ, પ્રાદુર્બભૂવ. તત્, ઇદમ્, યક્ષમ્, કિમ્, ઇતિ, ન વ્યજાનત. ૨.

ભાવાર્થ—દેવતાઓના મિથ્યા અભિમાનને બ્રહ્મ સમજી ગયા. તે દેવતાઓની આગળ પ્રગટ થયા. પરંતુ એ રૂપનું દર્શન કરીને પણ દેવગણ સમજી શકયા નહી કે, એ મહત્ પૂજનીય મૂર્તિ કોણ છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—બ્રહ્મના મહિમાથી થએલા વિજયને દેવતાઓ પોતાનો મહિમા સમજ્યા. કૃતઘ્ન પુરૂષ ૧૦૦૦૦ વર્ષ સુધી વિષ્ટાના કીડાની યોનિ ભોગવે છે. એ કારણથી મૂઢ બાળક ઊપર કૃપાલુ પિતાના સમાન, દેવોના એવા કૃતઘ્નતા પૂર્ણ દોષને દૂર કરવા સારૂ, પરમાત્માએ પોતાની માયાના બળથી, જે કદી પહેલા જોવામા કે સાભળવામા



ताओं का अभिमान और यक्षदर्शन ।

દેવતાઓનું અભિમાન અને ય

નહીં આવેલું એવું અદ્ભુત અલૌકિક યક્ષનું સ્વરૂપ ધારણ કર્યું¹. એ આશ્ચર્ય રૂપ યક્ષ ભગવાનને દેખીને સર્વ દેવતા આશ્ચર્યથી ચકિત થઈ, અંદર અંદર કહેવા લાગ્યા કે—આ કોણ છે? આ કોણ છે? ભગવાને એવું રૂપ બનાવ્યું હતું કે સર્વ અચંબામાં પડી ગયા, અને રોમાંચિત થઈને સર્વ પોતપોતાના પ્રભાવને ભૂલી ગયા. તેમનામાંથી કોઈની એ યક્ષ પાસે જવાની પણ હિંમત ચાલી નહીં. ૨.

વિશેષ—દેવાસુર સંગ્રામમાં દેવતાઓનો જય થવાથી તેઓ મદાંધ થવા લાગ્યા તેનાથી તેમના પતનની સંભાવના દેખીને, દયાલુ ભગવાનમાં, જે ભક્તો ઊપર કૃપા કરવાની ઇચ્છા થઈ એ 'ઇચ્છા વિલાસ' તે ભગવાનનું સગુણરૂપ છે કે જેનું યક્ષના રૂપમાં દેવતાઓને દર્શન થયું હતું. વસ્તુતઃ સર્વ કાર્ય બ્રહ્મનિમિત્તકજ છે. જીવ કેવળ અહંકારને વશીભૂત થઇને અવિદ્યાના પ્રભાવથી એમ સમજવા માંડે છે કે—'હું કર્તા ભોક્તા છું' ઇત્યાદિ એજ અહંકાર જીવના બંધનનું મૂળ કારણ છે. એજ અહંકાર વધતાં વધતાં, જીવને ક્રમશઃ નાના પ્રકારની દુર્ગતિયોમાં લઈ જાય છે, અને તેથી તેની આત્મોન્મુખકારિણી સદ્ગતિ બંધ થઈ જાય છે. દેવતારૂપી ભક્તોને આ વિપત્તિમાંથી બચાવવાને સારૂ જગદીશ્વરને એ અલૌકિક રૂપ ધારણ કરવું પડ્યું હતું. ૨.

હવે અગ્નિની પરીક્ષાના સંબંધમાં કહેવામાં આવે છે—

**तेऽग्निमब्रुवञ्जातवेद एतद्विजानीहि किमिदंयक्षमिति तथेति ॥ ३ ॥**

અન્વયઃ—તે, અગ્નિમ્, અબ્રુવન્, જાતવેદઃ! એતદ્, વિજાનીહિ, ઇદં, યક્ષમ્, કિં, ઇતિ. તથા, ઇતિ. ૩.

ભાવાર્થ દેવતાઓએ અગ્નિને 'જાતવેદાઃ' કહેલો છે. (હે અગ્ને) એ યક્ષ કોણ છે તેની તમે જઇને માહિતી મેળવો. અગ્નિ પણ 'તથાસ્તુ' (એમજ કરૂં છું એવું કહીને તે (યક્ષ) ના તરફ ગયો. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—યક્ષના અદ્ભુત સ્વરૂપને દેખીને ડરી ગએલા દેવતાઓએ જાણવાની ઇચ્છા કરી કે—એ વિલક્ષણસ્વરૂપધારી પોતાનું અનુકુળ

¹—આ સ્વરૂપમાં અનંત મસ્તક, અનંત નેત્ર તથા સર્વ પ્રાણિયોનાં મુખ હતાં, તેમાં સર્વ ભૌતિક પદાર્થ પ્રતીત થતા હતા. તથા તેમાં સર્વ પ્રકારના શસ્ત્ર, વસ્ત્ર, માળા તથા પુષ્પ આદિનાં ચિન્હ હતાં.

છે કે પ્રતિકૂલ એ ધારણાથી તેમણે પોતાનામાંના સર્વથી અધિક તેજસ્વી તથા અગ્રગામી, સર્વજ્ઞ તુલ્ય અગ્નિને કહ્યું—આ સામે દેખાય છે એ તે શું ચીજ છે ? તમે તેનો પતો મેળવો, અગ્નિ પણ દેવતાઓના વચનને અંગીકાર કરીને તેની પાસે ચાલ્યા. ૩.

વિશેષ—તાત્પર્ય એ છે કે જ્યારે મનુષ્ય યોગાભ્યાસાદિ પરમાર્થ સિદ્ધિનાં સાધનોનું નિરંતર અનુષ્ઠાન કરે છે, ત્યારે કેટલાક વખત પછી તેના અંતઃકરણમાં એક પ્રકારનો એવો અદ્ભુત પ્રકાશ ઉત્પન્ન થાય છે કે જેને દેખીને જીવાત્મા તથા સર્વ ઇંદ્રિયો ચકિત થઈ જાય છે. લોકમાં પણ કોઈ વિલક્ષણ ચીજ જોવામાં આવે તો 'તે કઈ વસ્તુ છે,' એમ જે સર્વમાં પ્રધાન હોય તેને પૂછવામાં આવે છે. અહીં પણ સર્વ ઇંદ્રિયોમાં તેજસ હોવાથી ચક્ષુની પ્રધાનતા છે. અભિપ્રાય એ છે કે ચક્ષુ સંબંધી તેજને પ્રેરણા કરવામાં આવી કે, વિશ્વમાં ઓતપ્રોત જે શક્તિ છે, તેને જાણવાનો યત્ન કરો. ૩.

**तदभ्यद्रवत् तमभ्यवदत् कोऽसीत्यग्निर्वा अह-**
**मस्मीत्यब्रवीज्जातवेदा वा अहमस्मीति ॥ ४ ॥**

અન્વયઃ—તત્, અભ્યદ્રવત્, તમ્, અભ્યવદત્, કઃ, આસ, ઇતિ. અહમ્, અગ્નિઃ, વૈ, અસ્મિ, ઇતિ, અહમ્, જાતવેદાઃ, વૈ, અસ્મિ, ઇતિ, અબ્રવીત્. ૪.

ભાવાર્થ—અગ્નિદેવતા એ યક્ષની પાસે ગયા પછી તેણે ( યક્ષે ) પૂછયુ કે—તમે કોણ છો ? અગ્નિદેવે ઉત્તર આપ્યો કે—હું અગ્નિ છું અને જાતવેદા નામથી જગતમાં પ્રસિદ્ધ છું. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—અગ્નિદેવતા ઇંદ્રાદિની આજ્ઞા માનીને યક્ષની પાસે ગયા. ત્યારે યક્ષે અગ્નિને પૂછયુ કે, 'તું કોણ છે ?' અગ્નિએ અભિમાન સહિત ઉત્તર આપ્યો કે—હું અગ્નિદેવતા છું અને લોક મને જાતવેદા નામથી ઓળખે છે. ૪.

વિશેષ—'તમે કોણ છો' પ્રશ્નના એ પ્રકારે પૂછતાં 'હું અગ્નિ છું' અને 'હું જાતવેદા નામથી પ્રસિદ્ધ છું' એ પ્રકારે અગ્નિએ પોતાના બે નામોથી પરિચય કરાવી પોતાની પ્રશસા પ્રગટ કરી. 'વેદસ' નામરૂપ, જ્ઞાન, અગર ધનનું છે, તેને આપવાવાળો જે હોય તેને, અથવા તો જે વ્યાપક હોય, અને અત્યંત બુદ્ધિમાન હોય તેને જાતવેદા કહે છે. ૪.

**तस्मिंस्त्वयि किं वीर्यमित्यपीद ँ सर्वं दहेयं यदिदं पृथिव्यामिति ॥ ५ ॥**

અન્વયઃ—તસ્મિન્, ત્વયિ, કિમ્, વીર્યમ્, ઇતિ. પૃથિવ્યામ્, ઇદમ્, યત્, ઇદમ્, સર્વમ્, અપિ, દહેયમ્, ઇતિ. ૫.

ભાવાર્થ—'તમારામાં શું સામર્થ્ય છે?' એમ જ્યારે બ્રહ્મે પૂછ્યું ત્યારે અગ્નિએ ઉત્તર આપ્યો કે, આ સંસારમાં જે કોઈ પણ પદાર્થ છે, તે સર્વને હું બાળી શકું છું. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—અગ્નિદેવતાનો અભિમાનયુક્ત ઉત્તર સાંભળીને, બ્રહ્મે અગ્નિને કહ્યું—તમે તો મોટા પ્રસિદ્ધ ગુણવાળા અને નામવાળા છો. ઠીક! ત્યારે એ કહો કે તમારામાં સામર્થ્ય શું છે? અગ્નિએ કહ્યું—પૃથ્વી ઉપર જે આ ચરાચરરૂપ જગત છે, તે સર્વને એકજ ક્ષણમાં હું બાળીને ભસ્મ કરી શકું છું. ૫.

વિશેષ—એ વાત સાચી છે કે જો અગ્નિનું પૂરેપૂરું તેજ વધી જાય તો તે સર્વ જગતને ઘણીજ થોડી વારમાં બાળી શકે છે. પૃથ્વી અગર ભૂમિ એ તો ઉપલક્ષણ છે. અગ્નિ તો જે વસ્તુ આકાશમાં હોય તેને પણ બાળી શકે છે. પરંતુ ઇશ્વરની ઇચ્છા વગર અગ્નિ આદિમાં એવી શક્તિ હોઈ શકતી નથી. એજ આ પ્રકરણમાં કહેલું છે. ૫.

**तस्मै तृणं निदधावेतद् दहेति तदुपप्रेयाय सर्वजवेन तन्न शशाक दग्धुं स तत एव निववृते नैतदशकं विज्ञातुं यदेतद्यक्षमिति ॥ ६ ॥**

અન્વયઃ—એતત્, દહ, ઇતિ, તસ્મૈ, તૃણમ્, નિદધૌ. સર્વજવેન, તત્, ઉપપ્રેયાય, તત્, દગ્ધુમ્, ન શશાક, તતઃ, એવ, નિવ્વૃતે. યત્, એતત્, યક્ષમ્, વિજ્ઞાતુમ્, ન અશકમ્, ઇતિ. ૬.

ભાવાર્થ—બ્રહ્મે, એ અભિમાની અગ્નિની સામે એક તૃણ (તણખલું) મૂકીને કહ્યું કે—આને બાળો. અગ્નિ ઘણી ખુશીની સાથે તે તૃણ પાસે ગયો,

પરંતુ તેને બાળી શકયો નહી. ત્યારે ત્યાંથી પાછા આવીને દેવતાઓને કહ્યુ— હું સમજી શકતો નથી કે તે કોણુ છે ? ૬.

(વિ૦ (વિ૦ ભાષ્ય—અગ્નિના વચન સાભળીને મંદ મદ હાસ્ય કરતા, એ યક્ષે અગ્નિની સામે એક સુકું તણખલું મૂકયુ, અને કહ્યુ કે તમે આને બાળો. એ સાભળીને અગ્નિ ઘણા વેગથી તેની પાસે ગયો અને તેને બાળવાનો પ્રયત્ન કર્યો, પરતુ બાળી શકયો નહિ તેથી લજ્જિત તથા ભયભીત થઈને અગ્નિ, દેવતાઓ પાસે આવ્યો અને કહ્યુ કે, આ યક્ષના સબધમા હુ કાઈ જાણી શકતો નથી. તમે લોક સ્વય નિશ્ચય કરી લો. ૬.

વિશેષ—અગ્નિ દેવત બ્રાહ્મણ વર્ણના છે. બ્રાહ્મણનુ કામ પ્રત્યેક પદાર્થ વિષયક જ્ઞાન પ્રાપ્ત કરવાનુ છે અગ્નિજ મૃત્યુલોકમાથી દેવતાઓને નિમિત્તે યજ્ઞભાગ પહોચાડે છે અને જ્ઞાનવાન છે તેથી દેવતાઓએ સર્વ પ્રથમ તેનેજ યક્ષવિષયક અનુસધાન કરવાને મોકલ્યો હતો. પરતુ તે આગ્નેય શક્તિનો અધિષ્ઠાતા હોવા છતા પણ જગદીશ્વરની ઇચ્છા અને શક્તિની સહાયતા વગર પોતાના આગ્નેય સામર્થ્યનો ઉપયોગ કરી શકયો નહી પ્રકૃત રહસ્ય દ્વારા બ્રહ્મશક્તિના અનત સામર્થ્યનુ સ્વરૂપ દેખાડવામા આવ્યુ. ૬.

अथ वायुमब्रुवन् वायवेतद्विजानीहि किमेतद्यक्षमिति तथेति ॥ ७ ॥

અન્વયઃ—અથ, વાયુમ્, અબ્રુવન્, વાયો ! એતત્, યક્ષમ્, કિમ્, ઇતિ, વિજાનીહિ. તથા, ઇતિ. ૭.

ભાવાર્થ—તે પછી દેવતાઓના કહેવાથી વાયુદેવતા તથાસ્તુ કહીને યક્ષનો પતો લગાડવા ચાલ્યા ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—અગ્નિનું વચન સાભળ્યા પછી સર્વ જગતના પ્રાણુરૂપ વાયુને ઇદ્રાદિ દેવતાઓએ યક્ષનો પતો લગાડવાનુ કહ્યુ વાયુ પણ 'ઠીક' કહીને યક્ષનો પતો લગાડવાને ચાલી નિકળ્યો ૭

વિશેષ—દેવતાઓને એવો વિશ્વાસ હતો કે, ઉગ્રસ્વરૂપ અગ્નિદેવતા જે કે યક્ષનો પતો ન લગાડી શકયા, પણ વાયુદેવતા તેમ કરવામાં સમર્થ થઈ શકશે. હમો સર્વ ગભરાઈ ગએલા છીએ, વાયુ સર્વને પ્રાણ આપી રક્ષણ કરે છે. તેથી જગતના પ્રાણરૂપ વાયુને તેનો પતો લગાડવાને મોકલ્યો ૭

तदभ्यद्रवत् तमभ्यवदत् कोऽसीति वायुर्वा अहमस्मीत्यब्रवीन्मातरिश्वा वा अहमस्मीति ॥ ८ ॥

અન્વય:—તત્, અભ્યદ્રવત્, તમ્, અભ્યવદત્, કઃ, અસિ, ઇતિ. વાયુઃ વૈ, અહમ્, અસ્મિ, ઇતિ, માતરિશ્વા, વા, અહમ્. અસ્મિ, ઇતિ, અબ્રવીત્. ૮.

ભાવાર્થ—યક્ષની પાસે જતાં તેમણે પૂછ્યુ-તમે કોણ છો ? વાયુએ યક્ષને કહ્યું કે હું વાયુ છું. મને લોક માતરિશ્વા નામથી ઓળખે છે. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય – વાયુ યક્ષની પાસે ઘણા અભિમાનથી ગયો. તેના મનમાં એમ હતું કે, જે કામ અગ્નિથી ન થઈ શક્યુ તેને હું કરીશ. તેથી યક્ષના પૂછવાથી, વાયુએ ઉત્તર આપ્યો કે, મારૂં નામ વાયુ છે અને મને સર્વ લોક માતરિશ્વા નામથી ઓળખે છે.

વિશેષ—માતરિશ્વાનો અર્થ એ છે કે—જે આકાશમાં ગમન કરી શકે. તેનો ભાવ એ હતો કે—વાયુ અભિમાનથી યક્ષને એ જણાવવા માગતો હતો કે, મારામાં એવું બળ છે કે હું આકાશમાં ગમન કરવાની શક્તિ રાખુ છું. ૮.

तस्मिन्स्त्वयि किं वीर्यमित्यपीदँ सर्वमाददीय यदिदं पृथिव्यामिति ॥ ९ ॥

અન્વય:—તસ્મિન્ ત્વયિ, કિમ્, વીર્યમ્, ઇતિ. ઇદમ્, સર્વમ્, અપિ, આદદીય, યત્, ઇદમ્, પૃથિવ્યામ્, ઇતિ. ૯.

ભાવાર્થ—યક્ષે વાયુને પૂછ્યું કે તમારામાં શું સામર્થ્ય છે ? વાયુએ ઉત્તર આપ્યો કે—આ પૃથ્વી ઊપર જે કંઈ છે, તે સર્વ ગ્રહણ કરવાની હું શકિત ધરાવું છું. ૯.

વિ૦ વિ૦ ભાષ્ય—બ્રહ્મ વાયુનું અભિમાન જાણી ગયા, અને તેને કહ્યું કે—તમે તો અપૂર્વ ગુણસંપન્ન છો. ભલા, તો કહો કે, તમારામાં શું કરવાની યોગ્યતા છે ? વાયુદેવતાએ જવાબ આપ્યો કે—જે આ વિશ્વમાં છે, તેને હું ગ્રહણ કરી શકુ છું. ઉઠાવી કે ઉડાડી લઈ જઈ શકુ છું. ૯.

વિશેષ—વાયુએ યક્ષની સમક્ષ પોતાને માતરિશ્વા કહીને વિશ્વને અધરોત્તર કરવાની એટલે કે જગતની વ્યવસ્થાને અસ્ત વ્યસ્ત કરવાના સામર્થ્યનું અભિમાન પ્રગટ કર્યું. ૯.

तस्मै तृणं निदधावेतदादत्स्वेति तदुपप्रेयाय सर्वजवेन तन्न शशाकादातुं स तत एव निववृते नैतदशकं विज्ञातुं यदेतद्यक्षमिति ॥ १० ॥

અન્વય:—તસ્મૈ, તૃણમ્, નિદધૌ, એતત્, આદત્સ્વ, ઇતિ. તત્, ઉપપ્રેયાય સર્વજવેન, તત્, આદાતુમ્, ન શશાક. સઃ, તતઃ, એવ, નિવવૃતે, એતત્, ન વિજ્ઞાતુમ્, અશકમ્, તત્, એતત્, યક્ષમ્, ઇતિ. ૧૦

ભાવાર્થ—યક્ષે ઉઠાવી લેવાને અગર તો ઉડાડી દેવાને સારૂ વાયુની આગળ એક તૃણુ મૂકયુ. પણ તે તેનાથી જરાપણ હલાવી ચલાવી શકાયુ નહી. વાયુએ ત્યાંથી પાછા જઈ દેવતાઓને કહ્યું કે—આ યક્ષ કોણુ છે તે હું જાણી શકયો નહી. ૧૦.

વિ૦ વિ૦ ભાષ્ય—વાયુની વાત સાંભળીને હસતાં હસતાં, યક્ષે તેની આગળ એક હલકું તણખલું મૂકીને કહ્યું—ઉડાડો આને, વાયુદેવતાએ આ પરીક્ષા સાધારણ સહેલી જાણી. તેથી એ તૃણને ઉડાડવાને ચાલ્યા. ઉડાડવાનું તો બાજુએ રહ્યું, તેને હલાવી પણ શકયા નહી. તેથી પોતાનું પૂરેપૂરૂં બળ વાપરી યત્ન કરી જોયો, પણ સફળતા ન મળી. તેમણે પાછા આવી દેવતાઓને કહ્યું—હું આ યક્ષનો કાંઈ પણ પતો લગાડી શક્યો નથી. ૧૦.

વિશેષ—આકર્ષણ અને વિકર્ષણ દ્વારા યાવત્ કાર્ય કરવાની તથા યાવત્ પદાર્થને ધારણ કરવાની શક્તિ વાયુમાં છે. સૌર જગતના નાના ગ્રહ ઉપગ્રહોને, સૂક્ષ્મ અવસ્થાપ્રાપ્ત વાયુ, આકર્ષણ તથા વિકર્ષણ શક્તિને ધારણ કરીને તેની સમતા દ્વારા, સ્થિર રાખે છે. તે 'ઊપરથી' વાયુનું મહત્વ કેટલું છે તે સ્પષ્ટ જણાઈ આવે છે. પરંતુ શક્તિના અધીશ્વર પરમાત્માની આગળ વાયુની શક્તિ કાંઈ પણ ગણતરીમાં નથી. પ્રકૃત પ્રસંગમાં એજ પ્રતિપાદિત થએલું છે. ૧૦.

अथेन्द्रमब्रुवन् मघवन्नेतद् विजानीहि किमेतद्यक्षमिति । तथेति तदभ्यद्रवत्तस्मात्तिरोदधे ॥ ११ ॥

અન્વયઃ—અથ, ઇન્દ્રમ્, અબ્રુવન્, મઘવન્! એતત્, વિજાનીહિ, એતત્, યક્ષમ્, કિમ્, ઇતિ. તથા, ઇતિ, તત્, અભ્યદ્રવત્. તસ્માત્, તિરોદધે. ૧૧.

ભાવાર્થ—તે પછી દેવતાઓએ યક્ષનો પતો લગાડવાનું ઇંદ્રને કહ્યું. તથાસ્તુ કહીને ઇંદ્રદેવ જ્યાં યક્ષના તરફ ચાલ્યા ત્યાંજ ઇંદ્રની પાસેથી તેઓ અલોપ થઈ ગયા. ૧૧.

વિ૦ વિ૦ ભાષ્ય—દેવતાઓએ નિશ્ચય કર્યો કે આ કામ કોઈ વિશેષ વ્યક્તિએ કરવા લાયક છે. તેથી તેમણે યક્ષનો પતો લગાડવાનું મહત્વપૂર્ણ કાર્ય દેવતાઓના રાજા ઇંદ્રને સોપ્યું. ઇંદ્રે દેવતાઓની વાત માની અને તેઓ જ્યાં યક્ષની સમીપ ગયા અને જુવે છે તો યક્ષ ભગવાન અલોપ થઈ ગએલા જણાયા. ૧૧.

વિશેષ—વાત એવી છે કે ઇંદ્રને, પોતે દેવાધિપતિ હોવાનું, ઘણું અભિમાન હતું. યક્ષે ઇંદ્રનું અભિમાન ઉતારવાને સારૂ, તેને પોતાની સાથે વાત કરવાનો પણ અવસર આપ્યો નહી. ઇંદ્રનું અભિમાન છોડાવવાને સારૂ આશ્ચર્યરૂપ વિજળીની પેઠે ચમકારો કરી અલોપ થઈ ગયા. ૧૧.

**स तस्मिन्नेवाकाशे स्त्रियमाजगाम बहु शोभमानामुमां हैमवतीम् । ता ँ होवाच किमेतद्यक्षमिति ॥ १२ ॥**

અન્વયઃ—સઃ, તસ્મિન્, એવ, આકાશે, સ્ત્રિયમ્, બહુશોભમાનામ્, હૈમવતીમ્, ઉમામ્, આજગામ. તામ્, હ, ઉવાચ, એતત્, યક્ષમ્, કિમ્, ઇતિ. ૧૨.

ભાવાર્થ—ઇંદ્રે, અત્યંત સુશોભિત અને સુવર્ણના આભૂષણો પહેરેલાં. એવી હિમાલય કન્યા ઉમાને, સ્રીના આકારમાં, વિદ્યારૂપે પ્રકટ થએલાં દેખ્યાં. તેમનાથી યક્ષના વૃતાંતનો પતો લાગશે, એમ સમજીને દેવરાજ ઇંદ્ર તેમની પાસે જઈ પૂછવા લાગ્યા કે—એ યક્ષ કોણ હતો? ૧૨.

વિ૦ વિ૦ ભાષ્ય—દેવતાઓના કહેવાથી ઇંદ્ર યક્ષનો પતો લગાડવાને ગયા તો ખરા, પરંતુ ઇંદ્રનું ઇશ્વરત્વાભિમાન પૂર્ણ રૂપે ચૂર્ણ કરવાના અભિપ્રાયથી, યક્ષે તેમની સાથે વાત સરખી પણ કરી નહીં. તે ત્યાંજ અંતર્ધાન થઈ ગયા. 'એ યક્ષ કોણ હતો' તેનોજ વિચાર કરતા ચારે બાજુએ જોતા જોતા તેઓ જ્યાં યક્ષ અંતર્ધાન થયા હતાં ત્યાંજ ઉભા રહ્યા. અગ્નિ તથા વાયુની પેઠે

તેઓ પાછા આવ્યા નહીં. તે પછી યક્ષને જોવાની ઉત્કટ ઇચ્છાવાળા ઇંદ્રના ગર્વ આદિ દોષ ગળી ગયા. જે જગોએ યક્ષ તિરોહિત થયા હતા, તે જગોએ ઇંદ્રે એક ઘણીજ સુંદર અલંકૃતા સ્ત્રીને જોઈ. યક્ષના પ્રતિ ઇંદ્રની ભક્તિ જોઇને વિદ્યાદેવી ઉમા સ્ત્રીના રૂપમાં પ્રગટ થયા. એ સર્વોપરિ શોભાસંપન્ન ઉમા, પોતાના અભિલષિત પ્રશ્નનો ઉત્તર આપી શકશે, એવું ધારીને, ઇંદ્રે તેમની પાસે જઇને પૂછ્યું કે—એ જે દર્શન આપીને અંતર્ધાન થઈ ગયા તે કોણ હતા, તે કૃપા કરીને કહો. ૧૨.

વિશેષ—ઇંદ્ર દેવરાજ હતા. તેથી વાયુના પછી યક્ષનો પતો લગાડવાનો અધિકાર તેમનો હતો. ઇંદ્રના દેવાધિપતિત્વના અભિમાનને દૂર કરવાને સારૂજ ભગવાને એ લીલા રચી હતી. દેવરાજનું અભિમાન દૂર થઈ ગયું. એટલે ઇંદ્રે પોતાના ઉચ્ચાધિકારને અનુસરીને ધૈર્ય, તપસ્યા તથા મહત્વનો પરિચય આપ્યો અને પોતાના જીજ્ઞાસાવ્રતનું પાલન કર્યું. તેથી પરાવિદ્યા રૂપિણી જ્ઞાન જનની બ્રહ્મશક્તિ મહામાયા પ્રગટ થયા. અહંકારહીન ધીર, દૃઢવ્રત જીજ્ઞાસુના હૃદયમાજ પરા વિદ્યાનો ઉદય થાય છે ત્યારે એ મુમુક્ષુ વિદ્યાની કૃપાથી નિઃશ્રેયસ ભૂમિને પહોચે છે. અહીં ઇંદ્ર જીજ્ઞાસુ છે. એ જાણે છે કે, યક્ષનો પતો ન લાગે તેમાં પોતાના સર્વસ્વની હાનિ છે., એ કારણથી તે કષ્ટપૂર્વક પૂછે છે. અંતર્ધાન થવામાં બ્રહ્મનો અભિપ્રાય એ છે કે—'હું બુદ્ધિદ્વારા ઇંદ્રને મારૂં સ્વરૂપ જણાવું ' તેથી એ સૂચિત થાય છે કે—ઉત્તમ બુદ્ધિ વગર આત્મજ્ઞાન થઈ શકતું નથી. ૧૨.

ત્રીજો ખંડ સમાપ્ત.



## ખંડ ચોથો

**सा ब्रह्मेति होवाच ब्रह्मणो वा एतद्विजये महीयध्व-मिति ततो हैव विदांचकार ब्रह्मेति ॥ १ ॥**

અન્વય—સા, હ, ઉવાચ, બ્રહ્મ, ઇતિ. બ્રહ્મણઃ, વા, વિજયે, એતત્, મહીયધ્વમ્, ઇતિ. તતઃ, હ, એવ, ઇન્દ્રઃ, બ્રહ્મ, ઇતિ, વિદાંચકાર. ૧.

ભાવાર્થ—એ વિદ્યાદેવીએ કહ્યું કે તે બ્રહ્મ છે. તમે બ્રહ્મનાજ વિજયથી આ પ્રકારે મહિમાવાળા થએલા છો. ત્યારે ઇંદ્ર સમજ્યો કે એ યક્ષ બ્રહ્મજ હતા. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—ઇંદ્રના ઉક્ત પ્રશ્નને સાંભળીને, સ્ત્રીરૂપિણી ઉમા નામવાળી બ્રહ્મવિદ્યાએ કહ્યું—હે ઇંદ્ર ! એ યક્ષ બ્રહ્મ હતું. તમારા અભિમાનને દૂર કરવાને સારૂ તેણે યક્ષનું રૂપ ધારણ કરેલું હતું. તે બ્રહ્મે અપાવેલા વિજયથી તમને એવો મહિમા મળેલો. અર્થાત્ ઇશ્વરેજ અસુરોને જીત્યા હતા. તમે તો તેમા નિમિત્તમાત્રજ હતા. તમારા યશ, બળ અને ઐશ્વર્ય સર્વ તેની કૃપાથીજ છે. 'એ હમારોજ વિજય છે, એ હમારોજ મહિમા છે,' એમ જાણવું એ તો તમારૂં મિથ્યા અભિમાન છે. એ પ્રકારે એ ઉમા નામની બ્રહ્મ વિદ્યાના કથનથીજ ઇંદ્રે સર્વ પ્રથમ જાણ્યુ કે, બ્રહ્મ હતા, પોતાના સર્વ સુખ તેની કૃપાથી હતાં. આ જગતના ઉપાદાન તથા નિમિત્ત કારણ તેજ છે. અર્થાત્ વિશ્વને પોતાનાજ સ્વરૂપમાંથી પોતેજ રચે છે તેમાં અન્ય કોઇની સત્તા નથી. ૧.

વિશેપ—બ્રહ્મનું સ્વરૂપ દેવતાઓને બુદ્ધિગમ્ય ન હોતું. એજ ભાવને સમજાવવાને સારૂ બ્રહ્મને યક્ષનું નામ આપેલું છે. બ્રહ્મનું સ્વરૂપ અનુમાનગમ્ય હોઈ શકતું નથી, કારણ કે તે કોઈ દેખેલી વસ્તુ નથી. તેમ તે પ્રત્યક્ષગમ્ય પણ નથી, કારણ કે જે ઇંદ્રિયાતીત, તથા મન બુદ્ધિથી પર હોય છે તેને ઇંદ્રિયો દ્વારા કદાપિ પ્રત્યક્ષ કરી શકાતું નથી. હા, બ્રહ્મશક્તિ વિદ્યારૂપિણી ઉમાની કૃપાથી નિર્વિકલ્પ સમાધિમાં આત્મજ્ઞાનીને બ્રહ્મની પ્રત્યક્ષ અનુભુતિ થાય છે. તેથી આ મંત્રમા મહાદેવીના ઉપદેશથી ઇંદ્રનો રજ્જુમાં સર્પના ભ્રમની પેઠે બ્રહ્મમાં યક્ષનો ભ્રમ દૂર થયો. ત્યારે દેવરાજ ઈંદ્રને પ્રતીત થયુ કે દેવાસુર સંગ્રામમાં અલ્પશક્તિવાળા દેવતાઓનો વિજય નથી, પણ એ મહિમા સર્વ શક્તિમાન બ્રહ્મનો છે. આ પ્રસંગથી એ સૂચિત થાય છે કે—સર્વ સંસાર ઊપર વિજય અને સ્વામિત્વ પરમેશ્વરનુજ છે. તેનાથી ઊંચો કે તેનો બરોબરિયો જગતમાં કોઈ નથી. ૧.

**तस्माद्वा एते देवा अतितरामिवान्यान्देवान् यदग्नि र्वायुरिन्द्रस्ते ह्येनन्नेदिष्ठं पस्पर्शुस्ते ह्येनत्प्रथमो विदांचकार ब्रह्मेति ॥ २ ॥**

અન્વય:—યત્, અગ્નિં, વાયું, ઇન્દ્રઃ, તે, હિ, એતત્, નેદિષ્ઠમ્, પસ્પર્શુઃ. તે, હિ, પ્રથમં, એનત્, બ્રહ્મ, ઇતિ, વિદાંચકાર, તસ્માત્, એતે, વૈ, દેવાઃ, અન્યાન્, દેવાન્, અતિતરામ્, ઇવ ૨.

ભાવાર્થ—અગ્નિ, વાયુ તથા ઇન્દ્ર દેવતાઓએ સમીપવર્તી બ્રહ્મનો સ્પર્શ કર્યો હતો, અર્થાત દર્શન કર્યા હતાં અને તેનવિજ સૌથી પહેલા 'એ બ્રહ્મ છે' એવુ જાણ્યુ હતું, એજ કારણથી એ ત્રણે દેવતા નિસદેહ અન્ય દેવતાઓની અપેક્ષાએ વિશેષ શ્રેષ્ઠ ગણાય છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—અગ્નિ, વાયુ તથા ઇન્દ્ર એ ત્રણે દેવતાઓએ કથનો પકથનાદિ દ્વારા અર્થાત્ વાર્તાલાપાદિ સવાદથી બ્રહ્મનો સ્પર્શ કર્યો હતો અર્થાત્ એજ લોકોએ પ્રધાનતયા પ્રિયતમભાવથી યક્ષને બ્રહ્મ કરીને જાણ્યો હતો એજ કારણથી તેઓ અન્ય દેવતાઓમા પ્રધાન થઈ ગયા. ૨.

વિશેષ—કર્મના સચાલક દેવલોકવાસી દેવતા કહેવાય છે જ્ઞાનના સંચાલક પણ દેવતાલોક છે. સ્થૂલ શરીરના ચાલક તથા રક્ષક પિતૃઓ કહેવાય છે. દેવતાઓના ભેદ તથા નામ અનેક છે. તેમાથી તેત્રીસ દેવોને મુખ્ય માનવામા આવે છે. આ ગાથા અનુસાર એ તેત્રીસમાંથી આ ત્રણની પ્રધાનતા થઈ. અહીં શકા થાય છે કે, શું બ્રહ્મા, વિષ્ણુ, મહેશથી પણ એ ત્રણ પ્રધાન છે? શ્રેષ્ઠ છે? આ ત્રણેની પ્રધાનતા શી રીતે માની શકાય? ઉત્તર એ છે કે—બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ એ ત્રણે ઈશ્વર કોટિમા આવે છે. તેઓ બ્રહ્માડના અધીશ્વર છે તથા પોત પોતાના વ્યપારમા સ્વતત્ર છે. સાધારણ દેવતાઓની સાથે તેમની ગણના થઈ શક્તી નથી. એ વિષયને એવી રીતે સમજવો જોઇએ કે અગ્નિ, વાયુ તથા ઇદ્ર એ ત્રણે દેવશ્રેણીમા શ્રેષ્ઠ છે, તથા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ઈશ્વર કોટિના છે, તેથી તેમની સાથે તેમનુ (અગ્નિ, વાયુ, ઇદ્ર) નું સામ્ય માનીને શંકા કરવી નહી.

આ મત્રમાં કહેવામા આવ્યું છે કે—અગ્નિ, વાયુ તથા ઇદ્રે બ્રહ્મનો સ્પર્શ કર્યો તેથી તેઓ શ્રેષ્ઠ છે. અહી શકા થાય કે—તેમણે બ્રહ્મનો સ્પર્શ તો કર્યો ન હોતો? સમાધાન એ છે કે—સ્પર્શના ભેદ છે. મનનો સ્પર્શ, શક્તિનો સ્પર્શ તથા શરીરનો સ્પર્શ. તેમા ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે. શરીરને અડકવા છતા પણ નિકટમાં સ્થિત હોવાથી શક્તિનો સ્પર્શ થાય છે તેથીજ દેવમદિર, યજ્ઞસ્થાન આદિ પવિત્ર સ્થાનોમા કોઈ મલિન પુરુષ જાય તો તેની શુદ્ધિનું વિધાન છે તેજ પ્રમાણે કોઈ સાધુ સન્યાસીની પાસે જનારા પુરુષને તેમના શરીરને

ન અડકવા છતાં પણ શક્તિના સ્પર્શનો લાભ જ થાય છે. મર્ત્યલોકમાં સ્થિત ભક્ત, વૈકુંઠ કૈલાસાદિ ધામોમાં વિષ્ણુ શિવાદિ ભગવચ્ચરણોનો માનસિક સ્પર્શ કરીને કૃતાર્થ થાય છે. પ્રકૃતમાં એ ત્રણે દેવતાઓનો શરીરથી સ્પર્શ ન હોવા છતાં પણ, બ્રહ્મ વિગ્રહ (યક્ષ) ની સાથે મન તથા શક્તિ એ બેનો સ્પર્શ થએલો હતો, એમાં સંદેહ નથી. ૨.

**तस्माद्वा इन्द्रोऽतितरामिवान्यान् देवान् स ह्येनन्नेदिष्ठं पस्पर्श स ह्येनत् प्रथमो विदांचकार ब्रह्मेति ॥ ३ ॥**

અન્વય:—હિ, સ:, એનત્, નેદિષ્ઠમ્, પસ્પર્શ, હિ, સ:, પ્રથમ:, એનત્. ઇતિ, વિદાંચકાર. તસ્માત્, ઇન્દ્ર:, વૈ, અન્યાન્, દેવાન્, અતિતરામ્, ઇવ. ૩.

ભાવાર્થ—ઇંદ્ર અન્ય સર્વ દેવતાઓથી અધિક થયો કારણ કે તેણેજ સમીપમાં વર્તમાન આ બ્રહ્મનો સ્પર્શ કરેલો હતો, તે 'એ બ્રહ્મ છે' એ પ્રકારે તેણેજ સર્વથી પહેલાં તેને જાણ્યોહતો.

વિ૦ વિ૦ ભાષ્ય—ઇંદ્ર દેવે પોતાના ચરિત્રમાં, અગ્નિ તથા વાયુ દેવતાના કરતાં વધારે વિશ્વાસ, અધ્યવસાય તથા ધૈર્ય બતાવ્યા હતાં. તે કારણથી એ જગત્-જનની ઉમા દેવીની કૃપા પ્રાપ્ત કરવાને સમર્થ થયો, તેથી તેમની શ્રેષ્ઠતાના સંબંધમાં શંકા રહેતી નથી. શાસ્ત્રોમાં જ્ઞાનવૃદ્ધ, શીલવૃદ્ધ, વર્ણવૃદ્ધ, આશ્રમવૃદ્ધ તથા વયોવૃદ્ધ આદિ વૃદ્ધત્વ શ્રેષ્ઠત્વના અનેક ભેદ જોવામાં આવે છે. એ ભેદ વ્યક્તિ વિશેષના મહત્વને લીધે છે. અહીં પ્રકૃતમાં તપસ્યાનું આધિક્ય હોવાને કારણે ઉમાદેવીની કૃપા પ્રાપ્ત થવાથી, ઇંદ્રદેવમાં અગ્નિ તથા વાયુદેવની અપેક્ષાએ વૃદ્ધત્વ-શ્રેષ્ઠત્વ છે. ૩.

વિશેષ—કોઈ એક વ્યક્તિમાં સર્વના કરતાં વૃદ્ધત્વ અગર શ્રેષ્ઠત્વ રહે, એવી વાત નથી. કોઇ એક જે બીજાની અપેક્ષાએ શ્રેષ્ઠ છે, તેજ ત્રીજાની અપેક્ષાએ શ્રેષ્ઠ ન હોય. ઉદાહરણ તરીકે—જેમ અગ્નિદેવ બ્રાહ્મણ છે, ઇંદ્રદેવ ક્ષત્રિય છે, તેથી વર્ણવૃદ્ધત્વ પરત્વે અગ્નિદેવ શ્રેષ્ઠ છે. બ્રહ્મનું જ્ઞાન સર્વ પ્રથમ થવાથી ઇંદ્રની શ્રેષ્ઠતા થઈ. એજ વાતને બતાવવાને સારૂ 'અતિતરામ્ ઇવ' એવી તરેહથી 'ઇવ' શબ્દનો પ્રયોગ કરવા આવ્યો છે. ૩.

**तस्यैष आदेशो यदेतद्विद्युतो व्यद्युतदा ३ इतीन्न्यमीमिषदा ३ इत्यधिदैवतम् ॥ ४ ॥**

અન્વય:—તસ્ય, એષ:, આદેશ:, યત્, એતત્. વિદ્યુત:, વ્યદ્યુતત્, આ, ઇતિ, ન્યમીમિષદ્ ઇતિ, અધિદૈવતમ્. ૪.

ભાવાર્થ—એ બ્રહ્મનો (યક્ષરૂપ પ્રકાશ) નો એ આદેશ છે, અગર તો ઉપાસના સંબંધી આદેશ છે કે—એ જે વિજળીના ચમકારા સમાન તથા (આંખની) પલક સમાન પ્રગટ થયું, તે એ બ્રહ્મનું અધિદૈવત રૂપ છે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—હવે તે બ્રહ્મના અધિદૈવરૂપનું કથન કરે છે કે—ભગવાનના હિરણ્યગર્ભ સમષ્ટિ શરીરમાં, જે તેમનો વિજળીના જેવો પ્રકાશ છે, કે જે ચેતન પ્રકાશ પોતાની સમીપતાથી સર્વ પ્રાણિયો, ઇંદ્રિયો તથા મનનો પ્રેરક છે, તેજ બ્રહ્મનું વાસ્તવિક અધિદૈવરૂપ છે. દેવતાઓની સમીપમાં બ્રહ્મનો એ પ્રકાશ, નેત્રના પલકારા સમાન થયો હતો. તે બ્રહ્મનું અધિદૈવરૂપ છે. ૪.

વિશેષ—નિરૂપમ અગર ઉપમારહિત બ્રહ્મનો, ઉપમા દ્વારા નિર્દેશ કરવો, તેને આદેશ કહે છે. ભગવાન જ્યારે ભક્તો ઊપર પ્રસન્ન થાય છે, ત્યારે તે વિશેષ વિશેષ રૂપમાં દર્શન આપે છે. તેજ કૃપા આહીં દેવતાઓ ઊપર થઈ. પણ અવિદ્યાજનિત મોહને કારણે તેઓ તેમને ઓળખી શક્યા નહી પછી ઉમાદેવીની સહાયતાથી ઇંદ્રને ભગવાનના તે રૂપમાં પ્રગટ થયાનો નિશ્ચય થયો હતો. સૃષ્ટિની આદિમાં પ્રગટ થએલા વેદજ પરમાત્માનું પ્રધાન આદેશ વાક્ય છે. અંતર્દ્રષ્ટિયુક્ત યોગિયોએ, આદેશના ત્રણ ભેદ બતાવેલા છે. પરમાત્મા ભક્તોના હૃદયમાં નિત્ય વિરાજમાન રહીને જે ઇંગિત કર્યા કરે છે, તે આદેશ નિત્ય અધ્યાત્મસ્વરૂપ છે. કલ્પની આદિમા ઋષિયોના અંત:કરણમા વેદનો પ્રાદુર્ભાવ થવો અને વખતો વખત સ્મૃતિ, પુરાણ ઇત્યાદિ શાસ્ત્રોની રચના થવી, એ આદેશનું અધિદૈવ સ્વરૂપ છે. તથા તે તે અવસરમા ભક્તોના કલ્યાણને સારૂ જે પ્રત્યક્ષ દૈવવાણી શ્રવણેન્દ્રિયગોચર થાય છે, તે આ મંત્રમાં ભગવત્ સ્વરૂપના તેજોમય હોવાને કારણે વિદ્યુતનું ઉદાહરણ તથા ક્ષણ કાળવ્યાપી હોવાથી નિમેષનું દ્રષ્ટાંત માનવામા આવેલું છે. ૪.

अथाध्यात्मं यदेतद्गच्छतीव च मनोऽनेन चैतदुपस्मरत्यभीक्ष्णं संकल्पः ॥ ५ ॥

અન્વય:—અથ, અધ્યાત્મમ્, મન:, યત્, એતત્, ગચ્છતિ ઇવ, ચ, અનેન, એતત્, અભીક્ષ્ણમ્, ઉપસ્મરતિ, સંકલ્પ:. ૫.

ભાવાર્થ—તે પછી અધ્યાત્મ ઉપાસનાનો ઉપદેશ છે. મન જાણે કે (મનથી) બ્રહ્મની નિકટ ગમન કરે છે. સાધક એ મન દ્વારા નિરંતર અતિશય રૂપે બ્રહ્મનું સ્મરણ કર્યા કરે છે. બ્રહ્મના વિષયમાં એજ પ્રકારની માનસ ચિન્તા (ચિંતવન) સંકલ્પ કરવાનું હોય છે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—તે પછી આત્મવિષયક ઉપદેશ એ છે કે, સાધકનું મન પોતાની વૃત્તિથી તે બ્રહ્મને ગ્રહણ-જેવું કરી લે છે. એ મન જાણે કે બ્રહ્મને પોતાનો વિષય બનાવી લે છે. સાધક વ્યક્તિ એજ મન દ્વારા સંનિકટ ભાવથી બ્રહ્મનું વારંવાર સ્મરણ કરે છે. મનજ બ્રહ્મની ઉપાધિ છે. મનના સંકલ્પ અને સ્મૃતિ આદિ પ્રત્યય અગર જ્ઞાન દ્વારાજ, બ્રહ્મ અભિવ્યક્ત થાય છે. તેનાથીજ મનમાં બ્રહ્મના વિષયમાંજ સંકલ્પ અથવા એજ પ્રકારે ચિંતવન કરવાનું થાય છે. એજ બ્રહ્મના વિષયમાં અધ્યાત્મ ઉપદેશ છે. અધિદૈવ આદેશમાં કહેવામાં આવેલું છે કે—વિદ્યુત અને નિમેષની પેઠે આત્મપ્રકાશ પણ અતિદ્રુત અથવા ક્ષણસ્થાયી છે. બ્રહ્મ દુર્જ્ઞેય હોવા છતાં પણ ઉક્ત પ્રકારના આદેશ દ્વારા મંદમતિ વ્યક્તિઓને પણ બુદ્ધિગમ્ય થઈ શકે છે. ૫.

વિશેષ—એ સર્વ શરીરોની અંદર અંતઃકરણ વિષયક અધ્યાત્મ ઉપદેશ છે, અર્થાત્ જેને બ્રહ્મને જાણવાની અથવા દુઃખથી છૂટવાની ઇચ્છા હોય, એવો મનુષ્ય એવું ધ્યાન કરે કે 'મારૂ મન, જ્યોતિ સ્વરૂપ બ્રહ્મના પ્રતિ, ગમન કરે; મારો સંકલ્પ સદૈવ બ્રહ્મની પ્રાપ્તિને સારૂ ઉદ્યત રહે તથા તેનામાંજ ચિત્ત-પરોવીને નિત્ય બ્રહ્મનુંજ સ્મરણ કરે. ૫.

**तद्ध तद्वनं नाम तद्वनमित्युपासितव्यं स य एतदेवं वेदाऽभि हैनं सर्वाणि भूतानि संवाञ्छन्ति ॥ ६ ॥**

અન્વયઃ—તત્, હ, તદ્વનમ્, નામ, તદ્વનમ્, ઇતિ. ઉપાસિતવ્યમ્. સઃ, યઃ, એતત, એવમ્, વેદ, એનમ્, હ, સર્વાણિ ભૂતાનિ, અભિસંવાઞ્છન્તિ. ૬.

ભાવાર્થ—તે એ બ્રહ્મજ વન છે. અર્થાત્ પ્રાણિયોને સારૂ ભજનીય છે. તેની વન[1] એ નામથી ઉપાસના કરવી જોઇએ. જે એ પ્રકારે તેને જાણે

૧—વન=આનંદ (અરવિંદઘોષ) તે વન કે જેના વૃક્ષોનાં લાકડામાં જગત ઘડાયુ છે. જુઓ—ब्रह्म वनं ब्रह्म स वृक्ष आस यतो ··· ··· (તૈત્તિરીય બ્રાહ્મણ).

—ઋગ્વેદ ૧૦।૬।૮૧।૪

છે, તેના અભિષ્ટની, સર્વ પ્રાણિયો પ્રાર્થના કરે છે, અર્થાત્ સર્વભૂત સારી રીતે તેની ચાહના રાખે છે. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—ઉપાસનાનું તાત્પર્ય 'સમીપમાં સ્થિત હોવું' એ છે. જીવ અશુદ્ધ મનથી વિષયાકાર વૃત્તિને ધારણ કરતો કરતો આત્માથી દૂર જાય છે. તથા ઉપાસનાથી વિષય સંબંધને છોડીને બ્રહ્મ સંબંધને પ્રાપ્ત કરે છે. તેમ કરવાથી તેનું મન ક્રમશઃ શુદ્ધ થાય છે. અર્થાત્ જેમ જેમ તે વિષય ચિંતાને છોડતો જાય છે તેમ તેમ તે પોતાના અંતઃકરણને બ્રહ્માવગાહીરૂપમાં પરિણત કરતો જાય છે. બ્રહ્મ સર્વશક્તિમાન છે. તેની શક્તિજ જગતની સૃષ્ટિ, સ્થિતિ અને લય કરવાવાળી છે. તેની ઉપાસના કરનારાને કાંઈ પણ અપ્રાપ્ય રહેતું નથી. જ્યારે ભક્તનું અંતઃકરણ ભગવાનની સાથે અભેદ ભાવને પ્રાપ્ત થાય છે, તે સમયે તેનામાં ભગવાનના લક્ષણ પ્રકાશિત થવા માંડે છે. જીવ દેશકાળ પરિચ્છિન્ન તથા અહંકારી છે, પરંતુ બ્રહ્મ દેશકાળથી અપરિચ્છિન્ન, વિભુ તથા તત્ત્વાતીત છે. પરમાત્માની સાન્નિધ્ય પ્રાપ્તિથી જીજ્ઞાસુ કૃતકૃત્ય થઈને અહંકારરહિત તથા ઉદારચરિત થઈ જાય છે. વનરૂપ બ્રહ્મની ઉપાસનાથી કૃતાર્થ પુરૂષનું બ્રહ્માંડમાં કોણ પ્રેમાસ્પદ ન થાય ? અર્થાત્ પોતાના આત્મા સમાન સર્વ લોક તેનો સત્કાર કરે છે. ૬.

વિશેષ—જીવમાં બ્રહ્મની ઉપાસના કરવાથી તેના ગુણોનો આવિર્ભાવ થઈ જાય છે. એજ કારણથી બ્રહ્મોપાસકમા સર્વજીવહિતકારિણી વૃત્તિ પ્રસ્ફુટિત થઈ જાય છે. તેના ચરિત્રોમાં 'वसुधैव कुटुम्बकम्' સકલ સંસાર પોતાનોજ પરિવાર છે, એવી ધારણા દ્રઢમૂળ થઈ જાય છે. જેનામાં ભગવાનના યાવત્ ગુણરાશિની પ્રતિકૃતિ પ્રગટ થઈ જાય, તે સર્વ જીવોનું આશ્રયસ્થાન બની જાય છે. ૬.

'પ્રથમ જે બ્રહ્મવિદ્યાનું કથન કરવામાં આવી ગયુ છે, તેમાં સફળતા પ્રાપ્ત કરાવનાર પ્રધાનરૂપ કોઈ અન્ય ખાસ સાધન હોય તો કહો.' એ અભિપ્રાયથી શિષ્ય ગુરૂને કહે છે કે—

**उपनिषदं भो ब्रूहीत्युक्ता त उपनिषद्ब्राह्मी वाव त उपनिषदमब्रूमेति ॥ ७ ॥**

અન્વયઃ—ભોઃ ! ઉપનિષદમ્. બ્રૂહિ. ઇતિ. ઉક્તા, તે, ઉપનિષદ્ બ્રાહ્મી, વાવ, ઉપનિષદમ્, તે, અબ્રૂમ, ઇતિ. ૭.

ભાવાર્થ—શિષ્યે કહ્યું કે—ભગવન્ ! મને ઉપનિષદ્ કહો તેથી ગુરૂ કહે છે કે—તને ઉપનિષદ્ કહી દીધું. નિશ્ચયજ તને બ્રહ્મના સ્વરૂપને બતાવનારા ઉપનિષદનો ઉપદેશ આપવામાં આવી ગયો છે. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—આ મંત્રમાં 'ભોઃ' શબ્દ આવેલો છે. તેનાથી ગુરૂ શિષ્ય સંવાદનું વિજ્ઞાન પ્રગટ થાય છે. આ સંસારમાં ગુરૂશક્તિ તથા લઘુશક્તિ, એ બે શક્તિયો છે. સામનો થતાં ગુરૂશક્તિ લઘુશક્તિને પોતાના તરફ ખેંચી લે છે. એ રીતે લઘુશક્તિવાળા જીવ ગુરૂશક્તિવિશિષ્ટબ્રહ્મમાં મળીને તદ્રૂપ બની જાય છે. વસ્તુતઃ પરમાત્માજ મનુષ્યરૂપમાં જગદ્ગુરૂ રૂપથી આવિર્ભૂત થઈને, શિષ્યને આત્મજ્ઞાન પ્રદાયક યોગાદિ સાધનનો ઉપદેશ કરીને નિઃશેષપદ તરફ વાળે છે. એટલે કે તેઓજ અંતમાં ઉપનિષદ સંભળાવીને શિષ્યને કૃતકૃત્ય કરે છે. એ પ્રકારે શિષ્યના અંતઃકરણમાં પ્રથમ વિશ્વાસ, પછી શ્રદ્ધા અને તેના પછી સત્યરૂપી બ્રહ્મનો આવિર્ભાવ થાય છે. એજ શિષ્યનો કૃતકૃત્ય થવાનો ક્રમ છે. શ્રદ્ધા દ્વારા શુદ્ધચિત્ત શિષ્ય, અનન્યભક્તિથી ગુરૂ સેવા તથા જીજ્ઞાસુ બુદ્ધિથી યુક્ત થઈને ગુરૂના ઉપદેશને પ્રાપ્ત કરતો રહે છે. એ રીતે શિષ્ય આત્મજ્ઞાનમાં આગળ વધે છે. અંતમાં શ્રી ગુરૂદેવ શિષ્યને આત્મતત્ત્વની પ્રાપ્તિને સારૂ 'इदमित्थम्' રૂપથી લક્ષ્ય સ્થિર કરાવી દે છે. આ મત્રમાં એજ અંતિમ અવસ્થાનો સંકેત કરવામા આવ્યો છે. ૭

વિશેષ—આ ઉપનિષદ્‌માં પ્રારંભમાં ગુરૂ શિષ્યનો સંવાદ ચાલ્યો, એજ હવે સમાપ્તિમાં પાછો લેવામાં આવે છે. જેમ, શિષ્યે કહ્યું—હે પૂજ્ય ગુરો ! બ્રહ્મવિદ્યાને કહો. આ પ્રસંગમાં 'કાંઈ સારાંશ શેષ રહી ગયો હોય તો કહો' એ શિષ્યના પૂછવાનો અભિપ્રાય છે. આચાર્યે કહ્યું તને—ઉપનિષદ્ (બ્રહ્મવિદ્યા) કહી ચૂકયો. મેં ઘણા સારા પ્રકારે બ્રહ્મવિદ્યા કહી દીધી. એનો કોઈ પણ અંશ બાકી નથી. અર્થાત્ અહીં બીજુ કાંઈ કથનીય નથી. એ ગુરૂના ઉત્તરનું તાત્પર્ય છે. ૭.

હવે વિદ્યા પ્રાપ્તિના સાધન કહેવામાં આવે છે. યથા—

**तस्यै तपो दमः कर्मेति प्रतिष्ठा वेदाः सर्वाङ्गानि सत्यमायतनम् ॥ ८ ॥**

અન્વયઃ—તસ્યૈ, તપઃ, દમઃ, કર્મ, વેદાઃ, સર્વાંગાનિ, ઇતિ, પ્રતિષ્ઠા, સત્યમ્, આયતનમ્. ૮.

ભાવાર્થ—તપ, દમ, કર્મ, વેદ તથા સંપૂર્ણ વેદાંગ તેની પ્રતિષ્ઠારૂપ છે. અર્થાત પ્રાપ્તિના ઉપાયભુત છે. તથા સત્ય તેનું આયતન, આશ્રય સ્થાન છે. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—આચાર્યે કહ્યુ—તમને જે આ બ્રહ્મવિદ્યા કહેવામાં આવી છે, તેની પ્રાપ્તિ તપ, દમ, કર્મ, વેદ, વેદાંગ તથા ધર્મથીજ થઈ શકે છે. શરીર, ઇંદ્રિય તથા મનની સ્થિરતા જેનાથી પ્રાપ્ત થઈ શકે તે 'તપ' કહેવાય છે. વિષયોથી પરાંગમુખ થવું તેને 'દમ' કહે છે. અને અહીં કર્મનું તાત્પર્ય અગ્નિહોત્રાદિ કર્મ છે. તેમના દ્વારા મનની સત્ત્વશુદ્ધિ તથા તેનાથી તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થાય છે. બુદ્ધિગત પાપ દોષ દૂર ન થવાથી ઉપદેશ મળતા પણ બ્રહ્મના વિષયમાં અજ્ઞાન અગર વિપરીત જ્ઞાન થતું જોવામા આવે છે. ઇદ્ર અને વિરોચન તેનું દ્રષ્ટાંત છે. તેથી તપસ્યા આદિ દ્વારા ચિત્તશુદ્ધિ થયા પછી જેની દેવતા ગુરૂમાં ભક્તિ છે, તેની અંદરજ આત્મતત્ત્વ પ્રગટ થાય છે. ઋગ્ આદિ ચારે વેદ તથા શિક્ષા આદિ છએ અંગોજ કર્મ તથા જ્ઞાનનાં પ્રતિપાદક છે. તેજ કારણથી વેદ અને તેના સર્વ અંગ બ્રહ્મવિદ્યાની પ્રતિષ્ઠાના કારણ થાય છે. અહીં પ્રતિષ્ઠાનો અર્થ ચરણ છે. મનુષ્ય જે પ્રમાણે પગ ઊપર ભાર રાખીને ચાલે છે, તેજ પ્રમાણે તપ, દમ, કર્મ આદિ સાધનોની સહાયતાથીજ બ્ર૦ વિદ્યા ઉતરી રહેલી છે અને સત્ય તો જાણે બ્રહ્મવિદ્યાનુ આશ્રયસ્થાનજ છે. ૮

વિશેષ—આ મંત્રમા સત્યનો મહિમા પ્રગટ કરવામાં આવ્યો છે. અહીં સત્યને બ્રહ્મવિદ્યાનું આયતન ( સહાયક ) બતાવવામાં આવ્યુ છે કારણ કે એ ઉપનિષદ્ બ્રહ્મવિદ્યા પ્રધાનતઃ સત્યના આશ્રયથીજ અવસ્થિત રહેલી છે. સત્યનો અર્થ અમાયિતા વાણી, મન અને શરીરની કુટિલતાનો અભાવ એ છે જે માયાવી નથી, સાધુ છે તેનેજ આશ્રય લઇને બ્રહ્મવિદ્યા રહે છે, તે અસુર સ્વભાવવાળાને આશ્રયે રહેતી નથી. બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિને સારૂ જેટલા પ્રકારના સાધન છે તેમાં સત્યજ સર્વપ્રધાન સાધન છે. 'अश्वमेधसहस्रं च सत्यं च तुलया धृतम्। अश्वमेधसहस्राच्च सत्यमेकं विशिष्यते ॥' અર્થાત્ ત્રાજવાના એક પલ્લામા ૧૦૦૦ અશ્વમેધ યજ્ઞ અને બીજા પલ્લામાં સત્ય મૂકવામાં આવે તો સત્યજ ભારે થાય. આ સ્મૃતિથી પણ સત્યનો મહિમા પ્રગટ થાય છે. ૮.

અંતમાં આ ઉપનિષદ્નું અધ્યાત્મફળ બતાવતા ગ્રંથનો ઉપસંહાર કરે છે કે—

**यो वा एतामेवं वेदापहत्य पाप्मानमनन्ते स्वर्गे लोके ज्येये प्रतितिष्ठति प्रतितिष्ठति ॥ ९ ॥**

અન્વય:—યઃ, વૈ એતામ્, એવમ્, વેદ, પાપ્માનમ્, અપહત્ય, અનન્તે, જ્યેયે, સ્વર્ગે, લોકે, પ્રતિતિષ્ઠતિ, પ્રતિતિષ્ઠતિ. ૯.

ભાવાર્થ—જે નિશ્ચયપૂર્વક આ ઉપનિષદ્‌ને આ પ્રકારે જાણે છે, તે પાપને ક્ષીણ કરીને અનંત અને મહાન સ્વર્ગલોકમાં પ્રતિષ્ઠિત થાય છે, (જરૂર) પ્રતિષ્ઠિત થાય છે. ૯.

વિ૦ વિ૦ ભાષ્ય—' केनेषितम् ' ઇત્યાદિ વાક્યોથી આરાધ્ય તથા ' ब्रह्म ह देवेभ्यः ' આદિ આખ્યાયિકા દ્વારા પ્રશસનીય આ મહાભાગા, તથા સંપૂર્ણ વિદ્યાઓની આશ્રયભૂત બ્રહ્મવિદ્યાને જે પુરૂષ જાણે છે, તે પાપ અર્થાત્ અવિદ્યા, કામના તથા કર્મરૂપ સંસારના બીજનો ત્યાગ કરીને અનત, અર્થાત્ જેનો કોઈ પાર નથી, એ સ્વર્ગલોક, અર્થાત્ સુખરૂપ બ્રહ્મ, કે જે સર્વથી મહાન છે, તે પોતાના મુખ્ય આત્મામાં સ્થિત થઈ જાય છે. ભાવ એ છે કે તે ફરી આવાગમનના ચક્કરમાં પડતો નથી. ૯.

વિશેષ—પ્રાકૃતિક નિયમને અનુકૂળ ચાલવાથી પૂણ્ય, તેનાથી વિરૂદ્ધ રીતે ચાલવાથી પાપ થાય છે. પાપનું ફળ નરક પ્રેતાદિ લોકોની પ્રાપ્તિ રૂપ દુ:ખ છે. તેથી આ મંત્રમાં પાપથી બચીને સ્વર્ગની પ્રાપ્તિનો નિર્દેશ કરવામાં આવેલો છે. સુખમય સ્વર્ગની પ્રાપ્તિ પૂણ્ય ફળથી થાય છે. જો કે સ્વર્ગ લોક સુરલોકનું વાચક છે, તથાપિ ' અનત ' વિશેષણના બળથી અહીં તેનો અર્થ ' બ્રહ્મ 'જ ગ્રહણ કરવો જોઇએ. કારણ કે દેવલોકનું વાચક સ્વર્ગ ' અનંત ' નથી, સસીમ છે. કોઈ ' અનંત ' શબ્દથી આપેક્ષિક અનંતત્વ ગ્રહણ ન કરી લે, એવી શકાથી ' જ્યેયે ' ( સર્વ કરતા મહાન )એ વિશેષણ લગાડવામાં આવ્યુ છે. ' प्रतितिष्ठति ' એવી દ્વિરૂક્તિનું પ્રયોજન ' ફરી કદી આવા ગમન થશે નહી ' એવી અતિશય સ્થિતિ તથા ગ્રંથ સમાપ્તિ દેખાડવાને સારૂ છે. ૯.

ॐ આપ્યાયન્તુ મમાગાનિ વાક્ પ્રાણશ્ચક્ષુઃ શ્રોત્રમથો બલમિન્દ્રિયાણિ ચ સર્વાણિ. સર્વં બ્રહ્મૌપનિષદમ્ માહ બ્રહ્મ નિરાકુર્યામ્ મા મા બ્રહ્મ નિરાકરોદ નિરાકરણમસ્ત્વનિરાકરણમ્ મેઽસ્તુ. તદાત્મનિ નિરતે ય ઉપનિષત્સુ ધર્માસ્તે મયિ સન્તુ તે મયિ સન્તુ.

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિ.

ઇતિ શ્રી કેનોપનિષદ્ ઊપર સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજ દ્વારા વિરચિત વિદ્યાવિનોદ ભાષ્ય સમાપ્ત. ૧.

## કેનોપનિષદ્ સમાપ્ત







ॐ નમ સચ્ચિદાનંદાય

# કઠોપનિષદ્

## વિદ્યાવિનોદ ભાષ્યસહિત

મંત્ર અગર સંહિતાભાગ, બ્રાહ્મણભાગ તથા ઉપનિષદ્ભાગ, એ ત્રણ વેદના વિભાગ છે. ઉપનિષદ્ભાગ જ્ઞાનકાંડનો પ્રકાશક છે. જેમ પરમાત્મા અનાદિ અનંત સર્વવ્યાપક અને જ્ઞાનસ્વરૂપ છે, તેમ વેદ અનાદિ અનંત, અપૌરુષેય તથા પૂર્ણજ્ઞાનમય છે. વેદના પરમાત્મા સંબંધી સિદ્ધાંતને ઉપનિષદ્ કહે છે. આજકાલ એક હજાર એકસો એંશી ઉપનિષદોમાંથી જે ઘણા થોડાં મળી આવે છે, તેમાંથી કદમા નાનું હોવા છતાં પણ કઠોપનિષદ્નું મહત્વ ઘણું માનવામા આવ્યુ છે. તે કૃષ્ણ યજુર્વેદની કઠશાખાની અંદર આવે છે. તેમા પ્રવૃત્તિ તથા નિવૃત્તિ એ બને ભાગોના મૌલિક સિદ્ધાન્તોનુ પૃથક્ દિગ્દર્શન જોવામા આવે છે. તેમાં કર્મકાડ, ઉપાસનાકાડ તથા જ્ઞાનકાડ એ ત્રણેના મહિમાની સાથે સાથે પિતૃમહિમા, અતિથિમહિમા તથા દેવજગતના મહિમાનું ઘણે ભાગે વર્ણન આવે છે. તત્વજ્ઞાન દ્વારા આત્મજ્ઞાનનો લાભ કરાવીને ભાગ્યશાળી મહાપુરૂષને, શરીરના રહેતાં જીવનમુક્તપદની પ્રાપ્તિ કરાવવાને સારૂ આ ઉપનિષદ્ પ્રધાન અવલમ્બન છે. તેનાં યમ તથા નચિકેતાના સંવાદરૂપે બ્રહ્મવિદ્યાનું વિશદ વર્ણન કરવામા આવેલું છે. તેમાં તત્વજ્ઞાનનું તો વિવેચન છે જ, તે ઉપરાંત નચિકેતાનું ચરિત્ર પાઠકો આગળ એક અનુપમ આદર્શ પણ ઉપસ્થિત કરે છે./ હવે પ્રકૃત કઠોપનિષદ્ની વલ્લિયોને સુગમતાથી સમજાવવાનો યત્ન કરવામાં આવે છે. એ યાદ રાખવાનું છે કે, હમે અહીં જે વિચાર કરીશુ તે ભગવાન શ્રી શંકરાચાર્યના ભાષ્યાનુસારજ થશે.

ॐ सहनाववतु सह नौ भुनक्तु सह वीर्यं करवावहै । तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै ।

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

**અન્વય:—નૌ સહ અવતુ, નૌ, સહ ભુનક્તુ, સહ, વીર્યમ્, કરવાવહૈ, નૌ, અધીતમ્, તેજસ્વિ, અસ્તુ, મા વિદ્વિષાવહૈ, શાન્તિઃ. શાન્તિઃ, શાન્તિઃ .**

ભાવાર્થ –એ પરમેશ્વર વિદ્યા આપીને હમો શિષ્ય તથા ગુરૂ બંનેની રક્ષા કરે. હમે બંને વિદ્યાના ફળનો સમાન ઉપભોગ કરીએ. હમો બંનેનુ એક સરખુ પાલન થાઓ. હમો બંનેની વિદ્યાનો પ્રસાર થાઓ. હમે પરસ્પર શત્રુતા ન કરીએ.

વિ૦ વિ૦ ભાષ્ય—ઉપનિષદોનું મુખ્ય પ્રયોજન એજ છે કે મુમુક્ષુ જન દુઃખમય સંસારથી વૈરાગ્યને પ્રાપ્ત કરીને નિર્ભય, નિર્વિકાર તથા શુદ્ધ શાંત આનંદ-સ્વરૂપ બ્રહ્મને પ્રાપ્ત થાય. અહીં યમ અને નચિકેતાના ઉપાખ્યાનથી જે ઉપદેશ આપવામાં આવ્યો છે, તે સર્વ સાધારણ પ્રતિ બ્રહ્મ વિદ્યાની સુગમતાને સારૂ છે. જેમકે નચિકેતાએ ઘણાં ઘણાં રાજ્યાદિ સુખોનો પરિત્યાગ કરીને બ્રહ્મવિદ્યાને સર્વોપરિ સમજીને તેને સારૂજ યત્ન કરેલો હતો, તેવોજ યત્ન સર્વેએ કરવો જોઇએ.

વિશેષ—મહાપુરૂષો પાસેથી હમોએ સાંભળ્યુ છે કે, સર્વથી પ્રથમ ઋષિયોના અંતઃકરણમાં નાદરૂપથી વેદોનો આવિર્ભાવ થયો, તંત્રોમાં કોઈ જગોએ નાદ પુસ્તક, બ્રહ્માંડ પુસ્તક, પિન્ડ પુસ્તક, બિંદુ પુસ્તક તથા અક્ષરમયી પુસ્તક; એવા પાંચ પુસ્તકોનું વર્ણન મળે છે. એ પાંચે પુસ્તકોમાં નાદ પુસ્તકની પ્રધાનતા છે. કારણ કે વેદ સર્વથી પહેલા નાદરૂપમાં પ્રગટ થએલા હતા. એ પ્રમાણે વેદવિજ્ઞાન જેટલું દુરૂહ ( કઠણ ) છે તેજ પ્રમાણે તેમાં વિઘ્ન પ્રાચુર્ય ( અધિકતા ) ની પણ કમી નથી. તે કારણથી સર્વથી પહેલા આ ઉપનિષદ્‌ના શાંતિપાઠમાં ગુરૂશિષ્યોએ ઇશ્વરની એક સાથેજ પોતાની રક્ષાને સારૂ પ્રાર્થના કરી છે. તેઓ બંને સાથે સાથે પોતાના પાલન, તેની સાથેજ સ્વવિદ્યા પ્રચાર, તેજસ્વીતા તથા દ્વેષાભાવની પ્રાર્થના કરે છે. કઠ નામક મુનીશ્વરે ઋષિયોને ભણાવીને આ ઉપનિષદ-બ્રહ્મવિદ્યાને સંસારમાં પ્રચલિત કરી, તેથી તેનું નામ

'કઠોપનિષદ્' પડયુ. ઉપનિષદ્ નામ બ્રહ્મવિદ્યાનું છે. ગ્રન્થ બ્રહ્મવિદ્યાપ્રતિપાદક હોવાથી ઉપચારતઃ તેને પણ ઉપનિષદ્ કહેવામાં આવે છે. જીજ્ઞાસુની પ્રવૃત્તિને સારૂ પ્રથમ અનુબંધ ચતુષ્ટયનું જ્ઞાન હોવું આવશ્યક છે. પ્રત્યગ્રૂપ બ્રહ્મ, આ ગ્રંથનો વિષય છે. મુક્તિ, તેનું પ્રયોજન છે. વિષયની સાથે આ ગ્રંથનો પ્રતિપાદ્યપ્રતિપાદકભાવ, સંબંધ છે તથા સાધનચતુષ્ટયસંપન્નવ્યક્તિ તેનો અધિકારી છે./ એ રીતે ઉપનિષદ્ શબ્દથી કહેલી બ્રહ્મવિદ્યાની પ્રશંસાને સારૂ તથા પ્રતિપત્તિ ( બુદ્ધિ ) ના પ્રવેશની સુગમતાને સારૂ આખ્યાયિકારૂપ ઇતિહાસ કહેવામાં આવે છે. યથા—

उशन् ह वै वाजश्रवसः सर्ववेदसं ददौ ।
तस्य ह नचिकेता नाम पुत्र आस ॥ १ ॥

અન્વયઃ—વાજશ્રવસઃ, ઉશન્ સર્વવેદસમ્ દદૌ, હ વૈ. તસ્ય, હ, નાચકેતાઃ, નામ, પુત્રઃ, આસ. ૧.

ભાવાર્થ—વાજશ્રવસ મુનિએ સ્વર્ગલાભની ઇચ્છાથી પોતાનું સર્વસ્વ દાન કરી દીધું હતું. તેમને નચિકેતા નામે પુત્ર હતો. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—અન્નનું દાન કરવાથી જેમની ઘણી કીર્તિ ફેલાએલી હતી, એવા અરૂણ નામના ઋષિને એક ઉદ્દાલક નામનો પુત્ર હતો. તેને વિશ્વજીત્ નામક યજ્ઞ કરવાનો પ્રારંભ કર્યો ( તેમાં સર્વસ્વ દાન કરવાની વિધિ છે ) એ યજ્ઞના ફળની ઇચ્છાથી તેણે ઘરની સર્વ ગાયોનું દાન કરી દીધું. કહે છે કે, એ યજમાનનો નચિકેતા નામે પ્રસિદ્ધ એક પુત્ર હતો.

વિશેષ—અહીં 'ઉશન્' શબ્દનો અર્થ છે કામનાવાળો. 'વાજ' અન્નને કહે છે. તેનું દાનાકરવાથી જેનો 'શ્રવ' અગર યશ થાય તેને વાજશ્રવા કહે છે./ વેદ તથા વેદાનુકૂળ શાસ્ત્રોની વર્ણનશૈલી, સમાધિ, લૌકિકી તથા પરકીયા એ ત્રણે ભાષાઓ સાથે મળી જાય છે, સુસંગત રહે છે. આધ્યાત્મિક રહસ્ય પ્રકાશને સમાધિ ભાષા કહે છે. તેજ રહસ્યનું જો લૌકિકરીતે પ્રકાશન કરે તો 'લૌકિકી ભાષા' કહે છે. જે તેજ આધ્યાત્મિકભાવને ગાથા (આખ્યાન) દ્વારા હૃદયંગમ કરાવે તો તેને 'પરકીયા ભાષા' કહે છે. વેદની આ પ્રકૃત રુચિકર આખ્યાયિકા શૈલી ત્રીજા સ્થાનમાં આવે છે. વિશ્વજિત્ યજ્ઞ સર્વથી મોટો એટલા સારૂ માનવામાં આવે છે કે, તેમાં યજ્ઞ, તપ અને દાન એ ત્રણેની પરાકાષ્ઠા રહેલી છે, તથા યજ્ઞકર્તા યજ્ઞની સમાપ્તિમાં સર્વસ્વ દાન કરી દે છે. ૧.

तꣳ ह कुमारꣳ सन्तं दक्षिणासु नीयमानासु श्रद्धाविवेश सोऽमन्यत ॥ २ ॥

અન્વયઃ—તમ્, કુમારમ્, નીયમાનાસુ. શ્રદ્ધા, દક્ષિણાસુ, આવિવેશ. સઃ, અમન્યત. ૨.

ભાવાર્થ—દક્ષિણામાં આપવાને સારૂ જે સમયે ગાયોને લઈ જવામાં આવતી હતી તે સમયે કુમારમાં શ્રદ્ધાનો આવેશ થયો. અર્થાત્ દાન કરેલી ગાયોને જોઇને તે ઋષિકુમાર, જો કે હજી બાળક હતો. (તોપણ) આસ્તિક્ય બુદ્ધિનો ઉદય થવાથી મનમાં વિચાર કરવા લાગ્યો. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—જો કે પાંચ વર્ષના બાળકમાં સમજવાની શક્તિ હોતી નથી તોપણ પિતાના હિતની કામનાથી નચિકેતાના હૃદયમાં આસ્તિક ભાવથી ભરેલી શ્રદ્ધા ઉત્પન્ન થઈ અને તેને એમ થયુ કે પિતાજીની આમાં કંઈક ભુલ થાય છે.

વાત એમ બની કે—વાજશ્રવસ ઋષિના ઘરમાં ગોરૂપ ધનની વિપુલતા હતી, તે મુનિએ, પોતાની ગાયોના બે ભાગ કર્યા. સુંદર ગાયો જે દુઝણી તથા વાછરડાંવાળી હતી, તે એક ભાગ પોતાના પુત્રને સારૂ રાખ્યો કારણ કે તેમને પુત્રમાં ઘણો સ્નેહ હતો. બીજો ભાગ દાનને સારૂ રાખ્યો જેની ચર્ચા આગળના મંત્રમાં કરવામાં આવશે. ૨.

વિશેષ—આકરગ્રંથોમાં યજ્ઞના અવસર ઊપર ગોદાનની વ્યવસ્થા એવી રીતે કરવામાં આવેલી છે કે—હોતા, અધ્વર્યુ, બ્રહ્મા તથા ઉદ્ગાતા; એ ચાર પ્રધાન ઋત્વિજોને ૪૮ ગાયો આપવામાં આવતી હતી. છે પ્રસ્થાતા, પ્રતિપ્રસ્થાતા, બ્રાહ્મણાચ્છંસી તથા પ્રસ્તોતા; એ ચાર ગૌણ ઋત્વિજોને મુખ્ય ઋત્વિજોના કરતાં અડધી ગાયો આપવામાં આવતી હતી. નેષ્ટા, પ્રતિહર્તા આદિ; એ ચાર ગૌણ ઋત્વિજોને મુખ્ય ઋત્વિજો કરતાં ત્રીજા ભાગની ગાયો આપવામાં આવતી હતી તથા નેતા, હોતા તથા સુબ્રહ્મણ્ય, વિગેરેને ચાર ગૌણ ઋત્વિજોને મુખ્ય ઋત્વિજોના કરતા ચોથો ભાગ આપવામાં આવતો હતો. જ્યારે એ ઋત્વિજોને દક્ષિણામાં ગાયો આપવામાં આવતી હતી તે વખતે, વેદોક્ત યજ્ઞમાં વૈગુણ્ય આવતું હોવાને કારણે પિતાને અનિષ્ટપ્રાપ્તિ થવાની આશંકાથી નચિકેતાના હૃદયમાં યથાર્થત્વ બુદ્ધિનો આવિર્ભાવ થયો. એ ગાયો એવી હતી કે. ૨.

पीतोदका जग्धतृणा दुग्धदोहा निरिन्द्रियाः ।
अनन्दा नाम ते लोकास्तानसगच्छति ता ददत् ॥३॥

અન્વય:—પીતોદકા:, જગ્ધતૃણા:, દુગ્ધદોહા: નિરિન્દ્રિયા:, તા:, દદત્, સ: યે, અનન્દા:, નામ, લોકા:, તાન્, ગચ્છતિ. ૩.

ભાવાર્થ—જે ગાયો છેલ્લું પાણી પી ચુકી હોય, ઘાસ ખાઈ ચુકી હોય, દૂધ દઈ ચુકી હોય તથા શિથિલ થઈ ચુકી હોય, એવી ગાયોનું જે દાન કરે છે તે અનન્દ અર્થાત્ આનંદરહિત પ્રસિદ્ધ લોકમાં ગમન કરે છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—નચિકેતાના મનમાં એવો વિચાર આવ્યો કે, દક્ષિણામાં ગોદાન આપવું એ તો ઉત્તમ કાર્ય છે. પરંતુ મારા પિતાએ એવી ગાયો આપી છે કે—જેને જેટલું જળ પીવું હતું તેટલું તે પી ચુકેલી છે, હવે તેમનામાં પાણી પીવાને સારૂ નીચે વળવા જેટલી પણ શક્તિ નથી. જેટલું ઘાસ ખાવું હતું તેટલું ખાઈ ચુકી છે, હવે ઘાસને ચાવવાને તેમના મ્હોમાં દાત પણ નથી. જેટલું દૂધ આપવા જેવું હતું તેટલું આપી ચુકેલી છે. જ્યારે એ કાંઈ ખાઈ પી પણ શકતી નથી તો એ તો નક્કી જ છે કે તેમનામાં ગર્ભ ધારણ કરવાની પણ શક્તિ નથી. જે આવી ગાયોનું દાન કરે છે, તે શાસ્ત્રોમાં જણાવેલા સુખરહિત લોકમાં જાય છે. નચિકેતાએ એવું જોઈને ફરી વિચાર કર્યો કે—સુખ આપનાર સુખ પામે છે. જે બીજાને દુઃખ આપે છે તે કદીપણ સુખ પામી શકતો નથી. તેથી મારા પિતાએ બ્રાહ્મણોને દુઃખ દેનારી ગાયો આપી એટલે તેમને સુખ કેવી રીતે મળશે ? તેમણે સારી સારી ગાયો કેમ રાખી લીધી ? એ મારી ચિંતા શા માટે રાખે છે ? મારી રક્ષા તો અંતર્યામી પરમાત્મા કરશે. હું તેમનો પુત્ર છું, સાચો પુત્ર તો તેજ છે કે જે નરક આદિના દુઃખોથી પિતાની રક્ષા કરે. જે એમ નથી કરતો તેનામાં પુત્રનો અર્થ ઘટતો નથી. એ કારણથી હું પિતાને આ નિષિદ્ધ દાનથી નિવૃત્ત કરીશ. એવો વિચાર કરીને તે પિતાને કહેવા લાગ્યો. ૩.

વિશેષ—આ મંત્રમાં 'अनन्दा नाम लोकाः' શબ્દ આવેલા છે. તેનો અર્થ છે 'સુખ ભોગની સામગ્રીથી રહિત સ્થાનવિશેષ'. એવા લોક સંસાર પ્રસિદ્ધ છે તે, નરકજ હોઈ શકે. કોઈ તો આ ભૂમિથી, અતિ દૂર દેશસ્થ ભૂભાગને સ્વર્ગ નરક માને છે, અને કોઇના મતમાં સર્વોત્તમ ખાન પાન, પુષ્પ ગન્ધાદિ, દર્શનીય, મનોહારી શબ્દ તથા સુંદર બિછાનું આદિ, મનોરંજક સુખ-

ભોગ જે જગાએ હોય, તે સ્થાન વિશષને સ્વર્ગ, તથા સર્વ ઇંદ્રિયો દ્વારા વિશેષ દુ:ખ પહોચાડનારાં સાધન જ્યાં હોય તે જગાનું નામ નરક છે. પણ એ નિશ્ચય છે કે કોઇને દુ:ખ પહોચાડનાર, અગર કોઇને કષ્ટ પહોચાડવાનું કારણ ઉપસ્થિત કરનાર કદી પણ સુખી થઈ શક્તો નથી. તેથી કૃતુના વૈગુણ્યથી પિતાના અનિષ્ટનો વિચાર કરીને પુત્રને થયું કે—મારે મારા જીવનો ભોગ આપીને પણ યજ્ઞને ખરાબ થવા દેવો જોઇએ નહી. એવો વિચાર કરીને કહે છે. ૩.

**स होवाच पितरं तत कस्मै मां दास्यसीति । द्वितीयं तृतीयं त ँ होवाच मृत्यवे त्वा ददामीति ॥ ४ ॥**

**અન્વયઃ—સઃ, હ, પિતરમ્, ઉવાચ, હે તત ! મામ્, કસ્મૈ, દાસ્યસિ, ઇતિ, દ્વિતીયમ્, તૃતીયમ્, તમ્, ત્વા, મૃત્યવે, દદામિ, ઇતિ, હ, ઉવાચ. ૪.**

**ભાવાર્થ**—નચિકેતાએ પિતાને કહ્યું કે—હે તાત ! આપ મને કયા ઋત્વિજને દાનમાં આપશો ? એ પ્રમાણે બે ત્રણવાર પૂછયુ. એ સાંભળી ક્રોધિત થઈ પિતાએ પુત્રને કહ્યું કે "હું તને મૃત્યુને આપીશ". ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—નચિકેતાએ પાસે જઇને કહ્યું કે—હે પિતાજી ! જેવી રીતે ગાયો આપનું ધન છે, તેજ પ્રમાણે હું આપનું ધન છું. મને કયા બ્રાહ્મણને આપશો ? ઋષિ હોવા છતાં પણ વાજશ્રવસ ધર્મના નામ ઉપર લોભવશ અધર્મ કરતા હતા, તે અધર્મના પ્રભાવથી તેમની બુદ્ધિ મલિન થઈ ગએલી હતી. પિતૃભક્તિપૂર્ણ, ધર્મભાવનાયુક્ત, બાળકનાં બાલસુલભ માર્મિક વચનો વારંવાર સાંભળીને તેઓ ક્રુદ્ધ થઈ ગયા. તેમણે પોતાને સચેત કરનારાં વચનો ઉપર ધ્યાન ન આપતાં સંયોગ વશ એવાં અશુભ વચનો પોતાને મુખેથી કહાડ્યાં કે—હું તને મોતને હવાલે કરૂ છું. ૬.

**વિશેષ**—નકામી ગાયોનું દાન કરતા દેખીને નચિકેતાએ પોતાના પિતાને પાપથી બચાવવાને સારૂ એકવાર નહીં પણ કેટલીએ વાર કહ્યું કે—મને કયા બ્રાહ્મણને દાનમાં આપશો ? પુત્રનો એવું કહેવાનો અભિપ્રાય એ હતો કે—પિતાજી મને એવુ કહેવાનું કારણ પૂછશે તો હું તેમને ધર્મશાસ્ત્ર અનુસાર સમજાવી દઇશ. પણ પિતાએ નચિકેતાની વાત ઉપર ધ્યાન આપ્યુ નહી. ઉલટા ક્રોધે ભરાઈ નારાજ થઈ ગયા કે—આ બાળક ઘણો ધૃષ્ટ છે, અને બકબક કર્યા કરે છે, એ અજ્ઞાનીને હું કેવી રીતે સમજાવું ? એટલે ઋષિના મ્હોંમાંથી નિકળી ગયુ કે—હું તને મોતને આપુ છુ.

ઋષિનો એવુ કહેવાનો અભિપ્રાય એવો ન હતો કે—પુત્ર મરણને પ્રાપ્ત થાય. 'સંતાનના તુલ્ય કોઈ પ્રિય નથી' એ વચનાનુસાર કોઈ સાધારણથી સાધારણ પુરૂષ પણ પોતાના પુત્રનું મૃત્યુ ચાહાતો નથી, તો પછી એવા વિદ્વાન ઋષિ ન્યાયવિરૂદ્ધ કામ કરે તેનો સ્વપ્ને પણ સંભવ નથી. પણ ઋષિએ ઉપરથી ભય દેખાડવાને સારૂ મૃત્યુશબ્દનો પ્રયોગ કર્યો હતો. જેમ લોકમાં સાધારણ રીતે કેટલાક એમ કહે છે કે—ખબરદાર એમ કરીશ તો મારી નાખીશ, તેમ ઋષિ કહી બેઠા તો ખરા પણ પાછળથી તેમને પસ્તાવું પડયું. ૪.

## बहूनामेमि प्रथमो बहूनामेमि मध्यमः ।
## किं स्विद्यमस्य कर्तव्यं यन्मयाद्य करिष्यति ॥ ५॥

અન્વય:—બહુનામ્, પ્રથમ:, એમિ, બહૂનામ્, મધ્યમ:, એમિ, યમસ્ય, કિમ્, સ્વિત્, કર્તવ્યમ્ ? યત્, અદ્ય, મયા, કરિષ્યતિ. ૫.

ભાવાર્થ—ઘણામાં ( મારા પિતાના અનેક શિષ્યોમાં ) તો હું પ્રથમ છું. અર્થાત સર્વથી સારી ચાલચલનવાળો છું. (વખતે) બધાના કરતાં મારો વ્યવહાર મધ્યમ વૃત્તિનો હશે. યમરાજને એવુ તે કયુ કાર્ય હશે કે જેને પિતાજી મારા દ્વારા સિદ્ધ કરશે. ( એવો વિચાર નચિકેતાને થયો. ) ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—નચિકેતાએ એકાંતમાં જઇને એવો વિચાર કર્યો કે—હું સદાએ પિતાના મનની વાત સમજીને, તેને અનુસરીને કાર્ય કરતો રહુ છુ. તેથી હું પિતાજીના અન્ય શિષ્યોમા ઉત્તમ કક્ષાને પ્રાપ્ત છુ. અને કદી કદી પિતાજી આજ્ઞા કરે તે પછી કામ કરૂ છુ, તેથી મધ્યમ શ્રેણીમાં પણ હોઈ શકું. પરંતુ મેં કદીપણ પિતાજીની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું નથી, તેથી હું અધમ કે નિકૃષ્ટ તો નથીજ. વળી યમરાજને એવુ પણ કોઈ પ્રયોજન હોય એમ જણાતું નથી કે જે મારાથી સિદ્ધ થઈ શકે. તેથી એમ લાગે છે કે, કાંઈપણ પ્રયોજન વગર ક્રોધે ભરાઈ પિતાજીએ એવાં વચન કહ્યા છે. ખેર, જેનો જન્મ થાય, તેને મરવાનું પણ અવશ્ય છે આજ જીવનમા પિતાજીની આજ્ઞાનું પાલન થઈ જાય તો મને પુણ્યજ થશે. એવો વિચાર કરીને તેણે પિતાને કહ્યું. ૫.

વિશેષ—તામસી, રાજસી તથા સાત્વિકી, એ શ્રદ્ધાના ત્રણ ભેદ છે. તામસી શ્રદ્ધા આ લોકમાં સુખશાંતિ, રાજસી શ્રદ્ધા પારલૌકિક અભ્યુદય, તથા સાત્વિકી શ્રદ્ધા આત્મજ્ઞાન તથો નિઃશ્રેયસ પ્રદાન કરે છે. બાળક નચિકેતામાં



नचिकेता पर पिता का कोप।

નાચકેતા ઉપર પિતાનો કોપ.

પૂર્વજન્માર્જીત તપ તથા ધર્મના બળથી સાત્વિક શ્રદ્ધા સ્વભાવથીજ હતી. તેથી તે મૃત્યુ પાસે જવાની ભયાનક આજ્ઞા સાંભળીને પણ વિચલિત થયો નહીં. કારણ કે એ ઉત્તમ શ્રેણીનો પુત્ર હતો. જે ગુરૂ કે પિતાના મન પ્રમાણે કહ્યા વગર કામ કરે તે ઉત્તમ પુત્ર છે, જે કહ્યાથી કરે તે મધ્યમ છે, તથા જે કહ્યા છતાં પણ ન કરે, તે કેવો છે ? તેનો ખ્યાલ પાઠક જાતે કરી શકે છે. ૫.

'ગુણવાન પુત્રને મેં ક્રોધે ભરાઈ વ્યર્થજ યમરાજને આપી દીધો.' એ પ્રમાણે શોકથી વ્યાકુળ થએલા પિતાને 'જૂઠું બોલ્યાનું પાપ ન લાગી જાય' એવી હિતદ્રષ્ટિથી નચિકેતાએ કહ્યું—

**अनुपश्य यथा पूर्वे प्रतिपश्य यथा परे।**
**सस्यमिव मर्त्यः पच्यते सस्यमिवाजायते पुनः ॥६॥**

અન્વય:—પૂર્વે, યથા, અનુપશ્ય, તથા, પરે, પ્રતિપશ્ય. મર્ત્યઃ, સસ્યમ્, ઇવ પચ્યતે, પુનઃ, સસ્યમ્, ઇવ, આજાયતે. ૬.

ભાવાર્થ—પૂર્વ પુરૂષો જેવો વ્યવહાર કરતા હતા, તેને જુવો તથા વર્તમાન સાધુગણ કેવાં ચરિત્ર કરે છે તે પણ જુઓ. મનુષ્ય ખેતીની પેઠે પાકી જાય છે અને ખેતીની પેઠે પાછો ઉત્પન્ન થાય છે. ભાવ એ છે કે, ખેતરના ધાન્યની પેઠે મનુષ્ય વૃદ્ધ થઇને મરે છે અને ફરી પાછો પેદા થાય છે. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—પિતાજી ! આપ આપના પિતાપિતામહ તરફ જુઓ, તેમણે કદી મિથ્યા ભાષણ કર્યું નથી, તથા હાલ પણ જે શ્રેષ્ઠ મહાત્માઓ છે તેમને પણ જુઓ, તેઓ કદી પણ જુઠું બોલતા નથી. અને આપે પણ આજ સુધી એવું કર્યું નથી. તેથી સ્નેહને છોડીને મને મૃત્યુ પાસે જવાની આજ્ઞા આપો, આ શરીર તો ક્ષણભંગુર છે. જેમ સૂર્યથી પાકેલા ઘઉં, ધાન આદિ પૃથ્વી ઉપર ખરી પડે છે, તથા સમય જોઇને ફરીથી ઉત્પન્ન થાય છે, તેમજ આ જીવ કાલભગવાનના પ્રભાવથી વારંવાર જન્મે છે અને મરે છે. એ પ્રમાણેના નચિકેતાના કહેવાથી, વાજશ્રવસે અત્યંત દુઃખી થઇને, તેને ધર્મરાજ પાસે જવાની આજ્ઞા આપી. ૬.

વિશેષ—નચિકેતા પિતાની ભક્તિના બળથી તથા પોતાના તપના

પ્રભાવથી સદેહે યમપુરીમા ચાલ્યો ગયો. ત્યા યમરાજ હતા નહી, તેથી તે યમરાજની સભાના દ્વાર ઉપરજ ઉભો રહ્યો. યમકિંકરોએ ભોજનનો આગ્રહ કરવા છતાં પણ નચિકેતાએ ઉત્તર આપ્યો કે—હું યમદેવને મળ્યા વગર ભોજન નહીં કરૂ. યમદૂતોએ કહ્યુ—તમે તેમને મળવાની આશા ન રાખશો, કારણ કે હજી તમારૂં આયુષ્ય સમાપ્ત થયુ નથી, માટે તમે ભૂલોકમાં પાછા જાઓ. ધર્મરાજ જાણી જોઇને નચિકેતાની પરીક્ષા કરવાને સારૂ ઘરની બહાર ચાલ્યા ગયા હતા તથા પોતાના સેવકોને કહેતા ગયા હતા કે—'તમારા અહીં આવવાનો યમને સ્વીકાર નથી' એવું કહીને નચિકેતાને પોતાના સ્થાન ઉપર પાછા જવાનુ કહી દેજો. પરંતુ યમસેવકોના એવું કહ્યા છતાં પણ ઋષિકુમાર ત્રણ દિવસ સુધી ખાધા પીધા વગર યમના દરવાજા ઉપર ઉભો રહ્યો. ચોથે દિવસે યમરાજ ઘેર આવતા દૂતોને તેમણે ઋષિપુત્રને અંદર લાવવાની સૂચના કરી. ૬.

**वैश्वानरः प्रविशत्यतिथिर्ब्राह्मणो गृहान् ।**
**तस्यैता ऽ शान्ति कुर्वन्ति हर वैवस्वतोदकम् ॥७॥**

અન્વય—બ્રાહ્મણં અતિથિં, ગૃહાન્, વૈશ્વાનરં, પ્રવિશતિ. તસ્ય, એતામ્ શાન્તિમ, કુર્વન્તિ, હે વૈવસ્વત ! ઉદકમ, હર. ૭.

ભાવાર્થ—બ્રાહ્મણ અતિથિ થઇને અગ્નિની પેઠે ઘરમા પ્રવેશ કરે છે. સજ્જન લોક એ અતિથિની અર્ઘ્ય પાદ્ય પ્રદાન કરીને શાંતિ કર્યા કરે છે. તેથી હે સૂર્યપુત્ર ! જળ લઇને ચાલો. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—દૂતોએ કહ્યુ કે—હે ધર્મરાજ ! સાક્ષાત્ અગ્નિદેવજ બ્રાહ્મણના રૂપમા અતિથિ થઇને ગૃહસ્થોને ત્યા આવે છે. તે પોતાના બ્રહ્મતેજથી જાણે કે દાહ કરી રહ્યા હોય એવા અતિથિનું, જળ આસન ભોજનાદિથી તમે પૂજન કરો.

વિશેષ—નચિકેતાને પૂર્વજન્માર્જિત પુન્ય તથા તપના બળથી અન્ય નિકૃષ્ટ લોકોમા થઇને જવું પડ્યુ નહી. તે સીધાજ ધર્મરાજની રાજધાનીમાં પહોચી ગયા. આ મંત્રમાં મનુષ્ય યજ્ઞરૂપી અતિથિસત્કારનો તથા ત્રિલોક પૂજ્ય બ્રાહ્મણના મહિમાનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. ૭.

જો અગ્નિને હોલવી નાખવામાં ન આવે તો તે અન્ય સર સામાન સાથે ઘરને બાળી નાખે છે, તેવી રીતે જે અતિથિના સત્કાર ન કરવામાં આવે, તે સર્વને બાળી નાખે છે. તે ઉપર કહે છે કે—

आशाप्रतीक्षे सङ्गत ँ सूनृतां चेष्टापूर्ते पुत्रपशू ँ श्च सर्वान्। एतद्वृङ्क्ते पुरुषस्याल्पमेधसो यस्यानश्नन्वसति ब्राह्मणो गृहे ॥ ८ ॥

અન્વયઃ—યસ્ય, ગૃહે, બ્રાહ્મણઃ, અનશ્નન્, વસતિ, અલ્પમેધસઃ પુરૂષસ્ય, આશાપ્રતીક્ષે, સંગતમ્, સૂનૃતામ્, ઇષ્ટાપૂર્તે, પુત્રપશૂન્, ચ, સર્વાન્, એતત, વૃઙ્ક્તે. ૮.

ભાવાર્થ—જે અલ્પબુદ્ધિ પુરૂષના ઘરે બ્રાહ્મણ ખાધા વગર રહે છે, તે તેની આશા, પ્રતીક્ષા, સંગત, સૂનૃતા, ઇષ્ટ, પૂર્ત, પુત્ર તથા પશુ સર્વને નાશ કરી દે છે. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—જે અણસમજુ મનુષ્યને ઘેર આવેલો બ્રાહ્મણ ભૂખ્યો રહે છે તેની ઇચ્છિત પદાર્થોની આશા, મળનારા પદાર્થોની પ્રતીક્ષા, સત્સંગનું ફળ, સુખદાયક વાણીનું ફળ, યજ્ઞનું ફળ એ સર્વને તેમજ પુત્ર, યશ આદિનો નાશ થાય છે. તેથી અતિથિને કદી અન્ન જળથી નિરાશ કરીને પાછો કહાડવો ન જોઈએ. એ કારણથી હે યમ! તમે નચિકેતાનો સત્કાર કરો. ૮.

વિશેષ—દેવરાજ ઇંદ્ર જે પ્રમાણે દેવકાર્યની વ્યવસ્થા કરે છે, તે પ્રમાણે ધર્મરાજ યમ પણ ધર્મની સુવ્યવસ્થા, ધર્મ તથા અધર્મનો વિચાર, ધાર્મિક તથા અધાર્મિકોને યથાયોગ્ય ફળવિધાન તથા ભૂલોકની વ્યવસ્થા કર્યા કરે છે. એવા મહાપુરૂષને ઘેર આવેલા બ્રાહ્મણનો સત્કાર ન થાય, એ કેવી રીતે બની શકે? આ મંત્રમાં ઉપદેશ આપવામાં આવેલો છે કે, પ્રત્યેક પુરૂષે અતિથિ સત્કાર કરવો જોઇએ. ૮.

મંત્રિયોના એ પ્રમાણે કહેવાથી યમે નચિકેતાને કહ્યું કે—

तिस्रो रात्रीर्यदवात्सीर्गृहे मेऽनश्नन् ब्रह्मन्नतिथिर्नमस्यः। नमस्तेऽस्तु ब्रह्मन् स्वस्ति मेऽस्तु तस्मात्प्रति त्रीन् वरान् वृणीष्व ॥ ९ ॥

અન્વયઃ—હે બ્રહ્મન્, નમસ્યઃ, અતિથિઃ, યત્, મે, ગૃહે, તિસ્રઃ, રાત્રીઃ, અનશ્નન્, અવાત્સીઃ. તસ્માત્, પ્રતિ, ત્રીન્, વરાન્, વૃણીષ્વ. હે બ્રહ્મન્, તે, નમઃ, અસ્તુ, મે, સ્વસ્તિ, અસ્તુ. ૯.

ભાવાર્થ—હે બ્રહ્મન્ ! હું તમને નમસ્કાર કરૂં છું. મારૂં મંગળ હો તમે પૂજનીય અતિથિ હોઇને, મારા ઘરમાં ત્રણ રાત અનશનપૂર્વક વાસ કર્યો છે. તેથી પ્રત્યેક રાત્રીને સારૂ એક એક કરીને ત્રણ વર માગો. ૯.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા ! તમો અગ્નિસ્વરૂપ અતિથિ હોવાથી નમસ્કારને યોગ્ય છો. તે ઉપરાંત તમે મારે ત્યાં ત્રણ રાત ભોજન વગરના રહ્યા છો. એ મારો અપરાધ થયો, તેની ક્ષમા કરવાને સારૂ હું તમને પ્રણામ કરૂં છું, તમે ક્ષમા કરો. તેમ કરવાથી મારૂં કલ્યાણ થશે. જો કે તમારી કૃપાથી દોષ શાંત થઈ મારૂં મંગળ થશે તો પણ તમને અધિક પ્રસન્ન કરવાને સારૂ હરેક રાત્રીમાં ભોજન ન કરવાના બદલામાં હું તમને ત્રણ વર આપવાની ઇચ્છા રાખું છું. આપ ઇચ્છા અનુસાર માગી લો હું સત્ય કહું છું કે હું તમને વર આપીશ. ૯.

વિશેષ—યમરાજ સ્વતઃ દેવશ્રેષ્ઠ છે, પરંતુ તેઓ તપસ્વી ઋષિના અનશનને દેખીને ગભરાઈ ગયા તેથી ક્ષમાની યાચના કરીને, ત્રણ અનશનના દોષમાંથી મુક્ત થવાની કામનાથી ત્રણ વર આપવાને સારૂ તૈયાર થઈ ગયા. ૯.

એ પ્રમાણેના યમરાજના કહેવાથી નચિકેતા બોલ્યા કે—

**शान्तसंकल्पः सुमना यथा स्याद्वीतमन्युर्गौतमो माभिमृत्यो । त्वत्प्रसृष्टं माभिवदेत्प्रतीत एतत् त्रयाणां प्रथमं वरं वृणे ॥ १० ॥**

અન્વય—હે મૃત્યો, ગૌતમઃ શાન્તસંકલ્પ, સુમનાઃ, મા અભિ, વીતમન્યુ, યથા સ્યાત, ત્વત્પ્રસૃષ્ટમ, મા અભિ, પ્રતીતઃ, વદેત, એતત, ત્રયાણામ, પ્રથમમ, વરમ, વૃણે. ૧૦.

ભાવાર્થ—હે યમ ! મારા પિતા વાજશ્રવસ શાંતસંકલ્પ થાઓ. મારા ઉપર તેઓ પ્રસન્ન અને ક્રોધશૂન્ય થાઓ તથા આપને ત્યાંથી પાછા ગયા પછી

મને તેઓ ઓળખી લે તથા મારી સાથે વાતચિત કરે. ત્રણ વરોમાં પ્રથમ વર હું આ માગુ છુ. ૧૦.

વિ૰ વિ૰ ભાષ્ય—નચિકેતાએ કહ્યું—હે મૃત્યો, ઠીક, આપ જો મને વર આપવાની ઇચ્છા રાખતા હો તો, એ ત્રણમાં પહેલો વર એ આપો કે, મારા પિતા ઔદ્દાલકિ નામના પ્રસિદ્ધ ગોતમ ઋષિ કે જેઓ એવી ચિંતા કરી રહ્યા હશે કે, 'મારો પુત્ર યમરાજ પાસે પહોચીને કોણ જાણે કેવીએ દશા ભોગવતો હશે' એમની એ ચિંતા દૂર થઈ જાય. તેઓ પહેલા હતા તેવાજ ક્રોધ રહિત, પ્રસન્નમન થઈ જાય તથા તમારો મોકલ્યો હું ઘેર જાઉં તો તેઓ વિશ્વાસની સાથે એ જાણી લે કે આ મારો પુત્ર નચિકેતાજ છે, તથા પિતાજી મારી સાથે વાતચિત પણ કરે. ૧૦.

વિશેષ—નચિકેતાએ કહ્યું કે—હે યમરાજ ! જેવો હું સર્વ દુ:ખ રહિત થઇને આનંદની સાથે આપની પાસે ઉપસ્થિત છું, તેજ પ્રમાણે મારા પિતા પણ ક્રોધ તથા સંતાપાદિ દુ:ખોથી રહિત થઇને સમય વ્યતીત કરે. સંસારમાં એ પ્રસિદ્ધ છે કે, જે મરીને પરલોક જાય છે તે ત્યાંથી પાછા આવતા નથી. મારા પિતા પણ એવું ન સમજી લે. હું અહીંથી પાછો જાઉં તો એ મને ઓળખે કે આ મારો પુત્ર છે. અર્થાત્ મારા પિતા, આ વચગાળામાં કરેલા ક્રોધાદિકોને છોડીને પ્રથમના જેવા પ્રેમથી મારી સાથે વર્તાવ કરે. ૧૦.

આ પ્રમાણે નચિકેતાએ કહ્યા પછી યમરાજ બોલ્યા—

यथा पुरस्ताद्भविता प्रतीत

औद्दालकिरारुणिर्मत्प्रसृष्टः ।

सुखँ रात्रीः शयिता वीतमन्यु-

स्त्वां ददृशिवान् मृत्युमुखात्प्रमुक्तम् ॥११॥

અન્વય:—ઔદ્દાલકિ: આરૂણિ:, પુરસ્તાત, યથા, પ્રતીત:, મત્પ્રસૃષ્ટ:, રાત્રીં, સુખમ્, શયિતા, મૃત્યુમુખાત્, પ્રમુક્તમ્, ત્વામ્, દદૃશિવાન્, વીતમન્યુ:, ભવિતા. ૧૧.

ભાવાર્થ—તમારા પિતા પહેલાંની પેઠેજ તમારી સાથે પ્રેમ કરશે. મારી આજ્ઞાથી અહીંથી ગયા પછી પણ પ્રથમના જેવાજ પ્રસન્ન રહેશે તથા

તમને ઓળખશે, રાતમાં સુખપૂર્વક નિદ્રા લેશે, તથા તમને મૃત્યુના મુખમાંથી મુક્ત દેખીને ક્રોધ કરશે નહી. ૧૧.

નિ૦ વિ૦ ભાષ્ય—યમ નચિકેતાને કહે છે કે—જેવી રીતે કોઈ માતા પિતાનો પુત્ર પરદેશ ચાલ્યો ગયો હોય તો તેઓ તેના પ્રતિ નાના પ્રકારની આશંકાઓ કરે છે, પછી થોડા દિવસ બાદ તે મલે ત્યારે તેને મૃત્યુના મુખમાંથી છુટેલો માને છે. તમારા પિતા એવુ માનતા હશે કે, મારો પુત્ર મારી પ્રતિજ્ઞા સત્ય કરવાને સારૂ અવશ્ય શરીરનો ત્યાગ કરીને યમલોકમાં ચાલ્યો જશે, પછી તે મારી પાસે આવે એવો સંભવ નથી. હવે મારી શક્તિથી તમારા પિતા એવું નહી સમજે. ૧૧.

વિશેષ—હે નચિકેતા ! મારા પ્રભાવથી તમારા પિતા એવું જાણી લેશે કે, મારો પુત્ર પાછો આવશે. અને તેઓ રાત્રીમા સુખપૂર્વક શયન કરશે. તેમને, તમારા વિયોગજન્ય પ્રવાસની ચિંતા નિદ્રામા બાધ નહી કરે. ૧૧.

નચિકેતા સ્વર્ગના સાધન અગ્નિના જ્ઞાનને મેળવવાની ઇચ્છાથી સ્વર્ગ સ્વરૂપ કહે છે કે—

स्वर्गे लोके न भयं किंचनास्ति
न तत्र त्वं न जरया बिभेति ।
उभे तीर्त्वाशनायापिपासे
शोकातिगो मोदते स्वर्गलोके ॥१२॥

અન્વય:—સ્વર્ગે, લોકે, કિંચન, ભયમ્ ન અસ્તિ. તત્ર, ત્વમ્, ન, જરયા, ન, બિભેતિ. ઉભે અશનાયાપિપાસે, તીર્ત્વા, શોકાતિગ: સ્વર્ગલોકે, મોદતે. ૧૨.

ભાવાર્થ—હે મૃત્યો ! સ્વર્ગલોકમાં કોઈ પ્રકારનો ભય નથી. ત્યાં આપનું પણ વશ (કાંઈ) ચાલતું નથી. ત્યા કોઈ વૃદ્ધાવસ્થાથી ડરતું નથી. અને લોક ત્યા ભૂખ તરસ બ નેથી રહિત થઇને શોક દુઃખથી મુક્ત થઇને આનંદ મોજ કર્યા કરે છે. ૧૨.

વિ૦ વિ૦ ભાષ્ય—હે યમરાજ ! સ્વર્ગલોકમાં રોગ આદિનો ભય નથી. તમે પણ ત્યા કોઇને વશમાં કરી શકતા નથી, મૃત્યુલોકની પેઠે ત્યા વૃદ્ધાવસ્થાથી પણ કોઈ ડરતું નથી. સ્વર્ગલોકમાં પહોંચેલો પુરૂષ ભૂખ

તરસને પણ જીતીને સર્વ પ્રકારનાં માનસિક દુઃખોથી રહિત થઇને પરમ આનંદથી જીવન વીતાવે છે. ૧૨.

વિશેષ—સ્વર્ગ લોકમાં સુખ ભોગની સંપૂર્ણ સામગ્રી ઉપસ્થિત રહે છે. અહીંના ભોગોના કરતાં ત્યાંના સુખ અધિક છે, પરંતુ મુક્તિના કરતાં તે અધિક નથી. મેં એવું સાભળ્યું છે, તેમાં તત્ત્વ શું છે તે આપ કહો. ૧૨.

'હે યમ! આપ એ પ્રસિદ્ધ સ્વર્ગના સાધન અગ્નિને જાણો છો. એ પ્રમાણે નચિકેતા યમને પૂછે છે—

**स त्वमग्नि ँ स्वर्ग्यमध्येषि मृत्यो**
**प्रब्रूहि त्वं ँ श्रद्दधानाय मह्यम्।**
**स्वर्गलोका अमृतत्वं भजन्त**
**एतद् द्वितीयेन वृणे वरेण ॥ १३ ॥**

અન્વય:—હે મૃત્યો! સં, ત્વમ્, સ્વર્ગ્યમ, અગ્નિમ્, અધ્યેષિ, તમ્, શ્રદ્ધધાનાય, મહ્યમ, પ્રબ્રૂહિ. સ્વર્ગલોકા:, અમૃતત્વમ્, ભજન્તે. એતત્, દ્વિતીયેન, વરેણ, વૃણે. ૧૩.

ભાવાર્થ—હે મૃત્યો! આપ હું શ્રદ્ધાળુને સ્વર્ગના સાધન ભુત અગ્નિતત્ત્વનો ઉપદેશ કરો, આપ તેનાં જ્ઞાતા છો. કારણ કે જે સ્વર્ગમાં જાય છે તેઓ અમૃત્વનો ભોગ કરે છે. એ હું બીજો વર માગુ છું. ૧૩.

વિ૦ વિ૦ ભાષ્ય—હે યમ! હું શ્રદ્ધાવાન અને સ્વર્ગાર્થી છું અને સ્વર્ગનું સાધન અગ્નિતત્ત્વ છે. એ વિજ્ઞાનને આપ જાણો છો, કે જેનાથી, અગ્નિનું ચયન (યજ્ઞ સાધન) કરવાથી યજમાન અગ્નુ સ્વર્ગ લાભ કરીને અમૃતત્વ, દેવત્વને પ્રાપ્ત કરે છે. બીજા વરમાં હું એજ અગ્નિ વિજ્ઞાન માગુ છું ૧૩.

વિશેષ—નચિકેતાએ પ્રથમ વરદાનથી સર્વ સાંસારિક ધર્મોમાં મુખ્ય પિતાની સેવા અને પ્રસન્નતા માગી. એ મૃત્યુલોક સંબંધી વર છે. આ દ્વિતીય વરદાનથી જન્માન્તર સંબંધી ઉત્તમ સ્વર્ગલોકની પ્રાપ્તિના સાધનોનું જ્ઞાન માંગ્યું. ૧૩.

આ પ્રમાણે નચિકેતાએ પૂછવાથી યમ કહે છે—

**प्र ते ब्रवीमि तदु मे निबोध**
**स्वर्ग्यमग्निं नचिकेतः प्रजानन्।**

अनन्तलोकाप्तिमथो प्रतिष्ठां
विद्धि त्वमेतन्निहितं गुहायाम् ॥ १४ ॥

અન્વયઃ—હે નચિકેત ! સ્વર્ગ્યમ્, અગ્નિમ્, પ્રજાનન્, તે, પ્રબ્રવીમિ, તત્, ઉ, નિબોધ. ત્વમ્, એતમ્, અનન્તલોકાપ્તિમ્, અથો, પ્રતિષ્ઠામ્, ગુહાયામ્, નિહિતમ્, વિદ્ધિ. ૧૪.

ભાવાર્થ—હે નચિકેતા ! હું સ્વર્ગના સાધનભૂત એ અગ્નિને સારી રીતે જાણીને તમને કહું છું. સાવધાનચિત્ત થઇને સાંભળો. એમ જાણો કે એજ અગ્નિ અનંત લોક ( સ્વર્ગ લોક ) પ્રાપ્તિનો ઉપાય છે, તથા જગતનો ધારક અને ગુહામાં નિહિત છે. ૧૪.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા ! હું આ સ્વર્ગની સાધનભૂતા અગ્નિવિદ્યાને સારી રીતે જાણું છું. હું કહું છું તે તમે એકાગ્રચિત્તથી સાવધાન થઇને સાંભળો. આ અગ્નિ સ્વર્ગરૂપ ફળ દેનારો છે, વિરાટરૂપે જગતનો આશ્રય તથા વિદ્વાનોની બુદ્ધિરૂપ ગુહામા સાક્ષીરૂપે સ્થિત રહે છે. તમે તેને અવશ્ય જાણો. ૧૪.

વિશેષ—ધર્મરાજ યમ, અગ્નિના સ્વરૂપને યથાર્થ અવશ્ય જાણે છે. એ મહાશક્તિ, સૂર્ય તેજ દ્વારા જલીય ( પાણીની ) બાષ્પ શક્તિને નિયમિતરૂપથી પોતાના તરફ આકર્ષિત કરીને, પછી તેને વૃષ્ટિ દ્વારા સર્વ લોકહિતકારિણી બનાવ્યા કરે છે. જઠરાગ્નિરૂપે ચતુર્વિધ અન્નનો પાક તેનાથીજ થાય છે. જે એવા તેજસ્વી હોય છે, તેઓજ અનેકવિધ બાધાઓને દૂર કરીને લોક સંરક્ષણ કરવાને સમર્થ થાય છે. કેટલું કેટલુ કહીએ, આ અગ્નિની વિદ્યુતશક્તિએ સંસારભરમાં અદ્ભુત ચમત્કાર પ્રગટ કરી રાખેલો છે, તે કોણ નથી જાણતું ? ૧૪.

એ પ્રકારે અગ્નિની સ્તુતિ કરીને મૃત્યુએ પોતાના શિષ્યને જે કાંઈ કહ્યુ હતું, તેને શ્રુતિ કહે છે કે—

लोकादिमग्निं तमुवाच तस्मै
या इष्टका यावतीर्वा यथा वा ।
स चापि तत्प्रत्यवदद्यथोक्त
मथास्य मृत्युः पुनरेवाह तुष्टः ॥ १५ ॥

અન્વયઃ—તસ્મૈ, લોકાદિમ્, તમ્, અગ્નિમ્, ઉવાચ. યાઃ, ઇષ્ટકાઃ, યાવતીઃ, યથા વા, સ, ચ, અપિ, તત્, યથોક્તમ્, પ્રત્યવદત. અથ, મૃત્યુઃ, તુષ્ટઃ પુનઃ, એવમ્, આહ. ૧૫.

ભાવાર્થ—યમરાજે નચિકેતાને લોકાદિ પ્રસિદ્ધ અગ્નિતત્ત્વનો ઉપદેશ કર્યો. તથા તેની ચયન (વેદી) કરવામાં જે પ્રકારની અને જેટલી ઈંટો જોઇએ તે તથા અગ્નિ ચયનની જે પ્રણાલી છે, તે સર્વ પણ નચિકેતાને કહ્યું. નચિકેતાએ પણ યથાવત્ રૂપે, એટલે કે જે પ્રકારે તેને કહેવામાં આવેલુ હતુ તે સર્વ પહેલેથી તે છેલ્લે સુધી યમરાજને સંભળાવી દીધુ. તેનાથી પ્રસન્ન થઇને મૃત્યુએ ફરીથી કહ્યું. ૧૫.

વિ૦ વિ૦ ભાષ્ય—યમરાજે નચિકેતાને સર્વ લોકોની આદિભૂતા અગ્નિ વિદ્યાનું વર્ણન કર્યું, તથા અગ્નિચયન ને સારૂ જે પ્રકારની અને જેટલી ઈંટોની જરૂર હોય છે, તથા જે પ્રકારે અગ્નિ ચયન (વેદી) કરવી જોઇએ તે સર્વનું વર્ણન કર્યું. નચિકેતાએ યમરાજ પાસેથી જે ઉપદેશ સાંભળ્યો તેનું આબેહુબ વર્ણન માત્રા વર્ણ ચ્યુતિ રહિત યમને સંભળાવી દીધુ. તેનાથી પ્રસન્ન થઇને યમરાજે પ્રથમ આપવાનાં કહેલાં ત્રણ વરદાન ઉપરાંત બીજા પણ વર આપવાની ઈચ્છા દેખાડી. ૧૫.

વિશેષ—કઠ ઋષિ કહે છે કે, યમરાજે સૃષ્ટિના આરંભમાં સર્વથી પહેલા પ્રકાશ રૂપે ઉત્પન્ન થએલા અગ્નિનું વ્યાખ્યાન કહી સંભળાવ્યુ. વેદી બનાવીને જે વિધિથી યજ્ઞ કરવો જોઇએ એ સર્વ, ઈંટો આદિ સામગ્રીયુક્ત તથા ફળ સહિત નચિકેતાને કહ્યું. આ મંત્રમાં અગ્નિને 'લોકાદિ' કહેલો છે. તેનો અભિપ્રાય એ છે કે 'लोकस्य=दर्शनस्य आदि =कारणभूत' 'प्रादुरासीत् तमो नुदः' આ આપ્ત વચનથી સૃષ્ટિની આદિમાં પ્રકાશસ્વરૂપ અગ્નિ ઉત્પન્ન થયો હતો. યમરાજે જે નિગૂઢ તત્ત્વનું પ્રતિપાદન કર્યું હતુ તેનો નચિકેતાએ અક્ષરે અક્ષર અનુવાદ કહી સંભળાવ્યો. નચિકેતાની બુદ્ધિની એવી વિચિત્રતા જોઇને યમરાજ ઘણા પ્રસન્ન થયા અને તેને કહ્યું. ૧૫.

યમે નચિકેતાને શું કહ્યુ તે શ્રુતિ કહે છે—

**तमब्रवीत्प्रीयमाणो महात्मा वरं तवेहाद्य ददामि भूयः ।**
**तवैव नाम्ना भवितायमग्निः सृङ्कां चेमामनेकरूपां गृहाण ।१६।**

અન્વયઃ—મહાત્મા, પ્રીયમાણઃ, તમ્, અબ્રવીત્, ઇહ, અદ્ય, તવ, ભૂયઃ, વરમ્, દદામિ, અયમ્, અગ્નિઃ, તવ, એવ, નામ્ના, ભવિતા, ચ, ઇમામ્, સૃંકામ્, ગૃહાણ. ૧૬.

ભાવાર્થ—મહાત્મા યમે પ્રેમપૂર્વક નચિકેતાને કહ્યું—હું આજ વિષયમાં ફરીથી તમને એકવર પ્રદાન કરૂ છુ. એ અગ્નિ તમારાજ નામથી પ્રસિદ્ધ થશે. તમે આ અનેક રૂપવાળી માળાને ગ્રહણ કરો. ૧૬.

વિ૦ વિ૦ ભાષ્ય—યમદેવે નચિકેતાની શિષ્યોચિત યોગ્યતા જોઇને પ્રેમથી કહ્યું—હું તમને ફરીથી એક ચોથો વર પ્રદાન કરૂ છું. મેં જે અગ્નિના વિષયમાં તમને કહ્યું છે, તે તમારાજ 'નચિકેતા' એ નામથી પ્રસિદ્ધ થશે. તેમજ આ વિચિત્ર માળા પણ હું તમને આપુ છુ. સાધારણ રીતે જોવામાં આવે છે કે જેનો વિશેષ સત્કાર કરવાનો હોય તેને માળા પહેરાવવામાં આવે છે. ભગવાન ધર્મરાજ યમે નચિકેતાને માળા પહેરાવીને તેમનું જીવત્વ મટાડી દઇને દેવત્વ સ્થાપિત કર્યું. તેથી ઋષિકુમાર મનુષ્ય કોટિમાંથી દેવકોટિમાં પ્રવિષ્ટ થયાં. એજ કારણથી તેમના નામ ઉપરથી અગ્નિનું નામ 'નચિકેતા' પડ્યુ. યજ્ઞમાં પણ તેમના નામનો સંબંધ રહે છે. ૧૬.

વિશેષ—યમે કહ્યું—તાત ! આ માળા અથવા પ્રતિષ્ઠાસૂચક ચિન્હને, અથવા સંસારમાં વિશેષ સુખભોગ રૂપ સ્વર્ગ પ્રાપ્તિનો સ્વીકાર કરો, કે જેનાથી ઘણા કાળ સુધી જીવનનુ સુખ પ્રાપ્ત થાય. ખરીરીતે એ વરદાન ત્રણ વરોથી પ્રથક્ પ્રતીત થતું નથી. પણ જેટલું માગ્યુ હતું, તેમાંજ પ્રીતિવિશેષ થવાને કારણે તે અધિક છે. ૧૬.

ધ્યાન અને અગ્નિચયનની પ્રશંસાને સારૂ ફરીથી તેનુ ફળ કહે છે, એટલે કે ફરીથી કર્મનો મહિમા દેખાડે છે, યથા—

त्रिणाचिकेतस्त्रिभिरेत्य सन्धिं त्रिकर्मकृत्तरति जन्ममृत्यू । ब्रह्मजज्ञं देवमीड्यं विदित्वा निचाय्येमाꣳ शान्तिमत्यन्तमेति ॥ १७ ॥

અન્વયઃ—ત્રિભિઃ, સન્ધિમ્, એત્ય, ત્રિણાચિકેત ત્રિકર્મકૃત્, જન્મમૃત્યૂ, તરતિ. ઈડ્યમ્, બ્રહ્મજજ્ઞમ્, દેવમ્, વિદિત્વા, નિચાય્ય, ઇમામ્, શાન્તિમ્, અત્યન્તમ્, એતિ. ૧૭.

ભાવાર્થ—ત્રિણાચિકેત અગ્નિનું ત્રણવાર ચયન કરનારો મનુષ્ય, માતા, પિતા તથા આચાર્ય એ ત્રણેના સંબંધને પ્રાપ્ત કરીને જન્મ તથા મૃત્યુને પાર કરી જાય છે. તથા બ્રહ્મથી ઉત્પન્ન થએલા, જ્ઞાનવાન્ અને સ્તુતિ કરવાને યોગ્ય દેવને જાણીને તથા તેનો અનુભવ કરીને અત્યંત શાંતિને પ્રાપ્ત થઈ જાય છે. ૧૭.

વિ૦ વિ૦ ભાષ્ય—યમરાજે નચિકેતાને કહ્યું—જે ત્રણવાર 'નચિકેતા' નામક અગ્નિનું અનુષ્ઠાન કરે છે તે માતા પિતા તથા આચાર્ય એ ત્રણેનો સંબંધ પામીને વેદ, સ્મૃતિ તથા શિષ્ટ પુરૂષો સાથે સંબંધિત થઇને તથા પ્રત્યક્ષ, અનુમાન તથા આગમના સંબંધથી યજ્ઞ, વેદાધ્યન તથા દાન એ ત્રણે કર્મોને કરતો રહે છે, તે જન્મ તથા મૃત્યુને પાર કરી જાય છે. એ અગ્નિ સર્વજ્ઞ છે, કારણ કે તેની ઉત્પત્તિ હિરણ્યગર્ભથી થએલી છે. એ સ્તુતિ કરવાને યોગ્ય છે તથા જ્ઞાનાદિ ગુણવાળો છે. તેના સ્વરૂપને શાસ્ત્રથી જાણીને, તથા બુદ્ધિથી પ્રત્યક્ષ કરીને પુરૂષ પરમ શાંતિ અને વિરાટ્પદને પામે છે. ૧૭.

વિશેષ—આ નચિકેતાયાગનું વિધાન જીવોના પરમ કલ્યાણને સારૂ કરેલું છે. જે આ વૈદિક યાગનું ત્રણવાર અનુષ્ઠાન કરશે, તેને વેદના કાંડત્રય (કર્મકાંડ, ઉપાસનાકાંડ તથા જ્ઞાનકાંડ) ના રહસ્ય જ્ઞાનનો અધિકાર પ્રાપ્ત થશે. એટલે તે વેદ સ્મૃતિ આદિના આશ્રય દ્વારા પિતા માતા ગુરૂને પ્રસન્ન કરતો કરતો કર્મયજ્ઞ, ઉપાસનાયજ્ઞ તથા જ્ઞાનયજ્ઞનું યથાવિધિ સાધન કરીને સકામથી નિષ્કામની સંધિમાં પ્રાપ્ત થઈ જશે. તે સમયે એ અધિકારી પરમ ભાગ્યવાન બનીને યજ્ઞ, તપ તથા દાનરૂપી ત્રણે કાર્યોને નિષ્કામ થઈ કેવળ કર્તવ્યબુદ્ધિથી કરતો રહેશે. ત્યારે એવી વ્યક્તિ કર્મબંધનથી છુટીને ચાહે ત્યાગ કરે, ચાહે અધ્યયન કરે, ચાહે દાન કરે, ચાહે તપ કરે, ચાહે જગત્ કલ્યાણનું કોઈ કાર્ય કરે કે ચાહે મહાયજ્ઞ સાધન કરે; તે કર્મ કરતો હોવા છતાં પણ કર્મનો અકર્તા જ બન્યો રહે છે તથા આવા ગમનના ચક્કરમાંથી નિકળી જાય છે. ૧૭.

હવે અગ્નિવિજ્ઞાન તથા અગ્નિચયનનું ફળ બતાવીને આ પ્રકરણનો ઉપસંહાર કરે છે, યથા—

**त्रिणाचिकेतस्त्रयमेतद्विदित्वा य एवं विद्वाꣳश्चिनुते नाचिकेतम्। स मृत्युपाशान्पुरतः प्रणोद्य शोकातिगो मोदते स्वर्गलोके ॥ १८ ॥**

અન્વયઃ—યઃ, ત્રિણાચિકેતઃ, વિદ્વાન, એતત, ત્રયમ, વિદિત્વા, એવમ્, નાચિકેતમ્, ચિનુતે, સઃ, પુરતઃ, મૃત્યુપાશાન્, પ્રણોદ્ય, શોકાતિગઃ, સ્વર્ગલોકે મોદતે. ૧૮.

**ભાવાર્થ**—જે વિદ્વાન ત્રિણાચિકેત અગ્નિના આ ત્રયને, અર્થાત્ કેવી ઇંટો કેટલી સંખ્યામાં હોવી જોઇએ તથા અગ્નિચયનના પ્રકાર કેવા હોય તે જાણીને નાચિકેત અગ્નિનું ચયન ( અનુષ્ઠાન ) કરે છે, તે દેહ છોડતા પહેલાંજ મૃત્યુનાં બંધનો તોડીને શોકની પેલી પાર સ્વર્ગ લોકમાં જઈ આનંદિત થાય છે. ૧૮.

વિ૦ વિ૦ ભાષ્ય—જે ત્રણવાર, નચિકેતા અગ્નિની ઉપાસના કરનારો વિદ્વાન છે, તે તેમાં જેવી અને જેટલી ઇષ્ટકા જોઇએ તથા જેવા પ્રકારનું ચયન કરવું જોઇએ, તેના તત્ત્વને જાણીને નાચિકેતા યજ્ઞની સમાપ્તિ કરે છે, તે વિદ્વાન અધર્મ, અજ્ઞાન તથા રાગ દ્વેષરૂપ મૃત્યુના પાશને મરણના પહેલાંજ દૂર કરીને માનસિક દુઃખથી રહિત થઇને વિરાટરૂપ સ્વગ લોકમાં સુખ પામે છે. ૧૮.

વિશેષ—બ્રહ્મચર્ય આદિ ત્રણ અવસ્થાઓમાં નાચિકેત અગ્નિને ત્રણવાર જેણે સંચિત કરેલો છે તે મનુષ્ય શોકરહિત થઇને સ્વર્ગલોકમાં આનંદ મેળવે છે. ૧૮.

દ્વિતીય વરનો ઉપસંહાર કરે છે કે—

**एष तेऽग्निर्नचिकेतः स्वर्ग्यो यमवृणीथा द्वितीयेन वरेण । एतमग्निं तवैव प्रवक्ष्यन्ति जनासस्तृतीयं वरं नचिकेतो वृणीष्व ॥ १६ ॥**

અન્વયઃ—હે નચિકેતઃ, તે, એષઃ, સ્વર્ગ્યઃ, અગ્નિઃ, યમ્, દ્વિતીયેન, વરેણ, અવૃણીથાઃ. જનાસઃ, એતમ્, અગ્નિમ્, તવ, એવ, પ્રવક્ષ્યન્તિ. હે નચિકેતઃ, તૃતીયમ્, વરમ્, વૃણીષ્વ. ૧૯.

ભાવાર્થ—હે નચિકેતા ! જેની પ્રાર્થના તમે બીજા વરમાં કરી હતી તે સ્વર્ગના સાધનભૂત અગ્નિવિષયનો ઉપદેશ તમને કરવામાં આવ્યો. હવેથી મનુષ્યગણ તમારાજ નામથી એ અગ્નિને ઓળખશે. હે નચિકેતા ! હવે તમે ત્રીજો વર માગો. ૧૯.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા ! તમે બીજા વરમાં જે અગ્નિ વિજ્ઞાનની પ્રાર્થના કરી હતી, સ્વર્ગના સાધનભૂત તે અગ્નિવિદ્યારૂપ, દ્વિતીય વર તમને પ્રદાન કર્યો. અગ્નિને, લોક તમારા નામથી પ્રસિદ્ધ કરશે. મેં પ્રસન્ન થઇને એ ચોથો વર તમને આપ્યો છે. હે નચિકેતા ! હવે ત્રીજો વર માગો. ૧૯.

વિશેષ—નચિકેતાની પિતૃભક્તિ જોઇને પિતૃલોકના અધિપતિ ભગવાન ધર્મરાજ યમ, સ્વાભાવિક રીતેજ તેના ઉપર પ્રસન્ન થયા હતા. તેથી તેમણે નચિકેતાને ત્રીજો વર માગવાની આજ્ઞા કરી. ૧૯.

નચિકેતાએ પ્રથમ જે બે વર માગેલા હતા ( પિતાનું સૌમનસ્ય તથા અગ્નિવિદ્યારૂપ ) તે સંસાર વિષયક હતા. તેથી તેમને અનિત્ય જાણીને, તેમનાથી વિરક્ત થએલો નચિકેતા મુમુક્ષુભાવે આત્માના યથાર્થ જ્ઞાનરૂપ ત્રીજા વરની પ્રાર્થના કરે છે, યથા—

**येयं प्रेते विचिकित्सा मनुष्येऽस्तीत्येके नायमस्तीति चैके ।**
**एतद्विद्यामनुशिष्टस्त्वयाहं वराणामेष वरस्तृतीयः ॥ २० ॥**

અન્વયઃ—મનુષ્યે, પ્રેતે, યા, ઇયમ્, વિચિકિત્સા, અયમ્, અસ્તિ, ઇતિ, ચ, એકે, અહમ્, ત્વયા, અનુશિષ્ટઃ, એતત્, વિદ્યામ્, વરાણામ્, એષઃ, તૃતીયઃ, વરઃ. ૨૦.

ભાવાર્થ—મનુષ્યના શરીરનો અંત થયા પછીનો સંદેહ છે, કોઈ કહે છે—'રહે છે', અને કોઈ કહે છે—'નહિ'. હું આપના ઉપદેશદ્વારા તેનું રહસ્ય જાણું, એ મારો પ્રાર્થનીય તૃતીય વર છે. ૨૦.

વિ૦ વિ૦ ભાષ્ય—નચિકેતા કહે છે—હે યમરાજ ! જે મનુષ્ય મરી જાય છે, તે વિષયમાં એ સંદેહ છે કે, કોઈ કહે છે 'શરીરાદિથી ભિન્ન આત્મા છે', તથા કોઈ કહે છે, શરીર, ઇંદ્રિય, મન તથા બુદ્ધિ સિવાય અન્ય કોઈ આત્મા નથી. તેથી હમને આત્માનું જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણ કે અનુમાનથી પણ થતું નથી. અને પરમ પુરૂષાર્થ આ વિજ્ઞાનનેજ આધીન છે, તેથી આપ એવી શિક્ષા આપો કે જેથી હું એ વિજ્ઞાનને જાણી જાઉં. એ જ એ વરદાનોમાં ત્રીજો વર હું માગુ છુ. ૨૦.

વિશેષ—પ્રકૃત પ્રકરણમાં યમરાજ પાસે નચિકેતાએ ત્રણવર માગેલા છે. તેમાં પહેલો વર લૌકિક, બીજો પરમાર્થ સંબંધી સ્વર્ગાદિ વિષયક તથા આ ત્રીજો આત્મજ્ઞાનદ્વારા મોક્ષ વિષયક છે. ૨૦.

નચિકેતાની આત્મજ્ઞાન વિષયક યોગ્યતાની પરીક્ષા કરવાને સારૂ યમરાજ કહે છે કે—

देवैरत्रापि विचिकित्सितं पुरा न हि सुज्ञेयमणुरेष धर्मः ।
अन्यं वरं नचिकेतो वृणीष्व मा मोपरोत्सीरतिमा सृजैनम् ॥२१॥

અન્વય:—પુરા અત્ર દેવૈઃ અપિ વિચિકિત્સિતમ્, ન સુજ્ઞેયમ્, હિ, એષ:, ધર્મઃ અણુઃ. હે નચિકેતઃ, અન્યમ્, વરમ્, વૃણીષ્વ, મા, મા ઉપરોત્સીઃ, મા એનમ્, અતિસૃજ. ૨૧.

ભાવાર્થ—હે નચિકેતા ! આ વિષયમાં દેવતાઓને પણ પહેલાં શંકા થએલી હતી. એ આત્મતત્ત્વ સ્વભાવથીજ દુર્વિજ્ઞેય હોવાને કારણે સુગમતાથી સમજાય તેમ નથી. તેથી તમે બીજો વર માગી લો, અધિક આગ્રહ ન કરો અને આ પ્રશ્નનો પરિત્યાગ કરી દો. ૨૧.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા ! પહેલાના વખતમાં આ આત્મજ્ઞાનના સંબધમાં દેવતાઓ પણ સદેહમા પડી ગયા હતા, પછી સાધારણ મનુષ્યોની તો વાતજ શી ? કારણકે તેને તો સાભળીને પણ સમજવો કઠણ છે. આત્મ ધર્મ ઘણોજ સૂક્ષ્મ છે. તેથી તમે કોઈ એવો વર માગી લો કે જેનુ ફળ સ્પષ્ટ હોય. જેવી રીતે ધનવાન, કોઈ કરજદારને રોકીને તેની પાસેથી કાંઈ લઇ લેવાની ઈચ્છા રાખે છે. તેવી રીતે તમે મને ઘેરી લેશો નહી. મારી ખાતર આ વર તમે છોડી દો. ૨૧.

વિશેષ—ધર્મ સાધન રૂપ જેટલા યજ્ઞ છે, તેમા જ્ઞાનયજ્ઞ સર્વશ્રેષ્ઠ છે. આત્મજ્ઞાનરૂપી ધર્મ સર્વથી સૂક્ષ્માતિસૂક્ષ્મ અને સાધારણબુદ્ધિથી અતીત છે. બીજીવાત એ પણ છે કે, યથાર્થ અધિકારી વગર બીજાને આત્મજ્ઞાનનો ઉપદેશ આપવો, એ પણ વેદવિરૂદ્ધ છે. એ કારણથી શિષ્યની પરીક્ષાને સારૂ, પાત્રાપાત્રના નિર્ણયને વાસ્તે ભગવાન યમરાજે એવી આજ્ઞા કરી. ૨૧.

નચિકેતાએ ઉત્તર આપ્યો કે—

देवैरत्रापि विचिकित्सितं किल त्वं च मृत्यो यन्न सुविज्ञेयमात्थ । वक्ता चास्य त्वादृगन्यो न लभ्यो नान्यो वरस्तुल्य एतस्य कश्चित् ॥ २२ ॥

અન્વયઃ—હે મૃત્યો. અત્ર કિલ દેવૈઃ, આપ. વિચિકિત્સિતમ્, યત્, ત્વમ્, ચ, ન સુવિજ્ઞેયમ્. આત્થ. ત્વાદૃગ્, અન્યઃ, અસ્ય, વક્તા, ચ, ન લભ્યઃ. એતસ્ય, તુલ્યઃ, અન્યઃ, કશ્ચિત્, વરઃ, ન. ૨૨.

ભાવાર્થ—હે મૃત્યો ! દેવતાઓએ પણ આ વિષયમાં નિશ્ચયજ સંદેહ કર્યો હતો, અને આપ પણ તેને, સુગમતાથી જાણવાને યોગ્ય નથી એમ જણાવો છો. આપના સમાન વક્તા મળવા અસંભવિત છે તથા આના સમાન બીજો વર પણ નથી. ૨૨.

[વિ૦ વિ૦ ભાષ્ય—હે યમ ! આપે મને કહ્યું કે આ આત્મતત્ત્વના વિષયમાં દેવતાઓને પણ સંદેહ થયો હતો, અને એ પણ કહે છે કે એ સહજમાં જાણી શકાતો નથી. આ ગહન વિષયના પરિજ્ઞાનને સારૂ મારે સકળ સંસારમાં ખોળ કરવો પડશે. મને આ વિષય સર્વાધિક અભીષ્ટ છે, એટલે કે તે જાણવાની અધિક ઇચ્છા થઈ ગઈ છે. આ પ્રશ્નનો ઉત્તર આપવાને આપના સમાન કોઈપણ વિદ્વાન મને મળી શકે તેમ નથી. એ વરદાનથી મોક્ષની પ્રાપ્તિ થઈ શકે છે, તેથી તેના સમાન અન્ય કોઈ પણ વરદાન નથી, કારણ કે બીજા સર્વના ફળ અનિત્ય છે. ૨૨.

વિશેષ—નચિકેતાએ પોતાના સિદ્ધાંતમાં દ્રઢતા, ચિત્તનો તીવ્ર સંવેગ તથા ગુરૂભક્તિ દેખાડતાં કહ્યું કે, જે વિષયમાં દેવતાઓએ પણ શંકા કરી હતી, તેનું સમાધાન આપના આગળજ થવું જોઇએ. આ સમયે મારી બીજી કોઈ જીજ્ઞાસા નથી તેમજ કોઈ ઇચ્છા પણ શેષ રહેલી નથી. આત્મજ્ઞાનને સારૂ આપના જેવા બીજા કોઈ ગુરૂ મળી શકવાના નથી. મારો એ વર નિશ્રેયસની પ્રાપ્તિને સારૂ છે. અર્થાત્ આત્મજ્ઞાન મુક્તિ સુખનું કારણ હોવાથી તેને છોડીને બીજું શું માગું ? ૨૨.

એવું સાંભળીને યમરાજ, તેના વૈરાગ્યની પરીક્ષા કરવાને સારૂ અનેક પ્રકારના લોભ દેખાડતાં કહેવા લાગ્યા કે—

शतायुषः पुत्रपौत्रान्वृणीष्व बहून्पशून्हस्तिहिरण्यमश्वान्। भूमेर्महदायतनं वृणीष्व स्वयं च जीव शरदो यावदिच्छसि ॥ २३ ॥

અન્વય—શતાયુષઃ, પુત્રપૌત્રાન્, વૃણીષ્વ બહૂન્, પશૂન્,

હસ્તિહિરણ્યમ્, અશ્વાન્, ભૂમેઃ મહત્, આયતનમ્, વૃણીષ્વ, સ્વયમ્, ચ, યાવત્, શરદઃ, ઇચ્છસિ, જીવ. ૨૩.

ભાવાર્થ—હે નચિકેતા ! તમે સો વર્ષના આયુષ્યવાળા પુત્ર પૌત્ર, અનેક ગૌ આદિ પશુઓ, હાથી, સોનુ તથા ઘોડા માગી લો. વિશાળ ભૂમંડળ પણ માગી લો તથા સ્વયંપણ જેટલાં વર્ષ જીવિત રહેવાની ઇચ્છા હોય તેટલાં વર્ષ જીવિત રહો. ૨૩.

વિ૦ વિ૦ ભાષ્ય—યમરાજે કહ્યું—હે નચિકેતા ! જેઓ નાની ઉંમરમાં મરવા ન પામે અને સો વર્ષ સુધી જીવતા રહે, એવા પુત્ર પૌત્ર માગી લો. ગાયો, ઘોડા અને હાથીને લઇ લો. સુવર્ણ તથા પૃથ્વીના મોટા વિસ્તાર વાળા મંડળનું ચક્રવર્તી રાજ્ય માગી લો. મનમાં એવી ચિંતા ન રાખશો કે, હું થોડા આ જીવનને સારૂ આ વિપુલ સંપત્તિને શું કરીશ ? તમે સ્વયં પણ ઇચ્છાનુસાર જેટલાં વર્ષ જીવતા રહેવાનુ ચાહશો તેટલાં વર્ષ સુધી શરીર અને સર્વ ઇંદ્રિયોની શક્તિની સાથે જીવિત રહી શકશો. ૨૩.

વિશેષ—અહીં ગુરૂદેવે શિષ્યના અધિકારનો નિર્ણય કરવાને સારૂ તથા શિષ્યના વિષય વૈરાગ્યની અવસ્થા જાણવાને સારૂ એ પ્રમાણેનાં પ્રલોભનો દેખાડ્યાં. વિષયોમાં દોષદર્શન, વિષય ભોગોમાં દુઃખોનો અનુભવ, તથા વિષય ભોગમાં પૂર્ણ અરૂચિ; એમને ક્રમશઃ મધ્યમ, ઉત્તમ તથા અધિક વૈરાગ્ય ની માત્રાઓ કહેલી છે. તેનાથી જીજ્ઞાસુનો અધિકાર જાણી શકાય છે. એ સમજવું જોઇએ કે જેવી હાનિ સંસારમાં અનધિકારીને અધિકાર આપવાથી થાય છે, તેવીજ હાનિ અનભિજ્ઞોને વેદાન્તનો ઉપદેશ કરવાથી થાય છે. તે કારણથી ગુરૂ એ એવી પરીક્ષા કરી. ૨૩.

યમરાજ ફરી પણ કહે છે કે—

**एतत्तुल्यं यदि मन्यसे वरं वृणीष्व वित्तं चिरजीविकां च । महाभूमौ नचिकेतस्त्वमेधि कामानां त्वा कामभाजं करोमि ॥ २४ ॥**

અન્વય.—યદિ, એતત્તુલ્યમ્, વરમ્, મન્યસે, વૃણીષ્વ. વિત્તમ્, ચિરજીવિકામ્, ચ. હે નચિકેતઃ, ત્વમ્, મહાભૂમૌ, એધિ ત્વા, કામાનામ્, કામભાજમ્, કરોમિ. ૨૪.

ભાવાર્થ—તમે એના સમાન, જો કોઈ બીજો વર સમજતા હો, તો તેને

માગી લો. અથવા ધન તથા ચિરસ્થાયિની જીવિકાને પણ ચાહો તો માગી શકો છો. હે નચિકેતા ! તમે આ વિસ્તૃત ભૂમંડળમાં ફળો ફાળો, ખુબ વધો. હું તમને ઇચ્છાનુસાર કામનાઓને ભોગવનારા બનાવી દઉં છું. ૨૪.

વિ૦ વિ૦ ભાષ્ય—મેં જે તમને પુત્ર પૌત્રાદિના વર માગવાનું કહ્યું છે તેના જેવું અગર તેનાથી પણ સારૂ જે વરદાન તમારે જોઇતું હોય તે માગો. વધારે શું કહું, હે નચિકેતા ! સુવર્ણ, રત્ન, વિપુલ ધન, દીર્ઘાયું, ચક્રવર્તી રાજ જે જોઇએ તે માગી લો. દેવતાઓ અને મનુષ્યોને યોગ્ય કોઈ પણ વસ્તુની ઇચ્છા કરો તો હું તમને તેને યોગ્ય બનાવી દઉં. એ કેવી રીતે બની શકે તે બાબતની તમે જરાએ ચિંતા કે શંકા કરશો નહી. હું સત્યસંકલ્પ દેવતા છું, ઇચ્છામાત્રથી સર્વ કાંઈ કરી શકું છું. ૨૪.

વિશેષ—પહેલા મંત્રમાં એક એક ભોગ્ય વિષય પ્રદાન કરવાનો વર આપવાનું કહેલું છે. અને આ મંત્રમાં સર્વભોગોને એકી સાથે આપવાનું કહેલું છે. ભગવાન યમરાજે શિષ્યની પરીક્ષાને સારૂ વિષયસુખનું પ્રમાણ વધારીને શિષ્યને ફરીથી પ્રલોભન દેખાડ્યુ. કારણકે શિષ્યની યોગ્યતા પરખવાને સારૂ વારંવાર પરીક્ષા કરવાની જરૂર હોય છે. ૨૪.

યમરાજ વળી વધારે પ્રલોભન આપે છે કે—

**ये ये कामा दुर्लभा मर्त्यलोके सर्वान्कामाँश्छन्दतः प्रार्थयस्व । इमा रामाः सरथाः सतूर्या नहीदृशा लम्भनीया मनुष्यैः । आभिर्मत्प्रत्ताभिः परिचारयस्व नचिकेतो मरणं मानुप्राक्षीः ॥ २५ ॥**

અન્વય:—હે નચિકેતઃ, મર્ત્યલોકે, યે યે, કામાઃ, દુર્લભાઃ, છન્દતઃ, સર્વાન્, કામાન્, પ્રાર્થયસ્વ, સરથાઃ, સતૂર્યાઃ, ઇમાઃ, રામાઃ, મનુષ્યૈઃ, ઈદૃશાઃ, નહિ, લમ્ભનીયાઃ, મત્પ્રત્તાભિઃ, આભિઃ, પરિચારયસ્વ, હે નચિકેતઃ, મરણમ્, મા અનુપ્રાક્ષીઃ. ૨૫.

ભાવાર્થ—મૃત્યુલોકમાં જે જે દુર્લભ ભોગ્ય વિષયો છે, તેને તમે ઇચ્છાનુસાર માગી લો. જુવો, આ સ્ત્રિયો જે વાજીંત્રો સાથે રથોમાં બેઠેલી છે તે મનુષ્યોને મળી શકતી નથી. મારી આપેલી સ્ત્રિયો પાસે તમે તમારી સેવા કરાવો, પરંતુ હે નચિકેતા ! મરણ સંબંધી પ્રશ્ન પૂછશો નહી. ૨૫.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા! મૃત્યુલોકનાં પ્રાણી નાના પ્રકારના વિષય સુખ ભોગની ચાહના કર્યા કરે છે, પરંતુ તે તેમને મળવા દુર્લભ છે. તમે ચાહે તે માગી લો. રથોમાં બેઠેલી નાના પ્રકારના વાજીંત્રો સહિત સુંદર અપ્સરાઓ ને જુવો. હરેકને તેમની પ્રાપ્તિ થવી સુલભ નથી તેમને માગી લો. મારી આપેલી એ અપ્સરાઓ પાસેથી સર્વ પ્રકારની સેવાઓ કરાવીને આનંદનો ઉપભોગ કરો. પરંતુ તમે મને એવો પ્રશ્ન ન પૂછશો કે "મરણ પછી પ્રાણિની શી દશા થાય છે'. ૨૫.

વિશેષ—આત્માના પરલોક ગયા પછી પણ તેની સાથે પૂર્વાપર સંસ્કારોનો સંબંધ રહે છે જ. તેથી ધર્મરાજે મર્ત્યલોક સબંધી વિષય સુખનુજ લક્ષ્ય કરાવીને શિષ્યની પરીક્ષા કરી. બીજી વાત એ પણ છે કે, દેવતાગણ પણ કર્મભુમિ ભારતવર્ષમા જન્મ લેવાની ઈચ્છા કરે છે. તેવી ઈચ્છા નચિકેતામાં રહી ગએલી છે કે નહી, તે જોવાને સારૂ યમે આ પ્રકારની પરીક્ષા કરી. જો નચિકેતામાં વૈરાગ્યની પૂર્ણતા ન થએલી હોય તો તેને આત્મજ્ઞાન ન આપતાં તેના સિવાય બીજુ સર્વ કાંઈ આપવાને તૈયાર થઈ ગયા. ત્રીજી વાત એ છે કે, પરીક્ષાની પૂર્ણતા પણ ત્રણવારમા જ થાય છે. આ ત્રણે મંત્રોનું તાત્પર્ય એજ છે. ૨૫

આ પ્રકારે નચિકેતા, યમે કહેલા યોગ્ય વિષયોના વિનાશિત્વ તથા તેજ નાશક હોવાને કહે છે કે—

श्वोभावा मर्त्यस्य यदन्तकैतत्सर्वेन्द्रियाणां जरयन्ति तेजः। अपि सर्वं जीवितमल्पमेव तवैव वाहास्तव नृत्यगीते ॥ २६ ॥

અન્વય—હે અન્તક, શ્વોભાવાઃ, મર્ત્યસ્ય, યત્, એતત્, સર્વેન્દ્રિયાણામ્, તેજઃ, જરયન્તિ, સર્વમ્, અપિ, જીવિતમ્, અલ્પમ્, એવ, તવ, એવ, વાહાઃ, તવ, એવ, નૃત્યગીતે. ૨૬.

વાક્યાર્થ—હે અન્તક! એ ભોગ્યપદાર્થ શ્વોભાવ છે, એટલે કે કાલ રહે કે ન પણ રહે, એવા છે. એ મનુષ્યોના ઇંદ્રિયતેજને શિથિલ કરી દે છે. તેમનું જીવન ઘણું થોડુ છે, તેથી હાથી, રથ આદિ વાહનો તથા નાચ, ગાનને આપની પાસે રહેવા દો, મારે તે ન જોઇએ. ૨૬.

વિ૦ વિ૦ ભાષ્ય—હે યમરાજ ! આપ મને નાના પ્રકારના ભોગ્ય પદાર્થો આપવાનું કહો છો પણ એનો શો નિશ્ચય છે કે તેઓ કાલ સુધી રહેશે ? જે ભોગ્ય વિષય છે, તે ઇંદ્રિયોની શક્તિને નષ્ટ કરનારા છે; પછી તે આનંદદાયક કેવી રીતે બની શકે ? હા, તેમની અનર્થકારિતા તો સર્વ—જનાનુભુત છે. અને આપ મને ઘણું લાંબુ આયુષ્ય આપવાની કૃપા કરી રહ્યા છો, પણ તે તો બ્રહ્માને પણ ઓછુજ જણાય છે. તેથી પ્રાર્થના છે કે, અનર્થનાં મૂળ તથા એક દિવસ અવશ્ય નષ્ટ થવાવાળા રથ આદિ વાહન તથા નાચ ગાન આપની પાસેજ ભલે રહે. ૨૬.

વિશેષ—નચિકેતાએ યમને કહ્યું—આપની કૃપાના પ્રતિક એ લૌકિક તથા પારલૌકિક સુખ ક્ષણભંગુર છે, તેથી મને કોઈ પણ સુખ પ્રાપ્તિની ઈચ્છા નથી. જે ઇંદ્રિયોને, મારે પરમાર્થ ચિંતનમાં સહાયક બનાવવી છે, તેમને તો આ સુખ નિર્બળ કરી દે, એટલે તેને લઇને હું શું કરૂં ? મરવું તો જીવમાત્રને પડશેજ, સ્થૂળ દેહનું પરિવર્તન, લોકાન્તર થવું, અગર તો અવસ્થાંતર થવું એ તો અવશ્યંભાવી છે. જે શક્તિ જીવને આત્મા તરફ આકર્ષિત કરતી રહે છે, તેને 'તેજ' કહે છે. તેનો સંબંધ ઇંદ્રિયો સાથે છે, વિષય તેનો ક્ષય કરનાર છે, તેનાથી જીવ અધોગતિને પ્રાપ્ત થાય છે. હે ધર્મરાજ ! પ્રવૃત્તિ અને નિવૃત્તિ બંનેનો નિર્વાહ કરવાવાળા આપ ઈશ્વર છો, આપ અનેક ભોગલોકના રાજા છો. આપને આવાગમનનું ચક્ર ચલાવવું પડે છે, આપ સમર્થ છો, તેથી એ સર્વ ઇંદ્રિયસુખના ભોગ્યપદાર્થ આપની પાસેજ ભલે રહ્યા. કારણકે તે આપને કાંઈપણ બાધા પહોંચાડી શકે તેમ નથી. પણ મારા જેવા અલ્પ શક્તિના કલ્યાણમાં બાધક થઈ શકે છે. ૨૬.

વળી એવી પણ વાત છે કે—

**न वित्तेन तर्पणीयो मनुष्यो लप्स्यामहे वित्तमद्राक्ष्म चेत्त्वा । जीविष्यामो यावदीशिष्यसि त्वं वरस्तु मे वरणीयः स एव ॥ २७ ॥**

અન્વયઃ—મનુષ્યઃ, વિત્તેન, ન તર્પણીયઃ, ત્વા, ચેત, અદ્રાક્ષ્મ, વિત્તમ, લપ્સ્યામહે, ત્વમ, યાવત, ઇશિષ્યસિ, જીવિષ્યામઃ, વરઃ, તુ, મે, સઃ, એવ, વરણીયઃ. ૨૭.

ભાવાર્થ—મનુષ્યને ધનથી તૃપ્ત કરી શકાતો નથી, જ્યારે હમેં આપના દર્શન કર્યાં છે ત્યારે ધનની પ્રાપ્તિ તો થશેજ. જ્યાં સુધી આપ શાસન કરશો ત્યાં સુધી હમે જીવિત રહીશું, પરંતુ મારી પ્રાર્થના તેજ વરને સારૂ છે. ૨૭.

વિ૦ વિ૦ ભાષ્ય—હે યમ ! મનુષ્ય સંસારમાં ગમે તેટલી વિપુલ સંપત્તિનો અધિપતિ થઈ જાય, તો પણ તેને તૃપ્ત થએલો કોઇએ દેખ્યો નથી. જ્યારે મને આપના દર્શન થઈ ગયા છે તો પછી ધન મળવું એ કોઈ કઠણ વાત નથી. તથા જ્યાં સુધી આપ મારા રક્ષક બન્યા રહેશો ત્યાં સુધી હું જીવિત રહીશ, કારણકે આપના જેવા મહાપુરૂષની પાસે આવ્યા પછી કોઈનું ધન કે આયુષ્ય કમ થાય એ બનવા જેવું નથી. માટે હું આત્મવિજ્ઞાનનોજ વર માગુ છું. ૨૭.

વિશેષ—હે ભગવન્ ! હું ધન, ઐશ્વર્ય, કે ચિરંજીવન માગતો નથી. તેમને તો અન્ય પ્રાણી પણ કર્માનુસાર પામે છે જ. અર્થાત્ જેના ઉપર આપના જેવા ધર્માધ્યક્ષ મહાત્માની કૃપા છે, તેને પોતાના નિર્વાહાનુકૂળ ઐશ્વર્ય મળી રહે છે તથા તે ચિરંજીવી પણ થાય છે જ. મારા ઉપર તો આપની વિશેષ દયા છે, તેથી હું આપની પાસે ધનાદિ માગવાનું ઉચિત ધારતો નથી. મને ન તો કોઈ વાતની ચિંતા છે કે ન તો કશાની આવશ્યકતા છે, મને તો કેવળ પૂર્વ પ્રાર્થિત વરજ અપેક્ષિત છે. ૨૭.

નચિકેતા પોતાના ઇચ્છિત વરની યુક્તિયુક્તતા બતાવે છે—

**अजीर्यताममृतानामुपेत्य जीर्यन् मर्त्यः क्वधःस्थः प्रजानन् । अभिध्यायन् वर्णरतिप्रमोदानतिदीर्घे जीविते को रमेत ॥ २८ ॥**

*અન્વયઃ—ક્વધઃસ્થઃ જીર્યન્, મર્ત્યઃ, અજીર્યતામ્, અમૃતાનામ્,* ઉપેત્ય, પ્રજાનન્, વર્ણરતિપ્રમોદાન્, અભિધ્યાયન્, અતિદીર્ઘે, જીવિતે, કઃ, રમેત. ૨૮.

ભાવાર્થ—હે મૃત્યો ! એવો કોણ વૃદ્ધાવસ્થાથી જર્જરિભૂત સંસારી મનુષ્ય છે કે જે જન્મમરણરહિત દેવતાઓની સમીપતા પ્રાપ્ત કરીને વર્ણરતિ પ્રમોદ યુક્ત અપ્સરાઓને, અર્થાત્ શારીરિક વર્ણ કે રાગથી પ્રાપ્ત થનારા સુખને, ક્ષણિક તથા અનિત્ય જાણીને પણ દીર્ઘાયુ થવામાં આનંદનો અનુભવ કરી શકે. ૨૮.

વિ૦ વિ૦ ભાષ્ય—જેમનું આયુષ્ય અતિ દીર્ઘ છે એવો, ક્ષીણ ન થાય એવી અવસ્થાને પ્રાપ્ત અમર દેવતાઓની સેવા સમીપતામાં પહોચીને, મહાપુરૂષો પાસેથી 'કોઈ સર્વોત્તમ કાર્યની સિદ્ધિ પ્રાપ્ત કરવી જોઇએ' એવું જાણનારો પુરૂષ, નાશ થનારા પુત્ર આદિ પદાર્થોને કેવી રીતે માગી શકે ? જેમનાં જન્મ-મરણ થાય, જેઓ અંતરિક્ષલોકની નીચે સ્થિત હોય (પરમાર્થ સુખની અપેક્ષાએ પૃથ્વી ઉપર નિકૃષ્ટ દશામાં સ્થિત હોય) તથા જેને અવિવેકી લોક ચાહતા હોય તેનો હું તો કદી સ્વીકાર કરી શકું નહી. અપ્સરા આદિના રૂપ લાવણ્ય તો ક્ષણકાળ રહેનારા છે, એવું જાણીને તેને સારૂ અધિક દિન રહેવાની કોણ ઇચ્છા કરે ? કૃપા કરીને મને અનિત્ય વિષયોના ચક્કરમાં નાખીને લોભાવશો નહી, મેં જે વર માગ્યો છે તે 'આત્મવિજ્ઞાનનું તત્ત્વજ' મને શ્રવણ કરાવો. ૨૮.

વિશેષ—હે યમ ! હું જરામરણધર્મવાળો પ્રાણી છું આપની કૃપાથી મૃત્યુલોકમાંથી જરામરણરહિત શ્રેષ્ઠ દેવતાલોકમાં પહોચી ગયો છું. પછી ભલા હું લોક પ્રસિદ્ધ એપ્સરાઓની તથા વૈષયિક સુખોની કદી પણ કેવી રીતે ઇચ્છા કરી શકું ? મને ખબર છે કે, ક્ષણભંગુર વિષયભોગ ઇદ્રિયોના તેજની હાનિ કરે છે. હું એ પણ જાણું છું કે, શરીરયાત્રાના સમયમાં કોઇને કોઈ પણ વિષયોની અવશ્યંભાવી આવશ્યકતા હોવા છતાં પણ જ્ઞાની પુરૂષો કેવી રીતે તેમની ઉપેક્ષા કરીને વૈરાગ્યના અધિકારી થાય છે. તેમજ હું દેવપદ મહિમા, દેવલોકનું મહત્વ પણ સારી રીતે જાણું છું. તેથી કૃપણ વણિકની પેઠે કંચનના બદલામાં કાચ લઈ શકતો નથી, હું આવેલો અવસર ચુકવાનો નથી. ૨૮.

*તેથી મને એ મિથ્યાભોગોમાં લોભાવવાનું છોડી દો અને મેં પ્રાર્થના કરી છે, તે આપો, યથા—*

**यस्मिन्निदं विचिकित्सन्ति मृत्यो यत्साम्पराये महति ब्रूहि नस्तत् । योऽयं वरो गूढमनुप्रविष्टो नान्यं तस्मान्नचिकेता वृणीते ॥ २९ ॥**

અન્વયઃ—હે મૃત્યો, યસ્મિન્, ઇદમ્, યત્, વિચિકિત્સન્તિ, તત્, સામ્પરાયે, મહતિ, નઃ, બ્રૂહિ. યઃ, અયમ્, વરઃ ગૂઢમ્, અનુપ્રવિષ્ટઃ, તસ્માત્, અન્યમ્, નચિકેતા, ન, વૃણીતે. ૨૯.

ભાવાર્થ—હે મૃત્યો ! જે પરલોકગત જીવના વિષયમાં 'છે કે નથી' એવા સંદેહ કરે છે, તથા જે મહાન પરલોકના વિષયમાં નિશ્ચિત છે, તેનોજ ઉપદેશ કરો. આત્મતત્ત્વ વિષયક જે વર ઘણો છુપાએલો ( ગૂઢ ) છે તેના સિવાય નચિકેતા બીજું કાંઈ ચાહતો નથી. ૨૯.

વિ૦ વિ૦ ભાષ્ય—મનુષ્યના મરણ પછી અનંત વિશાળ પરલોકમાં આત્માની કોણ જાણે કે શી ગતિ થાય છે ? ત્યાં આત્મા રહે છે કે નહી તે પણ જણાતું નથી, એ વિષયમાં દેવતાઓને પણ સંદેહ રહે છે. તેથી હું આ વિષયના સંશયને દૂર કરનારા આત્મવિજ્ઞાનની ઇચ્છા રાખું છું. એ વિષય ઘણો ગહન છે, તેને જાણવાની મને ઘણી ઉત્કંઠા છે. એ આકાંક્ષા અહીં જો આપની પાસે શાંત ન થઈ તો બીજે ક્યાં થવાની છે ? એજ કારણથી નચિકેતા, અજ્ઞાનિયોએ માગવા યોગ્ય, બીજા કોઈ અનિત્ય પદાર્થનો વર નહી માગે. ૨૯.

વિશેષ—હે બ્રહ્મનિષ્ઠ આચાર્ય ! મરણ સમયમાં કોઈ આત્મા શેષ રહે છે કે નહી ? તથા જન્માંતરને કોઈ ધારણ કરે છે કે નહી ? તથા કોણ કેવે પ્રકારે અગર ક્યારે મુક્ત થાય છે ? એ પ્રકારનું જ્ઞાન બળ મને આપો. ૨૯.

પ્રથમ વલ્લી સમાપ્ત.

## વલ્લી બીજી

### શ્રેય પ્રેય વિવેક

મોક્ષનો હેતુ કેવળ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિની અભિલાષાથી, વિષય વિરક્તિની પરીક્ષામાં ઉત્તીર્ણ થએલા નચિકેતાની પ્રશંસાને સારૂ, મોક્ષ અને અભ્યુદયના સાધન વિદ્યા તથા અવિદ્યાના વિભાગને મૃત્યુદેવ કહે છે યથા—

**अन्यच्छ्रेयोऽन्यदुतैव प्रेयस्ते उभे नानार्थे पुरुष ँ सिनीतः । तयोः श्रेय आददानस्य साधुर्भवति हीयतेऽर्थाद्य उ प्रेयो वृणीते ॥ १ ॥**

અન્વય:—અન્યત, શ્રેયઃ, અન્યત, ઉત એવ અપિ ચ, પ્રેયઃ. તે, ઉભે, નાનાર્થે, પુરૂષમ, સિનીતઃ. તયોઃ, શ્રેયઃ, આદદાનસ્ય, સાધુઃ, ભવતિ, યઃ, પ્રેયઃ, વૃણીતે, અર્થાત્ હીયતે. ૧.

ભાવાર્થ—યમરાજે કહ્યું—શ્રેય એક વસ્તુ છે, પ્રેય બીજી વસ્તુ. બંનેના પ્રયોજન પણ જુદાં જુદાં છે. જે શ્રેયને ગ્રહણ કરે છે, તેનું શુભ થાય છે, તથા જે પ્રેયને ગ્રહણ કરે છે તે પરમ પુરૂષાર્થથી નીચે જાય છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—શ્રેય નામ મોક્ષના સાધનનું છે, તત્ત્વજ્ઞાનરૂપ બ્રહ્મવિદ્યા અન્ય વસ્તુ છે. તથા પુત્ર આદિ કામનારૂપ પ્રિય વસ્તુને પ્રેય કહે છે, સંસારબંધનનું કારણ અવિદ્યા બીજી વસ્તુ છે. એ બંને ભિન્ન ભિન્ન પદાર્થ છે, અને તેમના પ્રયોજન પણ અલગ અલગ છે. એ વર્ણાશ્રમ ધર્મનું પાલન કરનારા અધિકારી પુરૂષને બાંધે છે. અર્થાત જે મોક્ષની ઇચ્છાવાળો છે તે વિદ્યાનો આશ્રય લે છે. જે સ્વર્ગાદિ ભોગ તથા સાંસારિક સુખનો ઇચ્છુક છે તે પ્રેયરૂપ અવિદ્યાના અધિકારમાં રહે છે. મતલબ એ છે કે સર્વે શ્રેય તથા પ્રેયથી બંધાએલા છે, જે શ્રેયને ગ્રહણ કરે છે તેનું કલ્યાણ થાય છે, અર્થાત્ તે ભવબંધનથી મુક્ત થઈ જાય છે. તથા જે મૂઢ પુરૂષ પ્રેયનું ગ્રહણ કરે છે તે પરમ પુરૂષાર્થ રૂપ મોક્ષમાર્ગથી ભ્રષ્ટ થઈ જાય છે. ૧.

વિશેષ—પ્રેય અગર અભ્યુદયની જે ઇચ્છા છે તે અવિદ્યાજનિત હોવાથી જીવને આવાગમનના ચક્કરમાં નિરંતર ઘુમાવતી રહે છે. તથા શ્રેય કે જે અભિલાષા છે, તે વિદ્યાની કૃપાથી ઉત્પન્ન થવાના કારણથી, જન્મમરણની જાળમાંથી મુમુક્ષુને બચાવી લેવાના માર્ગને પ્રાપ્ત કરાવે છે. એજ કારણથી પ્રેયની ઇચ્છા અશુભ તથા શ્રેયની ઇચ્છા કલ્યાણપ્રદ છે. ૧.

श्रेयश्च प्रेयश्च मनुष्यमेतस्तौ संपरीत्य विविनक्ति धीरः। श्रेयो हि धीरोऽभि प्रेयसो वृणीते प्रेयो मन्दो योगक्षेमाद् वृणीते ॥ २ ॥

અન્વયઃ—શ્રેય ચ, પ્રેયઃ ચ, મનુષ્યમ્, એતઃ, ધીરઃ. તૌ, સમ્પરીત્ય, વિવિનક્તિ. ધીરઃ, પ્રેયસઃ અભિ શ્રેયઃ, વૃણીતે, મન્દઃ, યોગક્ષેમાત્, પ્રેયઃ, વૃણીતે. ૨.

ભાવાર્થ—શ્રેય અને પ્રેય એ બંને મનુષ્યની પાસે આવે છે. પણ એક બીજા સાથે ભળી ગએલાં હોઇને તેમનુ આવવાનું થાય છે. તેમને સમજદાર આદમી સારી રીતે વિચાર કરીને અલગ અલગ કરે છે. વિવેકીપુરૂષ પ્રેયનો ત્યાગ કરી શ્રેયનેજ ગ્રહણ કરે છે. ૨.

ભાવાર્થ—હે મૃત્યો! જે પરલોકગત જીવના વિષયમાં 'છે કે નથી' એવા સંદેહ કરે છે, તથા જે મહાન પરલોકના વિષયમાં નિશ્ચિત છે, તેનોજ ઉપદેશ કરો. આત્મતત્ત્વ વિષયક જે વર ઘણો છુપાએલો (ગૂઢ) છે તેના સિવાય નચિકેતા બીજુ કાંઈ ચાહતો નથી. ૨૮.

વિ૦ વિ૦ ભાષ્ય—મનુષ્યના મરણ પછી અનંત વિશાળ પરલોકમાં આત્માની કોણ જાણે કે શી ગતિ થાય છે? ત્યા આત્મા રહે છે કે નહી તે પણ જણાતું નથી, એ વિષયમા દેવતાઓને પણ સંદેહ રહે છે. તેથી હું આ વિષયના સંશયને દૂર કરનારા આત્મવિજ્ઞાનની ઇચ્છા રાખુ છુ. એ વિષય ઘણો ગહન છે, તેને જાણવાની મને ઘણી ઉત્કંઠા છે. એ આકાંક્ષા અહીં જો આપની પાસે શાંત ન થઈ તો બીજે ક્યા થવાની છે? એજ કારણથી નચિકેતા, અજ્ઞાનિયોએ માગવા યોગ્ય, બીજા કોઈ અનિત્ય પદાર્થનો વર નહી માગે. ૨૯.

વિશેષ—હે બ્રહ્મનિષ્ઠ આચાર્ય! મરણ સમયમા કોઈ આત્મા શેષ રહે છે કે નહી? તથા જન્માતરને કોઈ ધારણ કરે છે કે નહી? તથા કોણ કેવે પ્રકારે અગર ક્યારે મુક્ત થાય છે? એ પ્રકારનું જ્ઞાન બળ મને આપો. ૨૯.

પ્રથમ વલ્લી સમાપ્ત.

## વલ્લી બીજી

### શ્રેય પ્રેય વિવેક

મોક્ષનો હેતુ કેવળ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિની અભિલાષાથી વિષય વિરક્તિની પરીક્ષામા ઉત્તીર્ણ થએલા નચિકેતાની પ્રશંસાને સારૂ, મોક્ષ અને અભ્યુદયના સાધન વિદ્યા તથા અવિદ્યાના વિભાગને મૃત્યુદેવ કહે છે યથા—

**अन्यच्छ्रेयोऽन्यदुतैव प्रेयस्ते उभे नानार्थे पुरुषꣳ सिनीतः। तयोः श्रेय आददानस्य साधुर्भवति हीयतेऽर्थाद्य उ प्रेयो वृणीते ॥ १ ॥**

અન્વય:—અન્યત, શ્રેય:, અન્યત, ઉત એવ અપિ ચ, પ્રેય:. તે, ઉભે નાનાર્થે, પુરૂષમ, સિનીતઃ. તયો:, શ્રેય:, આદદાનસ્ય, સાધુ:, ભવતિ, ય:, પ્રેય:, વૃણીતે અર્થાત્ હીયતે. ૧.

ભાવાર્થ—યમરાજે કહ્યું—શ્રેય એક વસ્તુ છે, પ્રેય બીજી વસ્તુ. બંનેના પ્રયોજન પણ જુદાં જુદાં છે. જે શ્રેયને ગ્રહણ કરે છે, તેનું શુભ થાય છે, તથા જે પ્રેયને ગ્રહણ કરે છે તે પરમ પુરૂષાર્થથી નીચે જાય છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—શ્રેય નામ મોક્ષના સાધનનું છે, તત્ત્વજ્ઞાનરૂપ બ્રહ્મવિદ્યા અન્ય વસ્તુ છે. તથા પુત્ર આદિ કામનારૂપ પ્રિય વસ્તુને પ્રેય કહે છે, સંસારબંધનનું કારણ અવિદ્યા બીજી વસ્તુ છે. એ બંને ભિન્ન ભિન્ન પદાર્થ છે, અને તેમના પ્રયોજન પણ અલગ અલગ છે. એ વર્ણાશ્રમ ધર્મનું પાલન કરનારા અધિકારી પુરૂષને બાંધે છે. અર્થાત જે મોક્ષની ઇચ્છાવાળો છે તે વિદ્યાનો આશ્રય લે છે. જે સ્વર્ગાદિ ભોગ તથા સાંસારિક સુખનો ઇચ્છુક છે તે પ્રેયરૂપ અવિદ્યાના અધિકારમાં રહે છે. મતલબ એ છે કે સર્વે શ્રેય તથા પ્રેયથી બંધાએલા છે, જે શ્રેયને ગ્રહણ કરે છે તેનું કલ્યાણ થાય છે, અર્થાત્ તે ભવબંધનથી મુક્ત થઈ જાય છે. તથા જે મૂઢ પુરૂષ પ્રેયનું ગ્રહણ કરે છે તે પરમ પુરૂષાર્થ રૂપ મોક્ષમાર્ગથી ભ્રષ્ટ થઈ જાય છે. ૧.

વિશેષ—પ્રેય અગર અભ્યુદયની જે ઇચ્છા છે તે અવિદ્યાજનિત હોવાથી જીવને આવાગમનના ચક્કરમાં નિરંતર ઘુમાવતી રહે છે. તથા શ્રેય કે જે અભિલાષા છે, તે વિદ્યાની કૃપાથી ઉત્પન્ન થવાના કારણથી, જન્મમરણની જાળમાંથી મુમુક્ષુને બચાવી લેવાના માર્ગને પ્રાપ્ત કરાવે છે. એજ કારણથી પ્રેયની ઇચ્છા અશુભ તથા શ્રેયની ઇચ્છા કલ્યાણપ્રદ છે. ૧.

**श्रेयश्च प्रेयश्च मनुष्यमेतस्तौ संपरीत्य विविनक्ति धीरः। श्रेयो हि धीरोऽभि प्रेयसो वृणीते प्रेयो मन्दो योगक्षेमाद् वृणीते ॥ २ ॥**

અન્વયઃ—શ્રેય ચ, પ્રેયઃ ચ, મનુષ્યમ્, એતઃ, ધીરઃ તૌ, સમ્પરીત્ય, વિવિનક્તિ. ધીરઃ, પ્રેયસઃ અભિ શ્રેયઃ, વૃણીતે, મન્દઃ, યોગક્ષેમાત્, પ્રેયઃ, વૃણીતે. ૨.

ભાવાર્થ—શ્રેય અને પ્રેય એ બંને મનુષ્યની પાસે આવે છે. પણ એક બીજા સાથે ભળી ગુંથાએલાં હોઇને તેમનું આવવાનું થાય છે. તેમને સમજદાર આ... વિચાર કરીને અલગ અલગ કરે છે. વિવેકીપુરૂષ પ્રેયનો ... ગ્રહણ કરે છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—જો કે શ્રેય અને પ્રેય બને પુરુષને આધીન છે, તોપણ કર્મગતિ અનુસાર એક બીજા સાથે મળી ગએલા જેવા પ્રાપ્ત થાય છે. અર્થાત એ બને છે તો જુદા જુદા પણ જાણે કે એક બીજા સાથે મળી ગએલા હોય એવી પ્રતીતિ થાય છે. જેમ હંસ પાણીમાંથી દૂધ કહાડી લે તેમજ વિચારશીલ પુરુષ શ્રેય તથા પ્રેય, વિદ્યા તથા અવિદ્યા અથવા જ્ઞાન અને કર્મના તત્ત્વને સારી રીતે જોઇને પ્રેયમાંથી શ્રેયને અલગ કરે છે તથા અલ્પબુદ્ધિવાળાને વિવેકશક્તિ ન હોવાથી તેઓ યોગક્ષેમ, અર્થાત શરીરની વૃદ્ધિ તથા રક્ષાને સારૂ પુત્ર, પશુ આદિ પદાર્થોનેજ ગ્રહણ કરે છે. ૨

વિશેષ—શ્રેય અને પ્રેય એ બેમાં શ્રેય શ્રેષ્ઠ છે, તો પછી અધિકાંશ લોક પ્રેયનેજ શા માટે ગ્રહણ કરે છે? તેનો એક ઉત્તર એ છે કે પ્રેય. સામ: આપાતરમણીય છે, તેથી તેમા આત્માનભિજ્ઞોની પ્રવૃત્તિ થાય એ વધારે સ ... છે, તથા તેવા લોકોની સંખ્યા જગતમાં અધિક છે. કર્મ તથા ઉપા ... દ્વારા પૂતાત્મા, શ્રદ્ધાલુ, ધીરવ્યક્તિ, વિદ્યાદેવી તથા અવિદ્યાદેવી એ બં ... પ્રભાવ સારી રીતે જાણીને, સમજીને, પોતાના વિવેક દ્વારા વિદ્યાની કૃપા ... કરે છે, ત્યારે અમુક સમયે તે શ્રેય માર્ગનો અધિકારી થાય છે. એવી ન્યૂન સંખ્યક વ્યક્તિ, વિષય રાગરહિત અંતઃકરણવાળી થઇને નિઃશ્રેયસ પ્રાપ્ત કરી શકે છે. ૨.

'તમે તો વિવેકિયોમાં મુખ્ય છો' એ પ્રમાણે યમરાજ ની પ્રશંસા કરતા કહે છે કે—

**स त्वं प्रियान्प्रियरूपाᳪश्च कामानभिध्या**
**केतोऽत्यस्राक्षीः । नैतां सृङ्कां वित्तमयीमवाप्तो**
**मज्जन्ति बहवो मनुष्याः ॥ ३ ॥**

અન્વય—હે નચિકેત સ, ત્વમ, પ્રિયાન્, પ્રિય ... કામાન્, અભિધ્યાયન્, અત્યસ્રાક્ષી. બહવ, મનુષ્ય ... મજ્જન્તિ, એતામ્, વિત્તમયીમ્, સૃંકામ્, ન અવાપ્ત ...

ભાવાર્થ—તમે અસાર સમજીને પુત્ર તથા અપ્સરા ... કર્યો છે, તથા તમે નિંદિત ગતિને પણ પ્રાપ્ત થએલા ...

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે નચિકેતા ! પ્રિય પુત્ર આદિ તથા પ્રિય લાગનારી અપ્સરા આદિના સુખોનું મેં વારંવાર પ્રલોભન આપ્યું પણ તમે એ સર્વની અનિત્યતાનો વિચાર કરીને તેમનો ત્યાગ કર્યો. એ રત્નજડિત માળા સ્વરૂપ કર્મની ખોટી વાસનામાં તમે આસક્ત થયા નહી, કે જેમાં નિંદિત મૂઢજન આસક્ત થઇને પોતાનું સર્વસ્વ ખોઈ નાખે છે. તે કારણથી તમે સાચા વિવેકી છો. ૩.

**વિશેષ**—અહંકારરહિત, વિનમ્ર, ગુરૂભક્ત. મુમુક્ષુ શિષ્યની પ્રતિભાના ઉદ્બોધનને સારૂ તેને ઉત્સાહિત કરવો એ ગુરૂને સ્વભાવસિદ્ધ છે. એજ શુભ આશયથી ધર્મરાજ યમે નચિકેતાને એ પ્રશંસાસૂચક તથા ઉત્સાહવર્ધક વચનો કહ્યાં. ૩.

'તેમનામાં શ્રેયને ગ્રહણ કરનારનું શુભ થાય છે તથા જે પ્રેયનું વરણ કરે છે તે સ્વાર્થથી પતિત થઈ જાય છે' એવું જે આ વલ્લીના પ્રથમ મંત્રમાં કહેવામાં આવેલું છે તેમાં કારણ શું છે, તે દેખાડવાને સારૂ વિદ્યા તથા અવિદ્યાના રૂપમાં તથા ફળમાં જે વિરોધ છે, તે દેખાડે છે. યથા—

**દૂરમેતે વિપરીતે વિષૂચી અવિદ્યા યા ચ વિદ્યેતિ જ્ઞાતા । વિદ્યાભીપ્સિનં નચિકેતસં મન્યે ન ત્વા કામા બહવોઽલોલુપન્ત ॥ ૪ ॥**

અન્વયઃ—યા, અવિદ્યા, ચ, વિદ્યા, જ્ઞાતા, એતે, દૂરમ્, વિપરીતે, વિષૂચી. ત્વા, નચિકેતસમ્, વિદ્યાભીપ્સિનમ્, મન્યે, યતઃ, બહવઃ, કામાઃ, ન અલોલુપન્ત. ૪.

ભાવાર્થ—જેને વિદ્યા તથા અવિદ્યારૂપે જાણવામાં આવે છે, એ બંને અત્યંત વિપરીત સ્વભાવવાળી તથા વિરૂદ્ધફળપ્રદ છે. હું તમને વિદ્યાને અભિલાષી માનુ છું. કારણ કે તમે ઘણા ભોગોમાં પણ લોભાયા નથી. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—જેવી રીતે પ્રકાશ અને અંધકાર અત્યંત વિરૂદ્ધ છે, તેજ રીતે વિદ્યા ( વિવેક ) અવિદ્યા એ બંને વિપરીત સ્વભાવના છે. તેમના પરિણામ પણ પૃથક પૃથક છે. અવિદ્યાનું ફળ પ્રેય ( વિષયભોગ ) અને વિદ્યાનું ફળ શ્રેય ( મોક્ષ ) છે, એવું વિવેકીજન જાણે છે. હે નચિકેતા ! હું એમ માનું છું કે તમારામાં વિદ્યાની અતિ અભિલાષા છે. તેનું કારણ એ

છે કે, બુદ્ધિને લોભના ચક્કરમાં નાખનારી, પુત્ર અપ્સરા આદિની અનેક કામનાઓ પણ તમને સ્વાભિલાષિત મોક્ષના માર્ગથી ડગાવી શકી નહી. તેથી હું માનું છું કે તમે વિદ્યાના અધિકારી મુમુક્ષુ છો. ૪.

વિશેષ—જ્ઞાનજનની, સત્વગુણમયી તથા જીવને મુક્તિપદે પહોચાડનારી શક્તિને વિદ્યાદેવી કહેવામાં આવે છે. તથા અજ્ઞાનજનની તમોગુણમયી જીવને બંધનમાં નાખનારી જે શક્તિ છે, તેને અવિદ્યા કહે છે. એ રીતે સૃષ્ટિ પ્રપચને સ્થાયી રાખનારી અવિદ્યા દેવીનો પરિત્યાગ કરાવીને મુક્તિપદને માર્ગે ચડાવનારી વિદ્યાદેવીનું વરણ કરનારા શિષ્યને પરીક્ષામાં ઉત્તીર્ણ થયાનું સમજીને તેની પ્રતિભાની વૃદ્ધિને સારૂ તથા તેના સાત્વિકજ્ઞાન અને સત્વપ્રધાન ધૃતિની ઉત્પત્તિને અર્થે ગુરૂ તેને ઉત્સાહિત કરે છે. ૪.

આ પ્રમાણે જ્ઞાનાર્થી નચિકેતાની પ્રશંસા કરીને શાસ્ત્રવિહિત સકામ કર્મોનું અનુષ્ઠાન કરનારાની નિંદા કરે છે કે—

**अविद्यायामन्तरे वर्तमानाः स्वयं धीराः पंडितंमन्यमानाः । दन्द्रम्यमाणाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथान्धाः ॥ ५ ॥**

અન્વય—અવિદ્યાયામ્, અન્તરે વર્તમાનાઃ, સ્વયમ્, ધીરાઃ, પણ્ડિતંમન્યમાનાઃ, દન્દ્રમ્યમાણાઃ, મૂઢાઃ, યથા, અન્ધેન, નીયમાનાઃ, અન્ધાઃ, પરિયન્તિ. ૫.

ભાવાર્થ—જે સ્વયં અવિદ્યામાં વર્તમાન રહીને પોતાને ધીર પંડિત જણાવે છે, તે કુટિલ ગતિનો આશ્રય લેનારા મૂઢ પુરુષ, આંધળાને ટેકે ચાલનારો આંધળો ભટક્યા કરે છે તેમ ભટકતો રહે છે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—સંસારી મનુષ્ય પુત્ર પશુ આદિ તૃષ્ણારૂપ સેંકડો તરેહની બેડિયોમાં બધાએલો રહે છે. અવિદ્યારૂપી અંધારામાં પડ્યો રહે છે, છતાં પણ પોતે, પોતાને શાસ્ત્રમા પ્રવીણ હોવાનું, અભિમાન કરે છે. એ અજ્ઞાની, જીવનમરણ રોગ આદિ દુઃખોને લીધે અનેક પ્રકારની અટપટી દુર્દશાઓ ભોગવે છે અને આમ તેમ માર્યો માર્યો ફરે છે. જેનો દોરનાર આંધળો હોય એવો અંધ પોતાના ઇચ્છિત સ્થાને પહોંચી શકતો નથી, અને ખાડા ટેકરાવાળા અને દુર્ગમ કાંટાવાળા માર્ગમાં પડી જાય છે, તેમજ એ પંડિતમાની પણ અનેક કષ્ટ ભોગવે છે. ૫.

વિશેષ—જેમ એક બીજી સાથે બાંધેલી હોડી એક બીજીને પાર ઉતારી શક્તી નથી, જેમ એક અંધ બીજા અંધની પાછળ ચાલીને ખાડામાં પડતાં બચી શક્તો નથી તેવીજ રીતે જે સ્વયં સંસારસાગરના કોઈ વિષયરૂપ કીચડમાં ફસાએલો છે, તે બીજાને અવિદ્યારૂપી કીચડથી બચાવી શક્તો નથી ૫.

હવે શાસ્ત્રનિષિદ્ધ કર્મ કરનારાની નિંદા કરે છે—

**न साम्परायः प्रतिभाति बालं प्रमाद्यन्तं वित्तमोहेन मूढम्। अयं लोको नास्ति पर इति मानी पुनः पुनर्वशमापद्यते मे ॥ ६ ॥**

અન્વયઃ—વિત્તમોહેન, મૂઢમ્ પ્રમાદ્યન્તમ્, બાલમ્, સામ્પરાયઃ ન પ્રતિભાતિ. અયમ્, લોકઃ, અસ્તિ, પરઃ, ન ઇતિ, માની, પુનઃ પુનઃ, મે વશમ્ આપદ્યતે. ૬.

ભાવાર્થ—પ્રમાદ કરનારા, ધનના મોહથી અંધ મૂર્ખને પરલોકનું સાધન સૂઝતું નથી. 'આ લોક છે, પરલોક નથી' એવું માનનારા પુરૂષ વારંવાર મારી અધીનતાને પ્રાપ્ત થાય છે. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—પરલોકની પ્રાપ્તિનું સાધન સતશાસ્ત્રોનો ઉપદેશ છે. પરંતુ જે બાલ, એટલે મૂર્ખ છે, તેના મનને એ ઉપદેશ સારો લાગતો નથી. જે પ્રમાદમાં પડેલા હોય છે તથા ધનના મોહમાં સદા મતવાલા બન્યા રહે છે, તેઓ એમ સમજે છે કે જેમાથી ખાવાપીવાની સામગ્રી મળી રહે એવો આ નેત્રો સામે પ્રત્યક્ષ લોક છે તેજ સર્વકાંઈ છે, પરલોક આદિ કાંઈ નથી. એવું માનનારા લોક વારંવાર મારા (મૃત્યુના) પંજામાં ફસાય છે, અર્થાત્ અનેક વાર જીવવા મરવાના દુઃખનો અનુભવ કરે છે. હે નચિકેતા! સંસારમાં એવાજ પુરૂષ અધિકતર જોવામાં આવે છે. ૬.

વિશેષ—વિષય ભોગના ફંદામાં ફસાએલા અલ્પ બુદ્ધિજન પરમાર્થનું તો સ્મરણજ કરતા નથી. તેથી તેમને ધર્મ અધર્મનો વિવેક પણ રહેલો નથી તેઓ સુખભોગની આશાથી ઉલટા અધર્મંજ કરે છે. એવી રીતે નિયમ વિરૂદ્ધ કાર્ય કરનારા, ન્યાયાધીશની આજ્ઞાથી વારંવાર દંડના ભાગી થાય છે. પછી એ ન્યાયાધીશ ઇશ્વર હોય કે કોઈ રાજા હોય એ જુદી વાત છે. ૬.

આ પ્રમાણે હજારો સંસારી પુરૂષોમાંથી કોઈ એકજ મોક્ષની ઇચ્છા રાખે

છે. અને તેમનામાં પણ તમારા જેવો કોઈ એકજ નિરતિશય આનંદસ્વરૂપ બ્રહ્મને વ્યાપકરૂપે જાણે છે. કારણકે પરમાત્મતત્ત્વને જાણવું એ ઘણું કઠણ છે. એજ વાતને કહે છે કે—

श्रवणायापि बहुभिर्यो न लभ्यः शृण्वन्तोऽपि बहवो यं न विद्युः । आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धाश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः ॥ ७ ॥

અન્વયઃ—યઃ બહુભિઃ, શ્રવણાય, અપિ, ન લભ્યઃ, યમ્, શૃણ્વન્તઃ, અપિ, બહવઃ, ન વિદ્યુઃ. અસ્ય, વક્તા, આશ્ચર્યઃ, લબ્ધા, કુશલઃ, કુશલાનુશિષ્ટઃ, જ્ઞાતા, આશ્ચર્યઃ. ૭.

ભાવાર્થ—ઘણા લોકોને સાંભળવાને સારૂં પણ જે પ્રાપ્ત થવાને યોગ્ય નથી. તથા સાંભળીને પણ ઘણા લોક જેને સમજી શકતા નથી, તે આત્મતત્ત્વનું નિરૂપણ કરનારા આશ્ચર્યરૂપ છે. તેને પ્રાપ્ત કરનાર પણ કોઈ નિપુણ પુરૂષજ હોય છે, તથા કુશલ આચાર્ય દ્વારા શિક્ષાપ્રાપ્ત તેનો જ્ઞાતા પણ કોઈ કોઈજ હોય છે. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા ! તમારા જેવો શ્રેયનો અભિલાષી અગર મોક્ષની ચાહનાવાળો બ્રહ્મવેત્તા હજારોમાં કોઈ એકજ હશે. કારણ કે ઘણાજ થોડા એવા લોક હશે કે, જે આ આત્મતત્ત્વને સાંભળવાની ઈચ્છા રાખતા હોય. અને એ થોડા સાંભળવાની અભિલાષા રાખનારાઓમાં પણ જે સંસ્કાર-હીન ચિત્તવાળા મંદભાગી હોય છે તે આત્તતત્ત્વને જાણી શકતા નથી. વળી આત્મતત્ત્વનો યથાર્થ ઉપદેશ કરનારા બ્રહ્મનિષ્ઠ તથા બ્રહ્મશ્રોત્રિય ગુરૂનો મેળાપ થવો દુર્લભ છે. સહસ્ત્રોમાં કોઈકજ એવો ભાગ્યશાળી હશે કે જેને સાંભળ-વાની ઇચ્છા પણ હોય તથા તેને ઉપદેશક પણ ઉચ્ચકોટિનો મળી જાય. કારણ કે આત્મવિજ્ઞાનની વિશેષજ્ઞ વ્યક્તિ સંસારમાં ઘણીજ થોડી મળી આવે છે, તથા એવા પુરૂષ તો કોઈ વિરલાજ હોય છે કે જેમને નિપુણ આચાર્ય પાસેથી પરમાત્મતત્ત્વની શિક્ષાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હોય. ૭.

વિશેષ—કેટલું કહીએ ? સર્વ જીવોને અવિદ્યાના ફંદામાં પડવાથી, વિષયાસક્તિનો રોગ લાગુ પડેલો છે. પછી તેમની આત્મતત્ત્વની જીજ્ઞાસાની તો વાતજ શી હોય ? તેમને તો સાધારણ તત્ત્વવિચાર કરવાનું પણ સારૂં લાગતું

નથી. તેમના ચિત્તમાં એવી જીજ્ઞાસાજ ઉત્પન્ન થતી નથી તો પછી સાંભળવાનો અવસર કેવી રીતે મળે ? જો પુન્યવશ કદી જીજ્ઞાસાબુદ્ધિ થઈ અને કંઈ સાંભળવાનો અવસર મળી પણ ગયો, તો શ્રોતા તથા વક્તા બંનેનો ઠીક ઠીક મેળ ન મળવાથી એટલે કે બેમાંથી એક અયોગ્ય હોવાથી, સાંભળીને પણ એવા ઉચ્ચ વિષયની ધારણા થઈ શક્તી નથી. પ્રથમ તો ગુરુના દર્શનજ થતાં નથી, બીજું તેમનામાં શ્રદ્ધા હોવી એ પણ દુર્લભ છે. ત્રીજું જો શિષ્ય શ્રદ્ધાળુ હોય, તોપણ જો તે સાધનચતુષ્ટયસંપન્ન ન હોય તો ગુરુથી તત્ત્વોપદેશ આપવા છતાં પણ તે કોરો ને કોરોજ રહી જવાનો. ગુરૂ બ્રહ્મવેત્તા હોય પણ વક્તા ન હોય, અથવા બ્રહ્મશ્રોત્રિય હોય પરંતુ બ્રહ્મનિષ્ઠ ન હોય, તોપણ કામ બને નહી. તાત્પર્ય એ છે કે આત્મતત્ત્વની પ્રાપ્તિને સારૂ મંત્રોક્ત સર્વ સાધન પરમ આવશ્યક છે. ૭.

વક્તા તથા જ્ઞાતાની દુર્લભતામાં હેતુ કહે છે—

**न नरेणावरेण प्रोक्त एष सुविज्ञेयो बहुधा चिन्त्यमानः। अनन्यप्रोक्ते गतिरत्र नास्त्यणीयान्ह्यतर्क्यमणुप्रमाणात् ॥ ८ ॥**

અન્વયઃ—અવરેણ, નરેણ, પ્રોક્તઃ, બહુધા, ચિન્ત્યમાનઃ, એષઃ, ન સુવિજ્ઞેયઃ. અનન્યપ્રોક્તે, અત્ર, ગતિઃ, નાસ્તિ. અણુપ્રમાણાત્, અણીયાન્, હિ, અતર્ક્યમ્. ૮.

ભાવાર્થ—સાધારણ મનુષ્યના ઉપદેશથી આત્મા સારી રીતે જાણી શકાતો નથી, કારણ કે લોક પોતપોતાની બુદ્ધિ અનુસાર તેને નાના પ્રકારનો સમજે છે. જે બ્રહ્મના વિષયમાં અનન્યતા ( અદ્વૈત ) નો અનુભવ પ્રાપ્ત કરાવી શકે, એવા આચાર્ય આત્માનો ઉપદેશ આપે તોપણ તેમના દ્વારા ઉપદિષ્ટ 'આ આત્મામાં કોઈ ગતિ નથી,' અર્થાત્ તેમાં અસ્તિ નાસ્તિરૂપ વિતર્કની સંભાવના નથી. કારણ કે તે અણુથી પણ અણુ અર્થાત્ સૂક્ષ્મ પરિણામવાળાથી પણ સૂક્ષ્મ તથા તર્કથી અતીત હોવાથી તે દુર્વિજ્ઞેય છે. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા ! કોઈ કહે છે કે 'આત્મા છે,' કોઈ કહે છે કે 'આત્મા નથી,' કોઈ એને કર્તા બતાવે છે તો કોઈ અકર્તા, કોઈ શુદ્ધ કહે છે તો કોઈ અશુદ્ધ આત્માના સંબંધમાં વાદી પ્રતિવાદી લોક એવા અનેક પ્રકારના વિતંડાવાદ કર્યા કરે છે. પરંતુ વિદ્વત્તારહિત એવા કોઈપણ હીન પુરૂષ દ્વારા આત્મતત્ત્વનો ઉપદેશ થાય તો તેનાથી કોઇને પણ યથાર્થ આત્મજ્ઞાન

થતું નથી. જ્યાં સુધી સૂક્ષ્મદર્શી મહાત્મા તેનો ઉપદેશ ન કરે ત્યાં સુધી આત્મતત્ત્વનું જ્ઞાન થતું નથી. કારણકે આત્મા તો સૂક્ષ્મમાં પણ અતિસૂક્ષ્મ છે. તેજકારણથી તેમાં બુદ્ધિનો વિતર્ક પહોચી શક્તો નથી. ૮.

વિશેષ—જે આત્માનું નિરંતર ચિંતન કરવા છતાં પણ યોગી ઘણા કષ્ટે તેને પ્રાપ્ત કરી શકે છે, તે પરમતત્ત્વનો ઉપદેશ કરવાની યોગ્યતા અબુદ્ધ સંસારીમાં કયાંથી હોય ? બ્રહ્મજ્ઞાનની મંદાકિનીમાં અવગાહન કરનારા આચાર્યે કરેલો જ્ઞાનોપદેશજ જીજ્ઞાસુની બુદ્ધિને સ્થિર કરીને તેને અતિ સૂક્ષ્મ બ્રહ્મપદ સુધી પહોચાડી દે છે, કે જ્યાં તર્કરૂપી ઘોડા ઊપર સવાર થઈને પહોચી શકાતું નથી. ૮.

કોઈ તર્કનિપુણ પોતાની બુદ્ધિથીજ આત્માને જાણી શકે છે, તો પછી તેમાં ગુરૂની શી આવશ્યકતા છે ? એવી શંકા થતા કહે છે કે—

**नैषा तर्केण मतिरापनेया प्रोक्तान्येनैव सुज्ञानाय प्रेष्ठ ।**
**यां त्वमापः सत्यधृतिर्बतासि त्वादृङ्नो भूयान्नचिकेतः प्रष्टा ।९।**

અન્વયઃ—હે પ્રેષ્ઠ, એષા, મતિઃ તર્કેણ, આપનેયા, ન, અન્યેન, પ્રોક્તા, સુજ્ઞાનાય. હે નચિકેતઃ ત્વમ્, યામ્, આપઃ, સત્યધૃતિઃ, અસિ, બત ત્વાદૃક્ પ્રષ્ટા, નો ભૂયાત. ૯.

ભાવાર્થ—હે પ્રિયતમ ! જે બુદ્ધિને તમે પ્રાપ્ત કરી છે, તે તર્કદ્વારા જાણી શકાતી નથી. તેના યથાર્થ સ્વરૂપનુ જ્ઞાન તો અનન્ય અગર બ્રહ્માત્મદર્શીના ઉપદેશથીજ થઈ શકે છે. ઘણી ખુશીની વાત છે કે તમે સત્યને ધારણ કરનારા છો તેથી મને તમારા જેવો પ્રશ્નકર્તા પ્રાપ્ત થયો છે. ૯

વિ૦ વિ ભાષ્ય -હે પરમ પ્રિય ! જે બુદ્ધિ તમને પ્રાપ્ત થઈ છે તે કેવળ તર્કથી પ્રાપ્ત થઈ શક્તી નથી, પણ શાસ્ત્રજ્ઞ આચાર્યના ઉપદેશથી તથા શાસ્ત્રચિંતનથી તે ઉત્પન્ન થાય છે. અને પછી તે આત્મજ્ઞાનની સાધક થઈ જાય છે. ઘણા આનંદની વાત છે કે તમે સત્યવસ્તુ આત્મજ્ઞાનને ધારણ કરવાનો નિશ્ચય કર્યો છે. હે નચિકેતા ! હું પરમાત્મા પાસે માગુ છું કે, મને તમારા સમાન તત્ત્વનો પ્રશ્ન કરનારાજ મળ્યા કરે. ૯.

વિશેષ—સર્વ ઉપદ્રવોની શાંતિ તથા સર્વ શંકાઓનું સમાધાન થવું એ બ્રહ્મજ્ઞાનનું પહેલું ચિન્હ છે. જો ત્યાં તર્કનો પ્રવેશ થઈ જાય તો શાંતિ અને નિશ્ચયમાં ખળભળાટ પડે છે. તર્કથી ધર્મ તથા અધર્મ આદિ અન્યાન્ય

વિષયોનો કંઈક નિશ્ચય વખતે થઈ જાય, પરંતુ અતિ સૂક્ષ્મ તથા અતીંદ્રિય બ્રહ્મજ્ઞાનતો બ્રહ્મનિષ્ઠ આચાર્યના ઉપદેશથી તથા વેદાંતના અનુશીલનથીજ પ્રાપ્ત થઈ શકે છે. ૯.

અધિક ધૈર્યવાન હોવાના કારણથી તમે મારા કરતા પણ વધારે બુદ્ધિમાન છો, એ બોધન કરવાને સારૂ પ્રથમ પોતાની બુદ્ધિની ઉત્કૃષ્ટતાને કહે છે કે—

**जानाम्यहꣳ शेवधिरित्यनित्यं न ह्यध्रुवैः प्राप्यते हि ध्रुवं तत्।**
**ततो मया नाचिकेतश्चितोऽग्निरनित्यैर्द्रव्यैः प्राप्तवानस्मि नित्यम्**

અન્વયઃ—શેવધિઃ, અનિત્યમ્, ઇતિ, અહમ્, જાનામિ, હિ, ધ્રુવમ્, તત્, અધ્રુવૈઃ, નહિ, પ્રાપ્યતે, તતઃ, મયા, અનિત્યૈઃ, દ્રવ્યૈઃ, નાચિકેતઃ, અગ્નિઃ, ચિતઃ, નિત્યમ્, પ્રાપ્તવાન્, અસ્મિ. ૧૦.

ભાવાર્થ—કર્મનું ફળ અનિત્ય છે, એ હું જાણુ છું. અનિત્ય સાધનોની સહાયતાથી ધ્રુવ, નિત્ય આત્માને પ્રાપ્ત કરી શકાતો નથી. તે કારણથી અનિત્ય દ્રવ્યમય સાધનો દ્વારા નાચિકેત અગ્નિ ચયન કરીને નિત્ય ( યમ સંબંધી પદ ) ને પ્રાપ્ત કરવું જોઈએ. ૧૦.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા ! મનુષ્યોના કર્મના જે ફળ છે તે એક ખજાના જેવા છે, પણ એ સંપત્તિ અનિત્ય છે એ હું જાણુ છુ. તથા નિત્ય વસ્તુ જે આત્મતત્ત્વ છે, તે અનિત્ય પુત્ર પશુ આદિ દ્વારા મળી શકતું નથી. તેની પણ મને ખબર છે. તો પણ મેં અનિત્ય દ્રવ્ય પશુ આદિ સામગ્રિયોથી નાચિકેત અગ્નિનું સાધન કર્યુ છે, તથા તેના દ્વારા મેં યમપદવીને મેળવી છે, કે જે અન્ય પદાર્થોની અપેક્ષાએ નિત્ય એટલે કે ચિરસ્થાયી છે. ૧૦.

વિશેષ—આ મંત્રમાં યમરાજા પોતાના કરતા નચિકેતાને ઉત્કૃષ્ટ બતાવતાં કહે છે કે—હું મારા હૃદયમાં સ્થિત બ્રહ્માનંદને નિત્ય, અપરોક્ષ જાણુ છુ. પરંતુ મારામાં તમારા જેવી પદાર્થવિષયક ત્યાગબુદ્ધિ નથી. કોઈ પણ પુરૂષ યજ્ઞ આદિ કર્મોને કરીને મોક્ષરૂપ નિત્ય ફળને પ્રાપ્ત કરી શકે છે. એવું જાણીને મેં અગ્નિસાધ્ય યજ્ઞાદિ અનેક કર્માનુષ્ઠાન દ્વારા લોકપાળ પદની પ્રાપ્તિ કરી છે. આ મંત્રમાં જે 'શેવધિ' પદ આવેલું છે તેનો અર્થ વ્યાખ્યાકારોએ 'કર્મફળ' કરેલો છે. તાત્પર્ય એ છે કે જેવી રીતે નિધિની કામના કરવામાં આવે છે, તથા તેનું અર્જન થાય છે, તેજ પ્રમાણે કર્મફળનું પણ સંપાદન કરવામાં આવે છે. ૧૦.

મારા કરતાં પણ તમારામાં ધૈર્ય અધિક છે, એ કહે છે કે—

**कामस्याप्तिं जगतः प्रतिष्ठां क्रतोरनन्त्यमभयस्य पारम् । स्तोममहदुरुगायं प्रतिष्ठां दृष्ट्वा धृत्या धीरो नचिकेतोऽत्यस्राक्षीः ॥ ११ ॥**

અન્વયઃ—હે નચિકેતા, ધીરઃ, કામસ્ય, આપ્તિમ્, જગતઃ, પ્રતિષ્ઠામ્, ક્રતોઃ, અનન્ત્યમ્, અભયસ્ય, પારમ્, સ્તોમમહત્, ઉરુગાયમ્, પ્રતિષ્ઠામ્, દૃષ્ટ્વા, ધૃત્યા, અત્યસ્રાક્ષીઃ. ૧૧.

ભાવાર્થ—હે નચિકેતા! તમે બુદ્ધિમાન થઈને, ભોગોની સમાપ્તિ, જગતની પ્રતિષ્ઠા, યજ્ઞનું અનંત ફળ, અભયની મર્યાદા, પ્રશંસનીય અને મહતી ઉત્તમગતિ અર્થાત્ અણિમાદિ ઐશ્વર્ય યુક્ત સિદ્ધિ તથા પોતાની ઉત્તમ ગતિનો લાભ; એ સર્વ દેખીને પણ ધૈર્યપૂર્વક તેમનો ત્યાગ કર્યો છે. ૧૧.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા! મને જે લોકપાલની અમર પદવી મળી છે, તેમાં મારી સર્વ કામનાઓ પ્રાપ્ત થએલી છે. હું સર્વ જગતનો નિયતા બન્યો છું. તેથી અધિક યજ્ઞનું ફળ બીજું કોઈ હોઈ શકે નહી. મને અભયનું પરમપદ મળેલું છે. પ્રાણિમાત્ર મારી સ્તુતિ કરે છે તથા અણિમાદિ સિદ્ધિયોના બૃહત્ ઐશ્વર્યનો ભંડાર પણ મને મળેલો છે. એ સર્વ હું તમને આપતો હતો. પરંતુ તમે એ સર્વ પદાર્થોનો અનિત્ય જાણીને ત્યાગ કર્યો તથા બ્રહ્મતત્ત્વને સર્વથી ઉત્તમ તથા મોટું જાણીને ધીરતાપૂર્વક કેવળ તેનેજ જાણવાની ઇચ્છા ઊપર અટળ રહ્યા. આ તમારા ધૈર્યની કેટલે સુધી પ્રશંસા કરૂં? વસ્તુતઃ તમે સકલ ગુણોથી યુક્ત સર્વોત્તમ પુરુષ છો. ૧૧.

વિશેષ—વિવેકશીલ નચિકેતાએ, પ્રાણિયોની ઉત્પત્તિનું કારણ સાંસારિક સંબંધ, જગતને મર્યાદામાં સ્થિત રાખનારૂં ચક્રવર્તીરાજ્ય, રાજસૂય આદિ યજ્ઞાનુષ્ઠાનથી લભ્ય સર્વોપરિ કીર્તિ, ભય કષ્ટાદિથી રહિત તથા અનેક મનુષ્યો દ્વારા દિગંતોમાં ફેલાએલી સ્તુતિ આદિ; એ સર્વને અંતમાં દુઃખદાયી સમજીને તેમનો ત્યાગ કર્યો. એજ કારણથી તે સર્વના કરતાં વધારે બુદ્ધિમાન ગણાયા. ૧૧.

નચિકેતા દ્વારા પૂછાએલા આત્માની પ્રાપ્તિના સાધન તથા ફળને દેખાડે છે કે—

**तं दुर्दर्शं गूढमनुप्रविष्टं गुहाहितं गह्वरेष्ठं पुराणम् ।**
**अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति ॥१२॥**

અન્વયઃ—દુર્દર્શમ્, ગૂઢમ્, અનુપ્રવિષ્ટમ્, ગુહાહિતમ્, ગહ્વરેષ્ઠમ્, પુરાણમ્, તમ્, દેવમ્, અધ્યાત્મયોગાધિગમેન, મત્વા, ધીરઃ, હર્ષશોકૌ, જહાતિ. ૧૨.

ભાવાર્થ—જે કઠિનતાથી દેખી શકાય જે ગૂઢસ્થાનમાં અનુપ્રવિષ્ટ હોય, બુદ્ધિમાં વર્તમાન, ગહન સ્થાનમાં રહેનારા એ પુરાણા દેવને અધ્યાત્મયોગ દ્વારા જાણીને ધીર વ્યક્તિ હર્ષ શોકનો ત્યાગ કરે છે. ૧૨.

વિ૦ વિ૦ ભાષ્ય—અત્યંત સૂક્ષ્મ હોવાથી આત્મતત્ત્વને જોવાનું ઘણું કઠણ છે. તે ઘણું ગહન છે, બહારના પદાર્થોના જ્ઞાનથી તે જાણવામાં આવતુ નથી. તે વિચારબુદ્ધિથી જાણી શકાય છે, તે બુદ્ધિરૂપી ગુહામાં અવસ્થિત છે, કારણકે બુદ્ધિમાંજ તેની ઉપલબ્ધિ થાય છે. તથા ગહારેષ્ઠ, એટલે કે ઘણા-દુર્ગમ દેશમાં સ્થિત છે. જે ધીર પુરૂષ અધ્યાત્મયોગથી (વિષય સમૂહોમાંથી ચિત્તને હઠાવીને આત્મામાં એકાગ્ર કરવાનું નામ અધ્યાત્મ યોગ છે.) એવા એ પુરાતન આત્મદેવને જાણે છે, તે હર્ષ શોકાદિ દ્વંદ્વોને પાર કરી જાય છે. કારણકે આત્મામા ઉત્કર્ષ કે અપકર્ષ એવુ કાંઈ નથી કે જે કોઈની ખુશીનું કે દિલગિરીનું કારણ બની શકે.

વિશેષ—પ્રથમ સાધારણ રીતે મનુષ્ય જીવની બુદ્ધિ શરીરમાં ફસાએલી રહે છે. થોડા વખત પછી બુદ્ધિ કરતાં, શરીરના કરતાં મનની સૂક્ષ્મતાનો અનુભવ થવા માંડે છે, તે પછી કંઈક ઉન્નત દશામાં પહોચતા તત્ત્વજ્ઞાની પુરૂષ 'મનથી બુદ્ધિ સૂક્ષ્મ છે' એવો વિચાર કરવા માડે છે, પછી તેનું અતિ પરિશ્રમે સ્વાનુભવ પ્રાપ્ત કરવા તરફ મન એ થાય છે 'અને પ્રતીત થાય છે કે 'આત્મા બુદ્ધિથી પર છે' તેથીજ અહી આત્માને 'દુર્દર્શ' કહેવામાં આવ્યો છે, આત્મા બુદ્ધિથી પર છે, એ જાણીને પણ મન, વાણી તથા બુદ્ધિથી પર આત્માને જાણવાનું અતિ કઠણ છે, તેથી તેને 'ગૂઢ' કહેવામાં આવ્યો છે. એ આત્મા, અણુથી લઈને બ્રહ્માંડ સુધી વ્યાપક છે, એ મોતીની સેરમાં સુતરની પેઠે સર્વમાં અનુપ્રવિષ્ટ છે. સર્વ જીવોની હૃદય ગુહામાં આત્માનો વિકાસ છે.

ભાવ એ છે કે એ આત્મા પ્રયત્નથી જણાય તેવો છે, તેમાં નિમ્નોક્ત ચાર હેતુ છે, યથા—'गूढम् (छन्नम्), सर्वानुस्यूतम्, बुद्धिर्गुहा, तत्र प्रतिविम्बितम्, गह्वरेष्ठम्=दुर्गम देशे स्थितम्'. ૧૨.

'તત્ત્વજ્ઞાની હર્ષ શોકથી રહિત થઈ જાય' એ ઉપરોક્ત કથનથી તત્ત્વજ્ઞાનને સંસારનું નિવર્તક દેખાડીને હવે તેને આનંદની પ્રાપ્તિનું સાધન કહે છે, યથા—

## एतच्छ्रुत्वा संपरिगृह्य मर्त्यः प्रवृह्य धर्म्यमणुमेतमाप्य। स मोदते मोदनीयꣳ हि लब्ध्वा विवृतꣳ सद्म नचिकेतसं मन्ये ॥ १३ ॥

અન્વય:—મર્ત્યઃ, એતત્, શ્રુત્વા, ધર્મ્યમ્,-પ્રવૃહ્ય, સંપરિગૃહ્ય, સઃ, એતમ્, અણુમ્, આપ્ય, મોદનીયમ્, લબ્ધ્વા, હિ, મોદતે. નચિકેતસમ્, સદ્મ, વિવૃતમ્, મન્યે. ૧૩.

ભાવાર્થ—મનુષ્ય આ બ્રહ્માત્મતત્ત્વને સાંભળીને ધર્મ્ય, પુન્યજનક હોવાથી ધર્મયુક્ત, આ આત્માને દેહાદિ સંઘાતથી પૃથક્ કરીને તેની મોદનીય ઉપલબ્ધિ પામીને આનંદિત થાય છે. હું એ માનું છું કે તમારે નચિકેતાને સારૂ બ્રહ્મભવન ખુલી ગયું છે, અર્થાત્ મારી સમજ પ્રમાણે તમારે સારૂ મોક્ષના દરવાજા ખુલી ગયા છે. ૧૩.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા! હું તમારા પ્રતિ આત્મતત્ત્વનો ઉપદેશ કરનારો છું. એ ધર્મને પ્રાપ્ત થનારા, અગર ધર્મરૂપ, અથવા પરમ ધર્મ સ્વરૂપ, અગર ધર્મના સમાન, સૂક્ષ્મ આત્માને, જે મરણ ધર્મી મનુષ્ય, ગુરૂ પાસેથી સાંભળીને તેને ભલે પ્રકારે આત્મભાવથી ગ્રહણ કરીને તથા પરિશ્રમની સાથે શરીર આદિથી ભિન્ન કરીને નિર્લેપ રૂપથી જાણે છે, તે એ હર્ષ પ્રદાતાને પામીને પરમાનંદનો અનુભવ કરે છે. હું તમને નચિકેતાને પણ એવાજ સમજું છું કે જાણે તમારા પ્રતિ બ્રહ્મરૂપ ભવનના દરવાજા ઉઘડી ગયા છે. અર્થાત્ તમે મોક્ષના અધિકારી છો. ૧૩.

વિશેષ—મનુષ્ય મરણધર્મવાળો છે. તે સંસારમાં નિત્ય એટલેકે સદૈવ રહી શકતો નથી. તેથી તેણે સદ્ગુરૂ પાસે જઈને ધર્મસંમત, સૂક્ષ્મ, શરીર ઇંદ્રિયોથી ભિન્ન, એ આત્મતત્ત્વને જાણવાનો પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી કરીને સદાની આવાગમનની ખટપટમાંથી બચીને મનુષ્ય અમર થઈ જાય હું તમને મનુષ્યોમાં એવા સમજુ છુ કે, બ્રહ્મસદનમાં જવાને સારૂ તમારે માટે દરવાજા ખુલ્લા છે. અર્થાત્ તમે અવશ્ય મોક્ષના સર્વોચ્ચ આસન ઉપર બિરાજમાન થશો કારણકે તમે શ્રવણ, મનન, નિદિધ્યાસનના ક્રમથી તે પદની યોગ્યતા પ્રાપ્ત કરેલી છે. ૧૩.

'દેહ આદિકોથી અતિરિક્ત આત્મજ્ઞાન જ જો મોક્ષનું સાધન છે તો તેજ કહો' નચિકેતા એ પ્રમાણે કહે છે, યથા—

**अन्यत्र धर्मादन्यत्राधर्मादन्यत्रास्मात्कृताकृतात् ।**
**अन्यत्र भूताच्च भव्याच्च यत्तत्पश्यसि तद्वद ॥ १४ ॥**

અન્વયઃ—ધર્માત્, અન્યત્ર, અધર્માત્, અન્યત્ર, અસ્માત્, કૃતાકૃતાત્, અન્યત્ર, ભૂતાત્, ચ, ભવ્યાત્, ચ, અન્યત્ર, તત્ યત્, પશ્યસિ, તત્, વદ. ૧૪.

ભાવાર્થ—જે ધર્મ તથા અધર્મથી ભિન્ન છે તથા કાર્યકારણ રૂપ પ્રપંચથી અન્ય છે, તથા ભૂત અને ભવિષ્યથી અતીત છે. એવી જે ( વસ્તુ ) આપ દેખો છો તેજ મને કહો. ૧૪.

વિ૦ વિ૦ ભાષ્ય—નચિકેતાએ કહ્યું—હે ધર્મરાજ ! જો આપ મને આત્મતત્ત્વ ગ્રહણ કરવાને યોગ્ય, પાત્ર સમજતા હો, તથા મારા ઉપર પ્રસન્ન હો તો એ તત્ત્વનો મને ઉપદેશ કરો કે જે પુન્ય તથા પાપથી ભિન્ન છે. અર્થાત્ જે ધર્માનુષ્ઠાન તથા અધર્માચરણના ફળથી પૃથક્ છે, કાર્ય કારણથી ભિન્ન તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળથી રહિત છે. એવા આત્માને આપ પ્રત્યક્ષ કરી રહેલા છો, તેના વાસ્તવ સ્વરૂપનું મારે સારૂ કથન કરો.

વિશેષ—જે ધર્માધર્મ જન્ય ફળના બંધનમાં આવતો નથી, અવિદ્યા અસ્મિતા આદિ કલેશ, કર્મ તથા તેના ફળમાં જેનો સંગ થતો નથી, સ્થૂળ સૂક્ષ્મ ચરાચર જગતથી જે લિપ્ત થતો નથી તથા ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળથી જે પૃથક્ રહે છે એવા એક રસ આત્માને આપ જાણો છો, તેની મને પણ શિક્ષા આપો. આ મંત્રમાં આત્મજીજ્ઞાસા સંબંધી ચિત્તના તીવ્ર સંવેગનું વર્ણન કરવામાં આવ્યું છે. તેની સાથેજ શિષ્ય સ્થિર લક્ષ્ય છે એ પણ કહેવામાં આવેલું છે. તેથી નચિકેતાએ સૃષ્ટિ સામ્રાજ્યથી પર અદ્વિતીય, તથા સર્વાનંદસ્વરૂપ આત્માના જ્ઞાનની જીજ્ઞાસા કરેલી છે. ૧૪.

નચિકેતાએ જે વસ્તુ પૂછી છે તેને તથા તેનાથી અન્ય વિશેષણોને બતાવવાની ઇચ્છાથી ધર્મરાજે કહ્યું—

**सर्वे वेदा यत्पदमामनन्ति तपाꣳसि सर्वाणि च यद्वदन्ति । यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदꣳ संग्रहेण ब्रवीम्योमित्येतत् ॥ १५ ॥**

અન્વયઃ—સર્વે, વેદાઃ, યત, પદમ્, આમનન્તિ, સર્વાણિ, તપાંસિ, ચ, યત્, વદન્ત, યત્, ઇચ્છન્તઃ, બ્રહ્મચર્યમ્, ચરન્ત, તત, પદમ્, તે, સંગ્રહેણ, બ્રવીમિ, ઓમ્, ઇતિ એતત્. ૧૫.

ભાવાર્થ—સંપૂર્ણ વેદ જે પદનું પ્રતિપાદન કરે છે, સર્વ તપસ્યાઓ જેની પ્રાપ્તિને સારૂ કહેવામાં આવેલી છે, તથા જેને મેળવવાની ઇચ્છાથી લોક બ્રહ્મચર્યનું પાલન કરે છે, તે પદને સંક્ષેપમાં કહું છું. 'ૐ' એજ તે પદ છે. ૧૫.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા! 'એજ પ્રાપ્ત કરવાને યોગ્ય છે' એવું કહીને ચારે વેદ જેની પ્રાપ્તિનો ઉપદેશ કરે છે, જેની પ્રાપ્તિને સારૂ કાયિક, વાચિક તથા માનસિક સર્વ પ્રકારની તપશ્ચર્યા કરવામાં આવે છે, તથા જેને મેળવવાની ઇચ્છાથી દર્શન, સ્પર્શન, કેલિ, પ્રેક્ષણ, ગુપ્ત ભાષણ, સંકલ્પ, અધ્યવસાય તથા ક્રિયાનિવૃત્તિ; એ અષ્ટવિધ મૈથુનના ત્યાગરૂપ બ્રહ્મચર્યનું પાલન કરતાં કરતાં ગૃહમાં દીર્ઘકાળ સુધી વાસ કરવો પડે છે, તે બ્રહ્મપદ હું તમને સંક્ષેપમાં કહુ છુ. જુવો, ધ્યાનથી સાંભળો, એ આત્મા 'ૐકાર' રૂપ છે. વેદોમાં કોઈ ઠેકાણે સાક્ષાત તો કોઈ ઠેકાણે પરંપરાથી એક બ્રહ્મનુંજ પ્રતિપાદન છે. બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ તથા સંન્યાસાશ્રમોમાં વેદનો સ્વાધ્યાય, તપ, અનુષ્ઠાન તથા યોગાભ્યાસ આદિ નિયમોનું પાલન, બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિને સારૂજ કરવાનું કહેલુ છે. તે બ્રહ્મનું 'ૐ' એ ખાસ નામ છે. 'ઈશ્વર' પ્રભુ, નિયંતા આદિ નામ તો રાજા આદિકોના પણ હોઈ શકે છે, પરંતુ 'ૐ' એ નામ કોઈ અન્યનું નથી. ૧૫.

વિશેષ—વેદ નિત્ય અને જ્ઞાનમય છે. તેની કર્મકાંડ, ઉપાસનાકાંડ તથા જ્ઞાનકાંડ સંબંધી યાવત પ્રવૃત્તિયો આત્મપદ પ્રાપ્તિને સારૂજ છે. જેટલાં તપ છે, તેમનું લક્ષ્ય પણ આત્મતત્ત્વની ઉપલબ્ધિ છે. શારીરિક, વાચિક તથા માનસિક પ્રવૃત્તિયોને રોકીને, પોતાને અધીન કરીને લક્ષ્ય વિશેષ ઉપર નિયોજીત કરવાને સારૂ ઉપયોગી બનાવવી તેને તપ કહે છે. તપના યજ્ઞ તથા દાન એ બે અંગો છે, યજ્ઞ, દાન એ બંને તપના સાધન છે. તથા અષ્ટવિધ મૈથુન ત્યાગરૂપ બ્રહ્મચર્યાનુષ્ઠાન પણ આત્મતત્ત્વોપલબ્ધિમાં પ્રધાન સહાયક છે. જે તત્ત્વનો આટલો મહિમા છે તેનું સર્વ પ્રધાન નામ 'ૐ' છે. બ્રહ્મના સગુણ તથા નિર્ગુણ જેટલા વાચક (નામ) છે, તે કોઈ પણ લૌકિક કે અલૌકિક ભાવ, પ્રયોજન, નિમિત્ત આદિને લઈનેજ છે. પરંતુ 'ૐ' નુ તેવું નથી. ૧૫.

આ પ્રમાણે તત્ત્વજ્ઞાનના સાધન, પ્રણવની ઉપાસના કહીને હવે તે અક્ષરની સ્તુતિ તથા તેની ઉપાસનાનું ફળ કહે છે, યથા—

**एतद्ध्येवाक्षरं ब्रह्म एतद्ध्येवाक्षरं परम् ।**
**एतद्ध्येवाक्षरं ज्ञात्वा यो यदिच्छति तस्य तत् ॥१६॥**

અન્વયઃ—એતત્, અક્ષરમ્, એવ, હિ, બ્રહ્મ, એતત્, એવ, હિ, અક્ષરમ્, પરમ્, એતત્, એવ, હિ, અક્ષરમ્, જ્ઞાત્વા, યઃ, યત્, ઇચ્છતિ, તસ્ય, તત્. ૧૬.

ભાવાર્થ—એ અક્ષરજ બ્રહ્મ છે, એ અક્ષરજ પરબ્રહ્મ છે. એ અક્ષરને જાણીને જે જેની ઇચ્છા કરે છે, તેને તેજ સિદ્ધ થઈ જાય છે. ૧૬.

વિ૦ વિ૦ ભાષ્ય—એ 'ૐકાર' જ અપર (સગુણ—હિરણ્યગર્ભાખ્ય) નાશ રહિત બ્રહ્મ છે તથા 'ૐકાર' જ અપર (સગુણ—હિરણ્ય ગર્ભાખ્ય) નાશ રહિત બ્રહ્મ છે તથા 'ૐકાર' જ અવિનાશી પર (નિર્ગુણ) બ્રહ્મ છે. આ અક્ષર રૂપી બ્રહ્મની ઉપાસના કરીને જે જેને પરને કે અપરને ચાહે છે તેજ તેને સિદ્ધ થઈ જાય છે. ભાવ એ છે કે જો પરબ્રહ્મ જ્ઞાતવ્ય હોય તથા અપર બ્રહ્મ પ્રાપ્તવ્ય હોય તો તે બંનેજ સિદ્ધ થઈ જાય છે. અર્થાત્ જે પુરૂષ પરબ્રહ્મના જ્ઞાનને સારૂ વાચક રૂપે ૐકારને 'એ પરબ્રહ્મ છે' એવું જાણે છે, તેને તેનું જ્ઞાન થઈ જાય છે, તથા જે હિરણ્યગર્ભની પ્રાપ્તિની ઇચ્છાથી ૐકારનું તે રૂપે ધ્યાન કરે છે તેને તેની પ્રાપ્તિ થઈ જાય છે. ૧૬.

વિશેષ—હે નચિકેતા! પ્રણવ અક્ષર જ સગુણ બ્રહ્મ છે તથા તેજ નિર્ગુણ બ્રહ્મ છે. જેમ શાસ્ત્રમાં શાલગ્રામનું વિષ્ણુરૂપથી તથા નર્મદેશ્વરનું શિવરૂપથી ધ્યાન કરવાનું કહેલુ છે, તેમજ ૐકાર અક્ષરનું પરબ્રહ્મ તથા અપર બ્રહ્મ રૂપથી ધ્યાન કરવુ જોઇએ; શ્રુતિ ભગવતી યમરાજ દ્વારા સર્વ મુમુક્ષુઓને એવું બોધન કરે છે. જે અધિકારી ૐકારનું સગુણ રૂપે ધ્યાન કરે છે તે સગુણરૂપને પ્રાપ્ત થાય છે તથા જે નિર્ગુણ રૂપે ૐકાર અક્ષરની ઉપાસના કરે છે, તે નિર્ગુણ બ્રહ્મને પામે છે. આ બંને ધ્યાનોપાસનાના ફળ બ્રહ્મલોકની પ્રાપ્તિ છે, જેમા થોડા દિવસ મહાનંદને પ્રાપ્ત કરીને અધિકારી કૈવલ્ય મોક્ષને પ્રાપ્ત કરે છે. ૧૬.

એ પ્રમાણે છે તેથી—

**एतदालम्बनँ श्रेष्ठमेतदालम्बनं परम् ।**
**एतदालम्बनं ज्ञात्वा ब्रह्मलोके महीयते ॥ १७ ॥**

અન્વયઃ—એતત્, આલમ્બનમ્, શ્રેષ્ઠમ, એતત્, આલમ્બનમ્, પરમ્, એતત્, આલમ્બનમ્, જ્ઞાત્વા, બ્રહ્મલોકે, મહીયતે. ૧૭.

ભાવાર્થ—એજ શ્રેષ્ઠ અવલંબન છે એજ પરમ અવલંબન છે, આશ્રય છે. આ અવલંબનને જાણીને અધિકારી બ્રહ્મલોકમાં પૂજ્ય થાય છે. ૧૭.

વિ૦ વિ૦ ભાષ્ય—આ ૐકાર રૂપનું અવલંબન જ બ્રહ્મને પામવાના સંપૂર્ણ આશ્રયોમાં શ્રેષ્ઠ છે. અર્થાત્ એ ઉપાસનાનું સર્વોત્તમ પ્રતિક છે તથા એજ પરબ્રહ્મનો બોધ કરાવનાર આશ્રય છે. આ અવલંબનને જાણીને સાધક પરબ્રહ્મ અગર તદ્રૂપ બ્રહ્મલોકમાં મહિમા પામે છે, અર્થાત્ બ્રહ્મની ઉપાસના કરવાને યોગ્ય થઈ જાય છે. ૧૭.

વિશેષ—પ્રણુવ સગુણ તથા નિર્ગુણ બ્રહ્મનો મુખ્યવાચક હોવાથી સર્વે ભાવનાઓમાં શ્રેષ્ઠ, સર્વ મંત્રોમાં ઉત્તમ તથા સર્વવ્યાપક સત્તાવિશિષ્ટ છે. તેથી તેનું અવલંબન સર્વેથી શ્રેષ્ઠ છે. કર્મ, જ્ઞાન અને ઉપાસના આદિ બ્રહ્મજ્ઞાનના અનેક સાધન છે, તેમાં 'ૐ' એ સર્વોચ્ચ સાધન છે, તેને જાણનાર સર્વ બાધાઓમાંથી છુટીને, શાંતિરૂપ સુખથી પૂજીત થાય છે.

જે આત્માનું ૐકાર રૂપથી ધ્યાન કરવાનું કહ્યું છે તેનું વાસ્તવિક સ્વરૂપ કહે છે, યથા—

**न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित् । अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥ १८ ॥**

અન્વયઃ—વિપશ્ચિત્, ન જાયતે, વા મ્રિયતે અયમ્, કુતશ્ચિત્, ન બભૂવ, કશ્ચિત્, ન, અયમ્, અજઃ, નિત્યઃ, શાશ્વતઃ, પુરાણઃ, શરીરે, હન્યમાને, ન હન્યતે. ૧૮.

ભાવાર્થ—આત્મતત્ત્વવેત્તા લોક જાણે છે કે આ આત્મા નથી તો જન્મ લેતો કે નથી તો મરતો, નથી તો તે કોઈ અન્ય કારણથી ઉત્પન્ન થતો કે નથી તો સ્વયં (પોતેજ) કોઈ અર્થાંતર રૂપથી બનેલો. તેથી તે જન્મરહિત, નિત્યશાશ્વત—સદાવર્તમાન, નિર્વિકાર તથા પુરાણુ, સનાતન છે. દેહ મરતા સ્વયં નિહત થતો નથી. ૧૮.

વિ૦ વિ૦ ભાષ્ય—સદા ચેતનરૂપથી વર્તમાન આ આત્માનો જન્મ થતો નથી તેમ મરતો પણ નથી, એ સર્વજ્ઞ છે, તેમા કોઈ કારણથી કોઈ ઉત્પત્તિ થતી નથી, તે અન્ય પદાર્થોના રૂપવાળો પણ નથી. ( જેમ દૂધનુ સ્વરૂપાંતર દહી થઈ જાય છે, તેવો એ થતો નથી ). તેથી તે આત્મા અજન્મા છે, નિત્ય છે, તેની કદી ક્ષીણતા થતી નથી. જે પ્રમાણે ઘડો તથા વસ્ત્ર આદિ અવયવ વધારવાથી વધી જાય છે તથા તેમને નવા કે મોટા કહેવામાં આવે છે, તેવો આ આત્મા નથી. એ પરમપ્રાચીન છે. ભાવ એ છે કે એ આત્મા સર્વ પ્રકારના વિકારોથી રહિત છે, એજ કારણથી કોઈ પણ શસ્ત્રમાં તેનો વધ કરવાનું સામર્થ્ય નથી. જો કે એ આત્મા શરીરમાં સ્થિત છે તો પણ આકાશ આદિની પેઠે અસંગ રહે છે. ૧૮.

[વિશેષ—આત્મા 'જાયતે, અસ્તિ, વર્દ્ધતે, વિપરિણમતે, અપક્ષીયતે, નશ્યતિ' અર્થાત્ જન્મવું અસ્તિત્વમાં આવવું, વધવું, યુવાન થવું, વૃધ્ધ થવું અને મરવું એ ષડ્ભાવ વિકારોથી રહિત છે. આ મંત્રમાં 'ન જાયતે, ન મ્રિયતે' એ પદોથી આત્માના જન્મ મરણરૂપ વિકારોનો નિષેધ કરાવાથી, છએ વિકારોનો નિષેધ થઈ જાય છે. છતાં બીજા ચાર વિશેષણો અધિક સ્પસ્ટતા કરવા માટે છે. આત્માનું કોઈ ઉપાદાન કારણ નથી અગર તેનો ઉત્પાદક કોઈ પિતા નથી તેમજ તે કોઈનો જનક પણ નથી. ભાવ એ છે કે જીવાત્મા પરમાત્મા બંને, આ શરીર આદિકાર્ય જગતમાં, વ્યાપ્ત થઈને સ્થિત છે તો પણ કાર્ય વસ્તુની સાથે નથી તો તે ઉત્પન્ન થતો કે નથી તો તે કાર્ય વસ્તુ નષ્ટ થતાં નષ્ટ થતો. ૧૮.

જે આત્માને મરનારો તથા મારનારો સમજે છે તે ભ્રમમાં પડેલો છે, એ કહે છે, યથા—

**हन्ता चेन्मन्यते हन्तुं हतश्चेन्मन्यते हतम् ।**
**उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥ १९ ॥**

અન્વયઃ—હન્તા, ચેત્, હન્તુમ્, મન્યતે, હતઃ, ચેત્, હતમ્, મન્યતે, તૌ, ઉભૌ, ન વિજાનીતઃ, અયમ્, ન હન્તિ, ન હન્યતે. ૧૯.

ભાવાર્થ—મારવાવાળો જો એમ સમજે કે 'હું મારીશ' તથા હત વ્યક્તિ એમ જાણે કે 'હું મરી ગયો' તો એ બંને એ આત્માને જાણતા નથી. કારણ કે તે નથી તો મારતો, કે નથી તો બીજાથી માર્યો જતો. ૧૯.

વિ૦ વિ૦ ભાષ્ય—જે દેહાત્મવાદી છે, જે શરીરનેજ આત્મા સમજે છે,

તેજ 'હું આત્માનું હનન કરીશ' એવું માને છે. કોઈ કોઇને કોઈ બીજાથી માર્યો જતો જોઇને 'આત્મા માર્યો ગયો' એવું સમજી લે છે. પરંતુ એ બંને વાસ્તવમાં અજ્ઞાની છે, તેઓ આત્માના સ્વરૂપને જાણતાજ નથી. કારણકે આત્માતો વિકાર રહિત વસ્તુ છે, તે કારણથી તે નથી કોઇનો વિનાશ કરતો કે નથી કોઈનાથી વિનષ્ટ થતો. ૧૯.

વિશેષ—વેદમા એકપણ અક્ષર, માત્રા કે બિંદુ પણ વ્યર્થ કે અધિક નથી. એવી વાત છે, તો પછી પૂર્વ મંત્રમાં "આત્મા જન્મતો નથી, મરતો નથી એ તો શાશ્વત છે" એ સિદ્ધાંતનું કથન કરેલું છે, તો પછી આ શ્રુતિ વચનની શી આવશ્યકતા હતી ? તેનું સમાધાન એ છે કે અભ્યુદય તથા નિઃશ્રેયસ સાધક ધર્મની પ્રવૃત્તિની બે શ્રેણિયોમા વિભક્ત છે. તે અનુસાર સ્વ સ્વરૂપ પ્રાપ્તિનું કારણભૂત 'એક બ્રહ્મતેજ તથા બીજું ક્ષાત્રતેજ' એ બે તરેહના તેજ સંસારમાં પ્રસિદ્ધ છે. એ બંનેના 'યોગ ક્રિયા તથા યુદ્ધ વ્યાપાર' એ બે અંતિમ ફળ છે. તેથી બ્રહ્મતેજવિશિષ્ટ અધિકારીને સારૂ પહેલો મંત્ર તથા ક્ષાત્રતેજ યુક્ત પુરૂષને સારૂ પ્રકૃત શ્રુતિનો પ્રયોગ થએલો છે. વસ્તુતઃ આત્મામાં 'न जायते म्रियते' જન્મતો નથી મરતો નથી, એવુ કહીને શ્રુતિ ઉપદેશ કરે છે કે, સર્વવ્યાપાર, તેના કારક, ધર્મ તથા અધર્મ આદિ પ્રપંચ આત્મામાં, લોકો અજ્ઞાનથીજ સમજી રહ્યા છે. ૧૯.

તો પછી મુમુક્ષુ આત્માને કેવી રીતે જાણે છે, અથવા અત્યંત સૂક્ષ્મ હોવાથી આત્મા નષ્ટ થવાને યોગ્ય નથી, એ કહે છે, યથા—

अणोरणीयान्महतो महीयानात्मास्य जन्तोर्निहितो गुहायाम् । तमक्रतुः पश्यति वीतशोको धातुप्रसादान्महिमानमात्मनः ॥ २० ॥

અન્વય:—અણો, અણીયાન્, મહત્, મહીયાન્, આત્મા, અસ્ય, જન્તોઃ, ગુહાયામ્, નિહિતઃ, અક્રતુ, વીતશોકઃ, ધાતુપ્રસાદાત્, આત્મનઃ, તમ્, મહિમાનમ્, પશ્યતિ. ૨૦.

ભાવાર્થ—અણુથી પણ અણુ તથા મહાનથી પણ અતિ મહાન આત્મા, પ્રાણિયોની હૃદય ગુહામાં સ્થિત છે. નિષ્કામ તથા શોકરહિત પુરૂષ મનની પ્રસન્નતાથી તેનો મહિમા દેખી શકે છે. ૨૦.

વિ૦ વિ૦ ભાષ્ય—સંસારમાં જે કોઈ પણ નાનામાં નાની ચીજ છે તેનાથી પણ આત્મા નાનો, સૂક્ષ્માતિસૂક્ષ્મ છે, તથા મોટામાં મોટી ચીજથી પણ તે અનંત મોટો છે. એ આત્મા બ્રહ્માથી લઇને કીડી પર્યંત સંપૂર્ણ પ્રાણિયોની હૃદય ગુહામાં, બુદ્ધિમાં સ્થિત છે. જે મનુષ્ય કામનારહિત છે, અર્થાત જેની બુદ્ધિ બહારના વિષયોથી હઠી ગઈ છે, તેનું મન નિર્મળ હોવાથી તે આત્માનો મહિમા જાણી શકે છે. અર્થાત્ એ અધિકારી જાણવાને સમર્થ થાય છે કે—આત્મા વૃદ્ધિ-ક્ષય આદિ વિકારોથી રહિત છે. જ્યારે એવું જાણી જાય છે, ત્યારે તેને શોક રહેતો નથી. ત્યારે તે કોઈ પણ દશામાં કોઈ પણ પ્રકારની હાનિ લાભને દેખતો નથી. ૨૦.

વિશેષ—આત્માનું અનુસંધાન કરનારા તત્ત્વદર્શી જ્યારે સૂક્ષ્માતિસૂક્ષ્મ જ્ઞેયને જોતા જોતા આગળ વધે છે ત્યારે અંતે પરમાણુમાં ( સુધી ) જઇને થાકી જાય છે. એજ પ્રકારે જ્યારે મોટામાં મોટા વિષયનો વિચાર કરતા કરતા એક બ્રહ્માંડથી અનંત કોટિ બ્રહ્માંડની ધારણા સુધી પહોચી જાય, ત્યારે પણ તેની બુદ્ધિ થાકી જાય છે. તે સમયે એ અધિકારીને બ્રહ્મનિષ્ઠ ગુરૂ પાસેથી જાણવાનું મળે છે કે જ્યાં સર્વની બુદ્ધિ કુંઠિત થઈ જાય છે, તેનાથી પણ આગળ એક જાણવા યોગ્ય પદાર્થ છે, કે જેના પરિજ્ઞાનથી સર્વ કાંઈ જાણવામાં આવી જાય છે. સૃષ્ટિપ્રપંચમાં જેટલા જીવ છે, તે સર્વની હૃદયગુહા તથા બુદ્ધિગુફામાં તે સ્થિત છે. નીચી કોટિના લોક એ આત્માનો અનુભવ કરી શકતા નથી. તેનો અનુભવ કરનારા જ્ઞાની લોક, ઐહિક તથા પારલૌકિક સર્વ પ્રકારના વિષય સુખની વાસનાથી ઉપરામ થઈ જાય છે. આત્મા નાનાથી નાનો અને મોટાથી મોટો છે, એ જાણવાથી પતો લાગી જાય છે કે તે સર્વ જગાએ છે, નિત્ય છે, તેને જાણનારા, સર્વોપરી અને નિત્ય સુખના અધિકારી થઈ જાય છે. ૨૦.

નહીં તો, એ આત્મા સકામ પ્રાકૃત પુરૂષોને સારૂ દુર્વિજ્ઞેય છે, કઠિનતાથી જાણવામાં આવે છે, કારણ કે—

**आसीनो दूरं व्रजति शयानो याति सर्वतः ।**
**कस्तं मदामदं देवं मदन्यो ज्ञातुमर्हति ॥ २१ ॥**

અન્વય:—આસીનઃ દૂરમ્, વ્રજતિ, શયાનઃ સર્વતઃ, યાતિ. મદામદમ્, દેવમ્, તમ્, મદન્યઃ, કઃ, જ્ઞાતુમ્, અર્હતિ. ૨૧.

ભાવાર્થ—જે એક જગાએ રહીને પણ દૂર સુધી જાય છે તથા શયન

ક્રિયારહિત થઈને પણ સર્વત્રગામી છે, તે મદન્આનંદ તથા અમદ નિરાનંદરૂપ દેવને મારા સિવાય બીજો કોણ જાણી શકે ? ૨૧.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા ! આત્મા સ્થિર હોવા છતાં પણ મન આદિની ઉપાધિ સાથે મળીને બ્રહ્મલોક પર્યંત દૂર જાય છે. તથા 'શયાન' અર્થાત્ અચળ હોવા છતાં પણ સ્વપ્નાદિમાં ઇન્દ્રિયો સાથે મળીને ચારે બાજુએ વિષયોમાં જાય છે. આત્મામાં જે વિરુદ્ધ ધર્મ રહે છે તે ઉપાધિના કારણથી છે. તેથી તે કોઈ વખત હર્ષયુક્ત તો કોઈ વખત શોકાતુર પ્રતીત થાય છે. એવા નાના પ્રકારથી ભાસમાન થતા આત્માને મારા સિવાય બીજો કોણ જાણી શકે ? કોઈ નહીં. ૨૧.

વિશેષ—યમરાજે નચિકેતાને કહ્યું—આત્માને મારા સિવાય બીજો કોઈ જાણતો નથી. જ્યારે એમ છે ત્યારે નચિકેતાને સારૂ ઉપદેશ કરવોજ વ્યર્થ છે, જ્યારે એમ છે ત્યારે નચિકેતાને સારૂ ઉપદેશ કરવોજ વ્યર્થ છે, કારણ કે એ રહસ્યને યમરાજજ જાણે છે, તેમનાથી અતિરિક્ત દુનિયામાં બીજા કોઈને પણ જાણવાનુ અસંભવ છે. એવી શંકાનુ સમાધાન એ છે કે—યમરાજના કહેવાનો કેવળ એજ અભિપ્રાય છે કે, 'મને મુખ્ય જ્ઞાતા માનીને નચિકેતા શ્રદ્ધાપૂર્વક મારા ઉપદેશને શ્રવણ કરે.' ૨૧.

આત્મવિજ્ઞાનનું ફળ કહે છે કે—

**अशरीरꣳ शरीरेष्वनवस्थेष्ववस्थितम् ।**
**महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥ २२ ॥**

અન્વય—અનવસ્થેષુ, શરીરેષુ અવસ્થિતમ્, અશરીરમ્, મહાન્તમ્ વિભુમ્, આત્માનમ્, મત્વા, ધીરઃ, ન શોચતિ. ૨૨.

ભાવાર્થ—નાશ થનારા શરીરમાં અવસ્થિત, સ્વયં શરીરરહિત, મહાન તથા સર્વવ્યાપક આત્માને જાણીને ધીર પુરુષ શોક કરતા નથી. ૨૨.

વિ૦ વિ૦ ભાષ્ય—દેવ, પિતર તથા મનુષ્ય આદિના અનિત્ય શરીરમાં સ્થિત રહેવા છતાં પણ જે નિર્વિકાર, મહાન તથા આકાશના સમાન સર્વવ્યાપક છે, એવા આત્માના સ્વરૂપને જે બુદ્ધિમાન 'હું આત્મા છું' એ પ્રકારે દૃઢભાવથી જાણે છે, તેને કદી શોક કરવો પડતો નથી. ૨૨.

વિશેષ—યમરાજ કહે છે કે—હે નચિકેતા ! એ આત્મા વાસ્તવમાં સ્થૂળ સૂક્ષ્મ તથા કારણ એ ત્રણે શરીરોથી ભિન્ન છે, તોપણ ત્રણે અનિત્ય શરીરોમાં વર્તમાન છે. એ આકાશ આદિક જે વ્યાપક છે, તે સર્વથી એ

અધિક વ્યાપક છે. તેને અપરોક્ષ કરનારા અધિકારી સર્વશોકથી નિવૃત્ત થઈ જાય છે. કર્તૃત્વ-ભોક્તૃત્વરૂપ બંધનનું નામ શોક છે, તથા તે બંધન અજ્ઞાનનું કાર્ય છે. એ અજ્ઞાનની નિવૃત્તિ બ્રહ્મજ્ઞાનથી થાય છે. બ્રહ્માત્મતત્ત્વજ્ઞાનના સામર્થ્યથી અધિકારીની પાસે શોક ફરકતો પણ નથી. ૨૨.

આત્માના અનુસંધાન વગર વેદપાઠ આદિ સંપૂર્ણ સાધન વ્યર્થ છે, તેથી આત્મજ્ઞાન પ્રાપ્તિમાં મુમુક્ષુએ બદ્ધપરિકર થઈને લાગી જવું જોઈએ. એ કહે છે.

**नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।**
**यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् २३**

અન્વયઃ—અયમ્, આત્મા, પ્રવચનેન, ન લભ્યઃ, મેધયા, ન, બહુના, શ્રુતેન, ન. એષઃ, એવ. યમ્, વૃણુતે, તેન, લભ્યઃ, તસ્ય, એષઃ, આત્મા, સ્વામ્. તનૂમ્, વિવૃણુતે. ૨૩.

ભાવાર્થ—આત્મતત્ત્વની પ્રાપ્તિ વેદના અધ્યયનથી નથી થઈ શક્તી, તેમજ કેવળ ધારણા શક્તિથી કે અધિક શ્રવણ કરવાથીજ પ્રાપ્તિ થઈ શક્તી નથી એ સાધક જે આત્માનું વરણ કરે છે, તેજ આત્માથી ( આત્મતત્ત્વ ) પ્રાપ્ત કરી શકાય છે. તથા તેનાજ પ્રતિ આત્મા પોતાના વાસ્તવિક સ્વરૂપને પ્રકાશિત કરે છે. ૨૩.

વિ૦ વિ૦ ભાષ્ય એ આત્મા અનેક વેદોના પાઠ કરવા માત્રથી પ્રાપ્ત નથી થઈ શક્તો, ગ્રંથના ઉપદેશને ધારણ કરવાની શક્તિ માત્રથી પણ તે પ્રાપ્ત નથી થઈ શક્તો તેમજ વેદાંત શાસ્ત્રના અધ્યયન ઉપરાંત અન્ય વિપુલ શાસ્ત્રોના અભ્યાસથી પણ તેને જાણી શકાતો નથી. પણ જે અધિકારી એ આત્માનું અભેદ સ્વરૂપે નિત્ય ચિંતનરૂપ ભજન કરે છે તે, એના સ્વરૂપને પ્રાપ્ત થઈ શકે છે. એ અધિકારી પ્રતિ આત્મા પોતાના પરમાર્થ સ્વરૂપને પ્રગટ કરે છે. તાત્પર્ય એ છે કે—જે અધિકારી આત્માને સાક્ષાત કરવાનો યત્ન કરે છે, તેને સારૂ આત્મા પોતાના સ્વરૂપને આપોઆપજ પ્રકાશિત કરી દે છે. ૨૩.

વિશેષ—પ્રવચનનો આશ્રય લેવો, સ્વયં શાસ્ત્રનો અભ્યાસ કરીને તેના વચનોનો આશ્રય લેવો તથા શાસ્ત્રના જ્ઞાતા લોકોના શબ્દોની સહાયતા લેવી; એ ત્રણ ઉપાય છે સાધારણ જ્ઞાન પ્રાપ્તિના. એ ત્રણે પ્રકારોથી આત્માની પ્રાપ્તિ થતી નથી. ગમે તો ચાહે તેવા ઉત્તમ તત્ત્વજ્ઞ પુરૂષોનો, વેદ શાસ્ત્ર. પ્રવચનોનો લાભ કેમ ન લીધો હોય, અથવા તો સ્વયં વેદ ભણીને તેના શબ્દોનો મનન દ્વારા

પ્રયત્ન કેમ ન કરવામાં આવે, અગર તો ગમે તેવા શાસ્ત્રજ્ઞાતા પંડિતો પાસેથી આત્મા, અનાત્મા સંબંધીના વિચાર કેમ ન સાંભળ્યા હોય, તોપણુ તેનાથી આત્મજ્ઞાનની ઉપલબ્ધિ થઈ શક્તી નથી. કારણુ કે શબ્દ, મન તથા બુદ્ધિથી અગોચર આત્મા, શબ્દના આશ્રયથી જાણી શકાતો નથી. તો પછી તેના પરિજ્ઞાનનો ઉપાય શો છે ? શું, તેને જાણુવો અસંભવ છે ? એમ હોય તો, તે સર્વથા અપદાર્થ થઈ જશે. તેનું સમાધાન એવું છે કે—કર્મ, ઉપાસના તથા જ્ઞાનની સાધનશૈલીનું અવલંબન કરીને જ્યારે જીજ્ઞાસુ પોતાના મળ, વિક્ષેપ તથા આવરણુનો નાશ કરી લે છે, અને તેનાથી જ્યારે સાત્ત્વિક ધૃતિ તથા સાત્ત્વિક જ્ઞાનનો ઉદય થઈને સાધકનું અંતઃકરણુ નિર્મળ થઈ જાય છે, ત્યારે બુદ્ધિ ગુહા સ્થિત આત્મા, સ્વયં પોતેજ પ્રકાશિત થઈ જાય છે. શ્રવણુ, મનન તથા નિદિધ્યાસનથી જે આત્માનુ વરણુ ( ભજન ) કરે છે, તે મહાત્મા આગળ પરમાત્મા પોતાનું સ્વરૂપ સ્વયં પ્રગટ કરે છે. ૨૩.

શમ, દમ આદિ સાધનવાળાને જ આત્મજ્ઞાન થાય છે, બીજાને નહીં. એ કહે છે, યથા—

**नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः ।**
**नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥ २४ ॥**

અન્વય—દુશ્ચરિતાત્, અવિરતઃ, ન, અશાન્તઃ, ન, અસમાહિતઃ, ન, અશાન્તમાનસઃ, વા|અપિ, ન, એનમ્, પ્રજ્ઞાનેન આપ્નુયાત્. ૨૪.

ભાવાર્થ—જે પાપ કર્મોથી નિવૃત્ત થએલો નથી, જે સયતેન્દ્રિય નથી, જેનું ચિત્ત અસમાહિત તથા અશાંત છે, તે તેને આત્મજ્ઞાનથી પ્રાપ્ત કરી શકતો નથી. ૨૪.

વિ૦ વિ૦ ભાષ્ય—જે મનુષ્ય પાપ કર્મોમાં આસક્ત રહે છે, જે ઇંદ્રિયોની ચંચલતાને કારણે સદા અશાંત રહે છે, જેમના ચિત્ત, સદા વિક્ષેપોના આક્ષેપથી ભરેલાં રહેવાથી વ્યાકુલ રહે છે, જે સદા વિષયોમાં મગ્ન છે, તે ભલા આત્માને કેવી રીતે જાણી શકે ? શ્રેષ્ઠ ગુરુને પ્રાપ્ત કરીને એવા અધિકારીજ કે જેમના ચિત્ત શાંત અને સાવધાન છે તથા જે પુણ્યાત્મા તથા સ્થિર વિચારના છે, તેઓ તેને જાણી અગર મેળવી શકે છે. ૨૪.

વિશેષ—મનુષ્ય ગમે તેટલા શાસ્ત્ર ભણેલો હોય, તથા વિદ્વાનોની વક્તૃતાઓ સાંભળી હોય તોપણુ જ્યાં સુધી વ્યભિચાર, ચોરી, મિથ્યા ભાષણુ, આદિ

નિષિદ્ધ કર્મોથી વિરક્ત નથી થતો અને વિષયાસક્તિની વાસનારૂપી દોરીમાં તેનું અંતઃકરણ બંધાએલું રહે છે, ત્યાં સુધી તે પરમાત્માને પામી શક્તો નથી. ભાવ એ છે કે જેને આત્મજ્ઞાન પ્રાપ્ત કરવુ હોય તેણે પ્રમાદ અને કુતર્કોનો ત્યાગ કરવો જોઇએ. ૨૪.

આજે કહેવામાં આવ્યુ છે કે—કુત્સિત આચરણના ત્યાગ આદિ સાધનો વગર આત્મા જાણી શકાતો નથી, તેનો જ ઉપસંહાર કરે છે કે—

यस्य ब्रह्म च क्षत्रं च उभे भवत ओदनः ।
मृत्युर्यस्योपसेचनं क इत्था वेद यत्र सः ॥ २५ ॥

અન્વયઃ—યસ્ય, બ્રહ્મ ચ, ક્ષત્રમ્ ચ, ઉભે, ઓદનઃ ભવતઃ યસ્ય, મૃત્યુઃ, ઉપસેચનમ્, સઃ, યત્ર, ઇત્થા, કઃ, વેદ. ૨૫.

ભાવાર્થ—જે આત્માના બ્રાહ્મણ તથા ક્ષત્રિય ઓદન, ચોખા આદિ અન્ન છે તથા મૃત્યુ જેનું ઉપસેચન, શાક આદિ વ્યંજન છે, તેને કોણ જાણે છે ? અર્થાત્ ઊપર કહેલા સાધનયુક્ત મુમુક્ષુની પેઠે અજ્ઞાની પુરૂષ, ભલા તેને કેવી રીતે જાણી શકે ? ન જ જાણી શકે. ૨૫.

વિ૦ વિ૦ ભાષ્ય—સંસારની સ્થિતિના કારણ જે ધર્મ અધર્મ છે, તેમના સ્વરૂપને યથાર્થત બોધન કરનારા બ્રાહ્મણ તથા પાલન કરનારા ક્ષત્રિય આદિથી તે ત્યાં સુધી કે હિરણ્યગર્ભ તથા પ્રકૃતિરૂપ આ બધો સંસાર જે આત્માનુ અન્ન ( ભોજન ) સ્વરૂપ છે તથા સર્વ સંસારનો સંહાર કરનાર મૃત્યુ પણ જેનું દૂધ, દહીં, શાક, ચટની સ્વરૂપ વ્યંજનના સમાન છે, તેને સાધન સંપન્ન અધિકારીની પેઠે સાધારણ બુદ્ધિવાળો એવો કયો પુરૂષ છે કે જે જાણી શકે ? કોઈ નથી. ૨૫.

વિશેષ—બ્રાહ્મણધર્મ તથા ક્ષત્રિય ધર્મના યથાવત્ પ્રચારથીજ સર્વ પ્રજામાં શાંતિ અને સુખ થાય છે. જ્યારે એ બંને જેના ભક્ષ્ય થાય છે તથા સર્વને મારનાર મૃત્યુ જેનું ખાદ્ય અન્ન થાય છે, ત્યારે ઇતર સાધારણ વૈશ્ય આદિની તો દશાજ શી ? અર્થાત્ જેમાં બ્રાહ્મણ આદિ સર્વ વિલીન થઈ જાય છે, જે મૃત્યુને પણ મારનાર છે, તેને ( આત્માને ) કોઈ ભય દુઃખથી છુટેલો મુમુક્ષુ પુરૂષજ યથાર્થત જાણી શકે છે. તેને જાણવાનુ હરેકનુ કામ નથી. ૨૫.

દ્વિતીય વલ્લી સમાપ્ત.

# અથ તૃતીય વલ્લી

પ્રથમ કહેલી વિદ્યા તથા અવિદ્યાના સ્વરૂપ, સાધન તથા ફળ કહેવાને સારૂ ત્રીજી વલ્લીનો આરંભ કરવામા આવે છે. વિદ્યા તથા અવિદ્યાના જ્ઞાનની સુગમતાને સારૂ આ વલ્લીમા રથની સાથે તુલના કરવામા આવી છે. તેમાં પ્રથમ ગન્તૃ ગન્તવ્ય ( જનારો તથા જ્યાં જઈ શકાશે તે ) ના વિવેકને સારૂ 'એ આત્મા તત્ત્વ વસ્તુ છે' એ કહે છે—

**ऋतं पिबन्तौ सुकृतस्य लोके गुहां प्रविष्टौ परमे परार्धे । छायातपौ ब्रह्मविदो वदन्ति पञ्चाग्नयो ये च त्रिणाचिकेताः ॥ १ ॥**

અન્વયઃ—લોકે, સુકૃતસ્ય, ઋતમ્, પિબન્તૌ, પરમે, પરાર્દ્ધે, પ્રવિષ્ટૌ, બ્રહ્મવિદઃ પંચાગ્નયઃ, યે, ચ, ત્રિણાચિકેતાઃ, છાયાતપૌ વદન્તિ. ૧.

ભાવાર્થ—બ્રહ્મવેત્તા લોક કહે છે કે આજ શરીરમાં કર્મફળના ભોક્તા, બુદ્ધિરૂપ ગુફામાં તથા શ્રેષ્ઠ બ્રહ્મવાસ યોગ્ય હૃદયાકાશરૂપ સ્થાનમાં સ્થિત, છાયા તથા આતપ, અર્થાત્ અંધકાર અને પ્રકાશની પેઠે વિલક્ષણ સ્વભાવ વાળા બે તત્ત્વ એટલે કે જીવ અને બ્રહ્મ છે. જેમણે ત્રણવાર નચિકેતા અગ્નિનું ચયન ( અનુષ્ઠાન ) કરેલુ છે, એવા પંચાગ્નિ ઉપાસક પણ એજ વાત કહે છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા ! એ આત્મા જે ધ્યાનરૂપ ઉપાયથી જાણવામાં આવે છે તેનું શ્રવણ કરો, જેમ લોકપ્રસિદ્ધ પીપળા આદિ વૃક્ષો ઉપર પક્ષી રહે છે, તેમજ/બુદ્ધિરૂપી વૃક્ષ ઉપર જીવ તથા ઈશ્વરનો નિવાસ છે. શરીરની અપેક્ષાએ બુદ્ધિ શ્રેષ્ઠ તથા પરબ્રહ્મની સ્થિતિને યોગ્ય છે/ તેથી તે વૃક્ષ ઉપર સુંદર જીવેશ્વર પક્ષી રહે છે. તેમાં જીવ તો કર્મના ફળને ભોગવે છે તથા ઈશ્વર સ્વયં કર્મફળને ન ભોગવતાં બીજાને ભોગવાવે છે. ભાવ એ છે કે એ બંનેના દર્શન આ શરીરરૂપી લોકમાંજ બુદ્ધિરૂપ ગુફામા થાય છે. એ જીવ તથા પરમાત્મા બંને પરમોત્તમ હૃદયાકાશમાં પ્રવિષ્ટ છે તથા તડકા અને છાંયડાની માફક વિરૂદ્ધ ધર્મવાળા છે. અર્થાત્ જીવ સંસારી છે, અને પરમાત્મા તેવા નથી. હમે એ વાત બ્રહ્મવેત્તાઓ પાસેથી સાંભળી છે. તેમજ જે ગૃહસ્થ

પંચાગ્નિ વ્રતનું પાલન કરે છે તથા જેમણે ત્રણવાર નાચિકેત અગ્નિદ્વારા અનુષ્ઠાન કરેલું છે. તેમનું કથન પણ તેવુંજ છે. ૧.

વિશેષ—અહીં સત્ય કર્મફળના ભોગવનારા બે આત્માઓના વર્ણન છે તેમાં એક કેવળ કર્મફળનો ઉપભોગ કરે છે તથા બીજો ભોગ કરાવે છે, સ્વયં કરતો નથી. જ્યારે એ પ્રમાણે છે ત્યારે પ્રકૃત મંત્રમાં 'પિબન્તૌ' એ દ્વીવચનનો પ્રયોગ 'છત્રિન્યાય'થી છે. જેમ ઘણા છત્રિવાળાઓમાં કેટલાક છત્રી વગરના લોકને સારૂ પણ 'છત્રિણો યાન્તિ' છત્રીવાળા જાય છે. એમ કહેવાય છે. ૧.

ઠીક, તો એ બ્રહ્મવેત્તા તથા પંચાગ્નિના અનુષ્ઠાન કર્તા કોણ છે? એવી આશંકા થતાં કહે છે કે હમેજ છીએ. એ દેખાડે છે યથા—

**यः सेतुरीजानानामक्षरं ब्रह्म यत्परम् ।**
**अभयं तितीर्षतां पारं नाचिकेत ँ शकेमहि ॥ २ ॥**

અન્વય—ઈજાનાનામ્, યઃ, સેતુઃ, નાચિકેતમ્, શકેમહિ, યત્, અભયમ્, તિતીર્ષતામ્, પારમ્, અક્ષરમ્, પરમ્, બ્રહ્મ. ૨.

ભાવાર્થ—યજ્ઞકરનારાઓને સારૂ સેતુ, ઉપાયભૂત નાચિકેત અગ્નિને જાણવામાં તથા ચયન કરવામાં હમે સમર્થ થઇએ. તથા જે ભયરહિત છે તથા જે સંસારને પાર કરવાની ઇચ્છાવાળાઓનો પરમ આશ્રય છે, તે અક્ષર બ્રહ્મને જાણવાને હમે સમર્થ થઇએ. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—જે કર્મ કરનારા યજમાનોને દુઃખસાગરથી પાર ઉતારવાને સારૂ સેતુરૂપ છે, તે નાચિકેત નામક અગ્નિને હમે સમજી શકીએ છીએ. હમે તેનું ચયન (અનુષ્ઠાન) કરવામાં સમર્થ છીએ, તથા જે ભય રહિત, તેમજ સંસારને પાર કરવાની અભિલાષાવાળા બ્રહ્મવેત્તાઓનો આશ્રય છે, તે વિનાશ રહિત બ્રહ્મને જાણવામાં પણ હમે સુદક્ષ છીએ. ભાવ એ છે કે, હમોને હમારા અધિકાર તથા સામર્થ્ય અનુસાર એ બંનેનું જ્ઞાન પ્રાપ્ત કરવાનુ યોગ્ય છે. ૨.

વિશેષ—જેમ નદીને પાર કરવાને સારૂ પુલ બનાવવામાં આવે છે, તેમ જ દુઃખરૂપ જળથી પરિપૂર્ણ સંસાર સાગરને પાર કરવાની ઇચ્છાવાળા મનુષ્યોએ ઇંદ્રિયોને વશ કરી પોતાના આત્માને અનુકૂળ આચરણ કરવાં જોઇએ. કામ, ક્રોધ, લોભ, મોહ આદિના સેવનથી આત્મવિરૂદ્ધ આચરણ કરનારાનું સંસારમાં

કદી કલ્યાણ થઈ શકતું નથી. ગીતામાં આત્માનો બંધુ આત્માને કહેવામાં આવેલો છે, ક્રોધાદિતો તેના શત્રુ છે. સંસારના અને પરમાર્થના સુખની સિદ્ધિ (પ્રાપ્તિ) ને સારૂ ઇંદ્રિયોને વશ કરીને જીવાત્મા તથા પરમાત્મા સંબંધીના જ્ઞાનના સામર્થ્યને વધારવાને સારૂ યત્ન કરવો જોઇએ. ૨.

જેમ આવાગમન માટે રથ આદિ સાધન છે, તે પ્રમાણેનાં સંસાર અથવા મોક્ષ તરફ જનારા કર્મફળ ભોક્તા જીવના શરીર આદિ સાધનોને બે મંત્રોથી કહે છે, યથા—

**आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु ।**
**बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥ ३ ॥**

આત્માનમ્ રથિનમ્, વિદ્ધિ, શરીરમ્, રથમ્, એવ તુ બુદ્ધિમ્, તુ, સારથિમ્, વિદ્ધિ, મનઃ, પ્રગ્રહમ્, એવ ચ. ૩.

ભાવાર્થ—આત્માને રથનો માલિક સમજો, શરીરને રથ, બુદ્ધિને સારથી તથા મનને લગામ જાણો. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા ! સંસારી આત્માને રથનો માલિક સમજો, રથનો સ્વામી જેમ રથના લાભ આદિનો અધિકારી થાય છે, તેમજ એ જીવાત્મા કર્મફળને ભોગવનારો છે. એ રથ તે શરીર છે, કારણકે એ શરીરમાં જીવાત્મા રહે છે. જેમ રથને ઘોડા ખેંચે છે તેમ દેહરથને સદા ઇંદ્રિય ખેંચે છે. નિશ્ચયાત્મિકા બુદ્ધિને સારથી સમજી લો, કારણ કે શરીરને જ્યાં ત્યાં લઈ જવાની યુક્તિ કરવાવાળી બુદ્ધિજ છે તથા સદા સંકલ્પ વિકલ્પાત્મક મનને લગામ જાણો, જેમ લગામના ઈશારાથી ઘોડા પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત થાય છે, તેમ નાક કાન આદિ ઇંદ્રિયો મનથી પ્રેરિત થઈનેજ પોતપોતાને કામે લાગે છે. ૩.

વિશેષ—દેહરૂપી રથમાં જીવાત્મા રથનો સ્વામી છે, બુદ્ધિ સારથી તથા મન લગામ છે. એ પ્રકારની ધારણા જે રાજયોગી હર સમયે તત્ત્વજ્ઞાનની સહાયતાથી સ્થિર રાખી શકે, તે જરૂર સફળતાને પ્રાપ્ત કરી શકે છે. અહીં આ રૂપકનો અભિપ્રાય એ છે કે જેમ લગામથી સુનિયંત્રિત ઘોડા, વાહનને યથા—સ્થાન પહોંચાડી દે છે, તેજ પ્રમાણે યુક્તયોગીની ઇંદ્રિયો તેને આધીન રહીને પ્રથમ અવસ્થામાં અભ્યુદય તથા અંતમાં નિઃશ્રેયસ પ્રાપ્ત કરાવવામાં

ઘણી સહાયક થાય છે. આવશ્યકતા બુદ્ધિને સારથી બનવાની છે, પછી રથને ગંતવ્ય સ્થાન ઉપર પહોંચાડવામાં સંદેહ રહેતો નથી. અન્યથા શરીરરથના આવાગમનના ખાડામાં પડીને ચૂરેચૂરા થઈ જાય છે. ૩.

**इन्द्रियाणि हयानाहुर्विषयांस्तेषु गोचरान् ।**
**आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः ॥ ४ ॥**

અન્વયઃ—મનીષિણઃ, ઇન્દ્રિયાણિ, હયાન્, આહુઃ તેષુ, વિષયાન્, ગોચરાન્, આહુઃ. આત્મેન્દ્રિયમનોયુક્તમ્ ભોક્તા, ઇતિ આહુઃ. ૪.

ભાવાર્થ—વિદ્વાનલોક ઇંદ્રિયોને ઘોડા બતાવે છે તથા વિષયોને તેમનાં ગોચર ( દૃષ્ટવ્ય પદાર્થ ) તથા શરીર, ઇંદ્રિય તથા મનોયુક્ત આત્માને ભોક્તા કહે છે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—ચતુર પુરૂષ એવા રથની કલ્પના કરીને ચક્ષુ આદિ ઇંદ્રિયોને તેના ઘોડા સાથે સરખાવે છે. કારણકે રથને ખેંચીને લઈ જનારા ઘોડાની પેઠે ઇંદ્રિયો પણ શરીરને ખેંચીને લઇ જાય છે. ઇંદ્રિયરૂપ ઘોડા રસ આદિ વિષય રૂપ માર્ગો ઉપર દોડ્યા કરે છે, અર્થાત્ એ ઈંદ્રિયો સદા વિષયોમાં જ ભટકયા કરે છે. શરીરરથનો અધ્યક્ષ. શરીર ઇંદ્રિય તથા મનથી યુક્ત થએલો સંસારીજ ભોક્તા આત્મા છે. એ ભુલવું ન જોઇએ કે કેવળ આત્મામાં ભોક્તાપણું નથી, પરંતુ તેમાં મન, બુદ્ધિ આદિકૃત ભોક્તાપણું છે. ૪.

વિશેષ—પૂર્વકથિત રથીને સારૂ ઇંદ્રિય સમૂહ, રથને ખેંચનારા ઘોડા છે તથા વિષય સમૂહ, ઘોડાને દોડવાને સારૂ મેદાન છે. શરીર, ઇંદ્રિય તથા મનથી યુક્ત આત્મા, ભોક્તા કહેવાય છે. અભિપ્રાય એ છે કે, ઉક્ત ઉપાધિયોથી યુક્ત થઇને આત્મા, ભોક્તા થાય છે તથા પ્રથમ કહેલા વિજ્ઞાનાનુસાર કર્મસંગ્રહ કરનારો બને છે. ૪.

આગળ કહેવામાં આવશે તે, સંસાર તથા મોક્ષરૂપ બે પ્રકારની ગતિયોને કહેવાને સારૂ બે મંત્રથી, સારથિયોના બે ભેદને કહે છે—

**यस्त्वविज्ञानवान् भवत्ययुक्तेन मनसा सदा ।**
**तस्येन्द्रियाण्यवश्यानि दुष्टाश्वा इव सारथेः ॥ ५ ॥**

અન્વયઃ—ય, તુ, અયુક્તેન, મનસા, સદા, અવિજ્ઞાનવાન્, ભવતિ, સારથેઃ, દુષ્ટાઃ, અશ્વાઃ, ઇવ, તસ્ય, ઇન્દ્રિયાણિ, અવશ્યાનિ, ૫.

ભાવાર્થ—જે બુદ્ધિરૂપ સારથી, વિવેકહીન તથા અસંયત મન યુક્ત હોય છે, તેના કાબુમાં જેવી રીતે સારથીના વશમાં દુષ્ટ ( કેળવાયા વગરના ) ઘોડા રહેતા નથી, તેવી રીતે ઇંદ્રિયો રહેતી નથી. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—બુદ્ધિ નામક સારથી જો નિપુણ હોતો નથી, અર્થાત્ પ્રવૃત્તિ તથા નિવૃત્તિના વિવેકથી હીન હોય છે તથા મનરૂપી લગામનો જો સાવધાનીથી પ્રયોગ કરતો નથી તો સારથીને ન ગાંઠતા દુષ્ટ ઘોડાની પેઠે તે બુદ્ધિ રૂપ મૂઢ સારથીના ઇંદ્રિય રૂપ ઘોડા, વશમાં ન રહેતાં બેકાબુ થઈ જાય છે. એવી દશામાં તેમને વિષયરૂપ માર્ગમાંથી રોકવાનું અતિ કઠણ થઈ પડે છે. ૫

વિશેષ—જે અધિકારી અસાવધાનતાથી કાર્ય કરનારો તથા અસ્થિર મનવાળો હોય છે, અર્થાત્ જેની બુદ્ધિ સાવધાન હોતી નથી તથા મન ઉર્ધ્વગામી ન થતાં ઇંદ્રિયગામી રહે છે, તેની દશા ખરાબ ઘોડાના સારથીના જેવી થાય છે. દુષ્ટ ઘોડા સારથીને વિવશ કરીને રથને કુમાર્ગે લઈ જઈને તેને તોડી ફોડી નાખે છે. આ પ્રબળ ઇંદ્રિય સમૂહ સ્વભાવથી દુષ્ટ ઘોડાના જેવો છે. જો બુદ્ધિ, મન, આત્મામાં યુક્ત ન રહે તો સાધક જરૂર બદ્ધ જીવની પેઠે, સંસાર ચક્રમાં ફરતો રહે છે. ૫.

**यस्तु विज्ञानवान् भवति युक्तेन मनसा सदा ।**
**तस्येन्द्रियाणि वश्यानि सदश्वा इव सारथेः ॥ ६ ॥**

અન્વયઃ—યઃ, તુ, યુકતેન મનસા, સદા, વિજ્ઞાનવાન્, ભવતિ, સારથેઃ સદશ્વાઃ, ઇવ, તસ્ય, ઇન્દ્રિયાણિ, વશ્યાનિ. ૬.

ભાવાર્થ—પરંતુ જે બુદ્ધિરૂપ સારથી સમાહિત ચિત્ત તથા વિજ્ઞાનવાન હોય છે, તેને અધિન ઇંદ્રિયો એવે પ્રકારે રહે છે કે જેમ શિક્ષિત સારથીને અધીન સારા ઘોડા રહે છે. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—બુદ્ધિરૂપ વિવેકી સારથી મનરૂપ લગામને સાવધાનીથી કામમાં લાવે છે, તો તે ચતુર સારથીના ઘોડા એવા વશમાં રહે છે કે જેવા શિક્ષિત સારથીને ઘોડા અનુકૂળ રહે છે. અર્થાત્, તે તેમને વિષયરૂપ પ્રવૃત્તિમાર્ગમાંથી પાછા વાળીને નિવૃત્તિમાર્ગમાં લઈ જઈ શકે છે. ૬.

વિશેષ—જેમ સારા કેળવાએલા ઘોડાવાળો સારથી લગામના જરા ઈસારા માત્રથી ઘોડાને સારે માર્ગે ચલાવે છે, તથા ધીરેથી કે ઉતાવળા ચલાવી ગંતવ્ય સ્થાન ઊપર પહોચાડવા આદિનું કામ સુગમતાથી કરી લે છે, તેજ પ્રમાણે જેનું મન બુદ્ધિથી યુક્ત રહે છે તથા બુદ્ધિ આત્માયુક્ત રહીને આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે તે જીતેન્દ્રિય પુરૂષ ઇંદ્રિયોથી કામ લેતો હોવા છતાં પણ તેમને અધીન રાખીને કદાપિ લક્ષ્યથી ચ્યુત થઈને પતિત તથા વિષયગામી થતો નથી. ૬.

આ પ્રમાણે બુદ્ધિરૂપ સારથીના બે ભેદ કહીને આ પૈકીની પ્રતિજ્ઞાત બે ગતિયોને બે મંત્રોથી કહેછે, યથા—

यस्त्वविज्ञानवान्भवत्यमनस्कः सदाऽशुचिः ।
न स तत्पदमाप्नोति सꣳसारं चाधिगच्छति ॥ ७ ॥

અન્વયઃ—યઃ, તુ, અવિજ્ઞાનવાન્ અમનસ્કઃ, સદા, અશુચિઃ, ભવતિ, સઃ, તત્, પદમ્, ન આપ્નોતિ, સંસારમ્, ચ, અધિગચ્છતિ.

ભાવાર્થ—જે વિવેકથી રહિત છે, જેનું મન સંયત નથી તથા સદા અપવિત્ર રહે છે, તે તે પદને પ્રાપ્ત કરી શકતો નથી, ઉલટો સંસારનેજ પ્રાપ્ત થાય છે. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—રથનો સ્વામી જીવ છે, તેનો બુદ્ધિરૂપ સારથી જો વિવેકહીન થઈ જાય તથા તે મનરૂપી લગામને છુટી મૂકી દે અર્થાત્ સાવધાનતા રહિત થઈ જાય, તથા સદા મલિન, ઉદાસ એટલે કે કર્તવ્યાકર્તવ્યથી શૂન્ય થઈ જાય તો તે રથી ( અયોગ્ય સારથીને કારણે ) પ્રથમ કહેલા અવિનાશી પદને પ્રાપ્ત થઈ શકતો નથી. એટલુંજ નહીં પણ તે સદા આવાગમનરૂપ સંસારચક્રમાં પડ્યો રહે છે. ૭.

વિશેષ—અભિપ્રાય એ છે કે જે વિવેકહીન અયુક્તબુદ્ધિ જીવ, માનસિક સંયમથી રહિત છે, જેનું મન, ચક્ષુ આદિ ઇંદ્રિયોના વ્યાપારમાં ફસાઇને ચંચળ થઈ જાય છે, એવી આચાર હીન અર્થાત્ ધર્મવિરુદ્ધ ક્રિયાશીલ તથા અશુચિ વ્યક્તિ નિઃશ્રેયસ પદને કદાપિ પ્રાપ્ત કરી શકતી નથી. બલ્કે પાંજરામાં ફસાએલા પક્ષીની પેઠે સંસારની જાળમાં ગુચવાએલી રહે છે.

यस्तु विज्ञानवान् भवति समनस्कः सदा शुचिः ।
स तु तत्पदमाप्नोति यस्माद् भूयो न जायते ॥ ८ ॥

અન્વયઃ—યઃ, તુ, વિજ્ઞાનવાન્, સમનસ્કઃ, સદા, શુચિઃ, ભવતિ, સઃ, તુ, તત્પદમ્, આપ્નોતિ, યસ્માત્, ભુયઃ, ન જાયતે. ૮.

ભાવાર્થ—જે વિજ્ઞાનયુક્ત, સમાધાન ચિત્ત તથા હમેશા પવિત્ર રહે છે, તે એ પદને પ્રાપ્ત કરી લે છે કે જ્યાથી ફરી જન્મ ગ્રહણ કરવો પડતો નથી. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—જે રથનો સ્વામી વિવેકશીલ એકાગ્રચિત્ત તથા બુદ્ધિરૂપ સારથીવાળો છે, તેજ તે અક્ષર બ્રહ્મપદને પ્રાપ્ત થાય છે અને ફરીને પાછો સંસારમાં જન્મ લેતો નથી. ૮.

વિશેષ—જે વિજ્ઞાનવાન છે, જેની બુદ્ધિ સાવધાન થઇને સદા યુક્ત રહે છે, જેનું મન ઉર્ધ્વગામી થાય છે તથા કદાપિ અધોગામિ થતું નથી તથા જે સદા શુચિ અર્થાત્ સદાચરણમાં પ્રવૃત્ત રહીને બાહ્યાંતર શૌચયુક્ત રહે છે, તે ઉત્તમ અધિકારી પુરૂષ તે પરમપદને પ્રાપ્ત થાય છે કે જ્યાંથી પુનરાવૃત્તિ થતી નથી. ૯.

'તે પદને પ્રાપ્ત થાય છે' એ ઉપર્યુક્ત કથનનુંજ વિવરણ કરે છે, યથા—

विज्ञानसारथिर्यस्तु मनःप्रग्रहवान्नरः ।
सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम् ॥ ६ ॥

અન્વયઃ—યઃ, તુ, નરઃ, વિજ્ઞાનસારથિઃ, મનઃપ્રગ્રહવાન્, સઃ, અધ્વનઃ પારમ્, વિષ્ણોઃ, તત્, પરમમ્, પદમ્, આપ્નોતિ. ૯.

ભાવાર્થ—વિવેકયુક્ત બુદ્ધિ જેનો સારથી છે, એવો નિગૃહીત મનરૂપી લગામવાળો મનુષ્ય સંસાર માર્ગને પૂરો કરીને વિષ્ણુના પરમપદને પ્રાપ્ત કરે છે. ૯.

વિ૦ વિ૦ ભાષ્ય—જે વિદ્વાન મનુષ્ય પ્રત્યક્ષ બ્રહ્મજ્ઞાન યુક્ત વિવેકવાળા બુદ્ધિરૂપ સારથીને રાખે છે તથા વશીકૃત મન, સમાહિત ચિત્તરૂપ લગામ, જે રથીના સારથીના અધિકારમાં છે, અર્થાત્ જે પુરૂષ સાવધાન છે, તે સંસારના

આવાગમનના માર્ગની પાર જઇને, અર્થાત્ સંસારના સર્વ બંધનોથી મુક્ત થઇને વિષ્ણુના, પરબ્રહ્મના શ્રેષ્ઠ, સર્વોચ્ચ પદને પ્રાપ્ત કરે છે. ૧.

વિશેષ—જ્યાં સુધી ઇંદ્રિયો પોતાને અધીન ન હોય ત્યાં સુધી અંતઃકરણ પ્રદેશમાં શાંતિશક્તિનું સામ્રાજ્ય સ્થાપિત થઈ શકતું નથી. 'मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः' એ ન્યાયે સર્વે વ્યાપારોનું પ્રધાન સાધક મન, સંયમિત થઇને જ્યાં સુધી ઇંદ્રિયોનું સંચાલન કરતું નથી ત્યાં સુધી કોઈ પણ દશાનું વાતાવરણ શાંત થઈ શકતું નથી. એજ અર્થને સમજાવવાને સારૂ 'मनःप्रग्रहवान्' પદનો પ્રયોગ થએલો છે. સત્ત્વગુણના અધિષ્ઠાતૃપદના વાચક વિષ્ણુ છે, તથા જ્યાં સુધી સત્ત્વગુણની પરિપૂર્ણતા થતી નથી, ત્યાં સુધી સ્વ સ્વરૂપનો અનુભવ થતો નથી. એ અનુભૂતિજ વિષ્ણુપદની પ્રાપ્તિ છે, એજ કારણથી બ્રહ્મપદને સારૂ, 'विष्णुं' શબ્દનો વ્યવહાર કરવામાં આવ્યો છે. ૯.

'तद् विष्णोः परमं पदम्' એ વિષ્ણુનું પરમ પદ છે, એ વાકયમાં કહેલા પદની સર્વોત્કૃષ્ટતા દેખાડવાને સારૂ અપેક્ષાકૃત ઉત્કૃષ્ટોની પરંપરાને કહે છે, યથા—

**इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः।**
**मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान्परः ॥ १० ॥**

અન્વયઃ—ઇન્દ્રિયેભ્યઃ, અર્થાઃ પરાઃ, હિ, અર્થેભ્યઃ, ચ, મનઃ, મનસઃ, તુ, બુદ્ધિઃ, પરા, બુદ્ધેઃ, આત્મા, મહાન્, પરઃ. ૧૦.

ભાવાર્થ—ઇંદ્રિયોની અપેક્ષા એ વિષય શ્રેષ્ઠ છે, વિષયોથી મન ઉત્તમ છે, મનથી બુદ્ધિ વધીને છે તથા બુદ્ધિથી પણ મહાન આત્મા ઉત્કૃષ્ટ છે. ૧૦.

વિ૦ વિ૦ ભાષ્ય—એમાં સંદેહ નથી કે ગંધ, રસ આદિ વિષય ઇંદ્રિયોની પ્રવૃત્તિ છે. મન વિષયોને પોતાને અધીન કરે છે. તેથી એ વિષયોથી મન સૂક્ષ્મ તથા શ્રેષ્ઠ છે, બુદ્ધિ મનને પોતાના અધિકારમાં રાખે છે તથા તેનો નિશ્ચય કરવાવાતેથી તે શ્રેષ્ઠ છે. તથા બુદ્ધિની અપેક્ષાએ અવ્યક્તથી પ્રથમોત્પન્ન બોધરૂપ હિરણ્યગર્ભતત્ત્વ મોટું છે. તેને આત્મા, તથા સર્વથી મહત્ હોવાને કારણે તેને મહાન કહે છે, એ મહાન્ આત્મા બુદ્ધિથી પર છે. ૧૦.

વિશેષ—એ જોઈ ગયા છીએ કે કાર્યથી કારણ સૂક્ષ્મ હોય છે, કારણ કે સ્થૂળ ઇંદ્રિયોના ગોલક તથા વિષય ગ્રાહક શક્તિ સૂક્ષ્મ ભૂતોથી ઉત્પન્ન થાય છે, જેવી રીતે પૃથ્વીથી નાસિકા આદિ. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ આકાશાદિ પંચ મહાભૂતોના સાર રૂપ છે તેથી એ શબ્દાદિ વિષય સૂક્ષ્મરૂપે ઇંદ્રિયોના કારણ છે ૧૦.

महतः परमव्यक्तमव्यक्तात्पुरुषः परः।
पुरुषान्न परं किंचित् सा काष्ठा सा परा गतिः ॥ ११ ॥

અન્વયઃ—મહત, અવ્યક્તમ્, પરમ્, અવ્યક્તાત, પુરૂષઃ, પરઃ, પુરૂષાત, પરમ, કિંચિત, ન, સા, કાષ્ઠા, સા, પરા, ગતિઃ. ૧૧.

ભાવાર્થ—મહત્તત્ત્વથી અવ્યક્ત ( મૂળ પ્રકૃતિ ) શ્રેષ્ઠ છે. અવ્યક્તથી પણ પુરુષ ઉત્કૃષ્ટ છે. પુરુષથી વધીને બીજું કંઈ નથી એજ પરાકાષ્ઠા છે, અર્થાત એજ સૂક્ષ્મતત્ત્વની સીમા છે, એજ પરા ગતિ અગર ઉત્કૃષ્ટ પદ છે. ૧૧.

વિ૦ વિ૦ ભાષ્ય—આ મહત્તત્ત્વથી સંપૂર્ણ કાર્યકારણોની શક્તિના સમુદાય સ્વરૂપ, અર્થાત અખિલ વિશ્વના બીજભૂત, અવ્યક્ત, ( મૂળ પ્રકૃતિ ) સૂક્ષ્મ અને શ્રેષ્ઠ છે. એ અવ્યક્તથી પરમ પુરૂષ પરમાત્મા શ્રેષ્ઠ છે. કારણ કે અવ્યક્તરૂપ માયા પણ સ્વાશ્રિત વિષયની પ્રાપ્તિને સારૂ ચૈતન્યની અપેક્ષા રાખે છે. પરંતુ વ્યાપક પુરૂષ આત્મા પોતાની ઉત્પત્તિને સારૂ તથા પ્રકાશને સારૂ કોઇની અપેક્ષા રાખતો નથી. એ કારણથી ચેતન પુરૂષજ સર્વ શ્રેષ્ઠ છે. ભાવ એ છે કે આ ચેતન પુરૂષના તરફજ ચાલતા ચાલતા સર્વ સંસારિયોની પરિસમાપ્તિ છે. કોઈ ગમે તે માર્ગે જાય પણ સર્વે તેના તરફજ જાય છે તથા તેને પામીને ફરી પાછા આવતા નથી, તેથી સર્વ એને પરમ ગતિ કહે છે. ૧૧.

વિશેષ—બ્રહ્મ સર્વનો આધાર છે, તેથીજ તેને સર્વથી સૂક્ષ્મ તથા સર્વથી શ્રેષ્ઠ કહેવામાં આવ્યો છે. તેનાથી વધીને બીજું કોઈ નથી. જો બ્રહ્મનો પણ કોઈ આધાર માનવામાં આવે તો, તેનો પણ કોઈ અન્ય આધાર માનતા અનવસ્થા દોષ આવી જાય. તેથી સર્વ આધારોનો આધાર પરમાત્મા છે. તેવીજ રીતે તે અત્યંત સૂક્ષ્મ વસ્તુથી પણ પરમ સૂક્ષ્મ છે તથા સર્વ મોટાથી મોટો છે જેમાં સૂક્ષ્મતા પણ કર્મગતિયોની અવધિ છે, બસ, એ પર ' માનો મહિમા જાણવાને સારૂ વિદ્વાનોએ સર્વ ઇંદ્રિયો તથા અંતઃક ના

પ્રત્યર્થને તેનાજ તરફ ઝુકવવા જોઇએ. આ બંને મંત્રોમાં સૂક્ષ્મતા તથા તાનો સોપાનપરંપરા રોહણક્રમ ( પગથિયાં ચઢવાની રીત ) દેખાડવામાં વ્યો છે. તે પૂર્વ પૂર્વ પદાર્થોની અપેક્ષાએ ઉત્તરોત્તર વસ્તુઓમાં સૂક્ષ્મત્વ ા શ્રેષ્ઠત્વનો અનુભવ કરાવીને જીજ્ઞાસુની આમતેમ ફેલાએલી વૃત્તિયોને ાટીને બ્રહ્મમાં તેમનો વિલય કરવાના અભિપ્રાયથી કહેવામાં આવેલો છે. ત થાય છે કે જો બ્રહ્મગતિ છે, તો તેનાથી આ ગતિ ( પ્રત્યાગમન ) પણ હોવી ઇએ. તો પછી 'જેનાથી પુનઃજન્મ થતો નથી' ( યસ્માદ્ ભૂયો ન જાયતે ) કેવી રીતે બની શકે ? ઉત્તર એ છે કે સર્વ ભૂતોનું પ્રત્યગાત્મરૂપે જે વગતિ, જ્ઞાન છે, તેનેજ ગતિ કહીને ઉપચાર ગૌણ પ્રયોગ કરવામાં ાવેલો છે. ૧૧.

હવે સંપૂર્ણ કાર્યવર્ગના અધિષ્ઠાનરૂપે કહેવામાં આવેલા આત્માની તીતિ તથા અપ્રતીતિમાં હેતુ કહે છે, યથા—

**एष सर्वेषु भूतेषु गूढोत्मा न प्रकाशते ।**
**दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥१२॥**

**અન્વયઃ—એષઃ, આત્માં, સર્વેષુ, ભૂતેષુ, ગૂઢઃ, ન પ્રકાશતે, સૂક્ષ્મદર્શિભિઃ, અગ્ર્યયા, બુદ્ધ્યા, તુ દૃશ્યતે. ૧૨.**

**ભાવાર્થ**—સર્વ ભૂતોમાં એ આત્મા પ્રકાશમાન ( પ્રત્યક્ષ ) હોતો નથી, ેવળ સૂક્ષ્મદર્શી મનુષ્યો દ્વારા ઉત્તમ ( નિર્મળ ) તથા સૂક્ષ્મ બુદ્ધિથી જોવામાં ાવે છે. ૧૨

**વિ૦ વિ૦ ભાષ્ય**—એ પરમાત્મદેવ બ્રહ્માથી લઇને સ્તમ્બ પર્યંત સંપૂર્ણ ચર અચર ભૂતોમાં વિરાજમાન થઈ રહેલો છે. અજ્ઞોએ તથા અલ્પજ્ઞોએ તેની ાના પ્રકારના આકારોમાં કલ્પના કરી રાખેલી છે. એજ અવિદ્યાથી આચ્છાદિત હોવાને કારણે તે પ્રકાશિત થતો નથી. એ ગમે તેટલો ઢંકાએલો રહે, પ્રગટ ન થઈ શકે, તોપણ સૂક્ષ્મ દૃષ્ટિવાળા વિવેકી પુરૂષ નિર્મળ, ઉત્તમ, તીવ્રતા, એકાંતતાવાળી સૂક્ષ્મ બુદ્ધિથી એ આત્માના દર્શન કરી લે છે. ૧૨.

**વિશેષ**—અજ્ઞાની જીવોની દૃષ્ટિ આત્મબુદ્ધિથી સ્થૂળ પંચકોશોમાંજ ફસેલી રહે છે, તેથી તેમના આગળ આત્માનું પ્રકાશન થવા પામતું નથી. જ્યારે સાધક બાહ્ય દ્રષ્ટિને અંતર્મુખ કરીને ક્રમશઃ મળ, વિક્ષેપ તથા આવરણનો નાશ કરીને બુદ્ધિને શુદ્ધ કરી લે છે, ત્યારે તેનાથી તે આત્મદર્શી થઈ જાય છે. એજ

આ મંત્રોક્ત ' અગ્ર્યયા ' શબ્દનો અભિપ્રાય છે. ભાવ એ છે કે જેનું મન ઇંદ્રિયોને અધીન રહીને વિચાર શક્તિને બાહ્ય વિષયોમાં ફસાવેલી રાખે છે, એવો મનુષ્ય પરમાત્માને આખા જગતમાં ખોળે તોપણ તેને પરમાત્મા જડી શકે નહીં. કારણ કે અસંયત મનવાળાને સારૂ પરમાત્મા છુપાએલાના જેવો છે. તથા અંતર્મુખ અધિકારી તો ઇંદ્રિય, અર્થ, મન, બુદ્ધિ, મહત્તત્ત્વ આદિ સંબંધી સૂક્ષ્મથી સૂક્ષ્મ વિચારોમાં પ્રવૃત્ત, તીવ્ર શુદ્ધ બુદ્ધિથી પરમાત્માને જોઈ લે છે. ૧૨.

બુદ્ધિની એકાગ્રતા વગર સૂક્ષ્મતત્ત્વનું જ્ઞાન થઈ શકતું નથી. એ એકાગ્રતાની રીત બતાવે છે, યથા—

**यच्छेद्वाङ्मनसो प्राज्ञस्तद्यच्छेज्ज्ञान आत्मनि ।**
**ज्ञानमात्मनि महति नियच्छेत्तद्यच्छेच्छान्त आत्मनि ॥ १३ ॥**

અન્વયઃ—પ્રાજ્ઞઃ, વાક્, મનસી, યચ્છેત્, તત્, જ્ઞાને, આત્મનિ, યચ્છેત્, જ્ઞાનમ્, મહતિ, આત્મનિ, નિયચ્છેત્, તત્, શાન્તે, આત્મનિ, યચ્છેત્. ૧૩.

ભાવાર્થ—વિવેકી પુરૂષ વાગેન્દ્રિયને મનમાં સંયત કરે, મનને પ્રકાશરૂપ બુદ્ધિમાં લીન કરે, બુદ્ધિનો મહત્તત્ત્વમાં લય કરે તથા મહત્તત્ત્વનો શાંત આત્મામાં ઉપસંહાર કરે. ૧૩.

વિ૦ વિ૦ ભાષ્ય—વિવેકસંપન્ન મનુષ્યને સારૂ એ ઉચિત છે કે તેણે સર્વથી પહેલા વાક્ આદિ ઇંદ્રિયોને મનમાં લઈ જઇને સ્થિર કરવી એટલે કે તેમને મનથી ભિન્ન ન સમજવી. મનોવ્યાપાર સિવાય ઇંદ્રિયોને કોઈ પણ વ્યવહારમાં ન રહેવા દેવી. એવા મનનો નિશ્ચયરૂપ જ્ઞાનમાં, વ્યષ્ટિ બુદ્ધિમાં નિરોધ કરી દેવો, અગર તેનો કોઈ સ્વતંત્ર વ્યાપાર ન રહેવા દેવો. એ જ્ઞાનસ્વરૂપ બુદ્ધિને મહાન આત્મા અર્થાત્ હિરણ્યગર્ભ માયોપાધિક જીવાત્મામાં મેળવી દેવી તથા જીવાત્માને સંપૂર્ણ વિકાર રહિત, શાંત, સર્વ વ્યાપક તથા સકળ બુદ્ધિ વિશ્વાસ સાક્ષી પરમાત્મામાં વિલીન કરવો, અર્થાત્ પરમાત્માના સ્વરૂપમાં તેને મળેલો જાણવો.

વિશેષ—વિષય વૈરાગ્ય યુક્ત વિવેકી પુરૂષ જ્યારે સ્વસ્વરૂપની ઉપલબ્ધિને સારૂ યત્ન કરે ત્યારે તેણે સર્વપ્રથમ પોતાની વાણીને શાંત કરવી જોઈએ. સાધકને સારૂ વાક્ શક્તિનું પ્રાધાન્ય સર્વોપરિ છે, તેનાથીજ પ્રણવ આદિ મંત્રો,

સ્તોત્રો તથા વેદોનું ઉચ્ચારણ થાય છે તથા એજ અપશબ્દ આદિના કથનનું સાધન છે. ભાવ એ છે કે વાક્‌ને જ્યાં સુધી મનમાં સંયમિત નથી કરવામાં આવતી ત્યાં સુધી વૃત્તિનો નિરોધ થઈ શક્તો નથી. અહીં 'વાક્‌શબ્દ ઇંદ્રિયોનો બોધક છે. ૧૩.

માતાના સમાન હિત ચાહનારી ભગવતી શ્રુતિ કહે છે કે યોગાભ્યાસથી ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત કરીને, જે આત્મામાં સમષ્ટિ બુદ્ધિનો લય કરવાનું કહેલું છે, તે આત્માના જ્ઞાનની પ્રાપ્તિ કરવાનો હમેશા યત્ન કરવો જોઈએ. જેમ કે—

**उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।**
**क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत्कवयो वदन्ति ॥१४॥**

અન્વયઃ—ઉત્તિષ્ઠત, જાગ્રત, વરાન્, પ્રાપ્ય, નિબોધત, નિશિતા, દુરત્યયા, ક્ષુરસ્ય, ધારા, કવયઃ, તત્, પથઃ, દુર્ગમ્, વદન્તિ. ૧૪.

ભાવાર્થ—હે મુમુક્ષુજનો! ઉઠો, જાગો તથા શ્રેષ્ઠ (ગુરૂ) ને પ્રાપ્ત કરીને જ્ઞાનવાન બનો. તત્ત્વવેત્તા લોક તલવારની કઠીન અને તીક્ષ્ણ ધારના સમાન તે દુર્ગમ માર્ગને દુઃખથી પાર કરવાને યોગ્ય છે એમ કહે છે. ૧૪.

વિ૦ વિ૦ ભાષ્ય—હે અનાદિ અવિદ્યા નિદ્રામાં પડેલા જીવગણ! તમે અવિદ્યાની મોહ નિદ્રામાંથી જાગો, અર્થાત્ વિષયોની આસક્તિના બંધનને તોડી નાખો, તથા આત્માના સાક્ષાત્ દર્શન કરવા ઉઠો. સંપૂર્ણ અનર્થોના મૂળ કારણ અજ્ઞાન નિદ્રાનો વિનાશ કરો, તત્ત્વવેત્તા આચાર્યોનું અન્વેષણ કરીને તથા તેમના ઉપદેશોને ગ્રહણ કરીને અંતર્યામી પરમાત્માના 'સોઽહમસ્મિ' (તે હું છું) એ પ્રકારના પરિચયને પ્રાપ્ત કરો. અને જરૂર જાણો કે તેની ઉપેક્ષા કરવી એ ઠીક નથી. જેમ છરાની ધારને કોઈ પગ તળે રાખી શકતુ નથી, તેમ તેના ઉપર ચાલવાનું પણ કોઈ સાહસ કરી શકતું નથી, તેવીજ રીતે તમારે જાણવા યોગ્ય જે તત્ત્વ છે, અગર જે વિષય તમારે જાણવો છે તે ઘણીજ સૂક્ષ્મ બુદ્ધિથી જાણી શકાય છે. બુદ્ધિમાનોનું એવુંજ કહેવું છે. ભાવ એ છે કે ભગવતી શ્રુતિ, માતાની પેઠે અધિકારી પુરૂષોને ઉપદેશ આપે છે કે મિથ્યા જ્ઞાનથી ફેલાએલા નામ, રૂપ તથા કર્મ આત્મદેવમાં વિલીન કરીને કૃતકૃત્ય અને શાંત થઈ જાઓ. એ કામ ગમે તેટલું કઠણ હોય તોપણ તમારી સાવધાનીની આગળ તેની સર્વ કઠીનાઇ દૂર થઈ જશે, છરાની ધાર તો શું, તેનાથી પણ દુર્ગમ વિઘ્ન તેમાં બાધક થઈ શકશે નહીં. ૧૪.

વિશેષ—માતા જેમ હિતની ઇચ્છાથી પુત્રને જગાડે છે, તેને કામમાં લાગી જવાનું પણ કહે છે, તે પ્રમાણે ભગવતી શ્રુતિ માતા આજ્ઞા કરે છે કે હે અવિદ્યાગ્રસ્ત જીવો ! ઉઠો, અર્થાત્ પુરૂષાર્થમાં પ્રવૃત્ત થઈ જાઓ, જાગો, અર્થાત્ અવિદ્યાજનિત નિદ્રાનો પરિત્યાગ કરો. આ મંત્રમાં 'उत्तिष्ठत' શબ્દનોજ પ્રયોગ થયો નથી, પણ 'जाग्रत' નો પણ પ્રયોગ છે. તેનો અભિપ્રાય એ છે કે, નિઃશ્રેયસ પ્રાપ્તિનો માર્ગ છરાની ધારથી પણ વધારે દુર્ગમ છે, તેથી સદ્‌ગુરૂનો આશ્રય લઇને તેને પૂરો કરો. યાદ રાખો કે જેમ છરાની ધાર, જરા જેટલા પ્રમાદથી અંગચ્છેદ કરી દે છે તે પ્રમાણે કલ્યાણને માર્ગે ચાલનાર પણ જરા જેટલા પ્રમાદથી બનેલો ખેલ બગાડી નાખે છે. જેમ છરા ઊપર ચાલવાનું કૌશલ્યપૂર્ણ ક્રિયાવાનનું કામ છે તેજ પ્રમાણે પરમ પુરૂષાર્થમાં પ્રવૃત્ત મુમુક્ષુને અતિ સાવધાનીની આવશ્યકતા છે.

આળસ, પ્રમાદ આદિનો ત્યાગ કરીને કદી મુમુક્ષુ ઉભો પણ થઈ જાય, વૈરાગ્ય તથા જ્ઞાન લાભ કરીને જાગી પણ જાય, શ્રદ્ધાપૂર્વક સદ્‌ગુરૂનું શરણ પણ લે અને ગમે તો ગુરૂ કૃપા કરીને તેને મુક્તિનો માર્ગ પણ દેખાડી દે; એટલું હોવા છતાં પણ મુક્તિ માર્ગનો પથિક જીજ્ઞાસુ, જો અસાવધાનતાથી દુર્ગમ માર્ગમાં ચાલે તો અનેક બાધાઓ તેને જરૂર પદભ્રષ્ટ કરી દે છે. જો તે કર્મ કર્તાની અવસ્થામાં હોય તો તેને દંભ, દર્પ; અતિમાનિતા આદિ દોષોમાંથી બચવું ઘણું કઠણ થઈ પડે છે. ઉપાસના દશામાં આળસ, પ્રમાદ તથા ગુપ્ત સ્વાર્થપરતા આદિમાં પડવાનો ભય રહે છે, સંન્યાસાવસ્થામાં પુત્રૈષણાજ શિષ્ય, મઠાદિ સંગ્રહના રૂપમાં પરિણત થઇને માર્ગાવરોધક થઈ પડે છે. તથા જનસમાજમાં રહેનારા પથિકને સારૂ લોકૈષણા, વિતૈષણા પણ અતિપ્રબલ વિઘ્ન છે. મુમુક્ષુને મુક્તિ ભૂમિમાં પહોંચતા સુધી અહંકારરૂપ શત્રુનો ભય તો ઉભોજ રહે છે. તેજ કારણથી પ્રકૃત મંત્રમાં છરાની તીક્ષ્ણ ધારનું ઉદાહરણ આપીને સદ્‌ગુરૂએ મુમુક્ષુને સાવધાન કરેલા છે. ૧૪.

જ્યારે કે આત્મપદાર્થને સર્વ જાણેજ છે, ત્યારે તેને જાણવાના માર્ગને કઠણ કેમ કહ્યો છે ? એવી શંકા થતાં તેનુ સમાધાન કરે છે કે આત્મા, શબ્દ આદિ ગુણોથી રહિત હોવાથી અતિ સૂક્ષ્મ છે. તેવી તેને જાણવાનુ સહેલુ નથી. એ કહે છે, યથા—

अशब्दमस्पर्शमरूपमव्ययं तथाऽरसं नित्यमगन्धवंच्च

यत् । अनाद्यनन्तं महतः परं ध्रुवं निचाय्य तन्मृत्युमुखात् प्रमुच्यते ॥ १५ ॥

અન્વય:-યત્, અશબ્દમ્, અસ્પર્શમ્, અરૂપમ્, અવ્યયમ્, તથા, અરસમ્, અગન્ધવત્, ચ, નિત્યમ્ અનાદ્યનન્તમ્, મહતઃ, પરમ્, ધ્રુવમ્, તમ્, નિચાય્ય, મૃત્યુમુખાત્, પ્રમુચ્યતે. ૧૫.

ભાવાર્થ—જે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધથી રહિત છે, તથા અનાદિ, અનંત, અવ્યય, નિત્ય તથા મહત્તત્ત્વથી પર છે, તે ધ્રુવ, સર્વદા એકરૂપ ( આત્મા ) નો અનુભવ કરીને મુમુક્ષુ મૃત્યના મુખમાંથી છુટી જાય છે. ૨૫.

વિ૦ વિ૦ ભાષ્ય—આ શ્રુતિમાં પરમાત્મ વસ્તુને, અત્યંત સૂક્ષ્મ દેખાડવામાં આવી છે. કારણકે આત્મપદાર્થને, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાંચ વિષય, આશ્રય આપવાનું સામર્થ્ય રાખી શકતા નથી. જે વસ્તુ શબ્દાદિ વિષયો સાથે સંબંધ રાખે છે તેનો ક્ષય અવશ્ય થાય છે. આત્મા શબ્દાદિ વિષયોથી અસંપૃક્ત ( રહિત ) છે, તેથી તેનો ક્ષય થતો નથી, એજ કારણથી તે નિત્ય, તથા આદિ અંતથી રહિત, સોપાધિક પદાર્થોના સ્પર્શથી શૂન્ય શુદ્ધ એકરસ વસ્તુ છે. એવા આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરીને મનુષ્ય મૃત્યુથી છુટી જાય છે. અર્થાત્ એ પુરૂષમાં અવિદ્યાજનિત કર્મ કામના આદિ કાંઈ રહેવા પામતું નથી. ૧૫.

વિશેષ—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાંચે તન્માત્રાઓનો અનુભવ આત્માની ચિત્ત સત્તા દ્વારા થાય છે, તે કારણથી આત્મા એ પાંચેથી પર છે. પ્રકૃતિ પરિણામવાળી છે, કારણકે તે ત્રિગુણમયી છે. તેથી અપરિણામી, અવ્યય આત્મા તેનાથી ભિન્ન છે. જે પરિણામ તથા વિકાર રહિત હોય તેનું નિત્ય હોવુ નિશ્ચિત છે, જે નિત્ય છે તે અનાદિ પણ છે. સર્વ પ્રપંચના કારણ મહત્તત્ત્વથી પર, એવા પરબ્રહ્મને સ્વાનુભવથી પ્રાપ્ત કરીને આત્મજ્ઞાનીનું મૃત્યુના મુખમાંથી છુટી જવુ, એમાં કાંઈ મોટી વાત નથી. અહીં પ્રકૃતમાં 'મૃત્યુના મુખમાંથી છુટી જવું' એનું તાત્પર્ય એ છે કે સ્વસ્વરૂપની ઉપલબ્ધિ થતાંજ જીવ શિવ થઈ જાય છે. અર્થાત્ આવાગમનરૂપી ચક્રના બંધનથી મુક્ત થઇને નિઃશ્રેયસ પદને પ્રાપ્ત થઈ જાય છે. ૧૫.

આ ત્રણે વલ્લિયોના પાઠના ફળ સ્વરૂપ તેમાં કહેલા જ્ઞાનની સ્તુતિ કરતી શ્રુતિ કહે છે કે—

नाचिकेतमुपाख्यानं मृत्युप्रोक्त ँ सनातनम् ।
उक्त्वा श्रुत्वा च मेधावी ब्रह्मलोके महीयते ॥ १६ ॥

અન્વયઃ—મેધાવી, મૃત્યુપ્રોક્તમ્, સનાતનમ્, નાચિકેતમ્, ઉપાખ્યાનમ્, ઉક્ત્વા, શ્રુત્વા, ચ, બ્રહ્મલોકે, મહીયતે. ૧૬.

ભાવાર્થ—યમદ્વારા કથિત નચિકેતા સંબંધી આ સનાતન ઉપાખ્યાનને બુદ્ધિમાન વ્યક્તિ બીજાને કહીને તથા પોતે સાંભળીને બ્રહ્મલોકમાં પૂજીત થાય છે. ૧૬.

વિ૦ વિ૦ ભાષ્ય—નચિકેતા પ્રતિ યમરાજે કહેલું આ સનાતન ઉપાખ્યાન જે વિદ્વાન પુરુષ બ્રાહ્મણ આદિ અધિકારિયોને સંભળાવે છે, તથા બ્રહ્મનિષ્ઠ તથા બ્રહ્મશ્રોત્રિય શ્રેષ્ઠ આચાર્યને મુખેથી સાંભળીને તેનું મનન કરે છે, તેનું બ્રહ્મલોકમાં સર્વથી વધારે સન્માન થાય છે. ૧૬.

વિશેષ—ધર્માધર્મનું ફળ આપનારા ભગવાન ધર્મરાજ યમ, કે જે વિષયના વક્તા છે તથા નચિકેતા જેવા પરમ અધિકારી મહાત્મા જેના જીજ્ઞાસુ છે, તથા જે ઉપાખ્યાનમાં આધ્યાત્મિક વિવરણનું પૂર્ણ પ્રતિપાદન કરવામાં આવ્યું છે, એવા વિષયની ચર્ચા કરનારા અધિકારી આધ્યાત્મિક ઉન્નતિને પથે આગળ કેમ ન વધે ? એવા મહાત્મા સર્વ ઉન્નત લોકોમાં પૂજીત ન હોય, એવું બની શકે નહીં, કારણકે જ્ઞાનીની પૂજા સર્વ ઠેકાણે થાય છે. અહીં 'બ્રહ્મલોક' નો અભિપ્રાય એ છે કે જે લોકમાં પ્રાણી બ્રહ્માભિમુખ હોય અર્થાત્ જે લોકમાં અધિકારિયોને બ્રહ્મ ચિંતનની સામગ્રીની પ્રાપ્તિની સુલભતા હોય છે, તેનેજ બ્રહ્મલોક કહે છે. પાઠકોએ એ યાદ રાખવું જોઈએ કે વેદ સનાતન છે, તેથી આ ઉપાખ્યાન પણ સનાતન છે, કારણ કે તે વેદપ્રતિપાદિત છે. ૧૬.

હવે પ્રથમાધ્યાયની સમાપ્તિનો ઉપસંહાર કરે છે, યથા—

य इमं परमं गुह्यं श्रावयेद् ब्रह्मसंसदि । प्रयतः श्राद्धकाले वा तदानन्त्याय कल्पते तदानन्त्याय कल्पत इति ॥ १७ ॥

અન્વયઃ—યઃ, પ્રયતઃ, પરમમ્, ગુહ્યમ્, ઇમમ્, બ્રહ્મસંસદિ, શ્રાદ્ધકાલે, વા, શ્રાવયેત્, તત્, આનન્ત્યાય, કલ્પતે, તત્ આનન્ત્યાય કલ્પતે. ૧૭.

ભાવાર્થ—જે કોઈ વિદ્વાન પવિત્ર થઈને આ પરમ ગોપનીય ઉપાખ્યાનને

બ્રાહ્મણોની સભામાં અથવા શ્રાદ્ધકાળમાં સંભળાવે છે, તેનું એ શ્રાદ્ધ અનંત ફળવાળું થાય છે—અનંત ફળવાળું થાય છે. ૧૭.

વિ૦ વિ૦ ભાષ્ય—ઇંદ્રિયો તથા મનને વશ કરીને, તથા પવિત્ર થઇને બ્રાહ્મણ મંડળીમાં અથવા શ્રાદ્ધને સમયે ભોજન કરાવતાં જે વિદ્વાન પુરૂષ આ પરમ ગોપનીય ગ્રંથની તત્પ્રતિપાદિત કથાને સાંભળે છે, તેનું કરેલું શ્રાદ્ધ અનંત કાળ સુધી ફળ આપનારૂં થાય છે. ૧૭.

વિશેષ—આનાથી પહેલો મંત્ર મુમુક્ષુ તથા તત્ત્વજ્ઞાનીના ઉપકારને સારૂ છે, તથા આ મંત્ર વેદ પાઠી તથા શ્રાદ્ધ કરનારા બ્રાહ્મણોના લાભને સારૂ છે. જે તત્ત્વજ્ઞાની છે તેને તો આ મંત્ર કહેવાનું તથા સાંભળવાનું ફળ થાય છે જ, પરંતુ જેનું શ્રાદ્ધ થતું હોય તેનો પણ ઉદ્ધાર થઈ જાય છે. જે બ્રાહ્મણોની મંડળીમાં અથવા તેમના ભોજન કરવાના સમયે આનો પાઠ કરે છે, તે આધ્યાત્મિક તત્ત્વનો પ્રચાર કરીને ઉંચી ગતિને પ્રાપ્ત થાય છે. ભાવ એ છે કે જેટલા પરિશ્રમથી અગર સમયમાં એકને ઉપદેશ કરવામાં આવે, તેટલામાંજ અનેક સમુદાયને ઉપદેશનો લાભ મળી જાય છે. વળી એ પણ વાત છે કે શ્રાદ્ધમાં ભોજન કરનારા બ્રાહ્મણોમાં વેદને જાણનારા બ્રાહ્મણો હોવાનું પરમાવશ્યક છે. કહેવાનું તાત્પર્ય એ છે કે બ્રાહ્મણોની મંડળીના સદસ્ય ગમે તો ભોજન કરતા હોય અગર તીર્થાટન, વિવાહ, યજ્ઞ આદિ વૈદિક, લૌકિક કોઈપણ વ્યાપારમાં પ્રવૃત્ત હોય, તોપણ તેમણે સદા વેદોના પાઠ તથા વેદાંત વિચારમાં લાગેલા રહેવું જોઇએ. ।' तदानन्त्याय कल्पते ' એ વાક્યને બેવાર કહેવાનો અભિપ્રાય એ છે કે, અહીં સુધી પહેલો અધ્યાય સમાપ્ત થઈ ગયો. ૧૭.

ત્રીજીવલ્લી પ્રથમ અધ્યાય સમાપ્ત.



## વલ્લી ચોથી

પહેલા અધ્યાયમાં ટુંકાણમાં બ્રહ્મનું જે સ્વરૂપ કહેવામાં આવેલુ છે, તેનાજ વિસ્તારને સારૂ આ બીજા અધ્યાયનો આરંભ કરવામાં આવે છે. બીજી એ પણ વાત છે કે 'સંપૂર્ણ ભૂતોમાં છુપાએલો, નિકટ હોવા છતાં પણ તે આત્મા પ્રકાશિત થતો નથી. એતો એકાગ્રબુદ્ધિથીજ દેખી શકાય છે' એ પ્રથમ કહેવામાં આવેલું છે. હવે અહીં વિચાર એ કરવાનો છે કે એ એકાગ્રબુદ્ધિનું પ્રતિબંધક અગર બાધક શું છે, કે જેનાથી આત્મા દેખાતો

નથી. એજ અદર્શનના પ્રતિબંધક કારણને દેખાડવાને સારૂ આ વલ્લીનો પ્રારંભ કરવામાં આવે છે. કારણકે નિઃશ્રેયસના પ્રતિબંધક કારણને જાણ્વાથીજ તેને દૂર કરવાનો યત્ન થઈ શકે છે. અન્યથા નહી—

पराञ्चि खानि व्यतृणत् स्वयंभूस्तस्मात् पराङ् पश्यति नान्तरात्मन् । कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥ १ ॥

અન્વયઃ—સ્વયમ્ભૂઃ, ખાનિ, પરાઞ્ચિ, વ્યતૃણત્, તસ્માત્, પરાઙ્, પશ્યતિ, અન્તરાત્મન્, ન, કશ્ચિત્, ધીરઃ, અમૃતત્વમ્, ઇચ્છન્, આવૃત્તચક્ષુઃ, પ્રત્યગાત્માનમ્, ઐક્ષત. ૧.

ભાવાર્થ—સ્વતંત્ર પરમેશ્વરે ઇંદ્રિયોને બહિર્મુખ કરીને હિંસિત કરી દીધી છે. એજ કારણથી તે બહારના વિષયોને તો જુવે છે પણ અંતરાત્માને દેખી શકતી નથી. કોઈ કોઈ ધીર અમરત્વની ઇચ્છાથી ઇંદ્રિયોથી ઉપરામ થઇને પ્રત્યગાત્માનાં દર્શન કરે છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—નેત્ર આદિ ઇંદ્રિયો સદા રૂપાદિ વિષયોને પ્રકાશિત કરવામાંજ પ્રવૃત્ત રહે છે. કારણકે તે બહિર્મુખ વૃત્તિવાળી છે. જો તેમની પ્રવૃત્તિ અંતર્મુખ થઈ જાય તો જ મુક્તિ મળી શકે છે. પરંતુ અંતર્મુખ થવાનો તેમનો સ્વભાવ નથી. આ નેત્ર આદિ ઇંદ્રિયોને બહિર્મુખ વૃત્તિવાળી બનાવીને, જાણે બ્રહ્માએ તેમની હિંસા કરી છે, મારી નાંખી છે. તેમને બહિર્મુખી બનાવીને આત્મતત્ત્વના જ્ઞાનને સારૂ અનધિકારિણી કરી દીધી છે. જે બહિર્મુખ છે, અર્થાત્ જેની દ્રષ્ટિ સદાએ વિષયો તરફ લાગેલી રહે છે, તે અનાત્મ સ્વરૂપ રૂપાદિ વિષયોનેજ પ્રાપ્ત કરે છે, તે અંતરાત્માને દેખી શક્તી નથી. હા, જે નેત્ર આદિ ઇંદ્રિયોને વિષયોથી હઠાવીને મોક્ષની પ્રાપ્તિનો યત્ન કરે છે, તે સર્વ વ્યાપક પરમાત્માનાં દર્શન કરી શકે છે. ૧.

વિશેષ—આ મંત્રમાં 'પરમાત્માએ ઇંદ્રિયોને હિંસિત કરી છે' એમ કહેવામાં આવ્યું છે, તેનું તાત્પર્ય એ છે કે જે સર્વનું પ્રાપ્ય છે, જેની પ્રાપ્તિ થઈ જવાથી, બીજા કોઇની પ્રાપ્તિની આવશ્યકતા રહેતી નથી, એવા આનંદઘનના દર્શનથી વંચિત રાખીને બ્રહ્માએ ઇંદ્રિયોને ઘોર અન્યાય કરેલો છે. જેમ રાજા, પોતાના નગરનો અધિકાર છોડાવીને કોઈ મંત્રીને અવાંછિત દૂરદેશનો અધિકારી બનાવે તો તે મંત્રીની હિંસાજ જાણવી. કોઈ પાઠક એમ ન

સમજી બેસે કે ઈશ્વર અન્યાયી છે. પ્રકૃત રૂપકનું તાત્પર્ય એ છે કે, નીચાણમાં વહેનારા જળની પેઠે ઇંદ્રિયોનો વાસ્તવિક સ્વભાવ બહારની ચીજોને દેખવાનો છે પરંતુ યત્ન કરવાથી તે અંતર્મુખ પણ થઈ શકે છે. પાઠકોએ પ્રજ્ઞાચક્ષુ (અંધ) લોકોની બુદ્ધિ તીવ્રતાનો અનુભવ કર્યો હશે. બહાર ફેલનારી દર્શનશક્તિ, પ્રજ્ઞાચક્ષુની અંદરની બુદ્ધિની સાથે સંબદ્ધ થઈ જાય છે, તેથી કરીને કોઈ કોઈ વાતોમાં તેમની બુદ્ધિમાં વિશેષતા જોવામાં આવે છે. સહૃદય પાઠક હમારા કથનમાંથી એવું તાત્પર્ય ન કહાડે કે, નેત્રને ફોડી નાંખવાં જોઈએ. હમારૂ તો એટલુજ કહેવુ છે કે, મુમુક્ષુ પુરૂષે વિષય ગ્રહણ કરવાના અભ્યાસને શિથિલ કરી દેવો જોઈએ. જો હમારૂ એ વેદાનુકૂળ કથન ઠીક ન લાગે તો, લોકોમાં વિષયની પાછળ પડીને, જીવ જે યંત્રણાઓને ભોગવી રહ્યા છે તેને જોઈ લો ૧.

આ પ્રકારે ઉપર વર્ણિત અનાત્મદર્શીને જન્મ મરણના અનર્થમાં પડવુ પડે છે, આત્મવેત્તા તેનાથી નિવૃત્ત થઈ જાય છે; એ કહે છે—

**पराचः कामाननुयन्ति बालास्ते मृत्योर्यन्ति वित-तस्य पाशम् । अथ धीरा अमृतत्वं विदित्वा ध्रुवम-ध्रुवेष्विह न प्रार्थयन्ते ॥ २ ॥**

અન્વયઃ—બાલાઃ, પરાચઃ, કામાન્, અનુયન્તિ, તે, વિતતસ્ય, મૃત્યોઃ, પાશમ્, યન્તિ, અથ, ઇહ, ધીરાઃ, ધ્રુવમ્, અમૃતત્વમ્, વિદિત્વા, અધ્રુવેષુ, ન પ્રાર્થયન્તે. ૨.

ભાવાર્થ—અજ્ઞાની લોક બાહ્ય વિષયોનું અનુસરણ કરે છે, તેઓ મૃત્યના અનંત કાળવ્યાપી પાશને પ્રાપ્ત થાય છે. એ કારણથી ધીર લોક નિત્યમોક્ષના સ્વરૂપને જાણીને આ અધ્રુવ જગતના કોઈ અસથાયી વિષયની પ્રાર્થના, ઈચ્છા કરતા નથી. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—આત્મદર્શનની ઇચ્છાથી વિમુખ અલ્પબુદ્ધિ લોક બહારના વિષયો તરફજ દોડતા રહે છે, તેજ કારણથી આમિષ લોલુપ મત્સ્યની પેઠે તેઓ મૃત્યુના ઘણા ભારે પાશમાં બંધાઈ જાય છે. જન્મ, મરણ, જરા, રોગ, શોક આદિ અનેક અનર્થોથી ભરેલા દેહ ઇંદ્રિયાદિકોના સંયોગ વિયોગ રૂપ દશાની પ્રાસિજ બંધન (જાળ) છે. તેમાં ફસાએલા વિષયી લોક સુખાસ્વાદ પામી શકતા નથી. હા, જે વિવેકી પુરૂષ છે, તેઓ આત્મસ્વરૂપ

મોક્ષને નિત્ય જાણીને તેની પ્રાપ્તિનો યત્ન કરે છે, બીજા કોઈ અનિત્ય પદાર્થની અભિલાષા કરતા નથી. ૨.

વિશેષ—આ મંત્રમાં 'बालाः' એ શબ્દ આવેલો છે, જ્ઞાનકાંડના રાજ્યમાં માતાનું દૂધ પીનારા બાળકનું ગ્રહણ થતું નથી, અહીં તો અવસ્થા, ધનાદિ ગમે તેટલી સામગ્રીવાળા હોય, તે ચાહે તો મર્ત્યલોકમાં યોદ્ધા, શાસક, ધનવાન આદિ ગમે તેટલા ઊપર આરૂઢ હોય, કે ગમે તો દેવલોકના ઇંદ્ર, વરૂણ, કુબેર આદિ પણ કેમ ન હોય, પણ જ્યાં સુધી તેમની વાસનાઓ ઇંદ્રિયોમાં ફસાએલી રહે છે, અર્થાત્ તે જ્યાં સુધી વિષયાસક્તિના કારણથી કર્તવ્યાકર્તવ્યના વિમર્શથી શૂન્ય રહે છે, ત્યાં સુધી તેઓ જ્ઞાન રાજ્યમાં બાળકજ છે, તેમાં જરા જેટલો પણ સંદેહ નથી. એવો બાલક જો પોતે થઈને નાશવાન વિષય સુખમાં ફસાએલો રહે તો તે મૃત્યુના અતિવિસ્તીર્ણ પાશમાં ચિરકાળ સુધી કેમ બ ધાએલો ન રહે ? ૨.

જેનુ જ્ઞાન થઈ જવાથી બીજી કોઈ વસ્તુને જાણવાની ઇચ્છા રહેતી નથી, તે બ્રહ્મનો બોધ કેવે પ્રકારે થઈ શકે છે ? તે કહે છે—

**येन रूपं रसं गन्धं शब्दान्स्पर्शा ँ श्च मैथुनान् ।**
**एतेनैव विजानाति किमत्र परिशिष्यते एतद्वै तत् ॥ ३ ॥**

અન્વયઃ—યેન, એતેન, એવ, રૂપમ્, રસમ્, ગન્ધમ્, શબ્દાન્, સ્પર્શાન્, મૈથુનાન્, ચ, વિજાનાતિ, અત્ર, કિમ્, પરિશિષ્યતે. એતત્, વૈ, તત્. ૩.

ભાવાર્થ—જે આ જ્ઞાનસ્વરૂપ પરમાત્માને લીધેજ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ તથા મૈથુનજન્ય સુખોને ( નિશ્ચય ) જાણે છે, તેના સિવાય અહીં બીજું રહે છે પણ શું ? અર્થાત્ એ આત્માથી કાંઈ પણ છુપુ રહી શકતુ નથી, તે પણ તેજ છે, એટલે કે એજ તે તત્ત્વ છે કે જે ( નચિકેતાએ ) પૂછયું હતું. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—સર્વ પ્રાણી, આત્મા દ્વારાજ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ તથા મૈથુનના સુખનો અનુભવ કરે છે. જેને આત્મા ન જાણતો હોય એવો સંસારમાં કોઈ પણ પદાર્થ નથી. કારણ એ છે કે આત્મા પ્રકાશસ્વરૂપ છે, તે સર્વ પદાર્થોને પ્રકાશિત કરે છે, અર્થાત તે જે પદાર્થ ઊપર પ્રકાશ નાખતો નથી તે કોઈના પણ અનુભવમાં આવી શકતું નથી. અણુથી અણુ પદાર્થ પણ તેના પ્રકાશની બહાર નથી, અન્યથા કોઈના પણ પદાર્થપણાનો બોધજ ન

થાય. હે નચિકેતા! તમે જે આત્મતત્ત્વના વિષયમાં પૂછયુ હતું, જેના સંબંધમાં દેવતાઓને પણ સંદેહ રહે છે, જે ધર્માધર્મ આદિથી ભિન્ન પદાર્થ છે, જેને વિષ્ણુનું પદ કહેવામાં આવે છે તથા જેનાથી શ્રેષ્ઠ બીજી કોઈ વસ્તુ નથી, એવી વસ્તુજ તે આત્મા છે. ૩.

વિશેષ—લીલુ, પીળુ આદિ રૂપ, મધુર ખાટુ આદિ રસ, સુરભિ અસુરભિ-રૂપ ગ્રંથ, વર્ણાત્મક, ધ્વાનાત્મક શબ્દ, શીત, ઉષ્ણ આદિ સ્પર્શ તથા સંસર્ગ જન્ય સુખવિશેષ, આ સર્વનો અનુભવ અપરોક્ષ સાક્ષિભૂત આત્માથી થાય છે. શંકા થાય છે કે એ કહેવુ ખરાબર નથી, લોકમાં તો એજ પ્રસિદ્ધ છે કે ઇંદ્રિયોથી રૂપાદિકોનું જ્ઞાન થાય છે, તો પછી આત્માથી તેમની જ્ઞાનોપલબ્ધિ કેવી રીતે? તેનુ સમાધાન એ છે કે ઇંદ્રિય આદિ જડ છે, તેમનામાં રૂપાદિકોના પ્રકાશનનું સામર્થ્ય નથી, અર્થાત્ ઇંદ્રિયોમાં એવી શક્તિ નથી કે જે રૂપાદિ વિષયોનો અનુભવ કરી શકે, એ શક્તિ તો તેમને આત્માથી મળેલી છે. જે કાંઈ કરવાવાળો છે તે આત્મા છે. તેથીજ "एतेनैव—देहादि व्यतिरिक्तात्मनैव, विज्ञानस्वभावेन" (જ્ઞાનસ્વરૂપ આત્માથી) મંત્રમાં એવુ કહેવામાં આવેલુ છે.

ચુંબક વિના લોખંડ ચાલવામાં, તથા સૂર્ય વિના આંખો જોવામાં સમર્થ થઈ શકતાં નથી. તોપણ ચુંબક તથા સૂર્ય કોઇને પ્રેરણા કરતાં નથી કે તે ચાલે તથા જુવે. તેથી એ બંને લોખંડ તથા નેત્રની સાથે ફળ ભાગી થતાં નથી. તેજ પ્રમાણે પરમેશ્વર, ચેતન જીવથી અગર ઇંદ્રિયોથી થનારી ક્રિયાનું નિમિત્ત છે, પણ વિકારી ન હોવાથી લિપ્ત થતો નથી. રૂપ આદિ સર્વ તેનાથી નિર્મિત થએલાં છે, તેની સત્તાથી જ તેમનું અસ્તિત્વ છે, તેમનામાં જોવા આદિના સામર્થ્યનો પ્રદાતા પણ તેજ છે. ભાવ એ છે કે સંસારમાં કોઈ પણ એવી વસ્તુ નથી, કે જે તેની સત્તા વગર કાયમ રહી શકે, કે કાંઈ કરી શકે. ૩.

અતિ સૂક્ષ્મ હોવાથી આત્મતત્ત્વને જાણવાનુ ઘણું કઠણ છે. એ માનીને પણ ફરી તેજ વાતને બીજી રીતે કહે છે. યથા—

स्वप्नान्तं जागरितान्तं चोभौ येनानुपश्यति ।
महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥ ४ ॥

અન્વયઃ—ધીરઃ, સ્વપ્નાન્તમ્, જાગરિતાન્તમ્, યેન, અનુપશ્યતિ મહાન્તમ્, વિભુમ્, આત્માનમ્, મત્વા, ન શોચતિ. ૪

ભાવાર્થ—સ્વપ્ન અવસ્થા તથા જાગ્રત અવસ્થા, એ બં... ...લા તપઃ રૂપ ... તથા કાર્ય કારણ રૂપ

પંચ ભૂતોની સાથે દેવતા આદિકોનાં શરીરને ઉત્પન્ન કરીને પ્રાણિયોની હૃદયાકાશ રૂપ ગુહામાં પ્રવિષ્ટ થઇને બિરાજમાન થઈ રહેલો છે, એ તત્ત્વને જે અધિકારી દેખે છે, તે તે પ્રસંગમાં પ્રાપ્ત થઇને બ્રહ્મનેજ દેખે છે. કારણકે માટીમાથી બનેલો ઘડો તથા સોનાથી બનેલુ કુંડળ, અનુક્રમે માટી તથા સોનુજ હોય છે. તેવીજ રીતે બ્રહ્મથી,ઉત્પન્ન થએલો હિરણ્યગર્ભ પણ બ્રહ્મજ છે. એ હિરણ્ય ગર્ભ પણ તેજ છે. ૬.

**વિશેષ**—મન તથા વાણીની તો વાતજ શી ? સૂક્ષ્માતિસૂક્ષ્મ બુદ્ધિ પણ જ્યાં પહોચી શક્તી નથી તે યાવત્ પ્રપચાતીત કેવળ સ્વાનુભવગોચર પરબ્રહ્મ-તત્ત્વસંબંધી, આત્મદેવ વિષયક વિજ્ઞાનને વારંવાર નાના પ્રકારથી સમજાવવાની શૈલીનું વેદમાં આશ્રયણ કરવામા આવેલુ છે. કારણકે કોઈ પણ એવો શબ્દ નથી કે જે તેને પ્રકાશિત કરવાને સમર્થ હોય. ૬.

ફરીથી જ્ઞાન સ્વરૂપ આત્માને બીજી રીતે કહે છે. યથા—

या प्राणेन संभवत्यदितिर्देवतामयी ।
गुहां प्रविश्य तिष्ठन्तं या भूतेभिर्व्यजायत । एतद्वै तत् ॥७॥

અન્વય:—યા, દેવતામયી અદિતિ:, પ્રાણેન, સંભવતિ, યા, ભૂતેભિ:, વ્યજાયત, ગુહામ્, પ્રવિશ્ય, તિષ્ઠન્તીમ્, એતત્, વૈ, તત્. ૭.

ભાવાર્થ—દેવતામયી અદિતિ જે પ્રાણરૂપથી ભૂતોની સાથે ઉત્પન્ન થએલી છે. તથા બુદ્ધિરૂપ ગુહામાં પ્રવિષ્ટ થઇને સ્થિત છે, તેને જે દેખે છે, તે પણ તેજ છે. ૭.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે સર્વ દેવતા સ્વરૂપિણી છે, તે હિરણ્યગર્ભરૂપ પ્રાણ સ્વરૂપે ઉત્પન્ન થાય છે, જે પંચભૂતોની સાથે ઉત્પન્ન થઈ છે, જે રૂપ આદિ વિષયોનું ભક્ષણ કરીને અદિતિ કહેવાય છે તથા જે સંપૂર્ણ પ્રાણિયોના હૃદયરૂપી આકાશમાં પ્રવિષ્ટ થઇને સ્થિત છે, તેને જે દેખે છે તે તેના કારણભૂત બ્રહ્મનેજ દેખે છે. એજ તે બ્રહ્મ છે. ૭.

**વિશેષ**—આ મંત્રમા દેવતાઓની માતા અદિતિ ને લક્ષ્ય કરીને, નચિકેતાને પણ બ્રહ્મબોધ કરાવ્યો છે. અભિપ્રાય એ છે કે, સમાધિના અભ્યાસથી ઇન્દ્રિયોના દોષ નષ્ટ થઇ જાય છે, ત્યારે બ્રહ્મજ્ઞાનના તરફ વલણવાળી, માતાના જેવી કલ્યાણપ્રદાયિની, પ્રકાશસ્વરૂપા સૂક્ષ્મબુદ્ધિ ઉત્પન્ન થાય છે. પ્રકાશસ્વરૂપા ... દેવતામયી કહેવામાં આવે છે તેનેજ અખંડ ચિતશક્તિ

પણ કહે છે. એ અખંડા ચિતશક્તિ શબ્દાદિ વિષયોનુ અદન (ભક્ષણ) કરી જાય છે. તેથીજ તેને અદિતિ કહેલ છે. કારણકે બ્રહ્મજ્ઞાન થવાથી વિષયવાસના વિલીન થઈ જાય છે. મન્ત્રમાં એ પણ કહેવામાં આવેલુ છે કે 'અદિતિ પ્રાણરૂપે ઉત્પન્ન થઈ છે તેનો અભિપ્રાય એ છે કે, પ્રાણથી ઘટિત (યુક્ત) સૂક્ષ્મ શરીરો પધિક હિરણ્યગર્ભરૂપે તે ઉત્પન્ન થયેલા છે. ૭.

વિરાટરૂપ અગ્નિ પણ બ્રહ્મ જ છે. એ કહે છે. યથા—

**अरण्योर्निहितो जातवेदा गर्भ इव सुभृतो गर्भिणीभिः । दिवे दिवे ईड्यो जागृवद्भिर्हविष्मद्भिर्मनुष्येभिरग्निः । एतद्वै तत् ॥ ८ ॥**

ગર્ભિણીભિઃ, સુભૃતઃ, ગર્ભઃ, ઇવ, અરણ્યોઃ, નિહિતઃ, જાતવેદાઃ, અગ્નિ, મનુષ્યેભિઃ, જાગૃવદ્ભિઃ, દિવે દિવે, ઈડ્યઃ, એતત્, વૈ તત્ ૮.

ભાવાર્થ—જે જાતવેદા અગ્નિ, ગર્ભિણી સ્ત્રિયો દ્વારા ઉત્તમ ઉપાયોથી પોષિત કરવામાં આવેલ ગર્ભની પેઠે બંને અરણિયોની મધ્યમાં અવસ્થિત છે તથા હવન સામગ્રી યુક્ત સાવધાન મનુષ્યો દ્વારા નિત્ય સ્તુતિ કરવાને યોગ્ય છે, તેજ તે બ્રહ્મ છે. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—શુદ્ધ અન્ન, ફળ તથા દૂધ આદિનું ભોજન કરીને જેમ ગર્ભિણી સ્ત્રિયો ગર્ભને પરિપુષ્ટ તથા સુવિચાર, અન્યગ્રતા તથા વિશ્રામાદિ ઉપાયોથી સુરક્ષિત રાખે છે, તેમજ યોગાભ્યાસ પરાયણ પુરુષ તથા યજ્ઞકર્તા ઋત્વિક આ અગ્નિને અરણિમાં (એ નામનાં ઉપર તથા નીચેનાં કાષ્ટ, જેનાથી અગ્નિમથન કરવામાં આવે છે, તેમનામાં) સ્થાપિત કરે છે. અભિપ્રાય એ છે કે અધ્યાત્મયોગકાળમાં યોગી પુરુષ જેને અધ્યાત્મરૂપે પોતાના હૃદયાકાશમાં છુપાવી રાખે છે. તથા જ્યારે તેઓ જાગતા રહે છે, અર્થાત્ પ્રમાદ, આળસ રહિત કર્મઠ થઇને પ્રતિદિન ઘૃત આદિ હવનની સામગ્રીથી જે અગ્નિની સ્તુતિ કરે છે, તે જાતવેદાજ બ્રહ્મ છે. ૮.

વિશેષ—જેમ અગ્નિ અરણિ નામક કાષ્ઠમાં વ્યાપ્ત છે, પરંતુ મંથન કર્યા વગર નિકળતો નથી, તેજ પ્રમાણે અંતઃકરણમાં વ્યાપ્ત પરમેશ્વર જપ તપ યોગાભ્યાસાદિ સાધન કર્યા વગર પ્રગટ થતો નથી. જેમ સ્ત્રિયો ગર્ભના પ્રતિપાલનની ચિંતા રાખે છે, તેમજ જીજ્ઞાસુએ હૃદયસ્થ પરમાત્માનું ધ્યાન રાખવુ

વિષય પદાર્થોને જે દેખે છે, એવા મહાન વિભુ આત્માને જાણી લઈને ધીર વ્યક્તિ શોકને પ્રાપ્ત થતી નથી. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—સ્વપ્નમાં જે પદાર્થો જાવામાં આવે છે, તથા જાગ્રતમાં જે વસ્તુઓ દેખાઈ રહેલી છે, એ બને ચીજોને જે આત્મશક્તિના મહિમાથી દેખી શકાય છે, તે સર્વવ્યાપક આત્માને વિદ્વાન લોક 'બ્રહ્મસ્મિ અગર સોઽહમ્' એ ભાવનાથી સાક્ષાત કરે છે, તેઓ શોક સાગરને પાર કરી દે છે. જ્યારે આત્મવેત્તાને એવી પ્રતીતિ થઈ જાય કે ઉંઘવા જાગવામા જે કાંઈ આત્મદેવના મહિમાનું ફળ છે, ત્યારે તેને 'હું કર્તા છુ' એ ચિંતા શા લોકમાં પણ 'કરવા કરાવવાવાળો હું છું' એવુ કર્તૃત્વાભિમાન જેને તેનેજ ઘણે ભાગે કષ્ટનો અનુભવ થાય છે, તથા જે એમ સમજે છે કે કરાવનાર તો કોઈ બીજોજ છે, હું તો તેનીજ સત્તાથી જે કાંઈ બને કરૂ છુ, તો તેને શોક આદિ શા માટે થાય ? બાગની હાનિ લાભ સાથે મ નોજ સંબધ છે, માળીતો કર્તવ્યપાલક સેવક છે ૮.

વિશેષ—જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ, એ જીવની ત્રણ અવસ્થાઓ સુષુપ્તિમાં વિષયજ્ઞાનનો સંબંધ રહેતો નથી તેથી પ્રકૃત મત્રમાં તેનો ઉલ્લે કરવામાં આવ્યો નથી. જે આત્માના અસ્તિત્વથી જ સ્વપ્ન તથા જાગ્રત અવસ્થાઓમાં વિષય જ્ઞાન થાય છે, તે સત્ ચિત્ આનંદમય સ્વરૂપને જાણીને વિદ્વાન લોક કદી શોકમોહની જાળમા ફસાતા નથી. ટુકામા કહેવાનું એટલુંજ છે કે બ્રહ્મવેત્તા જ્યા રહે છે ત્યાના વાતાવરણમાં શોક મોહની છાયા સરખી પણ ફરકી શકતી નથી. ૪.

જીવ તથા ઈશ્વરના ભેદનું ખંડન કરીને પછી તેજ વાતને કહે છે કે—

**य इमं मध्वदं वेद आत्मानं जीवमन्तिकात् ।**
**ईशानं भूतभव्यस्य न ततो विजुगुप्सते । एतद्वै तत् ॥ ५ ॥**

અન્વય:—યઃ, ઇમમ, મધ્વદમ્, જીવમ્, આત્માનમ્, અન્તિકાત્, ભૂતભવ્યસ્ય, ઈશાનમ્, વેદ, તતઃ, ન વિજુગુપ્સતે, એતદ્વૈ તત્. ૫.

ભાવાર્થ—જે મનુષ્ય કર્મ ફળ ભોક્તા તથા પ્રાણાદિકોના ધારક જીવાત્માને પોતાના સમીપ, તથા ભૂત ભવિષ્ય ( વર્તમાન, ત્રણે કાળ ) ના અધિપતિ એવા ઈશ્વર ને જાણે છે તે આત્માની રક્ષા કરવાની ઈચ્છા કરતો નથી. તે તેના પ્રકાશની બ્રહ્મ.

વિ૦ વિ૦ ભાષ્ય—સ્વસ્વરૂપની ઉપલબ્ધિ કરાવનાર તથા જુગુપ્સારૂપી પાસથી મુક્ત કરાવનારૂં, જીવાત્મા તથા પરમાત્માનું અભેદ જ્ઞાનજ છે. કર્મના ફળને ભોગવનારો જીવાત્મા છે. અવિદ્યાથી ઉપહિત ચૈતન્યજ અંતઃકરણની સાથે તદ્ભાવાપન્ન થઇને કર્મના ફળ ભોગવે છે. એ પરમાત્મા અંતઃકરણમાં વ્યાપ્ત હોઇને સમીપજ છે તથા તેજ ( પરમાત્મા ) ભૂત, ભવિષ્ય તથા વર્તમાન કાળનો દ્રષ્ટા, જ્ઞાતા તથા ઈશ્વર છે. આ તત્ત્વને જે જાણી લે છે તે આત્માનું રક્ષણ કરવાની ઇચ્છા કરતો નથી. કારણ કે ભયના હેતુ દ્વૈતજ્ઞાનના અભાવ પછી તે કોની કોનાથી રક્ષા કરે ? હે નચિકેતા ! તમે જે આત્માના વિષયમાં પ્રશ્ન કર્યો હતો, તે આજ છે. ૫.

વિશેષ—પ્રકૃત મંત્રમાં ' न विजुगुप्सते ' એવો પાઠ આવેલો છે, તેનો અભિપ્રાય એ છે કે શોક, મોહ, ભય તથા જુગુપ્સા આદિ જીવના જેટલા બંધન છે, તેમાથી જુગુપ્સા અને ભય જીવની સાથે ઘણો નિકટનો સંબંધ રાખે છે, જીવને સુખ ગમે છે. તેમ કરવામા તેને માન, અપમાન દુઃખ આદિનો સામનો કરવો પડે છે. કેટલીક વખતે જુગુપ્સા, નિંદા તથા ભય આદિથી આત્મગોપન, પોતાની રક્ષા કરવાનો ઉપાય કરવો પડે છે. જ્યારે આત્મજ્ઞાનની પ્રાપ્તિ તથા અવિદ્યાજનિત અજ્ઞાન દૂર થવાથી પુરૂષ ભયરહિત થઈ જાય છે, ત્યારે તેની જુગુપ્સાવૃત્તિ સ્વયં નષ્ટ થઈ જાય છે. એ પણ તેજ છે. ૫.

હિરણ્યગર્ભ પણ સર્વાંતર્યામી બ્રહ્મજ છે. તે કહે છે યથા—

यः पूर्वं तपसो जातमद्भ्यः पूर्वमजायत ।
गुहां प्रविश्य तिष्ठन्तं यो भूतेभिर्व्यपश्यत । एतद्वै तत् ॥६॥

અન્વયઃ—યઃ, પૂર્વમ્ તપસઃ, જાતમ્, અદ્ભ્યઃ, પૂર્વમ્, અજાયત, ગુહામ્, પ્રવિશ્ય, તિષ્ઠન્તમ્, ભૂતેભિઃ, યઃ, વ્યપશ્યત, એતત્, વૈ, તત્. ૬.

ભાવાર્થ—જે જળ આદિ પંચભુતોથી પહેલાં, તપથી ઉત્પન્ન થયો છે તથા ભૂતોસહિત બુદ્ધિરૂપ ગુહામાં પ્રવિષ્ટ થઇને સ્થિત છે, એવા હિરણ્યગર્ભને જે દેખે છે, તે બ્રહ્મને દેખે છે. નિશ્ચય એજ બ્રહ્મ છે.

વિ૦ વિ૦ ભાષ્ય—જે હિરણ્યગર્ભ, જલ વિગેરે પંચભૂતોના પહેલાં તપઃ સ્વરૂપ પરબ્રહ્મથી, સર્વ પ્રથમજ, ઉત્પન્ન થએલો છે, તથા કાર્ય કારણ રૂપ

ઉચિત છે. ઈશ્વર અગ્નિરૂપ છે, કારણકે અગ્નિની પેઠે સર્વનો પોષક છે. એ અગ્નિસ્વરૂપ પરમાત્માને બ્રહ્મ માનીને ઉપાસકો દ્વારા તેની પ્રતિદિન સ્તુતિ કરવામાં આવે છે. ૮.

હવે હિરણ્યગર્ભના અવયવ રૂપ અગ્નિનું વર્ણન કરીને 'બીજા દેવતા પણ હિરણ્યગર્ભના અંશભૂત છે.' એ કહે છે, યથા—

यतश्चोदेति सूर्योऽस्तं यत्र च गच्छति ।
तं देवाः सर्वेऽर्पितास्तदु नात्येति कश्चन। एतद्वै तत् ॥९॥

અન્વયઃ—સૂર્યઃ, યતઃ, ચ, ઉદેતિ, યત્ર, ચ, અસ્તમ્, ગચ્છતિ, સર્વે, દેવાઃ, તમ્, અર્પિતાઃ, તત, કશ્ચન, ન ઉ અત્યેતિ, એતત્, વૈ, તત્. ૯

ભાવાર્થ—જ્યાંથી સૂર્યનો ઉદય થાય છે તથા જ્યાં તેનો અસ્ત થઈ જાય છે, સર્વ દેવતાગણ તેનોજ આશ્રય કરે છે, કોઈપણ તેનું ઉલ્લંઘન કરી શકતું નથી. તેજ એ બ્રહ્મ છે. ૯.

વિ૦ વિ૦ ભાષ્ય—જે પ્રાણ સ્વરૂપ આત્માથી સૂર્યનો ઉદય થાય છે તથા પ્રાણ સ્વરૂપ આત્મામાં તેનો અસ્ત થઈ જાય છે, તેજ આત્માના સર્વ દેવતાઓનો પ્રવેશ છે. અર્થાત્ જેમ રથના પૈડાની નાભિમાં આરા લાગેલા રહે છે, તેજ પ્રમાણે સર્વ દેવતાઓનો એક માત્ર આશ્રય તેજ છે. એ સર્વસ્વરૂપ બ્રહ્મનું કોઈ પણ ઉલ્લંઘન કરી શકતું નથી, અર્થાત્ એ આત્મસ્વરૂપથી ભિન્ન એવું કોઈ જ નથી કે જે તેનાથી આગળ વધી જાય. ૯.

વિશેષ—આ મંત્રમાં બ્રહ્મની એ નિયામિકાશક્તિનું વર્ણન કરવામાં આવ્યું છે કે જેના ભયથી સૂર્યદેવને બરાબર વખતસર ઉદય થવાની તથા નિયત સમયે અસ્ત થવાની ફરજ પડે છે. તથા બીજા ઇંદ્ર, રૂદ્ર, વસુ આદિ દેવગણને પોતપોતાના પદ ઊપર રહીને પોતપોતાના કાર્ય સંપાદન કરવામાં લાગેલા રહેવું પડે છે. એ અનંત કોટિ બ્રહ્માંડ નાયક, કે જેના અવલંબનથી સંસાર ચક્ર ચાલુ રહે છે, તેનાથી વધીને બીજો જગતમાં કોઈ નથી. ૯.

પ્રથમ જે બ્રહ્મને સર્વાત્મરૂપ કહ્યું છે તે બરાબર નથી, કારણ કે ઉપહિત ચૈતન્ય સંસારી થવાથી તથા બ્રહ્મ સંસારરહિત હોવાથી, વિરૂદ્ધ ધર્મવાળાની એકતા થઈ શક્તી નથી. આ શંકાનું સમાધાન એ છે કે વિરૂદ્ધ ધર્મતા તો ઉપાધિથી પ્રતીત થાય છે, વાસ્તવમાં તો બંને એકજ છે. તેથી કોઈ આપત્તિ નથી, એ કહે છે કે—

यदेवेह तदमुत्र यदमुत्र तदन्विह ।
मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥१०॥

અન્વય:—ઇહ, યત્, અમુત્ર, તત્. એવ. યત્, અમુત્ર, ઇહ, તત્, અનુ, યઃ ઇહ, નાના, ઇવ, પશ્યતિ, સઃ, મૃત્યોઃ, મૃત્યુમ્, આપ્નોતિ.

ભાવાર્થ—જે તત્ત્વ એમાં ભાસે છે, અર્થાત્ દેહેન્દ્રિય સંઘાતમાં પ્રતીત થાય છે, તેજ બીજી જગોએ, એટલે કે દેહાદિથી પર પણ છે. જે તેમાં નાના ભાવ દેખે છે અર્થાત્ ભેદ દર્શન કરે છે, તે મૃત્યુથી મૃત્યુને અર્થાત વારંવાર જન્મમરણને પ્રાપ્ત થાય છે. ૧૦.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા, જે પરમાત્મા તમારા શરીરમાં, હમારા શરીરમાં તથા અન્ય જીવોના શરીરોમાં સાક્ષીરૂપે સ્થિત છે, એજ પરમેશ્વર પરોક્ષ ઇશ્વર શરીરમાં તથા હિરણ્યગર્ભમાં પણ વર્તમાન છે. તથા જે ચેતન ઇશ્વર હિરણ્યગર્ભાદિરૂપ શરીરોમાં સ્થિત છે, તેજ સાક્ષિરૂપે હમારા દેહમાં પણ વિદ્યમાન છે. અંતઃકરણ આદિ ઉપાધિના સ્વભાવ તથા ભેદદ્રષ્ટિના કારણે મોહિત થએલો જે મનુષ્ય એકરસ બ્રહ્મમાં 'હું બ્રહ્મથી અન્ય છું તથા બ્રહ્મ મારાથી ભિન્ન છે' એ ભેદભાવને દેખે છે, તે મરણથી મરણના અર્થાત વારંવાર જન્મમરણના ચક્રરમાં પડ્યો રહે છે. ૧૦.

વિશેષ—જે બ્રહ્મ કાર્યકારણ ઉપાધિથી યુક્ત અજ્ઞાની લોકને તે સાંસારિક ધર્મવાળું પ્રતીત થાય છે. તથા તેનેજ જે પોતાના સ્વરૂપમાં સ્થિત થએલો છે તે, સકળ સંસારી ધર્મોથી રહિત દેખે છે. જે બ્રહ્મ શુદ્ધરૂપે સ્થિત છે, તેજ નિત્ય, જ્ઞાનઘન અહીં નાનારૂપ કાર્યકારણ ઉપાધિથી યુક્ત ભાસે છે. અભિપ્રાય એ છે કે જીજ્ઞાસુ પુરૂષે 'બ્રહ્મ એક રસ છે' એવું ધ્યાન કરવું જોઇએ. બ્રહ્મને નાનારૂપથી માનનારા લોક વ્યામોહ (અજ્ઞાન) માં પડયા રહે છે. જે મનુષ્ય એમ સમજે છે કે પોતાનો માનેલો ઇશ્વર બીજો છે તથા બીજાનો માનેલો ઇશ્વર બીજોજ છે. એવી ધારણા કરનારી વ્યક્તિને કદી શાંતિ મળતી નથી. તેજ કારણથી તેના આવાગમન ચક્રની ગતિનો નિરોધ થઈ શકતો નથી. ૧૦.

બ્રહ્મની પ્રાપ્તિનું સાધન કહે છે. યથા—

मनसैवेदमाप्तव्यं नेह नानास्ति किंचन ।
मृत्योः स मृत्युं गच्छति य इह नानेव पश्यति ॥११॥

અન્વયઃ—મનસા, એવ, ઇદમ્, આપ્તવ્યમ્, ઇહ બ્રહ્મણિ, કિંચન, નાના, નાસ્તિ, યઃ, ઇહ, નાના, ઇવ, પશ્યતિ, સઃ, મૃત્યોઃ, મૃત્યુમ્, આપ્નોતિ. ૧૧.

ભાવાર્થ—મનથીજ આ તત્ત્વને પ્રાપ્ત કરવું જોઇએ, તેમાં નાનાત્વ કંઈ પણ નથી. જે તેમાં નાનાત્વ જેવુ દેખે છે તે મૃત્યુને પ્રાપ્ત કરે છે. ૧૧.

વિ૦ વિ૦ ભાષ્ય—કોઈ આચાર્ય દ્વારા પ્રદત્ત શાસ્ત્રના ઉપદેશથી તથા મહાપુરૂષોના સત્સંગથી પ્રથમ મનને નિર્મળ કરવુ જોઈએ. એ શુદ્ધ મનથી એકતાના અનુભવ દ્વારા, એ એકરસ બ્રહ્મ પ્રાપ્ત થઈ શકે છે. આત્માજ તે બ્રહ્મ છે, તેનાથી અન્ય નથી. આત્મામાં નાનાત્વ કે ભેદની કલ્પના થઈ શકતી નથી, અને જે પુરૂષ અવિદ્યાથી અંધ થઈને તે બ્રહ્મમાં ભેદભાવ દેખે છે, તે વારંવાર જન્મ મરણના ફંદામાં ફસાય છે. ૧૧.

વિશેષ—બુદ્ધિનું શોધન કરવાના તો અનેક ઉપાય છે, પણ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિના ઘણા ઉપાય નથી, તેનો તો દેશિક આચાર્યો દ્વારા ઉપદિષ્ટ પ્રતિ દિન સત શાસ્ત્રોનું શીલન જ એક માત્ર પ્રધાન ઉપાય છે. જે પુરૂષ અનેક ઉપાયોથી બ્રહ્મમાં ભેદ દેખે છે તેને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થવાનો, રામેશ્વર તરફ જનારાને બદ્રીનારાયણ ધામની પ્રાપ્તિ થાય, એવો સંભવ છે. ૧૧.

ફરી થી જીવની એકતાને દૃઢ કરે છે, યથા—

अङ्गुष्ठमात्रः पुरुषो मध्य आत्मनि तिष्ठति ।
ईशानो भूतभव्यस्य न ततो विजुगुप्सते । एतद्वै तत् ॥१२॥

અન્વયઃ—અંગુષ્ઠમાત્રઃ, પુરૂષઃ, મધ્યે, આત્મનિ, તિષ્ઠતિ. ભૂતભવ્યસ્ય, ઈશાનઃ, તતઃ, ન વિજુગુપ્સતે, એતત્, વૈ, તત્. ૧૨.

ભાવાર્થ—અંગુઠાની બરાબર પુરૂષ શરીરના મધ્ય ભાગમાં સ્થિત છે, તેજ ભૂત, ભવિષ્ય (વર્તમાન) નો ઈશ્વર છે. તેને જાણી લીધા પછી પુરૂષ પોતાના શરીરની રક્ષા કરવાની ચાહના કરતો નથી. એ પણ તેજ બ્રહ્મતત્ત્વ છે. ૧૨.

વિ૦ વિ૦ ભાષ્ય—મહાત્માઓને મુખેથી હમે સાંભળયુ છે, તથા બીજા ગ્રંથોમાં જોયું પણ છે કે હૃદયકમળનો આકાર અંગુષ્ઠ પરિમાણનો છે.

તેથી તેના છિદ્રમાં સ્થિત અંતઃકરણ પણ અંગુઠા જેટલુ છે તેથી એ અંતઃકરણની ઉપાધિવાળો પુરૂષ પણ અંગુષ્ઠ પરિમાણવાળો કહેવાય છે. એ અંગુષ્ઠ માત્ર પુરૂષ શરીરની વચમાં વર્તમાન છે તથા કાળત્રયનો નિયામક છે. તેને જાણનારો નિર્ભય થઈને પોતાની રક્ષાની પરવાહ કરતો નથી. તેજ પરબ્રહ્મ છે. ૧૨.

વિશેષ—પરમાત્મા જગતનો સ્વામી અને સર્વત્ર વ્યાપક છે, તો પણ દર્પણમાં રૂપની માફક જીજ્ઞાસુએ તેને શુધ્ધ અંતઃકરણ દ્વારા જોવાનો યત્ન કરવો જોઈએ. તેમ કરવાનો અભ્યાસ વધી જાય છે ત્યારે સર્વત્ર બ્રહ્મ દર્શન થવા માંડે છે. અંગુષ્ઠમાત્ર પુરૂષનો દર્શક મુમુક્ષુ, આગળ ચાલતાં વિશ્વમાત્રમાં તે પુરૂષના દર્શનનો અધિકારી થઈ જાય છે. ૧૨.

જીવના અનિત્યત્વની શંકાનું સમાધાન કરે છે કે—

**अङ्गुष्ठमात्रः पुरुषो ज्योतिरिवाधूमकः ।**
**ईशानो भूतभव्यस्य स एवाद्य स उ श्वः । एतद्वै तत् ॥१३॥**

અન્વયઃ—અંગુષ્ઠમાત્રઃ, પુરૂષઃ, અધૂમકઃ જ્યોતિઃ, ઇવ, ભૂતભવ્યસ્ય, ઈશાનઃ, સઃ, એવ, અદ્ય શ્વઃ, ઉ, એતત્, વૈ, તત્. ૧૩.

ભાવાર્થ—ધૂમાડા રહિત દીવાની જ્યોતની પેઠે અંગુષ્ઠમાત્ર પુરૂષ, ભૂત, ભવિષ્ય તથા વર્તમાનનો શાસક છે. તેજ આજ વર્તમાનકાળમાં છે અને તેજ કાલે ભવિષ્યમાં પણ રહેશે. તે પણ એજ છે. ૧૩.

વિ૦ વિ૦ ભાષ્ય—અંગુષ્ઠમાત્ર પુરૂષને જ્યોતિઃસ્વરૂપ કહેલો છે. પ્રત્યેક લૌકિક જ્યોતિ ઉષ્ણ હોય છે, પરંતુ તે તેજ શાંત છે. જ્યોતિયોમાં ઘણે ભાગે ધૂમાડાની ઉપાધિ હોય છે, આમાં દીવાની રાખના જેવો એ દોષ હોતો નથી. અન્ય તેજ હોલવાઈ જાય છે, પરંતુ આ તેજ જેવુંને તેવુંજ ભવિષ્યમાં પણ રહે છે, તથા નિશ્ચય એજ તે બ્રહ્મ તત્ત્વ છે. ૧૩.

વિશેષ—જેમ ધુમાડો અગ્નિથી પેદા થઇને અગ્નિને ઢાંકી દે છે, તેજ પ્રમાણે પ્રકૃતિ બ્રહ્મથી પ્રગટ થઇને તેના સ્વરૂપને ઢાંકી દે છે. એ માયાનું આવરણજ જીવના બંધનનું કારણ થાય છે. એજ બંધનરૂપ અંધકારને દૂર કરવાને સારૂ અંગુષ્ઠ માત્ર પુરૂષના જ્યોતિર્મય સ્વરૂપનું વર્ણન કરવામાં આવેલું છે. જેમ સમુદ્રમાં દીવાદાંડીની સહાયથી જહાજ વિપથગામી થવા પામતું

નથી, તેમજ જીવન નૌકાને સંસારસાગરમાં ડુબતી બચાવવાને સારૂ, આજ કાલ કે કાલાંતરમાં પણ તેને સદાપ્રકાશ તેજનો આશ્રય લેવાનો ઉપદેશ પ્રકૃત મંત્રમાં કરવામાં આવ્યો છે. ૧૩.

ભેદવાદિયોને સંસારની પ્રાપ્તિ, તથા અભેદવાદિયોને મોક્ષની પ્રાપ્તિ થાય છે. એ વિષયનો બે મંત્રોમાં ઉપસંહાર કરે છે, યથા—

यथोदकं दुर्गे वृष्टं पर्वतेषु विधावति ।
एवं धर्मान्पृथक् पश्यंस्तानेवानुविधावति ॥ १४ ॥

અન્વયઃ—યથા, ઉદકમ્, દુર્ગે, વૃષ્ટમ્, પર્વતેષુ, વિધાવતિ, એવમ્, ધર્માન્, પશ્યન્, તાન્, એવ અનુવિધાવતિ. ૧૫.

ભાવાર્થ—જે પ્રમાણે ઉંચી જગોએ વરસેલું પાણી પહાડના નીચેના ભાગોમાં આમ તેમ વહી જાય છે, તે પ્રમાણે આત્માના ગુણભેદોને જુદા જોનાર વ્યક્તિ, ગુણભેદોની પાછળ દોડે છે. ૧૪.

વિ૦ વિ૦ ભાષ્ય—જેમ પર્વતોના ઊંચા શિખરો ઊપર વરસેલું પાણી નીચેની તરફ વહી જઈને આમ તેમ વિખરાઈ જાય છે, તેમ જીવ, પ્રકૃતિ વૈચિત્ર્યને કારણે એક અદ્વિતીય આત્મામાં નાનાત્વ જોતો, લક્ષ્યથી ચ્યુત થઈ જાય છે. તે પછી તે તે યોનિયોને પ્રાપ્ત કરીને કૈવલ્યપદથી વંચિત થઈ જાય છે. ૧૪.

વિશેષ—જેમ પર્વત ઊપર વરસેલું પાણી નીચેની બાજુએ વહીને નદી નાળામાં પરિણત થઈ જાય છે, તેજ પ્રમાણે જે મનુષ્ય આત્મામાં નાનાત્વની કલ્પના કરે છે, અર્થાત્ પુત્ર કલત્ર, હસ્તી, અશ્વ આદિકોમાં આત્મત્વેન આસ્થા રાખે છે, અગર તેમને જે સુખદાયી માની લે છે, તે તેને રૂપમાંજ પરિણત થઈ જાય છે. અર્થાત્ અનેક યોનિયોમાં પડે છે. ભાવ એ છે કે, જે આત્માના ધર્મસત્વાદિ ગુણોને ભિન્ન ભિન્ન શરીરોમાં દેખે છે, તે તેમની પાછળ દોડતો રહે છે, અર્થાત તે તે શરીરોને પ્રાપ્ત કરે છે ૧૪.

यथोदकं शुद्धे शुद्धमासिक्तं तादृगेव भवति ।
एवं मुनेर्विजानत आत्मा भवति गौतम ॥ १५ ॥

અન્વય — હે ગૌતમ, યથા, શુદ્ધમ્, ઉદકમ્, શુદ્ધે, આસિક્તમ્, તાદૃક્, એવ, ભવતિ, વિજાનતઃ, મુને, આત્મા, એવમ્, ભવતિ. ૧૫.

ભાવાર્થ—હે ગૌતમ! જે પ્રમાણે શુદ્ધ જળમાં મેળવેલું નિર્મળ પાણી તેવુંજ થઈ જાય છે, તેજ પ્રમાણે જ્ઞાનવાન મુનિનો આત્મા થઈ જાય છે. ૧૫.

વિ૦ વિ૦ ભાષ્ય—જેમ આકાશમાંથી વરસેલું શુદ્ધ જળ, શુદ્ધ-સાફ સ્થાનમાં પડીને શુદ્ધ તથા એકરસ રહે છે, તેમજ એકત્વદર્શી, મનન કરનારા પુરૂષની દ્રષ્ટિમાં આત્મા એકજ રૂપે રહે છે. અર્થાત્ શુદ્ધાંતઃકરણ મહાત્માનો ચિંતન કરેલો આત્મા તેવોજ રહે છે, જેવું કે વ્યાપક આત્મતત્ત્વ. ૧૫.

વિશેષ—ભગવદ્ભક્તિ તથા સદાચાર દ્વારા પોતાના શરીરના મળ તથા મનના વિક્ષેપને દૂર કરતો કરતો અધિકારી મુનિ, તત્ત્વજ્ઞાન દ્વારા પોતાની બુદ્ધિના આવરણનો નાશ કરીને તથા પછી બ્રહ્મ સાક્ષાત્કાર કરીને એવી રીતે બ્રહ્મરૂપજ થઈ જાય છે કે જેવી રીતે આકાશમાંથી પડેલાં જળબિંદુ શુદ્ધ જળમાં પડીને તેવાંજ થઈ જાય છે. આ પ્રકરણના કથનનો અભિપ્રાય એ છે કે, જીજ્ઞાસુએ આત્માના વિષયમાં, નાસ્તિકોની કુદ્રષ્ટિ, કુતાર્કિકોની ભેદદ્રષ્ટિ તથા સંસારિયોના આક્ષેપની કાંઈપણ પરવાહ ન કરતાં હજારો માતા પિતા તથા આચાર્યોથી પણ અધિક હિતકારી શ્રી વેદ ભગવાને ઉપદેશ કરેલા આત્માની એકતાના જ્ઞાનનો આદર કરીને, તેને અવશ્ય આચરણમાં લાવીને આત્મોદ્ધાર કરવામાં કદી પણ ચુકવું જોઇએ નહીં. ૧૫.

ચોથી વલ્લી સમાપ્ત.



## વલ્લી પાંચમી.

પ્રથમ જે બ્રહ્મના સ્વરૂપનું કથન કરી ગયા છીએ, તે અતિ સૂક્ષ્મ હોવાથી, કઠીણાઈથી જાણી શકાય છે. તેથી ફરીથી પણ ઉપાયાંતરે તેનો નિશ્ચય કરવાને સારૂ આ વલ્લીનો પ્રારંભ થાય છે. તેમાં 'त्वम्' પદાર્થની સાથે બ્રહ્મનો અભેદ પ્રતિપાદન કરવાની ઈચ્છાથી યમરાજ, દેહાદિ—સંઘાતથી આત્માને અલગ કરીને દેખાડે છે કે—

पुरमेकादशद्वारमजस्यावक्रचेतसः ।
अनुष्ठाय न शोचति विमुक्तश्च विमुच्यते । एतद्वै तत् ॥१॥

અન્વયઃ—એકાદશદ્વારમ્, પુરમ્, અવક્રચેતસઃ અજસ્ય, અનુષ્ઠાય, ન શોચતિ, વિમુક્તઃ, ચ, વિમુચ્યતે, એતત્, વૈ, તત્. ૧.

ભાવાર્થ—જે નિત્ય, વિજ્ઞાન સ્વરૂપ, જન્મ રહિત ( આત્મા ) નું અગિયાર દરવાજાવાળું નગર છે, તેનું ( આત્મા ) ધ્યાન રાખીને વિવેકી મનુષ્ય શોક કરતા નથી, તથા બંધન રહિત થઇને મુક્ત થઈ જાય છે, એટલેકે આ શરીર રહેતા છતાં કર્મ બંધનથી મુક્ત થઈ જાય છે. તે પણ એજ છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—આત્મામાં જન્મ, જરા આદિનો વિકાર નથી તથા તે નિત્ય પ્રકાશસ્વરૂપ છે, વિજ્ઞાન સ્વરૂપ છે. તે અગિયાર ( બે નેત્ર, બે કાન, બે નાસિકાના છેદ, મુખ, નાભિ, મૂત્રદ્વાર, મળદ્વાર તથા બ્રહ્મરંધ્ર ) દરવાજા વાળા શરીરરૂપી નગરમાં રાજાના સમાન વર્તમાન છે. સંપૂર્ણ ગ્રામશ્રિયોથી મુક્ત એવા આ નગરના સ્વામીનું જે પુરૂષ ધ્યાન કરે છે તેના ઉપર શોકનો પ્રભાવ પડતો નથી, તથા સંસાર બંધનથી છુટી જાય છે. કારણકે તેની અવિદ્યાએ રચેલી વાસના તથા કર્મોનાં બંધનની જાળ કપાઈ જાય છે. નિશ્ચય કરો કે એજ તે બ્રહ્મ છે કે જેના વિષે તમે પૂછ્યુ હતુ. ૧.

વિશેષ—મંત્રમાં '*विमुक्तश्च विमुच्यते*' જે મુક્ત છે તે મુક્ત થઈ ગયો, એવુ કહ્યુ છે. તેનો ભાવ એ છે કે, આત્મા તો નિત્ય મુક્તજ છે, કદી પણ આત્માનું વાસ્તવિક બંધન થયુંજ નથી. પરંતુ અજ્ઞાનથી પોતાનામાં કર્તૃત્વ ભોક્તૃત્વનું જે બંધન, પ્રથમ જે બંધનમાથી લીધેલુ હતું તે, હવે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિથી એ અજ્ઞાનને નિવૃત્ત કરીને, તે સર્વ બંધનોથી મુક્ત થઈ જાય છે. એ અપ્રાપ્તની પ્રાપ્તિ નથી પરંતુ પ્રાપ્તની પ્રાપ્તિ છે. લોકમા પણ જોવામાં આવે છે કે કંઠમાં સ્થિત આભુષણને ભુલીને કોઈ અન્વેષણ કરે છે, પછી કોઈના કહેવાથી કે જોવાથી તે મળી જતાં આભૂષણ પ્રાપ્તમાં તેની પ્રાપ્તિ માની લેવામા આવે છે. ૧.

'પુરમ્' એ એક વચનથી પ્રતીત થાય છે કે આત્મા એકજ શરીરમાં રહેવાથી તે એકદેશી છે. એ શંકાને દૂર કરવાને સારૂ કહે છે કે આત્મા સર્વ શરીરોમાં વર્તમાન હોવાથી તે સર્વ વ્યાપક છે, યથા—

**हꣳसः शुचिषद्वसुरन्तरिक्षसद्धोता वेदिषदतिथिर्दुरोणसत् । नृषद्वरसदृतसद् व्योमसदब्जा गोजा ऋतजा अद्रिजा ऋतं बृहत् ॥ २ ॥**

અન્વય:—હંસ:, શુચિષત્, વસુ:, અન્તરિક્ષસત્, હોતા, વેદિ-

ષત્, અતિથિઃ, દુરોણસત્, નૃષત્, વરસત્, ઋતસત્, વ્યોમસત્, અબ્જાઃ, ગોજાઃ, ઋતજાઃ, અદ્રિજા, ઋતમ્, બૃહત્. ૨.

ભાવાર્થ—પરમાત્મા હંસ, શુચિષત્, વસુ, અન્તરિક્ષસત્, હોતા, વેદિષત્, અતિથિ, દુરોણસત્, નૃષત્, ઋતસત્, વ્યોમસત્, અબ્જા, ગોજા, ઋતજા, અદ્રિજા તથા સત્ય સ્વરૂપ અને મહાન છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—આત્મા સર્વ પ્રકારના પુરોમાં રહે છે. એમ ન સમજશો કે તે માત્ર શરીરરૂપી નગરમાંજ રહે છે. જેમ કે—એ આત્મા હંસ છે, અર્થાત્ આત્માકારવૃત્તિમાં સ્થિત રહીને જે અજ્ઞાન અને તેના કાર્યનો નાશ કરે અથવા હનન અર્થાત્ સર્વત્ર ગમન કરે તેને હંસ કહે છે, એ આત્મા શુચિષત્, અર્થાત સ્વર્ગમાં રહેનારો દેવતારૂપ છે, તે ધનના જેવો સર્વ પ્રાણિયોનો પ્રિય હોવાથી વસુ છે. અંતરિક્ષમાં ગમન કરનારો વાયુ છે, યજ્ઞ કરનારો હોતા યજમાન છે, વેદિષત્ અર્થાત યજ્ઞકુંડમાં રહેનારો અગ્નિ છે. અથવા એ આત્મા હોતા એટલે કે અગ્નિ છે, વેદિષત્ એટલે કે પૃથિવીરૂપી વેદિમાં સ્થિત રહેનારો છે. તે અતિથિ છે. જે મનુષ્યના ગોત્ર, કુળનો પતો ન હોય તથા જે મધ્યાહ્ન સમયે ગૃહસ્થને ઘેર અકસ્માત ભોજનાદિને સારૂ આવી ચડે તેને અતિથિ કહે છે. એ આત્મા સોમરૂપે કપીશમાં સ્થિત છે, અથવા અતિથિ, બ્રાહ્મણ થઇને દુરોણસત્ એટલે કે યજ્ઞગૃહમાં સ્થિત છે. નૃષત્ એટલે મનુષ્યમાં સ્થિત છે, વરસત્ એટલે દેવતાઓમાં સ્થિત છે. ઋતસત એટલે સત્યમાં અગર યજ્ઞમાં સ્થિત છે, વ્યોમસત્ અર્થાત આકાશમાં સ્થિત છે. અબ્જા એટલે કે જળમાં ઉત્પન્ન મત્સ્યમકરાદિરૂપ છે અથવા શુક્તિશંખાદિરૂપ છે. ગોજા એટલે પૃથ્વીથી ઉત્પન્ન એટલે કે જવ, ડાંગર આદિ ઉદ્ભિજ અંકુરાદિ રૂપ છે. ઋતજા એટલે ઋત, કર્મફળોથી ઉત્પન્ન દેહાદિરૂપ છે. અદ્રિજા એટલે પર્વતોમાંથી નિકળેલી નદી આદિરૂપ છે તથા તે સર્વસ્વરૂપ આત્મા ઋત, સત્ય સ્વરૂપ અથવા બાધરહિત એટલે કે બૃહત્ મહાન છે. ૨.

વિશેષ—પ્રકૃત મંત્રમાં જે શબ્દો કહેવામાં આવેલા છે, તેમનાથી ઈશ્વરની સર્વવ્યાપકતાનો બોધ દ્રઢ કરાવેલો છે. યમ કહે છે કે હે નચિકેતા! જે અધિકારી બ્રહ્મ તથા તેની શક્તિને અર્થાત યાવત્ સૃષ્ટિ પ્રપંચને એકરૂપમાં દેખવાને સમર્થ થાય છે, તેજ સ્વસ્વરૂપની ઉપલબ્ધિ કરી શકે છે. ૨.

ઉક્ત આત્માના સ્વરૂપની પ્રાપ્તિમાં હેતુ કહે છે કે—

ऊर्ध्वं प्राणमुन्नयत्यपानं प्रत्यगस्यति ।
मध्ये वामनमासीनं विश्वे देवा उपासते ॥ ३ ॥

અન્વય—પ્રાણમ્, ઊર્ધ્વમ્, ઉન્નયતિ, અપાનમ્, પ્રત્યક્, અસ્યતિ, મધ્યે, આસીનમ્, વામનમ્, વિશ્વેદેવાઃ ઉપાસતે. ૩.

ભાવાર્થ—જે પ્રાણવાયુને ઊપર લઈ જાય છે તથા અપાનને નીચેની તરફ ધકેલે છે, હૃદયમાં સ્થિત, તે ભજન કરવાને યોગ્યની સર્વ દેવ ( ઇંદ્રિયો ) ઉપાસના કરે છે ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા ! એ આત્મા સર્વના હૃદયમાં વિરાજમાન થઈને પ્રાણ વાયુને ઊપર લઈ જાય છે તથા અપાન વાયુને નીચેની બાજુએ ખેંચે છે. અંગુષ્ઠ પરિમાણવાળા, હૃદયદેશમાં સ્થિત, પરિચ્છિન્ન પરિમાણવાળા તે પરમાત્માની સકળ દેવતા ઉપાસના કરે છે. અર્થાત્ ચક્ષુ આદિ ઇંદ્રિયોના અધિષ્ઠાતા દેવતાને, રાજાને પ્રજા, મંત્રી દ્વારા અપાયલા ઉપહારની પેઠે, રૂપ, રસ આદિની જ્ઞાન સ્વરૂપ ભેટ આપીને તે આત્માની ઉપાસના કરે છે. ૩.

વિશેષ—જેની શક્તિથી પ્રાણ તથા ઇંદ્રિયો પોતપોતાના વ્યાપાર કર કરવાને સમર્થ થાય છે તથા પ્રાણાદિ સમૂહ જેને અધીન છે, તે એ સર્વથી પૃથક્ છે. તે શરીરમાં આકર્ષણ વિકર્ષણ શક્તિની પ્રત્યક્ષક્રિયા પ્રાણ તથા અપાનનું સંચાલન કરે છે. સર્વ ઇંદ્રિયોના દ્રષ્ટા, પિંડરાજ્યના અધીશ્વર તથા નિયામક તેજ પરમાત્મા છે, કે જે પ્રથમ પૂછવામાં આવેલા હતા. ૩.

આત્મા દેહાદિસ્થિતિનું કારણ છે, તેથી તેની દેહાદિકોથી પૃથક્તા દેખાડે છે, યથા—

अस्य विस्रंसमानस्य शरीरस्थस्य देहिनः ।
देहाद्विमुच्यमानस्य किमत्र परिशिष्यते। एतद्वै तत्॥४॥

અન્વય—શરીરસ્થસ્ય, અસ્ય, દેહિનઃ, વિસ્રંસમાનસ્ય, દેહાત્, વિમુચ્યમાનસ્ય, અત્ર, કિમ, પરિશિષ્યતે, એતત્, વૈ, તત્. ૪.

ભાવાર્થ—શરીરમા સ્થિત રહેનારા એ દેહીના ભ્રષ્ટ ( સ્થાન ચ્યુત ) થઈ ગયા પછી, અગર આ શરીરથી મુક્ત થઈ ગયા પછી, અહીં શુ બાકી રહે છે ? અર્થાત આ શરીરમા કાંઈ પણ રહી જતુ નથી. એજ તે બ્રહ્મ છે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—જેમ રાજા નગરમાંથી ચાલ્યા ગયા પછી તેના મંત્રી આદિ તેની સાથે ચાલ્યા જાય છે, એવીજ રીતે આ આત્માના શરીરરૂપી પુરમાંથી ચાલ્યા જતાં, ઇંદ્રિય, પ્રાણ આદિ પ્રપંચ પણ તેની સાથેજ વિદાય થઈ જાય છે પછી આ શરીરરૂપી નગરમાં કાંઈપણ ઠાઠમાઠ રહેતો નથી, કે પહેલાંના જેવી શોભા પણ રહેતી નથી. આ શરીરપુરી પણ આત્મા વગર વેરાન થઈ જાય છે, તેને બાળી નાખવામાં આવે છે. હે નચિકેતા ! એજ તે આત્મા છે કે જે તમારા પ્રશ્નનું લક્ષ્ય છે. ૪.

વિશેષ—કેટલાક લોક તો એવા છે કે જે શરીરનેજ સર્વકાંઈ માને છે, તથા કેટલાક પુરુષ એવા છે કે જે આત્માને ત્રણે શરીરોથી પૃથક્ સમજે છે. તેમને દેહ દેહીનો સંબંધ દેખાડીને આત્માનો અનુભવ કરાવવામાં આવેલો છે. જેમકે—જ્યારે દેહી અર્થાત્ દેહસ્થ ચેતન આત્મા, સ્થૂળ શરીરને છોડીને, સર્વ શરીરો અર્થાત સૂક્ષ્મ શરીર તથા કારણ શરીરથી અલગ થઈ જાય છે, ત્યારે કાંઈ પણ અવશેષ રહી જતું નથી. ભાવ એ છે કે શરીરાતિરિક્ત જે કાંઈ છે તે એજ આત્મા છે. કહેવાનું તાત્પર્ય એ છે કે જ્યારે કાંઈ પણ રહેતુ નથી, તે સમયે જે કાંઈ બચે છે, જેનાથી જાણવામાં આવે છે કે, 'હવે કાંઈ રહ્યું નથી', તેજ આત્મતત્ત્વ છે, સર્વનો સાક્ષી છે. ૪.

પ્રાણાદિ વાયુના નિકળી જવાથીજ શરીર નષ્ટ થઈ જાય છે. તેનાથી ભિન્ન આત્માના નિકળી જવાથી નહીં. કારણકે પ્રાણાદિના કારણથીજ મનુષ્ય જીવિત રહે છે, એવી શંકા ન થાય, તેને માટે કહે છે કે—

**न प्राणेन नापानेन मर्त्यो जीवति कश्चन ।**

**इतरेण तु जीवन्ति यस्मिन्नेतावुपाश्रितौ ॥ ५ ॥**

અન્વય:—કશ્ચન, મર્ત્ય, પ્રાણેન, ન જીવતિ, અપાનેન, ન, ઇતરેણ, તુ, જીવન્તિ, યસ્મિન્ એતૌ, ઉપાશ્રિતૌ. ૫.

ભાવાર્થ—કોઈપણ મનુષ્ય પ્રાણથી જીવિત રહેતો નથી તેમ અપાનથી પણ (જીવિત રહેતો નથી), પરંતુ એ બને જેના આશ્રિત છે એવા કોઈ અન્યના દ્વારા જીવિત રહે છે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા ! આ શરીર પ્રાણ અપાન આદિ વાયુથી કે ચક્ષુ આદિ ઇંદ્રિયોથી જીવિત રહી શકતું નથી. જ્યારે એ સર્વ પોતેજ ઉત્પન્ન થઇને નષ્ટ થઈ જાય છે તો પછી બીજાને કેટલા દિવસ જીવિત

શકી શકે ? વળી એવી વાત પણ છે કે એ સર્વ જડ છે, એ સર્વની સ્થિતિ, તથા પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્તિ રથની પેઠે, ચેતન વગર થઈ શકતી નથી. હા, એ કેવળ બીજાના પ્રયોજનનાં સાધનમાત્ર છે. તેથી જેને સારૂ તેમની ઉત્પત્તિ થએલી છે, તેની સત્તા વગર એ ટકી શકે એમ નથી. જેમ ઘર આદિ, મનુષ્યના પ્રયોજનનાં સાધન છે, પરંતુ મનુષ્ય જો તેમની રક્ષાનું સાધન ન કરે તો તે નષ્ટ થઈ જાય છે. તેમજ પ્રાણ તથા ઈંદ્રિય આદિ પણ કોઈ નિત્ય પદાર્થના આશ્રય વગર રહી શકે નહી. તે અવિનાશી આશ્રય આત્મા છે; જેને આધારે પ્રાણાદિ જીવિત રહે છે. ૫.

વિશેષ—ચિત્ સત્તાના અવલંબનથી મનુષ્ય જીવિત રહે છે, પ્રાણ અપાનના આધારથી નહીં. સાધારણ લોક એમ જાણે છે અને કહે પણ છે કે પ્રાણ અપાનનું મંદ થવું એજ મનુષ્યનું મરવું છે, તેઓ નિર્બીજ સમાધિસ્થ યોગીને પણ મરેલો સમજી બેસે છે. એ બરાબર નથી, કારણ કે પ્રાણ અપાનનો વ્યાપાર સ્થગિત થવા છતાં પણ તેમનો આધાર—જીવાત્માના વિદ્યમાન રહેતાં મનુષ્ય જીવતોજ રહે છે પ્રાણ અપાન તો સ્વયં જડ છે, તેમને ચેતન શક્તિનો આશ્રય લેવો પડે છે, એજ તે આત્મા છે. ૫.

દેહ આદિ સંઘાતથી ભિન્ન કહેલા આત્માને બીજી રીતે કહેવાની પ્રતિજ્ઞા કરે છે, યથા—

**हन्त त इदं प्रवक्ष्यामि गुह्यं ब्रह्म सनातनम् ।**
**यथा च मरणं प्राप्य आत्मा भवति गौतम ॥ ६ ॥**

અન્વય—હે ગૌતમ, હન્ત, તે, ઇદમ્, ગુહ્યમ્, સનાતનમ્, બ્રહ્મ, પ્રવક્ષ્યામિ. આત્મા, મરણમ્, પ્રાપ્ય ચ, યથા, ભવતિ. ૬.

ભાવાર્થ—હે ગૌતમ-એ ગોપનીય, સનાતન, નિત્ય, બ્રહ્મ તમને કહું છું, તથા મૃત્યુ પછી, આત્મા બ્રહ્મજ્ઞાન ન હોવાથી જેવો થઈ જાય છે, તે પણ કહું છું. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા! જેને જાણી લેવાથી, અધિકારી સંસારથી વિરક્ત થઈ જાય છે તે ગોપનીય સનાતન બ્રહ્મતત્ત્વનું હું હવે તારી આગળ વર્ણન કરૂં છું તથા જેના ન જાણવાથી મરી ગયા પછી પ્રાણીની કેવી અવસ્થા થાય છે, તે પણ કહું છું. ૬.

વિશેષ—યમરાજ કહે છે કે હે ગૌતમવંશાવતંસ નચિકેતા! હવે હું

તેમને મુખ્યત્વે કરીને સનાતન બ્રહ્મનું જ્ઞાન કહું છું. જેને ન જાણવાથી મનુષ્ય પ્રતિદિન સંસાર ચક્રમાં ભમતો રહે છે, તે પણ કહીશ. એ સર્વ સાંભળો. ૬.

સંક્ષેપમાં પ્રાણીની ઉત્પત્તિની વાત કહે છે કે—

**योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः ।**

**स्थाणुमन्येऽनुसंयन्ति यथाकर्म यथाश्रुतम् ॥ ७ ॥**

અન્વયઃ—અન્યે, દેહિનઃ યથાકર્મ, યથાશ્રુતમ્, શરીરત્વાય, યોનિમ્, પ્રપદ્યન્તે, અન્યે, સ્થાણુમ્, અનુસંયન્તિ. ૭.

ભાવાર્થ—કેટલાએ દેહધારી શરીર ધારણ કરવાને સારૂ, પોતાના કર્મ તથા જ્ઞાનને અનુસરીને કોઇને કોઈ યોનિને પ્રાપ્ત થાય છે, તથા કોઈ કોઈ સ્થાવર ભાવને પ્રાપ્ત થાય છે. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા! જે પ્રકારે એ જીવ શરીરનો ત્યાગ કરીને પોતાને અજ્ઞાન તથા ક્લેશને પ્રાપ્ત કરે છે તેનું વર્ણન સાંભળો. જેમના પુન્ય વિશેષ તથા પાપ ન્યુન હોય છે, તે પ્રાણી મનુષ્યાદિ જંગમ દેહને પ્રાપ્ત થાય છે અર્થાત્ કોઈ અવિદ્યાન્ધ જીવ જંગમ શરીરને ધારણ કરવાને સારૂ રજવીર્યની સાથે યોનિદ્વારમાં પ્રવિષ્ટ થાય છે. જેમના પાપ અધિક છે અને પુન્ય કમ છે, તેઓ પશ્વાદિ શરીરને ધારણ કરે છે, તથા જેમના પાપની અતિ અધિકતા છે તેઓ વૃક્ષાદિ સ્થાવર ભાવને પ્રાપ્ત થાય છે. મનુષ્ય પોતાના કર્મ તથા વાસના અનુસાર, આ સંસારમાં ઘટીયંત્રની પેઠે નીચે ઊપર ચક્કર લગાવ્યા કરે છે. બ્રહ્મજ્ઞાન વગર આ જન્મમરણરૂપ સંસારમાંથી કદી મુક્ત થઈ શકાતુ નથી. ૭.

વિશેષ—જેને આત્માનો અનુભવ થયો નથી એવો બદ્ધ જીવ મૃત્યુ પછી પોતપોતાના સત્ તથા અસત્ કર્મ તથા ઉત્તમ અને અધમ જ્ઞાનના તારતમ્ય અનુસાર, અનેક લોકમાં ફરતો પુનઃ આ મર્ત્યલોકમાં જન્મ ગ્રહણ કરવાને સારૂ, કાંતો યોનિદ્વારમા પ્રવેશ કરીને સ્થૂળ શરીરને પ્રાપ્ત કરે છે, અથવા સ્થાવર ભાવને પ્રાપ્ત થાય છે.

'બ્રહ્મ શુદ્ધ છે' એ પ્રતિજ્ઞાને કહે છે, યથા—

**य एष सुप्तेषु जागर्ति कामं कामं पुरुषो निर्मिमाणः । तदेव शुक्रं तद् ब्रह्म तदेवामृतमुच्यते ॥ तस्मिँल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन । एतद्वै तत् ॥८॥**

અન્વયઃ—ય' એષ', પુરૂષઃ, સુપ્તેષુ, કામમ્, કામમ્, નિર્મિમાણઃ જાગર્તિ, તત્, એવ શુક્રમ્ તત્, બ્રહ્મ, તત્, એવ અમૃતમ્, ઉચ્યતે સર્વે, લોકા, તસ્મિન્, શ્રિતાઃ, કશ્ચન, ઉ, તત્, ન અત્યેતિ, એતત્ વૈ તત્. ૮.

ભાવાર્થ—પ્રાણાદિકોના સુઇ ગયા પછી એ પુરૂષ ઇચ્છાનુસાર જે કામ્ય વિષયોને નિર્માણ કરતો કરતો જાગતો રહે છે, તેજ શુક્ર ( શુદ્ધ ) છે, તેજ બ્રહ્મ છે તથા તેજ અમૃત કહેવાય છે. સંપૂર્ણ લોક તેમાજ આશ્રિત છે. તેનું કોઈ પણ અતિક્રમણ કરી શકતું નથી, તે પણ એજ છે. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા ! સ્વપ્નાવસ્થામા ઇંદ્રિય આદિક સુઈ જાય છે, પરંતુ એ સ્વયંજ્યોતિ આત્મા જાગતો રહે છે તથા સર્વનો પ્રકાશ કરતો રહે છે. સ્વપ્નાવસ્થામા અવિદ્યાની સાથે મળીને એ આત્મા જ અનેક પદાર્થોની રચના કરે છે, એ સાક્ષીજ શુદ્ધ રૂપ છે. સ્વપ્નમાં જે અનેક પદાર્થ સ્ત્રી, પુત્ર, ગૃહ, ક્ષેત્રાદિ ઉત્પન્ન થાય છે તેમનો આત્માની સાથે જરાપણ સંબંધ નથી અને તેજ અદ્વિતીય બ્રહ્મરૂપ છે, મોક્ષરૂપ છે. ભૂ આદિ ચૌદ લોક તથા તેમા સ્થિત જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્ભિજ સંપૂર્ણ જીવ, તેનાજ આશ્રયથી વિદ્યમાન છે તેના વગર કોઈ ટકી શકતું જ નથી. તથા તેનાથી કોઈ અધિક પણ નથી. તેનેજ વાસ્તવિક બ્રહ્મ જાણો. ૮.

વિશેષ—શ્રુતિ ભગવતી વાણી, મન તથા બુદ્ધિથી અતીત આત્માને નાના પ્રકારથી સમજાવવાનો યત્ન કરતી, જીવની અજ્ઞાનદશાના વર્ણનના પ્રસંગમાં તેજ તત્ત્વાતીતપદને લક્ષ્ય કરાવી રહી છે. જીવના સ્વપ્નાવસ્થા પ્રાપ્ત કરી લીધા પછી જે ચેતન જાગતું રહે છે તેજ આત્મા છે. 'હું ઘણા સુખથી સુતો' એવો અનુભવ કરવાવાળુ સુષુપ્તિદશામા પણ જ્ઞાનરૂપે સ્થિત જે ચેતન છે, તેજ બ્રહ્મ છે વિષયાદિના નિર્માતારૂપે આ મંત્રમા જેને લક્ષ્ય કરાવેલું છે, તે સર્વાશ્રય હોવાથી તેનું તેવું હોવું એ સંભવિતજ છે. અઘટિતઘટનાપટીયસી, સર્વશક્તિમયી બ્રહ્મ પ્રકૃતિ, બ્રહ્મના આશ્રયથીજ સૃષ્ટિ-સ્થિતિ, લય કારિણી થઇને નિત્ય સ્થિત છે, બ્રહ્મજ તેનો દ્રષ્ટા છે કોઈ પણ વાતમા તેનાથી વધીને બીજો કોઈ નથી. ૮.

'હંસઃ શુચિષદ્' એ મંત્રમાં 'સર્વ પુરોમા એકજ આત્મા છે' એમ જે કહેલુ છે, તેનીજ પુષ્ટિને સારૂ બે દ્રષ્ટાંત કહે છે, યથા—

अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥९॥

અન્વય:—યથા, એકઃ, અગ્નિઃ, ભુવનમ્, પ્રવિષ્ટઃ, રૂપમ્ રૂપમ્, પ્રતિરૂપઃ, બભૂવ, તથા, સર્વભૂતાન્તરાત્મા, એકઃ, રૂપમ્, રૂપમ્, પ્રતિરૂપઃ, બહિઃ, ચ. ૯.

ભાવાર્થ—જે પ્રમાણે એકજ અગ્નિ ભુવનમાં પ્રવિષ્ટ થઇને નાના રૂપમાં પરિણત થાય છે, તેજ પ્રમાણે સર્વભૂતોની મધ્યમાં સ્થિત એકજ આત્મા નાના રૂપે પ્રતીત થઈ રહ્યો છે. તથા તેની બહાર પણ છે. ૯.

વિ૦ વિ૦ ભાષ્ય—જેમ અગ્નિ એકજ તરેહનો હોય છે તથા લાકડાં આદિના આકાર ભિન્ન ભિન્ન હોય છે, પરંતુ તે તે કાષ્ટોમાં લાગી જતાં તે નાના આકારવાળો થઈ જાય છે, અર્થાત્ બળનારી વસ્તુનો જેવો આકાર હોય છે તેમાં લાગેલો અગ્નિ પણ તેવા તેવા આકારવાળો દેખાય છે. તેવીજ રીતે સર્વ ભૂતોનો અંતર્યામી આત્મા એકજ હોવા છતાં પણ જેમનામાં તે રહે છે, તેમના આકારોમાં વિલક્ષણતા હોવાથી તે પણ તેવા તેવા આકારોવાળો ભાસે છે. એ વસ્તુતઃ આકાશના સમાન સર્વ દેહોની બહાર પણ છે, અર્થાત્ અવિકારી છે. ૯.

વિશેષ – અગ્નિ સ્થૂળરૂપમાં હોય કે સૂક્ષ્મરૂપમાં હોય, તોપણ સર્વ જગોએ તે જ્યાં હોય ત્યાં એકજ તરેહનો છે, પરંતુ જેમ તે આધાર ભેદથી ભિન્ન પ્રતીત થાય છે, તેજ પ્રમાણે આત્મા પણ આ બ્રહ્મ સ્તમ્ભ પર્યન્ત નાનામાં નાનીથી લઇને મોટામાં મોટી ચીજોમાં અવિકૃતરૂપથી વ્યાપ્ત છે. ભાવ એ છે કે પદાર્થમાં વ્યાપ્ત આત્મા અતિસૂક્ષ્મ હોવાથી પૃથક્ જણાતો નથી, પરંતુ વાસ્તવમાં આત્મા સર્વથી ભિન્ન, વ્યાપક તથા અવિકારી છે. એ વાત બીજી છે કે તે પ્રત્યેક પદાર્થમાં તેવા તેવા આકારવાળોજ પ્રતીત થાય છે. જેમ સમુદ્રમાં વડવાનળરૂપથી, વનમાં દાવાનળના આકારથી તથા વિજળીમાં વિદ્યુતપ્રભારૂપથી એકજ અગ્નિ નાનારૂપોને ધારણ કરે છે, તેજ પ્રમાણે એક અદ્વિતીય આત્મા ભિન્ન ભિન્ન ઉપાધિયોના ભેદને લઇને તેવા તેવા આધારવાળો પ્રતીત થાય છે. ૯.

वायुर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥१०॥

**અન્વયઃ—યથા, એકઃ, વાયુઃ, ભુવનમ્, પ્રવિષ્ટઃ, રૂપમ્, રૂપમ્ પ્રતિરૂપઃ, બભુવ, તથા, એકઃ, સર્વભુતાન્તરાત્મા, રૂપમ્, રૂપમ્, પ્રતિરૂપઃ બહિઃ, ચ. ૧૦.**

ભાવાર્થ—એકજ વાયુ સંસારમા પ્રવિષ્ટ થઇને પ્રત્યેક વસ્તુને અનુરૂપ જુદા જુદા આકારવાળો થાય છે, તેજ પ્રમાણે સર્વભુતોનો અંતરાત્મા, અલગ અલગ દેહ અનુસાર ભિન્ન ભિન્ન આકારને પ્રાપ્ત થાય છે, તોપણ તે નિરાકાર છે. ૧૦.

૦ ભાષ્ય—વાયુ એકજ છે અને તે જગતમાં વ્યાપ્ત છે, પરંતુ પ્રાણ અપાન આદિ અનેક આકારોમાં જે જુદા જુદા જેવો પ્રતીત થાય છે. તેમજ એક અંતરાત્મા સંપૂર્ણ પ્રાણિયોમાં વિદ્યમાન હોઇને તેમના જેવો નાનો મોટો જણાય છે. તેમજ તે સકળ પદાર્થોની બહાર પણ છે, તેથી ઉપાધિથી લિપ્ત નથી. ૧૦.

**વિશેષ**—જેમ શ્વાસ, પ્રશ્વાસ, ઉદ્ગાર, હેડકી, છીંક, મંદ કે પ્રબલ આંધી આદિ અવલંબન તથા અવસ્થાભેદથી, એકમાત્ર વ્યાપક વાયુ સર્વ નાના ભેદ વાળો જણાય છે, તેમજ અદ્વિતીય આત્મા પણ ઉપાધિભેદોથી ભિન્ન ભિન્ન માલમ પડે છે, તથા સર્વમાં અનુસ્યૂત ( ગુંથાએલો ) હોવા છતાં પણ સર્વથી અલગ છે. ૧૦.

જ્યારે કે એકજ આત્મા છે તો પછી તે સાંસારિક દુઃખોથી દુઃખી પણ થાય; એ શંકાના સમાધાનમાં કહે છે કે—

**सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्य-दोषैः । एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः ॥ ११ ॥**

અન્વય.—યથા, સર્વલોકસ્ય, ચક્ષુઃ, સૂર્યઃ, ચાક્ષુષૈઃ, બાહ્યદોષૈઃ, ન લિપ્યતે, તથા, સર્વભૂતાન્તરાત્મા, એકઃ, લોકદુઃખેન, ન લિપ્યતે, બાહ્યઃ. ૧૧.

ભાવાર્થ—જેમ સર્વલોકોની આંખ હોઇને પણ સૂર્ય, ચક્ષુના બહારના દોષોથી લિપ્ત થતો નથી, તેમજ સંપૂર્ણ ભુતોનો એક અંતરાત્મા સંસારનાં દુઃખોથી લિપ્ત થતો નથી, બલ્કે તેમનાથી બહાર રહે છે. ૧૧.

વિ૦ વિ૦ ભાષ્ય—જે પ્રમાણે સર્વભૂતોનાં નેત્રોનો દેવતા સૂર્ય ભગવાન, નેત્રોના અંધત્વ કાણત્વાદિ દોષોથી તથા સ્વચ્છત્વાદિ ગુણોથી લેપાયમાન થતો નથી તે પ્રમાણે સાક્ષીરૂપે, સ્થૂળ સૂક્ષ્મ શરીરોમાં સ્થિત આત્મા પણ તેમના ગુણ દોષોથી લેપાયમાન થતો નથી. કારણકે તે નિર્લિપ્ત તથા સ્વતંત્ર સ્વભાવ છે. ૧૧.

વિશેષ—સૂર્યપ્રકાશ આપીને ઉપકાર કરતો હોવાથી તે ચક્ષુનો છે, અથવા દેવતારૂપે ચક્ષુમાં રહે છે. પરંતુ નિષિદ્ધ વસ્તુને જોવાથી અગર અપવિત્ર વસ્તુના સંસર્ગથી નેત્રમાં જો કાંઈ દોષ આવી જાય તો તેનાથી, જેવી રીતે સૂર્યલિપ્ત થતો નથી, તેજ પ્રમાણે પરમાત્મા સજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદ રહિત સર્વપ્રાણિયોની બુદ્ધિમાં સ્થિત, સર્વભૂતોને પ્રકાશથી ઉપકૃત કરતો હોઇને તે દેહના આધ્યાત્મિકાદિ દુઃખ, કર્તૃત્વાદિ આરોપતથા જન્મ મરણ આદિ આપત્તિયોથી રહિત છે. તે એક રસ હોઇને બહાર પણ વિદ્યમાન રહે છે.

બીજાની ઉન્નતિ જોવાથી અને પોતાની પરાધીનતાથી દુઃખ થાય છે. આત્મા તો એકજ છે તથા સ્વતંત્ર છે, તેથી તેમાં કોઈપણ પ્રકારનું દુઃખ થવાનો સંભવ જ નથી. તે સંબંધમાં કહે છે કે—

**एको वशी सर्वभूतान्तरात्मा एकं रूपं बहुधा यः करोति । तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषाꣳसुखꣳ शाश्वतं नेतरेषाम् ॥ १२ ॥**

અન્વય:—વશી, સર્વભૂતાન્તરાત્મા, યઃ, એકઃ, એકમ્, રૂપમ્, બહુધા, કરોતિ, યે, ધીરાઃ, આત્મસ્થમ્, તમ્, અનુપશ્યન્તિ, તેષામ્, સુખમ્, ઇતરેષામ્, ન. ૧૨.

ભાવાર્થ—જે એકજ સર્વને પોતાને અધીન રાખનારો છે તથા સર્વભૂતોનો અંતરાત્મા છે. તે પરમાત્મા એકજ રૂપને ઘણી તરેહનું બનાવી લે છે. પોતાની બુદ્ધિમાં બિરાજમાન આત્માનો જે ધીર અર્થાત્ વિવેકી સાક્ષાત્કાર કરે છે, તેમનેજ નિત્ય સુખ પ્રાપ્ત થાય છે, બીજા લોકોને થઈ શકતું નથી. ૧૨.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા ! એ એકજ આત્મા સર્વભૂતોની અંદર તથા અખિલ વિશ્વનો નિયંતા છે. વાસ્તવમાં એક હોવા છતાં પણ તે ઉપાધિ ભેદથી અનેક રૂપોને ધારણ કરે છે. એ આત્માને જે અધિકારી પુરૂષ પોતાના

અંતઃકરણમાં સાક્ષીરૂપથી પ્રત્યક્ષ જાણે છે, તે વિવેકિયોને નિત્ય બ્રહ્માનંદની પ્રાપ્તિ થાય છે. તથા જે વિષયોમાં ચિત્ત લગાડેલું રાખે છે, તેઓ કદી પણ તે નિત્ય આનંદને મેળવી શક્તા નથી, ઉલટા સંસારચક્રમાં પડીને દુઃખ જ ભોગવે છે. ૧૨.

વિશેષ—બ્રહ્મ એક છે, તેમાં સજાતીય, વિજાતીય કે સ્વગત ભેદ નથી. સર્વ સંસાર તેના વશમાં છે. વિલક્ષણતા એ છે કે એ વ્યાપક આત્મા સમીપ જ છે, સર્વ પ્રાણિયોની બુદ્ધિમાં સ્થિત હોવાથી તે દૂર નથી. એટલુંજ નહી પણ હે નચિકેતા! જે તમારી સામે દેખા દઈ રહ્યો છે, એ તેજ છે. અર્થાત્ નિરૂપાધિક ચિદ્રૂપજ બહુધા ઔપાધિક નાના ભેદોથી પ્રતીત થઈ રહેલો છે. જો કે ત્રિગુણમયી પ્રકૃતિજ દ્રશ્ય પ્રપચને વિસ્તાર કરે છે, તોપણ તે ( પ્રકૃતિ ) આત્માથીજ પ્રકાશિત થઈ રહેલી છે. જો ચેતન ન હોય તો કોઈના પણ અસ્તિત્વનો અનુભવ થઈ શકે નહી. તેથી એ વાતનો સ્વીકાર કરવોજ પડશે કે એજ (આત્મા) પ્રકૃતિ સંભૂત અનંત ઉપાધિયો દ્વારા નાનારૂપ બનાવી લે છે. વિદ્વાન લોક આચાર્યના ઉપદેશ પછી આત્મસાક્ષાત્કારના નિત્ય આનંદનો અનુભવ કરે છે, પરંતુ આત્મજ્ઞાનરહિત અજ્ઞ તે સુખને પામી શક્તા નથી. ૧૨.

**नित्योऽनित्यानां चेतनश्चेतनानामेको बहूनां यो विदधाति कामान्। तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां शान्तिः शाश्वती नेतरेषाम् ॥ १३ ॥**

અન્વયઃ—અનિત્યાનામ્, નિત્યઃ, ચેતનાનામ્, ચેતનઃ, બહૂનામ્, એકઃ, યઃ, કામાન્, વિદધાતિ, યે, ધીરાઃ, તમ્, આત્મસ્થમ્, અનુપશ્યન્તિ, તેષામ્, શાશ્વતી, શાન્તિઃ, ઇતરેષામ્, ન. ૧૩.

ભાવાર્થ—જે અનિત્ય પદાર્થોમાં નિત્યસ્વરૂપ, તથા ચેતનોમાં ચેતન, તથા, જે એક હોવા છતાં પણ અનેકોની ઇચ્છાઓને પૂર્ણ કરે છે, પોતાની બુદ્ધિમાં સ્થિત એ આત્માને જે વિવેકશીલ મનુષ્ય દેખે છે, તેમનેજ નિત્ય શાંતિની પ્રાપ્તિ થાય છે, બીજાને નહીં. ૧૩.

વિ૦ વિ૦ ભાષ્ય—જેટલા નાશવાન પદાર્થ છે તે સર્વમાં આત્મા નિત્ય છે, કે જે બ્રહ્મ આદિ ચેતનોને પણ ચેતનત્વ પ્રદાન કરે છે. તે અગ્નિ જળ આદિમાં સંમિલિત થઈને તેમનામાં બાળવા આદિની શક્તિને ઉત્પન્ન કરી દે છે. તે એકલો હોવા છતાં પણ નાનાવિધ કામનાવાળા અનેક સંસારિયોને

તેમના વિલક્ષણ કર્માનુસાર વિચિત્ર ઇચ્છિત વસ્તુઓ અનાયાસેજ આપી દેવાનું અલૌકિક સામર્થ્ય રાખે છે. શરીરમંદિરમાં વિરાજમાન એવા આત્મદેવની જે વિવેકી પુરૂષ આરાધના કરે છે તે સંસારની ઝંઝટોમાંથી છુટીને પૂર્ણ શાંતિનો લાભ લે છે. પરંતુ જેમને બ્રહ્માત્મતત્ત્વનો સાક્ષાત્કાર થએલો નથી તેઓ એ શાંતિના વાતાવરણમાં રહી શકતા નથી. ૧૩.

વિશેષ—પ્રકૃત મંત્રમાં 'नित्यः ऽनित्यानाम्' એ પ્રકારનો અકારસહિત પાઠ માનવાથી એવો અર્થ થાય છે કે, જેટલા વિનાશશીલ ભાવવાળા પદાર્થ છે તેમાં આત્મા અવિનાશી છે. અર્થાત્ આત્મા 'શક્તિ શેષ લયાધાર' છે, કાર્યોત્પાદનના સામર્થ્યનો જ્યાં શેષ થઈ જાય એવો, જે લય છે તે તેનો આધાર છે. ભાવ એ છે કે અંતમાં સર્વ પદાર્થોનો લય થઈ જાય છે, જ્યારે કોઈ પણ ચીજ બાકી રહેતીજ નથી, ત્યારે લય કયાં રહી જાય છે, અગર તો લયનો સાક્ષી કોણ છે ? કહો કે, લય સ્વતઃ રહે છે, તો તે સંભવિત નથી. કારણ કે લય પદાર્થ જડ અગર શૂન્ય છે, તેથી તેનો આધાર કે સાક્ષી કોઈ ચેતન હોવુંજ જોઇએ.

તથા જેઓ 'नित्यः नित्यानाम' એવો 'અ' કાર રહિત પાઠ માને છે, તેમનું તાત્પર્ય એ છે કે આકાશ, કાળ આદિ નિત્ય મનાતા જેટલા પદાર્થ છે, તેમને નિત્યત્વ પ્રદાન કરવાના કારણથી આત્મા નિત્ય છે. ૧૩.

પરમાત્મરૂપ જે સુખ છે તેમાં વિદ્વાનોનો અનુભવ એ પ્રમાણે છે, યથા—

**तदेतदिति मन्यन्तेऽनिर्देश्यं परमं सुखम्।**
**कथं नु तद्विजानीयां किमु भाति विभाति वा ॥१४॥**

અન્વયઃ—અનિર્દેશ્યમ્, પરમમ્, સુખમ્, તત્, એતત્, ઇતિ, મન્યંન્તે. કથમ્, નુ, તત્, વિજાનીયામ્, કિમુ, ભાતિ વિભાતિ વા. ૧૪.

ભાવાર્થ—જે અનિર્દેશ્ય ( કથન ન કરી શકાય એવું ) પરમ સુખને, વિવેકી પુરૂષ 'એજ તે આત્મ વિજ્ઞાન છે' એ પ્રકારે પ્રત્યક્ષ થવાને યોગ્ય સમજે છે, તેને કયે પ્રકારે જાણી શકુ ? શું, તે પ્રકાશિત થાય છે ? બુદ્ધિનો વિષય બની શકે છે ? તે પ્રત્યક્ષ થાય છે કે નહીં ? ૧૪.

વિ૦ વિ૦ ભાષ્ય—જો કે બ્રહ્માત્મૈકય વિજ્ઞાનરૂપ પરમ આનંદ, સર્વોત્તમ સુખ, અનિર્દેશ્ય, અનિર્વાચ્ય છે, અર્થાત્ સાધારણ પુરૂષોના મન તથા વાણી આદિનો વિષય નથી, એટલે કે મામુલી મનુષ્યની બુદ્ધિમાં એવું સામર્થ્ય હોતું

નથી કે તે તેને વિચારમાં લાવી શકે કે વર્ણન કરી શકે, તોપણ જે એષણાત્રય, એટલે કે સંસારી વાસનાઓનો ત્યાગ કરી દેનારા બ્રહ્મવેત્તા છે, તેઓ એ સુખને પ્રત્યક્ષરૂપમાં પ્રાપ્ત થાય છે. યમરાજની એ વાત સાંભળીને નચિકેતાએ કહ્યું કે—હે મૃત્યો ! હું એવા સુખને કેવી રીતે જાણી શકું ? શું, એ પ્રકાશસ્વરૂપ પદાર્થ સદાએજ પ્રદિપ્ત રહે છે, અગર શું, સ્પષ્ટરૂપથી તેના દર્શન થઈ શકે એ સંભવનીય છે ? ૧૪.

વિશેષ—જ્યાં સુધી પ્રાકૃતિક દ્રશ્ય છે, જ્યાં સુધી ત્રિગુણ વૈષમ્ય છે તથા જ્યાં સુધીનું રાજ્ય છે, ત્યાં સુધી દ્વૈતની સ્થિતિ છે. અને જ્યાં સુધી દ્વૈતની સ્થિતિ છે ત્યાં સુધી નિરાનંદ અથવા પરમાનંદના અભાવની અવસ્થા સમજવી જોઈએ.

'બ્રહ્મ એવું છે' કે 'એવું નથી' એ પ્રકારે કોઈ પણ બ્રહ્મને પ્રત્યક્ષ શક્તો નથી. ઉપદેષ્ટા ગુરૂજન પણ 'બ્રહ્મ છે' ઈત્યાદિ શબ્દોથીજ વ્યાખ્યાન કરે છે. નચિકેતાએ યમને જે પૂછ્યું કે—હું કેવી રીતે જાણું ? શું ? સૂર્ય આદિની પેઠે તૈજસ પ્રકાશ છે કે કોઈ બીજી તરેહનું છે ? ૧૪.

ઉક્ત બ્રહ્મરૂપ સુખનું વર્ણન કરતા કહે છે કે—

**न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भाति कुतोऽयमग्निः । तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥ १५ ॥**

અન્વયઃ—તત્ર, સૂર્યઃ, ન ભાતિ, ન ચન્દ્રતારકમ્, ન, ઇમાઃ, વિદ્યુતઃ, ન ભાન્તિ, અયમ્, અગ્નિઃ, કુતઃ, તમ્, ભાંતમ્, એવ, અનુ, સર્વમ્, ભાતિ, તસ્ય, ઇદમ્, સર્વમ્, વિભાતિ. ૧૫.

ભાવાર્થ—ત્યાં સૂર્ય, ચંદ્રમા તથા તારાગણ પ્રકાશિત થતા નથી, તથા વિજળી પણ ચમકતી નથી. પછી અગ્નિની તો વાતજ શી ? તેના પ્રકાશમાન્ હોવાથીજ સર્વ કાંઈ પ્રકાશિત થાય છે, તથા તેના પ્રકાશથીજ સર્વ કાંઈ ભાસે છે. ૧૫.

વિ૦ વિ૦ ભાષ્ય—નચિકેતાનો પ્રશ્ન સાંભળીને યમરાજ ઉત્તર આપે છે કે—જે સકળ સંસારમાં પ્રકાશ પહોંચાડે છે, એવો સૂર્ય પણ આત્મસ્વરૂપ બ્રહ્મ વસ્તુને પ્રકાશિત કરી શક્તો નથી. ચંદ્રમાની ચાંદનીમાં પણ તેને દેખા-

ઠવાનું સામર્થ્ય નથી, તારાગણોના જમગાટમાં પણ તેને દેખાડવાની યોગ્યતા નથી તથા વિજળીની ચમક પણ તેને પ્રકાશિત કરી શક્તી નથી. તો પછી આપણા લોકોની દ્રષ્ટિમાં રાત દિવસ જે અગ્નિનું મહત્ત્વ જોવામાં આવે છે તે પ્રભાવશાળી અગ્નિદેવતાની તો વાતજ શી ? ટુંકામાં સૂર્યચંદ્રાદિ જેટલા પણ પ્રકાશ કરનારા છે, તેઓ પણ એ નિત્ય સ્વરૂપ આત્માના પ્રકાશથીજ પ્રકાશિત થઈ રહ્યા છે. તે પ્રકાશપુંજના અંશમાત્રથી સર્વ પ્રકાશિત થઈ રહેલું છે. તેની સત્તા વિના કાંઈપણ પ્રકાશિત થઈ શકતુંજ નથી, અર્થાત્ જો એ પ્રકાશ સાગરનું તેજ બિંદુ ન મળે તો એ સૂર્યાદિ હમેશને સારૂ હોલવાઈ જાય.

વિશેષ—સૂર્ય, ચંદ્ર, તારા તથા અગ્નિ આત્માને એટલા સારૂ પ્રકાશિત કરી શક્તા નથી કે તે એ સર્વથી અધિક તેજવાળો છે. તેથી સંતોએ કહ્યું છે કે—હે મુમુક્ષુઓ ! બ્રહ્મજ્ઞાનના ઉપાયોમાં, સૂર્ય આદિથી પ્રાપ્ત થએલા પ્રકાશનો ઉપયોગ થતો નથી, પરંતુ, સૂર્ય આદિની સહાયતાથી નેત્ર દ્વારા પદાર્થોને જોવાથી ધ્યાનથી ચ્યુત્ થઇને ઉલટી બાધાજ પહોચે છે. વસ્તુતઃ સર્વત્ર પ્રકાશ તો આત્માનોજ છે અને તેની સહાયતાથીજ બીજા સર્વ પ્રકાશ આપે છે, અને તેનાજ પ્રકાશથી સર્વ પ્રકાશિત થઈ રહેલું છે. ૧૫.

પાંચમી વલ્લી સમાપ્ત.

## વલ્લી છઠ્ઠી

પ્રથમ બ્રહ્મને સૂર્ય આદિનો પ્રકાશ કહેલો છે, તો પણ તે દુર્વિજ્ઞેય ( કઠિનતાથી જાણવા યોગ્ય ) છે. તેથી તેને સમજાવવાને સારૂ આ વલ્લીનો પ્રારંભ કરવામાં આવે છે. કાર્યથી કારણનું અનુમાન થઈ શકે છે, તેથી સંસારના કારણભુત બ્રહ્મના સ્વરૂપના નિશ્ચયને સારૂ વૃક્ષરૂપે કાર્યવર્ગનું વર્ણન કરે છે કે—

ऊर्ध्वमूलोऽवाक्शाख एषोऽश्वत्थः सनातनः ।
तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते ॥
तस्मिँल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन ।एतद्वै तत्॥१॥

અન્વયઃ—એષઃ, અશ્વત્થઃ, ઊર્ધ્વમૂલઃ, અવાક્શાખઃ, સનાતનઃ, તત્, એવ, શુક્રમ્, તત્, એવ, બ્રહ્મ, તત્, એવ, અમૃતમ્, ઉચ્યત,

તસ્મિન્, સર્વે, લોકાઃ શ્રિતાઃ, તત્, ઉ, કશ્ચન, ન અત્યેતિ, એતદ્, વૈ, તત્. ૧.

ભાવાર્થ—આ સંસારરૂપી અશ્વત્થ વૃક્ષ સનાતન છે, તેનુ મૂળ ઉપરની બાજુએ છે તથા શાખાઓ નીચેની બાજુએ છે. તેજ વિશુદ્ધ, તેજ બ્રહ્મ, તથા તેજ અમૃત છે. સંપૂર્ણ લોક બ્રહ્મામાં આશ્રિત છે, કોઈ પણ તેનુ અતિક્રમણ કરી શકતું નથી. નિશ્ચય એજ તે બ્રહ્મ છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—ફળ ( કાર્ય ) ને દેખીને જેમ મૂળ વૃક્ષ ( કારણ ) ની સત્તાનો નિશ્ચય કરવામા આવે છે, તેમજ સંસારવૃક્ષને દેખીને તેના મૂળ કારણ બ્રહ્મનો નિશ્ચય કરવાને સારૂ નિચેના મંત્રોનો આરંભ થાય છે, યથા—આ સંસાર વૃક્ષનું મૂળ ઉપર છે, અર્થાત્ વિષ્ણુનું પરમપદ જ એ વૃક્ષનું મૂળ છે. એ સંસાર વૃક્ષ, ક્ષણક્ષણમાં જન્મ, મરણ, વૃદ્ધાવસ્થા, શોક તથા મોહ આદિ અનેક અનર્થોના પ્રતિકૂળ પ્રભાવથી પોતાનું રૂપ બદલતું રહે છે. એ સંસાર વૃક્ષ કેળના થાભલા જેવું સારરહિત છે. આ સંસારરૂપી વૃક્ષના વિષયમા અનેક બહિર્મુખ પાખંડી લોક નાના પ્રકારની અરાબદ્ધ તથા તર્કની કસોટી ઉપર ખરી ન ટકી શકે એવી કલ્પનાઓ કરીને તેનાજ ચક્કરમા ગુંચવાઈને અમૂલ્ય મનુષ્યજીવન કોડીના બદલામા વેચી નાંખે છે. પરંતુ—

જેઓ તત્ત્વજીજ્ઞાસુ છે તેઓ તેના રહસ્યનો નિશ્ચય તથા નિર્ણય કરીને જન્મ મરણાદિ દુઃખોથી છુટી જાય છે. વેદાંત સિદ્ધાંતનાં વાક્યોથી એ વાતનો નિશ્ચય થઈ ચુકેલો છે કે—અવિદ્યાજનિત કામના તથા કર્મ આદિ આ વૃક્ષનું બીજ છે. એ બીજનો પહેલો અંકુર જ્ઞાન તથા ક્રિયાશક્તિરૂપ હિરણ્યગર્ભ છે. સંપૂર્ણ પ્રાણી આ વૃક્ષની શાખાઓ છે. જ્ઞાનેન્દ્રિયોના શબ્દ, સ્પર્શ આદિ વિષય તેની કુંપળો છે. સ્મૃતિ આદિ શાસ્ત્રોનો ઉપદેશજ તેના પાંદડા છે. યજ્ઞ, તપ, દાન આદિ અનેક ક્રિયાઓ એ વૃક્ષના સુંદર ફલ છે. પ્રાણિયોને સુખ-દુઃખ આદિનું જે જ્ઞાન અગર ભાન થાય છે તે જાણે કે તેમા અનેક પ્રકારના રસ છે.

કર્મના ફળનું તૃષ્ણારૂપ જે જળ છે, પ્રાણિયોએ સિંચેલા તે જળથી એ વૃક્ષનુ મૂળ અત્યંત મજબૂત થએલું છે. આ વૃક્ષ ઉપર બ્રહ્માદિ દેવતારૂપ પક્ષી, સત્યલોક આદિ માળા બનાવીને રહે છે. પ્રાણિયોના સુખદુઃખ આદિને કારણે જે હર્ષ શોક આદિ થાય છે, તે પ્રસંગે થનારા નાચ, ગાયન, વાદ્ય તથા વિલાપ આદિના જે અનેક પ્રકારના શબ્દો થાય છે, તેમનાથી એ સંસારરૂપ વૃક્ષ ચારે બાજુએથી વ્યાપ્ત રહે છે. અર્થાત્ દુનિયામા હિર્વાગિરિ કે

ખુશીને લઇને જ્યારે જ્યાં દેખો ત્યાં તેમનો સતત હલ્લો મચી રહેલોજ હોય છે.

જીજ્ઞાસુએ એ સ્મરણમાં રાખવું જોઇએ કે વેદાંતશાસ્ત્ર દ્વારા ઉપદેશાએલા આત્મજ્ઞાનથી ઉત્પન્ન થએલા અસંગતારૂપ શસ્ત્રથીજ એ વૃક્ષને કાપી શકાય છે. કામના તથા કર્મરૂપ વાયુની લહેરોથી, પીપળાના વૃક્ષની પેઠે એ સંસાર વૃક્ષ હમેશાં ચલાયમાન (હાલતું) રહે છે. સ્વર્ગ, નરક, તિર્યક્ પ્રાણી તથા પ્રેત આદિ શાખાઓવાળું આ વૃક્ષ અનાદિ કાળથી ચાલતું આવે છે. જે વસ્તુ આ સંસાર વૃક્ષની જડ છે, તેનેજ તમે શુદ્ધ બ્રહ્મ જાણો તથા એજ સત્યસ્વરૂપ હોવાથી અમૃત અર્થાત્ અવિનાશી સ્વભાવવાળું છે.

સત્ય આદિ જેટલા લોક છે, તથા અન્ય પણ જે કાંઈ છે, તે સર્વ બ્રહ્મના આશ્રયથી જ ટકી રહેલાં છે. એ બ્રહ્મનું કોઈ ઉલ્લંઘન કરી શકતું નથી, કારણ કે તેનાથી વધી જાય એવું કોઈ છે જ નહી. વૃક્ષોની શાખાઓ ઉપરની બાજુએ હોય છે અને મૂળ નીચે હોય છે. તેનાથી વિરૂદ્ધ આ શરીર રૂપી વૃક્ષ છે, જેનુ મસ્તક (માથા) રૂપી મૂળતો ઉપરની બાજુએ છે તથા હાથ, પગ આંગળિયો, રોમ, કાન, નાક આદિ ડાળિયો નીચેની બાજુ એ છે. જો મનુષ્યનું માથું નીચે અને પગ ઉપર એ પ્રમાણે તેને ઉભો કરવામાં આવે તો, બરાબર તે વૃક્ષના આકાર જેવો દેખાય તેથી એ રૂપક ઉચિતજ છે. ૧.

વિશેષ—યમ નચિકેતાને કહે છે કે ઘણા અંશોમાં સામ્ય હોવાથી સંસારની વૃક્ષ સાથે સરખામણી કરવામાં આવી છે. આ સંસાર જાણે કે અશ્વત્થનું વૃક્ષ છે. જે વસ્તુ બીજા દિવસ સુધી ન રહે તેને પણ અશ્વત્થ કહે છે, આ શરીરાદિરૂપ સંસાર ક્ષણભંગુર છે. તેથી શ્રુતિ ભગવતીએ તેનું અશ્વત્થના રૂપથી કથન કરેલું છે. આ સંસાર કદળી સ્તંભના જેવો સારરહિત છે, એ કથનનો અભિપ્રાય એ છે કે આ સંસાર અથવા સાંસારિક વિષયો ઉપર કોઈ ગમે તેટલો ભરોસો રાખે, તેની અગર તેના ફળની ગમે તેટલી આશા રાખે તોપણ અંતમાં તેને વિફલ પ્રયાસ થવું પડે છે. આ સંસાર વૃક્ષનું મૂળ કારણ સર્વથી ઉર્ધ્વ (ઉપર) બ્રહ્મ છે. ચૌદ ભુવનોમાં હોવાવાળા અગર રહેનારા અંડજ આદિ ચાર પ્રકારના જે જીવ છે, તેઓ સર્વ બ્રહ્મરૂપી મૂળની અપેક્ષાએ નીચે ફેલાએલી શાખાઓ છે. જેમ બીજથી અંકુર તથા અંકુરથી બીજ ઉત્પન્ન થાય છે, તેમ આ જગત સ્વરૂપતઃ અનિત્ય હોવા છતાં પણ પ્રવાહરૂપે અનાદિ છે. પુન્યપાપરૂપી કર્મથી શરીરાદિ ઉત્પન્ન થાય છે, તથા શરીરાદિ

કોથી પુન્ય પાપરૂપ કર્મ ઉત્પન્ન થાય છે. એજ સંસારની પ્રવાહરૂપતા છે, આ વૃક્ષનું જે મુળ કારણ છે તેજ સ્વપ્રકાશ બ્રહ્મ છે.

તાત્વિકદ્રષ્ટિમાં, ગંધર્વનગરી, મરીચિકાજળ તથા માયાના સમાન મિથ્યારૂપથી દેખાતી આ સર્વલોક સૃષ્ટિ, સ્થિતિ, વિનાશદશામાં પણ એજ પરમાર્થસત્ય બ્રહ્મમાં આશ્રિત રહેલી છે. ઘટાદિકાર્ય જે પ્રમાણે માટીનું અતિક્રમણ કરીને રહી શકતું નથી, તેજ પ્રમાણે કોઈપણ વિકાર તે બ્રહ્મને છોડીને ટકી શકતો નથી. ૧.

**यदिदं किं च जगत्सर्वं प्राण एजति निःसृतम् ।**
**महद्भयं वज्रमुद्यतं य एतद्विदुरमृतास्ते भवन्ति ॥२॥**

અન્વયઃ—યત્, ઇદમ્, કિંચ, સર્વમ્, જગત્, પ્રાણે, એજતિ, નિઃસૃતમ્, એતત્, મહત્, ભયમ્, ઉદ્યતમ્, વજ્રમ્, ઇવ, યે, વિદુઃ, તે અમૃતાઃ ભવન્તિ. ૨.

ભાવાર્થ—આ જે કાંઈ જગત છે તે સર્વ પ્રાણો બ્રહ્મમાં ઉત્પન્ન થઇને તેમાંજ ક્રિયાવાન થઈ રહેલા છે. જે તેને મહાભયરૂપ ઉગામેલા વજ્રના સમાન જાણે છે તે અમર થઈ જાય છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા ! તમે જે કાંઈ દેખી રહ્યા છો તથા જેના વિષયમાં સાંભળી રહ્યા છો, તે સર્વ જગત્ છે. તે બ્રહ્મથી ઉત્પન્ન થઇને પોત પોતાના નિયમાનુસાર મર્યાદામાં ચાલી રહેલું છે. એવા જગતની ઉત્પત્તિ આદિના કારણરૂપ એ બ્રહ્મ મોટા ભયનું સ્થાન તથા દંડ આપવાને ઉપાડેલા વજ્રના સમાન છે. જેવી રીતે શાસનદંડ હાથમાં લીધેલા પોતાના અધ્યક્ષને દેખીને સેવક લોક નિયમની સાથે તેની આજ્ઞાનુપાલન કરે છે, તેવીજ રીતે આ અનંત વિશ્વ કે સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર, અગ્નિ, ઔષધિ આદિ વિપુલ સામગ્રિયોથી ભરેલું છે, તે પરબ્રહ્મના શાસનમાં નિયમિત રીતે હર સમયે પોત પોતાનાં કાર્યને કરતા રહે છે. જે મનુષ્ય આ તત્ત્વને જાણે છે તેને મૃત્યુના પંજામાંથી છુટકારો મળી જાય છે. ૨.

વિશેષ—આ મંત્રમાં પ્રાણ શબ્દથી બ્રહ્મનું ગ્રહણ કરવામાં આવેલ છે. વાત એવી છે કે પ્રકૃતિની સૃષ્ટિ, સ્થિતિ તથા લય કરનારી જે કાંઈ ક્રિયાઓ છે તે સર્વ પ્રાણને આધીન છે. તેથી મહાત્માઓએ પ્રાણનું, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, એ ઇશ્વરરૂપથી કથન કરેલું છે, પ્રકૃતિ તો જડ છે, પ્રાણજ તેને ક્રિયાશક્તિ સંપન્ન બનાવે છે, એટલુંજ નહીં પણ સૃષ્ટિની યાવત્ ક્રિયાઓને ઉત્પન્ન કરનારા

પ્રાણુજ છે. ભાવ એ છે કે પરમેશ્વર સર્વ પ્રાણિયોના જીવનનું કારણ હોવાથી પ્રાણરૂપે સ્થિત છે. તેના હોવાથીજ સચરાચર વિશ્વ પોતપોતાના વ્યાપારોમાં લાગેલું રહે છે, તેને જાણનારો કદી દુ:ખી થતો નથી. ૨.

બ્રહ્મનો દરેકને ડર છે એજ કહે છે કે—

भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः ।

भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः ॥ ३ ॥

અન્વયઃ—અસ્ય, ભયાત્, અગ્નિઃ, તપતિ, ભયાત્, સૂર્યઃ, તપતિ, ભયાત્, ઇન્દ્રઃ, ચ, પઞ્ચમઃ, મૃત્યુઃ, ધાવતિ. ૩.

ભાવાર્થ—તેના ભયથી અગ્નિ તપે છે, તેનાજ ભયથી સૂર્ય તપે છે, તેનાજ ભયથી ઇંદ્ર, વાયુ તથા પાચરું મૃત્યુ દોડે છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—એ પરબ્રહ્મના ભયથી અગ્નિ બાળવાનું કામ કરે છે, તથા સૂર્ય તપાવવાના કામમાં લાગે છે. તેના ડરથીજ ઇંદ્ર તથા વાયુ એ ચારે તથા પાંચમું મૃત્યુ નિરંતર દોડ્યા કરે છે. એ પાંચેને જો કદી કોઇનો ભય ન હોય તો તેઓ કદી પ્રમાદવશ કોઈ વખતે પોતાના કર્તવ્યથી વિમુખ થઈ શકે અગર પોતાના કામોથી ઉલટ પાલટ કરીને જગત વ્યવસ્થાને અસ્ત વ્યસ્ત કરીને ઘણો મોટો અનર્થ કરી શકે છે. પ્રલયકાળમાં અગ્નિ વાયુ આદિના ઉપદ્રવથી સર્વ વ્યવસ્થાનું કાંઈ ઠેકાણું રહેતું નથી, શું, તે સમયે તેમને ઈશ્વરનો ભય રહેતો નથી ? તેનો ઉત્તર એ છે કે—સૂર્ય, અગ્નિ, જળ આદિને કોઈ એક વિશેષ અવસરમાં ( પ્રલયમાં ) તેનાજ ભયથી તેમ કરવાની ફરજ પડે છે. ૪.

વિશેષ—અતુલ શક્તિસંપન્ન લોકપાળ પણ, જ્યારે તેના ભયથી કંપતા રહે છે, તો પછી બીજા લોકોનું તો કહેવુંજ શું ? જુવો, અગ્નિ સર્વજગોએ વ્યાપક છે, જો તે ચાહે તો બધા સંસારને બાળીને ભસ્મ કરી નાંખે પરંતુ તે તેવું કરતો નથી, કારણકે તેને તેનાથી મોટા કોઈ નિયંતાનો ભય છે. 'અગ્નિસ્તપતિ' એનો અભિપ્રાય એ છે કે પરમાત્માની આજ્ઞાથીજ અગ્નિ, પાકાદિ વ્યાપારોને કરી રહેલો છે. તથા પાપના કારણથી જે મંદાદ્રષ્ટ પ્રાણિયોના ભોગ્ય પદાર્થોને અગ્નિ ભસ્મ કરી દે છે, તે પણ પરમાત્માની આજ્ઞાથીજ અગ્નિ દ્વારા દેવાએલો દંડ છે. સૂર્યનો પ્રકાશ, ઇંદ્ર દ્વારા વૃષ્ટિ, વાયુનું ચાલવું તથા યમદ્વારા મૃત્યુ અથવા પાપિયોને દંડ દેવાની વ્યવસ્થા આદિ સર્વ વ્યવહાર જેના ભયથી ચાલી રહેલા છે તેને જાણનારા મનુષ્યને કોઈપણ પ્રકારનો ભય રહેતો નથી. ૩.

એ ભયને દૂર કરવાને સારૂ આજ શરીર દ્વારા તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ કરવી ઉચિત છે, તે કહે છે, યથા—

इह चेदशकद्बोद्धुं प्राक्शरीरस्य विस्रसः ।
ततः सर्गेषु लोकेषु शरीरत्वाय कल्पते ॥ ४ ॥

અન્વય:—ઇહ, ચેત્, બોદ્ધુમ્, અશકત્, શરીરસ્ય, વિસ્રસ:, પ્રાક્, તતઃ સર્ગેષુ, લોકેષુ, શરીરત્વાય, કલ્પતે. ૪.

ભાવાર્થ—જે આ શરીરમાં તેના પતનના પહેલાંજ બ્રહ્મ તત્ત્વને જાણી શકે તે બંધનથી મુક્ત થઈ જાય છે. જો તેમ ન કરી શકે તો આ જન્મ મરણ વાળા લોકોમાં શરીરભાવને પ્રાપ્ત થઈ જાય છે, અર્થાત વારંવાર શરીરને ગ્રહણ કરે છે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—એમાં સંદેહ નથી કે મનુષ્ય જીવનની પ્રાપ્તિ એ ઘણા પુન્ય કર્મોનુંજ ફળ છે, પરંતુ તેની સાથે એ પણ છે કે જેવું તે શ્રેષ્ઠ છે તેવુંજ તે આશુવિનાશી તથા દુર્લભ છે. જો એવા મનુષ્યજન્મમાં શરીરનો પાત થતા પહેલાંજ મનુષ્ય બ્રહ્મને જાણી લે તો તે મુક્ત થઈ જાય છે. જો તે બ્રહ્મને ન જાણી શકે તો તેને ભોગ ભોગવવાને સારૂ બનાવેલા, પ્રાણિયોના આવાસ સ્થાનરૂપ પૃથિવી આદિ લોકોમાં શરીરને ધારણ કરીને અનેક ક્લેશોના ભોગને સારૂ આવાગમનચક્રમાં તેને ફસવું પડે છે. તે કારણથી અનુપમ મનુષ્ય શરીરને પામીને આત્મજ્ઞાનની પ્રાપ્તિને સારૂ ઉદ્યોગ કરવામાં કોઈ પણ પ્રકારની કસર કરવી જોઈએ નહીં કારણ કે અન્ય યોનિયોમાં આત્મદર્શન થવાનો સંભવ નથી. એ આકાશ પુષ્પના, સસલાના શિંગડાના ધનુષ્ય વડે વંધ્યાપુત્ર સાથે યુદ્ધ કરવાના જેવું અસંભવિત છે. ૪.

વિશેષ—દેવદુર્લભ મનુષ્ય શરીરને પામીને જીવ જો આત્માનું અનુસંધાન ન કરી શકયો તથા આ સર્વથા સુયોગ્ય દેહથી નિષિદ્ધ આચરણ કરતો રહ્યો, તો તેનું એવું કરવું તે ચાંદીના પાત્રમાં મદિરાપાન કરવા જેવું છે. તાત્પર્ય એ છે કે મનુષ્ય શરીરના રહેતાં આત્માને ન જાણ્યો તો અનંત યોનિયોમાં વારંવાર જન્મમરણને પ્રાપ્ત થવું પડે છે. જો સૌભાગ્યથી કાંઈ પુન્ય કર્મ થાય તો તેને અનુસરીને સ્વર્ગાદિકોમાં ફળ ભોગવીને વળી પાછો પતનનો, તે પછી જન્મ પછી મૃત્યુ આદિનો ભય કાયમજ રહેવાનો. તેથી મનુષ્ય શરીર રહે તેટલામાં ભવ વૃક્ષચ્છેદક આત્મજ્ઞાનનો સંચય અવશ્ય કરી લેવો જોઈએ. ૪.

આ મનુષ્ય શરીરમાં જો આત્મદર્શન ન થઈ શક્યું તો પિતૃલોક આદિમાં

જવાનું થાય, તેથી અહીં યત્ન કરવો એ વ્યર્થ છે. એવી આશંકા થતી રહે છે કે પિત્રાદિ લોકમાં આત્મજ્ઞાન થવું દુર્લભ છે. હા, તે બ્રહ્મલોકમાં થઈ શકે છે, પરંતુ બ્રહ્મલોકમાં આત્મજ્ઞાન લાભ સંભવ હોવા છતાં પણ ઉપાસના વગર એ લોકની પ્રાપ્તિ થવી સંભવિત નથી. એ કારણથી અનેક ઝંઝટોને છોડીને આજ મનુષ્ય જન્મમાં આત્મજ્ઞાનને સારુ યત્ન કરવો જોઇએ. એ કહે છે કે—

**यथादर्शे तथात्मनि यथा स्वप्ने तथा पितृलोके। यथाप्सु परीव ददृशे तथा गन्धर्वलोके छायातपयोरिव ब्रह्मलोके ॥ ५ ॥**

અન્વયઃ—યથા, આદર્શે, તથા, આત્મનિ, પરિદદૃશે, યથા, સ્વપ્ને, તથા, પિતૃલોકે, યથા, અપ્સુ તથા, ગન્ધર્વલોકે, બ્રહ્મલોકે, છાયાતપયોઃ, ઇવ. ૫.

ભાવાર્થ—જેવી રીતે દર્પણમાં તેવીજ રીતે નિર્મળ બુદ્ધિમાં આત્માનું સ્પષ્ટ દર્શન થાય છે. જેવી રીતે સ્વપ્નમાં તેવીજ રીતે પિતૃલોકમાં તથા જળમાં, તેવીજ રીતે ગંધર્વ લોકમાં પણ અસ્પષ્ટરીતે પરમાત્મદર્શન થાય છે. કેવળ બ્રહ્મલોકમાં અંધકાર અને પ્રકાશની પેઠે અનાત્મા તથા આત્માનો સ્પષ્ટ અનુભવ થાય છે. ૫.

વિ૦ વિ૦ભાષ્ય—જેમ સ્વચ્છ દર્પણમાં આપણા મુખ તથા શરીરનું પ્રતિબિંબ સ્પષ્ટ દેખાય છે, તેજ પ્રમાણે દર્પણના સમાન અતિ નિર્મળ આપણી બુદ્ધિમાં તેનાથી વિલક્ષણ સ્વરૂપવાળા આપણા આત્માના દર્શન થાય છે. જાગ્રત્ અવસ્થાના પદાર્થ જેવા, વાસનાના રૂપમાં સ્વપ્નાવસ્થામાં પ્રતીત થાય છે, તેવાજ પિતૃલોકમાં બુદ્ધિ આદિમાં મળેલા જેવા, અર્થાત્ બુદ્ધિથી અવિવિક્ત-રૂપમાં, આત્મદર્શન થાય જેમ પાણીમાં શરીરના સર્વ અંગ પ્રત્યંગ ( અવયવ ) એકાકાર રૂપે ( મળેલા જેવાં ) દેખાય છે, તેજ પ્રકારે ગંધર્વલોકમાં આત્માનો સાક્ષાત્કાર, શરીર આદિથી અપૃથક્ ( મળેલો ) હોય તેવો થાય છે. હમને શાસ્ત્રોના પ્રમાણ તથા બ્રહ્મવેત્તા વિદ્વાનો તથા સંન્યાસિયોના ઉપદેશથી એ માલમ પડયુ છે કે સ્વર્ગાદિ અન્યાન્ય લોકમાં પણ અવિવિક્તરૂપમાં આત્મદર્શન થઈ જાય છે. હા, બ્રહ્મલોકની સ્થિતિ ઉક્ત લોકોથી વિલક્ષણ છે, જેમ છાયા અને તડકો એ બંને વસ્તુ એક બીજાથી સર્વથા પૃથક્ પદાર્થ છે. એ જ્ઞાનનો અનુભવ એક બ્રહ્મલોકમાંજ થાય છે. કારણ કે અત્યંત ઉત્કૃષ્ટ કર્મ અને જ્ઞાન વગર તેની પ્રાપ્તિ થઈ શક્તી નથી. બ્રહ્મલોકની પ્રાપ્તિ, નાની નૌકામાં બેસીને

મહાસાગરને પાર કરવા જેવી દુસ્તર છે. તેથી સર્વ ખખેડાને છોડીને આજ શરીરમાં, આજ સંસારમાં, જ્યાં રહેતા હો તેજ જગો ઊપર તથા તમારી વર્તમાન અવસ્થામાંજ, આજથી, અત્યારથી આત્મદર્શનના યત્નમાં લાગી જવું જોઇએ. અન્યથા આ શરીરનો પાણીના પરપોટાના જેવો ભરોસો નથી. ૫.

વિશેષ—આ મંત્રમાં ચાર અવસ્થાઓનું વર્ણન કરવામાં આવેલું છે.

૧—પ્રથમ પ્રકારમાં દર્પણની સાથે બુદ્ધિની અવસ્થાનું ઉદાહરણ આપવામાં આવેલું છે.

૨—બીજું ઉદાહરણ સ્વપ્ન અને પિતૃલોકનું છે.

૩—ત્રીજી અવસ્થાને જળ તથા ગંધર્વલોકના ઉદાહરણથી સમજાવવામાં આવેલી છે.

૪—ચોથું ઉદાહરણ આતપ ( તડકો ) તથા છાયાના સંબંધથી બ્રહ્મલોકનું આપવામાં આવ્યું છે.

( ક ) પ્રથમ ઉદાહરણનો અભિપ્રાય એ છે કે જેમ દર્પણ જેટલું સ્વચ્છ હશે તેમાં મુખ તેટલુંજ સારૂં દેખાશે. તેજ પ્રમાણે બુદ્ધિ જેટલી આવરણ દોષથી રહિત થતી જાય છે, તેટલુંજ તેમાં દ્રષ્ટાત્માનું સ્વરૂપ પ્રકાશિત થતું જાય છે. અર્થાત્ મલિન અંતઃકરણવાળી વ્યક્તિની બુદ્ધિમાં આત્મજ્યોતિ આચ્છાદિત રહે છે તથા વિષય રાગરહિત તત્ત્વજ્ઞાની બુદ્ધિ આત્મદર્શનમાં સમર્થ થાય છે.

( ખ ) બીજા ઉદાહરણનું તાત્પર્ય એ છે કે સ્વપ્નમાં જે પ્રમાણે અવિવિક્ત અર્થાત જાગ્રત સમયના સંસ્કારસહિત પદાર્થોની પ્રતીતિ થાય છે, તેજ પ્રમાણે પિતૃલોકમાં પણ અવિવિક્તરૂપમાં આત્માના દર્શન થાય છે. અર્થાત્ સ્વપ્નમાં આત્માના સ્વરૂપની વિસ્મૃતિ રહે છે, ઇંદ્રિય સંબંધથી સુખદુઃખનો બોધ કાયમ રહે છે.

( ગ ) ત્રીજા ઉદાહરણનો ભાવ એ છે કે જેમ અસ્થિર જળમાં પ્રતિબિંબ અવયવહીન આકારમાં પ્રતીત થાય છે, તે પ્રમાણે ગંધર્વલોકમાં પણ અસ્પષ્ટ રૂપે આત્માના દર્શન થાય છે. કોઈ શંકા કરે કે—પ્રતિબિંબમાં પણ અવયવોની પ્રતીતિ થાય છે ? તેના ઉત્તરમાં કહેવાનું કે જેમ જળમાં સૂર્ય અને ચંદ્રના પ્રતિબિંબની ઝળક દેખાય છે, તેજ પ્રમાણે ઉન્નત સુખપૂર્ણ ગંધર્વલોકમાં આનંદમય આત્મા, વૈષયિક સુખથી મિશ્રિત થઈને અનુભવમાં આવે છે. વિષયમાં જે કાંઈ આનંદ છે તે અપાર બ્રહ્માનંદ પારાવારનો એક કણાંશ છે. એ વાત બીજી છે કે એ કેટલું વધારે કે કમ હોય. અથવા જેમ ચાલતા જળમાં આપણા પ્રતિબિંબિત અવયવ સ્થિર દેખાતા નથી, તે પ્રમાણે ગંધર્વલોકમાં ભોગોથી ચંચળ ચિત્તમાં આત્માની સ્પષ્ટ પ્રતીતિ થતી નથી.

(ઘ) ચોથુ ઉદાહરણ આપવાનું પ્રયોજન એ છે કે બ્રહ્મલોક જ્ઞાન પ્રધાન લોક છે, તેથી જેમ અહીં દિવસનો પ્રકાશ અને રાત્રીનો અંધકાર તથા આતપ અને છાયામાં ભેદ અલગ અલગ સ્પષ્ટ દેખાઈ આવે છે તેમજ સર્વોન્નત બ્રહ્મલોકમાં અનાત્મા તથા આત્માનો અનુભવ ભિન્નરૂપે સ્પષ્ટતાથી થયા કરે છે. પરંતુ કઠિણાઇ એ છે કે બ્રહ્મલોકની પ્રાપ્તિ દુર્લભ છે. તેની પ્રાપ્તિ ન થાય તો અન્ય લોકની પ્રાપ્તિ કરવાની ઈચ્છા કરવી જોઇએ નહી, પરંતુ આજ શરીરમાં આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરવાનો યત્ન કરતા રહેવું જોઇએ. ૫.

આત્માના સાક્ષાત્કારમાં વિવેકરૂપ સાધન તથા જ્ઞાનના ફળને કહે છે કે—

**इन्द्रियाणां पृथग्भावमुदयास्तमयौ च यत् ।**
**पृथगुत्पद्यमानानां मत्वा धीरो न शोचति ॥ ६ ॥**

અન્વયઃ—પૃથક્ ઉત્પદ્યમાનાનામ્, ઇન્દ્રિયાણામ્, પૃથગ્ભાવમ્, ઉદયાસ્તમયૌ, ચ, યત્, ધીરઃ, મત્વા, ન શોચતિ. ૬.

ભાવાર્થ—અલગ અલગ મહાભૂતોથી ઉત્પન્ન થનારી ઇંદ્રિયોની ભિન્નતા, ઉત્પત્તિ તથા પ્રલયને જાણીને વિદ્વાન પુરૂષ શોક કરતા નથી. ૬.

વિ૰ વિ૰ ભાષ્ય—હે નચિકેતા ! ઇંદ્રિયો આકાશાદિ મહાભૂતોથી અલગ અલગ ઉત્પન્ન થએલી છે, તેમનાથી આત્મા ભિન્ન છે. તેમનો જાગ્રત અવસ્થામાં ઉદય થાય છે તથા નિદ્રાવસ્થામાં લય થઈ જાય છે. આત્માનો કદી પણ ઉદય અસ્ત થતો નથી. જે વિવેકી પુરૂષ એવું જાણે છે તે જન્મ મરણના કારણકર્તૃત્વ ભોક્તૃત્વ રૂપ બંધનથી નિવૃત્ત થઈ જાય છે.

વિશેષ—આ મંત્રમાં આત્મા કેવે પ્રકારે જાણવાને યોગ્ય છે તથા તેને જાણવાનું પ્રયોજન શું છે તે કહેવામાં આવ્યુ છે. ઇંદ્રિયો તથા આત્મામાં પૃથગ્ભાવ સ્વભાવની વિલક્ષણતા છે. આત્મા સદા એક રસ રહે છે, તથા ઇંદ્રિયો કદી પોતાના વ્યાપારમાં લાગી રહે છે તો કદી તેને છોડી દે છે. ૬.

જે આત્માથી ઇંદ્રિયોનો પ્રથગ્ભાવ કહેવામાં આવેલો છે, તે કાંઈ બહાર છે, એવું સમજીને તેને કયાંય અન્યત્ર શોધવો જોઇએ નહીં. કારણકે તે સર્વનો અંતરાત્મા છે. ત્યારે તે કેવી રીતે જાણી શકાય, તે કહે છે—

**इन्द्रियेभ्यः परं मनो मनसः सत्त्वमुत्तमम् ।**
**सत्त्वादधि महानात्मा महतोऽव्यक्तमुत्तमम् ॥ ७ ॥**

અન્વયઃ—ઇન્દ્રિયેભ્યઃ, મનઃ, પરમ્, મનસઃ, સત્ત્વમ્, ઉત્તમમ્, સત્ત્વાત્ અધિ, મહાન્, આત્મા, મહતઃ, અવ્યક્તમ્, ઉત્તમમ. ૭.

ભાવાર્થ—ઇન્દ્રિયોની અપેક્ષાએ મન ઉત્તમ છે, મનથી બુદ્ધિ શ્રેષ્ઠ છે, બુદ્ધિની અપેક્ષાએ મહત્તત્ત્વ ઉત્કૃષ્ટ છે, તથા મહત્તત્ત્વથી અવ્યક્ત વધીને છે. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—શ્રોત્રાદિ ઈંદ્રિયોથી સંકલ્પવિકલ્પાત્મક મન શ્રેષ્ઠ છે. મનથી નિશ્ચયાત્મિકા બુદ્ધિ ઉત્તમ છે. એ વ્યષ્ટિ બુદ્ધિથી સમષ્ટિ બુદ્ધિ મહત્તત્ત્વ ચડીયાતુ છે તથા તેનાથી અવ્યક્ત માયા ઉત્કૃષ્ટ છે. ૭.

વિશેષ—ઈંદ્રિયો વિષયાસક્તિને સારૂ મનની અપેક્ષા રાખે છે, કારણકે મન ઇંદ્રિયોમાં ન જોડાય તો તે કંઈ કરી શક્તી નથી, તેથી મનને ઇંદ્રિયોથી શ્રેષ્ઠ કહેલું છે. મનના હાલ બુદ્ધિ જાણે છે તેથી મનની અપેક્ષાએ બુદ્ધિ ઉત્તમ છે. મહત્તત્ત્વ બુદ્ધિથી ચડીયાતું છે, કારણકે મહત્તત્ત્વનો જે અંશ, સત્ અસત્ ના વિવેકરૂપ કાર્યને કરે છે તે બુદ્ધિ કહેવાય છે. કેટલેક ઠેકાણે મૂળ પ્રકૃતિ, કોઈ જગોએ બ્રહ્મશક્તિ તો કોઈ જગોએ મહામાયાના નામથી અવ્યક્તનો પ્રયોગ થાય છે, એ અવ્યક્ત, મન બુદ્ધિ તથા મહત્તત્ત્વ એ ત્રણેનો સંબંધ કરાવવાને કારણે સર્વથી ઉત્કૃષ્ટ છે. ઇંદ્રિયાદિકોથી મન આદિકોને ઉત્તરોત્તર શ્રેષ્ઠ બતાવવા, એ સૂક્ષ્મથી સૂક્ષ્મમાં ચિત્તને સ્થિર કરવા સારૂ છે. ૭.

अव्यक्तात्तु परः पुरुषो व्यापकोऽलिङ्ग एव च ।
यज्ज्ञात्वा मुच्यते जन्तुरमृतत्वं च गच्छति ॥ ८ ॥

અન્વયઃ—વ્યાપકઃ, અલિંગઃ, એવ, પુરૂષઃ, તુ, અવ્યક્તાત્, ચ પરઃ. જન્તુઃ, યત્, મુચ્યતે, અમૃતત્વં, ચ, ગચ્છતિ. ૮.

ભાવાર્થ—સર્વવ્યાપી અલિંગ પુરૂષ અવ્યક્તથી પણ શ્રેષ્ઠ છે, જેને જાણીને મનુષ્ય મુક્ત થઈ જાય છે તથા અમૃતત્વને પ્રાપ્ત કરે છે. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—અવ્યક્તની અપેક્ષાએ સર્વવ્યાપક અને શરીરરહિત અથવા જગતના સર્વ ધર્મોથી વિવર્જીત પરમાત્મા પુરૂષ ઉત્તમ છે. પ્રાણી તેને જાણીને જીવિત અવસ્થામાંજ અવિદ્યાના બંધનોથી છુટી જાય છે, તથા શરીર છુટી ગયા પછી પરમપદને પ્રાપ્ત કરી લે છે. ૮.

વિશેષ—પ્રકૃતિની વ્યક્ત તથા અવ્યક્ત એ બે અવસ્થાઓ છે. તેની વ્યક્તાવસ્થાનાજ, બુદ્ધિ, મન તથા ઇંદ્રિયો એ અંગસમૂહ છે. એ સર્વ પ્રકુ-

તિની વૈષામ્યાવસ્થાનાં પરિણામ છે. પ્રકૃતિની સામ્યાવસ્થાજ અવ્યક્ત કહેવાય છે, પ્રલય સમયે સર્વ જગતનો તેમાંજ લય થાય છે. આત્માનો અનુભવ તેનાથી પર છે. જે એ તત્ત્વાતીત ચિન્મયને જાણી લે તે જીવનમુક્ત થઈને અમૃતત્વનો લાભ કરે છે. ૮,

જ્યારે તેનું કોઇ લિંગ ( ચિન્હ ) જ નથી ત્યારે તેનો સાક્ષાત્કાર કેવી રીતે થાય ? તે ઊપર કહે છે કે—

**न संदृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्च-नैनम् । हृदा मनीषा मनसाभिक्लृप्तो य एतद्विदुरमृतास्ते भवन्ति ॥ ९ ॥**

અન્વય:—અસ્ય, રૂપમ્, સંદૃશે, ન તિષ્ઠતિ, કશ્ચિત્, એનમ્, ચક્ષુષા, ન પશ્યતિ. મનીષા, હૃદા, મનસા, અભિક્લૃપ્ત:. યે, એનમ્, વિદુઃ, તે, અમૃતા, ભવન્તિ. ૯.

ભાવાર્થ—આ આત્માનું સ્વરૂપ દ્રષ્ટિમાં ટકતું નથી, કોઈ પણ તેને આંખોથી દેખી શકતું નથી. હૃદયાવસ્થા વિકલ્પરહિત બુદ્ધિ દ્વારા મનની સહાયતાથી તે અભિવ્યક્ત થાય છે. જે એ આત્મતત્ત્વને જાણે છે તે અમર થઈ જાય છે. ૯.

વિ૦ વિ૦ ભાષ્ય—એ પ્રત્યગાત્માનું રૂપ દ્રષ્ટિનો વિષય નથી, એટલે કે આત્માને કોઇ કેવલ આંખેથી જોવાની ઇચ્છા કરે, અગર કોઈ યંત્રની સહાયતાથી કે યોગાભ્યાદિ વિવિધ સાધનોથી અવલોકન કરવાની ઇચ્છા કરે; પણ તે દેખાશે નહીં. તાત્પર્ય એ છે કે સ્થૂળ દ્રષ્ટિ તથા માયિક સાધનોથી આત્માને કોઈ દેખી શકતુ નથી. પરંતુ જ્યારે સાધકની બુદ્ધિ, સંકલ્પ વિકલ્પરહિત થઇને નિર્મળ થઈ જાય છે, ત્યારે મનન કરવાથી હૃદયમાં જ તે પ્રકાશિત થઈ જાય છે. જે અધિકારિયોને તેનો સાક્ષાત્કાર થઈ જાય છે, જે તેના દર્શન પામી શકે છે, તેઓ મૃત્યુને જીતીને એવા પદને પામે છે કે જ્યાંથી પાછુ આવવાનું થતુંજ નથી. ૯.

વિશેષ—આ મંત્રમાં અશરીરી આત્માના દર્શનનો પોકાર બતાવવામાં આવ્યો છે, તથા એ પણ કહ્યું છે કે તે નેત્રેન્દ્રિય દ્વારા પ્રત્યક્ષ કરવાને યોગ્ય નથી. અહીં નેત્રેન્દ્રિય, અન્ય ઇદ્રિયોનું પણ ઉપલક્ષણ છે, એટલે કે કોઈ પણ

ઇંદ્રિયથી તેનો સાક્ષાત્કાર થઈ શક્તો નથી. કારણકે ઇંદ્રિયો પ્રાકૃતિક છે તથા આત્મા પ્રકૃતિથી પર છે. હા, એ વાત છે કે વિકલ્પ રહિત બુદ્ધિ દ્વારા મનન, નિદિધ્યાસનથી હૃદયદેશમાં તે આત્મજ્યોતિનો ઉદય થાય છે, કે જેના પ્રકાશથી સાંસારિક વિષયોની અસારતા ખુલી પડી જાય છે. ૯.

શ્રવણ તથા મનનથી પ્રમાણ, પ્રમેય તથા અસંભાવનાની નિવૃત્તિ થવા છતાં પણ એ બુદ્ધિના પ્રતિબંધક ચિત્તની ચંચળતારૂપ દોષ તો રહી જ જાય છે. તેને દૂર કરવાને સારૂ હવે યોગ સાધનાના પ્રકાર કહે છે કે—

यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ।
बुद्धिश्च न विचेष्टति तामाहुः परमां गतिम् ॥ १० ॥

અન્વય—યદા, મનસા, સહ, પંચ, જ્ઞાનાનિ, અવતિષ્ઠન્તે, બુદ્ધિઃ ચ, ન વિચેષ્ટતે, તામ્, પરમામ્, ગતિમ્, આહુ:. ૧૦.

ભાવાર્થ—જ્યારે પાંચે ઇંદ્રિયો વિષયોનો ત્યાગ કરીને મન સહિત આત્મામાં સ્થિત થઈ જાય છે, તથા બુદ્ધિ પણ ચેષ્ટા કરતી નથી તે અવસ્થાને પરમ ગતિ કહે છે. ૧૦.

વિ૦ વિ૦ ભાષ્ય—જ્યારે મન સહિત પાંચે ઇંદ્રિયો પોત પોતાના વ્યાપારોને છોડીને સ્થિર થઈ જાય છે, અર્થાત્ પોતપોતાના વિષયથી અલગ થઈને આત્મા તરફ વળે છે, તથા એ નિશ્ચયાત્મિકા બુદ્ધિ પણ પોતાના કાર્યમાં ચેષ્ટા કરવાનું છોડી દે છે, તે અવસ્થાને, એટલેકે જ્ઞાનેન્દ્રિય, મન, બુદ્ધિની ચંચળતા રહિત દશાને યોગી લોક પરમોત્કૃષ્ટ ગતિ કહે છે. કારણકે એ આનંદાત્માના ભાનના સાધનરૂપ છે. ૧૦.

વિશેષ—જીવના બંધમોક્ષનું કારણ અંતઃકરણ છે. મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ અંતઃકરણના ચાર ભેદ છે. અંતઃકરણનો રાજા, સંકલ્પવિકલ્પ કરનાર જે બંધન દશાને સ્થાયી રાખે છે તે, મન છે. સ્મૃતિ અને સંસ્કારને ધારણ કરનારને ચિત્ત કહે છે. જેનાથી દ્વૈત બને તથા જે પોતાપણામાં સ્વતંત્ર હોય છે તેને અહંકાર કહે છે. તથા સત્ અસત્‌નો વિચાર કરનારી જ્ઞાનવતી છે તેને બુદ્ધિ કહે છે. આ ચારેમાં મન ચિત્તને અનુસરે છે તથા બુદ્ધિ અહંકારની અનુયાયિની છે. બંધન અવસ્થામાં ઇંદ્રિયો મનને વિષયમાં લગાડીને સ્વયં વિષયોમાં લાગુ રહે છે, પરંતુ જ્યારે મન વિષયોમાંથી પોતે પોતાને ખેંચી લે છે

ત્યારે શરીરની સાથેના ઇન્દ્રિયોના સંબંધનો વિચ્છેદ થઈ જાય છે. બીજી બાજુએ બુદ્ધિ અહંકારની સાથે મળીને સત્ અસત્ વિચારના કાર્યમાં લાગેલી રહે છે. જ્યારે તત્ત્વજ્ઞાનના પ્રભાવથી દ્વૈતભાવ નષ્ટ થઈ જાય છે ત્યારે અહંકારનો લય થઈ જાય છે. ત્યારે યોગયુક્ત બુદ્ધિ નિશ્ચેષ્ટ થઇને આત્મોન્મુખ થઇ જાય છે. એ દશામાં આપોઆપજ સ્વરૂપનો ઉદય થઈ જાય છે. એજ નિઃશ્રેયસની સાધિકા, પરમગતિ કહેવાય છે ૧૦.

**तां योगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम् ।**
**अप्रमत्तस्तदा भवति योगो हि प्रभवाप्ययौ ॥ ११ ॥**

અન્વય—તામ્, સ્થિરામ્, ઇન્દ્રિયધારણામ્, યોગમ્, ઇતિ, મન્યન્તે, તદા, અપ્રમત્તઃ, ભવતિ, હિ, યોગઃ, પ્રભવાપ્યયૌ. ૧૧.

ભાવાર્થ—ઇદ્રિયોની એ સ્થિર ધારણાને યોગ કહે છે. તે સમયે સાધક પ્રમાદ રહિત થઈ જાય છે. કારણકે યોગજ પ્રભવ ( ઉત્પત્તિ ) તથા અપ્યય ( લય, વિનાશ ) નું કારણ છે. ૧૧.

વિ૰ વિ૰ ભાષ્ય—યોગી લોક લય, વિક્ષેપ, કષાય, રસાસ્વાદ આદિ વિઘ્નોથી અકંપિત ( સ્થિર ) છે, જ્ઞાનેન્દ્રિય, મન તથા બુદ્ધિની પૂર્વોક્ત સ્થિર ધારણાને યોગ કહે છે. તથા એ યોગારંભકાળમાં સાધકે ચિત્તનું સમાધાન કરવાનો પૂર્ણ યત્ન કરવો જોઇએ. કારણકે ઉક્ત ધારણારૂપ જે યોગ છે તે ઉત્પત્તિ તથા વિનાશના ધર્મવાળો છે. ૧૧.

વિશેષ—જે દશામાં ઇંદ્રિયો સ્થિર રહે છે, તે અવસ્થાને યોગ કહે છે. તે સમયે યોગી પ્રમાદરહિત થઈ જાય છે. યોગની જેવી રીતે ઉત્પત્તિ થાય છે તેવીજ રીતે તેનો વિનાશ પણ થઈ શકે છે. તેથી યોગીજને યોગસમૃદ્ધિમાં થનારા પ્રચંડ વિઘ્નોને દૂર કરવાના વિષયમાં બદ્ધ પરિકર થઇને સદા સાવધાન રહેવું જોઇએ. આ મંત્રમાં યોગને, પ્રભવ તથા અપ્યય ધર્મવાળો કહેલો છે, તેનો અભિપ્રાય એ છે કે તે હિતસાધક તથા અહિતસાધક બંને છે. અર્થાત્ યોગી સમાધિ દશામા પ્રભવ તથા અપ્યય બંને કાર્ય કરવામાં સમર્થ રહે છે. પ્રમાદરહિત યોગી સમાધિસ્થ થઇને શક્તિશાળી તથા તેનાથી પણ આગળ વધી જાય છે. જો તેની સમાધિ નિર્વિકાર્ય રહે તો તે અભ્યુદય કોટિનું ઉલ્લંઘન કરીને બ્રહ્મીભૂત, થઈ જાય છે, તથા જો કોઈ કારણ વિશેષથી તેની ધારણા સ્થિર ન રહી શકી અને સમાધિ વિકલ્પયુક્ત થઈ ગઈ તો તે પાછો સાંસારિક

સિદ્ધિયોના પ્રગટ થવાનું સ્થાન બની જાય છે. એજ બંને અવસ્થાઓનું યથા ક્રમ પ્રભવ તથા અપ્યય નામ છે. તેથી યોગીએ અપ્યયથી બચવું તથા પ્રભવમાં લાગી રહેવું જોઇએ. ૧૧

આત્મા વાણી, ઇંદ્રિયનો વિષય છે. એ કથનનું ખંડન કરે છે, યથા—

**नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा ।**
**अस्तीतिब्रुवतोऽन्यत्र कथं तदुपलभ्यते ॥ १२ ॥**

અન્વયઃ—વાચા, ન, એવ, પ્રાપ્તુમ્, શક્યઃ, મનસા, ન, ચક્ષુષા, ન અસ્તિ, ઇતિ બ્રુવતઃ, અન્યત્ર, તત, કથમ્, ઉપલભ્યતે. ૧૨.

ભાવાર્થ—આત્મા ન તો વાણીથી, ન તો મન દ્વારા કે ન તો આંખોથીજ જોવા યોગ્ય છે. 'છે' એમ કહેનારા સિવાય અન્યત્ર, બીજા મનુષ્યોને તે કેવી રીતે પ્રાપ્ત થઈ શકે છે. ૧૨.

વિ૦ વિ૦ ભાષ્ય—પૂર્વોક્ત યોગાભ્યાસની પૂર્ણતા થયા વિના વાણી, શ્રોત્ર, તથા નેત્ર આદિથી આત્મતત્ત્વ પ્રાપ્ત થઈ શકતું નથી. 'શુદ્ધ ચેતનજ સત્યસ્વરૂપ છે' એ પ્રકારના વચનોનું કથન કરનારા આસ્તિક પુરૂષોના વચનોનો ત્યાગ કરીને, પ્રત્યક્ષ પ્રમાણવાદી, બહિર્મુખ નાસ્તિકોના સિદ્ધાંતમાં શ્રદ્ધા કરનાર કુસંગિયોને કદાપિ આત્મબોધ થઈ શકતો નથી. ૧૨.

વિશેષ—ઇંદ્રિયોથી શબ્દ સ્પર્શ આદિ વિષય ગ્રહણ થાય છે, પરંતુ પરમાત્મા શબ્દાદિ વિષયોમાં આવતોજ નથી કે ઇંદ્રિયોથી ગ્રહણ થઈ શકે પરમાત્મા પરોક્ષ છે, પણ આસ્તિક લોક કહે છે કે તે અવશ્ય છે. સંસારમાં એકથી એક વધારે ધનવાન, વિદ્વાન, ઐશ્વર્યવાન આદિ હોવાથી સંસાર ઘણોજ વિષમ છે, ન્યૂનાધિક છે. એ ન્યૂનાધિકતાની જ્યાં અવધિ થાય છે, સમાપ્તિ થઈ જાય છે, બસ, એજ પરમેશ્વર છે. વળી એ પણ વાત છે કે જગતનો કર્તા કોઈ અવશ્ય છે. કારણ કે ઘડા આદિની પેઠે એ પણ એક બનાવટ છે, તથા અનંત કારીગરી વાળી રચનાયુક્ત આ વિશાળ જગતનું નિર્માણ કરવું, એ કોઈ અલ્પજ્ઞ, સ્વલ્પશક્તિ મનુષ્યનું કામ નથી. તેથી મંત્રમાં 'अस्तीति' વાક્યથી એ સર્વજ્ઞ સર્વશક્તિમાન પરમેશ્વરનું કથન કરવામાં આવ્યું છે. એ આત્મદેવના દર્શન નાસ્તિક કેવી રીતે પામી શકે ? ૧૨.

એ પણ વાત છે કે જો કે એ આત્માસત્વરૂપ ધર્મથીરહિત હોવાથી સતપદથી કહેવાને યોગ્ય નથી, તોપણ તેના દર્શનનો ક્રમ કહે છે, યથા—

**अस्तीत्येवोपलब्धव्यस्तत्त्वभावेन चोभयोः ।**
**अस्तीत्येवोपलब्धस्य तत्त्वभावः प्रसीदति ॥ १३ ॥**

અન્વયઃ—ઉભયોઃ, તત્ત્વભાવેન, અસ્તિ, ઇતિ એવ, ઉપલબ્ધવ્યઃ. સ્તિ, એવ, ઇતિ, ઉપલબ્ધસ્ય, તત્ત્વભાવઃ, પ્રસીદતિ. ૧૩.

ભાવાર્થ—તે આત્માને 'છે' એ પ્રકારે ઉપલબ્ધ કરવા યોગ્ય છે. પછી ે તત્ત્વભાવથી પણ જાણવો જોઇએ. આ બંને પ્રકારની ઉપલબ્ધિયોમાંથી ને 'છે' એ પ્રકારની ઉપલબ્ધિ થઈ ગએલી છે. તેના સન્મુખ તત્ત્વભાવ ઈ જાય છે. ૧૩.

વિ૦ વિ૦ ભાષ્ય—'પરમાત્મા છે' એ પ્રકારની ભાવનાના પહેલાં તેને પ્ત કરવો ઉચિત છે, અર્થાત્ 'જગતના કારણ સત્‌રૂપે વિદ્યમાન કોઈ શક્તિ ' એ પ્રમાણે પ્રથમ સામાન્ય તથા તેને જાણવો જોઇએ. પછી તત્ત્વભાવથી ાધિ વિનિર્મુક્ત શુદ્ધરૂપે, એટલે કે નિર્વિષય ચિન્મયમાત્ર ભાવથી તેને પ્રાપ્ત રવો ઉચિત છે. એ બ નેમાં પ્રથમ 'છે' અર્થાત્ સોપાધિરૂપથી વિશ્વરૂપે છે, વું જાણવામાં આવે તો તે પછી તેનો તત્ત્વભાવ અર્થાત નિરૂપાધિક ચિન્મય ાત્ર ભાવ આપોઆપ પ્રકાશિત થઈ જાય છે. ૧૩.

વિશેષ—પ્રથમ 'अस्ति' છે એ રીતે સામાન્યતયા જાણનારાને તે પછી સત્' 'तत्त्वभाव', પ્રકાશિત-પ્રગટ, પ્રતીત થઈ જાય છે. અભિપ્રાય એ છે કે ાધિકારી 'अस्ति' 'नास्ति' એમાંથી 'अस्ति'નો સ્વીકાર કરીને 'नास्ति' નો ાગ કરી દે તે પછી તે તત્ત્વભાવ એટલે કે યથાર્થ વસ્તુને જાણનારો થઈ જશે. ાત એ છે કે સાધક, વખતે સમાધિના વિધિ વિધાનોમાં ફસાઈ જાય તેમાંથી ાચાવવાને સારૂ આ મંત્રમા શ્રુતિમાતાએ તત્ત્વભાવ આત્માની ઉપલબ્ધિનો ાઇપણ રોકાણ વગરનો ઉપાય બતાવેલો છે. સાત્ત્વિક શ્રદ્ધા, સાત્ત્વિક ધૃતિ- ુક્ત થઇને સાધક પરમતત્ત્વરૂપ પરમાત્મામાં આસ્તિકતાથી સ્થિર લક્ષ્ય થઇને ર્વથી પહેલા 'अस्ति-भाव'ની ઉપલબ્ધિ કરે. પછી 'तत्त्वभाव' પરમાત્મ ાત્ત્વભાવનો અસ્તિ, ભાતિ, પ્રિય એ ત્રણેનો એટલે કે સત્ ચિત્ આનંદ એ ર્વનો એકી સાથે અનુભવ થવા માંડશે. ૧૪.

આ પ્રમાણે જેની ઇચ્છાઓ નિવૃત્ત થઈ ગયેલી છે, એના પરમાર્થ દ્રષ્ટા ાત્મજ્ઞાનીનું જન્મમરણ થતું નથી, એ ફળ કહે છે, યથા—

સિદ્ધિયોના પ્રગટ થવાનું સ્થાન બની જાય છે. એજ બંને અવસ્થાઓનું યથા ક્રમ પ્રભવ તથા અપ્યય નામ છે. તેથી યોગીએ અપ્યયથી બચવું તથા પ્રભવમાં લાગી રહેવું જોઇએ. ૧૧

આત્મા વાણી, ઈંદ્રિયનો વિષય છે. એ કથનનું ખંડન કરે છે, યથા—

**नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा ।**
**अस्तीतिब्रुवतोऽन्यत्र कथं तदुपलभ्यते ॥ १२ ॥**

અન્વયઃ—વાચા, ન, એવ, પ્રાપ્તુમ્, શક્યઃ, મનસા, ન, ચક્ષુષા, ન અસ્તિ, ઇતિ બ્રુવતઃ, અન્યત્ર, તત્, કથમ્, ઉપલભ્યતે. ૧૨.

ભાવાર્થ—આત્મા ન તો વાણીથી, ન તો મન દ્વારા કે ન તો આંખોથીજ જોવા યોગ્ય છે. 'છે' એમ કહેનારા સિવાય અન્યત્ર, બીજા મનુષ્યોને તે કેવી રીતે પ્રાપ્ત થઈ શકે છે. ૧૨.

વિ૦ વિ૦ ભાષ્ય—પૂર્વોક્ત યોગાભ્યાસની પૂર્ણતા થયા વિના વાણી, શ્રોત્ર, તથા નેત્ર આદિથી આત્મતત્ત્વ પ્રાપ્ત થઈ શકતું નથી. 'શુદ્ધ ચેતનજ સત્યસ્વરૂપ છે' એ પ્રકારના વચનોનું કથન કરનારા આસ્તિક પુરૂષોના વચનોનો ત્યાગ કરીને, પ્રત્યક્ષ પ્રમાણવાદી, બહિર્મુખ નાસ્તિકોના સિદ્ધાંતમાં શ્રદ્ધા કરનાર કુસંગિયોને કદાપિ આત્મબોધ થઈ શકતો નથી. ૧૨.

વિશેષ—ઇંદ્રિયોથી શબ્દ સ્પર્શ આદિ વિષય ગ્રહણ થાય છે, પરંતુ પરમાત્મા શબ્દાદિ વિષયોમાં આવતોજ નથી કે ઈંદ્રિયોથી ગ્રહણ થઈ શકે પરમાત્મા પરોક્ષ છે, પણ આસ્તિક લોક કહે છે કે તે અવશ્ય છે. સંસારમાં એકથી એક વધારે ધનવાન, વિદ્વાન, ઐશ્વર્યવાન આદિ હોવાથી સંસાર ઘણોજ વિષમ છે, ન્યૂનાધિક છે. એ ન્યૂનાધિકતાની જ્યાં અવધિ થાય છે, સમાપ્તિ થઈ જાય છે, બસ, એજ પરમેશ્વર છે. વળી એ પણ વાત છે કે જગતનો કર્તા કોઈ અવશ્ય છે. કારણ કે ઘડા આદિની પેઠે એ પણ એક બનાવટ છે, તથા અનંત કારીગરી વાળી રચનાયુક્ત આ વિશાળ જગતનું નિર્માણ કરવું, એ કોઈ અલ્પજ્ઞ, સ્વલ્પશક્તિ મનુષ્યનું કામ નથી. તેથી મંત્રમાં 'અસ્તીતિ' વાક્યથી એ સર્વજ્ઞ સર્વશક્તિમાન પરમેશ્વરનું કથન કરવામાં આવ્યું છે. એ આત્મદેવના દર્શન નાસ્તિક કેવી રીતે પામી શકે? ૧૨.

એ પણ વાત છે કે જો કે એ આત્માસત્ત્વરૂપ ધર્મથીરહિત હોવાથી સતપદથી કહેવાને યોગ્ય નથી, તોપણ તેના દર્શનનો ક્રમ કહે છે, યથા—

**अस्तीत्येवोपलब्धव्यस्तत्वभावेन चोभयोः ।**
**अस्तीत्येवोपलब्धस्य तत्त्वभावः प्रसीदति ॥ १३ ॥**

અન્વયઃ—ઉભયોઃ, તત્ત્વભાવેન, અસ્તિ, ઇતિ એવ, ઉપલબ્ધવ્યઃ. અસ્તિ, એવ, ઇતિ, ઉપલબ્ધસ્ય, તત્ત્વભાવઃ, પ્રસીદતિ. ૧૩.

ભાવાર્થ—તે આત્માને 'છે' એ પ્રકારે ઉપલબ્ધ કરવા યોગ્ય છે. પછી તેને તત્ત્વભાવથી પણ જાણવો જોઇએ. આ બંને પ્રકારની ઉપલબ્ધિયોમાંથી જેને 'છે' એ પ્રકારની ઉપલબ્ધિ થઈ ગએલી છે. તેના સન્મુખ તત્ત્વભાવ થઈ જાય છે. ૧૩.

વિ૦ વિ૦ ભાષ્ય—'પરમાત્મા છે' એ પ્રકારની ભાવનાના પહેલાં તેને પ્રાપ્ત કરવો ઉચિત છે, અર્થાત્ 'જગતના કારણ સતરૂપે વિદ્યમાન કોઈ શક્તિ છે' એ પ્રમાણે પ્રથમ સામાન્ય તથા તેને જાણવો જોઇએ. પછી તત્ત્વભાવથી ઉપાધિ વિનિર્મુક્ત શુદ્ધરૂપે, એટલે કે નિર્વિષય ચિન્મયમાત્ર ભાવથી તેને પ્રાપ્ત કરવો ઉચિત છે. એ બ નેમાં પ્રથમ 'છે' અર્થાત્ સોપાધિરૂપથી વિશ્વરૂપે છે, એવું જાણવામાં આવે તો તે પછી તેનો તત્ત્વભાવ અર્થાત નિરૂપાધિક ચિન્મય માત્ર ભાવ આપોઆપ પ્રકાશિત થઈ જાય છે. ૧૩.

વિશેષ—પ્રથમ 'अस्ति' છે એ રીતે સામાન્યતયા જાણનારાને તે પછી 'सत्' 'तत्त्वभाव', પ્રકાશિત-પ્રગટ, પ્રતીત થઈ જાય છે. અભિપ્રાય એ છે કે અધિકારી 'अस्ति' 'नास्ति' એમાંથી 'अस्ति'નો સ્વીકાર કરીને 'नास्ति' નો ત્યાગ કરી દે તે પછી તે તત્ત્વભાવ એટલે કે યથાર્થ વસ્તુને જાણનારો થઈ જશે. વાત એ છે કે સાધક, વખતે સમાધિના વિધિ વિધાનોમાં ફસાઈ જાય તેમાંથી બચાવવાને સારૂ આ મંત્રમા શ્રુતિમાતાએ તત્ત્વભાવ આત્માની ઉપલબ્ધિનો કોઇપણ રોકાણ વગરનો ઉપાય બતાવેલો છે. સાત્ત્વિક શ્રદ્ધા, સાત્ત્વિક ધૃતિ-યુક્ત થઇને સાધક પરમતત્ત્વરૂપ પરમાત્મામાં આસ્તિકતાથી સ્થિર લક્ષ્ય થઇને સર્વથી પહેલા 'अस्ति-भाव'ની ઉપલબ્ધિ કરે. પછી 'तत्त्वभाव' પરમાત્મ તત્ત્વભાવનો અસ્તિ, ભાતિ, પ્રિય એ ત્રણેનો એટલે કે સત્ ચિત્-આનંદ એ સર્વનો એકી સાથે અનુભવ થવા માંડશે. ૧૪.

આ પ્રમાણે જેની ઇચ્છાઓ નિવૃત્ત થઈ ગયેલી છે, એના પરમાર્થ દ્રષ્ટા આત્મજ્ઞાનીનું જન્મમરણ થતું નથી, એ ફળ કહે છે, યથા—

**यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः ।**
**अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥ १४ ॥**

અન્વય—અસ્ય, હૃદિ, શ્રિતા:, યે, સર્વે કામા:, યદા, પ્રમુચ્યન્તે અથ, મર્ત્યઃ, અમૃતઃ, ભવતિ, અત્ર, બ્રહ્મ, સમશ્નુતે. ૧૪.

ભાવાર્થ—જે સમયે તેના હૃદયની સર્વકામનાઓ છુટી જાય છે, તે સમયે તે મનુષ્ય ( મરણશીલ ) અમર થઈ જાય છે. તથા આ શરીરથીજ બ્રહ્મભાવને પ્રાપ્ત થઈ જાય છે. ૧૪.

વિ૦ વિ૦ ભાષ્ય—તત્ત્વજ્ઞાન થવાના પહેલાં, હૃદય-બુદ્ધિમા વર્તમાન, પ્રારબ્ધ કર્મથી પ્રાપ્ત શરીર રક્ષાને નિમિત્તે, જે અન્ન જળ આદિની ઈચ્છા છે, તથા તેના સિવાય જે વિષય સુખની કામનાઓ છે, તે જે સમયે સર્વત્ર આત્મ બુદ્ધિથી નષ્ટ થઈ જાય, તે સમયે મરણધર્મા મનુષ્ય જ્ઞાન થતાં અમૃત, મુક્તરૂપ થઈ જાય છે. કારણકે તે સમયે તેના મૃત્યુના નિમિત્તરૂપ અવિદ્યા, કામ તથા કર્મોનો અભાવ થઈ જાય છે. એટલું જ નહી પણ તે આ શરીરમાજ બ્રહ્મ થઈ જાય છે. ૧૪.

વિશેષ—મનુષ્યને મર્ત્ય કહે છે, કારણકે બ્રહ્માએ તેને મરી જનારો બનાવેલો છે. જ્યા સુધી તેની બુદ્ધિમાં સાસારિક કામનાઓ ચિપગાઈ રહેલી છે ત્યા સુધી તે મરતોજ રહેવાનો. સસારની વાસનાઓ મનુષ્ય જીવનરૂપ ભવ્ય ભવનને ચૂર્ણ કરવાને સારૂ ઇંદ્રવજ્ર સમાન છે હા, એ આપત્તિથી બચવાને સારૂ એક ઉપાય છે. તે છે બ્રહ્માત્મ્યૈકયનું તત્ત્વજ્ઞાન જે મરણધર્મા છે, જે વારંવાર મરવાના રોગથી પિડાતો રહે છે, તે પણ ઉક્ત જ્ઞાનઔષધિના પ્રભાવથી અમર બની જાય છે. જ્યારે આ જીવનમાજ તેનાં બંધનના સપૂર્ણ કારણ નષ્ટ થઈ જાય છે, વિક્ષેપોના અભાવથી તે શાત થઇ જાય છે, ત્યાર પછી તેને બ્રહ્મરૂપ થઇ જવામા બાકીજ શુ રહ્યું ? ૧૪.

કામનાઓનો લય, નાશ, અમૃતત્વ અગર મુક્તિનો સૂચક છે, એ સ્થિતિ તો સુષુપ્તિમા પણ થાય છે. તો તેને પણ મુક્તિ કહેવી જોઇએ. એ શકાનો ઉત્તર એ છે કે હૃદયગ્રથિ ખુલ્યા વગર, જડથી કામનાઓનો નાશ થઇ શક્તા નથી. એ જ વાત કહે છે કે—

**यदा सर्वे प्रभिद्यन्ते हृदयस्येह ग्रन्थयः ।**
**अथ मर्त्योऽमृतो भवत्येतावद्ध्यनुशासनम् ॥ १५ ॥**

અન્વય—યદા, ઇહ, હૃદયસ્ય સર્વે, ગ્રન્થયઃ પ્રભિદ્યન્તે, અથ, મર્ત્યઃ, અમૃતઃ, ભવતિ એતાવત્, હિ, અનુશાસનમ્. ૧૫.

ભાવાર્થ—આજ દેહમાં જ્યારે હૃદયની સમસ્ત ગ્રંથિયો છિન્ન ભિન્ન થઈ જાય છે, ત્યારે એ મરણધર્મા અમર થઈ જાય છે. એજ અખિલ વેદાંતનો ઉપદેશ છે. ૧૫.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા! જે સમયે એ પુરૂષ, ગ્રંથિની પેઠે હૃદયમાં સ્થિત દેહાદિકોમાં અહંતા તથા પુત્રાદિકોમાં મમતારૂપ બંધનથી મુક્ત થઈ જાય છે, તે સમયે જન્મમરણાદિકોનો ત્યાગ કરીને અમૃતભાવ મુક્તિને પ્રાપ્ત થઈ જાય છે. જેમની અવિદ્યાદિ ગ્રથિયો કપાઈ ગઈ છે, તેઓ તો આજ શરીરમાં બ્રહ્મભાવને પ્રાપ્ત થઈ જાય છે. પછી તેમને સ્વર્ગ નરકાદિ લોકોમાં જવું પડતું નથી. ૧૫.

વિશેષ—અનાદિ અવિદ્યાજનિત જે ચિત્-જડની, ચિત્ આત્માની તથા જડ-પ્રપંચની, ગાંઠ પડી ગએલી છે તેનેજ જીવ કહે છે. જેમ લાલ ફુલની સાંનિધ્યમાં રહેલ શ્વેત સ્ફટિક લાલ વર્ણનો થઈ જાય છે, તેવીજ રીતે પ્રકૃતિના સહયોગથી પુરૂષ પણ પરિણામી જેવો પ્રતીત થવા માંડે છે. એજ ચિત્ જડ ગ્રંથિ છે. ચિત્ પુરૂષમાં જડ પ્રકૃતિ જ્યારે પ્રતિફલિત, પ્રતિબિંબિત થાય છે, ત્યારે ચિત-જડની ગાંઠ બંધાઈ જાય છે. અનાત્મામાં આત્મબોધ થવો એ એક ગ્રંથિ છે, પિંડને બ્રહ્માંડથી અલગ સમજવો, એ બીજી અસ્મિતારૂપ ગ્રંથી છે. પોતાનામાં તથા પરાયામાં ભેદ જોવો એ રાગદ્વેષની ત્રીજી ગાંઠ છે. તાત્પર્ય એ છે કે 'હું બાળક, જવાન ઘરડો, કાણો, કુબડો, સ્ત્રી, પુરૂષ કે નપુંસક છું, મારા સુખનું અમુક સાધન સિદ્ધ થઈ ગયુ અને અમુક થશે, તથા દુઃખના આ હેતુને આવી રીતે છોડી દઈશ, તથા હું ઉત્પન્ન થયો, મરી જઈશ અથવા કોકને મારી નાંખીશ' ઇત્યાદિ જે વાસનારૂપી બંધ બંધાએલા છે, બસ, એજ ગ્રંથિ (ગાંઠ) છે. આ ગાંઠોના આત્મજ્ઞાન દ્વારા ખુલી ગયા પછી સદા મરનારો મનુષ્ય અમર થઈ જાય છે. વેદોનો, સંપૂર્ણ શાસ્ત્રોનો તથા સર્વ મહાત્માઓનું એજ અંતિમ અનુશાસન-ઉપદેશ છે. ૧૫.

વિશેષ—જેમ કુશળતાપૂર્વક મુંજમાંથી અંદરની શળીને બહાર કાઢવામાં આવે છે, તેજ પ્રમાણે અધિકારીએ, પ્રકૃતિના નાના પ્રકારના પડોને અર્થાત્ શરીરત્રય, ચોવીસ તત્ત્વ અથવા પંચકોશાદિના વિચાર દ્વારા, પ્રકૃતિથી પુરૂષને અલગ કરીને જોવો જોઇએ. આત્માની સાથે સંક્ષેપમાં ત્રણે ( સ્થૂળ, સૂક્ષ્મ તથા કારણ ) શરીરોનો અન્વય વ્યતિરેક નીચે બતાવેલા પ્રકારનો છે—

સ્વપ્નાવસ્થામાં સ્થૂળ શરીરની પ્રતીતિ ન હો; એ તેનો વ્યતિરેક છે, સ્વપ્નમાં પણ આત્મા પ્રકાશ કરે છે; એ તેનો અન્વય છે. સુષુપ્તિમાં સૂક્ષ્મ શરીરનો અભાવ એ તેનો વ્યતિરેક છે. સુષુપ્તિમાં આત્માના જ્ઞાનનો પ્રકાશ એ અહીં તેનો અન્વય છે. સમાધિમાં અજ્ઞાનરૂપ કારણ શરીરનો અભાવ એ ત્યાં વ્યતિરેક છે. તથા આત્મા સમાધિ અવસ્થામાં પ્રતીતછે એ તેનો અન્વય છે. આજ પ્રમાણે તત્ત્વો અને કોષોમાંથી પણ અન્વય વ્યતિરેકથી તેનો અનુભવ કરવો જોઇએ.

પ્રકૃતમંત્રના અંતમાં ગ્રંથની સમાપ્તિદર્શકદ્વિરૂક્તિ કરવામાં આવી છે, 'ઇતિ' શબ્દનો પ્રયોગ પણ તેનેજ સારૂ કરવામાં આવેલો છે. અથવા દ્વિરૂક્તિ દ્રઢતા બોધનને સારૂ અર્થાત્ 'યોગના લક્ષ્યને સ્થિર કરવાને સારૂ દ્રઢતાની આવશ્યકતા છે' એ ઉપદેશને સારૂ છે, તથા ઇતિ શબ્દ સમાપ્તિને સારૂ છે જ, અથવા દ્વિરૂક્તિ સમાપ્તિને સારૂ અને ઇતિ શબ્દ બ્રહ્મવિદ્યાની સ્તુતિને સારૂ છે. અથવા "બ્રહ્મજ્ઞાનજ વાસ્તવિક છે, એમાં કાંઈ ખેંચાતાણી નથી" તેના પ્રતિપાદનને સારૂ દ્વિરૂક્તિ છે તથા ઇતિ શબ્દ સમાપ્તિ બોધક છે. ૧૭.

હવે વિદ્યાની સ્તુતિને સારૂ આ આખ્યાયિકાના અર્થનો ઉપસંહાર કરવામાં આવે છે—

**मृत्युप्रोक्तां नचिकेतोऽथ लब्ध्वा विद्यामेतां योगविधिं च कृत्स्नम् । ब्रह्मप्राप्तो विरजोऽभूद्विमृत्युरन्योऽप्येवं यो विदध्यात्ममेव ॥ १८ ॥**

અન્વય:—અથ, નચિકેત:, મૃત્યુપ્રોક્તામ્, એતામ્, વિદ્યામ્, કૃત્સ્નમ્, યોગવિધિમ્, ચ લબ્ધ્વા, વિરજ:, વિમૃત્યુ:, બ્રહ્મપ્રાપ્ત:, અભૂત્. અન્ય:, અપિ ય:, એવમ્, અધ્યાત્મમ્ વિત્, એવ. ૧૮,

ભાવાર્થ—યમદ્વારા કથિત આ બ્રહ્મવિદ્યા તથા સર્વયોગ વિધિયોને

જાણીને વિરજ (ધર્માધર્મરહિત) તથા મૃત્યુહીન થઇને નચિકેતા બ્રહ્મને પ્રાપ્ત થઈ ગયા. અન્ય જે કોઈ આ પ્રકારે અધ્યાત્મ તત્ત્વને જાણશે તે પણ એવોજ થઈ જશે. ૧૮.

વિ૦ વિ૦ ભાષ્ય—તે પછી નચિકેતા યમરાજની કહેલી બ્રહ્મવિદ્યા તથા સંપૂર્ણ યોગની વિધિને જાણીને ધર્મ અધર્મ આદિ મળથી રહિત તથા અવિદ્યા અને કામનાઓનો ત્યાગ કરીને અમર થઈ ગયા. તથા જે અન્ય મનુષ્ય એ પ્રમાણે બ્રહ્મવિદ્યાને જાણી લેશે, તે પણ નચિકેતાના સમાન 'यद् गत्वा न निवर्तन्ते' એવા સર્વોચ્ચ મુક્તિપદને પામી જશે. ૧૮.

વિશેષ—નચિકેતા ઉત્તમ શિષ્ય બનીને સદ્ગુરૂના ઉપદેશથી બ્રહ્મવિદ્યાના ફળસહિત સંપૂર્ણ યોગાભ્યાસના વિધાનને પ્રાપ્ત થઈ ગયા બીજા પણ જે લોક બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિની ઇચ્છા કરે તેમણે 'तद् विद्धि प्रणिपातेन' ઇત્યાદિ આપ્ત વચનાનુસાર ગુરૂ મહારાજની શુશ્રૂષા કરવી જોઇએ, કે જેનાથી યથોક્ત શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા આદિ સાધનોથી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થઇને સર્વ દુઃખોમાંથી છુટી જવાય. ૧૮.

ॐ सह नाववतु । सह नो भुनक्तु । सह वीर्यं करवावहै ।
तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥ १९ ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ।

બીજો અધ્યાય તથા છઠ્ઠી વલ્લી સમાપ્ત.

આ પ્રમાણે આ કઠોપનિષદ્ ઉપર સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજ દ્વારા વિરચિત વિદ્યાવિનોદ ભાષ્ય સમાપ્ત થયું.



ઉક્ત બ્રહ્મ જ્ઞાનીની અહીં આગળ મુક્તિ થઈ જાય છે, એટલુ કહીને એ કહે છે કે જેણે પૂર્વોક્ત રીતે બ્રહ્મજ્ઞાન જાણ્યુ નથી, તેને અગ્નિવિદ્યાદિથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે, અને સંસારમાં પડવું પડે છે, યથા—

**शतं चैका च हृदयस्य नाड्यस्तासां मूर्धानमभिनिःसृतैका । तयोर्ध्वमायन्नमृतत्वमेति विष्वङ्ङन्या उत्क्रमणे भवन्ति ॥ १६ ॥**

અન્વય:—હ્રદયસ્ય, શતમ્ ચ, એકા ચ, નાડ્ય:, તાસામ્, એકા, મૂર્દ્ધાનમ્, અભિ, નિ:સૃતા. તયા, ઊર્ધ્વમ્, આયન્, અમૃતત્વમ્, એતિ વિષ્વઙ્, અન્યા:, ઉત્ક્રમણે ભવન્તિ. ૧૬.

ભાવાર્થ—હૃદયની એકસો એક નાડિયો છે, તેમાની એક નાડી મૂર્ધાનું ભેદન કરીને બહાર નિકળેલી છે, એટલે કે બ્રહ્મરંધ્ર તરફ ગએલી છે. તેના ઉપરની બાજુએ જનારો મનુષ્ય અમૃતત્વનો લાભ કરે છે. બાકીની નાડિયો વિષ્વક્ ( આમ તેમ ફેલાએલી ) નાના પ્રકારની ગતિવાળી, ઉત્ક્રમણમાં નિમિત્ત અર્થાત્ સંસારપ્રાપ્તિનું કારણ થાય છે. ૧૬.

વિ૦ વિ૦ ભાષ્ય—મનુષ્યના શરીરમા બહુસંખ્યક નાડિયોનું જાળ જેવું બિછાએલું છે, તેમા હૃદયની એકસો એક નાડિયો પ્રધાન છે. તેમા સુષુમ્ના નામની નાડી મસ્તકને ભેદન કરીને નિકળેલી છે. સર્વ નાડિયોથી વિલક્ષણ એ સુષુમ્ના નાડી બ્રહ્મલોકની પ્રાપ્તિનું દ્વાર છે, તે સૂર્યમંડળ સુધી ગએલી છે, તેનાથી જનારો જીવ બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. બીજી જે નાડિયો છે તેમનાથી જીવ ઉચ્ચ કે નીચ શરીરને પ્રાપ્ત થાય છે. અર્થાત્ ચારે બાજુએ ફેલાએલી બીજી નાડિયો બહાર જવાનું કારણ થાય છે, એટલે કે તેમનો આશ્રય કરનારો મનુષ્ય આવાગમનના ફેરમાં પડે છે. ૧૬.

વિશેષ—મનુષ્ય શરીરમા શક્તિવાહિની, રક્તવાહિની તથા જ્ઞાનપ્રવાહિની એમ ત્રણ તરેહની નાડિયો હોય છે. આ મંત્રમાં જ્ઞાનપ્રવાહિની નાડિયોનું કથન કરવામાં આવેલુ છે. જ્ઞાનપ્રવાહિની નાડિયોના અનેક ભેદ હોવા છતા પણ એકસો એક પ્રધાન છે, તેમાની એક સુષુમ્ના નામની નાડી બ્રહ્મરંધ્રને ભેદીને સીધી ગએલી છે, તથા અન્ય બધી નાડિયો

ઉર્ધ્વગામિની હોવા છતાં પણ શરીરના અવયવોમાંજ રહેલી છે. જે મુક્ત થએલા નથી તેમને સુષુમ્ના નાડીના અવલંબનથી મરણ પછી જ્ઞાનપ્રધાન સત્યલોકમાં જઈને મુક્ત થવાનું નિશ્ચિત છે. જે તેમ કરી શક્તા નથી, તેઓ અન્યાન્ય જ્ઞાનપ્રવાહિની નાડિયોના પ્રભાવથી કૃષ્ણગતિની નાના અવસ્થાઓને પ્રાપ્ત થાય છે. તાત્પર્ય એ છે કે જીવનમુક્તિથી અતિરિક્ત બે પ્રકારની ગતિ ઘણે ભાગે શરીરના અંતમાં પ્રાપ્ત થાય છે. એક સુષુમ્ના નાડીના અવલંબનથી શુક્લગતિ છે, જેના અંતમાં સૂર્યમંડળને ભેદીને નિઃશ્રેયસ પ્રાપ્ત થાય છે તથા બીજી જેના દ્વારા પુન્યાત્મા જીવના, અભ્યુદયને પ્રાપ્ત કર્યા પછી પણ પુનરાવૃતિ અવશ્ય થાય છે. એ આવાગમનના ચક્રને કાયમ રાખનારી કૃષ્ણ ગતિ છે. ૧૬.

હવે સંપૂર્ણ વલ્લિયોના બ્રહ્માત્મૈકયરૂપ અર્થનો ઉપસંહાર કરે છે, યથા—

**अङ्गुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये संनिविष्टः । तं स्वाच्छरीरात्प्रवृहेन्मुञ्जादिवेषीकां धैर्येण ॥ तं विद्याच्छुक्रममृतं तं विद्याच्छुक्रममृतमिति ॥ १७ ॥**

અન્વયઃ—અઙ્ગુષ્ઠમાત્રઃ, પુરૂષઃ, અન્તરાત્મા, સદા, જનાનામ્, હૃદયે, સન્નિવિષ્ટઃ, મુઞ્જાત્, ઈષીકામ્, ઇવ, સ્વાત્, શરીરાત્, તમ્, ધૈર્યેણ, પ્રવૃહેત્, તમ્, શુક્રમ્, અમૃતમ્, વિદ્યાત્, તમ્, શુક્રમ્, અમૃતંવિદ્યાત્, ૧૭.

ભાવાર્થ—અંગુષ્ઠપરિમાણવાળો અંતરાત્મા પુરૂષ જે પ્રાણિયોના હૃદયમાં સર્વદા સ્થિત છે, તેને જીજ્ઞાસુ મુંજ નામના ઘાસમાંથી અંદરના ભાગને. બહાર કાઢે છે તેમ તે ધૈર્યપૂર્વક પોતાના શરીરની બહાર કાઢે, તેને શુદ્ધ અને અમૃત સમજે, તેને શુદ્ધ અને અમૃત સમજે. ૧૭.

વિ૦ વિ૦ ભાષ્ય—હે નચિકેતા ! સર્વનો અંતરાત્મા અંતઃકરણનું અંગુષ્ઠ પરિમાણ હોવાથી તે પોતે પણ અંગુષ્ઠ પરિમાણવાળો છે તથા તે સર્વના હૃદયમાં સ્થિત છે. જેમ મુંજરૂપ ઘાસથી ઈષીકારૂપ વચ્ચેના તૃણ ( શળી ) ને મનુષ્ય બહાર કાઢી અલગ કરે છે તેમજ અન્વય વ્યતિરેકે કરીને સ્થૂળ, સૂક્ષ્મ તથા કારણ એ ત્રણે શરીરોથી અધિકારી, આત્માને ભિન્ન કરે, તથા તેને સર્વથી પવિત્ર જાણીને પોતાને સાર પણ તેવોજ પવિત્ર વ્યવહાર અમલમાં લાવે તથા તેને મરણધર્માદિથી રહિત સમજે. ૧૭.





ॐ નમઃ સચ્ચિદાનન્દાય.

# અથ પ્રશ્નોપનિષદ્

## વિદ્યાવિનોદ-ભાષ્ય-સહિત.



આર્યાવર્ત નિવાસિયોની આસ્તિકતા સર્વલોક પ્રસિદ્ધ છે. તેઓ એકજ ઇશ્વરને અનેક રૂપોમાં દેખે છે, માને છે તથા પૂજે છે. હિંદુઓને અભિમત તેત્રીસ કરોડ દેવતાઓની કલ્પનાનું મૂળ એજ છે કે તેઓ ઈશ્વરને સર્વત્ર વ્યાપકજ નહીં બલ્કે તેને સર્વસ્વરૂપ પણ માને છે. આ શાંતિ મંત્રમાં ભગવાનની અનેક વિભુતિયોથી સાધકે કલ્યાણની કામના કરેલી છે, યથા—

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः भद्रं पश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरङ्गैस्तुष्टुवाꣳसस्तनूभिर्व्यशेमहि देवहितं यदायुः ॥ स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः । स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥*

ભાવાર્થ—હે દેવતાઓ ! હમે કાનોથી સારી વાતો સાંભળ્યા કરીએ, હમે યજ્ઞ કરનારા યા અધ્યાત્મધ્યાનપરાયણ આંખોથી સારી ચીજો દેખ્ય કરીએ, હમે સ્થિરતાની સાથે તત્ત્વબોધક સ્તોત્રોથી સ્તુતિ કરીએ. હે દેવો ! હમે રોગરહિત આયુને પામિએ.

મંદ બુદ્ધિ લોકો ઉપર કૃપા કરવાના અભિપ્રાયથી, વળી બીજી રીતે કહે છે કે—યશસ્વી ચંદ્ર હમારૂં કલ્યાણ કરે, સર્વજ્ઞ સૂર્ય હમારા લોકનું ભલુ કર,

---

* આ ઉપનિષદ્માં ઘણે ભાગે ગદ્યાંશ છે તેથી શબ્દસંબંધ કઠણ નહિ હોવાથી અન્વય રાખવામાં આવ્યા નથી.

અવ્યાહતગતિ ગરૂડદેવ હમારી રક્ષા કરે, તથા બૃહસ્પતિ હમારૂં મંગળ સાધન કરે ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—હે દેવતાઓ ! આપ સર્વે વિપુલ શક્તિશાળી છો, પ્રકાશમાન છો. હમો આપને પ્રાર્થના કરીએ છીએ કે હમે હમારા કાનોથી સદા કલ્યાણવાચક શબ્દો સાંભળીએ. એટલે હમે કદી બહેરા ન થઈ જઇએ, નિર્વિશેષ બ્રહ્મપ્રતિપાદક વેદાંત સિદ્ધાંતોને સાંભળવાથી વંચિત ન રહીએ. બ્રહ્મવિદ્યાના સાંભળવાથી અધ્યાત્મ ધ્યાનપરાયણ થએલા હમારી આંખોથી મહાત્મા લોકોના તથા સગુણ પરમેશ્વરના સ્વરૂપનેજ જોઇએ. અર્થાત્ આપની કૃપાથી હમારા નેત્ર તેજસ્વી રહે, કદાપી આંધળાં ન થાય. જે તે અંગોના અભિમાની ઇંદ્રાદિ દેવતાઓની પ્રસન્નતાથી હમે હમારા હાથ પગ આદિ અવયવોને સ્થિર કરીને સૂક્ષ્મ બ્રહ્મ પ્રતિપાદક સ્તોત્રોથી બ્રહ્માની સંધાનરૂપ સ્તુતિ કરીએ તથા આપની કૃપાથી નિરોગ દુર્બળતારહિત આયુને પ્રાપ્ત કરીએ.

જે સાધારણ લોક છે, જે બુદ્ધિમાન નથી, તેમના લાભને સારૂ ફરી પ્રાર્થના કરે છે કે—એ દેવતાઓના અધિપતિ, પ્રસિદ્ધ કીર્તિવાળા ઇંદ્ર હમોને પરિપૂર્ણ બ્રહ્માનંદની પ્રાપ્તિ કરાવે, વિશ્વના સંપૂર્ણ વૃત્તોને જાણનારા સૂર્ય હમોને પ્રકાશ આપીને ઉપકૃત કરે. ગમન સમયમાં કોઈનાથી પણ રોકી શકાય નહીં એવા ગરૂડ તથા દેવતાઓના પ્રધાન ગુરૂ બૃહસ્પતિ હમારૂં કલ્યાણ કરે.

વિશેષ—આર્ય જાતિ જે પ્રમાણે અધ્યાત્મ વિજ્ઞાનમાં સર્વથી આગળ રહેલી છે, તેજ પ્રમાણે તેણે દૈવી જગતના મહત્વને સમજીને તેનો પૂરેપૂરો લાભ લીધો છે. આ મંત્રમાં તેનીજ ચર્ચા કરવામાં આવેલી છે.

### ત્રણવાર શાંતિ પાઠનો અભિપ્રાય

આર્ય હિંદુજાતિ હમેશથી સ્વયં શાંત રહેલી છે. તેજ કારણથી તેણે કોઇના ઊપર આક્રમણ કરીને બીજાની શાંતિનો ભંગ કરેલો નથી, સ્વયં આક્રાંત ભલે થતી રહે. પ્રત્યેક કામની સીમા હોય છે. હિંદુજાતિની શાંતિની ધારણા હદની બહાર થઈ ગઈ. તેથી તે 'શાંતિઃ શાંતિઃ શાંતિઃ' ની બૂમો પાડતી, એવી શાંત થઈ, ઠંડી પડી ગઈ કે, લોકો એવું સમજી ગયા કે 'જાણે તે મરીજ ગઈ.'

એવું રાષ્ટ્ર, કે જે આતતાયિયોને દંડ આપી શકે નહીં, જે તેમની તલવારનો ઉત્તર તલવારથી આપી શકે નહીં, અને જે 'શાંત રહો, જવાદો, થઈ ગયું તે થઈ ગયું તથા પાછલું સર્વ ભૂલી જાઓ 'ની માળા જપતું રહે, તેને કદી પણ જીવતું રહેવા દેવામાં આવતું નથી. અધિકાંશ લોકો, ઉપનિષદ્ આદિ

સદ્ગ્રંથોમાં પ્રતિપાદિત 'શાન્તિ' શબ્દના અર્થનેજ તત્ત્વતઃ સમજ્યા નથી,
વિપરીત જરૂર સમજ્યા છે. તેનો અભિપ્રાય એ છે કે 'શાંતિઃ શાંતિ
શાંતિઃ' એ ત્રણ આવૃત્તિયો દ્વારા, રાષ્ટ્રને ત્રણ ભયાનક આપત્તિયોથી સદા એ
બચાવી શકાય એમ છે 'શસ્ત્રેણ રક્ષિતે દેશે શાસ્ત્રચિંતા પ્રવર્તતે' એથી જણાય છે
કે શસ્ત્રસંનદ્ધ દેશજ પોતાની સર્વવિધ ઉન્નતિ સાધી શકે છે. જે દેશ શસ્ત્રોથી
સુરક્ષિત નથી ત્યાં કોને કોણ ઉન્નત થવા દેશે ? તેજ કારણથી આપણા સર્વ
દેવી દેવતા તથા અવતાર ઘણે ભાગે શસ્ત્રધારી છે અસ્તુ—

પહેલી 'શાંતિ'નો અર્થ એ છે કે—રાષ્ટ્રને હાનિ પહોચાડવાને સરૂ બહા
રથી થતા લોકોના આક્રમણ કે દુષ્ટ ઉદ્યોગોનો નાશ કરી શાંત વાતાવરણને કદાપિ
દુષિત થવા દેવુ નહીં. બીજી શાંતિનો અભિપ્રાય એ છે કે દેશની વ્યવસ્થાને
અસ્તવ્યસ્ત કરનારા આતતાયિયોને સુધારીને, અન્યથા દમન કરીને, મર્યાદાને
બગાડવા દેવી નહી તથા ત્રીજી શાંતિનું પ્રયોજન આપણા આદિ અંત શત્રુઓનું
દલન કરીને પોતાને સુંદર, સુશીળ, સ્વસ્થ, ઉદાર, જ્ઞાન મનુષ્ય બનાવીને
સુશાંત ભારતમાતાના મસ્ત પૂજારિયોના રૂપમાં સ્થિત થઇને વિશ્વની
દ્રષ્ટિમાં રાષ્ટ્રને સન્માનિત કરવાનું છે. નક્કી જાણ, હસવું, હસી કઢાડવું
એતો બળવાનોનેજ સારૂ લાગે છે, સુંદરતા તેમનેજ છે કે જેમના શરીરમાં
લોહી ચમકતું રહે છે. શૂરવીરજ પ્રચંડ ભુજદંડગિત ચેષ્ટાથી જગતને
જાહેર કરતા સારા લાગે છે કે હમારે ત્યા છે—શાંતિઃ શાંતિ.'.



प्पलाद के पास ब्रह्मजिज्ञासुओं का आगमन । મહર્ષિ પિપ્પલાદની પાસે બ્રહ્મજિજ્ઞાસુઓનું આગ

વ્યતીત કરી દીધુ છે. તથા બ્રહ્મચર્યાદિ સાધનોના વિધાન કરવાને સારૂ પણ આ કથા છે. આ કથનનો ભાવ એ છે કે—કંઈ રસ્તામાં દૈવયોગે મળનારા પ્રશ્ન તથા ઉત્તરથી, કોઈને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થયા કરતી નથી. કોઈ પ્રસંગનો અપવાદ ભલે હોય, પણ સર્વ જગોએ એજ જોવામાં આવે છે કે શિષ્યને કેટલોક વખત સારી રીતે સંયમપૂર્વક ગુરૂસેવામાં રહ્યા પછીજ, વિદ્યાગ્રહણ કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. 'तद्विद्धि प्रणिपातेन' એ વચન તેનુંજ બોધક છે ગુરૂએ પણ શિષ્યની સારી રીતે પરીક્ષા કરી લેવી જોઇએ. કારણકે અનધિકારીને આપેલી વિદ્યા સફળ થતી નથી, ઉલટું તેનાથી વધારે હાનિ થવાનો જ સંભવ છે. ગીતામાં પણ 'इदं ते नातपस्काय' વચનથી અનધિકારીને ઉપદેશ કરવાની મના કરવામાં આવેલી છે. એજ કારણથી પિપ્પલાદ ઋષિએ પોતાની પાસે ઉપદેશ લેવા આવેલા સુકેશા આદિ ઋષિયોને "જો કે તમો સર્વ પહેલીથીજ તપસ્વી છો તો પણ તપ, ઇંદ્રિય નિગ્રહ, સંયમ, વિશેષે કરીને બ્રહ્મચર્યથી તથા શ્રદ્ધા, આસ્તિક બુદ્ધિથી આદરની સાથે ગુરૂસેવામાં તત્પર રહી, મારી નજર તળે એક વર્ષ સુધી અહીં રહો" એટલું કહીનેજ નહી, પણ તેવાં આચરણની તેમની સર્વાંગપૂર્ણ પરીક્ષા કરીને તેમના યમ નિયમનું અવલોકન કર્યું.

આ ઉપનિષદ્માં છ ઋષિયોના છ પ્રશ્ન છે. તેમના જે અલગ અલગ ઉત્તર છે, તેજ છ સંવાદ છે. તેમાંના પહેલા પ્રશ્નોત્તરમાં પ્રાણ તથા રયિ દ્વારા પ્રજાપતિને, ચરાચરની ઉત્પત્તિનું કારણ કહેલા છે. અધિકાંશમાં જોવામાં આવ્યું છે કે, સર્વ સાંસારિક પદાર્થ બેના સંયોગથી ઉત્પન્ન થાય છે, તેમાં એક ભોક્તા છે તથા બીજો ભોગ્ય છે. અર્થાત્ એક પ્રધાન અને બીજો ગૌણ છે. પ્રકૃતમાં પ્રાણ ભોક્તા રયિ ભોગ્ય, ગૌણ છે. અસ્તુ, અહીં 'સુકેશ ચ ભારદ્વાજ' ઈત્યાદિ બે બે પદ એક એક વ્યક્તિના બોધક છે હવે આખ્યાયિકાનું વર્ણન કરે છે. યથા—

ॐ सुकेशा च भारद्वाजः शैब्यश्च सत्यकामः सौर्यायणी च गार्ग्यः कौशल्यश्चाश्वलायनो भार्गवो वैदर्भिः कबन्धी कात्यायनस्ते हैते ब्रह्मपराः ब्रह्मनिष्ठाः परं ब्रह्मान्वेषमाणा एष ह वै तत्सर्वं वक्ष्यतीति ते ह समित्पाणयो भगवन्तं पिप्पलादमुपसन्नाः ॥ १ ॥

ભાવાર્થ—(૧) ભરદ્વાજનો પુત્ર સુકેશા, ૨—શિબિકાતનય સત્યકામ, ૩—સૂર્યનો પૌત્ર ગાર્ગ્ય, ૪—અશ્વલનો પુત્ર કૌશલ્ય, ૫—ભૃગુકુમાર વૈદર્ભિ,

૬—કબન્ધી; એ છએ વેદ પારગ, સગુણ બ્રહ્મમાં તત્પર ઋષિ, પરબ્રહ્મની ખોળમાં તત્પર થએલા 'એ હમને બ્રહ્મના સબંધમાં કાંઈ બતાવી દેશે' એવો મનમાં વિચાર કરતા હોમ માટે લાકડાંના ભારા લઈને ભગવાન પિપ્પલાદની પાસે ગયા.

વિ૦ વિ૦ ભાષ્ય—આત્મતત્ત્વ અતિગહન છે, તેને જાણવાને સારૂ ઉદ્યોગ પણ ઘણો કરવો પડે છે. જેમ કોઈ મોટું કામ કરવાને સારૂ એક સમૂહ તથા દ્રવ્ય ભેગુ કરવામાં આવે છે, તેજ પ્રમાણે સુકેશા આદિ છ ઋષિ, જેમની પાસે વેદવિજ્ઞાનરૂપ નિધિ હતી તેઓ ગુરૂને અત્યંત ઉપયોગી કાષ્ટ, પત્ર, પુષ્પ તથા ફળ આદિ સામગ્રિયોને લઈને, બ્રહ્મવિદ્યાને જાણવાની ઈચ્છાથી, તે સમયના પરમ પ્રસિદ્ધ બ્રહ્મનિષ્ઠ, બ્રહ્મશ્રોત્રિય, આચાર્ય પિપ્પલાદ મહર્ષિની સેવામાં ઉપસ્થિત થયા. ૧.

વિશેષ—સંસારમાં સર્વ વ્યવહાર, લેવા આપવાનો ચાલી રહ્યો છે. જે આપતો નથી તે પામી શકતો નથી, જે બજારમાં જઈને કાંઈ ખર્ચ ન કરે, તે કોઈ ચીજ ખરીદ પણ ન કરી શકે. કેટલુંક લેવું દેવું સ્વાર્થને સારૂ કરવામાં આવે છે તથા કેટલુક પરાર્થ, શિષ્ટાચાર સન્માનને અર્થે તથા કર્તવ્યના અનુરોધથી કરવામાં આવે છે. એ સુકેશાદિ ઋષિ વિદ્વાન તથા વ્યવહારસ હતા, તેથી આચાર્યની પાસે ખાલી હાથે ગયા નહીં. એવી ચીજો લઈને ઉપસ્થિત થયા કે જે કોઈ પણ હોતાને અત્યંત ઉપયોગી થઈ શકે. ૧.

**तान्ह स ऋषिरुवाच भूय एव तपसा ब्रह्मचर्येण श्रद्धया संवत्सरं संवत्स्यथ यथाकामं प्रश्नान्पृच्छथ यदि विज्ञास्यामः सर्वं ह वो वक्ष्याम इति ॥ २ ॥**

ભાવાર્થ—સુકેશા આદિ ઋષિયોને મહર્ષિ પિપ્પલાદે સ્પષ્ટ કહી દીધુ કે તમો સર્વ પણ તપસ્વી છો, તો પણ તમારે હજી બીજી પણ તપશ્ચર્યા, બ્રહ્મચર્ય તથા આસ્તિકતાની સાથે એક વર્ષ સુધી મારી પાસે રહેવાનું થશે પછી તમારે ઈચ્છામાં આવે તે પૂછવું, મને માલમ હશે તો હું સ્પષ્ટ ઉત્તર આપીને સર્વવાતો સમજાવી દઈશ.

વિ૦ વિ૦ ભાષ્ય—જે મહત્વની વાત હોય છે, તે ખાસ રીતે કહેવા સાંભળવામાં આવે છે. રહસ્યની વાત સર્વના પ્રતિ કહી શકાતી પણ નથી. પિપ્પલાદે વિચાર કર્યો કે સુકેશાદિ એમજ ભાવાવેશમાં આવીને ઘરની બહાર નિકળી પડ્યા તો નથી ? અગર 'ભિક્ષાવૃત્તિ કરવા જતા હોય અને રસ્તામાં ગાય મળી તો તેને હાંકી લાવવી' એના જેવું તો નથી ? તેમને થયુ હોય કે ચાલો બ્રહ્મવિદ્યાનું રહસ્ય જાણતા આવીએ, સમજાયુ તો ઠીકજ છે, નહી તો એમાં

ખોવાનું પણ શું છે ? તેથીજ આચાર્ય પિપ્પલાદે તેમને એક વર્ષ સુધી સંયમથી પોતાની નજર નીચે રહેવાની આજ્ઞા કરી. સાથે સાથે એમ પણ કહ્યું કે પછી તમને તમારી મરજીમાં આવે તે પુછવાની છુટ છે, પણ હું ઉત્તર આપવાને બંધાતો નથી. હા, જ્યાં સુધી હું જાણતો હોઈશ ત્યાં સુધી તમારા પ્રશ્નનો સમાધાન કારક ઉત્તર આપવાનું ચુકીશ નહીં. ૨.

વિશેષ—'જો જાણતો હોઇશ તો કહીશ' પિપ્પલાદ ઋષિનું એ પ્રમાણે કહેવું, તે તેમની અજ્ઞતા કે અલ્પજ્ઞતાનું બોધક નથી, પરંતુ નમ્રતા, શિષ્ટતા-સૂચક છે. કારણ કે તેમણે આગળ પૂછાએલા સર્વ પ્રશ્નોના યથાવત ઉત્તર આપેલા છે. અહીં બ્રહ્મચર્યનો અર્થ અષ્ટવિધ મૈથુનનો ત્યાગ છે, યથા—(૧) સ્ત્રીનું સ્મરણ, (૨) ચર્ચા, (૩) ક્રીડા, (૪) જોવું, (૫) છુપાઇને વાતો કરવી, (૬) પ્રાપ્ત કરવાનો સંકલ્પ, (૭) મળવાની ચેષ્ટા, (૮) મૈથુન. તેનાથી રહિત થવું તેનું નામ બ્રહ્મચર્ય છે મંત્રના અંતમાં 'ઇતિ' શબ્દનો પ્રયોગ 'આચાર્યનું કથન સમાપ્ત થયુ' એવા આશયને બતાવે છે. ૨.

હવે પહેલો પ્રશ્ન પૂછે છે, યથા—

**अथ कबन्धी कात्यायन उपेत्य पप्रच्छ भगवन्कुतो ह वा इमाः प्रजाः प्रजायन्त इति ॥ ३ ॥**

ભાવાર્થ—તપ આદિ સાધન કરીને નિયમાનુસાર એક વર્ષ પસાર કર્યા પછી કબન્ધીએ પિપ્પલાદ ઋષિ સમક્ષ ઉપસ્થિત થઇને પૂછ્યુ—ભગવન્! આ સંપૂર્ણ કોનાથી ઉત્પન્ન થાય છે ? ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—પિપ્પલાદ ઋષિની આજ્ઞાનુસાર જ્યારે સુકેશાદિ ઋષિ, વિધિપૂર્વક એક વર્ષ વિતાવી ચુકયા ત્યારે તેમનામાંથી એકે 'સૃષ્ટિની ઉત્પત્તિનું કારણ શું છે?' એવો પ્રશ્ન એવા આશયથી પુછયો કે જે સૃષ્ટિકર્તા છે, સર્વ જગત જેના આધાર ઊપર સ્થિત છે, તથા જે તેને નિયંત્રણમાં રાખે છે, એ આત્મતત્ત્વને હમે જાણીશું. ૩.

વિશેષ—'कुतो ह[1] वा इमाः' ઇત્યાદિ કથન, પ્રજા કે સૃષ્ટિના વિષયમાં કરવામાં આવ્યુ નથી, કારણ કે બ્રહ્મવિદ્યાના પ્રકરણમાં, પ્રજાપતિની બનાવેલી સૃષ્ટિના વિષયમાં પૂછવું અને તેનાજ સંબંધમાં ઉત્તર આપવો, એ બંને વાત અસંગત છે. હા, સૃષ્ટિને બહાને, અપરવિદ્યા તથા કર્મના સમુચ્ચયના સાધનરૂપ

૧ 'હ' સ્પષ્ટાર્થ તથા 'વે' નિશ્ચયાર્થ તથા સ્મરણાર્થ છે.

વૈરાગ્યને સારૂ અહીં વિવક્ષિત છે. અર્થાત્ અપરા વિદ્યા તથા કર્મના સમુચ્ચયથી શું કાર્ય થાય છે અને તે કેવી રીતે ગમન કરે છે ? અહીં શિષ્યના પ્રશ્નની સમાપ્તિરૂપ 'ઇતિ' શબ્દાર્થ છે. ૩.

**तस्मै स होवाच प्रजाकामो वै प्रजापतिः स तपोऽतप्यत स तपस्तप्त्वा स मिथुनमुत्पादयते। रयिं च प्राणं चेत्येतौ मे बहुधा प्रजाः करिष्यत इति ॥ ४ ॥**

ભાવાર્થ—પિપ્પલાદ મુનિએ તેને કહ્યું—એ વાત પ્રસિદ્ધ છે કે પ્રજાની ઉત્પત્તિ કરવાની ઇચ્છાવાળા પ્રજાપતિએ તપ કર્યું તથા વિચાર કર્યો કે એ રયિ તથા પ્રાણ એ બ નેજ મારી અનેક તરેહની પ્રજા ઉત્પન્ન કરશે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—ઋષિ ઉત્તર આપે છે કે—હે કબંધી કાત્યાયન ! વિરાટ્ પ્રજાપતિએ વિચાર કરીને ભોક્તારૂપ અગ્નિને તથા ભોગ્યરૂપ ચંદ્રમાને રચ્યા અહીં માયાવિશિષ્ટ પરમેશ્વરથી જગતની ઉત્પત્તિ થાય છે, વિરાટથી નહીં, એમ કહેવું જોઈતું હતું. પરંતુ એ રહસ્યને કાત્યાયન પહેલેથી જાણતો હતો, તેથી આચાર્ય પિપ્પલાદે માયાવિશિષ્ટ પરમેશ્વરથી ઉત્પન્ન મહાસૃષ્ટિની ઉપેક્ષા કરીને વિરાટ્થી ઉત્પન્ન સૃષ્ટિનું નિરૂપણ કર્યું. અગ્નિ તથા ચંદ્રમાને વિરાટે એવો વિચાર કરીને ઉત્પન્ન કર્યા કે એ બંને મળી મારી ઘણી પ્રજાને ઉત્પન્ન કરશે ૪.

વિશેષ—આ મંત્રનો સરળ અભિપ્રાય એવો છે કે—પિપ્પલાદ કહે છે કે, હે ઋષે ! કલ્પની આદિમા પૂર્વજન્મના કર્મના ફળથી સર્વ પ્રથમ હિરણ્યગર્ભ ઉત્પન્ન થયો. 'પ્રજાની ઉત્પત્તિ થાઓ' એવી ઇચ્છાથી તેણે તપ કર્યું, પછી આકાશાદિ રચ્યા. પછી સૂર્ય ચંદ્રમાને ઉત્પન્ન કર્યા. તે પછી તેમનાથી સાધ્ય સંવત્સરરૂપી કાળની રચના કરી. તેના પછી સૂર્ય ચંદ્રમાથી સિદ્ધ થનારાં યવ, આદિ અન્નોને, પછી તેનાથી વીર્યને, તે પછી મનુષ્યાદિ પ્રજાને રચી અને તે પછી સર્વના સાધનભૂત સ્ત્રી અને પુરૂષોની સૃષ્ટિ કરી. આ મંત્રમા 'ઇતિ' શબ્દનો અર્થ નિશ્ચય છે. ૪.

ઉક્ત 'પ્રાણ' તથા 'રયિ' શબ્દોના અર્થ કહે છે, યથા—

**आदित्यो ह वै प्राणो रयिरेव चन्द्रमा रयिर्वा एतत्सर्वं यन्मूर्तं चामूर्तं च तस्मान्मूर्तिरेव रयिः ॥ ५ ॥**

ભાવાર્થ—એ નિશ્ચય છે કે આદિત્યજ પ્રાણ છે તથા રયિજ ચંદ્રમા છે.

જે કાંઈ પણ મૂર્ત તથા અમૂર્ત છે અગર તો સ્થૂળ અને સૂક્ષ્મ છે, તે સર્વ રયિજ છે, તેથી મૂર્તિજ રયિ છે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—પહેલા મંત્રમાં આવેલા પ્રાણ તથા રયિ શબ્દોનો અભિપ્રાય કહે છે કે નિઃસંદેહ સૂર્ય પ્રસિદ્ધ પ્રાણરૂપ છે. અન્નનો ભોક્તા અગ્નિ છે તથા ચંદ્રમાં અન્નરૂપ છે. એ ભોક્તા અને ભોગ્ય ( અન્નરૂપ ) બંને એકજ પ્રજાપતિ છે, એજ મુખ્યદશામાં ભોક્તા તથા ગૌણ અવસ્થામાં અન્ન છે. જે સ્થૂળ તથા સૂક્ષ્મ, મૂર્ત તથા અમૂર્ત જગત છે તે સર્વભોક્તા ભોગ્યરૂપ હોવા છતાં પણ રયિ અન્નરૂપજ છે. અમૂર્તથી, સૂક્ષ્મથી અન્ય જે મૂર્ત, સ્થૂળરૂપ છે તેજ રયિ અન્ન છે, કારણ કે અમૂર્ત ભોક્તાથી તે ભોગવાય છે. ૫.

વિશેષ—પ્રકૃત મંત્રમાં પ્રાણ શબ્દથી ચંદ્રમાંને કહેલો છે તે પ્રતિદિન સામે દેખાનારા સૂર્ય ચંદ્ર સમજવાના નથી પણ સૂર્યમંડળ તથા ચંદ્રલોકમાં સ્થિત પુરૂષને ગ્રહણ કરવાના છે. ચંદ્ર સૂર્યમંડળ તો જડ લોકવત્ છે. જે પુરૂષમાં સૂર્યોપાધિ છે તે ભોક્તા છે તથા ચંદ્રોપાધિક ભોગ્ય છે. પૃથ્વી, જળ, તેજ એ મૂર્ત પદાર્થ છે તથા વાયુ અને આકાશ અમૂર્ત છે. સૂર્યને પ્રાણ, અગ્નિ તથા ભોક્તા અને ચંદ્રમાને રયિ, જળ અને ભોગ્ય કહેવામાં આવેલા છે.

આ શ્રુતિમાં સૂર્યને પ્રાણ કહેલો છે, કારણ કે દિનરાતના વિભાગથી સર્વે નવા પદાર્થોને જુના કરે છે તથા મનુષ્યાદિકોના જીવનનું મુખ્યકારણ હોવાથી તેને પ્રાણ કહેવામાં આવે છે. તથા ધન આદિ ભોગ્ય ઐશ્વર્યનું પ્રધાન નિમિત્ત હોવાથી, મનને પ્રસન્નતા આપનારા ચંદ્રમાનું નામ રયિ છે. 'आदित्याज्जायते वृष्टिः' એ માનવ ધર્મશાસ્ત્રમાં પણ પ્રદર્શિત છે કે 'સૂર્યથી વર્ષા, તેનાથી અન્ન તથા તેનાથી મનુષ્ય આદિ પ્રાણિયોની ઉત્પત્તિ થાય છે.' એમ જાણો કે ભોક્તા, પ્રાણિયોની સ્થિતિમાં પરંપરાએ સૂર્યજ મુખ્ય નિમિત્ત છે, ભોગવનારી ક્રિયાની વૃદ્ધિ કરનાર સૂર્યજ છે. તથા ચંદ્રમા ભોગ્યપ્રકૃતિને વધારનાર છે તેથી તે ભોગ્ય છે. ચંદ્રમાના કિરણથી ભોગ્ય ઔષધિ આદિ પદાર્થ વધે છે. જે મૂર્ત, સ્થૂળ તથા અમૂર્ત સૂક્ષ્મ ભોક્તા યોગ્ય જગત છે, તે રયિ, ભોગ્ય વસ્તુ 'मूर्तिरेव' સ્થૂળજ છે. ૫.

આ પ્રમાણે રયિ શબ્દથી કહેલા અન્નની પ્રજાપતિરૂપ, સર્વાત્મકતા કહે છે, યથા—

**अथादित्य उदयन्यत्प्राचीं दिशं प्रविशति तेन प्राच्यां**

न्प्राणान्रश्मिषु संनिधत्ते यद्दक्षिणां यत्प्रतीचीं यदुदीचीं यदधो यदूर्ध्वं यदन्तरा दिशो यत्सर्वं प्रकाशयति तेन सर्वान्प्राणान् रश्मिषु संनिधत्ते ॥ ६ ॥

ભાવાર્થ—જ્યારે સૂર્ય ઉદય થઇને ( થવાને ) પૂર્વ દિશામાં જાય છે ત્યારે તે પોતાના પ્રકાશની વ્યાપ્તિથી પૂર્વદિશાના સંપૂર્ણ પ્રાણોને પોતાના કિરણોની અંતર્ગત કરી લે છે. તેજ પ્રમાણે જે સમયે તે દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર, નીચે, ઊપર, અગ્નિ કોણ આદિ ( દિશાઓ ) ને પ્રકાશિત કરે છે, તે સમયે પણ તે સર્વના પ્રાણોને પોતાના કિરણોમાં ધારણ કરે છે. અર્થાત્ પોતાના કિરણોની અંતર્ગત કરી લે છે. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—સૂર્ય સર્વ લોકોની ચક્ષુ ઇંદ્રિયોમાં પ્રવેશ કરીને સ્થિત છે. ઉદય થતાં તે પોતાના કિરણોથી પદાર્થોને જોવાની શક્તિ આપે છે એજ સૂર્યના કિરણો સર્વના શરીરોની બહાર અંદર વ્યાપ્ત થઇને સર્વનું પાલન પોષણ કરે છે. એજ રીતે સૂર્ય અન્યાન્ય દિશાઓમાં ઉદય થઈ પોતાના કિરણોથી તેમને આચ્છાદિત કરી, તેમનામાં સ્થિત થઈ, તેમની સર્વ પ્રકારની રક્ષા વૃદ્ધિ તથા સમૃદ્ધિ કરે છે. એ કારણથી સૂર્યનો આશ્રય છે, સર્વનો વ્યાપક આત્મા છે. ૬.

વિશેષ—મહાત્માઓ પાસેથી સાંભળ્યું છે કે અહીં પ્રાણ શબ્દથી, 'હૃદયમાં સ્થિત શ્વાસરૂપ વાયુને ન લેતા, સર્વ પ્રાણિયોના જીવનના હેતુ, ભોગ કરાવનાર શક્તિ,' એ અર્થ લેવો જોઇએ. તેને સૂર્ય, અગ્નિ ગમે તે કાંઈ પણ કહો. સર્વતૈજસ વસ્તુઓના કારણભૂત સૂર્યના આશ્રયથી સર્વ ભોગ ભોગવનારી શક્તિ વધીને પોતપોતાના કામમાં પ્રવૃત્ત થાય છે. જ્યાં જ્યાં સૂર્યના કિરણો ફેલાય છે, ત્યાં ત્યાં ઔષધિ, વૃક્ષ, વનસ્પતિ, ફૂલ, ફળ આદિમાં પ્રવિષ્ટ થઇને ભોક્તૃત્વ શક્તિને ચરિતાર્થ થવાને સારૂ ક્ષેત્ર તૈયાર કરે છે. તેથી સર્વનો રક્ષક હોવાથી સૂર્ય અખિલ વિશ્વનો આત્મા છે. ૬.

स एष वैश्वानरो विश्वरूपः प्राणोऽग्निरुदयते तदेतदृचाभ्युक्तम् ॥ ७ ॥

ભાવાર્થ—તે એ ભોક્તા વૈશ્વાનર, વિશ્વરૂપ પ્રાણ અગ્નિ જ પ્રગટ થ છે, એજ વાત મંત્ર દ્વારા પણ કહેવાઈ ગએલી છે. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—તે આ આદિત્ય, સકળ જીવરૂપ તથા સંપૂર્ણ સ્થાવર જંગમરૂપ વિશ્વાત્મા છે, તેથીજ તે પ્રાણુ અગ્નિરૂપ છે, તથા તેજ નિત્ય પ્રતિ સર્વે દિશાઓમાં સૂર્ય રૂપથી પોતાના સ્વરૂપને પ્રકાશિત કરતો ઉદયથાય છે. એજ વાતનું મંત્રે પણ નીચે લખેલા પ્રકારાનુસાર કથન કરેલું છે. ૭.

વિશેષ—એ સૂર્ય વૈશ્વાનર અગ્નિ છે, કારણકે સર્વજીવોને તેનો પ્રકાશ પ્રત્યક્ષ થઈ રહ્યો છે તથા સર્વજીવાત્મક છે એટલે કે સર્વરૂપ છે દાહનો હેતુ છે, એજ ઉપરની બાજુએ જઈને સર્વત્ર પ્રકાશ કરનારો છે. એજ વાત ઋગ્વેદના એક મંત્રથી કહેવામાં આવેલી છે. ૭.

**विश्वरूपं हरिणं जातवेदसं परायणं ज्योतिरेकं तपन्तम् । सहस्ररश्मिः शतधा वर्तमानः प्राणः प्रजानामुदयत्येष सूर्यः ॥ ८ ॥**

ભાવાર્થ—આ સર્વરૂપ, કિરણોવાળો, જ્ઞાનવાન, સર્વાધાર, જગત્ ચક્ષુ, અદ્વિતીય, તાપ ક્રિયા કરનારા સૂર્યદેવને બ્રહ્મજ્ઞાની લોક જાણે છે. એ આદિત્યદેવ સહસ્રો કિરણોવાળો, સહસ્રો પ્રકારથી વિદ્યમાન તથા પ્રજાઓના પ્રાણરૂપે ઉદયને પ્રાપ્ત થાય છે. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—આ મંત્રમા સૂર્યની પ્રશંસાને સારૂ અનેક વિશેષણોનો ઉલ્લેખ, તેમના ઉદયનું વર્ણન કરવામાં આવ્યુ છે, તેનો અભિપ્રાય એ છે કે—સાધક સૂર્યના પ્રકાશમાં સાવધાન રહે અને પોતાની અંદર સદ્ગુણોને આશ્રય આપે, કે જે તેના ભવિષ્યના જીવનને, કાર્યક્ષેત્રમાં એવું ચમકાવી દે કે જેમ સૂર્યનભોમંડળમાં ઉદય થઈને જગત પ્રપંચને પ્રકાશમાન કરી દે છે. ૮.

વિશેષ—પ્રકૃત મંત્રમાં સૂર્યદેવનું મહત્ત્વ તથા તેની કાર્યસાધિકા શક્તિનું વર્ણન કરીને, એ સિદ્ધ કરવામાં આવ્યું છે કે આ સૂર્યસંબંધિની શક્તિને અતુલ સામર્થ્ય પ્રદાન કરનારો કેટલો મહત્વશાળી હશે ? ૮.

**संवत्सरो वै प्रजापतिस्तस्यायने दक्षिणं चोत्तरं च। तद्ये ह वै तदिष्टापूर्ते कृतमित्युपासते ते चान्द्रमसमेव लोकमभिजयन्ते । त एव पुनरावर्तन्ते तस्मादेते ऋषयः प्रजाकामा दक्षिणं प्रतिपद्यन्ते। एष ह वै रयिर्यः पितृयाणः ॥९॥**

ભાવાર્થ—સંવત્સરજ પ્રજાપતિ છે, તેના દક્ષિણ અને ઉત્તર એ બે અયન જે લોક ઈષ્ટ તથા પૂર્ત રૂપ કર્મમાર્ગનું આશ્રયણ કરે છે તેઓ ચંદ્રલોક ઉપરજ વિજય મેળવે છે, અર્થાત તેઓ કેવળ ચંદ્રલોકનેજ પ્રાપ્ત થાય છે. તેઓજ વારંવાર પ્રજારૂપે ઉત્પન્ન થાય છે. તેઓજ પુનઃ પુનઃ આવાગમનના ચક્કરમાં પડે છે, તેથી પ્રજાની ઇચ્છાવાળા સંતાનેચ્છુક ઋષિલોક દક્ષિણ માર્ગને પ્રાપ્ત થાય છે. અર્થાત્ તે માર્ગથી ગમન કરે છે, આ રીતે જે પિતૃયાન છે તેજ રયિ છે, એટલે કે એ દક્ષિણ માર્ગ, ચંદ્રમાથી અધિષ્ઠિત હોવાને કારણે ચંદ્ર સ્વરૂપ પિતૃયાન છે અર્થાત પિતૃઓનો માર્ગ છે. ૯.

વિ૦ વિ૦ ભાષ્ય—સૂર્ય અને ચંદ્રમા એ બંને સંવત્સરાદિ રૂપકાળના સૂચક છે. પ્રજાપતિરૂપ સંવત્સરના દક્ષિણાયન તથા ઉત્તરાયણ એ બે છ છ મહીનાની અવધિવાળા બે માર્ગ છે. તેમનો દક્ષિણ તથા ઉત્તર તરફ જનારા સૂર્યથી પતો લાગે છે. જે ઈષ્ટ, પૂર્ત એટલેકે શ્રૌત, સ્માર્ત કર્મ કરનારા છે, તેઓ ચંદ્રલોક રૂપ સ્વર્ગમાં જાય છે, અને ત્યાં ઉત્તમોત્તમ ભોગોને ભોગવીને તેમને આ લોકમાં પાછું આવવું પડે છે. એ યાદ રાખવુ જોઇએ કે પ્રજાની કામનાવાળા યાજ્ઞિકલોક એ ચંદ્રાદિ લોકોમાં દક્ષિણાયન માર્ગથી જાય છે જેને પિતૃમાર્ગ પણ કહે છે. એ પિતૃયાન ચંદ્ર સ્વર્ગ, રયિ છે—ભોગ્ય અન્ન છે. ૯.

વિશેષ—પ્રકૃત મંત્રમાં ઈષ્ટ શબ્દથી અગ્નિહોત્ર, તપ સત્ય, વેદાનુષ્ઠાન, અતિથિ સત્કાર તથા બલિ, વૈશ્વદેવ, એ શ્રૌત કર્મોનું ગ્રહણ કરવામાં આવ્યું છે. તથા પૂર્ત શબ્દથી વાવ, કુવા, તળાવ આદિ તથા દેવમંદિરનિર્માણ, અન્ન સત્ર, ( સદાવ્રત ) આરામ ( ધર્મશાળા ) એમનો સ્માર્ત કર્મમાં સમાવેશ કરવામાં આવ્યો છે, ૯.

દક્ષિણાયનથી સૂચિત માર્ગથી, પ્રાપ્ત થવાનું કારણ ચંદ્ર દક્ષિણાયન છે, કહીને, હવે સૂર્યને ઉત્તરાયણ કહે છે, યથા—

**अथोत्तरेण तपसा ब्रह्मचर्येण श्रद्धया विद्ययात्मानमन्विष्यादित्यमभिजयन्ते। एतद्वै प्राणानामायतनमेतदमृतमभयमेतत्परायणमेतस्मान्न पुनरावर्तन्त इत्येष निरोधस्तदेषश्लोकः ॥ १० ॥**

ભાવાર્થ—પરંતુ સાધક બીજા—ઈંદ્રિયોને વશમાં રાખવારૂપ તપ, બ્રહ્મચર્ય, શ્રદ્ધા અને જ્ઞાન દ્વારા સ્થાવર જંગમના આત્મા અને પ્રાણરૂપ સર્વને 'હું

એજ છું' એવું જાણીને ઉત્તર સૂર્ય લોકને મેળવે છે. એ સૂર્યલોકજ સકળ પ્રાણીનો સમષ્ટિરૂપ આશ્રય, અવિનાશી અને માયારહિત છે, એજ પરમ આશ્રય છે. એ જગાએથી ફરી પાછું કોઈ આવતું નથી, તે કારણથી એજ અંતિમ ગતિ છે. તેનાથી સંસારની ગતિ રોકાય છે, અથવા તેનાથી હઠે છે, તે કારણથી તેને નિરોધ કહે છે. એજ વિષય સંબંધી આગળના શ્લોકમાં કહેવામાં આવેલું હતું. ૧૦

વિ૦ વિ૦ ભાષ્ય—જેમ દક્ષિણાયણ માર્ગથી ચંદ્ર લોકની પ્રાપ્તિ થાય છે, તેવીજ રીતે ઉત્તરાયણ માર્ગ ઉપાસકોને સૂર્યલોકની પ્રાપ્તિ કરાવે છે. તપ, બ્રહ્મચર્ય આદિ તેને પહોંચવાના સાધન છે. કારણકે સાધક 'અહમહ' રૂપ ઉપાસના કરીને સૂર્ય રૂપજ થઈ જાય છે. આ ઉત્તરાયણને માર્ગે કર્મી લોકને ચાલવાની મનાઈ છે. એજ વાતનું આગલા મંત્રમાં સમર્થન કરે છે. ૧૦.

વિશેષ—પ્રકૃત મંત્રમાં "एतस्मान्न पुनरावर्तन्ते" અર્થાત્ સૂર્યલોક અગર સૂર્યમંડળ દ્વારા બ્રહ્મલોકમાં ગએલો મનુષ્ય ફરી પાછો આવતો નથી, તથા ઉપાસના વગર કેવળ કર્મી તે લોકમાં જઈ શક્તો નથી. આ ઉક્તિ ગીતા વચનથી વિરૂદ્ધ જાય છે, તેમાં લખ્યુ છે કે "બ્રહ્મલોક પર્યંત જેટલા લોક છે તે સર્વથી આ સંસારમાં આવવું પડે છે". તેનું સમાધાન એ છે કે જે પુરૂષ ઉપાસના વગર પંચાગ્નિ વિદ્યા, અશ્વમેધ તથા બ્રહ્મચર્ય આદિ સાધનોથી ઉત્તરાયણમાર્ગ દ્વારા બ્રહ્મલોકમાં જાય છે, તેમનું પુનરાગમન થાય છે. તથા જે ઈશ્વરોપાસના તથા અહંગ્રહોપાસનાથી ત્યાં જાય છે તે પાછા ફરતા નથી. એ મનુષ્ય બ્રહ્મલોક, સૂર્યલોકમાં જ્ઞાન પ્રાપ્ત કરીને મુક્ત થઈ જાય છે. આ પ્રકારે કાંઈ વિરોધ રહેતો નથી. કારણકે ગીતામાં પંચાગ્નિ વિદ્યા, તથા અશ્વમેધ આદિથી ( ઈશ્વરોપાસના વગર ) બ્રહ્મલોકમાં જઇને પાછા ફરવાનું લખેલું છે, આ ઉપનિષદ્‌માં આદિત્ય ભગવાનની અહંગ્રહ ઉપાસનાથી પ્રાપ્ત લોકથી પાછા ફરવાનો અભાવ લખેલો છે, તેથી વિષય ભેદ છે. ૧૦.

**पञ्चपादं पितरं द्वादशाकृतिं दिव आहुः परे अर्धे पुरीषिणम् । अथेमे अन्य उपरे विचक्षणं सप्तचक्रे षडर आहुरर्पितमिति ॥ ११ ॥**

ભાવાર્થ—કોઈ કાલવેત્તા લોક આ આદિત્યને પાંચ પગવાળો, સર્વનો જનક. બાર અવયવોવાળો, જળવાળો, અંતરિક્ષ લોકથી પર, ઉંચા સ્થાનમાં

રહેનારો બતાવે છે. પરંતુ બીજા જ્ઞાની તેને સર્વજ્ઞ કહે છે, તથા તે સાત ચક્ર તથા છ આરાવાળામાજ આ જગતને અર્પિત બતાવે છે ૧૧.

વિ૦ વિ૦ ભાષ્ય—આ સંવત્સરરૂપ આદિત્યને કાળના જ્ઞાનથી પરિચિત પુરુષ પાંચ પગવાળો તથા છ આકૃતિવાળો કહે છે. હેમન્ત, વસંત, ગ્રીષ્મ, વર્ષા, તથા શરત્ એ પાંચ ઋતુઓ તેના પાંચ પગ છે. કારણકે તેના ગમનાગમનને સૂચિત કરે છે. હેમંત અને શિશિરને એક માનીને અહીં પાંચ ઋતુઓ બતાવી છે. એ ચૈત્ર, વૈશાખ માસ આદિ બાર અવયવોવાળો છે. એજ સંવત્સર વૃષ્ટિ દ્વારા ઉત્પન્ન અન્ન, સર્વનું જનક છે, તેનું સ્થાન અંતરિક્ષ લોકથી પણ ઉંચુ છે. એજ જળ વરસાવે છે. અન્ય કોઈકાળજ્ઞ વિદ્વાન એવું પણ કહે છે કે તે સર્વજ્ઞ અર્થાત્ સૂર્યરૂપ સંવત્સર છે, જેમાં છ આરા લાગેલા છે એવા સાત અશ્વરૂપ ચક્રવાળો છે અથવા સપ્ત અશ્વરૂપ સાત ચક્ર, ષડ્ઋતુ રૂપ છ આરાવાળા એ નિરંતર ગતિશીલ કાલાત્મામા જ સંપૂર્ણ જગત, જેમ રથની નાભિમા આરા લાગેલા રહે છે તેમ, અર્પિત છે ૧૧.

વિશેષ—કોઈ એમ પણ કહે છે કે ભૂ ભુવ સ્વ મહ જન તપ તથા સત્ય એ સાત વ્યાહૃતિ નામક લોકજ, સંવત્સરરૂપ કાળના પૈડાની પેઠે ઘૂમી રહ્યા છે કોઈ ગમે તે કહે અગર માને, પરંતુ એ નિઃસંદેહ વાત છે કે સૂર્યરૂપ પ્રજાપતિ, ઉક્ત બંને પ્રકાર સકળ જગતનું કારણ છે, કારણકે તેનાથી સકળ સંસારનું રક્ષણ થાય છે. ૧૧

સંવત્સરરૂપ માસ તથા અહોરાત્ર વગર ઓષધિ આદિ ઉત્પન્ન કરી શકતું નથી તેનો ઉત્તર છે કે—માસ આદિ પણ તેજ છે એ કહે છે કે—

**मासो वै प्रजापतिस्तस्य कृष्णपक्ष एव रयिः शुक्लः प्राणस्तस्मादेते ऋषयः शुक्ल इष्टं कुर्वन्तीतर इतरस्मिन् ॥१२॥**

ભાવાર્થ—માસજ પ્રજાપતિ છે, તેનો કૃષ્ણપક્ષ રયિ છે તથા શુક્લ પક્ષમા યજ્ઞાદિને કરે છે તથા બીજા, અન્ય પક્ષમાં છે, કારણ કે એ અન્નની ઉપાસના કરનારા છે. ૧૨.

વિ૦ વિ૦ ભાષ્ય—માસરૂપ પ્રજાપતિનો કૃષ્ણપક્ષ રયિ અન્ન છે તથા શુક્લપક્ષ પ્રાણ ભોક્તા છે એ પ્રકારે પ્રાણ આદિત્યરૂપ ભોક્તાને જે જાણે છે તેઓ કૃષ્ણપક્ષમા યજ્ઞ કરે તોપણ જાણે કે તેઓ શુક્લ પક્ષમા કરે છે. જેમને ઉક્ત જ્ઞાન નથી તેમના શુક્લપક્ષમા પણ કરવામાં આવેલા ઇષ્ટ પૂર્ત આદિ કર્મ કૃષ્ણ પક્ષમા કરાએલા સમજવામાં આવે છે. ૧૨.

વિશેષ—જેમ આંધળાને સૂર્યના પ્રકાશમાં પણ અંધારૂજ દેખાય છે, તેમજ અંતઃકરણની જ્યોતિ શક્તિનો ઉત્તેજક શુકલપક્ષ, જ્ઞાન ન હોવાથી અજ્ઞાનીને કૃષ્ણપક્ષજ દેખાય છે. તથા જ્ઞાનશક્તિનો આચ્છાદક કૃષ્ણપક્ષ પણ વિદ્વાનોને અખંડ જ્ઞાનજ્યોતિના માહાત્મ્યથી શુકલ પક્ષજ રહે છે.

**अहोरात्रो वै प्रजापतिस्तस्याहरेव प्राणो रात्रिरेव रयिः प्राणं वा एते प्रस्कन्दन्ति ये दिवा रत्या संयुज्यन्ते ब्रह्मचर्यमेव तद्यद्रात्रौ रत्या संयुज्यन्ते ॥ १३ ॥**

ભાવાર્થ—દિવસ રાત પણ પ્રજાપતિ છે તેમાં દિવસ જ પ્રાણ છે અને રાત્રિજ રયિ છે. એ લોકો પ્રાણનીજ હાનિ કરે છે, કે જે દિવસના સમયમાં રતિને સારૂ સંયોગ કરે છે તથા જે રાત્રિને સમયે રતિ કરે છે તેઓ તો બ્રહ્મચર્ય યુક્તજ છે. ૧૩.

વિ૦ વિ૦ ભાષ્ય—જેમ સંવત્સરરૂપ પ્રજાપતિ માસરૂપ અવયવોથી પૂર્ણ થાય છે તેવીજ રીતે માસરૂપ પ્રજાપતિની પણ દિનરાતરૂપ અંગોથી પૂર્ણતા થાય છે. તેથી એ દિનરાત પણ પ્રજાપતિ છે. દિવસ પ્રાણરૂપ અન્નનો ભોક્તા સૂર્ય છે તથા રાતજ અન્નરૂપ ભોગ્ય ચંદ્રમા છે. મૂર્ખ દિવસના ભાગમાં સ્ત્રીની સાથે મૈથુનરૂપ રતિ કરે છે, તે દિનરૂપ પ્રાણોને ગુમાવે છે. રાત્રીજ ઋતુકાળમાં રતિક્રિયાને સારૂ કહેવામાં આવેલી છે. શાસ્ત્રાનુસાર તે પ્રમાણે કરનાર બ્રહ્મચર્યવ્રતથી ભ્રષ્ટ થતો નથી. ૧૩.

વિશેષ—શરીર ચતુર્વર્ગ ( ધર્મ, અર્થ, કામ, મોક્ષ ) નું સાધન છે. એ સંપત્તિની રક્ષાને સારૂ ઋષિયોએ ઝીણી ઝીણી વાતો ઉપર પણ ધ્યાન આપ્યુ છે તથા ધ્યાન ખેંચ્યુ છે. દિવસના ભાગમાં ઉષ્ણતા વધારે રહે છે તથા રતિમાં પણ ગર્મી વધે છે, તેથી પ્રાણ ન સુકાઈ જાય તેને સારૂ દિવસના ભાગમાં તેનો નિષેધ કરવામાં આવ્યો છે, વળી એમ પણ છે કે વીર્ય જીવન છે. જેમ ધન નષ્ટ થતાં, મનુષ્યનું મન નૃત્ય કીર્તન આદિમાં લાગતું નથી, તેજ પ્રમાણે રતિ ક્રિયામાં વીર્યવ્યયથી મનુષ્ય મનોયોગપૂર્વક કોઈ કામ કરવામાં સમર્થ રહેતો નથી. તેથી એ રતિક્રિયા રાત્રીમાં કરવાનું અભિધાન કરવામાં આવ્યુ છે. જીવન તત્ત્વરૂપ વીર્યના રાત્રીમાં વ્યય થતાં વિશ્રામ લઈને મનુષ્ય પાછો દૈનિક કાર્ય કરવામાં સમર્થ થઈ જાય છે. વળી એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે સ્ત્રી જેવી પોતાની બરાબરીની શક્તિ ઉપર સદાચારપરાયણ પુરૂષજ અધિકાર

રાખી શકે છે. ભલા કહો તો ખરા કે જે હર સમયે કામોદ્દીપક ઈંગિત ચેષ્ટાઓ કરીને સ્ત્રિયો સમક્ષ પોતાની તુચ્છના પ્રગટ કરતા રહે તેનુ દાપત્યજીવન કદી પણ સ્પૃહણીય્ હોઈ શકે ? ઉપદેશને અર્થે પ્રસ ગતઃ આ કથન કરવામાં આવ્યુ છે.

અત્યાર સુધી જે કહેવામાં આવ્યુ છે તે ઉપયોગી હોવાને કારણે છે સાક્ષાત્ પ્રકૃત નહીં. આ સમયે 'કોનાથી આ પ્રજા ઉત્પન્ન થાય છે ? એ પ્રકૃત વાત કહે છે કે—

**अन्नं वै प्रजापतिस्ततो ह वै तद्रेतस्तस्मादिमाः प्रजाः प्रजायन्त इति ॥ १४ ॥**

ભાવાર્થ—અન્નજ પ્રજાપતિ છે, તેનાથીજ વીર્ય ઉત્પન્ન થાય છે. એ વીર્યથીજ આ સપૂર્ણ પ્રજા ઉત્પન્ન થાય છે. ૧૪.

વિ૦ વિ૦ ભાષ્ય—અન્ન રૂપજ પ્રજાપતિ છે, કારણકે ઉપર્યુક્ત ક્રમથી દિનરાતરૂપ પ્રજાપતિ અન્નરૂપમા પરિણત થઈ જાય છે. એ પ્રસિદ્ધ વાત છે કે ભક્ષણ કરેલા અન્નથી પુરૂષ ઓનું વીર્ય રત ઉત્પન્ન થઈને સર્વ મનુષ્ય આદિ પ્રાણી ઉત્પન્ન થાય છે હે કબન્ધિન્ ! પ્રજા કોનાથી ઉત્પન્ન થાય છે ? તમારા એ પ્રશ્નનો 'દિનરાત પર્યંત સૂર્યચ દ્ર રૂપ જોડા આદિના ક્રમથી અન્નરૂપ રેત દ્વારા આ પ્રજા ઉત્પન્ન થાય છે.' એ ઉત્તર થયો. ૧૪.

વિશેષ—પ્રસિદ્ધ વ્રીહિ જવ આદિ જે અન્ન છે તે પ્રજાપતિ છે. એ અન્ન શી ચીજ છે ? દિન, માસ તથા વર્ષરૂપ કાળ તેને તૈયાર કરવામાં લાગેલો રહે છે, તેથી તદ્રૂપજ એ અન્ન છે. જે જેવુ અન્ન ખાશે, તેનાથી બનેલા તેવાજ રજો વીર્યથી તેવીજ સતતિ ઉત્પન્ન થશે. ભાવ એ છ કે પ્રાણિયોએ ખાધેલુ અન્ન પચીને રસાદિરૂપ થઈને ચાળીસમે દિવસે સાતમી ધાતુ વીર્ય બને છે, તેજ સ્ત્રી પુરૂષ સયોગથી સતાનોત્પત્તિનુ કારણ થાય છે. ૧૪.

આ પ્રકારના પ્રશ્નના નિર્ણય કરીને વિહિત મૈથુનનુ ઇષ્ટ ફળ કહે છે, યથા—

**तद्ये ह वै तत्प्रजापतिव्रतं चरन्ति ते मिथुनमुत्पादयन्ते । तेषामेवैष ब्रह्मलोको येषां तपो ब्रह्मचर्यं येषु सत्यं प्रतिष्ठितम् ॥ १५ ॥**

ભાવાર્થ—પ્રસિદ્ધ છે કે જે એ પ્રજાપતિવ્રતનું અનુષ્ઠાન કરે છે તેઓ મિથુનને ઉત્પન્ન કરે છે, અર્થાત છોકરા છોકરીરૂપ જોડા ઉત્પન્ન કર છે. તેમનેજ એ બ્રહ્મલોક પ્રાપ્ત થાય છે, જેમા તપ, બ્રહ્મચર્ય છે તથા જેમા સત્યસ્થિત છે.૧૫.

વિ૦ વિ૦ ભાષ્ય—સંસારમાં જે ગૃહસ્થ પ્રજાપતિ વ્રતનું આચરણ કરે છે, અર્થાત્ ઋતુ કાળમાં ભાર્યાગમનરૂપ વ્રતનું પાલન કરે છે, તેઓ પુત્ર તથા પુત્રીને ઉત્પન્ન કરે છે. જે ઇંદ્રિયદમન રૂપ તપસ્યા તથા નિયમની સાથે પૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કરીને ગુરૂની સમીપ સાંગોપાંગ પૂર્ણરૂપથી વેદનો અભ્યાસ કરે છે, જે અસત્ય ભાષણનો ત્યાગ કરીને સર્વથા સત્ય બોલે છે, જે ઇષ્ટ પૂર્તદાન કરવાવાળો છે, તથા જે ઋતુકાળમાંજ સ્રીસહવાસનો ઇચ્છુક છે, તે પુરૂષનેજ ચંદ્રમંડળમાં પિતૃયાનરૂપ બ્રહ્મલોક પ્રાપ્ત થાય છે. ૧૫.

વિશેષ—પ્રકૃત મંત્રમાં પ્રજાપતિવ્રતનું પાલન કરવાનો આદેશ છે. તેની સાથેજ તે વ્રતનું મિથુનોત્પત્તિરૂપ ( પુત્ર પુત્રીનું જોડુ ) ફળપણ કહેવામાં આવ્યુ છે, તેનો અભિપ્રાય એ છે કે, શાસ્ત્રોમાં કહેલી પૌર્ણમાસી, એકાદશી પર્વોને છોડીને ઋતુ સમયમાં પોતાની સ્રીથી સંયોગ કરવા રૂપ પ્રજારક્ષક નિયમનું જે પાલન કરે છે, તે જરૂર કન્યા અગરપુત્ર બંને પ્રકારના યોગ્ય સંતાનોની પ્રાપ્તિ કરે છે. એ પ્રમાણે કરનારાને નિર્વંશ થવાને કારણે રોવું પડતુ નથી તેમજ તેમના સંતાન રોગી પણ થતાં નથી, કે નપુંસક પણ થતાં નથી. ૧૫.

## तेषामसौ विरजो ब्रह्मलोको न येषु जिह्ममनृतं न माया चेति ॥ १६ ॥

ભાવાર્થ—જેમનામાં કુટિલતા, અનૃત, માયા નથી, છળ કપટ નથી. તેમને આ વિશુદ્ધ લોકની પ્રાપ્તિ થાય છે. ૧૬.

વિ૦ વિ૦ ભાષ્ય—અનેક વિરૂદ્ધ અટપટા વ્યવહારોથી સાધારણ ગૃહસ્થ લોકોમાં જે પ્રકારની કુટિલતા—છળ, કપટ, પ્રપંચ, વચના આદિ હોય છે તે, જેમનામાં નથી, સર્વ સાધારણ લોક જે પ્રમાણે ક્રીડાનાચ, ગાન, વિનોદ આદિને સમયે અસત્ય ભાષણ કરે છે તે, જેમનામાં નથી તેમજ કોઈ પણ પ્રકારના માયાવીપણાનો દોષ નથી તેમનેજ સાધનો અનુસાર નિર્મળ બ્રહ્મલોક પ્રાપ્ત થાય છે. ૧૬.

વિશેષ—પ્રકૃત મંત્રમાં 'બહારથી બીજા પ્રકારનું પ્રતીત થવું અને અંદરથી જુદાજ પ્રકારનું પ્રતીત થવું' એજ મિથ્યાચારરૂપા માયાનો અર્થ છે. લોકમાં 'કહેવું કંઇક, મનમાં કંઇક અને કરવુ બીજુંજ' માયાવિયોમાં એવો સ્વભાવ જોવામાં આવે છે. સત્યભાષણ, કૌટિલ્યરાહિત્ય, માયારાહિત્ય તથા ઇશ્વરોપાસન, એ સાધનો વગર બ્રહ્મલોકની પ્રાપ્તિ થઈ શકતી નથી.

એ પ્રમાણે કહેતા પિપ્પલાદ ઋષિએ, અગ્નિ ચંદ્રમા દ્વારા પ્રજાપતિજ સર્વજગતના કર્તા છે, એવો ઉપદેશ કર્યો. એ પ્રકારે, પ્રજાપતિ વિરાટ્‌ને, જગતના કારણનો નિશ્ચય કરીને, પોતાના પ્રશ્નનો યથાર્થ ઉત્તર મળી જવાથી કાત્યાયન ઋષિ ચુપ થઈ ગયા. ૧૬.

પ્રથમ પ્રશ્ન સમાપ્ત.



## પ્રશ્ન બીજો

આધિદૈવિક—પ્રાણાત્મા પ્રજાપતિની ઉપાસના કહીને એજ શ્રેષ્ઠ ગુણવાળા પ્રાણની આધ્યાત્મિકરૂપથી ઉપાસના વિધાનને સારૂ કહે છે કે—

**अथ हैनं भार्गवो वैदर्भिः पप्रच्छ, भगवन्कत्येव देवाः प्रजां विधारयन्ते, कतर एतत्प्रकाशयन्ते, कः पुनरेषां वरिष्ठ इति ॥ १ ॥**

ભાવાર્થ—તે પછી એ મહર્ષિ પિપ્પલાદને વિદર્ભ દેશના રહેનારા ભાર્ગવે પ્રશ્ન કર્યો કે—ભગવન્ ! આ પ્રજાને કેટલા દેવતા ધારણ કરે છે ? તેમાંથી એવા કોણ કોણ છે કે જે તેને પ્રકાશિત કરી રહ્યા છે ? તથા તેમાં કોણ સર્વ શ્રેષ્ઠ છે ? ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—પહેલા પ્રશ્નનુ તેના ઉત્તરથી સમાધાન થઈ ગયા પછી આચાર્ય પિપ્પલાદને ભૃગુપુત્ર વૈદર્ભિ ઋષિએ બીજો પ્રશ્ન કર્યો કે—( ક ) હે ભગવન ! મન તથા પ્રાણ એ તત્ત્વો, પાચ જ્ઞાનેન્દ્રિયો પાંચ કર્મેન્દ્રિયો તથા આકાશાદિ પાંચ મહાભૂતોના અભિમાની અધિષ્ઠાતૃ દેવતામાં, કેટલા આ શરીરરૂપ પ્રજાને વિશેષરૂપથી ધારણા કરે છે ? ( ખ )—જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિયોમાં વિભક્ત થએલા એ દેવતામાથી કોણ કોણ પોતાના મહિમાને પ્રકાશિત કરે છે ? એટલે કે પોતાના માહાત્મ્યને પ્રગટ કરે છે ? ( ગ )—તથા આ ભૂત અને ઇંદ્રિય દેવતાઓમાં કોણ સર્વ શ્રેષ્ઠ છે ? અર્થાત્ તેમાં પ્રધાન કોણ છે ? ૧.

વિશેષ—આ પ્રકરણમા પ્રશ્ન કરનાર, બીજા ઋષિ છે, તેથી તેને પૂછાએલો ' બીજે પ્રશ્ન ' કહેવામા આવેલો છે. પણ અહીં બીજા ઋષિએ સ થે સાથે ત્રણ પ્રશ્ન પૂછયા છે. અહીં આચાર્ય પિપ્પલાદને, હે ભગવન ! એવું સંબો-

ધન કરવાનું કારણ એ છે કે તેઓ જ્ઞાનરૂપ ઐશ્વર્યથી પરિપૂર્ણ છે, તેઓ શરીરની સૃષ્ટિ છે, તેમની સ્થિતિનો મુખ્ય હેતુ શો છે? એ જાણવાને સારૂ બીજો પ્રશ્ન કરવામાં આવ્યો છે. ૧.

ધારણ કરવું, પ્રકાશ કરવો તથા શ્રેષ્ઠતા પ્રાણુનેજ ( ભાગે ) છે, એ વાત કહેવાને સારૂ આખ્યાયિકાનો આરંભ કરે છે—

**तस्मै स होवाचाकाशो ह वा एष देवो वायुरग्निरापः पृथिवी वाङ्मनश्चक्षुः श्रोत्रं च ॥ ते प्रकाश्याभिवदन्ति वयमेतद्बाणमवष्टभ्य विधारयामः ॥ २ ॥**

ભાવાર્થ—પિપ્પલાદ ઋષિએ સ્પષ્ટ ઉત્તર આપ્યો કે આ જે આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથિવી, વાક્, મન, ચક્ષુ, તથા શ્રોત્ર દેવતા છે અગર શક્તિયો છે, તેમણે એક સમયે પોતપોતાના સામર્થ્યને પ્રકાશિત કરીને કહ્યું કે હમે દરેક આ શરીરની સહાય કરીને રક્ષા કરીએ છીએ. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—પિપ્પલાદે કહ્યું કે આકાશજ એ દેવ છે. તથા શરીરનો આરંભ કરનારા આકાશસહિત વાયુ, અગ્નિ, જળ તથા પૃથિવી એ પાંચ મહાભૂત તથા તેમના કાર્ય વાક્, મન, ચક્ષુ, શ્રોત્ર આદિ કર્મેન્દ્રિયો તથા જ્ઞાનેન્દ્રિયો, અગર તેમના અધિષ્ઠાતૃ દેવતા પોતાની શ્રેષ્ઠતા સિદ્ધ કરવાને સારૂ સ્પર્ધાપૂર્વક કહેવા લાગ્યા કે—આ સંઘાતને આશ્રય આપીને હમેજ ધારણ કર્યાં છે. ૨.

વિશેષ—આ મંત્રમાં 'વયમ્' એ બહુવચન પ્રયોગ, પોતાના મહત્વના બોધન સારૂ કરેલો છે. જેમ આકાશ શ્રોત્રાદિએ શરીર ધારણોપયોગી એકજ સામર્થ્ય દેખાડ્યું, જેમ આકાશે અવકાશ દેવા માત્ર, શ્રોત્રે કેવળ સાંભળવાની તથા ચક્ષુએ જોવાની ક્રિયામાત્ર કરી પરંતુ તો પણ તેમણે એકલાએજ શરીર સંઘાતના સર્વ વ્યવહારોને સિદ્ધ કરવાનો દાવો કર્યો. પ્રાણુની શ્રેષ્ઠતા દેખાડવાનો જ આ આખ્યાયિકાનો અભિપ્રાય છે, ઇંદ્રિયો અભિમાનના સાથે કહે છે કે આ શરીરને હમે કાયમ રાખીએ છીએ અને ચલાવીએ છીએ. અન્યથા ટેકા વગરના છાપરાની પેઠે શરીર હમારા વગર તરતજ પડી જાય. ૨.

**तान्वरिष्ठः प्राण उवाच । मा मोहमापद्यथाहमेवै-तत्पञ्चधात्मानं प्रविभज्यैतद्बाणमवष्टभ्य विधारयामीति । तेऽश्रद्दधाना बभूवुः ॥ ३ ॥**

ભાવાર્થ—એ સમયે સર્વશ્રેષ્ઠ પ્રાણે તેમને કહ્યું કે તમે મોહમાં પડશો નહીં. હું જ પોતાને પાંચ ભાગમાં વિભક્ત કરીને શરીરને આશ્રય આપી તેની રક્ષા કરૂં છું. પણ તેમણે તેનો વિશ્વાસ કર્યો નહીં. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—પ્રાણે સર્વને કહ્યું—તમે વ્યર્થજ અજ્ઞાનવશ મિથ્યા મિથ્યા અભિમાનના ફેરમા પડ્યા છો. મારા વગર તમે કાંઈ કરી શકો તેમ નથી. હું પ્રાણ, અપાન, સમાન, ઉદાન તથા વ્યાન, એ પાચ રૂપોને ધારણ કરીને શરીરને સ્થિત રાખીને તેને પ્રત્યેક કાર્ય કરવાને સમર્થ બનાવું છું. પણ પ્રાણની વાત ઉપર તેમને વિશ્વાસ બેઠો નહી. ૩.

વિશેષ—પ્રાણનુ પોતાને શ્રેષ્ઠ બતાવવું યથાર્થ છે. કારણકે કાન અ ખ આદિ ઇંદ્રિયો વગર આધળા બહેરા આદિ જીવતા રહિ શકે છે, છતા પ્રાણની શ્રેષ્ઠતા, આકાશવાદિયો એ એક બીજાના સામુ જોઇને, હાથની અનેક ચેષ્ટાઓ, તથા હાસ્ય દ્વારા વાતોમા ઉડાવી દીધી. ૩.

**सोऽभिमानादूर्ध्वमुत्क्रमत इव तस्मिन्नुत्क्रामत्यथेतरे सर्व एवोत्क्रामन्ते तस्मिꣳश्च प्रतिष्ठमाने सर्व एव प्रातिष्ठन्ते तद्यथा मक्षिका मधुकरराजानमुत्क्रामन्तं सर्वा एवोत्क्रामन्ते तस्मिꣳश्च प्रतिष्ठमाने सर्वा एव प्रातिष्ठन्त एवं वाङ्मनश्चक्षुःश्रोत्रं च ते प्रीताः प्राणं स्तुन्वन्ति ॥४॥**

ભાવાર્થ—એ સાભળીને પ્રાણ અભિમાનથી ભરાઇને ઉપર ઉઠવા લાગ્યો, ત્યારે તો તેની પાછળજ બીજી સર્વ ઇંદ્રિયો પણ ઉઠવા લાગી, અર્થાત્ બહારની બાજુએ નિકળવા લાગી. તથા જ્યારે પ્રાણ ફરી આવીને અ દર ઉભો રહ્યો ત્યારે સર્વ ઇંદ્રિયો પણ તેની પાછળ પાછળ આવીને ત્યાં સ્થિત થઈ ગઈ. જેમ મધ માખિયોના રાજાના ઉડી જતા સર્વ મધમાખિયો તેની પાછળ ઉડી જાય છે તથા તેના બેસી જતા બેસી જાય છે, તેજ પ્રમાણે વાણી, મન, ચક્ષુ તથા શ્રોત્ર આદિની શક્તિયોએ પણ કર્યું તે પછી તેઓ સર્વ સંતુષ્ટ થઇને પ્રાણની સ્તુતિ કરવા લાગી. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—જ્યારે પ્રાણ શરીરમાથી નિકળી જાય છે, ત્યારે કોઈ ઇંદ્રિય કામ આપતી નથી. તેથી લોક વ્યવહારમા મનુષ્યોને, સર્વસ્વ નિછાવર કરીને પણ પ્રાણોની રક્ષા કરતા જોવામાં આવ્યા છે. ૪.

વિશેષ—સદાચાર પ્રાણોનું ભોજન છે. તથા દુરાચાર તેને સારૂ હળાહળ ઝેર છે. સદાચરણ વગર પ્રાણ સુકાઈ જાય છે.

હવે પ્રાણની સ્તુતિ કરે છે, યથા—

**एषोऽग्निस्तपत्येष सूर्य एष पर्जन्यो मघवानेष वायुरेष पृथिवी रयिर्देवः सदसच्चामृतं च यत् ॥ ५ ॥**

ભાવાર્થ—એ પ્રાણ અગ્નિ થઇને તપે છે, તે સૂર્ય છે, તે મેઘ, ઇંદ્ર, વાયુ છે, તે દેવજ પૃથ્વી, રયિ, તથા જે સત્ અસત્ અને અમૃત છે. અર્થાત્ દેવતાઓના ભોગ્યરૂપ અમૃત એ પદાર્થ પણ હે પ્રાણ, તે તમેજ છો. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—એ પ્રાણ અગ્નિ થઇને તપી રહ્યો છે. તે સૂર્યરૂપે પ્રકાશ આપી રહ્યો છે, એ મેઘ બનીને વરસે છે, તથા ઇંદ્ર બનીને પ્રજાનું પાલન તથા મર્યાદાનાશક અસુરોને દંડ આપે છે. તે આવહ, પ્રવહ આદિ સાત પ્રકારના વાયુ થઇને મેઘ તથા તારામંડળને ચલાવે છે, પૃથ્વી થઇને સર્વ ચરાચર વિશ્વપ્રપંચને ધારણ કરે છે તથા તે ચંદ્રમા થઇને સર્વનું પોષણ કરે છે. શું શું કહીએ ? સ્થૂળ તથા સૂક્ષ્મરૂપ જગત તથા દેવતાઓની સ્થિતિનું કારણ જે અમૃત છે, તે સર્વ તેજ છે. ૫.

વિશેષ—જેમ 'आयुर्वै घृतम्' અહીં ઘૃતનેજ વાયુ કહેલો છે, તેજ પ્રમાણે પ્રકૃતમાં પ્રાણને અગ્નિ, સૂર્ય ઇંદ્રાદિરૂપથી કહેલો છે, જેના વિના જે કાર્ય સિદ્ધ થઈ શકતું નથી, તે સાધકનો તે પદાર્થની સાથે તદ્રૂપતાનો વ્યવહાર લોકમાં જોવામાં આવે છે. પ્રાણ સર્વમાં પ્રધાન છે, તેના વિના અગ્નિ આદિ, કોઈ કામ કરી શકતું નથી. તેથી પ્રાણને 'તે અગ્નિ છે, તે સૂર્ય છે' ઇત્યાદિ કહેલો છે. ૫.

પ્રાણની સર્વાત્મકતા કહીને હવે તે સર્વનો આધાર છે, એ કહે છે—

**अरा इव रथनाभौ प्राणे सर्वं प्रतिष्ठितम् । ऋचो यजूंषि सामानि यज्ञः क्षत्रं ब्रह्म च ॥ ६ ॥**

ભાવાર્થ—જેમ રથની નાભિમાં આરા લાગેલા રહે છે, તેજ પ્રમાણે ઋક્, યજુ, સામ, યજ્ઞ, ક્ષત્રિય તથા બ્રાહ્મણ એ સર્વ પ્રાણમાંજ સ્થિત છે. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—આ સંસાર એક ચક્રના જેવો છે, તેમાં પ્રાણ આરાની નાભીને સ્થાને છે. તે પ્રાણરૂપ નાભીમાં ઋગ્વેદાદિ પૃથિવી, ચંદ્ર, સૂર્ય તથા તે ઉપરાંત જે માયાના કાર્ય છે, તે સર્વ પ્રાણમાં આરાની પેઠે જડાએલાં છે. ૬.

વિશેષ—જે કાંઈ છે તે પ્રાણરૂપજ છે, તેના સિવાય બીજું કાંઈ પણ નથી. ઋગ્—મંત્રોમાં પાદોનો સંકેત છે. યજુ તેને કહે છે કે જે મંત્રોના, ગદ્યનું નિયમન છે. તથા સામ તે છે કે જે મંત્ર ગાયનની પેઠે બોલી શકાય છે. ૬.

તે ઉપરાંત—

प्रजापतिश्चरसि गर्भे त्वमेव प्रतिजायसे । तुभ्यं प्राण प्रजास्त्विमा बलिं हरन्ति यः प्राणैः प्रतितिष्ठसि ॥ ७ ॥

ભાવાર્થ—હે પ્રાણ ! વિરાટરૂપ પ્રજાપતિ તું જ, પિતાના શરીરમાં વીર્ય રૂપે તથા માતાના શરીરમાં સંતાન રૂપે વિચરે છે. તું માતાપિતાની આકૃતિ વાળો થઈને ઉત્પન્ન થાય છે. એ મનુષ્ય આદિ સકળ પ્રાણી તમને જ ભેટ અર્પણ કરે છે, કારણકે તું સર્વ ઇન્દ્રિયોની સાથે સ્થિત રહે છે. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—હે પ્રાણદેવ ! તમે પ્રજાપતિ છો, વિરાટ છો, તમે માતાના ગર્ભમાં પહેલેથીજ સ્થિત રહીને ઉત્પન્ન થાઓ છો. તમે રાજાના જેવા, શરીર મહેલમાં વિરાજમાન છો. તમારે સારૂ આ મનુષ્યાદિ સર્વ પ્રજા, રૂપાદિકોની જ્ઞાનરૂપ સામગ્રીની ભેટ નેત્રાદિ પાત્રોમાં રાખીને આપી રહેલી છે. ૭.

વિશેષ—સર્વને પેસવાનું તથા નિકળવાનું નિમિત્ત વાયુ છે. ગર્ભાશયમાં વીર્યનો પ્રવેશ તથા ત્યાંથી બાળકનું નિકળવું એ પ્રાણ અગર પ્રાણના ભેદોથીજ થાય છે. તેથી ઉત્પત્તિ વિનાશનો હેતુ પ્રાણને કહેવો એ સમુચિત છે. ૭.

હવે પ્રાણજ મુખ્ય વિભૂતિ છે, એ કહે છે, યથા—

देवानामसि वह्नितमः पितॄणां प्रथमा स्वधा । ऋषीणां चरितं सत्यमथर्वाङ्गिरसामसि ॥ ८ ॥

ભાવાર્થ—તું દેવતાઓને સારૂ મુખ્ય અગ્નિ છે. પિતૃગણને સારૂ પહેલી સ્વધા છે. તથા અથર્વાંગિરસ ઋષિઓને સારૂ અર્થાત્ ચક્ષુ આદિ પ્રાણોને સારૂ સત્ય આચરણ છે. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—હે પ્રાણ ! તું હોમ કરેલા પદાર્થોને દેવતાઓ સુધી પહોંચાડનાર પરમેષ્ટ અગ્નિ સ્વરૂપ છે. નાન્દી વિગેરે શ્રાદ્ધમા પિતૃઓ નિમિત્ત આપેલા અન્નને સારૂ સ્વધા શબ્દનો પ્રયોગ કરવામાં છે, એ કર્મ દેવતાઓની પૂજાના પહેલાં પણ કરવામાં આવે છે, તેને પિતૃઓની સમીપ પહોંચાડનાર પણ

તુંજ છે, ચક્ષુ આદિ ઇંદ્રિયોને ચેષ્ટા કરાવનાર તથા તેમના દેહ આદિને ધારણ કરવા આદિની સત્તા પણ તું જ છે. અથવા તું જ ઋષિ ગણોના સત્યાચરણ તથા અંગિરસ ઋષિયોમાં અથર્વા છે. ૮.

વિશેષ—પ્રકૃત મંત્રમાં 'ऋषीणाम्' એમાં ઋષિ શબ્દથી 'ઇંદ્રિયો' જાણવાની છે, અહીં ઇંદ્રિયોને પ્રાણ પણ કહેવામાં આવેલી છે. અહીં 'ऋषीणाम्', 'इन्द्रियाणाम्' નું વિશેષણ છે 'अथर्वाङ्गिरसाम्' એનો અર્થ છે—જે સંઘાતને પુષ્ટ કરે તે થયો 'અથર્વા', આગળ 'अङ्गिनः—शरीरस्य रसाः सारभूताः' જે શરીરનો સાર રસ છે. તે બધાનો અર્થ એ થયો કે—પુષ્ટ કરનારો શરીરનો રસ છે એવી જે ઇંદ્રિયો, તેમની ચેષ્ટાઓનું જે સત્ય હોય—શરીર હોય-તે પણ તું જ છે.

'સ્વાહા' શબ્દનું ઉચ્ચારણ કરીને દેવતાઓને બલિ આપવામાં આવે છે; 'સ્વધા' શબ્દ પિતૃઓને સારુ આપવામાં આવતા ભાગને સમયે બોલવામાં આવે છે; 'વષટ્' શબ્દનો પ્રયોગ ઋષિયોને સારૂ કરવામાં આવે છે. ૮.

વળી—

इन्द्रस्त्वं प्राण तेजसा रुद्रोऽसि परिरक्षिता । त्वमन्तरिक्षे चरसि सूर्यस्त्वं ज्योतिषां पतिः ॥९॥

ભાવાર્થ—હે પ્રાણ ! તું ઇંદ્ર છે, તેજને કારણે તું જ રૂદ્ર છે, તુંજ પાલન કર્તા છે, તુંજ જ્યોતિર્ગણનો અધિપતિ સૂર્ય છે તથા અંતરિક્ષમાં સંચાર કરે છે. ૯.

વિ૦ વિ૦ ભાષ્ય—હે પ્રાણદેવ ! સર્વને નિયંત્રણમાં રાખનાર દૈવી શક્તિને જે તે કાર્યમાં નિયુક્ત કરનાર તું ઇંદ્ર છે, તુંજ સંહારક તેજથી જગતનો પ્રલય કરતા રૂદ્ર છે. સ્થિતિકાલમાં વિશ્વનોપાલન કરતા વિષ્ણુ પણ તુંજ છે. તું જ સંપૂર્ણ જ્યોતિ મંડળનો અધિપતિ સૂર્ય છે, કારણકે અનંત અંતરિક્ષમાં વિચરણ કરવાનું તારામાં અસીમ સામર્થ્ય છે. ૯.

વિશેષ—કોઈ પંડિત એવો પણ અર્થ કરે છે કે ઉત્પત્તિ, સ્થિતિ તથા લયમાં પણ પ્રાણજ સર્વનો રક્ષક છે, તેથીજ તેને ઇંદ્ર, રૂદ્ર તથા વિષ્ણુ કહેવામાં આવેલો છે. ઉત્પત્તિ સ્થિતિમા તો પ્રાણ રક્ષક છેજ પરંતુ મરણમાં પણ તે રક્ષક છે, કારણ કે જેમની પ્રાણશક્તિ, પ્રાણાયામ સામર્થ્યે પ્રાણ ધારણ કરવાની યોગ્યતાથી, વધી ગએલી હોય છે; તે પોતાના મરણકાલને પણ રોકી શકે છે. તેથી અમુક સમય માટે મરણથી રક્ષણ કહેવાય જેમ કે-ભીષ્મપિતામહ આદિ અનેક

સંતો થઈ ગયા છે અને થાય છે, પ્રાણુ તેજસ્વી પુરુષોનો રક્ષક છે, કારણુ કે તે તેમના હૃદયાકાશમાં વિચરે છે, અર્થાત્ તેમના હૃદયમાં બળ આપે છે. ૯.

यदा त्वमभिवर्षस्यथेमाः प्राणते प्रजाः । आनन्दरूपास्तिष्ठन्ति कामायान्नं भविष्यतीति ॥ १० ॥

ભાવાર્થ—હે પ્રાણુ! જ્યારે તું મેઘરૂપ થઈને વરસે છે ત્યારે તારી આ સર્વ પ્રજા એમ સમજીને આનંદમાં સ્થિત થાય છે કે 'હવે યથેચ્છ અન્ન થશે'—'ખૂબ ખાદ્ય સામગ્રી પેદા થશે. ૧૦.

વિ૦ વિ૦ ભાષ્ય—હે પ્રાણુદેવ! જે સમયે તું વાદળ બનીને પાણી વરસાવે છે, તે સમયે આ સંપૂર્ણ પ્રજા અન્ન પ્રાપ્ત કરીને પ્રાણુન, એટલે કે પ્રાણુક્રિયા કરે છે અર્થાત્ જીવન ધારણુ કરે છે. તેને એવો નિશ્ચય થાય છે કે 'હવે શું કમી છે?' ખાવા પીવાની ખૂબ મજા પડશે. ૧૦.

વિશેષ—તાત્પર્ય એ છે કે અનુકૂળ વાયુની પ્રેરણાથી સમય થતાં આકાશમાં વાદળ ફેલાઈ જાય છે, પછી તાપથી તે વરસે છે, તેથી ઔષધિયો ઉત્પન્ન થાય છે. જેમનું ભક્ષણ કરીને મનુષ્ય, પશુ, કીટ પતંગાદિ પ્રાણીમાત્રને જીવન ધારણુ કરવાનો આનંદ પ્રાપ્ત થાય છે. ૧૦.

એ સર્વાત્મક—સર્વરૂપ પણુ છે, તોપણુ તેનામા કોઈ અશુદ્ધિનો સંપર્ક નથી, એ કહે છે, યથા—

व्रात्यस्त्वं प्राणैकर्षिरत्ता विश्वस्य सत्पतिः । वयमाद्यस्य दातारः पिता त्वं मातरिश्व नः ॥ ११ ॥

ભાવાર્થ—હે પ્રાણુ! તું વ્રાત્ય (સંસ્કાર રહિત) છે, એકર્ષિ નામક અગ્નિ તું છે ભોક્તા, વિશ્વનો સત્પતિ તું છે. હમે તને ખાદ્ય (ખાવા પીવાના પદાર્થ) આપનારા કહીએ, હે વાયો! તું હમારો પિતા છે. ૧૧.

વિ૦ વિ૦ ભાષ્ય—હે પ્રાણુદેવ! તું વ્રાત્ય એટલે કે સંસ્કાર વિનાનો છે, કારણુ કે તું સર્વ પહેલો ઉત્પન્ન થએલો છે. તે સમયે કોઈ સંસ્કારવિધિ બનેલી નહોતી, તેમ સંસ્કાર કરાવનાર કોઈ આચાર્ય પણુ નહોતા. અર્થાત્ તું સ્વભાવથી શુદ્ધ છે. ઋષિયોમા પ્રસિદ્ધ 'એકર્ષિ' નામક અગ્નિ થઈને સંપૂર્ણ હવિયોનો ભોક્તા તથા સંસારનો સર્વોત્તમ પતિ તું છે. હમે તને ખાવા યોગ્ય હવિષાન્નને આપનારા છીએ હે માતરિશ્વન્! તું હમારો પિતા છે (પાઠાંતરમાં) તું વાયુનો પિતા છે. ૧૧.

[વિશેષ—'એકર્ષિ' નામનો અગ્નિ અથર્વવેદમાં પ્રસિદ્ધ છે. સંસારની બધી વસ્તુઓનો સંસ્કાર કરવામાં આવે છે પણ જે સર્વને દુરસ્ત કરે તેને કોણ સુધારી શકે ? તો પછી જે અનાદિ હોય તેને સંસ્કૃત કરવાનું તો કયાંથીજ હોય ? કારણ કે તેના પહેલા તો કોઈ હોયજ નહીં. ૧૧.

સ્તુતિ કરીને હવે કાર્ય કહે છે, યથા—

**या ते तनूर्वाचि प्रतिष्ठिता या श्रोत्रे या च चक्षुषि । या च मनसि संतता शिवां तां कुरु मोत्क्रमीः ॥ १२ ॥**

ભાવાર્થ—તારૂં જે સ્વરૂપ વાણીમાં સ્થિત છે તથા જે કાન, આંખ તથા મનમાં વ્યાપ્ત છે, તું તેને શાંતિ આપ, તું ઉત્ક્રમણ કરીશ નહીં. ૧૨.

[વિ૦ વિ૦ ભાષ્ય—હે પ્રાણદેવ ! બોલવાની ચેષ્ટા કરતી જે તમારી મૂર્તિ, વાણીમાં સ્થિત છે, જે શ્રોત્ર ઇંદ્રિયમાં તથા જે મનમાં વ્યાપ્ત રહેલી છે, તેને શાંતભાવથી સ્થિત-સ્થિર કરો, કૃપા કરીને તે મૂર્તિને બહાર નિકળવા દેશો નહીં, તેનાથી હમારા સર્વનું કલ્યાણ થશે. હમો સર્વ આપના સેવક છીએ. ૧૩.

વિશેષ—જે આવ્યું તે જરૂર જવાનું, જે જન્મ્યું છે તે પોતાના ગજવામાં મૃત્યુને પણ સાથે લાવેલું છે, એ ખરૂ છે, તો પણ મનુષ્યે સદા શુભ સંકલ્પ કરવો જોઇએ. તેનેજ સારૂ પ્રકૃત મંત્રમાં કહેલું છે કે 'હે પ્રાણ, તું હમારા શરીરમાંથી નિકળીશ નહીં' અન્યથા હમે કયાંના કયાં રહી જઈશું. તું અપાનમૂર્તિથી હમારી વાણીમાં વિરાજમાન છે, વ્યાનરૂપી તારી મૂર્તિ કર્ણેન્દ્રિયમાં સ્થિત રહીને સાંભળવાનું કામ કરી રહેલી છે, મુખ તથા નાસિકાથી આવ જા કરીને પ્રાણમૂર્તિ પોતાના વ્યાપારમાં લાગેલી છે. તેજ પ્રમાણે હમારાં પ્રત્યેક અંગ પ્રત્યંગમાં તારી મૂર્તિ પોતાની કાર્યવાહીમાં રત છે. જો તું ચાલ્યો જઈશ તો કુશળ પ્રબંધને છોડી દેતાં કારખાનાની પેઠે હમારા શરીરરૂપ સંચાનું ખણુજ કામકાજ બંધ પડી જશે. તેથી હમારી ઈચ્છા પ્રમાણે હમારી સેવાના બદલામાં તું હમને છોડી જઈશ નહીં ૧૨.

હમે પહેલાના જેવા સ્વતંત્ર બુદ્ધિના નથી, એ કહે છે, યથા—

**प्राणस्येदं वशे सर्वं त्रिदिवे यत्प्रतिष्ठितम् । मातेव पुत्रान्रक्षस्व श्रीश्च प्रज्ञां च विधेहि न इति ॥१३॥**

ભાવાર્થ—અહીં સર્વકાંઈ તથા સ્વર્ગમાં જે કાંઈ વર્તમાન છે, તે પ્રાણને

જ આધીન છે. જેમ માતા પુત્રની રક્ષા કરે છે, તે પ્રમાણે તું હમારૂં રક્ષણ કર તથા હમને શ્રી તથા બુદ્ધિ આપ. ૧૩.

વિ૦ વિ૦ ભાષ્ય—આ લોકમાં જે કાંઈ ભોગોપયોગી સામગ્રી છે તથા સ્વર્ગમાં દેવતાઓને સારૂ જે ભોગ્ય પદાર્થો છે તે સર્વ પ્રાણુનેજ આધીન છે, હે પ્રાણ! જેમ માતા પુત્રોની રક્ષા કરે છે, તેમજ તું હમારી રક્ષા કર. હમને ઐશ્વર્ય પ્રદાન કર, કારણકે સંસાર વ્યવહારમાં હમને તેની જરૂર પડે છે, તેની સાથે હમને બુદ્ધિ પણ એટલા માટે આપ કે હમે તારા આપેલા ઐશ્વર્યનો સદ્-ઉપયોગ કરી શકીએ, તથા આપના મહિમાને જાણી શકીએ, તેમજ હમારા કર્તવ્યાકર્તવ્યને પણ સમજી શકીએ. ૧૪.

વિશેષ—પ્રાણ સર્વ કાંઈ આપી શકે છે. પ્રાણુની કૃપા હોય એટલે કે પ્રાણ રહે તો જ, બ્રાહ્મણ વેદરૂપ ઐશ્વર્યને પ્રાપ્ત કરી શકે છે, ક્ષત્રિયોને શૌર્ય, વૈશ્યોને નિધિ તથા શૂદ્રોને સેવાધર્મનું ઐશ્વર્ય મળી શકે છે. તેજ પ્રમાણે સંન્યાસી પ્રશમન રૂપ ઐશ્વર્ય, ગૃહસ્થ ગૃહસ્થપાલન, વાનપ્રસ્થા યમ નિયમ તથા બ્રહ્મચારિયો ગુરૂ શુશ્રુષારૂપ ઐશ્વર્ય—સંપત્તિ મેળવવામાં સફળતા પ્રાપ્ત કરી શકે છે. પ્રાણ નથી તો કાંઈ નથી. એ પ્રમાણે પ્રાણુની સ્તુતિ કરીને મન આદિ ઇંદ્રિયો ચુપ થઈ ગઈ.

આ કથનથી એ સિદ્ધ થયું કે પ્રાણુજ સર્વ શ્રેષ્ઠ છે. શિબિના પુત્ર સત્યકામને, પોતાના પ્રશ્ન અગર પ્રશ્નોનો સમુચિત ઉત્તર સાંભળીને ઘણો સંતોષ થયો. તથા તે આચાર્યને પ્રણામ કરીને એક બાજુએ બેસી ગયો. ૧૩.

બીજો પ્રશ્ન સમાપ્ત.



## પ્રશ્ન ત્રીજો.

સર્વાત્મક હોવાથી ભોક્તા, પ્રજાપતિ પ્રાણુની શ્રેષ્ટતાનો નિશ્ચય થયા પછી અન્ય ઉપાસના વિધાન કરવાને સારૂ, એ પ્રાણુની ઉત્પત્તિ તથા સ્થિતિ આદિના નિર્ણયને અર્થે ત્રીજા પ્રશ્નનો આરંભ કરવામાં આવે છે, યથા—

**अथ हैनं कौसल्यश्चाश्वलायनः पप्रच्छ । भगवन्कुत एष प्राणो जायते कथमायात्यस्मिञ्छरीर आत्मानं वा प्रविभज्य कथं प्रातिष्ठते केनोत्क्रमते कथं बाह्यमभिधत्ते कथमध्यात्ममिति ॥ १ ॥**

ભાવાર્થ—તે પછી કોસલ દેશના રહેવાસી આશ્વલાયન નામના ઋષિએ પ્રાણની ઉત્પત્તિ, સ્થિતિના નિર્ણય ને સારૂ નીચે પ્રમાણેના ૬ પ્રશ્ન કર્યા. હે ભગવન્, ૧—એ પ્રાણ ક્યાંથી ઉત્પન્ન થાય છે ? ૨—આ શરીરમાં કયે પ્રકારે આવે છે ? ૩—તે પોતાના વિભાગ કરીને કેવે પ્રકારે સ્થિત રહે છે ? ૪—પછી કઈ વૃત્તિથી શરીરમાંથી બહાર નિકળે છે ? ૫—કયે પ્રકારે બહારના અધિભૂત, અધિદૈવ પદાર્થોને ધારણ કરે છે ? ૬—તથા અધ્યાત્મ વસ્તુઓને પણ તે કેવી રીતે ધારણ કરે છે ? ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—જ્યારે પિપ્પલાદ ઋષિએ બીજા પ્રશ્નનો ઉત્તર આપી દીધો, ત્યાર પછી આશ્વલાયને પૂછ્યુ કે—હે આચાર્ય !

ક—પ્રાણની ઉત્પત્તિનું કયુ ઉપાદાન અગર નિમિત્ત કારણ છે ?

ખ—આ સ્થૂળ શરીરમાં તેના આવવાની રીતિ શી છે ?

ગ—પ્રાણ, અપાન, ઉદાન, વ્યાન, સમાન એ ભેદોથી આ દેહને કેવી રીતે ધારણ કરે છે ?

ઘ—મરતી વખતે તે કયા દરવાજાથી બહાર નિકળે છે ?

ઙ—પંચ મહાભૂતોને તે કેવી રીતે આશ્રય આપે છે ?

ચ—તથા દેહ ઇન્દ્રિયાદિને કેવી રીતે સહાયતા કરે છે ?

વિશેષ—આ બીજા પ્રશ્નમાં પ્રાણનું મહત્વ મુખ્ય લોકતૃત્વ તથા અનેકરૂપતા કહેલી છે. હવે આ ત્રીજા પ્રશ્નમાં પ્રાણના શરીરમાં સ્થિત રહેવાનો વિષય કહેવામાં આવે છે. ૧.

કૌસલ્યના આ પ્રમાણે પૂછવાથી—

**तस्मै स होवाचातिप्रश्नान्पृच्छसि ब्रह्मिष्ठोऽसीति तस्मात्तेऽहं ब्रवीमि ॥ २ ॥**

ભાવાર્થ—આચાર્ય પિપ્પલાદે તેને કહ્યું—'તું ઘણો કઠણ પ્રશ્ન પૂછે છે, તું મોટો બ્રહ્મવેત્તા છે, તેથી હું તારા પ્રશ્નનો ઉત્તર આપુ છું. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—પિપ્પલાદ મુનિએ પરમ પ્રસન્ન થઇને તેને કહ્યું—પ્રથમ તો પ્રાણને જાણવાનુંજ ઘણું કઠણ છે, તોપણ તું પરમ દુર્વિજ્ઞેય પ્રાણનો જન્મ આદિ પૂછે છે. એજ રીતે તે પ્રાણના વિષયમા બીજું પણ પૂછ્યુ છે. એ તારા પ્રશ્ન ઘણા કઠણ છે. તેમના ઉત્તરને સારૂ મારે ઘણે ભાગે ઘણા ઘણા

સુક્ષ્મ વિચાર તથા વિધિયોનું અનુશીલન કરવું પડે. તો ગમે તેમ થાય પણ તું બ્રહ્મવેત્તા છે, તેથી હું તને કહું છું તે સાવધાન થઇને સાંભળ. ૨.

વિશેષ—વિદ્વાન લોક, પ્રશ્ન કરનારના શબ્દોની ભાષા ઉપરથીજ, તેની બુદ્ધિની પરીક્ષા કરી લે છે. પ્રકૃતમાં કૌસલ્ય ઋષિએ જે પૂછ્યું છે, તેથી તેના જ્ઞાનનું માપ આવી ગયું, પ્રશ્નકર્તા કેટલા પાણીમાં છે, તેની ઊંડાઇનું માપ કહાડી, આચાર્ય ઉદ્દાલકે ઉત્તર આપવાનો સહર્ષ સ્વીકાર કર્યો. ૨.

પહેલા પ્રશ્નનો ઉત્તર આપે છે કે—

**आत्मन एष प्राणो जायते । यथैषा पुरुषे छायत- स्मिन्नेतदाततं मनोकृतेनायात्यस्मिञ्छरीरे ॥ ३ ॥**

ભાવાર્થ—આ પ્રાણ આત્માથી ઉત્પન્ન થાય છે, જેમ મનુષ્યથી છાયા ઉત્પન્ન થાય છે, તેમજ આ આત્માથી પ્રાણ ઉત્પન્ન થાય છે, એટલે કે તેમાં વ્યાસ રહે છે, તથા મનના કરેલા સંકલ્પથી આ શરીરમા આવે છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—આ પ્રાણની ઉત્પત્તિ પરમાત્માથીજ છે, શરીરમાં છાયાના સમાન, એ મનના કાર્યથી અર્થાત્ મનના સંકલ્પ તથા ઇચ્છા આદિથી જે કર્મ થાય છે, તેમનાથી આ શરીરમાં આવે છે. શરીરથી ઉત્પન્ન થએલી છાયાની પેઠે એ પ્રાણ સત્ય અક્ષર પરમ પુરૂષથી ઉત્પન્ન થાય છે. છાયા પણ એક મિથ્યાજ છે, તેજ પ્રમાણે છાયા સ્થાનીય પણ મિથ્યાતત્ત્વ છે, જે પરમ પુરૂષમાં વ્યાસ છે, સમર્પિત છે. ૩.

વિશેષ—આ એક મંત્રમાં આ પ્રાણ આત્માથી ઉત્પન્ન થાય છે, એ પ્રથમ પ્રશ્નનો ઉત્તર થયો. મનના સંકલ્પે કરીને ઉત્પન્ન થએલાં જે શુભાશુભ કર્મ છે તેમનાથી તે આ સ્થૂળ શરીરમાં આવે છે. એ બીજા પ્રશ્નનો ઉત્તર થયો ૩.

પોતાના વિભાગોના રૂપમાં પ્રાણ કેવી રીતે રહે છે ? તેના દ્રષ્ટાંતની સાથે ત્રીજા પ્રશ્નનો ઉત્તર આપે છે. યથા—

**यथासम्राडेवाधिकृतान्विनियुङ्क्ते एतान्ग्रामानेतान्ग्रा- मानधितिष्ठस्वेत्येवमेवैष प्राण इतरान्प्राणान्पृथक्पृथगेव संनिधत्ते ॥ ४ ॥**

ભાવાર્થ—જેમ કોઈ ચક્રવર્તી રાજા 'તમે આ ત્રણ ગામોનું શાસન કરો' એ પ્રમાણે કર્મચારિયોને અધિકાર આપીને નિયુક્ત કરે છે, તેમજ આ પ્રાણ પણ ચક્ષુ ઇંદ્રિયાદિ રૂપ અન્ય પ્રાણોને ભિન્ન ભિન્ન સ્થાનોમાં યોજે છે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—કુરૂદેશનાં આટલાં ગામોના અધ્યક્ષ તમને બનાવ્યાં. તથા પંચાલ દેશના આટલા ગામોના અધિષ્ઠાતા તમને બનાવ્યા. આવા પ્રકારના અધિકાર જેમ સાર્વભૌમ રાજા પોતાના અધિકારિયોને આપે છે, તેજ પ્રમાણે પ્રમુખ પ્રાણે, ચક્ષુ આદિ ઇંદ્રિયોને તથા અપાનાદિ પોતાના ભેદોને ભિન્ન ભિન્ન સ્થાનોમાં નિયુક્ત કરી રાખેલા છે. ૪.

વિશેષ—સમુદાયમાં મુખ્ય તથા બળવાન, રાજા કહેવાય છે. આ શરીરમાં પ્રધાન હોવાને કારણે પ્રાણ ઇંદ્રિયોનો રાજા છે. તેણે ઇંદ્રિયોને જેના તેના કર્મ તથા સ્થાનમાં, પોતાની શક્તિ પ્રમાણે નિયત કરી રાખેલી છે. ભાવ એ છે કે પ્રાણજ નેત્ર આદિભેદથી આ શરીરને ચાલુ રાખે છે.

વિભાગ તથા પ્રેરકતાને કહે છે—

**पायूपस्थेऽपानं चक्षुःश्रोत्रे मुखनासिकाभ्यां प्राणः स्वयं प्रातिष्ठते मध्ये तु समानः । एष ह्येतद्धुतमन्नं समं नयति तस्मादेताः सप्तार्चिषो भवन्ति ॥ ५ ॥**

ભાવાર્થ—એ પ્રાણ પાયુ તથા ઉપસ્થમાં અપાનને નિયુક્ત કરે છે, મુખ તથા નાસિકાથી નિકળતો એ પ્રાણ, આંખ તથા કાનમાં, તેજ પ્રમાણે મધ્યમાં સમાન રહે છે, ખાધેલા અન્નને સમભાવથી શરીરમાં સર્વત્ર પહોંચાડવાનું સમાન વાયુનું કામ કરે છે, એ પ્રાણાગ્નિથીજ એ સાત જ્વાળાઓ ઉત્પન્ન થાય છે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—એ પ્રાણ મળદ્વાર તથા મુત્રદ્વાર જનનેન્દ્રિયમાં એટલા માટે અપાન વાયુને સ્થાપિત કરે છે કે જેનાથી તે બહાર ધકેલી શકે. સમ્રાટ પ્રાણ શુદ્ધ મુખ તથા નાસિકાના દ્વારથી નિકળીને નેત્ર તથા કાનમાં નિવાસ કરે છે, ખાધેલા અન્નના રસને શરીર દેશમાં સર્વ જગોએ પહોંચાડવાને સારૂ મધ્યમાં સમાન વાયુને નિયુક્ત કરેલો છે. એટલે તે સમાન વાયુથી જે અન્નરસ જ્યાં ત્યાં જાય છે તેનાથી જ્વાળાઓ નિકળે છે. ૫.

વિશેષ—આ મંત્રમાં 'सप्तार्चिषः' પદનો ભાવ એ છે કે જઠરાગ્નિમાં જે અન્ન હવન કરવામાં આવે છે તેજ જાણે ઇન્ધન છે તેનાથી જઠરાનલમાં જે ઉત્તાપ થાય છે તેનાથી સાત જ્વાલા નિકળે છે. ૨ નેત્ર, ૨ કાન, ૨ નાસિકા, ૧ મુખ એ સાત જ્વાલા છે, અર્થાત્ એ સાતેમાં પ્રાણ, દર્શન શ્રવણ આદિ વિષયોનો પ્રકાશક થાય છે. ]૫.

વ્યાન નાડીના સ્થાનમાં રહેવાને સારૂ નાડિયોનું ઉત્પત્તિસ્થાન હૃદય છે, તે કહે છે—

हृदि ह्येष आत्मा । अत्रैतदेकशतं नाडीनां तासां शतं शतमेकैकस्यां द्वासप्ततिर्द्वासप्ततिः प्रतिशाखानाडीसहस्राणि भवन्त्यासु व्यानश्चरति ॥ ६ ॥

ભાવાર્થ—હૃદયમાંજ એ આત્મા છે, આ હૃદયમાં ૧૦૧ પ્રધાન નાડિયો છે, એ નાડિયોમાં પ્રત્યેકમાં એક એક સો શાખા નાડિયો છે. અને વળી તેમનામાં પણ એક એક શાખા નાડીમાં બોતેર બોતેર હજાર પ્રતિ શાખાનાડિયો છે. એ સૂર્યમાં વ્યાન પ્રાણ વિચરે છે. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—આ શરીરમાં અસ્થિ, માંસ, ત્વચા આદિને નાડિયોરૂપ બંધથી લાકડાંના ભારા પેઠે બાંધી રાખે છે. જેમ સૂર્યથી નિકળતાં કિરણો આમ તેમ ફેલાય છે, તે પ્રમાણે હૃદયમાંથી નિકળી આમ તેમ પથરાએલી નાડિયોનું નિયંત્રણ વ્યાન કરે છે. અન્યથા આ શરીરના સંધિસ્થાન, સ્કંધદેશ તથા મર્મસ્થળ આદિ ભાગો તરતજ છુટા પડી જાય.

વિશેષ—'નાડિયો આટલીજ છે' એનો નિયમ નથી, તેમની સંખ્યાના વિષયમા એ પ્રસિદ્ધ છે કે મૂળ શાખા તથા પ્રતિ શાખા રૂપ સર્વ નાડિયો મળીને ૭૨ કરોડ ૭૨ લાખ ૧૦ હજાર બસો એક થાય છે. ( ૭૨૭૨૧૦૨૦૧ ). ૬.

ઉદાનનું સ્થાન કહેતાં કયા કારણથી ઉત્ક્રમણ કરે છે?" એવા ચોથા પ્રશ્નનો ઉત્તર આપે છે—

अथैकयोर्ध्व उदानः पुण्येन पुण्यं लोकं नयति पापेन पापमुभाभ्यामेव मनुष्यलोकम् ॥ ७ ॥

ભાવાર્થ—તથા એક નાડિ દ્વારા ઉપરની બાજુએ જનારો ઉદાન વાયુ જીવને પુન્ય જનક શાસ્ત્રોક્ત કર્મ દ્વારા પુન્યલોકમા લઈ જાય છે તથા પાપ કર્મથી પાપમય લોકમા પહોચાડે છે. તથા પુન્ય, પાપ બંને પ્રકારનાં કર્મો તેને મનુષ્ય લોકની પ્રાપ્તિ કરાવે છે. ૭

વિ૦ વિ૦ ભાષ્ય—ઉપર નાડિયોની જે સંખ્યા બતાવેલી છે તેમાંથી એક સુષુમ્ના નામની નાડિ ઉપરની બાજુએ ગએલી છે, તેના દ્વારા ઉદાન વાયું ઉપર જઈને, જીવને પુન્ય જનક કર્મ દ્વારા દેવયોનિ આદિ પુન્ય લોકને, પાપપૂર્ણ કર્મથી પશુ આદિની યોનિરૂપ પરલોકને, તથા મિશ્રિત કર્મથી મનુષ્યયોનિને પ્રાપ્ત કરાવે છે. ૭.

વિશેષ—૧ ક્યા દ્વારથી ? ૨—કઈ વૃત્તિથી ? તથા ૩—ક્યા નિમિત્તથી ? પ્રાણ નિકળે છે, એ ત્રણ પ્રશ્ન છે. સુષુમ્ના નાડીદ્વારથી તથા ઉદાનવૃત્તિથી નિકળે છે, એ પ્રમાણે પ્રથમ બે અંશોનો ઉત્તર આપીને હવે પ્રકૃત મંત્રમાં ત્રીજા અંશનો ઉત્તર આપવામાં આવ્યો છે. ૭.

"કેવી રીતે બાહ્ય શરીરને ધારણ કરે છે ?" તથા "કેવી રીતે અભ્યંતર દેહને ધારણ કરે છે ?" તેનો બે કંડિકાઓથી એ બંને પ્રશ્નોનો ઉત્તર આપે છે યથા—

**आदित्यो ह वै बाह्यः प्राण उदयत्येष ह्येनं चाक्षुषं प्राणमनुगृह्णानः । पृथिव्यां या देवता सैषा पुरुषस्यापानमवष्टभ्यान्तरा यदाकाशः स समानो वायुर्व्यानः ॥ ८ ॥**

ભાવાર્થ—નિશ્ચય છે કે આદિત્યજ બાહ્ય પ્રાણ છે, તે આ ચક્ષુમાં સ્થિત પ્રાણ ઉપર અનુગ્રહ કરીને ઉદિત થાય છે. પૃથ્વીમાં જે દેવતા છે તે મનુષ્યના અપાન વાયુનું આકર્ષણ કરે છે. એ બંનેની વચમાં જે આકાશ છે તે સમાન છે, બીજા વાયુ વ્યાન છે. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—જે ચક્ષુમાં સ્થિત પ્રાણને સહાયતા કરે છે, અર્થાત્ રૂપ ગ્રહણ કરવાને સારૂ નેત્રમાં જ્યોતિ આપી ઉદિત થાય છે તે આદિત્યજ બહારનો પ્રાણ છે. 'હું પૃથિવી છું' એ અહમિતિનું અભિમાન કરનાર જે દેવતા છે તે મનુષ્યના અપાનને વશમાં રાખે છે, અર્થાત્ તેને ( અપાનને ) નીચેની તરફ ખેંચવામાં સહાય કરે છે. સ્વર્ગ અને પૃથ્વીની વચમાં જે આકાશ છે તેમાં રહેનારો વાયુ આકાશ શબ્દથી ઓળખવામાં આવે છે. એ વાયુના ઉપર અનુગ્રહ કરે છે, તથા બહારનો જે સામાન્ય વાયુ છે તે વ્યાન વાયુને સહાયતા આપે છે. ૮.

વિશેષ—પ્રકૃત વ્યાખ્યાનમાં પૃથ્વી અને સ્વર્ગની વચેના આકાશમાં જે વાયુ છે તેને 'मञ्चाः क्रोशन्ति' ખેતરમાં બાંધેલો માંચડો બોલી રહ્યો છે એવું

કથન બાધિત હોવાથી 'મંચ ઊપર બેઠેલા આદમી બોલી રહ્યા છે' એ ન્યાયે આકાશ કહેવામા આવેલુ છે.

કહે છે કે—પૃથ્વીનો અભિમાની દેવતા, પુરુષની અપાનવૃત્તિનું આક ર્ષણ પોતાને આધીન કરીને સ્થિત રહે છે. અર્થાત્ અપાનવાયુને નીચેની બાજુએ ખેચે છે. એ ખેચાવ શરીરને ઘણોજ અનુગ્રહ કરે છે. ખરેખર એ પૃથ્વીના અભિમાની દેવતા અગ્નિની ઘણીજ કૃપા છે નહીં તો આ શરીર પોતાના ભારથી પડી જતું અગર અવકાશ મળતા આકાશમા ઉડી જાત એજ પ્રમાણે આદિત્યરૂપ પ્રાણ પણ નેત્રો ઊપર ઘણો અનુગ્રહ રાખે છે, અન્યથા આંખો ઘટ-પટાદિ કાંઈ પણ દેખીજ ન શકે. ૮.

**तेजो ह वा उदानस्तस्मादुपशान्ततेजाः । पुनर्भवमिन्द्रियैर्मनसि संपद्यमानैः ॥ ९ ॥**

ભાવાર્થ—પ્રસિદ્ધ તેજજ ઉદાન છે, તેથી જેનું તેજ શાંત થઈ જાય છે તે મનમા, લીન થએલી ઇંદ્રિયો સહિત પુનર્જન્મને પ્રાપ્ત થાય છે. ૯.

વિ૦ વિ૦ ભાષ્ય—એ વાત જાણીતી છે કે આદિત્યરૂપ તેજથીજ ઉદાનને અર્થાત્ તેજ પોતાના પ્રકાશથી ઉદાન વાયુને અનુગ્રહિત કરે છે. આક્રમણ કરનારો ઉદાન વાયુ છે તે તેજ સ્વરૂપ છે. તેથી જ્યારે મનુષ્યની ગરમી ઠંડી પડી જાય છે ત્યારે તે મનમા પ્રવિષ્ટ થઇને વાગાદિ ઇંદ્રિયોસહિત પુનર્જન્મના હેતુભૂત મૃત્યુને દેહાંતરને પ્રાપ્ત થાય છે. ૯.

વિશેષ—મુખ્યસહાયક સર્વાંતર્યામી તેજની સહાયતાથીજ ઉદાન નામનો પ્રાણ, સર્વ જીવોને જીવિત રાખવામા સમર્થ થાય છે. તેથી રોગ વૃદ્ધાવસ્થા આદિ કારણોથી જ્યારે શરીરનુ સ્વાભાવિક તેજ નષ્ટ થઈ જાય છે, જ્યારે દેહની ગરમી નિકળી જાય છે, ત્યારે સહાયક વગર ટકી રહેવામા સર્વથા અસમર્થ 'ઉદાન' ઇંદ્રિયોને મનમા રાખીને પથિકની પેઠે મનરૂપ ગાસડીમ. બાંધીને સાથે લઈ નિકળી જાય છે. ૯.

ઉત્ક્રમણ ક્રમ દેખાડીને શરીરાંતે પ્રાપ્તિને સ્પષ્ટ કરવાને સારૂ કહે છે કે—

**यच्चित्तस्तेनैष प्राणमायाति प्राणस्तेजसा युक्तः सहात्मना यथासंकल्पितं लोकं नयति ॥ १० ॥**

ભાવાર્થ—જેનું જેવું ચિત્ત હોય છે તેના સહિત તે જીવ પ્રાણને પ્રાપ્ત થાય છે. તથા પ્રાણ તેજથી યુક્ત હોઇને જીવાત્માને તેના સંકલ્પ અનુસાર યોનીને પ્રાપ્ત થાય છે. ૧૦.

વિ૦ વિ૦ ભાષ્ય—મરતી વખતે કર્માનુસાર આ જીવનું ચિત્ત જે દેવતા, મનુષ્ય, પશુ આદિ યોનિયો તરફ હોય છે, તેવાજ ચિત્તની સાથે તે પ્રાણને પ્રાપ્ત થાય છે, અર્થાત્ ઇંદ્રિયોની વૃત્તિ ક્ષીણ થઇને કેવળ મુખ્ય પ્રાણ વૃત્તિની સાથેજ સ્થિત રહે છે. તે પ્રાણ, તેજ અર્થાત્ ઉદાનવૃત્તિથી યુક્ત થઇને શરીરના સ્વામી જીવાત્માની સાથે તાદાત્મ્યને પામે છે, તથા પુન્ય પાપરૂપ કર્મને વશીભૂત થએલા મનમાં જેવી વાસના ભરેલી હોય છે, તેને અનુસરીને લોકાંતર દેહાંતર તથા દર્શાતરમાં અગર અનેક યોનિયોમાં પહોચાડી દે છે, યથાસંકલ્પિત યોનિયોમાં પહોચાડી દે છે. ૧૦.

વિશેષ—મરણકાળે આ જીવનું જે શુભ અગર અશુભ શરીરોમાં ચિત્ત હોય છે, તે પ્રાણવૃત્તિસહિત હોઇને પહેલા શરીરનો ત્યાગ કરી ઉદાનવૃત્તિથી તેમને (શરીરોને) પ્રાપ્ત થાય છે. ભાવ એ છે કે સૂર્ય, અગ્નિ, આકાશ, સામાન્ય વાયુ તથા તેજરૂપ થએલો મુખ્ય પ્રાણ, સૂર્ય, અગ્નિ આદિ બાહ્ય અધિદૈવને ધારણ કરે છે. અર્થાત સૂર્ય આદિરૂપથી સ્થિત થવું એજ એ સૂર્ય આદિને ધારણ કરવું છે. તથા 'સૂર્ય ભગવાન ઉદિત થઇને ચક્ષુ આદિ ઇંદ્રિયો ઊપર અનુગ્રહ કરે છે' ઇત્યાદિ કથનથી, આદિરૂપ બાહ્ય અધિભૂતને મુખ્ય પ્રાણ સૂર્ય આદિરૂપથી ધારણ કરે છે, એ સૂચન કરાવીને તથા અન્ય શ્રુતિમાં એવું કહેલું છે કે 'એ પ્રાણજ ચક્ષુ, વાક્, મન, શ્રોત્રાદિરૂપથી સ્થિત થાય છે, એ કથનથી ચક્ષુ આદિ અધ્યાત્મનું ધારણ કર્યું. ૧૦.

મરતી વખતે જીવાત્માનો સર્વથી પહેલાં ઇંદ્રિયો સાથેનો સંબંધ તૂટી જાય છે, કેવળ પ્રાણને આશ્રયે જીવાત્મા રહે છે, ત્યારે મનુષ્ય કાંઇપણ શબ્દ સાંભળી શક્તો નથી. કેવળ શ્વાસ માત્ર ચાલવાથી સંબંધી જાણે છે કે 'હજી એ જીવતો છે' પછી ઉદાનથી યુક્ત પ્રાણ લિંગ શરીર સહિત જીવાત્માને શરીરમાંથી બહાર કરી કર્માનુસાર યોનિયોમાં લઈ જઇને સારા ખોટા ભોગોને પ્રાપ્ત કરાવે છે.

આ પ્રમાણે પ્રાણના સ્વરૂપને કહીને તેની ઉપાસના વિધિ કહે છે, યથા—

**य एवं विद्वान्प्राणं वेद न हास्य प्रजा हीयतेऽमृतो भवति तदेष श्लोकः ॥ ११ ॥**

ભાવાર્થ—જે વિદ્વાન પ્રાણને આ પ્રકારે જાણે છે, તેની પ્રજા નષ્ટ થતી નથી, તે અમર થઈ જાય છે. એ વિષયમાં આ શ્લોક છે. ૧૧.

વિ૦ વિ૦ ભાષ્ય—જે જ્ઞાની પુરૂષ પ્રાણના રહસ્યને આ પ્રમાણે જાણે છે, તેનું લોકમાં કાંઈપણ નુકશાન થતું નથી, એટલે કે તેની પુત્ર, પૌત્રાદિક પ્રજા, હાથી, ઘોડા, રથ આદિ નાના પ્રકારના વાહન તથા સંપત્તિ આદિની કોઈ પ્રકારની હાનિ થતી નથી. એજ સિદ્ધાંતને આ મંત્રમાં કહે છે. ૧૧.

વિશેષ—જે પ્રાણના તત્ત્વને જાણે છે, જે એ સમજે છે કે પ્રાણોની રક્ષા કયે પ્રકારે કરવી જોઈએ, જે પ્રાણોને ધર્મ, અર્થ, કામ, મોક્ષનું સાધન માને છે, જેમની પ્રાણશક્તિ પ્રબળ છે તેમના પુત્ર, પૌત્રાદિકોની કોઈ પણ રીતે કોઈ પણ હાનિ કરી શકતું નથી. પ્રથમ તો પ્રાણવિદ્યાના મહત્ત્વને સમજનારા બળવાનની કોઈ સામગ્રીને નષ્ટ કરવાનું કોઈ સાહસજ કરી શકતું નથી. એટલે એવા પુરૂષના પુત્ર પૌત્રાદિ પરિપુષ્ટ થાયજ, તેમ તેઓ અકાળે નષ્ટ પણ ન થાય, તેમ તેમને કોઈ નષ્ટ ન કરી શકે, તેઓ સર્વના ઇષ્ટ રહેવાના. એ વાત આગળના મંત્રમાં સ્પષ્ટ કહેલી છે. ૧૧.

**उत्पत्तिमायतिं स्थानं विभुत्वं चैव पञ्चधा । अध्यात्मं चैव प्राणस्य विज्ञायामृतमश्नुते विज्ञायामृतमश्नुत इति॥**

ભાવાર્થ—પ્રાણની ઉત્પત્તિ, આગમન, સ્થાન, વ્યાપકતા, તથા બાહ્ય અને આધ્યાત્મિક ભેદથી પાંચ પ્રકારની સ્થિતિ જાણીને મનુષ્ય અમરત્વને પ્રાપ્ત કરી લે છે—અમરત્વને પ્રાપ્ત કરી લે છે. ૧૨.

વિ૦ વિ૦ ભાષ્ય—જે મનુષ્ય પ્રાણની ઉત્પત્તિ પરમાત્માથી જાણે છે, કર્મ કરીને આ શરીરમાં તેની સ્થિતિને જાણે છે, તથા પ્રાણ સર્વનો સ્વામી છે, પ્રાણ અપાન આદિ પાંચ રૂપે સ્થિત છે, તથા બાહ્ય આદિત્ય રૂપથી તથા નેત્રાદિ રૂપથી સ્થિતિને જે જાણે છે, તે મનુષ્ય પ્રાણ સાયુજ્યરૂપ અમૃતતત્ત્વને પ્રાપ્ત થાય છે. ૧૨.

વિશેષ—પ્રકૃત મંત્રમાં કૌસલ્ય આશ્વલાયનના છએ પ્રશ્નોની ચર્ચા કરવામાં આવી છે તથા એ પણ કહેલું છે કે જે તેમના ઉત્તરને બરાબર જાણીને તેનું જ્ઞાન પ્રાપ્ત કરે છે, તે અમૃત, મરણ રહિત થઈ જાય છે. 'विज्ञायामृतमश्नुते' એ પદની દ્વિરૂક્તિ પ્રશ્નાર્થની સમાપ્તિ સૂચિત કરવાને સારૂ છે.

આ મંત્રમાં ઉત્પત્તિ, આયતિ, સ્થાન, વિભુત્વ તથા આધ્યાત્મ એ પદોથી છએ પ્રશ્નોના ઉત્તરનું સંક્ષેપમાં દિગ્દર્શન કરાવવામાં આવેલું છે. ૧૨.

આ પ્રકરણમાં પ્રાણવિદ્યાનું મહત્ત્વ દેખાડેલું છે, ભારતીય ઋષિગણ આ વિદ્યાનો પ્રયોગ કરતા તથા કરાવતા રહેલા છે. જો કે પ્રાણપૂજા તો આજ-કાલ પણ થાય છે. ઈચ્છાથી કે અનિચ્છાથી. આ ઉપયોગી પ્રાણપૂજા સર્વને કરવી પડે છે. આજકાલ ભક્ષ્યાભક્ષ્ય, ગમ્યાગમ્ય આદિ અનેક દૂષિત રીતોથી લોકોએ પ્રાણ રક્ષાના એવા ઉપાય કામમાં લઈ રાખેલા છે, તેથી શારીરિક પુષ્ટિ તો થાય છે, પણ મનની તુષ્ટિ થઈ શકતી નથી. મનની તુષ્ટિજ સૃષ્ટિમાં ઈષ્ટ છે. તેનાથીજ મનુષ્ય સૃષ્ટિ ઉપર પરમાત્માની કૃપાદૃષ્ટિની સુધાવૃષ્ટિ થશે.

ત્રીજો પ્રશ્ન સમાપ્ત.



# પ્રશ્ન ચોથો.

પ્રાણ ઉત્પત્તિવાળો છે, તેમાં અનાત્મતા નિશ્ચય હોવાથી તેના સિવાય *આત્મસ્વરૂપનો નિશ્ચય કરવાને સારૂ ઉત્તર ગ્રંથનો આરંભ કરવામાં આવે છે.*

**अथ हैनं सौर्यायणी गार्ग्यः पप्रच्छ । भगवन्नेतस्मिन्पुरुषे कानि स्वपन्ति, कान्यस्मिन् जाग्रति, कतर एष देवः स्वप्नान्पश्यति, कस्यैतत्सुखं भवति, कस्मिन्नु सर्वे सम्प्रतिष्ठिता भवन्तीति ॥ १ ॥**

ભાવાર્થ—તે પછી આચાર્ય પિપ્પલાદ મુનિને સૂર્યના પૌત્ર સૌર્યાયણી એ પૂછ્યુ—"હે ભગવન્! આ જીવના શરીરમાં કોણ સુવે છે? કોણ જાગતું રહે છે? કઈ શક્તિ સ્વપ્ન દેખે છે? આ સુખનો અનુભવ કોણ કરે છે? તથા કોનામાં એ સર્વ પ્રતિષ્ઠિત છે?" ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—હે આચાર્ય! જે જાગતો હોય તેજ શયન કરે, તેથી હું પણ છું કે, જાગ્રત કોનો ધર્મ છે? તેની સાથે એ પણ કહો કે (૧) સુવે છે કોણ? (૨) શરીરની અવસ્થાત્રયમાં સાવધાન થઇને આ શરીરની રક્ષા કરી શકે તેથી મારો પ્રશ્ન છે કે જાગે છે કોણ? (૩) જે સ્વપ્નમાં સાવ-

ધાન રહે તેનેજ આશ્રયે સ્વપ્ન થાય, તેથી મારી જાણવાની ઈચ્છા છે કે સ્વપ્ન કોણ દેખે છે ? (૪) સુષુપ્તિ કાળમાં જે રહે તેનેજ સુષુપ્તિના સુખનો અનુભવ થાય માટે મારે જાણવું છે કે એ સુખનો અનુભવ કોણ કરે છે ? (૫) તથા સુષુપ્તિમાં સર્વ પ્રાણાદિક શામાં સ્થિત રહે છે ? આ પ્રશ્નથી અવસ્થાત્રયથી તુરીય—અક્ષર અવસ્થા પૂછવામાં આવી છે. ૧.

વિશેષ—આ મંત્રમાં પાંચ પ્રશ્ન કરેલા છે. તેમાંના પહેલા બે પ્રાણ તથા ઇંદ્રિયો સાથે સંબંધ રાખે છે. જેવા કે—આ શરીરમાં કોણ સુવે છે ? તથા કોણ જાગે છે ? વચ્ચેના બે પ્રશ્નો જીવાત્મા સંબંધી છે, જેવા કે—કોણ સ્વપ્ન દેખે છે ? તથા કોને સુખ થાય છે ? અંતનો એક પ્રશ્ન પરમેશ્વર વિષયક છે જેવો કે કોની સત્તાથી સર્વ સ્થિત રહે છે ?

પિપ્પલાદ ઋષિ પ્રશ્નોના ક્રમ પ્રમાણે ઉત્તર આપે છે કે—

**तस्मै स होवाच, यथा गार्ग्य मरीचयोऽर्कस्यास्तं गच्छतः सर्वा एतस्मिंस्तेजोमण्डल एकीभवन्ति। ताः पुनः पुनरुदयतः प्रचरन्त्येवं ह वै तत्सर्वं परे देवे मनस्येकीभवति। तेन तर्ह्येष पुरुषो न श‍ृणोति न पश्यति न जिघ्रति न रसयते न स्पृशते नाभिवदते नादत्ते नानन्दयते न विसृजते नेयायते स्वपितीत्याचक्षते ॥ २ ॥**

ભાવાર્થ—એ સાંભળીને આચાર્ય પિપ્પલાદે કહ્યું—હે ગાર્ગ્ય ! જે પ્રમાણે સૂર્યના અસ્ત થવાને સમયે તેના સર્વ કિરણો એ તેજોમંડળમાંજ એકત્રિત થાય છે તથા સૂર્યોદય વખતે તેમાંથી નિકળીને તેઓ ફરી પાછાં બહાર ફેલાય છે, તેજ પ્રમાણે એ ઇંદ્રિયો પોતાનાથી શ્રેષ્ઠ દેવરૂપ મનમાં એકીભૂત થઈ જાય છે, એટલે કે લીન થઈ જાય છે. તેજ કારણથી તે સમયે એ પુરૂષ સાંભળતો નથી, દેખતો નથી, સુંઘતો નથી, સ્વાદ લેતો નથી, સ્પર્શ કરતો નથી, બોલતો નથી, કાંઈ ગ્રહણ કરતો નથી, આનંદ ભોગવતો નથી, મલોત્સર્ગ કરતો નથી, ગમનાગમનની ચેષ્ટા કરતો નથી. અર્થાત્ કાંઈ પણ કરતો નથી, ત્યારે તેને એ 'સુઈ રહ્યો છે' એમ કહે છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—જેમ સૂર્ય અસ્ત થતાં તેનાં કિરણોનો લય તથા ઉદય થતાં તેમનો ફેલાવો થઈ જાય છે, તેમજ નેત્રાદિ ઇંદ્રિયોના પ્રકાશકનો

મનનો સુષુપ્તિમાં લય થવાથી ઇંદ્રિયો લીન થતાં અર્થાત્ શ્રોત્ર, ઘ્રાણ, રસના, ત્વચા, વાક્, લિંગ, ગુદા, પાદ એ ઇંદ્રિયોના નિર્વ્યાપાર થવાથી મનુષ્ય, દેખવું સાંભળવું આદિ કાંઈ પણ કરી શક્તો નથી. એવી અવસ્થાવાળા મનુષ્યને 'તે સુઈ ગયો છે' એમ કહેવામાં આવે છે. ૨.

(વિશેષ—ઇંદ્રિયોમાં ઘણી શક્તિ છે, પણ મનની શક્તિ સૌથી વધારે છે તથા તે મુખ્ય છે, તેથી સર્વ ઇંદ્રિયો તેની પાછળ ચાલે છે. મનના સુઈ જતાં તેઓ જાગતી રહી શક્તી નથી. આ શરીરમાં સુઈ જનારી ઇંદ્રિયોજ છે. એ પહેલા પ્રશ્નાંશનો ઉત્તર છે. ૨.

તે સમયે 'તેમાં કોણ જાગતું રહે છે ?' એ પ્રશ્નનો ઉત્તર કહે છે કે—

**प्राणाग्नय एवैतस्मिन्पुरे जाग्रति । गार्हपत्यो ह वा एषोऽपानो व्यानोऽन्वाहार्यपचनो यद्ग गार्हपत्यात्प्रणीयते प्रणयनादाहवनीयः प्राणः ॥ ३ ॥**

ભાવાર્થ—આ શરીરરૂપી પુરમાં સુષુપ્તિને સમયે પ્રાણાગ્નિજ જાગે છે. અપાનજ ગાર્હપત્ય અગ્નિ છે તથા વ્યાન અન્વાહાર્ય પચન અગ્નિ છે તથા જે ગાર્હપત્ય લઈ જવાય છે એ પ્રાણજ લઇ જવાતો હોવાના કારણે આહવનીય અગ્નિ છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—આ શરીરરૂપી પુરમાં સુષુપ્તિને સમયે કેવળ પ્રાણાગ્નિ અર્થાત્ ઘરમાં રક્ષા કરેલા અગ્નિના સમાન પ્રાણ અપાન આદિ પાંચ વાયુ જાગતા રહે છે. તેમાં અપાનજ ગાર્હપત્ય અગર યજ્ઞનો પ્રધાન અગ્નિ છે. વ્યાન અન્વહાર્ય પચન અગર દક્ષિણાગ્નિ છે. પ્રણયન જેનાથી બીજા અગ્નિ બનાવાય એવા ગાર્હપત્યથી આહવનીય બનાવવામાં આવે છે. ૩.

વિશેષ—અહીં સુષુપ્તિમાં વિદ્વાન પુરૂષને શ્રુતિએ અગ્નિહોત્રની પ્રાપ્તિ કહેલી છે. એવું જોવામાં આવે છે કે જેમ અગ્નિહોત્ર વ્રત ધારણ કરનારા પુરૂષોને ત્યાં ગાર્હપત્ય નામક અગ્નિ સ્થિર રહે છે તથા આહવનીય નામક અગ્નિને હોમ કરવાને સમયે ગાર્હપત્ય અગ્નિથી પ્રજ્વલિત કરવામાં આવે છે, તેમજ અહીં અંતઃપ્રવેશ કરનારા અપાન વાયુથી બાહ્ય ગમન કરનારા પ્રાણ વાયુને ચલાવવામાં આવે છે. તેજ પ્રમાણે વ્યાન વાયુ દક્ષિણ અગ્નિરૂપ છે, કારણ કે જેમ અગ્નિહોત્ર શાળામાં તેને દક્ષિણ દિશામાં સ્થિત કરવામાં આવે છે તેમજ એ વ્યાન વાયુ હૃદયના પાંચ છિદ્રોમાંના દક્ષિણ છિદ્રમાં રહે છે. તેથી

વ્યાનને દક્ષિણાગ્નિરૂપ કહેલો છે. ટુંકામાં ભાવ એ છે કે યજ્ઞાદિકોમાં ત્રણ પ્રકારના અગ્નિ પ્રસિદ્ધ છે. ૧—યજમાનના વામકુંડમાં નિરંતર રહેનારા અગ્નિનું નામ 'गार्हपत्य अग्नि' છે. ૨—યજ્ઞ કરનારાના દક્ષિણ કુંડમાં જે અગ્નિ સ્થિત રહે છે તેને 'अन्वाहार्यपचन' કહે છે. ૩—તથા જે અગ્નિને ગાર્હપત્યાગ્નિથી કહાડીને અગ્નિહોત્રને સારૂ મધ્યના અગ્નિકુંડમાં સ્થાપિત કરવામાં આવે છે તેને 'आहवनीयाग्नि' કહેવામાં આવે છે. ૩.

હવે અગ્નિહોત્રના ઋત્વિકનું વર્ણન કરવામાં આવે છે—

**यदुच्छ्वासनिःश्वासावेतावाहुती समं नयतीति स समानः मनो ह वाव यजमानः इष्टफलमेवोदानः । स एनं यजमानमहरहर्ब्रह्म गमयति ॥ ४ ॥**

ભાવાર્થ—ઉચ્છ્વાસ તથા નિઃશ્વાસ અર્થાત ઉર્ધ્વશ્વાસ તથા અધઃશ્વાસ એ બાણે અગ્નિહોત્રની આહુતિયો છે, તેમને જે સમભાવે વિભક્ત કરે છે તે સમાન છે, અગર હોતા છે. નિશ્ચય જાણો કે મનજ યજમાન છે, તથા ઇષ્ટફળજ ઉદાન છે. એ ઉદાન આ મનરૂપ યજમાનને પ્રતિદિન આનંદરૂપ બ્રહ્મને પ્રાપ્ત કરાવતો રહે છે. ૪.

*વિ૦ વિ૦ ભાષ્ય*—એ જે ઉચ્છ્વાસ તથા નિઃશ્વાસ છે તે અગ્નિહોત્રની આહુતિયો સમાન છે. અર્થાત્ મુખ તથા નાસિકા એ બે અગ્નિકુંડ છે તેમાં શ્વાસોનું આવવું જવું એજ બે આહુતિ છે. સમાન વાયુ એ આહુતિયોને શરીરની સ્થિતિને સારૂ હવનકુંડમાં પહોચાડે છે. કર્તા અને ભોક્તા હોવાથી મનજ યજમાન છે. ઉદાનજ યજ્ઞનું ફળ છે, કારણ કે તે મન યજમાનને પ્રતિદિન સુષુપ્તિ કાળમાં બ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે. સુષુપ્તિ અવસ્થામાં પ્રપંચ શાન્ત હોવાથી પરમાનંદનો અનુભવ થાય છે. એજ બ્રહ્મભાવ છે. ૪.

*વિશેષ*—મહાત્માઓ પાસેથી સાંભળ્યુ છે કે જે સ્વાસ બહારની બાજુ એ આવે છે તેજ પાછો અંદર જાય છે. જો તે અંદર જઈને બહાર ન આવે તથા બહાર આવીને અંદર ન જાય, અથવા એક તરફ વિશેષ ચાલે અગર ઓછો ચાલે તો શરીરનું રહેવું કઠણ થઈ જાય, તેથી સ્વાસ પ્રસ્વાસની વ્યવસ્થાને બરાબર રાખનાર સમાન પ્રાણ છે. કેટલાક મહાત્માઓ અહીં એમ સમજાવે છે કે આ મંત્રમાં મનને જીવાત્મા ગણ્યો, નિદ્રારૂપ યજ્ઞાનુષ્ઠાન છે, શ્વાસનુ બહાર

અંદર આવવું જવું એ આહુતિ છે, જીવાત્મા યજમાન છે, સમાન ઋત્વિક છે, ઉદાન ફળ આપનારૂં સંચિત કર્મ છે. એ ઉદાનજ સુષુપ્તિ અવસ્થામાં તથા સમાધિકાળમાં જીવાત્માને ફળરૂપ બ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે. ૪.

જે એ પ્રશ્ન છે કે, 'કયો દેવ સ્વપ્નને દેખે છે?' તેનો ઉત્તર આપે છે કે—

**अत्रैष देवः स्वप्ने महिमानमनुभवति, यद्दृष्टं दृष्टमनुपश्यति, श्रुतं श्रुतमेवार्थमनुशृणोति, देशदिगन्तरैश्च प्रत्यनुभूतं पुनः पुनः प्रत्यनुभवति, दृष्टं चादृष्टं च श्रुतं चाश्रुतं चानुभूतं चाननुभूतं च सच्चासच्च सर्वं पश्यति सर्वः पश्यति ॥ ५ ॥**

ભાવાર્થ—આ સ્વપ્ન અવસ્થામાં એ દેવ પોતાની વિભૂતિનો અનુભવ કરાવે છે, તેણે જાગ્રત અવસ્થામાં જે જોયું છે, તેનેજ પાછું દેખ્યા જેવો અનુભવ કરે છે, સાંભળેલી વાતોનેજ સાંભળે છે, તથા અનેક દેશ-દિશાઓમાં અનુભવેલી વસ્તુઓનો વારંવાર અનુભવ કરે છે, એટલુંજ નહીં પણ એ જોએલું અને ન જોએલું, સાંભળેલું અને ન સાંભળેલું, અનુભવ કરેલું અને અનુભવ ન કરેલું સત્સ્વરૂપનું અને અસત્સ્વરૂપનું, એ સર્વ પદાર્થોનું દર્શન કરે છે, તથા સ્વયં પોતાને પણ સર્વરૂપ દેખે છે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—આ મનજ ચેતનથી પ્રતિબિંબિત થઈને નાના પ્રકારના સ્વપ્નોને દેખે છે. જે પદાર્થ જાગ્રત અવસ્થામાં કે પૂર્વજન્મમાં વધારે ભાગે જોવાએલા હોય છે એજ સ્વપ્નમાં જોવામાં આવે છે. જેમ મનુષ્ય જાગ્રત અવસ્થામાં પુત્ર કલત્ર આદિને દેખે છે, તેમના સંસ્કારસહિત અવિદ્યાના પ્રભાવથી તે તેમને સ્વપ્નાવસ્થામાં પણ દેખ્યા કરે છે. તેવીજ રીતે સાંભળેલા તથા સર્વત્ર અનુભવેલા પદાર્થોને દેખે છે એટલુંજ નહીં પણ પૂર્વજન્મમાં પણ જે પદાર્થો દેખેલા, સાંભળેલા કે અનુભવ કરેલા હોય તેમને પણ સ્વપ્નમાં દેખ્યા કરે છે. જે જળ આદિના જેવા સત્ છે તથા જે મૃગજળ આદિના જેવા અસતરૂપ છે એવા પદાર્થોને પણ તે તે સમયે દેખ્યા કરે છે તથા તે સ્વયં સર્વરૂપે ઉપાધિવાળો થઈને દેખ્યા કરે છે. ૫.

વિશેષ—જે પદાર્થ આજ પણ વર્તમાન હોય એટલે કે સ્વપ્ન જોવાને સમયે નષ્ટ ન થએલા હોય તેમનું સ્વપ્નમાં જોવું એતો જાણે બરાબર છે. પરંતુ જે પદાર્થ હાલ જોવામાં આવે છે તે તો અહીં છેજ નહીં, તથા પૂર્વજન્મમાં

દેખેલા સાંભળેલા નષ્ટ થઈ ગયા ત્યારે તેમને સ્વપ્નમાં કેવી રીતે દેખી શકાય ? એ શંકા બરાબર નથી. પદાર્થો રહેવાનો કે ન રહેવાનો સવાલજ નથી. જાગ્રત અવસ્થા જોએલા પદાર્થોના સંસ્કાર મનુષ્યના મનમાં પડી જાય છે, એ અનંત સંસ્કાર નિદ્રાશક્તિના મહિમાથી એવા ઉદ્બુદ્ધ થઈ જાય છે કે જેવી રીતે જમીનમાં પડેલાં બીજ, સમય પાણી આદિની સહાયતાથી અંકુરિત થઈ જાય છે. એ વાત બીજી છે કે મન તેમને તે અવસ્થામાં નવા રચીને તેમને દેખે છે કે જેવી રીતે ચિત્રપટ ઊપર ( સિનેમામાં ) ચિત્ર વિલક્ષણ દેખાવા માડે છે, પછી તે પણ તેના જેવુંજ બનીને તેનામાં રમી ( લીન ) જાય છે. ૫.

'કોને તે સુખનો અનુભવ થાય છે ?' એ પ્રશ્નનો ઉત્તર આપે છે, યથા—

**स यदा तेजसाभिभूतो भवत्यत्रैष देवः स्वप्नान्न पश्यत्यथ तदैतस्मिञ्छरीर एतत्सुखं भवति ॥ ६ ॥**

ભાવાર્થ—જે સમયે એ મનરૂપી દેવતા, તેજ અગર નાડીગત પિત્તથી અભિભૂત, આક્રાન્ત, તિરસ્કૃત થઈ જાય છે, તે સમયે એ આત્મદેવ સ્વપ્નના પદાર્થોને દેખતો નથી, પરંતુ શરીરમા બ્રહ્માનંદ સુખને પ્રાપ્ત થાય છે. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—જે સમયે મનોરૂપ દેવતા ચિદ્રુપનામ સૂર્યના તેજથી નાડીરૂપ શૈયામાં સર્વ બાજુથી તિરસ્કારને પામે છે, અર્થાત્ ઉઠવા બેસવાના દ્વાર રૂપ સ્વપ્ન ભોગનું દાતા કર્મ દબાઈ જાય છે, ત્યારે ઇંદ્રિયોસહિત મનની વાસના-રૂપ કિરણો હૃદયમાં લીન થઈ જાય છે, ત્યારે મન વનના અગ્નિની પેઠે આખા શરીરમા ચૈતન્યરૂપથી વ્યાપ્ત થઈ જાય છે, ત્યારેજ સુષુપ્તિ અવસ્થા આવે છે. તે સમયે એ મનદેવતા સ્વપ્નોને દેખતો નથી, કારણ કે દેખવાના દ્વાર બંધ રહેલા ( રોકાએલા ) હોય છે. ત્યારપછીથી શરીરમાં સમ ભાવથી સર્વત્ર વ્યાપક નિર્મળ જ્ઞાન સ્વરૂપ સુખ થાય છે. ૬.

વિશેષ—સુષુપ્તિ તથા સમાધિમાં ચિત્તની એકાગ્રતા સરખીજ રહે છે. માત્ર ભેદ એટલોજ છે કે સમાધિમાં સત્વ ગુણ પ્રબળ હોઈને રજોગુણ તથા તમોગુણને તે દબાવી દે છે, તથા સુષુપ્તિમાં તમોગુણ પ્રબળ હોવાથી બંને-ગુણોને આચ્છાદિત કરી દે છે. બંને દશાઓમાં જીવાત્મા બ્રહ્મમાં સ્થિત રહે છે. જો કે સુષુપ્તિમા બ્રહ્મ સંબંધી આનંદ તમોગુણથી આચ્છાદિત હોય છે, તો પણ જાગ્રત અને સ્વપ્નની અવસ્થા કરતા તેમાં આનંદ વધારે હોય છે.

સુષુપ્તિનો આશ્રય પણ મનજ છે, કારણકે તે સુષુપ્તિમાં પણ સૂક્ષ્મરૂપે રહે છે. 'મનનેજ એ સુખ થાય છે' એ પૂછવામાં આવેલા પ્રશ્નનો ઉત્તર થયો. ૬.

'તે શામાં પ્રતિષ્ઠિત છે' તેનો ઉત્તર આપે છે, યથા—

**स यथा सोम्य वयांसि वासोवृत्तं संप्रतिष्ठन्ते एवं ह वै तत्सर्वं पर आत्मनि संप્रतिष्ठते ॥ ७ ॥**

ભાવાર્થ—હે સૌમ્ય! જેમ પશુ પક્ષી નિવાસના વૃક્ષ તરફ જઇને આશ્રય લે છે, અર્થાત્ નિવાસના વૃક્ષ ઉપર જઇને બેસે છે, તેમજ આ સર્વ કાર્ય-કારણ-સંઘાત પરમાત્મામાં જઇને આશ્રય ગ્રહણ કરે છે. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—હે પ્રિયદર્શન! મનમાં આત્માનું પ્રતિબિંબ છે, તે આત્મામાંજ આ પ્રાણાદિ સંપૂર્ણ જગત સ્થિત છે. જેમ દિવસના ભાગમાં જ્યાં ત્યાં યથેચ્છ વિચરનારાં પક્ષિગણ, રાતના ભાગમાં પોતપોતાનાં નિવાસ વૃક્ષો ઉપર આવીને બેસે છે, તેજ પ્રમાણે પૃથ્વી આદિ પંચભૂત, તેમના ગંધ આદિ પાંચે ગુણ, નેત્ર આદિ દશ ઇંદ્રિયો, અંતઃકરણચતુષ્ટય, તથા પાંચ પ્રકારના પ્રાણ, એ સર્વ તે આત્મામાં સ્થિત થાય છે. ૭.

વિશેષ—સંસારમાં સર્વકાંઈ પરમાત્માને આશ્રયેજ રહેલું છે, જે ખેલ દેખાઈ રહ્યો છે તે સર્વ અંતમાં આત્મસુખાર્ણવમાં નિમગ્ન થઈ જવાનો. ભાવ એ છે કે પ્રલયાવસ્થામાં ક્રિયા રહિત થઇને સર્વવિશ્વ એ પરમાત્મામાં લીન થઈ જશે. આ સર્વ તેનાથીજ ઉત્પન્ન થએલું છે. આ દુનિયામાં જે પ્રપંચ જોવામાં આવે છે તે સર્વ તેને આશ્રયેજ થઈ રહેલો છે. એટલે કે જગત તેને આધારેજ ટકી રહેલું છે. આલસ્ય રહિત ભગવતી શ્રુતિએ આગલા મંત્રમાં એજ વાત વિસ્તારથી સમજાવેલી છે. ૭.

'આ સર્વ કોણ છે?' આમાંના 'સર્વ' શબ્દના અર્થને દેખાડે છે, યથા—

**पृथिवी च पृथिवीमात्रा चापश्चापोमात्रा च तेजश्च तेजोमात्रा च वायुश्च वायुमात्रा चाकाशश्चाकाशमात्रा च चक्षुश्च द्रष्टव्यं च श्रोत्रं च श्रोतव्यं च घ्राणं च घ्रातव्यं च रसश्च रसयितव्यं च त्वक् च स्पर्शयितव्यं च वाक् च वक्तव्यं च हस्तौ चादातव्यं चोपस्थश्चानन्दयितव्यं च पायुश्च विसर्जयितव्यं च पादौ च गन्तव्यं च मनश्च**

मन्तव्यं च बुद्धिश्च बोद्धव्यं चाहङ्कारश्चाहङ्कर्तव्यं च चित्तं च चेतयितव्यं च तेजश्च विद्योतयितव्यं च प्राणश्च विधारयितव्यं च ॥ ८ ॥

ભાવાર્થ—પૃથ્વી ગંધમાત્રા, જળ રસમાત્રા, તેજ રૂપમાત્રા વાયુ સ્પર્શ-માત્રા, આકાશ શબ્દમાત્રા, નેત્ર રૂપ, કાન શબ્દ, નાક ગંધ જીહ્વા રસ, ત્વચા—સ્પર્શ, કરવા યોગ્ય વસ્તુ હાથ, ગ્રહણ કરવાને યોગ્ય પદાર્થ, ઉપસ્થ આનંદ, ગુદા મળ, પગ-ગતવ્ય સ્થળ, મન મનન કરવાને યોગ્ય, બુદ્ધિ જાણવાને યોગ્ય, અહંકાર અહંકારનો વિષય, ચિત્ત ચેતનીય તેજ પ્રકાશ્ય વસ્તુ, પ્રાણ તથા ધારણ કરવાને યોગ્ય પદાર્થ, એ સર્વ આત્મામા લીન થઈ જાય છે ૮

વિ૦ વિ૦ ભાષ્ય—સ્થૂળ પૃથિવી તથા સૂક્ષ્મ પૃથિવી જળ તથા જળની તન્માત્રા રૂપ સૂક્ષ્મજળ, તેજ અને સૂક્ષ્મ તેજ આદિ મંત્રોક્ત સર્વ કાર્યકારણ નામરૂપાત્મક પદાર્થ સુષુપ્તિ કાળમા આત્મામા લીન થઈ જાય છે ૮

વિશેષ—પૃથ્વીથી આરંભ કરીને પ્રાણ સૂત્રાત્મા સુધી ગણાવેલુ સર્વ કાંઈ પરમેશ્વરમા સ્થિત છે, કારણકે પર—આત્માને સારૂ થએલા નામરૂપાત્મક સંપૂર્ણ કાર્ય કારણ જાત ( ઉત્પન્ન ) આટલાજ છે. ૮.

કેવળ જડ પૃથ્વી આદિ પ્રપંચ પરમ અક્ષરઆત્મામા સ્થિત છે એટલુ જ નહી પણ ઉપાધિવિશિષ્ટ જીવે પણ તેનામા આશ્રય લઈ રાખેલ છે, એ કહે છે યથા—

एव हि द्रष्टा स्प्रष्टा श्रोता घ्राता रसयिता मन्ता बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः । स परेऽक्षर आत्मनि सम्प्रतिष्ठते ॥ ९ ॥

ભાવાર્થ—અધિષ્ઠાન આત્માજ નેત્રાદિ સાથે મળીને દ્રષ્ટા શ્રોતા સ્પ્રષ્ટા, ઘ્રાતા, રસયિતા, મન્તા, બોદ્ધા, તથા કર્તા વિજ્ઞાનાત્મા પુરૂષ છે જ્યારે આત્માની ઉપાધિનો અક્ષર આત્મામા લય થઈ જાય છે ત્યારે તો ઉપાધિઉપહિત ( વિશિષ્ટ ) આત્માનો પણ અક્ષરમાં લય થાય એ નિશ્ચિત છે ૯.

વિ૦ વિ૦ ભાષ્ય——જળમા પડેલા સૂર્યના પ્રતિબિંબ પ્રમાણે શરીર દેશમાં પ્રવિષ્ટ થએલો વિજ્ઞાનસ્વરૂપ પુરૂષ જોવાવાળો, સ્પર્શ કરનારો, સાંભળનારો, સુંઘનારો, સ્વાદ લેનારો, મનન કરનારો, બુઝનારો તથા પ્રાણ

આદિનો કર્તા છે. એ પણ સુષુપ્તિકાળમાં અવિનાશી પરમાત્મા એવી રીતે લીન થઈ જાય છે કે જેવી રીતે પાણી આદિમાં પડેલાં સૂર્યના પ્રતિબિંબ જળ આદિના સુકાઈ ગયા પછી, સૂર્યમાં પ્રવિષ્ટ થઈ જાય છે. ૯.

વિશેષ—જીવાત્મા ઇંદ્રિયોનો સ્વામી છે, તે ઇંદ્રિયોનો સ્વામી છે, તે ઇંદ્રિયો તથા પ્રાણ સાથે કાર્ય કરનારો છે, જેમ પૃથ્વી આદિ પરમાત્મામાં ટકેલાં છે તેજ પ્રમાણે જીવાત્મા પણ ટકેલો છે. ૯.

અક્ષર બ્રહ્મની સાથે વિજ્ઞાનાત્માનું એકત્વ જાણનારાને જે ફળ મળે છે, તે કહે છે, યથા—

**परमेवाक्षरं प्रतिपद्यते स यो ह वै तदच्छायमशरीरमलोहितं शुभ्रमक्षरं वेदयते यस्तु सोम्य। स सर्वज्ञः सर्वो भवति। तदेष श्लोकः ॥ १० ॥**

**ભાવાર્થ**—હે સૌમ્ય ! આ કામનાઓથી રહિત થએલો જે મનુષ્ય, તે અજ્ઞાન રહિત, નામ રૂપ સકળ ઉપાધિયોના શરીર રહિત, સંપૂર્ણ ગુણભાવયુક્ત, ઉજ્વળ તથા અવિનાશી અજન્માને જાણે છે તે સર્વજ્ઞ છે. જે પ્રથમ અવિદ્યાથી અસર્વજ્ઞ હતો, તે પછી વિદ્યાથી અવિદ્યા દૂર થતાં સર્વ રૂપ થાય છે. તેનેજ આગળના મંત્રમાં કહે છે. ૧૦.

વિ૦ વિ૦ ભાષ્ય—પરમાત્મામાં અજ્ઞાનાંધકારનો લેશ પણ નથી કે જેવી રીતે સૂર્યમાં અંધારૂં રહેતું નથી. નામ રૂપ પ્રપંચ સાથે પણ તેનો કોઈ સંબંધ નથી, કારણકે તેમાં કોઈ ઉપાધિનો પ્રવેશ જ નથી; તેમ તેને કાલ પણ કહી શકાય તેમ નથી, ગુણાતીત હોવાને કારણે સત્ત્વ, રજ, તમ ગુણોથી તે પર છે, તેને કોઈ પણ બાહ્યાભ્યંતર શુદ્ધિની આવશ્યકતા પડતી નથી. એવા બ્રહ્મને કોઈ વિરલા અધિકારી પણ, જ્યાં સુધી બ્રહ્મશ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ કોઈ કૃપાળુ આચાર્યની કૃપા દ્રષ્ટિ ન થાય ત્યાં સુધી જાણતા નથી. હા, તેને જાણતાં જાણનાર સર્વજ્ઞ થઈ જાય છે, કારણકે તેણે સર્વના આત્માને પોતાનોજ આત્મા કરીને જાણી લીધો છે. તે સર્વનો આત્મા સ્વસ્વરૂપ થઇ જાય છે, એ સિદ્ધાંતને આગળના મંત્રમાં પણ કહે છે. ૧૦.

વિશેષ—હે જોવામાં પ્રિય લાગનારા કૌસલ્ય ! જે મનુષ્ય તને 'अच्छायम्' અશરીર, અલોહિત તથા શુભ્ર અને અક્ષર જાણે છે, તે સર્વજ્ઞ અને સર્વ

રૂપ થઈ જાય છે. ભાવ એ છે કે જેણે પરમેશ્વરને છાયા અગર અંધકાર રહિત જાણી લીધો છે, તેની સાથે જરૂર પ્રેમ અને સંબંધ રાખવાનો યત્ન કરશે, કારણ કે પ્રકાશની સર્વને અપેક્ષા છે. જે તેને અશરીર જાણશે, તે કદી પણ પોતાના સ્થૂળ, પુષ્ટ સુંદર શરીરનું અભિમાન કરશે નહીં. એ જ પ્રકારે પ્રભુના બીજા નામોમાં પણ જે જે ગુણ છે તે સર્વ સાધકમાં આવી જાય છે. ૧૦.

**विज्ञानात्मा सह देवैश्च सर्वैः प्राणा भूतानि संप्रतिष्ठन्ति यत्र । तदक्षरं वेदयते यस्तु सोम्य स सर्वज्ञः सर्वमेवाविवेशेति ॥ ११ ॥**

ભાવાર્થ—હે સૌમ્ય ! જે અક્ષરમાં સમસ્ત દેવ, વિજ્ઞાનાત્મા, પ્રાણ તથા ભૂત યથાર્થતઃ બરાબર સ્થિત છે, તેને જે જાણે છે, તે સર્વજ્ઞ સર્વમાં આવિષ્ટ પ્રવિષ્ટ થઈ જાય છે. ૧૧.

વિ૦ વિ૦ ભાષ્ય—હે પરમ પ્રેમાસ્પદ ! અંતઃકરણની ઉપાધિવાળો આત્મા, સકલ પ્રાણ, પંચભૂત, અગ્નિ આદિ સકળ દેવતાઓની સાથે અથવા ચક્ષુ આદિ ઇંદ્રિયોની સાથે જે અવિનાશી બ્રહ્મમાં લીન હોય છે, તેને જે જાણે છે તે સર્વજ્ઞ થઈને સર્વમાં પ્રવેશ કરે છે. ૧૧.

વિશેષ—આ મંત્રમાં કહેવામાં આવ્યું છે કે જે અધિકારી સર્વાશ્રય અક્ષર બ્રહ્મને જાણે છે તે સર્વજ્ઞ તથા સર્વરૂપ થઈ જાય છે. તેનો ભાવ એ છે કે જે સમયે મનુષ્યની અજ્ઞાનાવસ્થા હોય છે તે સમયે પણ તે સર્વજ્ઞ તથા સર્વરૂપ હોય છે, પરંતુ અજ્ઞાનને લીધે તે ભૂલમાં પડેલો છે. જ્યારે જ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ થાય છે ત્યારે તેને પોતાનું સ્વરૂપ એવું જણાય છે કે જાણે તેણે જ્ઞાતનેજ જાણ્યોજ છે. વચમાં જરા ભૂલ થઈ ગઈ હતી.' જેમ કંઠમાં સ્થિત આભૂષણને ભૂલીને પછી જાણ્યા બાદ યાદ આવી જવાથી કહે છે કે, ' એ પ્રાપ્તની પ્રાપ્તિ થઈ છે.

ઇતિ શબ્દ, પ્રકૃત, પ્રશ્નના ઉત્તરમાં પ્રયુક્ત મંત્રોની સમાપ્તિના સૂચનાર્થે છે. ૧૧.

ચોથો પ્રશ્ન સમાપ્ત.



# પ્રશ્ન પાંચમો.

હવે આગળ પર તથા અપર બ્રહ્મની પ્રાપ્તિના સાધન સ્વરૂપ ઓંકાર ઉપાસનાનું વિધાન કરવાની ઇચ્છાથી આ પ્રશ્નનો આરંભ કરવામાં આવે છે, યથા—

**अथ हैनं शैब्यः सत्यकामः पप्रच्छ । स यो ह वै तद्भगवन्मनुष्येषु प्रायणान्तमोङ्कारमभिध्यायीत । कतमं वाव स तेन लोकं जयतीति ॥ १ ॥**

ભાવાર્થ—તે પછી શિબિના પુત્ર સત્યકામે મહર્ષિ પિપ્પલાદને પ્રશ્ન કર્યો કે હે ભગવન્! મનુષ્યોમાં જે વિચારવાન પુરૂષ મરણકાળ સુધી યાવત્ જીવન ઓંકારનું ધ્યાન કરે છે, તે ઓંકારોપાસનાના પ્રભાવથી કયા લોકને જીતી લે છે ? અર્થાત્ કયા લોકને પ્રાપ્ત થાય છે ? ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—હે મહર્ષે! જે અધિકારી પુરૂષ પોતાના જીવનભર દુષ્કર ઓંકારરૂપ પ્રણવનું શ્રદ્ધાભક્તિપૂર્વક ચિંતન કરતો રહે છે તે ધ્યાતા મનુષ્ય પૃથિવી આદિ લોકોમાં, સ્વર્ગાદિ ત્રિભુવનોમાં કે ભુર્ભુવઃ આદિ વ્યાહૃતિ નામક ખંડોમાંથી કયા સ્થાનને પ્રાપ્ત થાય છે ?

વિશેષ—જે પુરૂષના ચિત્તમાં અક્ષર બ્રહ્મના ઉપદેશથી પણ અક્ષર પરમાત્માનું જ્ઞાન ન થઈ શકે, તેવા મનુષ્યને સારૂ આ મંત્રમાં પ્રણવની ઉપાસનાનું વિધાન કરવામાં આવેલું છે. અહીં એ પૂછ્યું છે કે ગૃહસ્થાશ્રમાદિમાં હોનારા સંસારી સુખને છોડીને જે વિદ્વાન આજન્મ બ્રહ્મચર્યધારણપૂર્વક યોગાભ્યાસ તથા તપ કરતો પ્રણવ બ્રહ્મની ઉપાસના કરે છે તેને કયો લોક મળે છે ? ૧.

**तस्मै स होवाच एतद्वै सत्काम परं चापरं च ब्रह्म यदोङ्कारः । तस्माद्विद्वानेतेनैवायतनेनैकतरमन्वेति ॥ २ ॥**

ભાવાર્થ—એ સાંભળીને પિપ્પલાદે ઉત્તર આપ્યો કે હે સત્યકામ! આજે ઓંકાર છે એજ નિશ્ચય પર અપર બ્રહ્મ છે, અર્થાત્ સતરૂપ નિર્ગુણ પરબ્રહ્મ તથા હિરણ્યગર્ભરૂપ અપર બ્રહ્મ છે. તેથી વિદ્વાન પુરૂષ એ પ્રણવનો આશ્રય લઈને તેમાંના કોઈ એક બ્રહ્મને પ્રાપ્ત થાય છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—હે સત્યકામ! જે આ ઓંકાર છે, તે નિ:સંદેહ

નિર્વિશેષ અવિનાશી પરબ્રહ્મ છે, તથા પ્રથમ ઉત્પન્ન થએલો જે પ્રાણ સૂત્રાત્મા, તે અપર બ્રહ્મ છે કહેવાનું તાત્પર્ય એ છે કે ઓંકાર પરબ્રહ્મ તેમજ અપર બ્રહ્મ બંનેનો પ્રતીક છે, તેથી ઓંકારમાં બંનેના ધ્યાન થાય છે, તેથી તે ઉપાયથી વિદ્વાન મનુષ્ય પોતાની સાધના અનુસાર પરબ્રહ્મ તથા અપર બ્રહ્મ એ બેમાંથી કોઈ એકને પ્રાપ્ત થઈ જાય છે.

વિશેષ—એ 'ઓમ્' અક્ષર બ્રહ્મ છે. પરબ્રહ્મ નામ અક્ષરનું છે તથા અપર બ્રહ્મ નામ પ્રાણ સ્વરૂપનું છે. જેમ શાલિગ્રામમાં વિષ્ણુનું ધ્યાન કરવાનું શાસ્ત્રમાં વિધાન કરવામાં આવેલું છે, તેમજ ઓંકારમાં પરબ્રહ્મ તથા અપર બ્રહ્મનું ધ્યાન કરવું જોઈએ. જે પુરૂષ તેમાં જે રૂપનું ધ્યાન કરશે તેને તેજ પ્રાપ્ત થશે. ૨.

ત્રણ માત્રામાં ઓંકારનું જે વિધાન બતાવવામાં આવેલું છે તેની પ્રશંસા કરતાં તેના એક દેશની ઉપાસનાથી પણ વિશેષ ફળ મળે છે. અંગ વૈગુણ્યથી કાંઈ હાનિ થતી નથી. અર્થાત્ ઉપાસનાને સારૂ ઓંકારની કેવળ એકજ માત્રા લેવાથી પણ કોઈ દુર્ગતિ થતી નથી, તે દેખાડે છે, યથા—

**स यद्येकमात्रमभिध्यायीत स तेनैव संवेदितस्तूर्णमेव जगत्यामभिसंपद्यते । तमृचो मनुष्यलोकमुपनयन्ते स तत्र तपसा ब्रह्मचर्येण श्रद्धया संपन्नो महिमानमनुभवति ॥ ३ ॥**

ભાવાર્થ—તે સાધક જો ઓંકારની કેવળ એક માત્રા 'અકાર'નુંજ ધ્યાન કરે, તો તેના દ્વારા બોધની પ્રાપ્તિ કરીને શીઘ્રજ પૃથ્વી ઊપર જન્મ પામે છે. તેને ઋચાઓ મનુષ્ય લોકમાં લઈ જાય છે એટલે કે મનુષ્ય યોનિમાં પહોચાડે છે. તે ત્યાં તપસ્યા બ્રહ્મચર્ય તથા આસ્તિક બુદ્ધિથી સંપન્ન થઈને ઐશ્વર્યને પામે છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—અકાર, મકાર તથા મકાર, એ ઓંકારની ત્રણ માત્રાઓ છે. તે માત્રાઓના અગ્નિ, વાયુ, તથા સૂર્ય, એ ત્રણ ઋષિ છે, બ્રહ્મા, વિષ્ણુ, તથા મહેશ્વર, એ ત્રણ દેવતા છે. ભૂઃ, ભુવઃ, તથા સ્વઃ, એ ત્રણ સ્થાન છે. જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓ છે. ઋગ્, યજુ તથા સામ, એ ત્રણ તેમના વેદ છે. જે કોઈ તેમના વિધાનને સારી રીતે ન જાણીને જો એક માત્રા એક અવયવ આકારરૂપનું ધ્યાન કરે તો તેના સામર્થ્યથી તેને

પૃથ્વી લોક પ્રાપ્ત થાય છે. પૃથ્વી ઉપર આવતાંજ તે સાધકને ઋગ્વેદાભિમાની દેવતા, મનુષ્ય શરીરની પ્રાપ્તિ કરાવે છે. તે એ મનુષ્ય શરીરમાં સ્વધર્માચરણરૂપ તપથી, અષ્ટવિધ મૈથુન ત્યાગરૂપ બ્રહ્મચર્યથી, તથા વેદમાં આસ્તિકરૂપ બુદ્ધિથી સંયુક્ત થઇને વિભૂતિને, એટલે કે રાજ શ્રીને પ્રાપ્ત થાય છે.

વિશેષ—હમે સંન્યાસી બ્રહ્મનિષ્ઠ મહાત્માઓ પાસેથી સાંભળ્યું છે કે માનવાદિ ધર્મશાસ્ત્રોમાં એવો ઉલ્લેખ મળે છે કે 'અ, ઉ, મ' ત્રણ વર્ણોને પરમેશ્વર ઋક્, યજુ, સામ એ ત્રણ વેદોમાંથી કહાડીને એક 'ઓમ્' નામ રાખેલું છે, તેથી એ પરમાત્માનું મુખ્ય નામ છે, કારણ કે તેમાં ત્રણે વેદોનો સંયોગ છે. કર્મકાંડ, ઉપાસનાકાંડ તથા જ્ઞાનકાંડ એ ત્રણે વેદોના મુખ્ય વિષય પણ ક્રમશઃ ઓંકારની એક એક માત્રામાં આવી જાય છે. કર્મ, ઉપાસના તથા જ્ઞાન, એ ત્રણેની સાથે સંબંધ રાખનારા ભૂઃ, ભુવઃ, સ્વઃ એ ત્રણેનો પણ ઓંકારની માત્રાઓ સાથે સંબંધ છે. "સમુદાય અર્થવાન થાય છે, તેનો એક દેશ અનર્થક છે" એ ન્યાયનો આશ્રય લઇને જે લોક એવી શંકા કરે છે કે ઓંકારની એકમાત્રા અર્થ રહિત હોવાથી તે કોઇને લાભ પહોચાડી શક્તી નથી. તેના સમાધાનને સારૂ પૂર્વોક્ત રીતે ઓંકારના એક એક અવયવની સાર્થકતા બતાવવામાં આવેલી છે. ૩.

**अथ यदि द्विमात्रेण मनसि संपद्यते सोऽन्तरिक्षं यजुर्भिरुन्नीयते सोमलोकम् । स सोमलोके विभूतिमनुभूय पुनरावर्तते ॥ ४ ॥**

**ભાવાર્થ**—તથા જો કોઈ સાધક 'અકાર, ઉકાર', એ બે માત્રારૂપથી ઓંકારનું ધ્યાન કરે તો તેને યજુર્વેદના અભિમાની દેવતા અંતરિક્ષમાં સ્થિત ચંદ્રલોકમાં પહોચાડે, છે, તે પછી સોમલોકના ઐશ્વર્યનો અનુભવ કરીને પાછો મનુષ્યલોકમાંજ આવે છે. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—મનુષ્ય ઓંકારની અકાર, ઉકાર એ બે માત્રાઓનું યજુર્વેદ રૂપથી ચિંતન કરે છે. પ્રથમ કેવળ ઉકાર માત્રાનું યજુર્વેદ રૂપમાં કથન કરવામાં આવેલું છે, અને અહીં અકાર તથા ઉકાર એ બંને માત્રાઓનું યજુર્વેદ રૂપમાં ચિંતન કરવાનું શા માટે કહેવામાં આવેલું છે ? એવી શંકા કરવી જોઇએ નહી, અહીં અકાર સહિત ઉકારનું ચિંતન કરવાનું કહેલું છે. અર્થાત્ પ્રધાનતા ઉકારનીજ છે. અસ્તુ, યાતા પુરૂષને યજુર્વેદાભિમાની દેવતા એવા લોકમાં

થઈ જાય છે કે જ્યાં મર્ત્યલોકના કરતા ઉત્તમ સુખની પ્રાપ્તિ થાય છે. એ સ્વર્ગલોકનું સુખ ચિરકાળ સ્થાયી હોય છે, પણ અંતમાં એ ભોક્તાને પાછુ અહીં આવવું પડે છે. ૪.

વિશેષ—પ્રકૃતમંત્રના કથનનો આશય એ થયો કે ઓંકારના અકારરૂપ એકાંશનો ઉપાસક પુરૂષ પૃથ્વી ઉપર રાજશ્રી ભોગવવાને સારૂ અધિષ્ઠાતા સમ્રાદ્ થાય છે. તથા ઓંકારની દ્વિગુણી, અર્થાત્ અકાર ઉકાર રૂપે ઉપાસના કરનારને ઉચ્ચ ચંદ્રાદિ લોકમાં એટલે સ્વર્ગાદિકોમાં માનસ સુખનો અનુભવ પ્રાપ્ત થાય છે. ત્રિમાત્રિક ઓંકારની ઉપાસના કરનારાના ફળનું વર્ણન આગળ કરવામાં આવશે. પ્રકૃત મંત્રમાં 'દ્વિમાત્રેણ' પદથી દીપિકાકારાદિ કોઈ વિદ્વાન 'અ, ઉ' એ બંને માત્રાઓની સાથેજ ઉપાસના કરવાનું કથન કરે છે, અને કોઈ કોઈના મતમાં કેવળ ઉકાર' માત્રાની ઉપાસનાનું વિધાન કરવામાં આવેલું છે. ૪.

આ પ્રમાણે ઓંકારની સ્તુતિ કરીને તેની ઉપાસનાના પ્રકાર કહે છે. યથા—

**यः पुनरेतं त्रिमात्रेणोमित्येतेनैवाक्षरेण परं पुरुषमभिध्यायीत स तेजसि सूर्ये सम्पन्नः । यथा पादोदरस्त्वचा विनिर्मुच्यत एवं ह वै स पाप्मना विनिर्मुक्तः स सामभिरुन्नीयते ब्रह्मलोकं स एतस्माज्जीवघनात्परात्परं पुरिशयं पुरुषमीक्षते । तदेतौ श्लोकौ भवतः ॥ ५ ॥**

ભાવાર્થ—જે 'ઓમ્' એ ત્રણ માત્રાવાળા અક્ષર દ્વારા, પરપુરૂષનું ધ્યાન કરે છે તે તેજોમય સૂર્ય લોકમાં પહોચે છે. જેમ સાપ કાંચળીથી અલગ થઈ જાય છે તેમ તે પાપથી મુક્ત થઈ જાય છે. પછી તેને સામવેદના મંત્રોના અભિમાની દેવતા, હિરણ્યગર્ભના સત્યલોક અગર બ્રહ્મલોકમાં પહોચાડે છે. તે સમયે તે સંપૂર્ણ જીવોના આધાર હિરણ્યગર્ભપદથી પરાત્પર સકળ શરીરોમાં પૂર્ણ પુરૂષનું દર્શન કરે છે. એ વિષયમાં આગળના બે મંત્રોમાં કહેવામાં આવશે.

વિ૦ વિ૦ ભાષ્ય—જે મનુષ્ય 'અકાર, ઉકાર, મકાર' એ ત્રણે માત્રાઓથી ઓંકારનું ચિંતન કરે છે, તથા શાલિગ્રામ શિલાવત્ તેનું અક્ષર બ્રહ્મરૂપથી ધ્યાન કરે છે, તે ધ્યાતાને સામવેદના અભિમાની દેવતા સૂર્યમંડળને માર્ગે બ્રહ્મલોકમાં પહોચાડે છે. જેવી રીતે સ્વર્ગાદિ લોકમાંથી, કર્મ ફળ ભોગવ્યા પછી ધ્યાતા પાછો આવે છે, તેવી રીતે બ્રહ્મલોકમાંથી કદી પાછા આવવું પડતું નથી. કારણકે ઓંકારના બ્રહ્મરૂપ ધ્યાનથી પુરૂષનું પુનરાવર્તન આવાગમન થતું નથી. તે

સમયે એ ધ્યાતા એવો પાપ રહિત થઈ જાય છે કે જેમ કાચળીરૂપી પાપમાંથી સર્પ નિકળી જાય છે. બ્રહ્મલોકમાં તે હિરણ્યગર્ભના ઉપદેશને ગ્રહણ કરીને અજ્ઞાનથી પર પરિપૂર્ણ આત્માનો પ્રત્યક્ષ અનુભવ કરે છે. એ તત્ત્વને આગળના બે મંત્રોમાં સંક્ષેપથી કહેવામાં આવશે. ૫ .

વિશેષ—ઓંકાર બ્રહ્મની ઉપાસના કરનારો સાધક, જેમ સાપ કાંચળી છોડે તેમ સર્વ પાપોથી રહિત થઈને શુદ્ધ થઈ જાય છે. પછી તે તપશ્ચર્યાદિ નિયમોથી સૂર્યના સમાન તેજસ્વી, વિદ્વાન મહાત્માનો સંગ કરવાને યોગ્ય થાય છે. તેનાથી તે સામવેદનો વિદ્વાન બનીને તેના આશયરૂપ જ્ઞાનથી આત્માનો જ્ઞાતા થઈ જાય છે. અર્થાત્ તેને હૃદયસ્થિત પરમ પુરૂષનો સાક્ષાત્કાર થવા માંડે છે. કોઈ વિદ્વાન આ મંત્રનો વ્યાવહારિક અર્થ બતાવતા કહે છે કે, મુમુક્ષુની લોકસ્થિતિ એવી હોવી જોઈએ, એવી સ્થિતિ થયા બાદ પરમપદને પ્રાપ્ત થાય છે. ૫ .

હવે 'યઃ પુનરેત્' એ મંત્રમા કહેલા અર્થની સાથે આ મંત્રને જોડે છે, યથા—

**तिस्रो मात्रा मृत्युमत्यः प्रयुक्ता अन्योन्यसक्ता अनविप्रयुक्ताः । क्रियासु बाह्याभ्यन्तरमध्यमासु सम्यक्प्रयुक्तासु न कम्पते ज्ञः ॥ ६ ॥**

ભાવાર્થ—ઓંકારની ત્રણે માત્રાઓ મૃત્યુથી યુક્ત છે. જો સારી રીતથી આરંભાયેલી બાહ્ય, અભ્યંતર, મધ્યમા ક્રિયાઓમા, તેમનો પરસ્પર સંબંધ આનુપૂર્વી પ્રયોગ કરવામા આવેલો હોય તો જ્ઞાતાપુરૂષ વિચલિત થતો નથી. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—ઓંકારની અકાર, ઉકાર તથા મકાર એ ત્રણે માત્રાઓમાં બ્રહ્મદૃષ્ટિ ન રાખીને કેવળ વર્ણના ધ્યાનમાત્રથી કરેલી ઉપાસના મૃત્યુ વિષયક થાય છે. અર્થાત્ તેમનો ઉપાસક મૃત્યુથી છુટી શકતો નથી. તે વારંવાર આવાગમનના ચક્રમાં પડે છે. જો એ ત્રણે માત્રાઓનો, બાહ્ય—જાગ્રત, આભ્યંતર—સુષુપ્તિ તથા મધ્યમા—સ્વપ્ન સ્થાનીય ક્રિયાઓમાં, સમ્યક્ પ્રયોગ કરવામાં આવે તો, અર્થાત્ પરસ્પર સંબંધ અને આનુપૂર્વી ઉપાસના કરવામાં આવે તો જ્ઞાતા પુરૂષ મૃત્યુથી પાર થઈને બ્રહ્મને પ્રાપ્ત થઈ જાય છે.

વિશેષ—જે ઓંકારની ત્રણે માત્રાઓ પરસ્પર મળેલી છે, તેમ શબ્દ, અર્થ તથા જ્ઞાનની સાથે સાધક પુરૂષ 'ઓમ્' શબ્દનો જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ દશામાં અભ્યાસ કરતો રહે, અર્થાત્ મનને લગાડે તો તે અંતમાં, લોકમાં મળનારાં રૂપોથી વિચલિત થતો નથી. કારણ કે તેને બ્રહ્માનંદના સ્વાદની અનુભૂતિ થઈ જાય છે. ૬.

આ બીજા મંત્રમાં ઉપરના સંપૂર્ણ અર્થનો સંગ્રહ કરે છે, યથા—

**ऋग्भिरेतं यजुर्भिरन्तरिक्षं सामभिर्यत्तत्कवयो वेदयन्ते। तमोङ्कारेणैवायतनेनान्वेति विद्वान्यत्तच्छान्तमजरममृतमभयं परं चेति ॥ ७ ॥**

ભાવાર્થ—તેને વિદ્વાન્ લોક જાણે છે કે મુમુક્ષુ ઋગ્વેદથી આ લોકને યજુર્વેદથી અંતરિક્ષને તથા સામવેદ દ્વારા તે લોકને પ્રાપ્ત થાય છે ( થશે ). તથા એ ઓંકારરૂપ આશ્રયથીજ વિદ્વાન એ લોકને પ્રાપ્ત થાય છે કે જે શાંત છે, તથા અમર, અભય તથા સર્વથી શ્રેષ્ઠ છે. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—એ જ્ઞાનીને ઋગ્વેદના મંત્રોના અભિમાની દેવતા આ મનુષ્ય લોકમાં પહોચાડે છે. બે માત્રાના ધ્યાનથી યજુર્વેદના મંત્રોના અભિમાની દેવતા તેને ચંદ્રલોકમાં પહોચાડે છે તથા સામવેદના મંત્રોના અભિમાની દેવતા તેને એવા લોકમા પહોચાડે કે જેને જ્ઞાની પુરૂષ જાણે છે. તે બ્રહ્મલોક એવો છે કે જેને, જ્ઞાની પુરૂષ ત્રણ માત્રાના પ્રણવની ઉપાસનાની સાધના દ્વારા પ્રાપ્ત થાય છે, જે શાંતિથી ભરેલો છે, જેમા ઘડપણનો બખેડો નથી, જ્યાં કોઈ મરતું નથી જ્યાં કોઈ પ્રકારનો ડર નથી, શું કહેવું ? જે સર્વથી શ્રેષ્ઠ સ્થાન છે ૭

વિશેષ—આ પ્રકરણમાં ઉત્તમ મધ્યમ અનેક કનિષ્ઠ એ ત્રણ પ્રકારની ઉપાસનાઓથી ઉપાસકને ત્રણ પ્રકારના રૂપો મળવાનું કહેલું છે. જ્યા શાંતિ હોય, ઘડપણ ન આવે, મરવુ ન પડે તથા ડર ન હોય એવા સર્વશ્રેષ્ઠ પદને જે ભાગ્યવાન પુરૂષ પ્રાપ્ત કરી લે છે અગર કરવાનો યત્ન કરે છે તેતો વંદનીય છે તેમજ અભિનન્દનીય છે. ૭.

પાચમો પ્રશ્ન સમાપ્ત.



## પ્રશ્ન છઠ્ઠો

**अथ हैनं सुकेशा भारद्वाजः पप्रच्छ । भगवन् हिरण्यनाभः कौसल्यो राजपुत्रो मामुपेत्यैतं प्रश्नमपृच्छत । षोडशकलं भारद्वाज पुरुषं वेत्थ तमहं कुमारमब्रुवं नाहमिमं वेद । यद्यहमिममवेदिषं कथं ते नावक्ष्यमिति । समूलो वा एष परिशुष्यति योऽनृतमभिवदति तस्मान्नार्हाम्यनृतं वक्तुम् । स तूष्णीं रथमारुह्य प्रवव्राज । तं त्वा पृच्छामि क्वासौ पुरुष इति ॥ १ ॥**

**ભાવાર્થ**—તે પછી ભરદ્વાજ ગોત્રોત્પન્ન સુકેશા નામક ઋષિએ આચાર્ય પિપ્પલાદને પૂછ્યુ—ભગવન્ ! અયોધ્યાના નિવાસી હિરણ્યનાભ નામના રાજકુમાર મારી પાસે આવીને પૂછવા લાગ્યા કે, આપ ષોડશ કલાવાળા પુરૂષને જાણો છો ? એ સાંભળીને મેં તે રાજકુમારને ઉત્તર આપ્યો કે, હું એવા પુરૂષને જાણતો નથી. જો હું જાણતો હોત તો તમને કેમ ન બતાવત ? જે મનુષ્ય મિથ્યા ભાષણ કરે છે, તે જડ સહિત સુકાઈ જાય છે, તેથી હુ તમારી સાથે જૂઠુ બોલી શકતો નથી. એ સાંભળીને રાજકુમાર ચુપચાપ રથમાં બેસીને ચાલ્યો ગયો. તે હવે હું આપને પૂછુ છું કે, સોળ કળા પૂર્ણ કોણ છે ? ॥ ૧ ॥

વિ૦ વિ૦ ભાષ્ય—હે આચાર્ય ! રાજકુમાર હિરણ્યનાભે મારી પાસે આવીને ઘણી શ્રદ્ધાપૂર્વક પૂછ્યુ હતું, પણ હું તેના પ્રશ્નનો ઉત્તર દઈ શક્યો નહી, કારણ કે મને તેના પ્રશ્નના વિષયમાં કાંઈ પણ માહીતિ ન હોતી. મારી ઉપર રાજકુમારને વિશ્વાસ આવ્યો નહી. તે એમ સમજ્યો કે સુકેશા ઋષિ મને કોઈને કોઈ કારણથી કહેવાની ઈચ્છા રાખતા નથી. મેં સત્યનો આશ્રય લઈને મારા અજ્ઞાનપણાનો વિશ્વાસ બેસાડયો, તો પણ એ 'ઠીક છે કે ઠીક નથી' એવું કાંઈ પણ કહ્યા વગર, જાણે મારા કથનની ઉપેક્ષા કરતો હોય તેમ પોતાના રથમાં બેસીને ઘેર ચાલ્યો ગયો. ॥ ૧ ॥

વિશેષ—સુકેશાએ ઘણા વિષાદની સાથે કહ્યું કે—હું રાજકુમારના પ્રશ્નનો ઉત્તર આપી શકયો નહિ માટે મને દુઃખ છે. જ્યારથી એ ક્ષત્રિય થઈને હું બ્રાહ્મણની પાસે આવ્યો ત્યારથી મારૂં જે ઉત્તર ન આપી શકાયો તે અજ્ઞાન

મારા હૃદયમાં શૂળની પેઠે સાલે છે. પછી મને પણ જીજ્ઞાસા થઈ છે કે જ્યાં સુધી શાંત નહી થાય ત્યાંસુધી શૂળની પેઠે તે મને સાલતી રહેશે. આપ વિજ્ઞાનાદિત્ય છો, તેથી મારા પ્રશ્નનો ઉત્તર આપીને મારા હૃદય મંદિરના અજ્ઞાનાંધકારને દૂર કરવાની કૃપા કરો. ૧.

तस्मै स होवाच । इहैवान्तःशरीरे सोम्य स पुरुषो यस्मिन्नेताः षोडश कलाः प्रभवन्तीति ॥ २ ॥

ભાવાર્થ—પિપ્પલાદ મુનિએ તેને કહ્યું—હે પ્રિયદર્શન, આજ શરીરના હૃદયકમળમાં એ ષોડશ કળાયુક્ત પુરૂષ સ્થિત છે, તેનાથીજ પ્રાણ આદિ સોળ કળા ઉત્પન્ન થાય છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—હે સૌમ્ય ! ષોડશ કળાવાળો પુરૂષ શરીરના સ્થાનમાં સાક્ષીરૂપે સ્થિત છે, તથા એ સોળે કળા આ સાક્ષીરૂપમાં વર્તમાન છે. એ સાક્ષી આત્માજ સર્વ જગતનું અધિષ્ઠાન તથા સર્વનો નિયંતા છે. આ આત્માની અદ્વિતીયતાનું બોધન કરવા માટે સર્વ જગતરૂપ સોળે કળાની આત્માથીજ ઉત્પત્તિ થાય છે. એવું ભગવતી શ્રુતિ પ્રતિપાદન કરે છે. ॥ ૩ ॥

વિશેષ—જોકે પરમાત્મા સર્વ ચરાચર જગતમા એકરસ વ્યાપ્ત છે, તો પણ દર્પણમાંના પ્રતિબિંબની પેઠે તે જ્ઞાનિયોના અંતઃકરણમાં સ્થિત થએલો પ્રતીત થાય છે. તેજ જગતને ચલાવી રહ્યો છે. તમે તેને તમારા હૃદયાકાશમાં દેખી શકશો. ॥ ૩ ॥

કળાઓનો પ્રાદુર્ભાવ કેવે પ્રકારે થયો હશે તથા સૃષ્ટિ ચેતનપૂર્વની છે, તે બતાવવાને સારૂ કહે છે કે—

स ईक्षांचक्रे । कस्मिन्नहमुत्क्रान्त उत्क्रान्तो भविष्यामि कस्मिन्वा प्रतिष्ठिते प्रतिष्ठास्यामीति ॥ ३ ॥

ભાવાર્થ—આ સાક્ષી પુરૂષે એવું વિચાર્યું કે દેહમાંથી કોના નિકળતાં હું નિકળી ગયા જેવો હોઈશ, તથા કોના સ્થિત રહેતાં હું અચળ સ્થિત જેવો હોઈશ. ॥ ૩ ॥

વિ૦ વિ૦ ભાષ્ય—હે ભરદ્વાજ ! આ આત્મા પોતાના બંધનને વાસ્તે, ષોડશકળા રૂપ ઉપાધિની ઉત્પત્તિને સારૂ આ પ્રકારનું ચિંતન કરવા લાગ્યો—હું આત્મા સાક્ષીરૂપથી આ શરીરમાં સ્થિત રહીને પણ વ્યાપક તથા ક્રિયા રહિત છુ તો પણ હું આ સ્થૂળ શરીરથી કોના ચાલ્યા જવાથી હું ચાલ્યો ગયો એવો પ્રતીત થાઉં છું તથા કોના રહેવાથી હું ત્યાં ટકી રહેલા જેવો જણાઉં છું ॥ ૩ ॥

વિશેષ—સર્વાત્મક પરમાત્માને કહીં પણ જવા આવવાપણું રહેતું નથી. આકાશ ક્યાંથી નિકળી ગયું કે ક્યાંથી આવ્યું એ કહેવું મુશ્કેલ છે, અસંભવ છે. એ સર્વ વ્યવહાર કળાઓથી ( સ્ફુરણ ) જ થાય છે. કળાઓની ઉત્પત્તિ સ્થિતિ તથા લય કરનારા પરમાત્મા છે. પરમાત્માની સાથે તેમને જન્ય જનક અગર દૃશ્ય દર્શકનો સંબંધ હોવાથી, લોક મનુષ્યના મરી જતાં કહે છે કે અમુક માણસના દેહમાંથી આત્મા ચાલ્યો ગયો અગર જન્મકાળમાં અમુકમાં આવી ગયો, અથવા ઉદરસ્થ શરીરમાં આત્મા પ્રવિષ્ટ થઇ ગયો. આ નિકળી જવું, આવવું, સબળ નિર્બળ આદિ થવું અગર કાર્યનું બનવું કે બગડવું એ સર્વ કળાઓને આધીન છે. ૩.

રાજાના સમાન પુરૂષેજ સર્વાધિકારી પ્રજાની રચના કરેલી છે. તે કેવા પ્રકારની છે, એ કહે છે, યથા—

**स प्राणमसृजत प्राणाच्छ्रद्धां खं वायुर्ज्योतिरापः पृथिवीन्द्रियं मनोऽन्नमन्नाद्वीर्यं तपो मन्त्राः कर्म लोका लोकेषु च नाम च ॥ ४ ॥**

ભાવાર્થ—એ ( સોળકળાવાળા ) પુરૂષે પ્રથમ પ્રાણને રચ્યો, પછી શ્રદ્ધા, આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી, ઇંદ્રિય, મન તથા અન્નને, તેનાથી વીર્ય, તપ, મંત્ર, કર્મ તથા લોક પછી લોકોમાં નામની સૃષ્ટિ ( રચાય છે ).

વિ૦ વિ૦ ભાષ્ય—તે પછી એ સોળ કળાવાળા સાક્ષી પુરૂષે પાંચ વૃત્તિવાળા, સર્વના પ્રાણસ્વરૂપ હિરણ્યગર્ભને ઉત્પન્ન કર્યો. કારણકે એ પ્રાણ દ્વારાજ આત્માનું શરીરમાંથી નિકળવાનું તથા પરલોકમાં આવાગમનનો વ્યવહાર થવાનું થાય છે. તે પછી તે પ્રાણે સકળ પ્રાણિયોની શુભકર્મમાં પ્રવૃત્તિ થવાના હેતુ ભૂત, આસ્તિકય બુદ્ધિરૂપ શ્રદ્ધાને ઉત્પન્ન કરી. તે પછી કર્મ કરવાં તથા તેના ફળ ભોગવવાના આધારભૂત આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી એ પાંચ મહાભૂત, પાંચ જ્ઞાનેન્દ્રિય, તથા કર્મેન્દ્રિયો તથા મનની રચના કરી. પછી મનની સ્થિતિ કરનાર અન્નને, તથા તેના પરિપાકથી સંપૂર્ણ કર્મોના સાધક બળ, અગર પ્રજા ઉત્પન્ન કરનારા સામર્થ્યરૂપ વીર્યને પેદા કર્યું. પછી વીર્યથી ઉત્પન્ન થવાવાળું જે ચિત્ત છે તેને શુદ્ધ કરનારા તપને પછી કર્મમાં ઉપયોગી ઋક્, યજુ, સામ તથા અથર્વવેદરૂપ મંત્રોને, તે પછી અગ્નિહોત્રાદિક વૈદિક કર્મોને, પછી કર્મોના ફળ રૂપ ચૌદ લોકોને, તે પછી લોકોમાં ઉત્પન્ન

થનારા પ્રાણિયોના નામોને ઉત્પન્ન કર્યાં. એજ સોળકળાઓ છે કે જે અવિદ્યા આદિ દોષરૂપ બીજથી વિકૃત થએલી દ્રષ્ટિવાળાને પ્રતીત થતા બે ચંદ્રમાના સમાન તથા સ્વપ્ન જેનારે કલ્પના કરેલા સ્વપ્નના પદાર્થોના સમાન નિર્માણ કરવામાં આવેલા છે. ૪.

વિશેષ—જીવોની કાર્યસિદ્ધિની સગવડને સારૂ પરમેશ્વરે—૧—પ્રાણ, ૨—શ્રદ્ધા, ૩—તપ, ૪—વાયુ, ૫—અગ્નિ, ૬—જળ, ૭—પૃથ્વી, ૮—ઇંદ્રિયો, ૯—મન, ૧૦—અન્ન, ૧૧—વીર્ય, ૧૨—તપ, ૧૩—મંત્ર, ૧૪—કર્મ, ૧૫—લોક, તથા ૧૬—નામ, એ સોળે કળાઓ અર્થાત્ કાર્ય જગતના અંશ ક્રમથી રચ્યા. આ સોળ કળાઓમાં સર્વ કાંઈ આવી જાય છે. તેમને એજ ધારણ કરે છે, તથા પોષણ કરે છે અને પછી પોતાનામાં લીન કરી દે છે. આ કળાઓમાં જે સત્તા સ્ફુરતિ દેનારા છે, તેજ ચરાચરમાં વ્યાપ્ત પરમેશ્વર છે. તેનેજ જાણો, ત્યારેજ આ જગતનું રહસ્ય સમજાશે. ૪.

પહેલા મંત્રમાં આત્મજ્ઞાનની પ્રાપ્તિને સારૂ અધ્યારોપ કરીને જગતની ઉત્પત્તિ કહી. હવે તેના અપવાદને દ્રષ્ટાંતની સાથે કહે છે, યથા—

**स यथेमा नद्यः स्यन्दमानाः समुद्रायणाः समुद्रं प्राप्यास्तं गच्छन्ति भिद्येते तासां नामरूपे समुद्र इत्येवं प्रोच्यते । एवमेवास्य परिद्रष्टुरिमाः षोडशकलाः पुरुषायणाः पुरुषं प्राप्यास्तं गच्छन्ति भिद्येते चासां नामरूपे पुरुष इत्येवं प्रोच्यते स एषोऽकलोऽमृतो भवति तदेष श्लोकः ॥ ५ ॥**

ભાવાર્થ—એ આ પ્રકારે છે, અગર એ દ્રષ્ટાંત એવું છે કે જેમ સમુદ્ર તરફ વહેતી ગંગા આદિ નદિયો સમુદ્રમાં પહોચીને અસ્ત થઈ જાય છે, તથા તેમના નામ કે રૂપ રહેતા નથી, તેઓ 'સમુદ્ર' છે એ નામથીજ કહેવામાં આવે છે, તેવીજ રીતે આ સર્વ દ્રષ્ટાની એ સોળ કળાઓ, જેમનો આશ્રય પુરૂષજ છે, તેને પ્રાપ્ત થઈ લીન થઈ જાય છે. તેમના નામરૂપ નષ્ટ થઈ જાય છે તથા તેઓ 'પુરૂષ' કહીને ઓળખવામાં આવે છે. જે ઉપાસક મનુષ્ય આત્માને એવો જાણે છે તે કળાહીન તથા અમર થઈ જાય છે. આગળનો મંત્ર આજ વાતનું સમર્થન કરે છે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—જેમ સર્વ નદી નાળાં વહીને સમુદ્રમાં જઈને મળે છે. તેમના જળનું રૂપ તથા વેગ ગમે તેટલા હોય તોપણ તે સમુદ્રમાં મળીને પોતાનું અસ્તીત્વ ખોઈ દે છે, પછી તેમનું નામ, રૂપ કે વેગ કાંઈ રહેતું નથી અને તે સમુદ્રજ કહેવાય છે, તેજ પ્રમાણે આ જીવરૂપ સાક્ષીની, પરમ પુરૂષ તરફ જનારી પ્રાણુ આદિ સોળે કળાઓ, તે પુરૂષને પ્રાપ્ત કરીને તેમાંજ લીન થઈ જાય છે. તેમનું કોઈ નામ કે રૂપ ન રહેવાથી તે કેવળ પુરૂષજ કહેવાય છે. જે પુરૂષ એવું જાણે છે, તેના ઉપર કળાઓનો કોઈ પણ પ્રભાવ રહેતો નથી, પછી તે સર્વ કલેશોથી છુટી જાય છે. આગળનો મંત્ર તેમાં પ્રમાણ છે. ૫.

વિશેષ—સમુદ્રમાં નદિયોની પેઠે નામરૂપથી રહિત થએલું આ સર્વ કાર્ય-રૂપ પ્રત્યક્ષ જગત્ જે પરમાત્મામાં લીન થઈ જાય છે, તે બ્રહ્મને તત્ત્વતઃ જાણુ-નારા સર્વ દુઃખોથી છુટી જાય છે. વસ્તુતઃ જેમ નદી અને સમુદ્રનું જળ તો એકજ છે, કેવળ નામ અને રૂપની ઉપાધિ મટે છે, તેમજ અખિલ વિશ્વ પરમે-શ્વર સ્વરૂપજ છે, જે વસ્તુ તેને તેનાથી અલગ કરતી હતી તે મટી ગઈ. અંતમાં નિષ્કર્ષ એ નિકળે છે કે જે પરમેશ્વરને જેટલો અધિક જાણી લે છે, તે તેટલો જ મૃત્યુના ડરથી દૂર થઈ જાય છે. ૫.

अरा इव रथनाभौ कला यस्मिन् प्रतिष्ठिताः । तं वेद्यं पुरुषं वेद यथा मा वो मृत्युः परिव्यथा इति ॥ ६ ॥

ભાવાર્થ—રથના પૈડાંની નાભિમાં જેમ તિરછા લાંકડાં ( આરા ) લાગેલાં રહે છે, જમેલાં રહે છે, તેજ પ્રમાણે જેમાં સર્વ કળાઓ સ્થિત છે, તે જાણવા યોગ્ય પુરૂષને એ પ્રમાણે જાણે કે જેનાથી તેમને મૃત્યુ પીડા કરી શકે નહી. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—નાભિમાં જેમ આરા લાગેલા રહે છે, તેમજ આત્મામાં એ સોળ કળાઓ સ્થિત છે. હે ઋષિયો! એ અધિષ્ઠાનરૂપ અકળનો તમે નિશ્ચય કરો. કારણ કે તેના જ્ઞાન વગર તમને મૃત્યુ છોડી શકશે નહીં. જેમ નિદ્રામાં આવેલા સ્વપ્નમાં દેખાયેલો સિંહ જાગ્રત થયા વગર નષ્ટ થતો નથી. તેમજ અજ્ઞાનથી ઉત્પન્ન થએલો મૃત્યુરૂપ સિંહ, બ્રહ્મજ્ઞાનરૂપ જાગરણ વગર નિવૃત્ત થતો નથી. તેથી તેની નિવૃત્તિને સારૂ આત્માનો નિશ્ચય કરો. ૬.

વિશેષ—અહીં પરમેશ્વરને સર્વાધાર જાણવાને સારૂ રથ નાભિનું દ્રષ્ટાંત આપવામાં આવેલું છે. આરાઓની પેઠે સર્વ જગત્ બ્રહ્મમાં એવું જડાયેલું છે કે જે

જરાપણ ડગમગ થઈ શકે નહીં. એવા પરમેશ્વરને જ જાણે છે, તે મુક્ત તો થઈ જાય છેજ, ઉપરાંત મરણ સમયે તેના ચિત્તની પ્રસન્નતા નષ્ટ થતી નથી. ખરી અને સર્વથી મોટી વાત એ છે કે મનુષ્યનું મોત અજ્ઞાન છે. આત્મજ્ઞાનિયોનું જીવન, જેમ ચિત્રપટ ઊપર ચિત્રોના ખેલવા આદિના જેવો વ્યાપાર છે તેવું છે. એ પટચિત્રોમાં ( સીનેમાની મૂર્તિયોમા ) સ્વતઃ કાંઈ હોતું નથી. એતો જાદુગરનો ખેલ છે. ૬.

હવે શ્રુતિ શિષ્યોની કૃતાર્થતાનું બોધન કરે છે, યથા—

**तान् होवाचैतावदेवाहमेतत् परं ब्रह्म वेद । नातःपरमस्तीति ॥ ७ ॥**

ભાવાર્થ—તેના પછી આચાર્ય પિપ્પલાદે એ ઋષિયોને કહ્યું કે—હું અપર બ્રહ્મને એટલુંજ જાણુ છું. તેનાથી બીજો જાણવા યોગ્ય શ્રેષ્ઠ પદાર્થ કોઈ નથી. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—તે પછી મહર્ષિ પિપ્પલાદે એ છએ ઋષિયોને સંબોધન કરીને સ્પષ્ટ કહી દીધું કે હું બ્રહ્મના વિષયમાં આટલુંજ જાણું છું, અધિક જાણતો નથી. વળી એમ પણ છે કે 'તેનાથી વધારે જરાપણ તમને જ્ઞાતવ્ય પણ નથી. એટલે કે તમારે જેટલું જાણવા જેવું હતું તેટલું તમે જાણી લીધું છે. આટલાથીજ તમારૂં કામ થઈ જશે. આગળ શબ્દોના ઝગડામાં પડવાની આવશ્યકતા નથી તમો કૃતાર્થ થઈ ગયા છો. ૭.

વિશેષ—પિપ્પલાદ ઋષિના કહેવાનું તાત્પર્ય એ છે કે ઘણું કહેવાથી, ઉપદેશ આપવા કે સાંભળવાથી બોધ થતો નથી કે જેટલો સારરૂપે ગ્રહણ કરીને આચરણમાં મુકેલા થોડાથી થાય છે. એ થોડું પણ ઘણું મોટું થઈ જાય છે. તેમણે ટુંકામાંજ સર્વ કાંઈ કહેવાનું કહી દીધું છે. તેનાથી વધારે કાંઈ છે જ નહી કે જેને કોઈના આગળ કહી શકાય. એ એવું અભિમાન કરતાં નથી કે મારા સિવાય હવે બીજો કોઈ કાંઈ કહેવાને યોગ્ય સંસારમાં છેજ નહીં. તેમના કહેવાનો અભિપ્રાય એજ છે કે જ્યાં સુધી બ્રહ્મના વિષયમાં આવ્યુ છે, તેનાથી આગળ હવે તે ( બ્રહ્મ ) વાણીનો વિષય થઈ શકે તેમ છેજ નહીં. ૭.

તે છએ ઋષિ સ્તુતિપૂર્વક આચાર્યની વંદના કરે છે. યથા—

ते तमर्चयन्तस्त्वं हि नः पिता योऽस्माकमविद्यायाः परं पारं तारयसीति नमः परमऋषिभ्यो नमः परमऋषिभ्यः ॥ ८ ॥

ભાવાર્થ—ત્યારે એ છએ ઋષિયો એ પીપ્પલાદની પૂજા કરતાં કહ્યું કે આપ તો હમારા પિતા છો. જેમણે હમને અવિદ્યાની પેલી પાર સુધી પહોચાડી દીધા છે, એટલે કે હમોને અજ્ઞાન સાગરમાં ડુબતા જેમણે બચાવી લીધા છે. એવા પરમ ઋષિને હમારા નમસ્કાર હો, પ્રણામ હો. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—આ પ્રકારના ઉપદેશને સાંભળીને એ ઋષિગોએ, આચાર્ય પિપ્પલાદ મહર્ષિના ચરણોમાં દંડવત્ કરી, પુષ્પ આદિથી પૂજન કરીને પછી નમ્રતાથી કહ્યું—આપે હમારા સર્વ સંદેહોને દૂર કરીને હમોને કૃતાર્થ કર્યા છે. જ્યારે કે આ સંસારમાં સ્થૂળ શરીરને ઉત્પન્ન કરનાર ( પ્રેમની જુઠી જંજાળમાં ફસાવનારાં અનેક બંધનોના કારણરૂપ આ શરીરને જન્મ આપનારા ) પિતા પણ વંદનીય છે, પરંતુ આપતો અવિદ્યાના પડદાને હઠાવીને, નિત્ય, અજર, અમર, અભય, બ્રહ્મ શરીરને બતાવ્યુ છે. અર્થાત્ અવિદ્યાને દૂર કરી, નિરાવરણ બ્રહ્મનો નિશ્ચય કરાવેલો છે. તે કારણથી ઉક્ત ગૌણ પિતા કરતાં આપ હમારા પરમવંદનીય પ્રધાન પિતા છો. આપે આપની જ્ઞાનરૂપ નૌકાથી તારીને હમોને અવિદ્યાર્ણવની પેલી પાર પહોચાડી દીધા છે. આપના એ ઉપકારના બદલામાં ભેટ કરવા યોગ્ય, આ સંસારમાં કોઈપણ પદાર્થને હમે દેખતા નથી તેથી આપના જેવા બ્રહ્મવિદ્યાના પ્રવર્તક પરમ ઋષિયોને હમારા વારંવાર પ્રણામજ છે. ૮.

વિશેષ—પ્રકૃત ઉપનિષદ્ના પ્રકરણમાં કહેવામાં આવી ગએલું છે કે સર્વ દુઃખોની નિવૃત્તિનું કારણ બ્રહ્મજ્ઞાન છે. પિપ્પલાદ મુનિ પાસેથી એ જ્ઞાન પ્રાપ્ત કરીને છ એ ઋષિયો કૃતાર્થ થઈ ગયા. આ પ્રમાણે 'હમે પણ અવિદ્યાને બરાબર વાંચતા સાંભળતા રહ્યા છીએ છતાં હમારો ઉદ્ધાર કેમ નથી થતો ? તેનો ઉત્તર એ છે કે એ ઋષિ બ્રહ્મચર્ય આદિ તપથી શુદ્ધ અંતઃકરણવાળા થએલા હતા. તથા આપણે લોક મળ વિક્ષેપાદિ દોષોથી દૂષિત થઈ રહ્યા છીએ. સૂર્યના પ્રકાશમાં સર્વકોઈ દેખી શકે છે. પણ અંધને દેખાતું નથી. તેજ પ્રમાણે બ્રહ્મજ્ઞાન સર્વનું ઉદ્ધારક છે, પરંતુ દુષિત અંતઃકરણ ઉપર તેનો પ્રભાવ પડતો નથી. મળ વિક્ષેપથી દૂષિત પુરૂષને આપેલો ઉપદેશ, વેદાંતનું અધ્યયન

અભ્યાસ થવો જોઈએ એમ માને છે. તે જે હોય તે, પણ આ ઉપનિષદ્ ઘણુંજ પ્રભાવશાળી છે. જે અનુબંધ ચતુષ્ટય તથા શાંતિ પાઠ પ્રશ્નોપનિષદ્‌ના છે તેજ આના પણ છે, યથા—

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरङ्गैस्तुष्टुवाꣳसस्तनूभिर्व्यशेम देवहितं यदायुः ॥ स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः । स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु । ॐ शान्तिः शान्तिः शान्ति ॥

બ્રહ્મવિદ્યાની સ્તુતિને સારૂ બ્રહ્મવિદ્યા સંપ્રદાયના કર્તાઓના કથનરૂપ ઇતિહાસ કહે છે, યથા—

ॐ ब्रह्मा देवानां प्रथमः संबभूव विश्वस्य कर्ता भुवनस्य गोप्ता । स ब्रह्मविद्यां सर्वविद्याप्रतिष्ठामथर्वाय ज्येष्ठपुत्राय प्राह ॥ १ ॥

ભાવાર્થ—સર્વ સૃષ્ટિનો કર્તા, જગતનો રક્ષક બ્રહ્મા સર્વ દેવોમાં પહેલો ઉત્પન્ન થયો. તેણે પોતાના સર્વથી મોટા પુત્ર અથર્વાને સર્વ વિદ્યાઓમા ઉત્તમ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—પ્રકાશ, કાંતિ આદિ ગુણોવાળા જેટલા દેવતા છે, તેમાં બ્રહ્મા સર્વ પ્રથમ સ્વતંત્ર ભાવથી ઉત્પન્ન થયા, અથવા ઇંદ્રાદિ દેવતાઓમાં બ્રહ્મા પ્રધાન થયા. કારણ કે તેઓ સર્વ વિશ્વના કર્તા તથા સર્વ પ્રપંચના રક્ષક છે. તેમણે પોતાના સર્વથી મોટા પુત્ર અથર્વાને એ બ્રહ્મવિદ્યા (બ્રહ્માત્મૈક્ય તત્ત્વજ્ઞાન )નો ઉપદેશ કર્યો, કે જે મૂળ અજ્ઞાનનો નાશ કરનારી છે, તથા સર્વ વિદ્યાઓનો આધાર છે. અન્ય વિદ્યાઓ અર્થપ્રકાશિકા છે. બ્રહ્મની સર્વાર્થ પ્રકાશિકા હોવાના કારણે બ્રહ્મવિદ્યાની અંતર્ગત સર્વવિદ્યાઓ એવી રીતે આવી જાય છે કે જેમ તૃપ્તિરૂપ ફળમાં સર્વ રસોનો રસ અંતર્ભૂત થઈ જાય છે. ૧.

વિશેષ—બ્રહ્માએ આ બ્રહ્મકલ્પના આરંભમાં જે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ પોતાના મુખ્યશિષ્ય અથર્વા ઋષિને આપેલો હતો તેજ શિષ્ય પ્રશિષ્યની પરંપરાએ આજ સુધી ચાલ્યો આવી રહેલો છે. સર્વ દેવગણોમાં બ્રહ્મા એટલા




ब्रह्मविद्या की आचार्यपरम्परा

१—ब्रह्मा-अथर्वा, २—अथर्वा-अङ्गिः, ३—अङ्गि-भारद्वाज ४—भारद्वाज-अङ्गिरा
५—अङ्गिरा-शौनक। (१ मु०, १ ख०, १-२ मन्त्र)

બ્રહ્મવિદ્યાની આચાર્યપરંપરા.

૧—બ્રહ્મા-અથર્વા, ૨—અથર્વા-અંગિ૰, ૩—અંગિ-ભારદ્વાજ ૪—ભારદ્વાજ-અંગિરા

તથા શ્રવણ આદિ એ સર્વ રાખમાં હોમ કર્યાના જેવું નિરર્થક છે. સુકેશા આદિ ઋષિયોના આચરણ તથા સાધન પહેલેથીજ ઉત્તમ હતાં, ત્યારેજ પિપ્પલાદ ઋષિના થોડાસા ઉપદેશથી એ બ્રહ્મજ્ઞાન યુક્ત થઈ ગયા. અંતમાં સુકેશાદિ ઋષિયોએ કૃતજ્ઞતા પ્રગટ કરતાં આચાર્યને કહ્યું—હમારા આપને વારંવાર નમસ્કાર છે. બ્રહ્મવિદ્યા સંપ્રદાયના પ્રવર્તક પરમ ઋષિયોની સેવામાં હમો પુનઃ પુનઃ અભિવાદન કરીએ છીએ. ૮.

છઠ્ઠો પ્રશ્ન સમાપ્ત.

ॐ भद्रं कर्णेभिः श्रृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः।
स्थिरैरङ्गैस्तुष्टुवाꣳसस्तनूभिर्व्यशेम देवहितं यदायुः॥
स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः।
स्वस्ति नस्तार्क्ष्योऽरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु।

ॐ शान्तिः शान्तिः शान्तिः॥

ઇતિ શ્રી પ્રશ્નોપનિષદ્ ઉપર સ્વામી શ્રી વિદ્યાનન્દજી
મહારાજ દ્વારા વિરચિત વિદ્યાવિનોદ ભાષ્ય સમાપ્ત.







ૐ નમઃ સચ્ચિદાનંદાય

# મુણ્ડકોપનિષદ્

## વિદ્યાવિનોદ ભાષ્યસહિત.



## પ્રથમ મુણ્ડક, પ્રથમ ખંડ

સર્વ ઉપનિષદોમાં આ ઉપનિષદ્ ઉત્તમ હોવાથી મસ્તકરૂપ છે તેથી તેને 'મુણ્ડક' કહે છે. તેમાં ત્રણ મુણ્ડક છે, તથા પ્રત્યેક મુણ્ડકના બે બે ખંડ છે. આ પ્રમાણે તેમાં ત્રણ મુણ્ડક અને છ ખંડ થયા. આ ઉપનિષદ્ અથર્વવેદની શૌનકીય શાખાના મંત્રભાગમાં છે. તેના પ્રારંભમાં બ્રહ્મવિદ્યાની પરંપરા આપવામાં આવેલી છે. એ પરંપરામાં પહેલું નામ બ્રહ્માનું છે. આ ઉપનિષદ્‌માં પરા તથા અપરા એ બે વિદ્યાઓના વર્ણન કરવામાં આવેલા છે. તેમાં પરમાર્થ તત્ત્વનો બોધ કરાવનારી પરા વિદ્યા છે, તથા જે સાંસારિક જીવોની પ્રવૃત્તિનો વિષય છે, તેને અપરા વિદ્યા કહે છે. વાસ્તવમાં અવિદ્યાજ અપરા વિદ્યા છે, વ્યવહારમાં ઉપયોગી હોવાથી તેનો વિદ્યાના નામે વ્યવહાર થાય છે. જ્યારે એમ છે તો પછી આત્મતત્ત્વ પ્રતિપાદક ઉપનિષદ્ શાસ્ત્રમાં તેની ચર્ચા શા માટે કરવામાં આવી ? તેનું સમાધાન એ છે કે ગ્રંથોમાં કોઈ વિષયોનું હેયત્વ કરીને ઉપપાદન કરવાની શૈલી હોય છે, તથા કેટલાકમાં ઉપાદેયપણે કરીને અર્થાત્ ઘણી વાતો છોડી દેવાને સારૂ લખવામાં આવેલી હોય છે તથા ઘણી ગ્રહણ કરવાની હોય છે. જેમ રામાયણ આદિ ગ્રંથોમાં રાવણ આદિના આચરણનો ઉલ્લેખ ત્યાગ કરવાને સારૂ તથા રામ આદિના આચરણોનો ઉલ્લેખ, સ્વીકાર કરવાને સારૂ કરવામાં આવ્યો છે. આ ગ્રંથના પૂર્વાર્ધમાં ઘણે ભાગે અપરા વિદ્યાનું તથા ઉત્તરાર્ધમાં વિશેષભાગે પરા વિદ્યાનું વર્ણન કરવામાં આવેલું છે. સાધારણ રીતે લોક પ્રશ્નોપનિષદ્ પછી આનોજ અભ્યાસ કરે છે. પરંતુ ભગવત્ પાદ શ્રી શંકરાચાર્ય આદિ વિદ્વાન આ ઉપનિષદ્‌નો, પ્રશ્નોપનિષદ્‌ના પહેલા

માટે મોટા છે કે તેમનામાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય તથા ઐશ્વર્ય એ ગુણો વિદ્યમાન છે. એવા મહાપુરૂષ જે વિદ્યાના આદ્ય પ્રવર્તક હોય તે અત્યંત ઉપયોગી શક્તિનો મનુષ્ય અવશ્ય સંચય કરે. ૐકારનું અહીં સર્વ પ્રથમોચ્ચારણ મંગળ સૂચક છે. ૧.

**अथर्वणे यां प्रवदेत ब्रह्माथर्वा तां पुरोवाचाङ्गिरे ब्रह्मविद्याम् । स भारद्वाजाय सत्यवहाय प्राह भारद्वाजोऽङ्गिरसे परावराम् ॥ २ ॥**

ભાવાર્થ—બ્રહ્માએ અથર્વાને જે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરેલો હતો, તેણે પૂર્વકાળમાં તે વિદ્યા 'અંગી'ને કહી. અંગીએ તેને ભરદ્વાજ કુળોત્પન્ન 'સત્યવહ'ને કહી. એ પ્રમાણે મોટા નાનાને પ્રાપ્ત થતી તે બ્રહ્મવિદ્યા ભરદ્વાજ ગોત્રીય સત્યવહે અંગિરાને કથન કરી. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—પરમેશ્વર જેનું મૂળ છે એવા સર્વ વિદ્યાઓના મૂળ વેદોના જ્ઞાતા બ્રહ્મા હિરણ્યગર્ભે પ્રથમ જે વિદ્યાને અથર્વાને કહેલી હતી, તેનાથીજ ઉત્તરોત્તર અંગી, ભરદ્વાજના પુત્ર સત્યવહ તથા અંગિરાને એકથી બીજાને કહી. એજ બ્રહ્મબોધ સ્રોત ગુરૂ શિષ્ય પરંપરાએ આજ સુધી ચાલી આવેલો છે, કારણ કે વિદ્યા ગંગાનો આદિસ્રોત વેદ હિમાલયથી પ્રવાહિત થએલો છે તેથી તે કદી શુષ્ક થનારો નથી. લય પ્રલય થતા રહેશે, પણ એ એવા જ વહેતા રહેશે. ૨.

વિશેષ—આ મંત્રમાં એકજ ઋષિ બે નામવાળા જેવા પ્રતીત થાય છે, એ નામોમાં એ ભેદ છે કે પહેલું નામ 'अगिर्' છે તથા બીજું નામ 'अगिरस' છે. 'सत्यवहाय' અહીંયાં અનેક પુસ્તકોમાં 'सत्यवाहाय' એવો પાઠ મળે છે, પણ આચાર્ય ભાષ્યકારના મત પ્રમાણે 'सत्यवहाय' માન્ય છે. તેથી હમે પણ એજ પાઠ શુદ્ધ માનીએ છીએ. 'परावराम्=परस्मादवरेणप्राप्तम्' શ્રેષ્ઠથી કનિષ્ઠને મળવાના કારણે આ બ્રહ્મવિદ્યાને 'परावरा' કહેવામાં આવેલી છે. અથવા પર અવર સર્વ વિદ્યાઓના વિષયોની વ્યાપ્તિને કારણે, અથવા પર જે બ્રહ્મ, તેનાથી અવર, નાના જે બ્રહ્મા, તેનાથી પ્રાપ્ત થએલી હોવાથી તેને 'परावरा' કહેલી છે.

પછી અંગિરસથી તે બ્રહ્મવિદ્યા કોને પ્રાપ્ત થઈ? તે કહે છે. યથા—

**शौनको ह वै महाशालोऽङ्गिरसं विधिवदुपसन्नः पप्रच्छ । कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवतीति ॥३॥**

ભાવાર્થ—મહા ગૃહસ્થ શૌનકે શાસ્ત્રોક્ત વિધિથી અંગિરા સમીપ ઉપસ્થિત થઇને એવો પ્રશ્ન કર્યો કે—હે ભગવન્ ! કયા એકને જાણી લેવાથી આ સર્વ જાણ્યા જેવું થઈ જાય છે ? ૩

વિ૦ વિ૦ ભાષ્ય—પહેલાના સમયમાં ઋષિ (બ્રાહ્મણ) લોક ઘણે ભાગે ગૃહારંભ કરીને અધિક સામગ્રી ભેગી કરવી એ ઠીક નથી એમ સમજતા હતા કારણ કે તેનાથી ઘટપટની ખટપટમાં પડવાથી અધ્યયન અધ્યાપનમાં બાધા થાય. જો કદી કોઈ વિશેષ અવસરમાં યજ્ઞાદિ કર્મને સારૂ ધન અન્ન આદિની જરૂર પડતી તો તેને તે સમયે નૃપતિ પૂર્ણ કરી દેતા હતા. એવું જણાય છે કે શૌનક તેમાં અપવાદ હતા તેમને આ મંત્રમાં મહાશાલ, મહાગૃહસ્થ લખેલા છે. એક સમયે અંગિરા ઋષિ પ્રાત:કાળમાં સ્નાનાદિ કર્મ કરીને કોઈ સ્વચ્છ એકાંત જગામાં વિચાર મગ્ન થઈ બેઠેલા હતા, એ ઋષિ સર્વ વેદવેત્તા તથા વેદ પ્રતિપાદિત બ્રહ્મમાં નિષ્ઠાવાળા હતા. તે સમયે શૌનક ઋષિએ સમિત્-કાષ્ઠોને લઇને વિધિપૂર્વક તેમની પાસે જઇને પ્રશ્ન કર્યો કે હે મહાનુભાવ, કયા એકને જાણવાથી સર્વ જગતને જાણી જવાય છે, અર્થાત્ જે એકને જાણવાથી સર્વેનું જ્ઞાન થઈ જાય તે વસ્તુને કૃપા કરીને આપ મને કહો.

વિશેષ—શૌનક ઋષિ મહાશાલ હતા—'महत्यः शाला: गृहाणि प्रसादाः यस्य सः, सर्वगृहाश्रमधर्मसंपन्न.' અર્થાત્ તેમનાં મોટા મોટાં મકાન હતાં એટલે કે તેઓ ધન કુળ વિદ્યા આદિથી સંપન્ન હતા. તેમને નિષ્કામ, સર્વ ઈચ્છાઓથી રહિત, બ્રહ્મનિષ્ઠ તથા બ્રહ્મશ્રોત્રિય ગુરૂ મળી ગયા, શૌનક વિધિવત્ તેમની પાસે ગયા. અહીં વિચાર એ કરવાનો છે કે અન્ય લોક પણ ઉપદેશ ગ્રહણ કરવાને પોતાના ગુરૂ પાસે ગયા હતા, તો શું તે વિધિવત્ ન હોતા ગયા ? ઉત્તરમાં કહેવાનું કે એવી કોઈ વાત નથી. મંત્રમા 'વિધિવત્' શબ્દ દેહલીદીપક ન્યાયથી વચમા ટાકવામાં આવેલો છે, તેનો સંબંધ સર્વ ઉપદેશ ગ્રહણ કરનારાઓ સાથે છે. તથા હમે પણ એ શિષ્ટાચારને માનિયે છીએ કે જ્યારે કોઈ ગુરૂદેવ પાસે ઉપદેશ ગ્રહણ કરવાને જાય ત્યારે તેમને પ્રતિદિન કામમાં આવનારી સામગ્રિયો પૈકી કોઇને પણ લઈ જઇને તેમને અર્પણ કરે, અન્ય કાંઈ આપવાની વાત બીજી છે. દેહલી દીપક ન્યાયનો અભિપ્રાય એ છે કે જેમ દ્વાર ઉપર મૂકેલો દીવો બહાર અને અંદર બન્ને બાજુએ પ્રકાશ આપે છે, તેજ પ્રમાણે વચમાં આવેલો 'વિધિવત્' શબ્દનો, અથર્વા, અંગી, સત્યવહ તથા અંગિરસ સાથે પણ સંબંધ લગાડાય છે. ૩.

અંગિરાના પૂછવાથી શૌનક એ વસ્તુને કહેવાને સારૂ તેની સાધન વિદ્યાઓને કહે છે, યથા—

**तस्मै स होवाच । द्वे विद्ये वेदितव्ये इति ह स्म यद् ब्रह्मविदो वदन्ति परा चैवापरा च ॥ ४ ॥**

**ભાવાર્થ**—અંગિરાએ શૌનકને કહ્યું—બ્રહ્મવેત્તાઓએ કહેલું છે કે એક પરા, બીજી અપરા એ બે વિદ્યાઓ જાણવા યોગ્ય છે. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઉક્ત પ્રશ્ન શ્રવણ કરીને શૌનક ઋષિને અંગિરાચાર્યે કહ્યું કે બ્રહ્મજ્ઞાની મહાત્માઓના કથન અનુસાર બે વિદ્યાઓ જાણવા યોગ્ય છે, એવું મને પણ યાદ આવે છે. તેમાં એક તો પરા વિદ્યા છે, જેનો સંબંધ પરમાત્મા સાથે છે. તથા બીજી અપરાવિદ્યા છે, તે ધર્મ અધર્મના સાધકનું તથા તેના ફળ આદિનું વર્ણન કરે છે. ૪.

**વિશેષ**—અહીં 'કઈ વસ્તુને જાણવાથી સર્વનો જાણકાર થાય છે' એવો શૌનકનો પ્રશ્ન છે. તેનો ઉત્તર આપવામાં સમર્થ અંગિરાએ 'બંને વિદ્યાઓ જાણવા યોગ્ય છે' એવો પૂછા વગરનો ઉત્તર શા માટે આપ્યો ? એવી શંકા કરવી જોઇએ નહીં. કારણકે અહીં પ્રતિ ઉત્તરને સારૂ ક્રમની આવશ્યકતા છે. અવિદ્યાનિષેધ કરવા યોગ્ય છે. તેનું સ્વરૂપ જાણ્યા વગર તેનું નિરાકરણ થઈ શકતુ નથી, તેથી અહીં પૂર્વપક્ષનો નિષેધ કરવાને સારૂજ અપરા વિદ્યા પણ જ્ઞાતવ્ય કોટિમાં લેવામાં આવી છે. તે પછીજ એ વસ્તુના જ્ઞાનનો સંભવ છે, કે જેના જાણવાથી સર્વ કાંઈ જાણી શકાય છે. ૪.

આ પ્રમાણે બંને વિદ્યાઓમાં, પરા વિદ્યાની પ્રાપ્તિના ઉપાય સ્વરૂપ અપરા વિદ્યાને પ્રથમ કહે છે—

**तत्रापरा, ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्ववेदः शिक्षा कल्पो व्याकरणं निरुक्तं छन्दो ज्योतिषमिति । अथ परा यया तदक्षरमधिगम्यते ॥ ५ ॥**

**ભાવાર્થ**—એ વિદ્યાઓમાં ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ તથા જ્યોતિષ એ અપરા વિદ્યા છે. તથા જેનાથી એ અક્ષર પરમાત્માનું જ્ઞાન થાય છે તે પરા વિદ્યા છે. ૫.

वि० वि० भाष्य—चारे वेदोना उच्चारण आदिनी रीत बतावनारी, पाणिनि आदि मुनियोथी रचित 'शिक्षा' कहेवाय छे. वेदप्रतिपादित कर्मकांडनुं अनुष्ठान करवानी विधि बतावनार, आश्वलायन, कात्यायन आदि ऋषियो द्वारा प्रकाशित, सूत्ररूप 'कल्प' कहेवाय छे. शब्दशुद्धिनुं ज्ञान करावनार व्याकरण छे. वेदोना अप्रसिद्ध पदोना अर्थनुं बोधक 'निरुक्त' शास्त्र छे. गायत्री, जगती आदि वैदिक छंदोनो बोध करावनार 'पिंगळ' छे. वैदिक कर्मोना अनुष्ठानना काळ आदि बतावनार, आदित्य, गर्ग आदिनुं कहेलुं 'ज्योतिष' छे. ए वेदना छ अंग पण अपरा विद्या कहेवाय छे. जे विद्याथी शुद्ध अक्षर वस्तुनो निश्चय थाय ते विद्यानुं नाम परा विद्या छे. ५.

विशेष—ज्यारे चारे वेदो अपरा विद्यामां कहेला छे, त्यारे वेदोनो अंतिम भाग होवाथी अपरा विद्यामां वेदांतनो पण समावेश थई जशे, तो पछी तेने परा विद्या केवी रीते कहेवाय ? अर्थात् उपनिषद् पण त्रिकांड वेदनो ज्ञान कांडरूप अंश ज छे, ते कारणथी ज्यारे वेद अपरा विद्यामां आवे त्यारे उपनिषद् परा विद्या थई शके नहीं. तेनुं समाधान ए छे के वेदोमां कर्म तथा उपासनानां वर्णन घणा विस्तारनी साथे करवामां आवेलां छे, तेथी अहीं वेद शब्दथी तेनो कर्मकांड ज अपरा विद्या मनाएलो छे. तथा वैराग्यादि साधन चतुष्टय संपन्न अधिकारी पुरुषोने सांभळवाने, मनन करवाने तथा निदिध्यासन करवाने योग्य, वेदनो ब्रह्मप्रतिपादक ज्ञानकांड भाग उपनिषद् तो परा विद्या ज छे. भाव ए छे के अनात्मभूत संसारनुं वर्णन करनारी विद्यानुं नाम अपरा विद्या छे तथा परा विद्या एनुं नाम छे के जेनाथी शुद्ध अविनाशी ब्रह्मने जाणवामां आवे. ५.

अक्षर ब्रह्मनो निर्देश करतां परा विद्याना विशेषणोनुं वर्णन करवामां आवे छे, जेमके—

यत्तदद्रेश्यमग्राह्यमगोत्रमवर्णमचक्षुःश्रोत्रं तदपाणिपादम् । नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं तदव्ययं यद्भूतयोनिं परिपश्यन्ति धीराः ॥ ६ ॥

भावार्थ—जे ए अदृश्य, अग्राह्य, अगोत्र, अवर्ण, अचक्षुश्रोत्र, अपाणिपाद, नित्य, विभु, सर्वगत, अत्यंत सूक्ष्म, अव्यय तथा संपूर्ण भूतोनुं कारण छे, तेने ज्ञानी महात्मालोक सर्वत्र देखे छे. ६.

વિ૦ વિ૦ ભાષ્ય—એ અક્ષર બ્રહ્મ પંચજ્ઞાનેન્દ્રિયોનો વિષય નથી તેમજ કર્મેન્દ્રિયોનો પણ વિષય નથી. તે વંશ ગોત્રાદિથી રહિત છે, બ્રાહ્મણત્વાદિ અથવા શુકલત્વાદિ વર્ણ શૂન્ય, નેત્ર શ્રોત્રાદિ જ્ઞાનેન્દ્રિયથી રહિત તથા હસ્તપાદાદિ કર્મેન્દ્રિયથી શૂન્ય છે. એ નિત્ય છે, સર્વરૂપ છે, વ્યાપક છે, દુર્વિજ્ઞેય અત્યંત સૂક્ષ્મ છે, વૃદ્ધિક્ષયથી રહિત છે, તથા સંપૂર્ણ પ્રાણીમાત્રની ઉત્પત્તિનો હેતુ છે. એ અક્ષર બ્રહ્મનો જ્ઞાની પુરૂષ પોતાના આત્મરૂપ સાથે નિશ્ચય કરે છે. એ અક્ષરની જે વિદ્યા, એટલે કે બ્રહ્મજ્ઞાન, તેનું પ્રતિપાદન કરનાર જે ઉપનિષદ્ તેનું નામ પરા વિદ્યા છે. ૬.

વિશેષ—અપરા વિદ્યામાં સર્વે વિદ્યાઓનો સમાવેશ થઈ જાય છે, પરંતુ તેનાથી આત્યંતિક દુઃખની નિવૃત્તિ થતી નથી. હા, બુદ્ધિમાન પુરૂષ તેને મુક્તિની સાધિકા પરા વિદ્યાની ઉપકારક બનાવી શકે છે. કારણકે બ્રહ્મચર્યપૂર્વક સાંગોપાંગ વેદશાસ્ત્રોનું અનુશીલન કરવાથી શુદ્ધ અંતઃકરણમાં જ્ઞાન અંકુરિત થઈને પલ્લવિત, પુષ્પિત, તથા ફલિત થાય છે. ૬.

એ ભૂતયોનિ છે, એટલે કે સર્વ પ્રાણિયોની ઉત્પત્તિનું કારણ છે, એવું પ્રથમ કહેવામાં આવેલું છે. તેનેજ ત્રણ દ્રષ્ટાંતોથી સ્પષ્ટ બોધન કરવાને માટે, તેમાં સહકાર વગર બ્રહ્મની જગદુત્પાદનકારણતાના વિષયમાં પહેલું દ્રષ્ટાંત કહે છે, યથા—

**यथोर्णनाभिः सृजते गृह्णते च यथा पृथिव्यामोषधयः सम्भवन्ति । यथा सतः पुरुषात्केशलोमानि तथाक्षरा-त्संभवतीह विश्वम् ॥ ७ ॥**

ભાવાર્થ—જેમ કરોળિયો પોતાની જાળનો વિસ્તાર કરે છે અને પછી તેને સમેટી લે છે, જે પ્રમાણે પૃથ્વીમાં ઓષધિયો ઉત્પન્ન થાય છે તથા જેવી રીતે જીવિત પુરૂષથી કેશ લોમ ઉત્પન્ન થાય છે, તેમજ એ અવિનાશી પરમાત્માથી આ સમસ્ત જગત ઉત્પન્ન થાય છે. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—જેમ ઉર્ણનાભિ કીટ ( કરોળિયો ) તંતુઓને પોતાનામાંથી ઉત્પન્ન કરે છે તથા પોતાનામાંજ લય કરી દે છે, જેમ એકજ પૃથ્વીથી બીજ ભેદે કરીને નાના પ્રકારના અન્ન ઔષધિયો ઉત્પન્ન થાય છે, જેમ જીવિતાવસ્થામાં પુરૂષથી નખ, કેશ, લોમાદિ ઉત્પન્ન થાય છે, તેવીજ રીતે એ ચેતનરૂપ અક્ષરથી આ જડ જગત ઉત્પન્ન થએલું છે. ૭.

વિશેષ—એ પરમાત્મા નાનારૂપાત્મક જગતનું પોતેજ નિમિત્ત કારણ છે, અને પોતેજ ઉપાદાન કારણ છે. તેથી એ અક્ષર આત્મા આ જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ થાય છે. અહીં દ્રષ્ટાંતરૂપમાં એમ સમજવું જોઇએ કે, કરોળિયો પોતાની જાળનું ઉપાદાન કારણ છે તથા પોતેજ નિમિત્ત કારણ છે. જે કારણમાં રહીને કાર્ય ઉત્પન્ન થએલું હોય, તે કારણને ઉપાદાન કારણ કહે છે, જેમ ઘટ આદિનું મૃત્તિકા ઉપાદાન કારણ છે. જે કારણ ભિન્ન હોઇને કાર્યોત્પત્તિ કરે છે તેને નિમિત્ત કારણ કહેવામા આવે છે, જેમ દંડ, ચક્ર આદિ ઘટ આદિનું નિમિત્ત કારણ છે જે પોતેજ નિમિત્ત કારણ હોય તથા પોતેજ ઉપાદાન કારણ હોય તેને અભિન્ન નિમિત્તોપાદાન કારણ કહે છે. તેનાથી એ વાત સમજી શકાય છે કે પરમાત્મા આ જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ છે

જ્યારે પરમાત્મા અપરિમિત ઐશ્વર્ય સંપન્ન છે તથા એજ સૃષ્ટિનું ઉક્ત કારણ છે, તો પછી પ્રજાના સુખી દુ:ખી થવાના કારણ પરમાત્મામા નિર્દયતા તથા વિષયતાનો દોષ આવી જાય છે કારણ કે તે કોઇને સુખી ઉત્પન્ન કરે છે તથા કોઇને દુ:ખી ઉત્પન્ન કરે છે. કોઇને સુખી ઉત્પન્ન કરવામાં તેની વિષમતા છે, તથા કોઇને દુ:ખી ઉત્પન્ન કરવામા તેની નિર્દયતા, નિર્ઘૃણતા છે. પણ એવી શંકા કરવી જોઇએ નહીં, કારણ કે ઈશ્વર કર્માનુસારજ તેની સૃષ્ટિ કરે છે. કર્મસાપેક્ષ હોવાને કારણે ઇશ્વરને ઉક્ત બને દોષો લાગી શકતા નથી. તેથી થયુ એમ કે ઇશ્વર કર્મસાપેક્ષ થઇને જગતને ઉત્પન્ન કરે છે

જેમ ચેતન પુરૂષથી જડ, નખ કેશ લોમ, આદિ ઉત્પન્ન થાય છે તેમજ ચેતન અક્ષરથી, આત્માથી જગતની ઉત્પત્તિ થએલી છે જેઓ એવી શંકા કરે છે કે ચેતન આત્માથી આ જડ જગત કેવી રીતે ઉત્પન્ન થયુ ? એ શંકાની નિવૃત્તિ આ દ્રષ્ટાંતથી થઈ જાય છે. ૭

હવે વિશ્વની ઉત્પત્તિ કહે છે—

तपसा चीयते ब्रह्म ततोऽन्नमभिजायते ।
अन्नात्प्राणो मनः सत्यं लोकाः कर्मसु चामृतम् ॥ ८ ॥

ભાવાર્થ—સર્વથી પ્રથમ તપથી એટલે કે સૃષ્ટિવિષયક જ્ઞાનશક્તિથી પરબ્રહ્મ કંઇક ઉપચય, સ્થૂળતાને પ્રાપ્ત થઈ જાય છે તેનાથીજ અન્ન ઉત્પન્ન થાય છે, પછી અન્નથી ક્રમશ પ્રાણ, મન, સત્ય, લોક, કર્મ તથા તેનાથી અવિનાશી કર્મફળ ઉત્પન્ન થાય છે. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—જગતની ઉત્પત્તિથી પહેલા આત્મા જગતને વિષય કરનારા જ્ઞાનથી, એવા પ્રકારની સ્થૂળતાને પ્રાપ્ત થાય છે કે જેવી રીતે પૃથ્વીમાં સ્થિત બીજ જળના સંબંધથી ફુલી જાય છે. બ્રહ્મની સ્થૂળતા, એ જગતની ઉત્પત્તિની અનુકૂળતા માત્ર છે. સ્થૂળભાવને પ્રાપ્ત થએલા બ્રહ્મથી અવ્યાકૃત અજ્ઞાન ઉત્પન્ન થયુ જોકે સિદ્ધાંતમાં અજ્ઞાન અનાદિ છે, તેથી તેની ઉત્પત્તિ કહેવી એ વ્યર્થ છે, તો પણ જગતના ઉત્પત્તિકાળમાં, જગત ઉત્પન્ન કરવાને ઉન્મુખ અવસ્થાની પ્રાપ્તિ રૂપ જન્મને પ્રાપ્ત થાય છે. એ ચિદાભાસ સહિત અજ્ઞાનથી જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિ વિશિષ્ટ હિરણ્યગર્ભ ઉત્પન્ન થાય છે તેનાથી વિરાટ ઉત્પન્ન થએલું છે. તે પછી તેનાથી ભૂઃ આદિ સપ્તલોક ઉત્પન્ન થયા, પછી તે લોકમાં રહેનારા પ્રાણિયોના કર્મની ઉત્પત્તિ થઈ. પછી અવશ્ય પ્રાપ્ત થનારાં સ્વર્ગાદિરૂપ કર્મફળ ઉત્પન્ન થયાં. ૮.

વિશેષ—આ જે સૃષ્ટિક્રમ બતાવેલો છે તે સોપાન પરંપરાક્રમ છે. ભાવ એ છે કે સાધારણ મનુષ્યની બુદ્ધિમાં ઈશ્વરના સામર્થ્યનો કંઈક ક્રમિક આભાસ થઈ જાય. કારણકે જ્યાં જ્યાં વિશેષ વિભુતિ હોય છે ત્યાં ત્યાં ઈશ્વરની શક્તિનો અધિક વિકાસ જોવામાં આવે છે. અધિકારી આ સૃષ્ટિક્રમની સોપાન-પરંપરા દ્વારા આરોહણ ક્રમથી, એ જાણી શકે છે કે ઈશ્વર વિરાટ, હિરણ્યગર્ભ, અવ્યાકૃતાદિકોથી શ્રેષ્ઠ છે. તથા તેને અવરોહક્રમથી એ માલુમ પડી જાય છે કે જગત પ્રભુમય છે. સર્વ કાંઈ તેનોજ વિસ્તાર છે. ૮.

**यः सर्वज्ञः सर्वविद् यस्य ज्ञानमयं तपः ।**

**तस्मादेतद् ब्रह्म नाम रूपमन्नं च जायते ॥ ६ ॥**

ભાવાર્થ—જે સર્વજ્ઞ તથા સર્વવિત્ છે, તથા જેનુ તપ જ્ઞાનમય છે, તેનાથીજ હિરણ્યગર્ભ નામક બ્રહ્મ, નામ, રૂપ તથા અન્ન ઉત્પન્ન થયું. ૯.

વિ૦ વિ૦ ભાષ્ય—જે પરમાત્મા સર્વને સામાન્ય રૂપથી જાણે છે તથા સર્વને વિશેષ રૂપે કરીને જાણે છે, જે પરમાત્માનું જ્ઞાનરૂપજ તપ છે તે પરમેશ્વરથી હિરણ્યગર્ભની ઉત્પત્તિ થાય છે. તેનાથીજ દેવતાદિ નામ, લીલુ પીળું રૂપ તથા ડાંગર જવ આદિ અન્ન ઉત્પન્ન થયાં. ૯.

વિશેષ—'એ કાંઈ છે' એ સામાન્ય જ્ઞાન છે. 'આ દેવદત્ત છે' એ વિશેષ જ્ઞાન છે. પરમાત્મા સામાન્ય જ્ઞાનવાન તો છે જ, પરંતુ દેવદત્તાદિ નામ તથા તેમના શુભાશુભ કર્મોનું જ્ઞાન ઈત્યાદિ વિશેષ જ્ઞાન પણ તેને છે. આ તો સમ-

જાણવાને સારૂ કહેવામાં આવેલું છે, વસ્તુતા પરમેશ્વર જ્ઞાન સ્વરૂપજ છે. આખા સંસારની પાસે જે જ્ઞાનનો ભંડાર છે, તે આજ ઈશ્વરરૂપ કેન્દ્રથી પ્રાપ્ત થએલો છે. ૯.

પ્રથમ ખંડ સમાપ્ત.

## ખંડ બીજો.

પ્રથમ જે પર, અપર વિદ્યાઓનું વર્ણન કરવામાં આવેલું છે તેમાં એકનો વિષય સંસાર છે તથા બીજાનો મુક્તિ છે, એજ કહેવાને સારૂ આગળ ગ્રંથનો આરંભ કરવામાં આવે છે. તેમાંથી સંસારનું સ્વરૂપ જાણ્યા વગર વૈરાગ્ય થઈ શકતો નથી, તેથી વૈરાગ્ય પ્રાપ્તિને સારૂ પ્રથમ અપર વિદ્યાના વિષય સંસારનું સ્વરૂપ કહે છે.

**तदेतत्सत्यं मन्त्रेषु कर्माणि कवयो यान्यपश्यंस्तानि त्रेतायां बहुधा संततानि । तान्याचरथ नियतं सत्यकामा एष वः पन्थाः सुकृतस्य लोके ॥ १ ॥**

ભાવાર્થ—ઋષિયોએ અપર વિદ્યાના મંત્રોમાં જે કર્મોનો સાક્ષાત્કાર કરેલો હતો, તેજ એ સત્ય છે ત્રેતાયુગમાં અગર વેદત્રયીમાં તે કર્મોનો અનેક પ્રકારે વિસ્તાર થએલો છે. કર્મ ફળની કામનાથી યુક્ત થઈને તેમનું નિત્ય અનુષ્ઠાન કરો, પોતે કરેલાં કર્મનાં ફળની પ્રાપ્તિને સારૂ એજ માર્ગ છે. લોકમાં એજ રસ્તો છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—હે શૌનક ! વેદોક્ત કર્મોનું ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે. તેથીજ કર્મોને શ્રુતિમાં સત્યરૂપ કહેલાં છે, વસિષ્ઠ આદિ ઋષિયોએ વેદ મંત્રોમાં એ કર્મોને જોયાં. ત્રેતાયુગમાં એ કર્મોનો ઘણો પ્રચાર થયો. તે કર્મોને તમે પણ તમારી અભીષ્ટ ફળ સિદ્ધિને સારૂ કરો. ઇષ્ટ ફળની પ્રાપ્તિનો એ કર્મજ માર્ગ છે. કર્મ કર્યા વગર કિંચિત્ માત્ર પણ ફળની પ્રાપ્તિ થતી નથી. સ્વર્ગાદિ ફળતો સકામ કર્મ વગર પ્રાપ્ત થઈ શકતા નથી. નિષ્કામ કર્મ વગર ચિત્તની શુદ્ધિ થઈ શકતી નથી તેના વગર જ્ઞાન પણ થઈ શકતું નથી અને જ્ઞાન વગર મોક્ષ નથી. કહેવાનું તાત્પર્ય એ છે કે કર્મ વગર કિંચિત્ ફળની પ્રાપ્તિ થઈ શકતી નથી. તેથી ફળની પ્રાપ્તિને સારૂ કર્મ કરવા જોઈએ. ૧.

વિશેષ—મનુષ્યે અંતઃકરણની શુદ્ધિને સારૂ ઈશ્વરની આજ્ઞા પ્રમાણે

વેદ પ્રતિપાદિત અગ્નિહોત્રાદિ અથવા સત્ય ભાષણ આદિ કર્મ અવશ્ય કરવા જોઇએ. તાત્પર્ય એ છે કે મનુષ્ય સારા કર્મોમાં અવશ્ય લાગેલો રહે, તેનાથી અંતઃકરણ દર્પણવત્ નિર્મળ થઇ જશે, પછી તેમાં ઇશ્વરીય જ્ઞાન પ્રકાશ થયામાં વાર નહી લાગે. વૈદિક કર્મ કરનારાની દુર્ગતિ થતી નથી. ૧.

ઉક્ત કર્મોને વિશેષરૂપથી દેખાડવાને સારૂ કર્મોમાં પ્રધાન હોવાથી પ્રથમ અગ્નિહોત્રને કહે છે, યથા—

यदा लेलायते ह्यर्चिः समिद्धे हव्यवाहने ।
तदाज्यभागावन्तरेणाहुतीः प्रतिपादयेत् ॥२॥

ભાવાર્થ—અગ્નિના સારી રીતે પ્રજ્વલિત થયા પછી જ્યારે તેમાં ભડકો નિકળવા લાગે, તે સમયે બંને આજ્ય ભાગોની મધ્યમાં સવારે અને સાંજે આહુતિયો પ્રદાન કરે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—જ્યારે અગ્નિ ખૂબ પ્રજ્વલિત થઈ જાય ત્યારે આહુતિ આપવી જોઇએ. મનુષ્ય જ્યારે હોમ કરે ત્યારે પવિત્રતાથી શ્રદ્ધાપૂર્વક કરે, સાત્વિક યાગનો ઘણો મહિમા છે. આત્મજ્ઞાનની પ્રાપ્તિમાં યાગ સહાયક થાય છે. યજ્ઞમાં શ્રદ્ધાપૂર્વક વેદ મંત્રોના પાઠથી પરમાત્માના ગુણાનુવાદ તથા શુભ ફળ પ્રાપ્તિની પ્રાર્થના કરવી જોઇએ. તેનાથી અંતઃકરણની શુદ્ધિ થઇને સુબુદ્ધિ વધશે. જ્યાં એ પ્રમાણે થાય ત્યાં આત્મજ્ઞાનનો પ્રકાશ ન ફેલાય એવું બની શકશે નહીં.

જ્યારે સમિધાઓથી, કાષ્ટથી પ્રજ્વલિત અગ્નિમાં જ્વાળાઓ ઉઠે ત્યારે દર્શ અને પૌર્ણમાસરૂપ બંને ઘૃતના ભાગોની આહુતિયોને વચલા કુંડમાં દેવતાઓને ઉદ્દેશીને આપવી જોઇએ. ૨.

વિશેષ—શાસ્ત્રોમાં એવું વિધાન કરવામાં આવેલું છે કે સર્વ શ્રૌત સ્માર્ત હોમ યજ્ઞોના પ્રારંભમાં પ્રધાન યાગના પહેલાંજ અગ્નિ તથા સોમને સારૂ બે આજ્યભાગ નામક આહુતિયો આપવી જોઇએ. તેમાંથી પહેલી આહુતિ કુંડના ઉત્તર પૂર્વાર્દ્ધસ્થ પ્રજ્વલિત અગ્નિમાં તથા બીજી કુંડના દક્ષિણ પૂર્વાર્દ્ધમાં આપવી જોઇએ.

વધારે સ્પષ્ટતાને સારૂ આ મંત્રને એવી રીતે સમજવો જોઇએ કે 'तदाज्यभागावन्तरेणाहुतीः प्रतिपादयेत्' અર્થાત્ તે સમયે બંને આજ્યભાગોની મધ્યમાં અવાપસ્થાનમાં દેવતોદ્દેશ્યક આહુતિયો આપે દર્શ પૌર્ણમાસ યજ્ઞમાં 'आहवनीय' અગ્નિની ઉત્તર તથા દક્ષિણ તરફ 'अग्नये स्वाहा' તથા 'सोमाय

સ્વાહા ' એ મંત્રોથી બે આહુતિયો આપવામાં આવે છે, તેમને 'आज्यभाग' કહે છે. તેની વચ્ચેનો ભાગ 'आवापस्थान' કહેવાય છે. શેષ સર્વ આહુતિયો તેમાંજ આપવામાં આવે છે. 'सूर्याय स्वाहा' 'प्रजापतये स्वाहा' પ્રાતઃકાળમાં, 'अग्नये स्वाहा' प्रजापतये स्वाहा' સાયંકાળમાં, આ મંત્રોથી અપાતી બે આહુતિયો પ્રસિદ્ધ છે. પ્રકૃત મંત્રમાં 'आहुतीः' એવું બહુવચન, અનેક દિવસ પર્યંત આહુતિ આપવાના અનુષ્ઠાનની અપેક્ષાથી છે. ૨.

અગ્નિહોત્રનું યથાવત્ થવું ઘણુંજ દુષ્કર છે અને તેમાં વિઘ્ન પણ ઘણાં છે, એવો વિચાર કરીને વૈરાગ્યને સારૂ કહે છે, યથા—

**यस्याग्निहोत्रमदर्शमपौर्णमासमचातुर्मास्यमनाग्रयणमतिथिवर्जितं च । अहुतमवैश्वदेवमविधिना हुतमासप्तमांस्तस्य लोकान् हिनस्ति ॥ ३ ॥**

ભાવાર્થ—જે અગ્નિહોત્રીનો અગ્નિહોત્ર દર્શ, પૌર્ણમાસ, ચાતુર્માસ્ય, આગ્રયણ તથા અતિથિપૂજનથી રહિત તથા બરાબર વખતે કરવાના હવન તથા વૈશ્વદેવથી વિવર્જીત અથવા વિધિપૂર્વક ન કરવામાં આવતો હોય; એવો ઠીક ઠીક ન થનારો અગ્નિહોત્ર તે કરનારાના સાતલોકોનો નાશ કરે છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—જે મનુષ્ય શાસ્ત્ર વિધિને છોડીને, પોતાન મન મમાણે અગ્નિહોત્રાદિ કર્મ કરે છે, તેમને અભીષ્ટ ફળની સિદ્ધિ થતી નથી, એ કહે છે, યથા—જે યજ્ઞાનુષ્ઠાન કર્તાના દર્શ ઇષ્ટિથી રહિત ( જેને અમાવાસ્યા તથા પ્રતિપદાની સંધિમા કરવા જોઇએ ), પૌર્ણમાસેષ્ટિ યજ્ઞથી વર્જીત ( જે પૂર્ણમાસી કે પ્રતિપદાને દિવસે કરવામા આવે છે ), ચાતુર્માસેષ્ટિયોથી રહિત ( વૈશ્વદેવ, વરૂણપ્રઘાસ, શાકમેધ, શુનાસીરીય એ ચાર પર્વ ફાલ્ગુની પૌર્ણમાસીથી લઈને થનારા ચાતુર્માસ્ય યજ્ઞ કહેવાય છે ), આગ્રયણથી રહિત ( શરદવસંત ઋતુઓમાં થનારી નવાન્નેષ્ટિયો આગ્રયણ કહેવાય છે ), અતિથિ સત્કાર રહિત ( જેના આગમનની તિથિ, વાર કાળ આદિ નિશ્ચિત નથી એવા ધર્મશાસ્ત્રોક્ત આગંતુક અભ્યાગતને અતિથિ કહે છે ), શાસ્ત્ર વિધિને અનુસરીને હવન રહિત કર્મ તથા જે અગ્નિહોત્રની સાથે વૈશ્વદેવનામક મહાયજ્ઞ નથી થતો તે, તથા વિધિ રહિત નિંદિત પ્રકારથી અવિશ્વાસપૂર્વક કરવામાં આવેલો હોમ, એ સર્વ વાસનારૂપથી સંચિત કર્મ બનીને, તે કર્તાના સાતે લોકોને નષ્ટ કરી દે છે અર્થાત્ અસમર્થ, નિર્બળ બનાવી દે છે. ૩.

વિશેષ—પ્રકૃત મંત્રમા ' आसप्तमांस्तस्य लोकान् हिनस्ति'' પાઠસ્થ 'आसप्तमान् लोकान्' એનું તાત્પર્ય એ છે કે જે વિધિપૂર્વક વૈદિક કર્મ નથી કરતો,

તેના સાતલોક હાનિને પ્રાપ્ત થાય છે. અર્થાત્ પિતા, પિતામહ, પ્રપિતામહ એ ત્રણ; પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર ત્રણ એ તથા સાતમો પોતેજ દુર્ગતિને પ્રાપ્ત થાય છે. અથવા તે ભૂ:, ભુવ:, સ્વ: આદિ સાતે ઉચ્ચલોકનાં સુખથી વંચિત થઈ જાય છે. પાતાલાદિ લોકોમાં જવાની કોઇની ઇચ્છા થતી નથી તેથી તેમનું કથન અહીં ઇષ્ટ નથી. અથવા અન્ય લોકોની તથા સાત પેઢીયોની વાત તો દૂર રહી, વેદ પ્રતિકૂળ આચરણ કરનારા પુરૂષની પોતાની અહીંજ અત્યંત હાનિ થઈ જાય છે. અર્થાત્ તે બ્રહ્મજ્ઞાનને સાક્ષાત કરવાના હેતુ શ્રવણ, મનન, નિદિધ્યાસન, શમ, દમ, તિતિક્ષા તથા ઉપરતિ ( વૈરાગ્ય ) નામક સાતે લોકો અગર પ્રકાશોનું હનન કરી દે છે, કાર્ય સિદ્ધ કરવામાં અસમર્થ, નિર્બળ થઈ જાય છે.

આગળના મંત્રમાં કંઇક વધારે કહેવાની ઇચ્છાથી અગ્નિની સાત જીહ્વાઓ બતાવે છે—

## काली कराली च मनोजवा च सुलोहिता या च सुधूम्रवर्णा ।
## स्फुलिङ्गिनी विश्वरुची च देवी लेलायमाना इति सप्त जिह्वाः ४

ભાવાર્થ—કાલી, કરાલી, મનોજવા, સુલોહિતા, સુધૂમ્રવર્ણા, સ્ફુલિંગિની તથા વિશ્વરૂચી દેવી એ અગ્નિની લપલપાતી સાત જીહ્વાઓ છે. ૪.

*વિ૦ વિ૦ ભાષ્ય*—કાળ સમાન દેખાતી, ડરાવનારી, મનના સમાન વેગવાળી, અત્યંત લાલવર્ણથી યુક્ત, અત્યંત ધૂમાડાવાળી, ચિનગારિયોથી દીપ્તિમાન દેવી, સકળ સુંદરતાઓથી યુક્ત, પ્રજ્વલિત સ્વભાવવાળી, એ અગ્નિની સાત જીહ્વાઓ છે. ૪.

વિશેષ—પ્રકૃતમંત્રમાં અગ્નિની સાત જીભોનો અભિપ્રાય એ છે કે અગ્નિદેવ જ્યાં પ્રગટ થાય છે ત્યાં આ સાત જીભો સાથેજ હોય છે. અર્થાત્ આ જ્વાળાઓમાંથી કોઇને કોઈ અવશ્ય રહેવાની, તેમને જીભો કહેવાનો અભિપ્રાય એ છે કે હવિષ્ય માત્રનેજ તો શું, પણ સંસારની બધી વસ્તુઓને તે ચાટી શકે છે. પ્રલયકાળમાં પ્રાણી આદિ ચરાચરને કાળસ્વરૂપા અગ્નિજીહ્વાનો પરિચય થાય છે. કોઈ નગર કે ઘરને બાળનારી વિકરાળ જીહ્વા હોય છે. મન જેવા વેગવાળી અગ્નિ જીહ્વાનો વ્યોમયાન, રેલ આદિની મંદગતિથી પરિચય મળી જાય છે. અગ્નિની લાલ જીભ વિજળી તથા ધુમાડા વગરના કોયલામાં જણાઈ આવે છે. લીલાં લાકડાંમાં લાગેલા અગ્નિથી ધૂમાડો પ્રતીત થાય છે. કોઈ-

વિશેષ કાષ્ટમાં ચટચટ કરતા અગ્નિની સ્ફુલિંગ જીહ્વા જણાઈ આવે છે. વિશ્વરૂચિ અગ્નિ જીહ્વાની પ્રતીતિ જઠરાનળ તથા મહાનસાદિ અગ્નિમાં થાય છે. ૪.

હવે સાત જીહ્વાઓનું પ્રયોજન કહે છે.

**एतेषु यश्चरते भ्राजमानेषु यथाकालं चाहुतयो ह्याददायन् ।**
**तं नयन्त्येताः सूर्यस्य रश्मयो यत्र देवानां पतिरेकोऽधिवासः ५**

**ભાવાર્થ**—અગ્નિશિખાઓ પ્રજ્વલિત થયા પછી જે યથાસમય અગ્નિહોત્ર આદિનું અનુષ્ઠાન કરે છે, તેમાં અપાએલી આહુતિયોને ગ્રહણ કરીને સૂર્યના કિરણો થઇને તેને એ સ્વર્ગમા લઈ જાય છે કે જ્યા દેવતાઓનો એકમાત્ર રાજા ઇંદ્ર સર્વથી ઉપર રહે છે. ૫.

**વિ૦ વિ૦ ભાષ્ય**—જે યજમાન દેદીપ્યમાન અગ્નિજીહ્વાઓના કોઈ એક ભેદમાં જે કર્મનો જે કાળ છે, તેનુ અતિક્રમણ નથી કરતો અને અગ્નિહોત્ર આદિનું આચરણ કરે છે, તેને એ આહુતિયો સૂર્યના કિરણો થઇને દેવતાઓમાં સર્વથી મોટા ઇંદ્રદેવની પાસે એવી રીતે પહોચાડી દે છે કે જેમ પુષ્પક વિમાને રઘુનાથજીને ક્ષણમાત્રમાં લંકાથી અયોધ્યા પહોચાડી દીધા હતા. ૫.

*વિશેષ—અગ્નિમા પડેલી આહુતિયો સૂર્ય કિરણ થઇને અર્થાત્ સૂર્યના* કિરણો દ્વારા યજમાનને ઇદ્રલોકમા પહોચાડી દે છે. આ કથનને પાઠક અસંભવ ન સમજે. એટલે કે આજકાલના વૈજ્ઞાનિક યુગમાં તેને શકય માને. વિદેશોમાં થનારા ગાયન તથા વ્યાખ્યાનોને સૂર્યના કિરણો હવામાં ઉઠાડીને સર્વ લોકોને પહોચાડે છે, જેનો અનુભવ રેડિયો પાને બેસીને રોજ થાય છે. ૫.

આહુતિયો સૂર્યના કિરણો દ્વારા યજમાનને કેવી રીતે લઈ જાય છે? તે સંબધમાં કહે છે, યથા—

**एह्येहीति तमाहुतयः सुवर्चसः सूर्यस्य रश्मिभिर्यजमानं वहन्ति । प्रियां वाचमभिवदन्त्योऽर्चयन्त्य एष वः पुण्यः सुकृतो ब्रह्मलोकः ॥ ६ ॥**

**ભાવાર્થ**—પૂર્ણરૂપથી પ્રજ્વલિત થતી એ આહુતિયો "આવો, આવો તમારા શુભકર્મોથી પ્રાપ્ત થએલો આ પવિત્ર બ્રહ્મલોક (સ્વર્ગલોક) છે." યજમાનને

આ પ્રકારના પ્રસન્ન કરનારા વચનો કહીને સૂર્યના કિરણો દ્વારા ઘણા સત્કારથી લઈ જાય છે. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—વિધિપૂર્વક અગ્નિહોત્રાદિ કરનારાઓને, આહુતિયો ઘણા પ્રિય શબ્દો વડે બોલાવીને સ્વર્ગલોકમાં લઈ જાય છે. પગે ચલાવીને નહી પણ સૂર્યના કિરણરૂપ વિમાનમાં બેસાડીને ઘણા આરામની સાથે પહોચાડી દે છે. ૬.

વિશેષ—પ્રકૃત મંત્રમાં સ્વર્ગનેજ બ્રહ્મલોક કહે છે, કારણ કે પ્રકરણાનુરોધથી, કર્મોથી સ્વર્ગરૂપ ફળની પ્રાપ્તિ થાય એજ સંભવીત છે કર્મ નિષ્ફળ નથી થતાં, તેમના સૂક્ષ્મ સંસ્કાર બન્યા રહે છે, તથા અનુકૂળ સમયે કારણ આદિ મળતાં ઉદ્બુદ્ધ થઇને ફળને ઉન્મુખ કરે છે. ૬.

વૈરાગ્યના હેતુથી ઉપર્યુક્ત કર્મફળની તથા તેના કરનારની નિંદા કરે છે, યથા—

**प्लवा ह्येते अदृढा यज्ञरूपा अष्टादशोक्तमवरं येषु कर्म। एतच्छ्रेयो येऽभिनन्दन्ति मूढा जरामृत्युं ते पुनरेवापि यन्ति ॥ ७ ॥**

ભાવાર્થ—જે યજ્ઞાદિ કર્મોમાં અશ્રેષ્ઠ કર્મ, અપરા વિદ્યા કરીને કહેવામાં આવેલા છે, તેનાં અઢાર ( અર્થાત્ સોળ ઋત્વિક, એક યજમાન તથા એક તેની ધર્મપત્ની ) યજ્ઞનાં સાધન, અસ્થિર એટલે કે નાશવાન નૌકાના સમાન છે. 'એ કર્મ માર્ગજ કલ્યાણ માગ છે' એવું જાણીને જે મૂર્ખ તેમનું અભિનંદન' કરે છે, હર્ષિત થાય છે તેઓ ફરી પણ જરામૃત્યુને પ્રાપ્ત કરતા રહે છે. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—હે શૌનક ! આ યજ્ઞરૂપી નાની નૌકા સંસારસાગરને પાર કરવાને સમર્થ થઈ શક્તી નથી. જેમ તૃણાદિકથી અથવા સાધારણ કાષ્ટથી બનાવેલી ઘણી નાની હોડી સમુદ્રની પેલી પાર લઈ જઈ શક્તી નથી, પરંતુ મત્સ્ય આદિ જળ જંતુઓને મારવાના કામમાં લાવ્યા બાદ તેને ફેરવીને આ પારના ઘાટ ઊપર લાવવી પડે છે, તેમજ યજ્ઞ કર્મોથી સંસારસાગરની પાર જઈ શકાતું નથી. હા, સ્વર્ગાદિ ફળરૂપ મત્સ્યની પ્રાપ્તિ થયા પછી ફરી તેને આજ' લોકમાં આવવું પડે છે. સંસારાર્ણવથી પાર ઉતરવાને સારૂ તો જ્ઞાનરૂપી નૌકાજ સર્વદા અપેક્ષિત છે. કર્મ તો જ્ઞાનથી અત્યંત ન્યૂન કોટિપ્રવિષ્ટ છે. જે કર્મ યજ્ઞ કરાવનારા સોળ ઋત્વિક બ્રાહ્મણ, તથા બે યજમાન દંપતીએ અઢાર'

જનોથી સિદ્ધ થાય છે, તેનેજ જે મૂલ મોક્ષનું સાક્ષાત સાધન માને છે, તે થોડો વખત સ્વર્ગમાં રહીને ત્યાંના ઉત્તમ સુખ ભલે લૂંટી લે, પણ અંતમાં ત્યાંથી પડીને સંસારમાં ઘડિયાળના કાંટા પેઠે ફરતા ફરતા જરા મૃત્યુના પંજામાંથી તેમનાથી છુટી શકાતું નથી. ૭.

વિશેષ—પ્રકૃત મંત્રમાં, જ્ઞાનપ્રાપ્તિ સિવાય અન્ય કોઈ ફળને સારૂ કરેલાં કર્મોની નિંદા કરવામાં આવી છે. મંત્રમાં 'અષ્ટાદશોક્તમ' એ વાક્ય આવેલું છે. અહીં એ અગ્નિહોત્ર કર્મના સહાયક અઢાર કોણ છે? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે—હોતા, અધ્વર્યુ, બ્રહ્મા, ઉદ્ગાતા, પ્રતિપ્રસ્થાતા, બ્રાહ્મણાચ્છંસી, પ્રસ્તોતા, મૈત્રાવરૂણ, અચ્છાવાક્, નેષ્ટા, અગ્નિધ્ર, પ્રતિહર્તા, ગ્રાવસ્તુત, ઉન્નેતા, પોતા, સુબ્રહ્મણ્ય, યજમાન, તત્પત્ની એ છે. ૭.

ફરી પણ કર્મીની નિંદા કરે છે, યથા—

**अविद्यायामन्तरे वर्तमानाः स्वयं धीराः पण्डितंमन्यमानाः । जङ्घन्यमानाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथान्धाः ॥ ८ ॥**

ભાવાર્થ—જે લોક અવિદ્યાની વચમાં ફસાએલા છે, તથા પોતાને ઘણા ઘણા વિદ્વાન તથા પંડિત માનનારા છે, એ મૂઢ પુરૂષ પીડિત થતા થતા સર્વ બાજુએ એવા ભટકતા રહે છે કે જેવા આંધળા ખાડામાં પડે છે. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—કર્મી પુરૂષ સદાએ અવિદ્યામાં ફસાએલા રહે છે. તો તેઓ અત્યંત મૂઢ પણ પોતે પોતાને ઘણી બુદ્ધિવાળા પંડિત માને છે. જેમ એક અંધની પાછળ ચાલનારો બીજો અંધ કલેશનેજ પામે છે, તેમ કર્મ કરનારા અજ્ઞાની ગુરૂની પાછળ ચાલનારો શિષ્ય પણ વારંવાર સંસાર દુઃખનોજ અનુભવ કરે છે. ૮.

વિશેષ—પ્રતીત થાય છે કે ઉપનિષદ્ કાળમાં એવા અજ્ઞાનિઓ ઓછા નહી હોય કે જેઓ કાંઈ પણ જાણતા ન હોવા છતાં પોતાને બુદ્ધિના સાગર માનતા હોય. તેઓ યજ્ઞ અગ્નિહોત્રાદિ કર્મોમાંજ ફસાઈ રહેતા હતા, પણ તેમને એ જ્ઞાન નહોતું કે, સર્વ સચરાચર વિસ્તારમાં પોતાનોજ આત્મા વિરાજી રહેલો છે. કર્મની સાથે જ્ઞાનશક્તિને પણ આશ્રય આપવો જોઇએ. ઘણા લોકો એ પણ જાણતા નહોતા કે ગુરૂ બનાવીને કોનું અનુસરણ કરવું જોઇએ. 'લોભી ગુરૂ લાલચી ચેલા, મળી ન કોઈ ગયા અપેલા' એ કહેવત અનુસાર

સંસારીજન સ્વ સમાન પ્રપંચભારથી આક્રાંત થએલા કોઈ મનુષ્યને ગુરૂ બનાવે તો તેનો ઉદ્ધાર કેવી રીતે થાય ? વિરક્ત સમદર્શી મહાત્માજ ગુરૂરૂપમાં ઉપદેશ આપીને મનુષ્યના ભવબંધનને કાપી શકે છે. ૮. વળી—

**अविद्यायां बहुधा वर्तमाना वयं कृतार्था इत्यभिमन्यन्ति बालाः। यत् कर्मिणो न प्रवेदयन्ति रागात्तेनातुराः क्षीणलोकाश्च्यवन्ते ॥ ६ ॥**

ભાવાર્થ—ઘણા ખરા કર્મી લોક અવિદ્યામાં ફસાએલા રહે છે. તેઓ 'હમે કૃતકૃત્ય છીએ, હમે કૃતાર્થ છીએ' એ પ્રકારનું અભિમાન કર્યા કરે છે. કારણ કે કર્મકાંડી પુરૂષોને કર્મફળ વિષયક રાગ હોવાને કારણે આત્મતત્ત્વજ્ઞાન થતું નથી. તેથી તેઓ અત્યંત પીડિત થઈને સ્વર્ગથી ભ્રષ્ટ થઈ જાય છે. કારણ કે તેમના કર્મફળ ક્ષીણ થતાં તેમને સ્વર્ગથી ચ્યુત થવું પડે છે. ૯.

વિ૦ વિ૦ ભાષ્ય—ઘણા લોક અજ્ઞાનવશ સાંસારિક ઝગડાની જાળમાં પડે છે, તેઓ જ્ઞાન ભાવનો ત્યાગ કરી અજ્ઞાની બાળકોની પેઠે કર્માનુષ્ઠાનનો ખેલ ખેલતા રહે છે. આશ્ચર્ય તો એ છે કે તેઓ પોતાના પ્રતિ 'नास्ति धन्यो मदन्यः' એટલે કે મારા સમાન કોઈ સફળજીવન નથી, એવું અભિમાન કરે છે. કારણ કે એવા લોકોને કર્મના ફળોમાં વિશેષ લાલસા હોય છે, તેથીજ ખાસ કરીને તેઓ તત્ત્વજ્ઞાનને સમજતા નથી. પણ તેમણે એતો સમજવુંજ જોઇએ કે પુન્ય ક્ષીણ થતાં ફરી પણ થોડા વખત પછી હમારે અહીં આવીને ધક્કા ખાવા પડશે. ૯.

વિશેષ—મહાત્મા લોક કહ્યા કરે છે કે જે મનુષ્ય મુક્તિ સુખ પ્રાપ્તિના રાગથી પણ મોક્ષને સારૂ ઉદ્યોગ યત્ન કરે છે, તે મુક્તિને પામી શક્તા નથી. કારણ કે બંધનનું કારણ જે રાગ, તે અહીં કાયમ રહેલો હોય છે, જ્યાં રાગ હશે ત્યાં દ્વેષ પણ હોવાનોજ બસ, રાગ દ્વેષજ સર્વ બખેડાનું મૂળ છે. એજ એવી શૃંખલા છે કે જેમાં સર્વ જગત બંધાએલું છે. આ અવિદ્યામાં ડુબેલા, પરમાર્થથી વિમુખ મનુષ્ય બ્રહ્મજ્ઞાનના પરમાનંદનો અનુભવ કરી શક્તા નથી, અને ચોરાસીના ચક્કરમાં લાગેલા રહે છે. ૯.

વળી પણ કહે છે, યથા—

**इष्टापूर्तं मन्यमाना वरिष्ठं नान्यच्छ्रेयो वेदयन्ते प्रमूढाः। नाकस्य पृष्ठे ते सुकृतेऽनुभूत्वेमं लोकं हीनतरं वा विशन्ति।१०।**

ભાવાર્થ—જે મહા મૂઢ ઇષ્ટ યજ્ઞાદિ તથા પૂર્ત-વાપી કૂપનિર્માણાદિ કર્મોને જ સર્વોત્તમ માને છે, તથા અન્ય કોઇ વસ્તુને શ્રેયનું સાધન નથી જાણતા, તેઓ સ્વર્ગલોકના પ્રધાન સ્થાનમાં પોતાના કર્મ ફળનો ભોગ કરીને આ લોકમાં અગર આનાથી પણ અત્યંત હીન લોકમા પ્રવેશ કરે છે. ૧૦.

વિ૦ વિ૦ ભાષ્ય—અજ્ઞાની લોકના કેટલાક વિચાર અગર કર્તવ્યજ કાંઈ નિરાળા હોય છે. તેઓ યાગ આદિ ઇષ્ટ, તથા વાપી આદિ ખોદાવવારૂપ પૂર્ત કર્મને પરમ શ્રેષ્ઠ અગર મોક્ષનું મુખ્ય સાધન માને છે, આત્મજ્ઞાન રૂપ શ્રેય સાધનો ઉપર કાંઈપણ ધ્યાન આપતા નથી. સ્વર્ગના સર્વોત્તમ ભોગોને તો ભોગવે છે, પણ અંતમા પોતાના બાકી રહેલાં કર્મ અનુસાર, પાછું મનુષ્ય શરીરમાં કે તેનાથી પણ હીન પશુ પક્ષી આદિની યોનિમાં તેમને આવવું પડે છે. તેમનાથી એ બની શકતું નથી કે, અહીં આજ શરીરથી, સ્વર્ગ જવાના વિચારનો ત્યાગ કરી, એવું કામ કરવું જોઇએ કે જેનાથી નિરંતર રહેનારા સુખની પ્રાપ્તિ થાય. અન્યથા સાંપ્રત કાળના ભાડુઆતોની પેઠે જ્યાં ત્યાંથી બહાર નિકળીને માર્યા માર્યા ફરવું પડશે.

વિશેષ—પાઠક વર્ગ એમ ન સમજે કે આ મંત્રમાં શ્રૌત સ્માર્ત કર્મોની નિંદા કરવામાં આવી છે, પણ એવા અજ્ઞાનિયોની સમાલોચના કરેલી છે કે જેઓ પરમાર્થ સબંધી પરોક્ષ સુખને તુચ્છ માનીને સ્ત્રી, પુત્ર, ધન, રાજ્ય સંબંધી ઐશ્વર્યના અનિત્ય વૈષયિક સુખનેજ સર્વકાંઈ માની બેઠા છે. તેઓ પ્રાપ્ત સુખની રક્ષા તથા અધિક પ્રાપ્તિની ઇચ્છાથી શ્રૌત કર્મ તથા નામ કાયમ કરવા આદિની અભિલાષાથી વાવ, કુવા આદિ બનાવવાના સ્માર્ત કર્મ કરે છે. પરંતુ સર્વોત્તમ તથા સ્થાયી સુખના સાધન સમાધિ, વેદાંત શ્રવણ તથા ત્યાગ વૈરાગ્ય આદિની તરફ ધ્યાન નથી આપતા. ૧૦.

કેવળ કર્મિયોના ફળને કહીને સગુણ બ્રહ્મની ઉપાસના સહિત આશ્રમ વાસિયોના બ્રહ્મલોક પ્રાપ્તિ રૂપ ફળને કહે છે, યથા—

**तपःश्रद्धे ये ह्युपवसन्त्यरण्ये शान्ता विद्वांसो भैक्ष-चर्यां चरन्तः । सूर्यद्वारेण ते विरजाः प्रयान्ति यत्रामृतः स पुरुषो ह्यव्ययात्मा ॥ ११ ॥**

ભાવાર્થ—જે શાંત, વિદ્વાન લોક વનમાં રહીને ભિક્ષાવૃત્તિનુ આચરણ કરતા નિશ્ચયપૂર્વક તપ તથા શ્રદ્ધાનુ સેવન કરે છે, તેઓ શુદ્ધ કર્મના

આચરણથી નિર્મળ થઇને ઉત્તરાયણ માર્ગથી સત્યલોકને પ્રાપ્ત થાય છે કે જ્યાં એ અમૃતસ્વરૂપ તથા અવિનાશી સ્વભાવવાળો પુરૂષ રહે છે. ૧૧.

વિ૦ વિ૦ ભાષ્ય—એમાં સંદેહ નથી કે જે જીતેન્દ્રિય, ઉપાસના કરનારો વિદ્વાન, ભિક્ષાવૃત્તિથી નિર્વાહ કરીને એકાંત વનમાં, જ્યાં પુત્ર કલત્ર-મિત્ર આદિનો જરાપણ સંપર્ક ન હોય ત્યાં રહીને, પોતાના નિજ આશ્રમોચિત વિહિત કર્મ રૂપ તપ તથા હિરણ્યગર્ભ આદિની ઉપાસનારૂપ શ્રદ્ધાનું સેવન કરે છે, તેઓ પુન્ય પાપની વાસનાથી રહિત થઇને સૂર્ય દ્વારા, અર્થાત્ ઉત્તરાયણમાં શરીરનો ત્યાગ કરીને એવા લોકમાં જાય છે કે જ્યાં હિરણ્યગર્ભ બ્રહ્મા રહે છે કે જે અમૃત સ્વરૂપ તથા અવિનાશી સ્વભાવવાળા છે. અર્થાત્ એ હિરણ્યગર્ભ જ્યાં સુધી સંસાર છે ત્યાં સુધી સ્થાયી છે તથા સર્વથી પહેલા ઉત્પન્ન થએલા છે. ભાવ એ થયો કે અપરા વિદ્યાથી પ્રાપ્ત થનારી સાંસારિક ગતિ તો બસ આટલે સુધી છે. ૧૧.

વિશેષ—અંતઃકરણની શુદ્ધિને સારૂ પવિત્ર, શાંત તથા ભોગોથી વિરક્ત થઇને શ્રદ્ધા અને વિશ્વાસની સાથે પરમેશ્વરની આજ્ઞારૂપ વેદોક્ત અગ્નિહોત્રાદિ કર્મોનું સેવન કરવું જોઇએ. આપોઆપજ અંતઃકરણમાં જ્ઞાનનો પ્રકાશ થાય છે. એવા લોક વૈદિક કર્મથી નિષ્પાપ થઇને ઉત્તરમાર્ગથી હિરણ્યગર્ભની પાસે જઈ પહોચે છે. ૧૧.

અહીં સુધી અપરા વિદ્યાથી પ્રાપ્ત સંસારની ગતિયો કહેવામાં આવી. હવે આ સમગ્ર સાધ્ય સાધનના લક્ષણ દ્વારા સંસારથી વિરક્તની, પરા વિદ્યાના અધિકારનું બોધન કરતાં કહે છે, યથા—

परीक्ष्यलोकान्कर्मचितान् ब्राह्मणो निर्वेदमायान्नास्त्य-कृतः कृतेन । तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥ १२ ॥

ભાવાર્થ—કર્મોથી પામવા યોગ્ય લોકોને જાણીને બ્રહ્મવેત્તા વૈરાગ્યને પ્રાપ્ત કરે. કર્મ રહિત નિત્યરૂપ પરમાત્મા, કર્મ કરવાથી પ્રાપ્ત થવાને યોગ્ય નથી. તેથી મુમુક્ષુ પુરૂષે તે પરમાત્માને જાણવાને સારૂ હાથમાં સમિધ્ લઇને શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરૂની શરણમાં ઉપસ્થિત થવું જોઇએ. ૧૨.

વિ૦ વિ૦ ભાષ્ય—મુમુક્ષુ પુરૂષે સંસારની દશા ઉપર ખુબ ધ્યાનથી વિચાર કરવો જોઇએ. જે ભોગોમાં દુઃખ જણાય તો તેનાથી વૈરાગ્યને પ્રાપ્ત

કરી લે. જેટલાં લોક પરલોકના સુખ છે તે કર્મોના ફળ છે. કર્મજન્ય સર્વ-ફળ અનિત્ય છે. જે પ્રમાણે મનુષ્ય કર્મ કરીને ખેતર આદિમાં અન્નને ઉત્પન્ન કરે છે તથા ભોગવ્યા પછી અન્ન સમાપ્ત થઈ જાય છે, તેજ પ્રમાણે કર્મથી રચાએલા લોક પરલોક આદિ સર્વ ભોગ ભોગવ્યા પછી નષ્ટ થઈ જનારા છે. એવા ઘણાંએ દ્રષ્ટાંતથી સર્વલોકોને અનિત્ય જાણીને વિરક્ત થઈ જાય તથા તેની સાથેજ એ પણ નિશ્ચય કરી લે કે કર્મથી જન્ય સંસારના સર્વ પદાર્થ અનિત્ય છે, નિત્ય પદાર્થ કોઈ બીજોજ હશે, તેનેજ મારે જાણવો જોઇએ. પછી તે નિત્ય પદાર્થને જાણવાને સારૂ મુમુક્ષુ. હવનની સમિધ્, પુષ્પ, ફળ, દંતધાવનાદિ હાથમાં લઇને વેદવેત્તા બ્રહ્મવિચારમગ્ન આચાર્ય ગુરૂ સમક્ષ ઉપસ્થિત થાય.

વિશેષ—હે શૌનક! મુમુક્ષુએ એ બ્રહ્મલોકની પ્રાપ્તિના ઉપાય, શ્રવણ આદિકોનો ત્યાગ ન કરી બેસવું જોઇએ. કારણકે બ્રહ્મલોકની પ્રાપ્તિમાં અનેક અનેક વિઘ્ન બાધાઓ ઉપસ્થિત રહે છે, તેથી મુમુક્ષુ, "કર્મથી પ્રાપ્ત થનારાની અવશ્ય નિવૃત્તિ થઈ જાય" એવો વિચાર કરીને સર્વલોકથી વિરાગી થઈ જાય, એવા સર્વોત્તમ વિચારથી તે વિદ્વાન ગુરૂ પાસે જાય, કારણકે ઇન્દ્રિયાતીત અગમ્ય તત્ત્વનો બોધ કોઈ પહોચેલો વિદ્વાન ગુરૂજ આપી શકે છે. આત્મજ્ઞાનનું બોધન કરવું એ કાંઈ જેવું તેવું કામ નથી, લેભાગુ પંચકલ્યાણી ગુરૂનું કામ નથી. ૧૨.

એવા શિષ્યને સારૂ ગુરૂએ અવશ્ય આત્મબોધ કરવો જોઇએ, એ કહે છે, યથા—

**तस्मै स विद्वानुपसन्नाय सम्यक्प्रशान्तचित्ताय शमान्विताय । येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम् ॥ १३ ॥**

ભાવાર્થ—પોતાની નિકટ આવેલા, પૂર્ણરૂપથી શાંત ચિત્ત તથા શમાદિ સંપન્ન શિષ્યને વિદ્વાન ગુરૂએ વેદાંત પ્રતિપાદિત વિદ્યાનો યથાર્થરૂપે ઉપદેશ કરે, જેનાથી એ સત્ય સ્વરૂપ અવિનાશી પુરૂષનું જ્ઞાન થઈ જાય છે. ૧૩.

વિ૦ વિ૦ ભાષ્ય—જ્યારે મુમુક્ષુ શાંતચિત્ત વિરક્ત તથા સદાચારી હોઇને ગુરૂના ચરણમાં પ્રાપ્ત થઈ જાય, ત્યારે તે એવા અધિકારીને બ્રહ્માત્મૈક્ય જ્ઞાનનું તત્ત્વરૂપથી બોધન કરે, કે જેનાથી તેને અક્ષય તથા સત્ય જ્ઞાન થઈ જાય.

વિશેષ—કર્માનુષ્ઠાન આદિ ગમે તેટલી શ્રદ્ધા, ભક્તિ તથા વિધિથી કરેલું

હોય તો પણ તેનાથી બ્રહ્મજ્ઞાન થવાનું સંભવિત નથી. કારણકે બ્રહ્મ કોઈ કર્મના ફળ રૂપ નથી. હા, એ વાત અવશ્ય છે કે ફળની કામના છોડીને કરેલાં કર્મ અંતઃકરણની શુદ્ધિ દ્વારા આત્મજ્ઞાનની પરંપરયા સાધક થઈ શકે છે. ૧૩.

બીજો ખંડ તથા પહેલું મુણ્ડક સમાપ્ત.



## બીજું મુણ્ડક, ખંડ પહેલો

આ પ્રમાણે પ્રથમ મુણ્ડકમાં ફળ સહિત અપરા વિદ્યાવિષયક કર્મોને કહીને પરા વિદ્યાનું વિષય જે બ્રહ્મ છે, તેના જ્ઞાનને સારૂ બીજા મુણ્ડકનો આરંભ કરવામાં આવે છે, આચાર્ય શંકર એમ કહે છે કે અહીં સુધી અપરા વિદ્યાના સર્વ કાર્ય કહેવામાં આવ્યા, એજ સંસાર છે તેનો જે સાર છે, જે સ્વ મૂળ ભુત અક્ષરથી તે ઉત્પન્ન થાય છે, તથા જેનામાં તેનો ક્ષય થાય છે, તે પુરૂષસંજ્ઞક અક્ષર બ્રહ્મ જ સત્ય છે. જેનુ જ્ઞાન થવાથી આ સર્વ કાંઈ જાણી લેવાય છે, એ પરા વિદ્યાનો વિષય છે, તેને બતાવવો છે તેટલા માટે આગળ ગ્રંથનો આરંભ કરવામાં આવે છે.

**तदेतत्सत्यं यथा सुदीप्तात्पावकाद्विस्फुलिङ्गाः सहस्रशः प्रभवन्ते सरूपाः । तथाक्षराद्विविधाः सोम्य भावाः प्रजायन्ते तत्र चैवापियन्ति ॥ १ ॥**

ભાવાર્થ—હે સૌમ્ય ! એ તે અક્ષર બ્રહ્મ સત્ય છે કે જેનાથી સારી પેઠે પ્રજ્વલિત અગ્નિથી તેનાજ સમાન રૂપવાળી હજારો ચિનગારિયો ઉત્પન્ન થાય છે તેમજ એ અક્ષરથી અનેક ભાવોનો પ્રાદુર્ભાવ થાય છે, તેઓ પાછી તેમાજ લીન થઈ જાય છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—હે શૌનક ! કર્મનું ફળ સર્વકાળમાં સત્ય નથી હોતું, અર્થાત્ ત્રિકાલાબાધિત નથી, તથા અક્ષર બ્રહ્મ ત્રણે કાળમાં સત્ય છે. એ સત્ય આત્માથીજ આ ચરાચર જગત ઉત્પન્ન થયુ છે. ખૂબ તેજથી બળતાં અગ્નિમાંથી તેનાજ સમાનરૂપ તથા દાહ એવી હજારો ચિનગારિયો નિકળે છે, તેમજ જડ ચેતનરૂપ સંપૂર્ણ સંસાર એ અક્ષર પરમાત્મા પુરૂષથી ઉત્પન્ન થાય છે, ત્યાર પછી અંતમાં તેનામાંજ સમાઈ જાય છે. અભિપ્રાય એ છે કે અક્ષર આત્માથી કાઈ પણ ભિન્ન નથી તત્સ્વરૂપજ છે. જો વાત એવીજ છે તો પછી

જીવ-ઇશનો પારસ્પરિક ભેદ ક્યાં રહ્યો ? તેનો ઉત્તર એ છે કે ભેદતો કેવળ ભ્રમમાત્ર છે. ૧.

વિશેષ—આ મંત્રમાં 'જે એકને જાણવાથી સર્વ પ્રપંચ જાણી જવાય છે' એવું બ્રહ્મજ્ઞાન થવાની સાધનભૂતા પરાવિદ્યાનું વર્ણન કરવામાં આવ્યુ છે, વાસ્તવમાં આ પ્રકરણમાં શૌનક ઋષિના પ્રશ્નના સમાધાનને સારૂ અંગિરા નામક ગુરૂએ વારંવાર પ્રપંચની ઉત્પત્તિનું કથન કરેલું છે. એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન કેવી રીતે થાય ? આ પ્રશ્નનું ફરી ફરીને ઉપપાદન કરવુ એ તેની દ્રઢતાને સારૂ છે, તેને કોઈ પુનરૂક્તિ ન સમજે. ૧.

આ પ્રમાણે એકત્વની સિદ્ધિને સારૂ અક્ષરની ઓપાધિક જીવોત્પત્તિ હેતુતા તથા તેની લયહેતુતા કહેવામાં આવેલી છે. હવે તેના નિરૂપાધિક સ્વરૂપનું કથન કરવામાં આવે છે, યથા—

**दिव्यो ह्यमूर्तः पुरुषः स बाह्याभ्यन्तरो ह्यजः ।**
**अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात्परतः परः ॥ २ ॥**

ભાવાર્થ—એ અક્ષર બ્રહ્મ નિશ્ચય કરીને સ્વયંપ્રકાશ, રૂપરહિત, પરિપૂર્ણ, બહાર અંદરવ્યાપ્ત, અજન્મા, પ્રાણવાયુ રહિત, સંકલ્પ વિકલ્પ રહિત, વિશુદ્ધ, માયોપાધિક ઇશ્વરથી તથા હિરણ્યગર્ભથી શ્રેષ્ઠ છે. એટલે કે કાર્યવર્ગની અપેક્ષાએ અક્ષર અવ્યાકૃત પ્રકૃતિથી પણ શ્રેષ્ઠ છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—હે શૌનક ! આ જગતને રચનાર અક્ષર આત્મા સ્વ પ્રકાશ છે, અમૂર્ત એટલે કે સ્થૂળતાદિથી રહિત હોઇ સર્વત્ર વ્યાપક છે. પુરૂષ છે એટલે કે પૂર્ણ છે. અથવા શરીરરૂપી પુરમાં શયન કરનારો છે. બહાર અંદર સર્વત્ર વર્તમાન, અજ જે કોઇનાથી ઉત્પન્ન ન થએલો હોઈ પ્રાણ તથા મનથી રહિત છે. એટલે કે તેને જીવિત રહેવાને સારૂ પંચ પ્રાણ આદિની આવશ્યકતા રહેતી નથી તેમજ કોઈ વસ્તુ વિષયક સંકલ્પજ તે કરતો નથી. કાર્યની દ્રષ્ટિથી પર જે અજ્ઞાન, તેનાથી પણ અજ્ઞાનનો અધિષ્ઠાતા આત્મા પર છે. ૨.

વિશેષ—એ પ્રાણાદિક સર્વ આત્માથીજ ઉત્પન્ન થાય છે તથા તેમાંજ ટકે છે, પછી લીન પણ તેમાંજ થઈ જાય છે. તેથી બ્રહ્મ અદ્વિતીય છે. સ્વાભાવિક ભેદ તો બ્રહ્મમાં છેજ નહીં; મન તથા પ્રાણાદિકોની ઉપાધિજ ભેદ સિદ્ધ કરનારી છે, એ ઉપાધિરૂપ મન પ્રાણ, આત્માથીજ ઉત્પન્ન થાય છે, તેનાથી આત્મામાં ઔપાધિક ભેદ પણ નથી.

મુમુક્ષુને સારૂ સર્વોત્તમ ઉપાસના કઈ છે ? એ પ્રશ્નના ઉત્તરમાં કહેવાનું કે—જે સર્વમાં વ્યાપ્ત, પ્રકાશરૂપ, નિરાકાર, અનંત, સૂક્ષ્મ, સર્વ ઇંદ્રિયોના સંબંધથી રહિત, શુદ્ધ સનાતન તથા પ્રકૃતિથી પર પરમેશ્વર છે એજ આ મંત્રમાં કથિત અક્ષર સર્વનો ઉપાસનીય છે. અન્યાન્ય ઉપાસ્યતો તેના દરબારના ભિખારી છે, તેઓ શું કરી શકે તેમ છે ? ૨.

ઉક્ત શુદ્ધ બ્રહ્મજ માયામાં પ્રતિબિંબિત થઈ પ્રતિબિંબરૂપથી કારણ થઈ જાય છે, એ કહે છે, યથા—

**एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च ।**
**खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी ॥ ३ ॥**

ભાવાર્થ—એ અક્ષર પુરૂષથી પ્રાણ, મન, ઇંદ્રિયો, આકાશ, વાયુ, તેજ, જળ તથા સર્વ સંસારને ધારણ કરનારી પૃથ્વી ઉત્પન્ન થાય છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—એ બ્રહ્માત્માથી પ્રાણ ઉત્પન્ન થાય છે, તથા મન સહિત સર્વ ઇંદ્રિયો ઉત્પન્ન થાય છે, તથા આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી એ પંચભૂત પોતાના ગુણો સહિત ઉત્પન્ન થાય છે. અર્થાત્ 'શબ્દ' એ એક ગુણ સહિત આકાશ, 'શબ્દ, સ્પર્શ' એ બે ગુણો સહિત વાયુ, 'શબ્દ, સ્પર્શ, રૂપ' એ ત્રણ ગુણોસહિત અગ્નિ, 'શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ' એ ચાર ગુણો સહિત જળ તથા 'શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, તથા ગંધ' એ પાંચ ગુણો સહિત પૃથ્વી, એ સર્વ બ્રહ્મથીજ ઉત્પન્ન થાય છે. આ ભૂતોમાં એક એક પોતાનો છે તથા બીજા ગુણ કારણના છે. ૨.

વિશેષ—પ્રકૃત મંત્રમાં સર્વથી પહેલા પ્રાણની ઉત્પત્તિ બતાવેલી છે, પરંતુ સર્વથી પ્રથમ તો આકાશ ઉત્પન્ન થયું છે. તેથી 'एतस्मादात्मन आकाशः सम्भूतः' ઇત્યાદિ શ્રુતિયોથી વિરોધ થશે એ શંકા બરાબર નથી. કારણ કે પ્રપંચની ઉત્પત્તિમાં વેદનું તાત્પર્ય નથી. અહીં તો એજ કહેવાનું છે કે સર્વ કાંઈ એ અક્ષરથીજ ઉત્પન્ન થએલું છે, પછી કોઈ આગળ ઉત્પન્ન થયુ હોય કે કોઈ પાછળ, તેથી અહીં આકાશાદિકોની ઉત્પત્તિ પ્રાણાદિકોની પછી કહેવાથી કોઈ વિરોધ આવતો નથી.

અથવા 'પાઠક્રમથી અર્થક્રમ બળવાન હોય છે' એ ન્યાયે 'एतस्मान्मायाप्रतिबिंबितादक्षरात् खम् जायते' એ અન્વય કરી લેવો જોઇએ. એવીજ રીતે બીજામાં પણ જાણી લેવું. તેથી પ્રથમ મંત્રમાં અક્ષર આત્માને 'अप्राण' પ્રાણપંચકરહિત કહેલો છે તથા પ્રકૃત મંત્રમાં 'एतस्माज्जायते प्राणः' તેનાથી પ્રાણ ઉત્પન્ન થયો, એવું કથન કરેલું છે. જેમ દેવદત્તને પુત્ર ઉત્પન્ન ન હોય

તો તેને અપુત્ર કહેવામાં આવે છે પરંતુ પુત્ર સહિતને નહીં. તેવીજ રીતે જ્યારે કે આત્માથી પ્રાણ ઉત્પન્ન થયો તો પછી તે અપ્રાણ કેવી રીતે ? તેના સમાધાનમાં કહેવાનું કે—નિરૂપાધિક શુદ્ધ બ્રહ્મથી તો કોઈની ઉત્પત્તિ થતી નથી, તેથી તેને ચારૂ અપ્રાણ કહેવું બરાબર છે. હા, જ્યારે જેનાથી કોઈની ઉત્પત્તિ કહેવી હોય તો તેમાં અવિદ્યા કે માયાના સંબંધનો આરોપ કરીનેજ કહેવાશે. તેથી અહીં '*एतस्मात्*' એનો '*मायाप्रतिबिम्बितात् अक्षरात्*' માયામાં પડેલા ચેતનની પ્રતિચ્છાયાથી, એવો અર્થ કરવો જોઈએ. ૩.

તે કેવળ સર્વની ઉત્પત્તિનુંજ કારણ નથી, પણ વિરાટ્રૂપથી સર્વમય સર્વસ્વરૂપ પણ છે, એ કહે છે, યથા—

**अग्निर्मूर्धा चक्षुषी चन्द्रसूर्यौ दिशः श्रोत्रे वाग्विवृताश्च वेदाः । वायुः प्राणो हृदयं विश्वमस्य पद्भ्यां पृथिवी ह्येष सर्वभूतान्तरात्मा ॥ ४ ॥**

ભાવાર્થ—હે સૌમ્ય ! અગ્નિ (સ્વર્ગ લોક) જેનું મસ્તક છે, ચંદ્રમા તથા સૂર્ય નેત્ર છે, દિશાઓ વર્ણ છે, સર્વવેદ વિસ્તૃત વાણી છે, વાયુ પ્રાણ છે, સમસ્ત વિશ્વ જેનું અંતઃકરણ છે તથા પૃથ્વી જેના ચરણોથી ઉત્પન્ન થએલી છે; નિશ્ચય કરીને એ સર્વભૂતોનો અંતરાત્મા છે.

વિ૦ વિ૦ ભાષ્ય—હે શૌનક ! અગ્નિસ્વરૂપ સ્વર્ગલોક, હિરણ્યગર્ભથી ઉત્પન્ન વિરાટ્નું શિર છે, ચંદ્રમા તથા સૂર્ય એ બને નેત્ર છે, કારણ કે તેમનાથીજ એ સર્વ વિશ્વને દેખે છે, દશે દિશાઓ તેના કાન છે, કારણ કે તેના એ કાન સર્વનું સાંભળ્યા કરે છે, પ્રસિદ્ધ ચારે વેદ વાણી છે, તેનાથીજ તે સર્વને પોતાની આજ્ઞા આપે છે, વાયુ તેના પ્રાણ છે, સર્વ સંસાર અંતઃકરણ, હૃદય છે, તથા તેના બંને ચરણોથી પૃથ્વી ઉત્પન્ન થએલી છે. શું શું કહેવું ? એજ સકળ ભૂતોનો અંતરાત્મા છે. ૪.

વિશેષ—આ મંત્રમાં પરમેશ્વરની કેવી સુંદર મૂર્તિનું વર્ણન કરવામાં આવ્યું છે ! અગ્નિ આદિ જે તત્ત્વ આ મંત્રમાં આવ્યાં છે, તે સર્વમાં પરમેશ્વરને જોવા જોઈએ. જેમ લોકમાં આપણે દેખિયે છીએ કે બે આંખવાળો કુંભાર ઘડા, મૂર્તિયો બનાવે છે, તેજ પ્રમાણે પરમાત્મા ચંદ્ર, સૂર્ય જેવી આંખોથી જોઈને સંસારના સર્વ કામો કરી રહેલો છે. "*अग्निर्मूर्द्धा*" અગ્નિ તેનું મસ્તક છે, એજ એક વાક્યનો ભાવ સમજીને તેના અન્ય અંગોનો પણ અભિપ્રાય જાણી લેવા.

જોઇએ. જાણો કે અગ્નિ અંધકારનો નાશક છે, શક્તિને ઉત્તેજીત કરનારો છે, એ તેજસ તત્ત્વ સૃષ્ટિમાં સર્વથી પહેલું છે. અગ્નિ સ્વર્ગલોક છે, એટલે કે જેમ મસ્તક સર્વ શરીરમાં ઉત્તમાંગ છે, જેમ સ્વર્ગ એટલે કે દ્યુલોક બીજા લોકથી ઉપર છે તેમજ અગ્નિ સર્વથી ઉંચો છે. ૪.

લોકોની વૃદ્ધિનું કારણ જે પંચાગ્નિ છે, તેની ઉત્પત્તિ દ્વારા ઉક્ત પુરૂષથીજ પ્રજાની ઉત્પત્તિ થાય છે, એ કહે છે, યથા—

**तस्मादग्निः समिधो यस्य सूर्यः सोमात्पर्जन्य ओषधयः पृथिव्याम् । पुमान् रेतः सिञ्चति योषितायां वह्वीः प्रजाः पुरुषात् संप्रसूताः ॥ ५ ॥**

ભાવાર્થ—એ પુરૂષથીજ અગ્નિ ઉત્પન્ન થયો, જેના સૂર્ય ઇંધન ( કાષ્ટ ) છે. સોમથી મેઘ ઉત્પન્ન થયો, એ સોમ સ્વર્ગરૂપ અગ્નિથી ઉત્પન્ન થાય છે. મેઘથી પૃથ્વીમાં ઓષધિયો ઉત્પન્ન થાય છે, એ ઓષધિથી ઉત્પન્ન વીર્યને પુરૂષ સ્ત્રી માં સીંચે છે, આ ક્રમથી પુરૂષથીજ અસંખ્ય પ્રજા ઉત્પન્ન થાય છે, અગર થએલી છે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—જે વિરાટ ભગવાનથી સ્વર્ગલોકરૂપી અગ્નિ ઉત્પન્ન થયો છે, તે અગ્નિની સૂર્ય સમિધા ( કાષ્ટ ) છે. તેનાથી ચંદ્રનામક સોમ ઉત્પન્ન થયો, એ દ્રવીભૂત સોમથી પર્જન્ય મેઘ ઉત્પન્ન થયો, મેઘથી વૃષ્ટિ દ્વારા પૃથ્વીમાં ડાંગર જવ આદિ અન્ન ઉત્પન્ન થયાં. એ અન્ન પુરૂષને પ્રાપ્ત થઇને વીર્યરૂપમાં પરિણુત થયાં, એ વીર્ય સ્ત્રીના ગર્ભમાં જઇને પુત્ર પૌત્રાદિ પ્રજોત્પત્તિનું કારણ થયુ. આ પ્રમાણે પરમાત્માથી ઉત્પન્ન વિરાટથી પંચ અગ્નિયોની ઉત્પત્તિ દ્વારા બ્રાહ્મણ આદિ સંપૂર્ણ પ્રજા ઉત્પન્ન થઈ. ૫.

વિશેષ—છાન્દોગ્ય ઉપનિષદ્‌ના પાંચમા પ્રપાઠકના ત્રીજા ખંડમાં સ્વર્ગ, મેઘ, પૃથ્વી, પુરૂષ તથા સ્ત્રી એ પાંચને અગ્નિ કહેલા છે. અહીં એ સમજવું જોઇએ કે, ૧—પરમાત્માથી સ્વર્ગરૂપ પ્રથમ અગ્નિ ઉત્પન્ન થયો, ૨—તેનાથી મેઘ રૂપ બીજો અગ્નિ, ૩—તેનાથી પૃથિવી રૂપ ત્રીજો અગ્નિ, એ અગ્નિથી ઉત્પન્ન અન્નાદિના પરિણામથી. ૪—પુરૂષ રૂપ ચોથો અગ્નિ તથા ૫—તેનાથી સ્ત્રી રૂપ પાંચમો અગ્નિ ઉત્પન્ન થયો. ૫.

કર્મના સાધન તથા ફળ પણ તેનાથીજ ઉત્પન્ન થયાં, એ કહે છે, યથા—

**तस्मादृचः साम यजूंषि दीक्षा यज्ञाश्च सर्वे क्रतवो दक्षिणाश्च ।**

संवत्सरश्च यजमानश्च लोकाः सोमो यत्र पवते यत्र सूर्यः ॥६॥

ભાવાર્થ—એજ પુરૂષથી ઋગ્વેદના મંત્ર, સામ યજુ, દીક્ષા, સર્વયજ્ઞ, ક્રતુ, દક્ષિણા, સંવત્સર, યજમાન તથા એ લોક કે જેને એ ચંદ્રમા પવિત્ર કરે છે, તથા સૂર્ય ઉત્પન્ન થયા.

વિ૦ વિ૦ ભાષ્ય—હે સામ્ય ! એ અક્ષર પરમાત્માથી ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ ઉત્પન્ન થયા. મુંજ બંધનાદિ કર્મના નિયમ, સપૂર્ણ યજ્ઞ, અગ્નિહોત્રાદિ, તથા યૂપસહિત, ક્રતુ, ગૌ, સુવર્ણ આદિ દક્ષિણા, સંવત્સરાદિ કાળ, યજ્ઞ કરાવનાર યજમાન તથા તેમના કર્મના ફળ સ્વર્ગાદિ લોક જેમા ચંદ્રમા તથા સૂર્ય વિચરે છે, એ સર્વ પરમાત્માથી ઉત્પન્ન થયા. ૬.

વિશેષ—આ મંત્રમાં જે પરમાત્માથી વિરાટ્ ઉત્પન્ન થયું 'તેનાથીજ વેદાદિકોની ઉત્પત્તિ થઈ' એમ કહેલું છે કર્મ, ઉપાસના તથા જ્ઞાનકાંડ શ્રુતિ પ્રતિપાદક મંત્રોને ઉપદેશ પરમેશ્વરે કરેલો છે. યજમાને અભિમાન છોડીને એમ સમજીને અનુષ્ઠાન કરવું જોઇએ કે દક્ષિણાદિને સારૂ ધન, જેમાં યજ્ઞ કરવામાં આવે તે સમયનો વિભાગ, યજ્ઞકર્તા, કર્મ, સાધન, આધાર તથા ફળ એ સર્વ પરમેશ્વરેજ રચેલાં છે. એજ સર્વનો સ્વામી છે, હું તો એની આજ્ઞાનું પાલન કરનારો છું. મંત્રમાં જે લોકોત્પત્તિ કહેલી છે, તે લોક યજમાનને દક્ષિણાયન તથા ઉત્તરાયન એ બે માર્ગોથી પ્રાપ્ત થવા યોગ્ય છે. 'તેજ પુરૂષથી ઋચાઓ, સામ, યજુ ઉત્પન્ન થયા' એમ મંત્રમાં કહેલું છે. તેમા ઋચા નામ તેમનું છે કે જેનાથી યાગ નિયત અક્ષરોમા સમાપ્ત થનારા છે, જેમ ગાયત્રી આદિ છ દોવાળા મંત્ર. સામ એ મંત્રોને કહે છે કે જે 'પાચભક્તિક' અથવા 'સાપ્તભક્તિક' 'સ્તોભાદિ' ગાન વિશિષ્ટ છે. હીંકાર પ્રસ્તાવ, ઉદ્ગીથ, પ્રતિહાર, નિધન એ પાચ અવયવ જે મંત્રમા હોય તેને પાચભક્તિક, જેમા ઉપદ્રવ, આદિ, એ બે અવયવ જોડી દીધેલા હોય તેને સાપ્તભક્તિક કહે છે. અર્થ રહિત અક્ષરોનું નામ સ્તોભ છે, જેવા હું, ફ્રટ્ ઇત્યાદિ. જેમના પાદોનો અંત નિયમિત અક્ષરોમાં નથી હોતો એવા વાક્યરૂપ મંત્રને યજુ કહે છે. ૬.

तस्माच्च देवा बहुधा संप्रसूताः साध्या मनुष्याः पशवो वयांसि । प्राणापानौ व्रीहियवौ तपश्च श्रद्धा सत्यं ब्रह्मचर्यं विधिश्च ॥ ७ ॥

ભાવાર્થ—તેનાથીજ યજ્ઞાદિ કર્મોના અંગભૂત ઘણા ખરા દેવતા, સાધ્યગણ, મનુષ્ય, પશુ, પક્ષી, પ્રાણ, અપાન, વ્રીહિ, યવ, તપ, શ્રદ્ધા, સત્ય, બ્રહ્મચર્ય, તથા વિધિ, એ સર્વ ઉત્પન્ન થયા છે. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—એ પુરૂષથી કર્મનાં અંગ, વસુ આદિ ઘણા પ્રકારના દેવતા, સાધ્યનાયક દેવતા, કર્મના અધિકારી મનુષ્ય તથા પશુ. પક્ષી ઉત્પન્ન થયાં. મનુષ્યોના જીવન સ્વરૂપ ઊપર જનારો પ્રાણવાયુ, નીચે ગમન કરનારો અપાન વાયુ. વ્રીહિ જવ આદિ ધાન્ય, યજ્ઞ આદિ કર્મોના અંગભૂત તથા મનુષ્યોના શરીરના શોધક સ્વાશ્રમ ધર્મનું આચરણ, યજ્ઞાદિ કર્મોમાં આસ્તિક બુદ્ધિ, સત્ય વચન, અષ્ટવિધ મૈથુનત્યાગરૂપ બ્રહ્મચર્ય તથા સર્વ કર્મોના વિધાન, એ સર્વ ઉત્પન્ન થયાં. ૭.

વિશેષ—આ મંત્રમાં જે ચેતન તથા જડ સૃષ્ટિની ઉત્પત્તિ બતાવેલી છે, તે એટલા માટે કે, અધિકારી સર્વત્ર ઇશ્વરની શક્તિનું અવલોકન કરી શકે. જગતની વસ્તુઓમાં અનેક ભેદ છે. એક વસ્તુ બીજી સાથે મળતી નથી, તે એટલી તો અધિક છે કે તેની ગણના કોઈ કરી શકતું નથી. એ ઇશ્વર એટલો તો શક્તિશાળી છે કે જગત્ નિર્માણકાર્યમાં તેને કોઈ પ્રકારની બાધા નડતી નથી.

**सप्त प्राणाः प्रभवन्ति तस्मात्सप्तार्चिषः समिधः सप्त होमाः । सप्त इमे लोका येषु चरन्ति प्राणा गुहाशया निहिताः सप्त सप्त ॥ ८ ॥**

ભાવાર્થ—તેજ પુરૂષથી સાત પ્રાણ, એટલે કે મસ્તકમાં રહેનાર સાત ઇંદ્રિયો ઉત્પન્ન થએલી છે, તેનાથીજ તેમની સાત જ્યોતિયો, સાત સમીધા, સાત હોમ, તથા એ સાત સ્થાન જેમનામાં તેઓ સંચાર કરે છે, એ પ્રકારે પ્રતિ દેહમાં સ્થિત સાત સાત પદાર્થ ઉત્પન્ન થએલા છે. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—એ પરમાત્માથીજ શરીરના મસ્તકમાં રહેનારા બે શ્રોત્ર, બે નેત્ર, બે નાસિકા તથા એક વાક્ એ ઇંદ્રિયરૂપ સપ્ત પ્રાણ ઉત્પન્ન થયા. તથા એ નેત્રાદિકોથી ઉત્પન્ન થએલી જે સાત પ્રકારની વૃત્તિયો છે. તેમના જે રૂપાદિ સાત વિષય છે તથા એ વિષયોના જે સાત જ્ઞાન તથા સાત ઇંદ્રિયોના જે સાત ગોલક છે. જેમનામાં નેત્રાદિક વિચરે છે, તે સર્વ પ્રાણિયોમાં સાત સાત ઉત્પન્ન થયાં. ૮.

વિશેષ—એ પરમાત્માએ પ્રાણિયોની જે સાંગોપાંગ રચના કરેલી છે, તેનું આ મંત્રમાં દિગ્દર્શન કરાવેલું છે. જુવો કે જગતના સર્વ વ્યવહાર ચલા-

વવાને સારૂ જ્ઞાનેન્દ્રિયોની સૂક્ષ્મ શક્તિયો, અનેક ગોલક, તેમના વિષય આદિ તથા કર્મેન્દ્રિયોની કુશળતા રચીને જેણે પ્રત્યેક શરીરમાં યથાસ્થાન સ્થાપિત કરી દીધી છે, એ અનંતશક્તિ પરમેશ્વરની સર્વ જીજ્ઞાસુઓએ ઉપાસના કરવી જોઇએ. ૮.

**अतः समुद्रा गिरयश्च सर्वेऽस्मात्स्यन्दन्ते सिन्धवः सर्वरूपाः। अतश्च सर्वा ओषधयो रसश्च येनैष भूतैस्तिष्ठते ह्यन्तरात्मा ॥ ९ ॥**

ભાવાર્થ—એજ પુરૂષથી સંપૂર્ણ સમુદ્ર તથા પર્વત ઉત્પન્ન થાય છે તેનાથી અનેક પ્રકારની નદિયો નિકળે છે, તથા તેનાથીજ સંપૂર્ણ ઔષધિયો તથા એ રસ પ્રગટ થએલા છે, કે જે રસથી એ અંતરાત્મા, ભૂતોથી પરિવેષ્ટિત થઇને સર્વના મધ્યમાં સ્થિત થાય છે. ૯.

વિ૦ વિ૦ ભાષ્ય—આ અક્ષરથીજ સપ્ત સમુદ્ર, હિમાલયાદિ પર્વત, ગંગા આદિ નદિયો, વ્રીહિ યવ આદિ ઔષધિયો તથા તેમના અનેક મધુરાદિ રસ ઉત્પન્ન થયા છે. તે રસ દ્વારા સ્થૂળ શરીરમાં લિંગશરીરવિશિષ્ટ આત્મા સ્થિત છે.

વિશેષ—જે પરમાત્માએ પ્રત્યક્ષ દેખનારા પર્વત, નદી, સમુદ્ર, જળ, અન્ન તથા રસાદિ સર્વ પદાર્થ પ્રાણિયોના શરીરોની ઉત્પત્તિ સ્થિતિને સારૂ નિર્માણ કર્યા, તે મહામહિમ મહાપુરૂષનું મનુષ્યોએ સદાએ ધ્યાન રાખવું જોઇએ.

આ પ્રમાણે અધ્યારોપિત જગતના અપવાદથી આત્માનુ શુદ્ધ સ્વરૂપ દેખાડે છે. યથા—

**पुरुष एवेदं विश्वं कर्म तपो ब्रह्म परामृतम् । एतद्यो वेद निहितं गुहायां सोऽविद्याग्रन्थिं विकिरतीह सोम्य॥१०॥**

ભાવાર્થ—હે સોમ્ય ! આ દ્રશ્યમાન જગત, કર્મ તથા તપ ( જ્ઞાન ) સર્વ પુરૂષરૂપજ છે, એ પર તથા અમૃતરૂપ બ્રહ્મ છે. તેને જે સર્વ પ્રાણિયોના હ્રદયમા સ્થિત જાણે છે, તે આ લોકમા એટલે કે આ શરીરમાં ચિત્ જડગ્રંથિ એટલે કે માયાની ગ્રંથિનો નાશ કરી દે છે. ૧૦.

વિ૦ વિ૦ ભાષ્ય—હે શૌનક ! આ સર્વ જગત જે કારણથી પરમાત્માથી ઉત્પન્ન થએલું છે, એ હેતુથીજ, જરાએ ભિન્ન નથી. એ પુરૂષ જે સર્વ

વિશ્વ છે. અગ્નિહોત્રાદિ કર્મ, ઉપાસના તથા વેદાદિ સર્વ જગત પરબ્રહ્મથી ભિન્ન નથી. તેને વિવેકી પુરૂષ પોતાની બુદ્ધિરૂપી ગુહામાં સાક્ષીરૂપથી સ્થિત જાણે. આ પ્રમાણે 'એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન કેવી રીતે થઈ શકે છે' એ પ્રશ્નનું સમાધાન ઘણી રીતે કરવામાં આવેલું છે ૧૦.

વિશેષ—પરમાત્મા સર્વથી સૂક્ષ્મ છે, પરંતુ તે સર્વથી મોટો પણ છે. તેથી સર્વથી સ્થૂળ હોવાથી તથા સર્વત્ર વ્યાપક હોવાથી નિર્મળ દર્પણમાં રૂપ દેખાય છે તેમ શુદ્ધ અંતઃકરણમાજ તેનો પ્રકાશ થાય છે. પરમાત્મા તો સર્વના હૃદયમંદિરમાં બિરાજમાન છે તેથી અમૃતરૂપ એ બ્રહ્મને 'એ હું જ છું' એ વિજ્ઞાનથી જે જાણે છે તેની અવિદ્યાની ગ્રન્થિ ખુલી જાય છે. ૧૦.

પ્રથમ ખંડ સમાપ્ત.



## ખંડ બીજો

એકવાર ઉપદેશ કરવાથી પણ જેને ઉક્ત અક્ષરબ્રહ્મનું જ્ઞાન ન થઈ શકે તેના પ્રતિ પ્રકારાંતરથી બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન કરાવવાને સારૂ આ ખંડનો આરંભ કરમાં આવે છે, યથા—

**आविः संनिहितं गुहाचरं नाम महत्पदमत्रैतत्सम-र्पितम् । एजत्प्राणन्निमिषच्च यदेतज्जानथ सदसद्वरेण्यं परं विज्ञानाद् यद्वरिष्ठं प्रजानाम् ॥ १ ॥**

ભાવાર્થ—એ બ્રહ્મ પ્રકાશમાન, સર્વના હૃદયાકાશમા સ્થિત, ગુહાચર નામવાળો તથા મહત્ પદ એટલેકે સર્વ વિશ્વનું નિધાન છે તેમાજ ચલાયમાન, પ્રાણવાન તથા નિમેષ ઉન્મેષ કરનારો, એ સર્વ સમર્પિત છે, એટલે કે સ્થિત છે તમે તેને સદ્ અસદ્ રૂપ પ્રાર્થનીય, મનુષ્યોના વિજ્ઞાનથી પર એટલે કે દિવ્ય જ્ઞાનથીજ જાણવાને યોગ્ય તથા સર્વશ્રેષ્ઠ જાણો. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—હવે એ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિના સાધન કહે છે—હે સોમ્ય ! એ અક્ષર બ્રહ્મ નિત્ય, સ્વયં જ્યોતિ સ્વરૂપ છે, તથા બુદ્ધિરૂપ ગુહામાં સ્થિત છે તથા વ્યાપક છે જેમ રથનાભિમાં આરા જડાએલા રહે છે, તેમજ અક્ષર બ્રહ્મમા સર્વ જગત સ્થિત છે. પ્રાણ અપાન આદિથી યુક્ત મનુષ્ય, પશુ આદિના શરીરો સાથે મળીને એ આત્માજ પ્રાણાદિકો તથા નેત્રાદિકોની ચેષ્ટા

કરે છે. એ અક્ષરથી સ્થૂળ સૂક્ષ્મ આદિ કાંઈ પણ ભિન્ન નથી. એજ પ્રાર્થનીય છે, અક્ષરથી ભિન્ન કોઈ નિત્ય પદાર્થ છે જ નહી, એવું જાણીને અધિકારીએ તેનીજ કામના કરવી યોગ્ય છે. સંસારમાં ચાહના રાખવા જેવા જેટલા પદાર્થ છે તે સર્વમાં એજ વાંછનીય છે કારણકે તેની ચાહનામાં સર્વ વાંછનાઓ સમાઈ જાય છે.

વિશેષ—જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું કારણ બ્રહ્મ, જ્ઞાની લોકોના હૃદયમાં અભ્યાસ દ્વારા પ્રકાશમાન થાય છે. પણ અજ્ઞાની લોક હજારો જન્મમાં પણ તેને પ્રાપ્ત કરી શકતા નથી. બ્રહ્મજ્ઞાની એટલેકે જીવન્મુક્તની અપેક્ષાએ અહીંના લૌકિક વિદ્વાન પણ અજ્ઞાની મનાય છે, કારણકે તેમની લૌકિકબુદ્ધિ અહીંજ કુંઠિત થઈ જાય છે. ૧.

વળી પણ કહે છે—

**यदर्चिमद्यदणुभ्योऽणु च यस्मिँल्लोका निहिता लोकिनश्च । तदेतदक्षरं ब्रह्म स प्राणस्तदु वाङ्मनः । तदेतत्सत्यं तदमृतं तद्वेद्धव्यं सोम्य विद्धि ॥ २ ॥**

ભાવાર્થ—જે પ્રકાશમાન તથા અણુથી પણ અણુ છે, જેનામાં સર્વલોક તથા તેના નિવાસી સ્થિત છે, એજ એ અવિનાશી બ્રહ્મ છે. એજ પ્રાણ, વાક્ તથા મન છે, એજ તે સત્ય તથા અમૃત છે, તેનું વેધન કરવું જોઇએ. અર્થાત્ એ મનોનિવેશ દ્વારા ચિત્તથી ભાવના કરવા યોગ્ય છે, તમે તેને જાણો. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—એ અક્ષરજ પ્રકાશમાન સૂર્ય આદિ રૂપ છે, સૂક્ષ્મ આદિથી પણ અતિ સૂક્ષ્મ છે, સ્થૂળ, પૃથ્વી આદિથી પણ તે અતિ સ્થૂળ છે. ભૂઃ આદિ સર્વ લોક તથા તેમાં રહેનારા મનુષ્ય દેવતા આદિ પણ તેમાં સ્થિત છે. એ અક્ષરજ પ્રાણ, વાક્, મન આદિ સર્વના કારણ રૂપ છે. એના કૃપા કટાક્ષથીજ પ્રાણાદિ જડ સંઘાત ચેષ્ટા કરી રહ્યા છે. એ સત્ય અને અમૃત છે તથા એ અક્ષરજ વેધન કરવાને યોગ્ય છે અર્થાત્ તેમાંજ મનને સમાહિત કરવું જોઇએ. હે સોમ્ય! જ્યારે એવીજ વાત છે. તો તું તેનુંજ વેધન કર એટલે કે તારા ચિત્તને તેમાંજ લગાડી દે. ૨.

વિશેષ—સૂક્ષ્મ લક્ષ્યનું વેધન કરવું એ ઘણુંજ કઠણ કામ છે, બ્રહ્મ તો અત્યંત સૂક્ષ્મ પદાર્થ છે. મોટા મોટા જ્ઞાની પણ તેના વેધનમાં વિફળપ્રયાસ થઈ જાય છે. તેથી તેમાં વારંવાર મન લગાડીને યત્ન કરવો જોઇએ, કારણકે મુગ્ધમતાથી કોઈ બ્રહ્મને જાણી શકતું નથી. ૨.

તેનું કયે પ્રકારે વેધન કરવું જોઇએ, એ બતાવે છે, યથા—

**धनुर्गृहीत्वौपनिषदं महास्त्रं शरं ह्युपासानिशितं संधयीत । आयम्य तद्भावगतेन चेतसा लक्ष्यं तदेवाक्षरं सोम्य विद्धि ॥ ३ ॥**

ભાવાર્થ—હે સોમ્ય ! ઉપનિષદોમાં વર્ણિત મહાઅસ્ત્ર રૂપ ધનુષને ગ્રહણ કરીને, તેના ઉપર તીવ્ર ઉપાસના દ્વારા ખૂબ તીક્ષ્ણ થએલું બાણ ચડાવીને તથા પછી તેને ખેંચીને બ્રહ્મભાવાનુગત ચિત્તથી અર્થાત તન્મયતાની ભાવનાથી અંતઃકરણ દ્વારા એ અક્ષર રૂપ લક્ષ્યનુંજ વેધન કરવું જોઇએ. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—બ્રહ્મ મનથી જે પ્રકારે વેધવાને યોગ્ય છે, તે દેખાડે છે-હે શૌનક ! જેમ કોઈ શૂરવીર પુરૂષ પોતાના ધનુષથી બાણને છોડીને મૃગાદિ લક્ષ્યનું વેધન કરે છે, તેમજ મુમુક્ષુએ ધૈર્યની સાથે પોતાના વૈરાગ્ય તથા આત્મવિવેકના બળથી કામ ક્રોધાદિને જીતીને અક્ષરરૂપ લક્ષ્યનું ભેદન કરવું જોઇએ.

વિશેષ—લોકમાં જેમ વ્યાધ ચિત્ત લગાડીને લક્ષ્યવેધ કરે છે, જરા પણ પ્રમાદ થતાં તે સફળપ્રયાસ થઈ શકતો નથી, એજ પ્રકારે જીજ્ઞાસુએ ઉપાસનાની પ્રબળતાની સાથે તન્મય થઇને અક્ષરબ્રહ્મનું અનુસંધાન કરવું જોઇએ. ભાવ એ છે કે જીજ્ઞાસુ મનુષ્ય પોતાની બુદ્ધિને સર્વ બાજુએથી સંકેલીને બ્રહ્મમાંજ લગાડી દે. ૩.

ઉક્ત ધનુષ આદિનું કથન કરે છે, યથા—

**प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ।**
**अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत् ॥ ४ ॥**

ભાવાર્થ—પ્રણવ ધનુષ છે, એટલે કે 'ઓમ્કાર' ને ધનુષ સમજો, સોપાધિક આત્મા, બુદ્ધિવિશિષ્ટચૈતન્ય બાણ છે, તથા બ્રહ્મને તેનું લક્ષ્ય કહેવાય છે. તે પ્રમાદરહિત પુરૂષથી વેધન કરવાને યોગ્ય છે, તેને વિંધનારો, બાણની પેઠે તન્મય, તદાકાર થઈ જાય છે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—સર્વ ઉપનિષદોમાં પ્રસિદ્ધ જે પ્રણવ છે એજ ધનુષ છે, દેહેન્દ્રિયાદિથી ભિન્ન, શોધિત સાક્ષી બાણ છે, અથવા બુદ્ધિવિશિષ્ટચૈતન્ય બાણ છે. 'હું બ્રહ્મ છું' એવી તથા, જે મહાવાક્યનું ચિંતન છે તેજ ધનુષનું આકર્ષણ, ખેંચવું છે, શુદ્ધ બ્રહ્મ અક્ષરજ લક્ષ્ય સ્વરૂપ છે. એવા પ્રણવરૂપ

માં શોધિત 'ત્વંપદાર્થ' સાક્ષી રૂપ બાણને ચડાવવાથી એટલે કે અર્પણ થી તથા અભેદ ચિંતન રૂપ ધનુષના આકર્ષણથી લક્ષ્યરૂપ બ્રહ્મમાં સાક્ષીરૂપ લાગે છે. એ લક્ષ્યરૂપ શુદ્ધ બ્રહ્મમાં સાક્ષીરૂપ બાણ પ્રાપ્ત થઈને તદ્રૂપ તાય છે. ૪.

વિશેષ—જેમ બાણ લક્ષ્યમાં પ્રવેશ કરે છે, તેમ ધ્યાનાદિ ઉપાયથી સૂક્ષ્મ ી બુદ્ધિને જીજ્ઞાસુએ બ્રહ્મમાં પ્રવિષ્ટ કરાવવી જોઇએ. તાત્પર્ય એ છે કે જે બાણનું, પોતાના લક્ષ્યમાં એકરૂપ થઈ જવું એજ ફળ છે, તેજ પ્રકારે સુ, દેહાદિમાં આત્મત્વની પ્રતીતિનો તિરસ્કાર કરીને એ અક્ષરબ્રહ્મની એકાત્મ સ્વરૂપ ફળ પ્રાપ્ત કરે. ઉપર્યુક્ત રૂપક અલંકારમાં અવયવોની ઉપમેયની એકતા દેખાડવામાં આવી છે. ૪.

અક્ષર બ્રહ્મનું લક્ષ્યમાં આવવું ઘણું કઠણ છે, તેથી તેને લક્ષ્યમાં લાવવાને ફરી ફરીને એજ કહે છે, યથા—

**यस्मिन्द्यौः पृथिवी चान्तरिक्षमोतं मनः सह प्राणैश्च ः। तमेवैकं जानथ आत्मानमन्या वाचो विमुञ्चथा- स्यैष सेतुः ॥ ५ ॥**

ભાવાર્થ—જે અક્ષરમાં સ્વર્ગ, પૃથ્વી, આકાશ, સર્વ પ્રાણો સહિત મન, ર્યંત છે, ઓતપ્રોત છે, હે શિષ્યો ! તમે તે એક આત્માનેજ જાણો, બીજું ાનું, સાંભળવાનું છોડી દો. એજ અમૃતનો સેતુ છે, એટલે કે મોક્ષની ને સાર ભવસાગરની પાર ઉતરવાનો પુલ છે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—જે અક્ષર પુરૂષમાં સ્વર્ગ, પૃથ્વી તથા આકાશ રૂપ ત તથા પંચ પ્રાણો સહિત મન પ્રવિષ્ટ થઈ રહેલું છે, એ આત્માનેજ જાણો. ારિક લક્ષ્ય વસ્તુઓના જેવો પરિચ્છિન્ન નથી, પરંતુ સૂર્યચંદ્રમાં તથા ી આદિ, જેના એક દેશમાં વર્તમાન છે, તે અત્યંત મોટું લક્ષ્ય ઘણા મોટા યોથીજ પ્રાપ્ત થશે. અન્ય વાતોને છોડીદો, તમારે સંસારસાગરથી પાર વાનો બસ, એજ એકમાત્ર પુલ છે. ૫.

વિશેષ—એ અક્ષરમાંજ સ્વર્ગ લોક, પૃથ્વી લોક, તથા અંતરિક્ષ લોક ા છે. શ્રુતિમાતા મુમુક્ષુજનોને વારંવાર ઉપદેશ આપે છે કે હે મોક્ષા- ા, એ એક આત્માનો નિશ્ચય કરો, અનાત્મપદાર્થવિષયક ચિંતા છોડી દો,

તથા એ અનાત્મ પદાર્થોનું કથન કરનારા જે અનંત વચનો છે, તેમને બકવાદ સમજીને ત્યાગી દો. એ કાગડાના દાંતની ગણતરીના જેવું નિષ્ફળ છે. હા, એવા અનર્થ શબ્દોના ઉચ્ચારણથી ગળું સુકાવાનુંજ કષ્ટ થાય છે અને મનમાં વિક્ષેપ થાય એ જુદું. માત્ર ઉપનિષદ્ પ્રતિપાદ્ય, પ્રત્યગભિન્ન બ્રહ્મનો ઉપનિષદોના પરિશીલનથી નિશ્ચય કરો, વેદાંતરૂપ ઉપનિષદોના વિચારથી અનેક તાત્પર્ય રૂપ વ્યાસ પ્રણીત શારીરિક સૂત્રો તથા શાંકરભાષ્યથી, ઉપનિષદર્થ તુલ્ય અર્થ-વાળી ગીતા આદિ સ્મૃતિયોથી તથા ઉપનિષદોના ઉપયોગી અન્ય પ્રકરણો, નિબંધો, વ્યાખ્યાનો તથા ગ્રંથોથી ખૂબજ આત્માનુશીલન કરો. તેનાથી સમુત્પન્ન વિચારથી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ દ્વારા મોક્ષરૂપ ફળની પ્રાપ્તિ થશે. જે વેદાંત વિચારને ન્યાય, વ્યાકરણ આદિના જેવા માને છે, તેઓ વેદાંતશાસ્ત્રના તાત્પર્યને ન સમજનારા અજ્ઞાની બાળકોના જેવા છે. તેઓ વેદાંત શાસ્ત્રને નિરર્થક માનીને, તેમાં મન ન લાગવાથી, તથા નિષિદ્ધ કર્મના અનુષ્ઠાનથી નરકને પ્રાપ્ત થાય છે. વધારે શું કહીએ ? બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિને સારૂ મુમુક્ષુ, સુષુપ્તિ પર્યંત તથા મરતા સુધી વેદાંતનો વિચાર કરે. એજ એ સેતુ છે, પુલ છે, કે જેનો આશ્રય લઇને મનુષ્ય ભવસાગરની પાર જઇ શકે છે. બ્રહ્મજ્ઞાન એવો સેતુ છે કે જેનાથી સાધક, પેલી પાર મુક્તિરૂપ સ્થળ બ્રહ્મધામમાં જઇ પહોચે છે. ૫.

ફરી કહે છે કે—

**अरा इव रथनाभौ संहता यत्र नाड्यः स एषोऽन्तश्चरते वहुधा जायमानः । ओमित्येवं ध्यायथ आत्मानं स्वस्ति वः पाराय तमसः परस्तात् ॥ ६ ॥**

ભાવાર્થ—જે પ્રમાણે રથચક્રની નાભિમાં આરા લાગેલા રહે છે તેજ પ્રમાણે જેમાં સર્વદેહની નાડિયો સમર્પિત છે, એકત્રિત છે, તે હૃદયની અંદર એ અનેક ઉપાધિયોની સાથે અનેક પ્રકારે ઉત્પન્ન થઇને વિચરે છે. એ આત્માનું 'ॐ' એ રૂપ છે, પ્રણવરૂપથી તેનું ધ્યાન કરો. અજ્ઞાનની પેલી પાર જવાને સારૂ એ તમારૂં કલ્યાણ છે. અર્થાત્ 'शुभास्ते पन्थानः' તમારો માર્ગ નિષ્કંટક થાઓ, નિર્વિઘ્ન હો. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—હે શૌનક ! જેમ રથના ચક્રની નાભિમાં આરા સ્થિત છે, તેમજ હૃદય કમળમાં શત સહસ્ર નાડિયો મળેલી છે. તે હૃદય કમળમાં એ સ્વપ્રકાશ આત્મા સર્વદા વિરાજમાન રહે છે, વાસ્તવમાં આત્મા જન્મરહિત હોવા છતાં પણ શરીર આદિ ઉપાધિયોથી ફરીને જન્મને પ્રાપ્ત થાય

છે. જે મનુષ્ય 'હું બ્રહ્મ છું' એવું જાણવાને સમર્થ નથી તે પ્રણવરૂપથી તેનું ધ્યાન કરે. તે ધ્યાતા, એ ધ્યાનના બળથી, પ્રતિબંધરૂપ પાપને નિવૃત્ત કરીને બ્રહ્મને જાણી શકે છે. જેમ પ્રણવનું ધ્યાન પાપ નિવર્તક છે, તેમજ બ્રહ્મવેત્તા ગુરૂનો આશીર્વાદ પણ પાપનાશક છે. તેથી અધિકારી ગુરૂદેવને પ્રસન્ન કરવા જોઇએ, પ્રસન્ન થએલા ગુરૂ શિષ્યને એવો આશીર્વાદ આપે છે કે અજ્ઞાન તથા તેના કાર્યરૂપ સંસાર સમુદ્રની પાર જે બ્રહ્મ છે, તેની પ્રાપ્તિમાં તમને કોઈ પ્રકારનું વિઘ્ન નડે નહીં. ૬.

વિશેષ—હૃદયમાં રહેનારી નાડિયોના માર્ગથી જે ચિત્તની વૃત્તિયો ઇંદ્રિયો દ્વારા બહાર નિકળે છે તેમને અંદર રોકીને ઘણા કાળ સુધી નિત્ય નિયમ પૂર્વક ધ્યાન કરવાથી પરમાત્મા પ્રાપ્ત થાય છે. ૬.

એ કે જે અજ્ઞાનાંધકારથી પર, સંસાર મહાસાગર પાર કરીને જવા યોગ્ય પરા વિદ્યાનો પ્રદેશ છે, તે શામાં વર્તમાન છે ? એ કહે છે, યથા—

**यः सर्वज्ञः सर्वविद्‌ यस्यैष महिमा भुवि ।**
**दिव्ये ब्रह्मपुरे ह्येष व्योम्न्यात्मा प्रतिष्ठितः ॥**
**मनोमयः प्राणशरीरनेता प्रतिष्ठितोऽन्ने हृदयं संनिधाय ।**
**तद्विज्ञानेन परिपश्यन्ति धीरा आनन्दरूपममृतं यद्विभाति ॥७॥**

ભાવાર્થ—જે સાધારણ રૂપથી તથા વિશેષરૂપથી સર્વને જાણે છે, જેનું પ્રભુત્વ ભૂલોક આદિમાં સર્વત્ર ફેલાએલું છે, તે આત્મા દિવ્ય બ્રહ્મપુર હૃદયાકાશમાં સ્થિત છે. એ મનોમય, પ્રાણ તથા શરીરને લઈ જનારો અર્થાત્ સૂક્ષ્મ શરીરને એક શરીરથી બીજા શરીરને પ્રાપ્ત કરાવનારો પુરૂષ, હૃદયને આશ્રિત કરીને અન્નમય શરીરમાં વર્તમાન છે. જે આનંદ તથા અમૃતરૂપથી પ્રકાશમાન થઈ રહેલો છે તેને ધૈર્યવાન પુરૂષ બ્રહ્મવિજ્ઞાન દ્વારા દેખે છે. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—એ આત્માનો પ્રતાપ પૃથ્વીમાં સર્વત્ર વ્યાપ્ત, ફેલાઈ રહેલો છે. એ પ્રતાપ, મહિમા એ છે કે—જે આત્માથી ભયભીત થએલા સૂર્ય, ચંદ્રમા આદિ નક્ષત્રગણ હમેશા આકાશમાં ચક્કર લગાવતા રહે છે, તેના ડરથીજ સમુદ્ર, નદિયો આદિ પોતાની મર્યાદાનું ઉલ્લઘન કરી શકતા નથી, જેની આજ્ઞાથી સ્થાવર જ્યાંના ત્યાં ઉભા રહે છે તથા જંગમ પોતપોતાને કામે લાગે છે તથા દિવસ, રાત, માસ, ઋતુ, દક્ષિણાયન, ઉત્તરાયન, વર્ષ, યુગ ઇત્યાદિ કાળ જેની આજ્ઞાનું ઉલ્લઘન કરવાની શક્તિ રાખતા નથી, એવો એ પરમેશ્વરનો

મહિમા સંસારમાં પ્રસિદ્ધ છે. જેમ સર્વ દેશાધિપતિ શ્રી રામચંદ્રજી પ્રતિ 'અયોધ્યામાં રહે છે' એમ કહેવાય છે, તેમજ સર્વ જગતમાં વ્યાપક બ્રહ્મને, હૃદયમાં સાક્ષીરૂપથી પ્રતીત થવાને કારણ 'હૃદયમાં બ્રહ્મ છે' એમ કહેવામાં આવે છે. તેથી શ્રુતિમાં હૃદયને બ્રહ્મપુર કહેવામાં આવેલું છે. મનની ઉપાધિથી આત્માને મનોમય કહેવાએલો છે. આ પ્રાણાદિ સૂક્ષ્મ શરીરને એક સ્થૂળ શરીરમાંથી બીજા સ્થૂળ શરીરમાં લઈ જાય છે તથા સર્વ સંઘાતને પ્રકાશિત કરતો આ સ્થૂળ શરીરના હૃદયમાં એ સ્થિત છે. જે પ્રત્યગ્ અભિન્ન બ્રહ્માનંદરૂપ સ્વ મહિમામાં સ્થિત છે તે વિવેકી પુરૂષને ભાસમાન થાય છે કારણ કે તેઓ તેને ધૈર્યની સાથે વિજ્ઞાનથી દેખે છે. ૭.

વિશેષ—જો કે પરમાત્મા સર્વત્ર વ્યાપક છે, તોપણ જો દર્પણ નિર્મળ હોય તો જ તેમાં મુખ આદિ દેખી શકાય છે તેમ પ્રબળ ઉપાયોથી શુદ્ધ કરેલા અંતઃકરણમાં જ ઉપાસકોને તે પ્રાપ્ત થાય છે. ૭.

ઉક્ત આત્મજ્ઞાનનું ફળ કહે છે—

**भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्तेसर्वसंशयाः।**
**क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ ८ ॥**

ભાવાર્થ—એ કારણ તથા કાર્યરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં અવિદ્યાએ કરીને થનારી વિષયવાસનારૂપ હૃદયની ગાંઠ ખુલી જાય છે. સંપૂર્ણ સંદેહ નષ્ટ થઈ જાય છે, તથા એ સાધકના મોક્ષને રોકનારા સર્વ સકામ કર્મ ક્ષીણ થઈ જાય છે.

વિ૦ વિ૦ ભાષ્ય—પરાવર કાર્યકારણરૂપ જે આત્માથી, જીવ ભિન્ન નથી, એ આત્માનો સાક્ષાત્કાર થવાથી અજ્ઞાનરૂપ કારણની નિવૃત્તિ થઈ જાય છે. દેહાદિકમાં આત્મત્વ અધ્યાસરૂપ હૃદયની ગ્રંથિ છુટી જાય છે. સર્વ સંશય જતા રહે છે 'પરાવર' એટલે કે પર તથા અપરનો અર્થ, 'શ્રેષ્ઠ પ્રકૃતિ તથા અશ્રેષ્ઠ જગત, કારણ કાર્ય', એવો છે. હૃદયગ્રંથિ એટલે કે હૃદય શબ્દથી ઉપલક્ષિત બુદ્ધિની ગ્રંથિ છે. ૮.

વિશેષ—'छिद्यन्ते सर्व संशयाः' અહીં સર્વ સંશયોનો આકાર કેવો છે, તે કહે છે, જેમ—આત્મા દેહરૂપ છે કે દેહથી ભિન્ન છે? જો ભિન્ન છે તો ઇંદ્રિય પ્રાણ કે મનરૂપ છે, કે તે સર્વથી પણ ભિન્ન છે? ભિન્ન હોઇને પણ કર્તારૂપ છે કે અકર્તારૂપ છે? અકર્તારૂપ હોય તો પણ ભોક્તા છે કે અભોક્તા છે? અભોક્તા હોય તો પણ જ્ઞાન, આનંદનો આશ્રય છે કે જ્ઞાન, આનંદ રૂપ છે? ઇત્યાદિ

સંશય તો ' त्वं પદાર્થ ' જીવના વિષયમાં થયા. ઇશ્વર વિષયક સંશય એ છે કે-પરિચ્છિન્ન હસ્તપાદાદિ અવયવવાન વૈકુંઠાદિ લોકવાસી ઇશ્વર છે કે હસ્તાદિકોથી રહિત વિભુ છે ? વ્યાપક માનિયે તો પણ એ પરમાણુ આદિ સાપેક્ષ જગતનો કર્તા છે કે તેમનાથી નિરપેક્ષ કર્તા છે ? પરમાણુ આદિ નિરપેક્ષ કર્તા કહો તો પણ ઇશ્વિર કેવળ નિમિત્ત કારણ છે કે અભિન્ન નિમિત્તોપાદાન કારણ છે ? ઉભય રૂપ કારણ કહો તો, કર્મનિરપેક્ષ હોવાથી વિષમતા નિર્ઘૃણતારૂપ દોષવાન છે, કે કર્મસાપેક્ષ હોવાથી સર્વ કલંકરહિત છે ? એ ' तत्पदार्थ ' ઇશ્વર વિષયક સંશય છે. એજ પ્રમાણે ચિદ્ઘનાનંદજી મહારાજે એકતા વિષયક સંશય, મોક્ષ સાધન વિષયક સંશય, મોક્ષરૂપ વિષયક, સંશય, તથા પ્રમાણરૂપ વેદવિષયક સંશયોનું સવિસ્તર વર્ણન કરેલું છે. ગમે તેટલા અને તેવા સંશય હોય પણ તે સર્વ વિવેકથી નિવૃત્ત થઈ જાય છે, અર્થાત્ જ્ઞાનાગ્નિ સર્વને ભસ્મ કરી દે છે.

જો કે નિદિધ્યાસનથી વિપર્યયરૂપ અધ્યાસની, મનનથી પ્રમેયગત અનેક સંશયોની તથા શ્રવણથી પ્રમાણગત સંશયોનિ નિવૃત્તિ થઈ જાય છે એમ અદ્વૈત કૌસ્તુભ આદિ વેદાંત ગ્રંથોમાં લખેલું છે, પણ કેવળ જ્ઞાનથી સર્વ સંશય વિપર્યયોની નિવૃત્તિ થવી એ, એ ગ્રંથોની વિરૂદ્ધ જાય છે, તો પણ શ્રવણાદિથી સંશય આદિની નિવૃત્તિ થવાનું હમે પણ માનિયે છીએ પરંતુ એ શ્રવણાદિથી સંશય આદિના કારણ અજ્ઞાનની નિવૃત્તિ થતી નથી. હા, એવી વાત છે, કે અજ્ઞાનરૂપ કારણની નિવૃત્તિ થવાથી તેનાં કાર્યજ સંશયાદિક છે તેમની નિવૃત્તિ અવશ્ય થઈ જશે, તેથી કોઈ પણ વિરોધ રહેતો નથી. કર્મોના વિષયમાં એમ કહી શકાય છે કે, પ્રારબ્ધ, સંચિત તથા આગામી એ ત્રણ કર્મોમાથી સંચિત તથા આગામીનોજ જ્ઞાનથી ક્ષય થાય છે, પ્રારબ્ધકર્મનો તો ઉપભોગથીજ ક્ષય થાય છે. આ મંત્રનો સંક્ષેપથી એ અર્થ થયો કે આત્મજ્ઞાનથી અધ્યાસની નિવૃત્તિ તથા પ્રારબ્ધ સિવાયના સર્વ કર્મોની નિવૃત્તિ થઈ જાય છે. ૮.

જે આત્મા કહેલો છે તેજ ફરીથી સંક્ષેપમાં કહે છે, યથા—

हिरण्मये परे कोशे विरजं ब्रह्म निष्कलम् ।
तच्छुभ्रं ज्योतिषां ज्योतिस्तद् यदात्मविदो विदुः ॥९॥

ભાવાર્થ—શ્રેષ્ઠ પ્રકાશમય કોશમાં નિર્મળ, અવયવોથી રહિત બ્રહ્મ વિરાજમાન છે. એ શુદ્ધ તથા સંપૂર્ણ પ્રકાશોનો પણ પ્રકાશક છે તથા એ એવો છે કે જેને વિવેકી પુરૂષ જાણે છે. ૯.

વિ૦ વિ૦ ભાષ્ય—હે શૌનક ! એ આત્મા નિરવયવ છે અર્થાત્ સોળે-કળા રૂપ અવયવોથી રહિત હોવાને કારણે અખંડ છે. અવિદ્યા આદિના મળથી રહિત છે. દેહાદિકની અપેક્ષાથી પર, પ્રકાશસ્વરૂપ બુદ્ધિમાં એ આત્મા સાક્ષીરૂપથી સ્થિત છે. એવા શુદ્ધ તથા સૂર્યાદિકોના પ્રકાશક સ્વયંજ્યોતિ સ્વરૂપ આત્માનો વિવેકી પુરૂષ સ્વસ્વરૂપથી નિશ્ચય કરે છે. ૯.

વિશેષ—તલવારના મ્યાનના જેવા હૃદયાકાશમાં સ્થિત, વિભૂ, શુદ્ધ, સનાતન, નિષ્પાપ, નિર્મળ, નિરંજન, પ્રકાશકોના પણ પ્રકાશક બ્રહ્મને, લૌકિક ભોગો, સુખોથી જેમના મન વિરક્ત થઈ ગએલાં છે એવા શુદ્ધ અંતઃકરણવાળા શાંત વિદ્વાન લોકજ જાણે છે. ૭.

**न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः । तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥ १० ॥**

ભાવાર્થ—ત્યાં ( આત્મામાં ) સૂર્ય પ્રકાશ કરી શકતો નથી તથા ન ચંદ્રમાં કે ન તારા તથા એ વિજળિયો પણ ચમકતી નથી. પછી એ અગ્નિની તો શી ગણુતરી ? એટલે કે, અગ્નિ તો પ્રકાશ કરેજ કયાંથી ? પરંતુ સંપૂર્ણ પદાર્થ, તેના પ્રકાશિત હોવાથીજ પ્રકાશિત થાય છે, તેથી એ સર્વ તેના પ્રકાશથીજ પ્રકાશ પામે છે. ૧૦.

વિ૦ વિ૦ ભાષ્ય—જો કે સૂર્ય સંપૂર્ણ ઘટ પટાદિનો પ્રકાશ કરવાને સમર્થ છે, તથાપિ આત્માને પ્રકાશિત કરી શકતો નથી. ચંદ્રમા, તારા, વિજળી આદિ આત્માથીજ પ્રકાશ પામીને પછી પાછા તેને ( આત્માને ) કેવી રીતે પ્રકાશિત કરી શકે ? જ્યારે કે સૂર્ય આદિ જેવા મોટા મોટા તેજસ્વી ત્યાં કાંઈ કરી શકતા નથી તો પછી અગ્નિની તો વાત શી ? જેમ પ્રકાશરહિત કાષ્ઠ લોહ પિંડાદિ અગ્નિના પ્રકાશથી પ્રકાશિત થઈને ઘટપટાદિનો પ્રકાશ કરે છે તથા દાહ પણ કરે છે તેમજ એ સૂર્યાદિક પણ આત્માથી પ્રકાશ પામીને સંસારના પ્રકાશક થઈ રહેલા છે. તેમાં તેમનો પોતાનો સ્વતંત્ર પ્રકાશ કાંઈ પણ નથી. અભિપ્રાય એ થયો કે સર્વનામ રૂપાત્મક જગતમાં આત્માજ પ્રકાશ કરે છે. ૧૦.

વિશેષ—સૂર્યાદિ આત્માને પ્રકાશિત કરી શકતા નથી કારણ કે પરમેશ્વર તેમનાથી અનંત ઘણો તેજસ્વી છે. બ્રહ્મજ્ઞાનના ઉપાયોમાં સૂર્યાદિકોના પ્રકાશનો ઉપયોગ અપેક્ષિત નથી, પરંતુ નેત્ર દ્વારા વિષયદર્શનથી ધ્યાનમાં ભાગ પડી

જવાથી બાધા ઉત્પન્ન થઈ જાય છે. વળી એમ પણ વાત છે કે આત્મા જ્યેષ્ઠ મોટો છે, જ્યારે સૂર્યાદિ ન હોતા ત્યારે પણ તેમાં પ્રકાશ હતોજ. ૧૦.

પ્રથમ જે બ્રહ્મને સર્વનો પ્રકાશ કહેલો છે, તેનોજ ઉપસંહાર કરે છે, યથા—

**ब्रह्मैवेदममृतं पुरस्ताद्ब्रह्म पश्चाद्ब्रह्म दक्षिणतश्चोत्तरेण ।**
**अधश्चोर्ध्वं च प्रसृतं ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम् ॥११॥**

**ભાવાર્થ**—એ અમૃતસ્વરૂપ બ્રહ્મજ પૂર્વમાં છે, બ્રહ્મજ પશ્ચિમમાં છે, બ્રહ્મજ દક્ષિણ તથા ઉત્તર તરફ છે. તેજ ઉપર તથા નીચે ફેલાએલો છે. આ સર્વજગત સર્વોત્તમ બ્રહ્મજ છે. ૧૧.

**વિ૦ વિ૦ ભાષ્ય**—પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઉપર, નીચે અર્થાત્ સકળ પ્રપંચમાં ચારે તરફ બ્રહ્મજ બ્રહ્મ વ્યાપી રહેલું છે. બ્રહ્મ સર્વશ્રેષ્ઠ છે તથા સર્વનું અધિષ્ઠાન છે, તેથી પ્રપંચ બ્રહ્માત્માથી ભિન્ન નથી. કારણકે કલ્પિત વસ્તુ અધિષ્ઠાનથી ભિન્ન હોતી નથી. જેમકે સ્વપ્નનો પ્રપંચ સ્વપ્નદ્રષ્ટાથી ભિન્ન નથી. એમ સમજોકે જેમ રજ્જુમાં કલ્પિત સર્પ રજ્જુથી ભિન્ન, પૃથક્ નથી તેમજ બ્રહ્મમાં કલ્પિત જગત બ્રહ્મથી અતિરિક્ત નથી. ૧૧.

**વિશેષ**—વાત એ છે કે બ્રહ્મજ્ઞાનિયોના ચિત્ત સદા બ્રહ્મમાંજ રમી રહે છે. તેથી તેઓ સર્વકાળમાં, સર્વ દિશાઓમાં, સર્વ પ્રકારની સર્વ અવસ્થાઓમાં, સર્વપ્રાણિયોમાં તથા જે પણકાંઈ છે તે સર્વમાં એ સર્વોત્તમ બ્રહ્મનેજ જાણે છે તથા દેખે છે. ૧૧.

ખંડ બીજો તથા મુણ્ડક બીજું સમાપ્ત.



## મુણ્ડક ત્રીજું, ખંડ પહેલો.

જો કે બ્રહ્મના વિષયમાં પહેલું કહેવાઈ ચુકયું છે, તો પણ અતિ દુર્બોધ હોવાને કારણે બીજી રીતે નિશ્ચય કરવાને સારૂ તથા તેના સહકારી સત્યાદિ સાધનોનું વર્ણન કરવાને સારૂ આગલા ગ્રંથનો આરંભ કરવામાં આવે છે અહીં પ્રથમ 'तत्, त्वं' પદાર્થોને કહે છે, યથા—

**द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।**
**तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभिचाकशीति ॥१॥**

ભાવાર્થ—જીવ તથા ઈશ્વર નામક, સદા સાથે રહેનારા, સખાભાવયુક્ત, એટલે કે સમાન આખ્યાનવાળાં બે પક્ષી એકજ વૃક્ષનો આશ્રય કરીને રહે છે. તેમાં એકતો મધુર ફળનો ભોગ કરે છે, એટલે કે અજ્ઞાનથી કર્મફળનો અનુભવ કરે છે, તથા બીજું ભોગ કરતું નથી, કેવળ સાક્ષી થઇને જોયા કરે છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—શરીરરૂપી વૃક્ષ ઉપર જીવ ઇશ્વર નામના બે પક્ષી રહે છે, તેઓ સુંદર પર્ણવાળા, એટલે કે નિયમ્ય, નિયામક, ભાવની પ્રાપ્તિરૂપ સુંદર પાંખવાળા, સમાન આખ્યાનવાળા, અર્થાત્ જેમની અભિવ્યક્તિનું કારણ સમાન છે એવાં, તથા સત્ ચિત્ આનંદરૂપથી સરખા સ્વભાવવાળા છે. એક જીવ કર્મફળના સુખ દુઃખને ભોગવે છે તથા બીજો ઇશ્વર પ્રકાશ કરતો ઉદાસીન ભાવથી સ્થિત રહે છે. વૃક્ષના સમાન ઉચ્છેદમાં સમાનતા હોવાને કારણે શરીરને વૃક્ષ કહેલું છે. ૧.

વિશેષ—આ મંત્ર ઋગ્વેદમાં પણ આવે છે. જે પરાવિદ્યાથી અક્ષર પુરૂષ નામક સત્ય પ્રાપ્ત થાય છે જેની પ્રાપ્તિ થવાથી હૃદયની ગ્રંથિ તથા સંશય આદિ સંસારના કારણનો અત્યંત નાશ થાય છે, એવી પરા વિદ્યાનું વર્ણન પ્રથમ કરી ગએલા છીએ તથા ધનુષાદિના ગ્રહણની કલ્પનાથી અક્ષરના દર્શનના ઉપાય પણ કહી ગએલા છીએ. હવે આ પ્રકૃત પ્રકરણમાં એ જ્ઞાનના સહકારી સત્ય આદિ સાધનો બતાવવામાં આવશે. ૧.

તેનાથી પ્રકૃતમાં શું સિદ્ધ થયુ તે કહે છે, યથા—

**समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः ।**
**जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोकः ॥२॥**

ભાવાર્થ—ઇશ્વરની સાથે એકજ શરીરરૂપી વૃક્ષ ઊપર રહેનારો, અવિદ્યાને આધીન જીવાત્મા પોતાના દીન સ્વભાવને કારણે, અર્થાત્ ઇષ્ટાનિષ્ટ ફળની પ્રાપ્તિમાં અસમર્થતાથી, અવિવેકથી મોહિત થઇ રહેલો છે. જ્યારે તે પોતાનાથી વિલક્ષણ, ધ્યાન દ્વારા યોગિયોથી સેવિત ઇશ્વર તથા તેના મહિમાના પ્રપંચને દેખે છે, તે સમયે તે શોકરહિત થઈ જાય છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—ભોક્તા જીવ, એકજ વૃક્ષરૂપ શરીરમાં, અવિદ્યા, કામ તથા કર્મફળમાં નિમગ્ન થઈ રહેલો છે. અર્થાત્ દેહ આદિનેજ તેણે સ્વસ્વરૂપ માની રાખ્યું છે તથા પુત્ર પૌત્રાદિ સંબંધિયોને પોતાના સમજી રાખ્યાં છે. તે કારણથી જ્યારે તેમાં કોઇની હાનિ થાય છે ત્યારે તે મોહમાં પડીને

અનેક અનર્થ યુક્ત અવિવેકથી એવી ચિંતા કરે છે કે 'હું નકામો છું, સ્ત્રી મરી ગઈ, પુત્ર પણ જતો રહ્યો, હવે મારે જીવીને શું કરવાનું છે' ઇત્યાદિ દીનતા પૂર્ણ અસામર્થ્યથી શોકાતુર થાય છે, તેના પછી પ્રેત પશુ પક્ષી મનુષ્ય આદિ યોનિયોમાં જાય છે. ત્યાં એ જીવ અનેક જન્માર્જીત શુભ કર્મોથી કોઈ દયાળુ મહાત્માએ બતાવેલા યોગ માર્ગમાં, અહિંસા સત્ય આદિથી યુક્ત, સાવધાન ચિત્તવાળો થઈને, અનેક યોગિયો તથા કર્મઠોથી સેવિત, દેહરૂપ વૃક્ષની ઉપાધિયોથી શૂન્ય, ભૂખ, તરસ, મૃત્યુ આદિથી રહિત અસંસારી ઇશ્વરનાં દર્શન પામે છે. ત્યારે 'હું સકળ પ્રાણિમાં સ્થિત, અખિલ વિશ્વનો આત્મા છું, અવિદ્યાકૃત ઉપાધિયોથી પરિચ્છિન્ન હું નથી' એવા વિભૂતિરૂપ મહિમાને જ્યારે ધ્યાન કરીને એ દેખે છે ત્યારે સર્વ ક્લેશોથી રહિત થઈ જાય છે. ૨.

વિશેષ—એ જીવ પ્રેત, તિર્યઙ્, મનુષ્ય આદિ યોનિયોમાં નિરંતર ભ્રમણ કર્યા કરે છે. એ અનેક જન્મોમાં, તેને કદી શુભ ધર્મસંચયથી, કોઈ પરમકારુણિક ગુરુનો સત્સંગ પ્રાપ્ત થાય છે તો તેની પાસેથી યોગાભ્યાસની શિક્ષા લઇને અહિંસા, સત્ય બ્રહ્મચર્ય, સર્વત્યાગ, શમાદિથી સંપન્ન તથા સમાહિત ચિત્ત થઇને જે એ જગતરૂપ વિભૂતિને દેખે છે અને ઇશ્વરના મહિમાનો અનુભવ કરે છે, અર્થાત્ 'સંપૂર્ણ જગતમાં વ્યાપક પરમેશ્વરસ્વરૂપ છે' એવો નિશ્ચય કરે છે ત્યારે તે શોકસાગરથી પાર થઇને કૃતકૃત્ય થઈ જાય છે. ૨.

બીજા મંત્રમાં પણ એજ વાત વિસ્તારથી કહે છે, યથા—

**यदा पश्यः पश्यते रुक्मवर्णं कर्तारमीशं पुरुषं ब्रह्मयोनिम् । तदा विद्वान् पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यमुपैति ॥ ३ ॥**

ભાવાર્થ—જે સમયે સાધક સ્વયં પ્રકાશ, બ્રહ્માના ઉત્પત્તિ સ્થાન એ સૃષ્ટિ કર્તા ઇશ્વર પુરુષને દેખે છે, ત્યારે તે જ્ઞાની પુરૂષ પુન્ય પાપ કર્મોને બાળીને એટલે કે તેમનો ત્યાગ કરીને, નિર્મળ થઈ ઉત્કૃષ્ટ અદ્વૈતરૂપ સમતાને પ્રાપ્ત થાય છે.

વિ૦ વિ૦ ભાષ્ય—જે સમયે જ્ઞાનવાન સાધક જ્યોતિર્મય, જેનો પ્રકાશ અવિનાશી છે, એ સકળ જગત્ કર્તા તથા અપર બ્રહ્મરૂપ હિરણ્યગર્ભનું ઉત્પત્તિ સ્થાન, પરમપુરૂષના દર્શન કરે છે, તે સમયે બંધનના કારણ પુન્યપાપજનક બન્ને પ્રકારના કર્મોનો ત્યાગ કરી માયામળથી રહિત થઇને, અદ્વૈતરૂપ નિરતિશય સમતાને પ્રાપ્ત થઈ જાય છે.

વિશેષ—મનુષ્ય જ્યારે પરમેશ્વરને સર્વ સમજી લે છે, ત્યારે નિરંજન, નિર્લેપ અર્થાત્ ક્લેશ રહિત થઇને સર્વમાં સમદ્રષ્ટિ થઈ જાય છે. અર્થાત એ ઉત્કૃષ્ટ અગર નિરતિશય સમાનતાનો આશ્રય બની જાય છે. આ અદ્વૈતરૂપ સામ્યની સમક્ષ દ્વૈત વિષયક સમતા નિકૃષ્ટ છે. ૩.

તથા—

**प्राणो ह्येष यः सर्वभूतैर्विभाति विजानन् विद्वान्भवते नातिवादी । आत्मक्रीड आत्मरतिः क्रियावानेष ब्रह्मविदां वरिष्ठः ॥ ४ ॥**

ભાવાર્થ—જે પરમેશ્વર નિશ્ચિત રૂપથી સર્વનો પ્રાણ છે, સંપૂર્ણ ભૂતોના રૂપમાં ભાસમાન થઈ રહેલો છે, તેને જાણીને વિદ્વાન અતિવાદી, બહુવાદ વિવાદ કરનારા હોતા નથી. એ આત્મામાં ક્રીડા કરનારા તથા તેમાંજ રમણ કરનારા, ક્રિયાવાન પુરૂષ, બ્રહ્મજ્ઞાનિયોમાં પરમ શ્રેષ્ઠ છે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—જે પ્રાણોનો પ્રાણ પરમેશ્વર, બ્રહ્માથી લઇને સ્તંભ પર્યંત સંપૂર્ણ ચરાચરમાં ભાસમાન થઈ રહ્યો છે, તે પ્રાણસ્વરૂપને 'એ હું જ છું' એવા સાક્ષાતભાવથી જાણવાવાળા વિદ્વાન અતિવાદી હોતા નથી. અર્થાત્ કોઇનામાં પણ ન્યૂનાધિક ભાવ દેખતા નથી, એટલે કે બહુ બોલનારા નથી હોતા પણ પ્રયોજન અનુસાર થોડું જ બોલે છે. એ પરમાત્મ સ્વરૂપમાંજ ક્રીડા કરે છે, અન્ય સ્ત્રી પુત્રાદિકો સાથે નહીં. તથા એ પરમાત્મામાંજ પ્રીતિ કરે છે, ખાનપાન.દિકોમાં નહીં. એ સદાએ જ્ઞાન, ધ્યાન તથા વૈરાગ્યાદિના સત્ કાર્ય કરે છે, તે બ્રહ્મવેત્તાઓમાં પરમ શ્રેષ્ઠ યાને પ્રધાન થઈ જાય છે. ૪.

વિશેષ—બ્રહ્મજ્ઞાનીને આ આત્માજ સર્વભૂતરૂપે પ્રતીત થવા માંડે છે. તેજ કારણથી સર્વત્ર આત્મભાવવેત્તા પુરૂષ અતિવાદી હોતા નથી. બીજાના મતનું ખંડન કરીને સ્વમત સ્થાપિત કરનારાનું નામ અતિવાદી છે. એવા વિવેકી જીવનમુક્ત હોય છે, તેથી તેને ભેદની પ્રતીતિ ન હોવા સાથે કાંઈ પણ લેવા દેવા નથી. જ્યારે એ જોઈ લીધું કે સર્વ આત્માજ છે તો તે કોનું અતિક્રમણ કરીને બોલે ? જેની દ્રષ્ટિમાં, પોતા પરાયાપણાને સ્થાન છે, પદાર્થ પ્રતીત થઈ રહ્યો હોય તેજ એક બીજા સાથે ચટભડીને બોલે, પરંતુ વિદ્વાન તો અહીં આ મારૂં છે એવો આત્માથી કાંઈ ભિન્ન દેખેજ નહીં, સાંભળે નહીં અને કાંઈ જાણે પણ નહીં, એટલે એ મતલબ વગર બકવાદ કરતો નથી. ૪.

હવે સમ્યક્ જ્ઞાનના સહકારી, સત્ય આદિ નિવૃત્તિપ્રધાન સાધનોનું વિધાન કરવામાં આવે છે, યથા—

**सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम् । अन्तःशरीरे ज्योतिर्मयो हि शुभ्रो यं पश्यन्ति यतयः क्षीणदोषाः ॥ ५ ॥**

ભાવાર્થ—નિત્ય સત્યવચન-સત્યાચરણથી, તપથી યથાર્થ જ્ઞાનથી તથા બ્રહ્મચર્યથી, એ આત્મા, પ્રાપ્ત થવાને યોગ્ય છે. નિશ્ચયજ એ આત્મા શુદ્ધ સ્વયં પ્રકાશમાન હૃદયાકાશમાં વિરાજમાન છે. તેને દોષરહિત યતિ લોક આત્મભાવથી દેખે છે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—હે શૌનક ! મિથ્યા વચનના ત્યાગરૂપ સત્યથી, મન સહિત નેત્રાદિ ઇંદ્રિયોના નિરોધરૂપ તપથી, યથાર્થ બ્રહ્મબોધરૂપ જ્ઞાનથી તથા ઉપસ્થેન્દ્રિય સંયમ બ્રહ્મચર્યથી, કામ ક્રોધ આદિથી રહિત, નિર્મળચિત્ત સાધક શરીરની અંદર હૃદયકમળ આકાશમા વિરાજમાન જ્યોતિર્મય શુદ્ધ આત્માનો સાક્ષાત્કાર કરે છે. ૫.

વિશેષ—આ મંત્રમા સત્ય, તપ, સમયગ્ જ્ઞાન તથા બ્રહ્મચર્ય એ ચાર સાધનોની ઉપલબ્ધિ કહેલી છે. પરંતુ એ સાધન ત્યારેજ આત્મજ્ઞાન ઉપયોગી થાય છે કે જ્યારે તેમનુ નિત્ય નિરંતર સેવન કરવામાં આવે, એમ નહી કે કદી સત્યાદિ આચરણ કરી લીધુ એટલે આત્મજ્ઞાનનો અધિકાર પ્રાપ્ત થઈ ગયો. ભાવ એ છે કે યોગી લોક ધ્યાનથી જે પરમેશ્વરનો અનુભવ કરે છે, તેનેજ અન્ય જીજ્ઞાસુ પણ, સત્ય આદિ સાધનોનુ, અત્યંત દ્રઢતાથી સેવન કરીને પોતાનાજ અંતઃકરણમાં પ્રકાશ પ્રાપ્ત કરી શકે છે. ૫.

ઉક્ત ચારે સાધનોમા સત્યની પ્રધાનતાનું વર્ણન કરે છે, યથા—

**सत्यमेव जयति नानृतं सत्येन पन्था विततो देवयानः । येनाक्रमन्त्यृषयो ह्याप्तकामा यत्र तत्सत्यस्य परमं निधानम् ६**

ભાવાર્થ—સત્યવાદીજ જયને પ્રાપ્ત થાય છે, મિથ્યાવાદી નહી. સત્યથી સ્વર્ગાદિ લોકના માર્ગનો વિસ્તાર થાય છે, કે જે માર્ગથી વાસના રહિત ઋષિ લોક એવા પદને પ્રાપ્ત થાય છે કે જ્યા એ સત્યનું પરમ નિધાન વર્તમાન છે એટલે કે જ્યા સત્યનો ભંડાર પરિપૂર્ણ છે. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—હે સૌનક! સત્યવક્તા પુરૂષનોજ જય થાય છે, સત્યવક્તાનો કોઈ પણ જગોએ માર્ગ અવરૂદ્ધ થતો નથી. મિથ્યાવાદી કદી પણ વિજય પ્રાપ્ત કરી શક્તા નથી. મિથ્યાવાદીનો કદી પૂર્વ સુકૃતથી જય થઈ જાય તો પણ તે થોડા દિવસ રહીને નષ્ટ થઈ જાય છે અને થોડા દિવસ રહે તેમાં પણ તે સુખદાયી થતો નથી. દેવયાનમાર્ગની પ્રાપ્તિ પણ સત્યથીજ થાય છે. મિથ્યાવાદીને તે માર્ગની પ્રાપ્તિ થવાનું અસંભવિત છે. વાસનારહિત ઋષિલોક દેવયાનમાર્ગથી બ્રહ્મલોકમાં જઇ આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરીને અધિષ્ઠાનને પ્રાપ્ત કરે છે. ૬.

વિશેષ—સત્ય કદી પણ વિકારી થતું નથી, સત્ય સદા એકજ હોય છે. અન્ય સાંસારિક સત્ય સાપેક્ષ હોઈ શકે છે પરંતુ પરમાત્મા સત્યસ્વરૂપજ છે. એજ કારણથી પરમાત્માની પ્રાપ્તિના સાધનોમા સત્યને સર્વથી પ્રધાન કહેવામાં આવેલું છે. ૬.

વાસનારહિત ઋષિગણ જેઓ બ્રહ્મને પ્રાપ્ત કરે છે, તેમનું વર્ણન કરવામાં આવે છે, યથા—

**बृहच्च तद्दिव्यमचिन्त्यरूपं सूक्ष्माच्च तत्सूक्ष्मतरं विभाति । दूरात्सुदूरे तदिहान्तिके च पश्यत्स्विहैव निहितं गुहायाम् ॥ ७ ॥**

ભાવાર્થ—એ બ્રહ્મ સર્વથી મોટું પ્રકાશસ્વરૂપ તથા મનબુદ્ધિથી અચિંત્ય છે. તે સૂક્ષ્મથી પણ અતિસૂક્ષ્મ ભાસમાન થઈ રહ્યું છે. તે અવિદ્વાનોથી દૂર છે તથા વિદ્વાનોના આ શરીરમાં અત્યંત સમીપ પણ છે. તે ચેતન પ્રાણિયોમાં આ શરીરની અંદર તેમની બુદ્ધિરૂપ ગુહામા સંતાએલું છે. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—એ આત્મા આકાશાદિકોમાં પણ વ્યાપક છે, સ્વપ્રકાશ છે તથા ઇંદ્રિયાતીત હોવાથી અચિંત્યરૂપ છે. પરમાણુ આદિ સૂક્ષ્મ પદાર્થોથી પણ વ્યાપક હોવાને કારણે તે અત્યંત સૂક્ષ્મ છે. અર્થાત્ તે સૂર્ય ચંદ્રાદિરૂપે પ્રકાશી રહ્યું છે, બહિર્મુખ લોકોને તે દૂરથી પણ અત્યંત દૂર છે તથા સાધન સંપન્ન અંતર્મુખ પુરૂષોને તેમની બુદ્ધિરૂપ ગુહામાં અત્યંત સમીપ પ્રતીત થાય છે. અર્થાત્ ચરાચર બ્રહ્માંડમાં આત્માજ સર્વત્ર ઓતપ્રોત થઈ રહ્યો છે. ૭.

વિશેષ—જે મનુષ્ય વિષય વાસનાઓમાં ફસેલા છે, તેઓ સર્વત્ર ભોગ સામગ્રિયોજ દેખ્યા કરે છે. તેમના ચર્મચક્ષુ કોઈ પણ જગોએ ઈશ્વરની ઝલક જોવા પામતાં નથી. એવા લોકોથી ઈશ્વર સદાએ દૂર રહે છે. તેઓ અસંખ્ય જન્મોમાં પણ તેને જાણી શકયા નથી, તથા જે આત્મદર્શી અંતર્મુખ પુરૂષ છે તેઓ સર્વ પદાર્થોમાં તેનેજ જોયા કરે છે. ૭.

ફરીથી પણ આત્મપ્રાપ્તિનું અસાધારણ સાધન કહે છે, યથા—

**न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैस्तपसा कर्मणा वा । ज्ञानप्रसादेन विशुद्धसत्त्वस्ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः ॥ ८ ॥**

ભાવાર્થ—એ આત્મા ચક્ષુથી ગ્રહણ કરી શકાતો નથી, વાણીથી ગ્રહણ કરી શકાતો નથી તેમજ અન્ય ઇંદ્રિયોથી તપથી કે કર્મથી પણ ગ્રહણ કરી શકાતો નથી. જ્યારે મનુષ્ય જ્ઞાનના પ્રસાદ, કૃપાથી શુદ્ધ અંતઃકરણવાળો થઈ જાય છે ત્યારેજ તે ધ્યાન કરવાથી કે મનન કરવાથી એ પ્રાણાદિ કલારહિત આત્મતત્ત્વનો અવશ્ય સાક્ષાત્કાર કરે છે. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—એ આત્માને નેત્રાદિ જ્ઞાનેન્દ્રિયો તથા વાગાદિ કર્મેન્દ્રિયો ગ્રહણ કરી શકતી નથી. એ કેવળ અગ્નિહોત્રાદિ કર્મોથી પણ પ્રાપ્ત થઈ શકતો નથી. પરંતુ જ્યારે ઇંદ્રિયોના વિષય સંબંધથી ઉત્પન્ન થતા રાગાદિ મલ દૂર થઈને નિર્મળ જળ કે દર્પણ આદિના સમાન બુદ્ધિ સ્વચ્છ અને શાંત થઈ જાય છે ત્યારે તે જ્ઞાનના અનુગ્રહથી શુદ્ધ અંતઃકરણવાળો પુરૂષ ધ્યાનયોગ દ્વારા, એ નિરવયવ પરમાત્માના દર્શન કરે છે. ૮.

વિશેષ—પરમાત્માને જાણવાનુ સામર્થ્ય ઇંદ્રિયોમાં નથી, કારણ કે તે પરમ સૂક્ષ્મ વિષયોથી અત્યંત દૂર છે. હા, તેને જાણવાનું સાધન તપ તથા શુભ કર્માનુષ્ઠાન થઈ શકે છે, પરંતુ તે સાક્ષાત્ નહીં પણ પરંપરાથી. જેમ કે તપ આદિ કરવાથી અંતઃકરણ શુદ્ધ થઈ જાય છે તેનાથી નિર્મળ બુદ્ધિ દ્વારા ધ્યાનમાં તત્પર યોગી, ઈશ્વરનો સાક્ષાત્કાર કરે છે. મલિન અંતઃકરણમાં આત્મા સ્થિત છે, તોપણ અજ્ઞાને તે પ્રતીત થતો નથી. ૮.

આત્માને સાધક આ પ્રમાણે દેખે છે—

एषोऽणुरात्मा चेतसा वेदितव्यो यस्मिन्प्राणः पञ्चधा संविवेश । प्राणैश्चित्तं सर्वमोतं प्रजानां यस्मिन् विशुद्धे विभवत्येष आत्मा ॥ ६ ॥

ભાવાર્થ—જે શરીરમાં પાંચ પ્રકારના પ્રાણ પ્રવિષ્ટ છે તે શરીરની અંદર જ એ સૂક્ષ્મ આત્મા વિશુદ્ધ વિજ્ઞાન દ્વારા જાણવાને યોગ્ય છે. જેનાથી, પ્રાણ, અથવા તો ઇન્દ્રિયો સહિત પ્રજાના સમસ્ત ચિત, અંતઃકરણ, વ્યાપ્ત છે, તે ચિત્તના શુદ્ધ એટલે કે કલેશાદિ મળથી રહિત થયા પછી તે આત્મરૂપથી પ્રકાશિત થવા માંડે છે, અર્થાત એ પૂર્વોક્ત આત્મા પોતાના વિશેષ રૂપથી પ્રગટ થાય છે. ૯.

વિ૦ વિ૦ ભાષ્ય—હે શૌનક ! એ સૂક્ષ્મ આત્મા કેવળ શુદ્ધ અંતઃકરણથી જાણી શકાય છે, જેમાં પાંચ પ્રકારના પ્રાણ સ્થિત છે એવા શરીરના હૃદયદેશમાંજ આત્મા પ્રાપ્ત થાય છે, જો કે પાંચ પ્રાણ આત્મામાં સ્થિત છે, તોપણ સમજાવવાને સારૂ 'હૃદયમાં સ્થિત છે' એમ કહેવામાં આવેલું છે. જેમ ઘીએ દૂધને વ્યાપ્ત કરી રાખેલું છે તથા જેમ અગ્નિએ કાષ્ટને વ્યાપ્ત કરી રાખેલા છે, તેમજ સર્વ પ્રાણિયોના પ્રાણ તથા અંતઃકરણથી ઉપલક્ષિત સર્વ જગતને વ્યાપ્ત કરનારો આત્મા છે. એ આત્માજ રાગ દ્વેષાદિ કલંકથી રહિત શુદ્ધ અંતઃકરણમાં નિત્ય, અજર, અમર. પરિપૂર્ણ આનંદ રૂપે પ્રતીત થાય છે. ૯.

વિશેષ—જેમ નિર્મળ દર્પણમાં છાયા સ્પષ્ટ પ્રતીત થાય છે તેમજ શુદ્ધ હૃદયમાં બ્રહ્મ દેખાય છે. તેથી ચિત્તની પ્રસન્નતાને સારૂ યમ, નિયમ, આસન તથા પ્રાણાયામનું સેવન જરૂર કરવું જોઇએ. આ મન્ત્રનો ભાવાર્થ એ છે કે જે શરીરમાં પ્રાણાપાનાદિ પાંચભેદોથી પ્રાણે પ્રવેશ કરેલો છે તે શરીરમાંજ, એ સૂક્ષ્મ આત્માને, વિશુદ્ધ ચિત્તથી, જ્ઞાન સ્વરૂપ જાણી શકાય છે, પ્રાણિયોના સકળ ચિત્ત ચૈતન્યથી વ્યાપ્ત થઈ રહેલા છે. ચિત્તના કલેશ, મનોવિકાર એટલે કે અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ તથા અભિનિવેશરૂપ મળથી રહિત, શુદ્ધ થઈ જતાં તેમાં, આ વર્ણન કરેલો આત્મા પોતાના સ્વસ્વરૂપમાં પ્રકાશિત થાય છે. ૯.

આ પ્રકારે જે ઉપર્યુક્ત સર્વાત્માને આત્મસ્વરૂપે જાણે છે, તેનું સર્વાત્મા થવાથીજ સર્વ પ્રાપ્તિરૂપ ફળ બતાવે છે, યથા—

यं यं लोकं मनसा संविभाति विशुद्धसत्त्वः कामयते यांश्च कामान् । तं तं लोकं जयते तांश्च कामांस्तस्मादात्मज्ञं ह्यर्चयेद् भूतिकामः ॥ १० ॥

ભાવાર્થ—નિર્મળ અંતઃકરણવાળો આત્મજ્ઞાની પુરૂષ જે જે લોકની કામના કરે છે તથા જે જે ભોગો ઇચ્છે છે, તે તે તે લોક તથા તેતે કામનાઓ, ભોગોને પ્રાપ્ત કરે છે. તેથી આત્મ શ્રેય ચાહાનારો પુરૂષ, અથવા ઐશ્વર્યની ઈચ્છા કરનાર વ્યક્તિ, આત્મજ્ઞાનીની પૂજા કરે. ૧૦.

વિ૦ વિ૦ ભાષ્ય—હે શૌનક ! જે વિવેકી પુરૂષ સર્વ રૂપ આત્માનેજ પોતાનું સ્વરૂપ જાણે છે, તે પોતાને સારૂ અથવા કોઈ બીજાને સારૂ જે સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિનો સંકલ્પ કરે છે, તે તેમને પ્રાપ્ત થઈ જાય છે. તથા શુદ્ધ અંતઃકરણવાળો અધિકારી જે જે પુત્રાદિનો 'એ મારે સારૂ અગર બીજાને સારૂ થઈ જાય' એવો મનથી વિચાર કરે છે, તથા જે જે ભોગોની ઇચ્છા કરે છે, તે સકળ સામગ્રી તથા એ સકળ ભોગના પદાર્થનું ધ્યાન કરતાં જ પોતાના જ્ઞાનના બળથી પામી જાય છે. એ કારણથી ઐશ્વર્યની ઇચ્છાવાળા પુરૂષે, શુદ્ધ અંતઃકરણવાળા, સત્યસંકલ્પ આત્મજ્ઞાનીનું વારંવાર પૂજન, સત્કાર કરવા જોઇએ. ૧૦.

વિશેષ—જે સર્વત્ર આત્મભાવ જુવે છે, તેમને સારૂ અતિદુર્લભ ભોગ પણ સુલભ થઈ જાય છે. એટલુંજ નહીં પણ તેમની સેવા કરનારાને પણ તેમના સત્ય સંકલ્પથી મન ઇચ્છિત ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે. લોકમાં આજકાલ બ્રહ્મવેત્તાઓનું, જેવું થવું જોઇએ તેવું સન્માન થતું નથી, તેથી જ્ઞાનિયોની કાંઈ હાનિ થતી નથી, પણ સર્વસાધારણ જ આપત્તિમાં પડે છે. કારણ કે—"अपूज्या यत्र पूज्यन्ते पूज्यानाञ्च व्यतिक्रमः । त्रीणि तत्र भविष्यन्ति दुर्भिक्षं मरणं भयम्" કહેવાનો ભાવએ છે કે એજ અપૂજ્યની પૂજા છે કે જે ધિક્કાર દેવાને યોગ્ય છે તેને ધન્યવાદ આપવો, એનુંજ પરિણામ એ છે કે આજ આર્યજાતિ દુર્ભિક્ષ, મરણ તથા ભયની જ્વાળામાં બળતી અનાથોની પેઠે વિનષ્ટ થઇ રહેલી છે. ૧૦.

પ્રથમ ખંડ સમાપ્ત.

## ખંડ બીજો.

પૂર્વોક્ત વિદ્વાનની સર્વ પ્રાપ્તિમાં હેતુ બતાવે છે—

**स वेदैतत्परमं ब्रह्म धाम यत्र विश्वं निहितं भाति शुभ्रम् ।
उपासते पुरुषं ये ह्यकामास्ते शुक्रमेतदतिवर्तन्ति धीराः ॥१॥**

ભાવાર્થ—જે બ્રહ્મમાં સર્વ જગત અર્પિત છે તથા જે સ્વયં શુદ્ધરૂપથી ભાસમાન થઈ રહ્યું છે, એ પરમ આશ્રયરૂપ બ્રહ્મને આત્મવેત્તા જાણે છે. જે નિષ્કામ હોઇને એ આત્મજ્ઞાની પુરૂષની ઉપાસના કરે છે, તે વિવેકી લોક આ વીર્યનું અતિક્રમણ કરી જાય છે, અર્થાત્ ગર્ભપ્રવિષ્ટ થતા નથી. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—એ આત્મજ્ઞાની સર્વ કામનાઓના આશ્રયભૂત પરમાત્માને જાણે છે કે જે પરમધામમાં આ સકળ વિશ્વ સ્થિત છે તથા જે પોતાના શુદ્ધ પ્રકાશથી ભાસમાન થઈ રહેલો છે. જે બુદ્ધિમાન મુમુક્ષુ ઐશ્વર્યની કામનાથી રહિત થઇને પરમાત્મદેવ સમાન એ આત્મજ્ઞ પુરૂષની સેવારૂપ ઉપાસના કરે છે, તે શરીરની ઉત્પત્તિના હેતુરૂપ વીર્યનું અતિક્રમણ કરે છે, અર્થાત્ રેત થઇને ફરી ગર્ભવાસમાં પ્રવેશ કરતો નથી. ૧.

વિશેષ—એ તો ઠીકજ છે કે બ્રહ્મવેત્તાઓના જન્મમરણ થતાં નથી. પરંતુ વધારામાં નિષ્કામ ભાવથી જે, વિવેકી બ્રહ્મજ્ઞાનિયોની સેવા શુશ્રુષા કરે છે તેઓ પણ જન્મમરણના કલેશથી નિવૃત્ત થઈ જાય છે. જે સર્વ ચરાચરને પોતાના આત્માથી ભિન્ન સમજતા નથી, એવા મહાપુરૂષોનું જે દેશમાં સન્માન થાય છે, ત્યાંની ઐશ્વર્ય વૃદ્ધિમાં કોઈ જાતનો સંદેહ રહેતો નથી. ૧.

કામનો ત્યાગ, એજ મુમુક્ષુને સારૂ પ્રધાન સાધન છે. એ વાતને દેખાડે છે, યથા—

**कामान् यः कामयते मन्यमानः स कामभिर्जायते तत्र तत्र । पर्याप्तकामस्य कृतात्मनस्तु इहैव सर्वे प्रविलीयन्ति कामाः ॥ २ ॥**

ભાવાર્થ—જે પુરૂષ કામનાઓનું સ્મરણ કરતો ભોગ કરવાની ઇચ્છા કરે છે, તે કામનાઓની વાસનાથી અનેક લોકોમાં કે યોનિયોમાં ઉત્પન્ન થયા

કરે છે. પરંતુ જે કૃતકૃત્ય થઈ ગએલા છે, એ પૂર્ણકામ પુરૂષની તો સર્વ વાસનાઓ આજ લોકમાં વિલીન થઈ જાય છે, એટલે કે નષ્ટ થઈ જાય છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—જે મનુષ્ય આ લોકના તથા પરલોકના ભોગોની ચાહના રાખે છે એ મૂઢ, ભોગોની ઇચ્છા કરતો સ્વવાસનાના કર્માનુસાર તે તે ભોગોને સારૂ જન્મને ધારણ કરે છે. પરંતુ જે જ્ઞાની હિરણ્યગર્ભાદિરૂપથી પોતાને સર્વ પદાર્થોનો ભોક્તા માનીને તુચ્છ વિષય સુખની ઇચ્છા કરતો નથી, તેને આત્મસ્વરૂપનો સાક્ષાત્ પ્રકાશ થઈ જાય છે, તથા તેની ધર્માધર્મ વૃત્તિના કારણરૂપ સકળ વાસનાઓ આ શરીરમાંજ વિલીન થઈ જાય છે. ૨.

*વિશેષ—જ્યાં સુધી મનુષ્યની ભોગવાસનાઓ જાગૃત રહેલી હોય છે* તથા તે ઇંદ્રિયોની શક્તિને કાબુમાં રાખવામાં અસમર્થ હોય છે ત્યાં સુધી તે આત્મજ્ઞાન કે મુક્તિને સારૂ યત્ન કરવામાં સફળ થતો નથી. જેમ નિર્મળ વસ્ત્ર ઊપર રંગ સારો ચડે છે, તેજ પ્રમાણે મળ વિક્ષેપાદિ દોષથી રહિત મુમુક્ષુ બ્રહ્મજ્ઞાનનો અધિકારી થઈ શકે છે. ૨.

આ પ્રમાણે જો બીજા સર્વ લાભ કરતાં આત્મલાભજ સર્વોત્તમ છે, તો તેની પ્રાપ્તિને સારૂ પ્રવચન આદિ ઉપાય કરવા જોઇએ, એ વાત ઊપર કહે છે, યથા—

**नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।**
**यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ३**

ભાવાર્થ—એ આત્મા વેદશાસ્ત્રાધ્યયનથી પ્રાપ્ત થવાને યોગ્ય નથી, કે ગ્રંથ ધારણ સમર્થ બુદ્ધિથી કે ઘણું શ્રવણ કરવાથી પણ પ્રાપ્ત થવાને યોગ્ય નથી. એ વિદ્વાન કે જે પરમાત્માની પ્રાપ્તિની ઇચ્છા કરે છે તે ઇચ્છા શક્તિથી જ તેની પ્રાપ્તિ થઈ શકે છે. એ આત્મા પોતાના સ્વરૂપને તેના પ્રતિ પ્રગટ કરી દે છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—હે શૌનક! એ આત્મા કેવળ વેદાધ્યયન કરવાથી પ્રાપ્ત થતો નથી. તીક્ષ્ણ બુદ્ધિ પણ તેની પ્રાપ્તિનું સાધન નથી. તથા અનેક અનાત્મપ્રતિપાદક શાસ્ત્રો સાંભળવાથી પણ આત્માની ઉપલબ્ધિ થતી નથી. જે અધિકારી આત્માનું અભેદરૂપે ચિંતન કરે છે. એવો ધ્યાતાજ તેને પ્રાપ્ત કરી શકે છે. એ ધ્યાતા પ્રતિ આત્મા પોતાના શુદ્ધ સચ્ચિદાનંદ અદ્વિતીય

રૂપને પ્રગટ કરે છે, જેમ શુદ્ધ અચળ જળમાં સૂર્યનું પ્રતિબિંબ સ્પષ્ટ પ્રતીત થાય છે, તેમજ નિષ્કામ કર્મથી શુદ્ધ થયેલ તથા ધ્યાન કરવાથી એકાગ્ર અંતઃકરણમાં આત્માની અભિવ્યક્તિ થાય છે. ૩.

વિશેષ—એ સ્મરણમાં રાખવું જોઇએકે વેદાદિશાસ્ત્રોમાં પ્રવીણ તથા તેમના ઉપપાદનમાં અનેક તર્ક યુક્તિયોના કથન કરનારા સંસારમાંજ પ્રતિષ્ઠિત ગણાય છે. બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાં તો તેમનો ચંચુપ્રવેશ પણ થવા પામતો નથી. હા, શાસ્ત્રમાં લખેલા આદેશોને અનન્ય ચિત્ત થઇને જ્યારે મનુષ્ય આચરણમાં લાવે છે, ત્યારેજ તે આત્મજ્ઞાનથી થનારા સુખના ભાગી થાય છે, ત્યારે બ્રહ્મ પણ તેને સારૂ સ્વયં પ્રકાશમાન થાય છે. ૩.

આત્મજ્ઞાનમાં બળ આદિ પણ સહકારી છે, એ કહે છે, યથા—

**नायमात्मा बलहीनेन लभ्यो न च प्रमादात्तपसो वाप्यलिङ्गात् । एतैरुपायैर्यतते यस्तु विद्वांस्तस्यैष आत्मा विशते ब्रह्मधाम ॥ ४ ॥**

ભાવાર્થ—એ આત્મા ન તો બળહીન પુરૂષને પ્રાપ્ત થઈ શકે છે, ન તો પ્રમાદથી કે ન તો લિંગરહિત તપસ્યાથીજ તે ઉપલબ્ધ થાય છે, અર્થાત્ સંન્યાસ-ત્યાગ રહિત તપશ્ચર્યાથીજ મળતો નથી. પરંતુ જે બ્રહ્મનિષ્ઠ આ ઉપાયોથી એ આત્મતત્ત્વની ઉપલબ્ધિનો ઉદ્યોગ કરે છે તેને એ આત્મા બ્રહ્મધામમાં પ્રવિષ્ટ કરાવી દે છે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—કામ ક્રોધાદિ શત્રુઓના વશમાં જે પડેલું નથી એવા મનનું તથા ઇંદ્રિયોનું પોતાનું જે બળ છે, તેનાથી રહિત પુરૂષને એ આત્મા પ્રાપ્ત થઈ શકતો નથી. વિષયાસક્તિથી કર્તવ્યના વિસ્મરણરૂપ પ્રમાદથી પણ આત્મોપલબ્ધિ થતી નથી. તેમજ સંન્યાસરહિત શુષ્કજ્ઞાનથી પણ બ્રહ્મદર્શન થતાં નથી. અભિપ્રાય એ છે કે ચાહે જેમ તેટલું ઉગ્રતપ કરવામાં આવે, જેમ તેટલું દ્રઢ જ્ઞાન પણ કેમ ન હોય, તો પણ જો તે અલિંગ હોય અર્થાત્ તેની સાથે સંન્યાસનો સંબંધ ન હોય તો તે આત્મજ્ઞાનનું સાધન થઈ શકતું નથી. જે વિવેકી ધૈર્ય સહિત છે, પ્રમાદથી રહિત છે, સંન્યાસને પ્રાપ્ત થએલો છે તથા વેદાંત શ્રવણાદિકોમાં યત્ન કરે છે, તે વિદ્વાનને એ આત્મા બ્રહ્મધામમાં સમ્યક્‌રૂપે પ્રવિષ્ટ કરાવી દે છે. ૪.

વિશેષ—જો કે ઇંદ્ર, અજાતશત્રુ જનક, ગાર્ગી આદિકોએ સંન્યાસ ગ્રહણ કરેલો ન હોતો, તો પણ તેઓ આત્માના વાસ્તવિક સ્વરૂપના જ્ઞાતા હતા. તેથી 'સંન્યાસ રહિત કેવળ જ્ઞાનથી એ આત્માની પ્રાપ્તિ થતી નથી' એ કથન વિરુદ્ધ થયું. તો પણ સંન્યાસ વગરતો આત્મપ્રાપ્તિ થઈ શકતી જ નથી. જનકાદિકોનો પણ જન્માંતરમાં સંન્યાસ હતો. જો એ કથન બરાબર ન હોય, તો પણ અંતરથી તેઓ પાકા સંન્યાસી હતા. એવી વાત નથી કે, કેવળ બાહ્ય સંન્યાસનોજ મોક્ષમાં અતિ ઉપયોગ છે. જો અંતઃ સંન્યાસ હોય તથા તેની સાથે દ્રષ્ટિ વિક્ષેપની નિવૃત્તિને સારૂ બાહ્ય સંન્યાસ પણ હોય તો તેના મહિમાનું તો પછી પૂછવુંજ શું ? પ્રતીત થાય છે કે અહીં શ્રુતિ ભગવતીએ અંતઃ સંન્યાસપૂર્વક બાહ્ય સંન્યાસને અખિલ વર્ણાશ્રમ ધર્મોથી શ્રેષ્ઠ પ્રતિપાદન કરેલો છે. પાઠક વર્ગજ વિચાર કરે કે વિના સંન્યાસનું, વિના ત્યાગનું શુષ્કજ્ઞાન આત્મબોધોપયોગી નથી થઈ શકતું. ૪.

વિદ્વાન કયે પ્રકારે બ્રહ્મમાં પ્રવિષ્ટ થાય છે, એ વાત કહે છે, યથા—

**संप्राप्यैनमृषयो ज्ञानतृप्ताः कृतात्मानो वीतरागाः प्रशान्ताः । ते सर्वगं सर्वतः प्राप्य धीरा युक्तात्मानः सर्वमेवाविशन्ति ॥ ५ ॥**

ભાવાર્થ—ઋષિલોક આત્માને જાણીને, તે જ્ઞાનથી તૃપ્ત, સ્વ સ્વરૂપના જ્ઞાતા તથા રાગાદિથી રહિત થઈને શાંત ભાવને પ્રાપ્ત થાય છે. એ વિવેકી પુરૂષ એ સર્વવ્યાપી પરમાત્માને સર્વ બાજુએથી પ્રાપ્ત કરી દેહાવસાનકાળમાં સમાહિત ચિત્ત થઈ સર્વાત્માભાવથી સર્વરૂપ બ્રહ્મમાંજ પ્રવેશ કરી જાય છે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—હે શૌનક ! જે વિવેકી પુરૂષ, એ આત્માને પ્રાપ્ત કરે છે, તે વિદ્વાન પોતાના સ્વસ્વરૂપ જ્ઞાનથીજ તૃપ્ત રહે છે. શરીરને, સ્થૂળ દૃઢ કરનારા પૌષ્ટિક પદાર્થોથી તેમની તૃપ્તિ થતી નથી જે વીતરાગ છે તથા શાંત ચિત્ત છે, એવા એ જીવનમુક્ત, પરિપૂર્ણ, અદ્વિતીય, આનંદ સ્વરૂપ આત્માને પ્રાપ્ત કરીને સદા સમાહિત થઈ શરીર સ્થિતિકાળમા પણ બ્રહ્મમાંજ સ્થિત છે. જે જીવનમુક્તોએ વેદાંતના શ્રવણથી બ્રહ્મ તથા આત્માના ઐકયનો નિશ્ચય કરેલો છે તથા સંન્યાસથી અંતઃકરણની શુદ્ધિ કરેલી છે, તેઓ પ્રારબ્ધ કર્મોનો ભોગ કરીને પછી નાશ કરીને બ્રહ્મભાવને પ્રાપ્ત થઈ, મોક્ષને પ્રાપ્ત થઈ જાય છે. ૫.

(વિશેષ—જે મુમુક્ષુ સદા બ્રહ્મતત્ત્વનું ચિંતન કરતા રહે છે, તે વિષય ભોગોની વાસનાથી રહિત થઇને કેવળ જ્ઞાનથીજ સંતૃપ્ત રહે છે. આત્મજ્ઞાનથી તૃપ્ત થઈ તે બહારના ક્ષણિક, પૌષ્ટિક આહારાદિકોની પ્રાપ્તિને સારૂજીવનનો અમૂલ્ય સમય ખોઇ નાખતા નથી. ૫.

તથા—

**वेदान्तविज्ञानसुनिश्चितार्थाः संन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः।**
**ते ब्रह्मलोकेषु परान्तकाले परामृताः परिमुच्यन्ति सर्वे ॥६॥**

ભાવાર્થ—વેદાંતના વિચારથી ઉત્પન્ન થએલા આત્મતત્ત્વનો જેણે સારી રીતે નિશ્ચય કરી લીધો છે, એ સંન્યાસયોગથી અર્થાત્ સર્વ કર્મોના ત્યાગરૂપ યોગથી યત્ન કરનાર શુદ્ધ અંતઃકરણ પુરૂષ દેહનો ત્યાગ કરીને બ્રહ્મલોકમાં પરમ અમર ભાવને પ્રાપ્ત થઈ સર્વ બાજુએથી મુક્ત થઈ જાય છે. અર્થાત બંધન શેષ રહેતું નથી.

વિ૦ વિ૦ ભાષ્ય—જેમણે મહાવાકયજન્ય વિજ્ઞાનથી વિજ્ઞેય પરમાત્માનો તે સંશય વિપર્યયથી રહિત છે એવો નિશ્ચય કરી લીધો છે, તેઓ કર્મ ત્યાગ રૂપ સંન્યાસ તથા શ્રવણાદિ રૂપ બ્રહ્મનિષ્ઠાવાળા રાગાદિ રહિત શુદ્ધ અંતઃકરણવાળા, એ સર્વ યતિલોક, લિંગ શરીરૂ ભંગ રૂપ અંતિમ મરણ સમયમાં, સર્વોત્કૃષ્ટ બ્રહ્માત્મભૂત થઇને ઉપાધિ પરિત્યાગ થવાથી બ્રહ્મલોકમાં એકતાને પ્રાપ્ત થઈ જાય છે. ૬.

(વિશેષ—જેમણે પરમાત્માનો સર્વ પ્રકારે સાક્ષાત્કાર કરીલી છો છે, એવા સમાહિત ચિત્ત, શુદ્ધ અંતઃકરણવાળા જ્ઞાની પુરૂષ, અંતિમ જન્મમાં મુક્ત થઈ જાય છે. તેમનું એજ અંતિમ શરીર થાય છે. જ્યારે તેઓ બ્રહ્મમાંલીન થઈ જાય છે ત્યારે તેમને શરીર ધારણ કરવું પડતું નથી. ૬.

મોક્ષના પ્રકારને કહે છે, યથા—

**गताः कलाः पञ्चदश प्रतिष्ठा देवाश्च सर्वे प्रतिदेवतासु ।**
**कर्माणि विज्ञानमयश्च आत्मा परेऽव्यये सर्व एकीभवन्ति ७**

ભાવાર્થ—દેહનો આરંભ કરનારી પ્રાણાદિ પંદર કળાઓ પોતાના આશ્રયોમાં સ્થિર થઈ જાય છે. સમસ્ત દેવગણ પોતાના પરિદેવતા, આદિત્યાદિકોમાં લીન થઈ જાય છે તથા પ્રાણીના સંચિતાદિ કર્મ તથા વિજ્ઞાનમય આત્મા

આદિ, ચિદાભાસ વિશિષ્ટ બુદ્ધિ; એ સર્વ અવિનાશી પરમાત્મામાં એકીભાવને પ્રાપ્ત થઈ જાય છે. ૭.

**વિ૦ વિ૦ ભાષ્ય**—અંતકાલમાં દેહના આરંભક પ્રાણાદિ પંદર અવયવો પોતપોતાના કારણમાં જઇને લીન થઇ જાય છે. શરીરમાં સ્થિત નેત્ર આદિ ઇંદ્રિયોની શક્તિયો પોતપોતાના સૂર્યાદિ પ્રતિદેવતાઓમાં પ્રવેશ કરી દે છે, એવાં કર્મ કે જે ભોગથી બચેલાં હોય છે તથા જેમના ફળનો આરંભ થએલો નથી, તથા વિજ્ઞાનમય આત્મા, એ સર્વ ઉપાધિયોના દૂર થવાથી સત્, પર, અવ્યય, અજન્મા, અજર, અમર, અભય, અકારણ, અદ્વૈત, શિવ તથા શાંત સ્વરૂપ બ્રહ્મમાં, મુમુક્ષુ જઇને એવી રીતે લીન થઈ જાય છે કે જેમ જળના પાત્રને દૂર કરવાથી સૂર્ય આદિના પ્રતિબિંબ સૂર્યાદિમાં તથા ઘટ આદિ ઉપાધિયોના દૂર થતાં ઘટાકાશ આદિ મહાકાશમાં એકીભુત થઈ જાય છે. ૭.

**વિશેષ**—આ મંત્રમાં પ્રાણાદિના લયના પ્રકાર બતાવવામાં આવેલા છે. પ્રશ્નોપનિષદ્‌માં આ કલાઓની ચર્ચા કરવામાં આવેલી છે. અહીં તેજ, પ્રાણ, શ્રદ્ધા, મહાભુત પંચક, ઇંદ્રિય, મન, અન્ન, વીર્ય, તપ, મંત્ર, કર્મ તથા લોક એ કલાઓ છે. ૭.

ઉક્ત વિજ્ઞાનમયના એકીભાવને દ્રષ્ટાંતથી સ્પષ્ટ કરે છે, યથા—

**यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय । तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम् ॥ ८ ॥**

**ભાવાર્થ**—જેમ વહેતી નદીયો પોતાના નામ રૂપનો પરિત્યાગ કરીને સમુદ્રમાં લીન થઈ જાય છે, તેમજ જ્ઞાની પુરુષ, નામ રૂપથી રહિત થઇને પ્રકાશમાન અવિનાશી પુરૂષને પ્રાપ્ત થઈ જાય છે.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે શૌનક! જેમ ગંગા યમુના આદિ નદીયો સમુદ્રમાં જઇને લીન થઈ જાય છે, પછી તેમના નામ કે રૂપ રહેતાંજ નથી, તેવીજ રીતે એ બ્રહ્મવેત્તા પુરૂષ નામ તથા રૂપથી રહિત થઇને અજ્ઞાન તથા તેના કાર્યથી રહિત થઇને શુદ્ધ આત્મદેવમાં પ્રાપ્ત થઈ જાય છે. ૮.

**વિશેષ**—સમુદ્રમાં મળી ગયા પછી નદીયોના પૃથક્ નામ તથા રૂપનો વ્યવહાર થતો નથી, કારણકે ક્ષુદ્ર જળધારા તથા તેમના નામ પ્રધાન સમુદ્રમાં

મળી જઇને પોતાનું પૃથક્ અસ્તિત્વ સદા માટે ખોઈ દે છે. તેવીજ રીતે જીવ બ્રહ્મનું ઐક્ય થઈ જાય છે. ૮.

બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થયા પછી મોક્ષમાં કાંઈ પ્રતિબંધક રહેતું નથી, એ કહે છે, યથા—

**स यो ह वै तत्परमं ब्रह्म वेद ब्रह्मैव भवति नास्याब्रह्मवित्कुले भवति। तरति शोकं तरति पाप्मानं गुहाग्रन्थिभ्यो विमुक्तोऽमृतो भवति ॥ ९ ॥**

ભાવાર્થ—નિશ્ચય છે કે જે કોઇ એ બ્રહ્મને જાણી લે છે તે બ્રહ્મજ બની જાય છે. તે શોક એટલે કે મનના સંતાપથી રહિત થઈ જાય છે, પાપથી છુટી જાય છે તથા હૃદયની સંશયરૂપ ગ્રંથિયોથી છુટીને અમૃત પ્રાપ્ત કરી લે છે. એટલુંજ નહીં પણ એ વિદ્વાનના કુળમાં એવો કોઈ થતો નથી કે જે બ્રહ્મને જાણતો ન હોય. ૯.

વિ૦ વિ૦ ભાષ્ય—જે કોઇ એ પ્રસિદ્ધ બ્રહ્મને સાક્ષાત્ 'હું જ છું' એ પ્રમાણે જાણે છે, તે પ્રતિકૂળ ગતિને પ્રાપ્ત થઈ શકતો નથી. તેની પરમગતિમાં દેવગણ વિઘ્ન નાખતા નથી, કેવી રીતે નાંખે ? તે તો તેમનો પણ આત્મા થઈ જાય છે. કોઈ પણ બુદ્ધિમાન પોતાના આત્માને પ્રતિકૂળ આચરણ કરતો નથી. તાત્પર્ય એ છે કે બ્રહ્મવેત્તા બ્રહ્મજ બની જાય છે. જીવિત દશામાંજ તેને ઇચ્છિત વસ્તુઓના વિયોગથી ઉત્પન્ન થતો મનઃ સતાપરૂપ શોક લેશ પણ રહેતો નથી. તે પાપની પાર થઈ જાય છે તથા અવિદ્યાની વાસનામય હૃદયની ગાંઠ ખુલી જવાથી તે અમર થઈ જાય છે. તે વિદ્વાનની શિષ્ય પરંપરા અગર વંશ પરંપરામાં એવો કોઈ થતો નથી કે જે બ્રહ્મજ્ઞાની ન હોય. ૯.

વિશેષ—બ્રહ્મજ્ઞાનીનો એટલો બધો મહિમા છે કે તે પોતાનો ઉદ્ધાર તો કરે છેજ પણ તે ઉપરાંત જે તેના સંપર્કમાં રહે છે તેમને પણ તે પરમપદ પ્રાપ્ત કરાવે છે. ગીતામાં વર્ણવેલી દૈવી સંપત્તિયોમાં સર્વથી પ્રથમ અભયનો ઉલ્લેખ કરેલો છે. 'द्वैताद् वै भयं भवति' એટલે કે બ્રહ્માત્મૈક્યના વિજ્ઞાનિયોને ભય કંપાદિ થતાં નથી. બ્રહ્મજ્ઞાનીમાં નિર્ભયતાનું એટલું તો બાહુલ્ય હોય છે કે તેનો અભય અખિલ વિશ્વમાં પ્રસરિત થતાં પણ તે ન્યૂન થતો નથી. બ્રહ્મવેત્તા જે દેશ અગર કાળમાં રહે છે ત્યાંનું વાતાવરણ પ્રાણિયોને અનુકૂળ હોઇને સદા શાંત બન્યું રહે છે. ૯.

હવે બ્રહ્મવિદ્યા પ્રદાનની વિધિનું પ્રદર્શન કરતાં ગ્રંથનો ઉપસંહાર કર
ામાં આવે છે. યથા—

**तदेतदृचाभ्युक्तम् । क्रियावन्तः श्रोत्रिया ब्रह्मनिष्ठाः स्वयं जुह्वत एकर्षिं श्रद्धयन्तः । तेषामेवैतां ब्रह्मविद्यां वदेत शिरोव्रतं विधिवद् यैस्तु चीर्णम् ॥ १० ॥**

ભાવાર્થ—જે શાસ્ત્રમા કહેલા કર્મનું અનુષ્ઠાન કરનારા, બ્રહ્મવેત્તા, પર
હ્મની જીજ્ઞાસાવાળા તથા શ્રદ્ધાવાન થઇને એકર્ષિ નામક અગ્નિમા હવન કરે
, તથા જેમણે શાસ્ત્રોક્ત વિધિથી અથર્વવેદોક્ત અગ્નિને મસ્તક ઉપર ધારણ
સ્વરૂપ વ્રત લીધુ છે, તેમનેજ આ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવા જોઇએ. એજ
ાત આગળના મંત્રમાં પણ કહેવામાં આવેલા છે. ૧૦

વિ૦ વિ૦ ભાષ્ય—હવે આ મુણ્ડકોપનિષદ્નું પઠન કરવાની રીત કહે છે.
ાગળના અંતિમ મંત્રમાં વિદ્યાના સંપ્રદાયનુંજ નિરૂપણ કરવામાં આવ્યું છે.
અધિકારી પોતાના વર્ણાશ્રમ ધર્મોને કરે છે, વેદાધ્યયન તથા સગુણ બ્રહ્મની
પાસનામા પરાયણ છે, પણ નિર્ગુણ બ્રહ્મની જીજ્ઞાસા વાળો છે, મસ્તકમાં અગ્નિ
ારણ રૂપ વ્રતનું અનુષ્ઠાન કરે છે તથા આથર્વણિકોના એકર્ષિ નામક પ્રસિદ્ધ
ાગ્નિમાં શ્રદ્ધાપૂર્વક હવન કરે છે; એવા અધિકારી પુરૂષનેજ આ મુણ્ડકોપ-
ાષદ્નો ઉપદેશ કરવો જોઇએ. ૧૦.

વિશેષ—જેમ ઉપર ( ખારવાળી ) ભૂમિમા વાવેલુ બીજ, તથા વાવ-
ાનો પરિશ્રમ અથવા જળસિંચન, તથા કાગડાના દાંતની પરીક્ષા આદિ વ્યાપાર
ર્થ જાય છે, તેમજ અનધિકારીને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરવો એ રાખમા હવન
ાના સમાન વ્યર્થ છે, તેની સાથે તેનાથી અત્યંત હાનિ પણ થાય છે તેથી
ાને વિદ્યા ન આપવી જોઇએ એવો મહાત્માઓનો અનુભવ છે. ૧૦.

ઉક્ત ગ્રંથના અધિકારિયોને દેખાડતા કથાનો ઉપસંહાર કરે છે, યથા—

**तदेतत्सत्यमृषिरङ्गिराः पुरोवाच नैतदचीर्णव्रतोऽधीते । नमः परमऋषिभ्यो नमः परमऋषिभ्यः ॥ ११ ॥**

ભાવાર્થ—પૂર્વકાળમાં આ સત્ય (અક્ષર પુરૂષરૂપ વિજ્ઞાનને અંગિરા
ઋષિએ તેમની પાસે આવેલા, સેવામાં ઉપસ્થિત થએલા, વિધિપૂર્વક પૂછનારા શૌનક
ઋષિને કહેલું હતું. જેણે શિરોવ્રતનું અનુષ્ઠાન કરેલું નથી, તે આ વિજ્ઞાનનો
અભ્યાસ કરી શકતા નથી. પરમ ઋષિયોને નમસ્કાર છે, નમસ્કાર છે. ૧૧.

વિ૦ વિ૦ ભાષ્ય—પહેલી વાત એ કે અંગિરા નામના ઋષિએ પોતાની શરણમાં પ્રાપ્ત થએલા શૌનક ઋષિને સત્યસ્વરૂપ આત્માનો ઉપદેશ કરેલો હતો. વૈરાગ્ય આદિ સાધનોથી સંપન્ન થઇને જે મુમુક્ષુઓએ આ ઉપનિષદ્દનું શ્રવણ કરેલું છે તેમને બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિ દ્વારા, તે મોક્ષદાયક છે. તેનાથી ધ્યાનમાં એ રાખવાનું છે કે સાધનસહિત થઇને આ ઉપનિષદ્દનો પાઠ કરવો. જેમણે શિરમાં અગ્નિ ધારણરૂપવ્રત તથા વૈરાગ્યાદિ સાધનો સંપાદન કરેલાં નથી તેમણે આ ઉપનિષદ્દનું અધ્યયન કરવું નહીં. જેમનાથી આ બ્રહ્મવિદ્યા પરંપરા, ક્રમથી પ્રાપ્ત થએલી છે તે પરમ ઋષિયોને પ્રણામ છે, વારંવાર નમસ્કાર છે. ૧૧.

વિશેષ—પ્રકૃત મંત્રમાં બે વાર નમસ્કાર શબ્દનો પ્રયોગ અત્યંત આદર તથા ઉપનિષદ્દની સમાપ્તિનો સૂચક છે. અર્થ એ છે કે બ્રહ્માદિક ઋષિયોથી આ બ્રહ્મવિદ્યા ગુરૂ શિષ્ય પરંપરા દ્વારા પ્રાપ્ત થએલી છે તથા હમને અધિકારિયોને મળેલી છે, એ સર્વે મહર્ષિયોને હમારા વારવાર પ્રણામ છે, મુહુર્મુહુઃ નમસ્કાર છે. ૧૧.

ખણ્ડ બીજો તથા મુણ્ડક ત્રીજું સમાપ્ત.

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवाꣳसस्तनूभिर्व्यशेम देवहितं यदायुः ॥
स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः ।
स्वस्ति नस्तार्क्ष्योऽरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ।

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ઇતિ શ્રી મુણ્ડકોપનિષદ્ ઊપર સ્વામી શ્રી વિદ્યાનન્દજી
મહારાજ દ્વારા વિરચિત વિદ્યાવિનોદ ભાષ્ય સમાપ્ત.

## મુણ્ડકોપનિષદ્ સંપૂર્ણ.

---





ૐ નમઃ સચ્ચિદાનન્દાય

# માણ્ડૂક્યોપનિષદ્

## વિદ્યાવિનોદ ભાષ્યસહિત.



આ ઉપનિષદ્ બીજાં ઉપનિષદો કરતા ઘણુંજ નાનું છે, મંત્ર તો એમા કુલ બારજ છે, પણ તેનું મહત્ત્વ બીજા સર્વ ઉપનિષદો કરતા વધારે છે. ભગવાન શ્રી ગૌડપાદાચાર્યે આના ઉપર કારિકાઓનું ઘણુંજ સુંદર સિદ્ધાન્તપૂર્ણ નિર્માણ કરીને તેને વળી વધારે મહત્ત્વ પ્રદાન કરેલું છે જે કારિકાઓ ભાષાન્તર સાથે પુસ્તકના પાછલા ભાગમા આપવામાં આવી છે આ ઉપનિષદ્ અથર્વવેદના બ્રાહ્મણ ભાગમા આવેલું છે કહેવાય છે કે કોઈ માણ્ડૂક્ય નામના ઋષિદ્વારા તેનો લોકમા પ્રચાર થએલો છે તેથી તેનું નામ 'માણ્ડૂક્યોપનિષદ્' પડેલું છે. તે સિવાય મહાત્મા લોક એમ પણ કહે છે કે જેમ મેંડક ( દેડકો ) ક્રમે ભાગે ત્રણ કે ચાર છલંગો મારીને પાણીમા પ્રવિષ્ટ થઈ જાય છે, તેવીજ રીતે આત્મારૂપી 'મંડૂક' અર્થાત્ અંતઃકરણવિશિષ્ટ આત્મારૂપ દર્દુર ( દેડકો ) પ્રથમ જાગૃત અવસ્થા પ્રથમપાદરૂપ સ્થાનમાથી ઉછળીને સ્વપ્નાવસ્થા દ્વિતીય પાદરૂપને, તથા ત્યાંથી સુષુપ્તિ અવસ્થા તૃતીયપાદરૂપ સ્થાનને પ્રાપ્ત થઈ જાય છે. તે પછી એ 'તૃતીય પાદરૂપ સ્થાનથી' ઉછળીને ચતુર્થ અમાત્રિક પોતાના પરબ્રહ્મ સ્વરૂપ જળમા જઈ પહોચે છે. આ આત્મારૂપ મેંડકનું પ્રતિપાદક હોવાથી આ ઉપનિષદ્ને 'માણ્ડૂક્ય' નામેથી કહેવામાં આવે છે. અનેક શ્રુતિયોથી પ્રમાણિત, સંન્યાસિયોનો ઉપાસ્ય, તથા બ્રહ્મપ્રાપ્તિમા સર્વોત્કૃષ્ટ અવલંબન જે ત્રિમાત્રિક ઓંકાર છે, કેવળ તેનુંજ પ્રતિપાદક તથા બ્રહ્માત્માના અભેદનું બોધક હોવાથી સર્વ ઉપનિષદોમા તેની અધિક પ્રતિષ્ઠા છે જો કે સર્વ ઉપનિષદો બ્રહ્માત્મૈક્ય બોધક છે તો પણ સર્વમા આની વિશેષતા એ છે કે બીજા ઉપનિષદોમા સૃષ્ટિ પ્રકરણ તથા પ્રાણ આદિકોની ઉપાસના આદિમા અન્ય પ્રસંગોનું પણ કથન કરવામાં આવેલું છે, પરંતુ આ ઉપનિષદ્મા કેવળ ઓંકારના પ્રતિપાદનથી

બ્રહ્મ આત્માની અભેદતાજ બોધન કરવામાં આવેલી છે. તેથી આ ઉપનિષદ્‌ને મુખ્ય માનીને શ્રી શંકરાચાર્યજીના ગુરૂ ગૌડપાદાચાર્યે અદ્વૈત સિદ્ધાંતના સુદ્રઢ મૂળ રૂપ આના ઉપર બસો પંદર કારિકાઓ રચેલી છે, જેમાં આગમ, વૈતથ્ય, અદ્વૈત, અલાતશાંતિ એ ચાર પ્રકરણ છે.

જો કે વેદાંતશાસ્ત્રમાં જે જે સંબંધ, વિષય પ્રયોજન તથા અધિકારી હોય છે, તેજ આ ગ્રંથમાં પણ હોઈ શકે, તો પણ વિદ્વાનોનું કથન છે કે જેમને કોઈ પ્રકરણ ગ્રંથની વ્યાખ્યા કરવાની હોય તેમણે સંક્ષેપમાંજ તેનું વર્ણન કરી દેવું જોઇએ. જે પ્રમાણે રોગી પુરૂષના રોગની નિવૃત્તિ થવાથી સ્વાસ્થ્યલાભ થાય છે, તેજ પ્રમાણે દુઃખાભિમાની આત્માને દ્વૈત પ્રપંચની નિવૃત્તિ થવાથી સ્વાસ્થ્ય લાભ મળે છે. તેથી થયુ એમ કે અદ્વૈતભાવજ તેનું પ્રયોજન છે, વિષય બ્રહ્મ છે, પ્રતિપાદ્યપ્રતિપાદકભાવ સંબંધ છે, સાધનચતુષ્ટય સંપન્ન વ્યક્તિ અધિકારી છે, તેનો શાંતિ પાઠ પૂર્વવત્ છે, યથા—

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवा ँ सस्तनूभिर्व्यशेम देवहितं यदायुः ॥
स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः ।
स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ઓંકાર બ્રહ્મનો વાચક છે, વાચ્ય અને વાચકનો: અભેદ લોકપ્રસિદ્ધ છે. તેથી બ્રહ્મ નામક ઓંકારનું બ્રહ્મદ્રષ્ટિથી વર્ણન કરે છે, યથા—

ओमित्येतदक्षरमिद ँ सर्वं तस्योपव्याख्यानं भूतं भवद्भविष्यदिति सर्वमोङ्कार एव । यच्चान्यत् त्रिकालातीतं तदप्योङ्कार एव ॥ १ ॥

ભાવાર્થ—'ॐ' એ અક્ષરજ સર્વ જગત છે. ભૂત વર્તમાન તથા ભવિષ્ય એ સર્વ તેનીજ વ્યાખ્યા છે, તેથી એ સર્વ ઓંકારજ છે. તથા તેનાથી અતિરિક્ત જે કાલત્રયથી પૃથક્ અવ્યક્તાદિ અન્ય વસ્તુઓ છે તે પણ ઓંકારજ છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—આ સંપૂર્ણ નામરૂપ પ્રપંચ ઓંકારજ છે તેનાથી

ભિન્ન નથી. બ્રહ્મ સર્વનું અધિષ્ઠાન છે તથા કલ્પિત વસ્તુ અધિષ્ઠાનથી પૃથક્ હોતી નથી. એ અધિષ્ઠાન બ્રહ્મનું વાચક હોવાથી ઓંકારજ બ્રહ્મ છે. જેમ-શાલગ્રામ શિલામાં વિષ્ણુમૂર્તિનું ધ્યાન કરવાથી તેમાં વિષ્ણુરૂપતા માનવામાં આવી છે, તેમજ આ ઓંકારમાં બ્રહ્મ સ્વરૂપનું ધ્યાન કરવાથી એ ઓંકાર પણ બ્રહ્મરૂપ છે. જેમ ભ્રાંતિકાળમાં સ્થાણુના અજ્ઞાનથીજ ચોર પ્રતીત થાય છે, જ્ઞાન-થતા ચોરનો બાધ થઈ જાય છે, તેનેજ બાધસમાનાધિકરણ કહે છે. તેવીજ રીતે ઓંકારનું અધિષ્ઠાન બ્રહ્મ છે, તેથી ઓંકાર બ્રહ્મ છે, તેમાં પણ બાધ સમાના-ધિકરણ છે. તથા નામીની સિદ્ધિ નામને આધીન હોય છે, ઓંકાર પણ બ્રહ્મનું નામ છે, જેમ નામથી નામી ભિન્ન હોતો નથી તેમજ ઓંકાર નામથી નામી બ્રહ્મ ભિન્ન નથી. તથા જેમ અર્થ પ્રપંચમાં બ્રહ્મ વ્યાપક છે, તેમજ શબ્દ પ્રપંચમાં ઓંકાર વ્યાપક છે. તેથી વ્યાપકતાને ગ્રહણ કરીને ઓંકારજ બ્રહ્મ છે. તથા એ બ્રહ્મથી કાર્ય પ્રપંચ ભિન્ન નથી, એજ રીતે બ્રહ્મરૂપ ઓંકારથી આ પ્રપંચ ભિન્ન નથી, તેથી સિદ્ધ એ થયું કે ઓંકારજ સર્વનામ રૂપ પ્રપંચ છે. જે ત્રણે કાળથી પરિચ્છિન્ન પદાર્થ છે તે સર્વ ઓંકારજ છે. અર્થાત્ ભૂત, વર્તમાન તથા ભવિષ્ય એ ત્રણે કાળથી જે કાંઈ પરિચ્છેદ્ય છે તે સર્વ ઓંકારજ છે. તથા તેનાથી અતિરિક્ત જે ત્રણે કાળથી પર, પોતાના કાર્યથી વિદિત થનાર તથા કાળથી અપરિચ્છેદ્ય અવ્યાકૃત આદિ છે તે પણ ઓંકારજ છે. ૧.

વિશેષ—આ માણ્ડૂક્ય ઉપનિષદ્‌માં પહેલો મૂળમંત્ર આજ છે, આગળ આવનારા મન્ત્રો આનાજ વ્યાખ્યાન રૂપ છે. આમાં જે 'ઓમ્' શબ્દ છે તેનું વાચ્ય પરમેશ્વર છે ઓમ્ બ્રહ્મનું સર્વથી મુખ્ય નામ છે. હવે, મહાત્માઓ દ્વારા ઓમ્‌કારથી સંપૂર્ણ સૃષ્ટિની રચનાના વ્યાવહારિક રૂપને સ્વયં જોએલું છે. હૃષીકેશસ્થ તપોવનના એક વિદ્વાન સંન્યાસી મહાત્મા ઓંકારથી સૃષ્ટિની સર્વ વસ્તુઓ બનાવીને દેખાડે છે. તેમણે પોતાની કલ્પનાથી ઓંકારના કેટલાક ટુકડા કાપીને અલગ અલગ કરી રાખેલા હતા તેઓ એ ટુકડામાંથી સર્વ ભાષા-ઓની વર્ણમાળાઓ, મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, પતંગ તથા વૃક્ષો અને મકાન આદિકોનો બરાબર આકાર સ્પષ્ટ નિર્માણ કરીને દેખાડતા હતા. એ નિર્માણ વિધિનું થોડુ જ્ઞાન હમને પણ છે. ૧.

આ પ્રમાણે ભૂતાદિ કાળોમાં થનારા સર્વ પદાર્થ ઓંકારના વાચ્ય છે. ત્યારે વાચક ઓંકારની સાથે તેમનો ભેદ કહીને, આ સમયે ઓંકારથી અભિન્ન સર્વ વસ્તુઓને બ્રહ્મનું કાર્ય હોવાથી તેમનો બ્રહ્મની સાથે અભેદ કહે છે—



प्रणवात्मा चतुष्कल ब्रह्म ❀ પ્રણવાત્મ ચતુષ્કલ બ્રહ્મ

सर्वं ह्येतद् ब्रह्मायमात्मा ब्रह्म सोऽयमात्मा चतुष्पात् ॥२॥

ભાવાર્થ—આ સર્વ ઓમકારરૂપ બ્રહ્મજ છે. એ આત્માજ બ્રહ્મ છે, એ આત્મા ચાર પાદવાળો છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—પ્રથમ મંત્રમાં ઓમશબ્દથી જેનું કથન કરવામાં આવેલું છે, તે અભિધેય, બ્રહ્મનું અહીં વિશેષરૂપથી પ્રતિપાદન કરે છે. જો કે તે વિભુ હોવાથી માન ( સીમા ) વર્જીત છે તોપણ સંપૂર્ણ મેય પદાર્થોમાં વ્યાપક હોવાથી લોકોને સમજાવવાને સારૂ અહિં તેમજ અન્યત્ર તેના માન (મર્યાદા)ની કલ્પના કરવામાં આવી છે. વસ્તુતઃ એ અપરિમેય છે. એ સર્વત્ર વ્યાપક આત્મા, જેમ રૂપિયાના ચાર પાવલા અગર શેરના ચાર પાશેરા હોય છે, તેજ પ્રમાણે ચાર પાદવાળો છે. ૨.

વિશેષ—પહેલી શ્રુતિમાં ઓમકારજ સર્વ નામરૂપ પ્રપંચ છે એમ કહેવામાં આવેલું હતું, તેમાં સંપૂર્ણ વાચ્ય પ્રપંચનું વાચક ઓમકારરૂપથી નિરૂપણ કરે છે. તાત્પર્ય બંનેના અભેદનુંજ છે. એટલે કે વાચ્યવાચક બંનેનો શુદ્ધ બ્રહ્મમાં લય કરીને અધિષ્ઠાન નિર્વિશેષ બ્રહ્મનો નિશ્ચય કરવો જોઇએ. નિત્ય, અપરોક્ષ, સાક્ષી આત્માજ બ્રહ્મ છે, તેનાથી એ ભિન્ન નથી. આ પ્રકારે મહાવાકયના શ્રવણથી પણ જે મંદબુદ્ધિ પુરૂષને આત્મજ્ઞાન થઈ શકે નહીં, તેના બોધને સારૂ આત્માના ચારપાદનું કથન કરેલું છે કે એ આત્મા ચતુષ્પાદ છે, જેમ લૌકિક વ્યવહારને સારૂ મુદ્રા ( રૂપિયા ) ના ચાર ભાગ કરેલા છે, તેમજ એક આત્મામાં, મુમુક્ષુજનોના બોધને સારૂ ચાર પાદની કલ્પના કરવામાં આવી છે. તેને એવી રીતે સમજવા જોઇએ કે વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ તથા તુરીય એ આત્માના ચાર પાદ છે, તેમજ વિરાટ્, હિરણ્યગર્ભ. ઇશ્વર તથા ઇશ્વરસાક્ષી એ ઇશ્વરના ચાર અંશ છે. ૨.

તે કેવી રીતે ચાર પાદવાળો છે, તે બતાવે છે, યથા—

जागरितस्थानो बहिःप्रज्ञः सप्ताङ्ग एकोनविंशतिमुखः स्थूलभुग्वैश्वानरः प्रथमः पादः ॥ ३ ॥

ભાવાર્થ—જાગ્રત અવસ્થા જેનું સ્થાન છે, અર્થાત જેની અભિવ્યક્તિ જાગ્રત કાળમાં થાય છે, જે બાહ્ય વિષયોને પ્રકાશિત કરે છે, એટલે કે બાહ્ય બાહ્ય વિષયોમાં જેની બુદ્ધિ સ્થિત રહે છે, તેના સાત અંગ તથા ઓગણીસ મુખ છે તથા તે સ્થૂળ વિષયોનો ઉપભોગ કરે છે. એ પ્રથમપાદ વૈશ્વાનર છે.

વિ૦ વિ૦ ભાષ્ય—વિરાટ્નો વિશ્વથી અભેદ છે, એ વાતને મનમાં

ધારણ કરીને વિશ્વરૂપ પ્રથમપાદનું શ્રુતિ વર્ણન કરે છે. વિશ્વથી અભિન્ન જે વિરાટ્ છે તે આત્માનો પ્રથમપાદ છે. એ જાગ્રત તથા સ્થૂળ શરીરનો અભિમાની છે તથા બાહ્ય શબ્દાદિકોમા પ્રવૃત્તિવાળો છે. આ વિશ્વથી અભિન્ન વિરાટ્‌ના સાત અંગ છે, અર્થાત્ સ્વર્ગલોક શિર છે, સૂર્ય નેત્ર છે, આકાશ મધ્ય સ્થાન ( ધડ ) છે, સમુદ્રાદિ રૂપ જલ મૂત્ર સ્થાનીય છે, પૃથ્વી પાદ છે, અહવનીય અગ્નિ મુખ છે, એજ પ્રમાણે એ વૈશ્વાનરને ઓગણીસ મુખ છે, જેવાં કે પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ પ્રાણ, તથા મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત એ ચારે અંતઃકરણ એ ઓગણીસે, મુખના જેવા ભોગના સાધન હોવાથી, તેમને મુખ કહેલા છે. એ સ્થૂળ શબ્દાદિ વિષયોનો ભોક્તા છે તેથી તેને સ્થૂળ ભુક્ કહે છે. એજ સર્વ નરરૂપ છે, તેથી તેને વૈશ્વાનર કહે છે, એ પ્રથમપાદ છે.

વિશેષ—પરમાત્મા ચતુષ્પાદ હોવાની કલ્પના વેદમાં પણ કરવામાં આવેલી છે. જેમ મનુષ્યની ચાર અવસ્થાઓ હોય છે, તેમજ જીજ્ઞાસુઓના તત્ત્વબોધને અર્થે, કાર્ય ભેદથી પરમેશ્વરની એ ચાર અવસ્થાઓ માનવામાં આવેલી છે, વસ્તુત પરમેશ્વરમા તો એક બે પાદ પણ નથી તો પછી ચારપાદ તો ક્યાંથીજ હોય. એજ રીતે પરમાત્મા તો સદૈવ જાગતોજ રહે છે, તોપણ વિશેષે કરીને જાગ્રત અવસ્થાને તેનું સ્થાન બતાવવું એ કયા સુધી યુક્ત છે? એ સર્વ સમજાવવાની શૈલિયો છે. જેમ કે—જ્યારે વિશ્વની જાગ્રત અવસ્થા હોય છે તે સમયમા તે પ્રાણીમાત્રને પોતપોતાના કર્મોમા પ્રવૃત્ત થવા આદિનું સામર્થ્ય પ્રદાન કરે છે. ૩.

હવે બીજાપાદને કહે છે, યથા —

**स्वप्नस्थानोऽन्तःप्रज्ञः सप्ताङ्ग एकोनविंशतिमुखः प्रविविक्तभुक् तैजसो द्वितीयः पादः ॥ ४ ॥**

ભાવાર્થ—જેનું સ્વપ્ન સ્થાન છે તથા જેની અંતર્મુખ પ્રજ્ઞા છે, જે સાત અંગોવાળો તથા ઓગણીસમુખવાળો છે, તે સૂક્ષ્મ વિષયોનો ભોક્તા છે. તે તૈજસ નામક તેનો દ્વિતીય પાદ છે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—વ્યષ્ટિ સૂક્ષ્મ શરીરના અભિમાની તૈજસનો, સમષ્ટિ સૂક્ષ્મ શરીરના અભિમાની હિરણ્યગર્ભની સાથે અભેદ છે. હિરણ્યગર્ભથી અભિન્ન તૈજસજ, સ્વપ્નાવસ્થાનો અભિમાની છે. એ તૈજસ, મનોમાત્ર જે પદાર્થ છે તેમને ભોગવે છે. તેથીજ તૈજસને અંતઃપ્રજ્ઞ કહે છે. અભિપ્રાય એ છે કે અંત. એટલે કે સૂક્ષ્મ અવિદ્યા રચિત પદાર્થોમાં જેની પ્રજ્ઞા હોય તેને

અંતઃપ્રજ્ઞ કહે છે. જે પ્રમાણે વિશ્વના સાત અંગ તથા ઓગણીસમુખ કહેવામાં આવેલાં છે, તેમજ અહીં તૈજસનું પણ જાણવું. આ તેનો દ્વિતીય પાદ છે.૪.

વિશેષ—પ્રકૃતમાં જે સાત અંગ તથા ઓગણીસ મુખનું વર્ણન કરવામાં આવેલું છે, તેમનામાં એ વિવેક છે કે વિશ્વના તો તેઓ ઈશ્વરરચિત છે તથા તૈજસના મનોમાત્ર છે. મનુષ્ય જેમ સ્વપ્નાવસ્થામાં પોતાની અંદરજ સ્વપ્નને દેખે છે, ઇંદ્રિયો દ્વારા બહારના વિષયોનો અનુભવ કરતો નથી, તેમજ વચ્ચેના પ્રલયોમાં જ્યારે સર્વ પ્રાણિયોનો કે તત્ત્વોનો પ્રલય થતો નથી, તે સમયમાં અર્ધસુપ્ત મનુષ્યની પેઠે ઈશ્વર, અવશિષ્ટ વર્તમાન જગતનું ધારણ પાલન કરતો હવો, પોતાના સ્વરૂપમાંજ ધ્યાનાવસ્થિત થાય છે. એજ દ્વિતીય દશાને પ્રાપ્ત દ્વિતીય ભાગનું રૂપ છે. ૪.

હવે ત્રીજા પાદને કહે છે, યથા—

**यत्र सुप्तो न कंचन कामं कामयते न कंचन स्वप्नं पश्यति तत्सुषुप्तम् । सुषुप्तस्थान एकीभूतः प्रज्ञानघन एवानन्दमयो ह्यानन्दभुक् चेतोमुखः प्राज्ञस्तृतीयः पादः ।५।**

ભાવાર્થ—જે અવસ્થામાં મનુષ્ય સુતેલો હોઇને કોઈ પણ પદાર્થની ચાહના કરતો નથી તથા કોઈ સ્વપ્ન પણ દેખતો નથી, તે ગાઢ નિદ્રા સુષુપ્તિ કહેવાય છે. તે સુષુપ્તિ જેનું સ્થાન છે તથા જે એકીભૂત પ્રકૃષ્ટજ્ઞાનસ્વરૂપ હોઇનેજ આનંદમય, આનંદનો ભોક્તા તથા ચેતનારૂપ મુખવાળો છે, તે પ્રાજ્ઞજ તેનો ત્રીજો પાદ છે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—જે અવસ્થાને પ્રાપ્ત થઇને તે જીવ કોઈ ભોગની ઈચ્છા કરતો નથી તથા જે અવસ્થામાં અનેક પ્રકારના વિપર્યય રૂપ સ્વપ્નોને દેખતો નથી, એવી અવસ્થાને સુષુપ્તિ કહે છે. એવી સુષુપ્તિવાળો ઈશ્વરાભિન્ન પ્રાજ્ઞજ તૃતીય પાદ છે. વ્યષ્ટિ કારણશરીર અવિદ્યાના અભિમાની પ્રાજ્ઞનુંજ એ વિશેષણ છે, એ પ્રાજ્ઞ સુષુપ્તિમાં ઈશ્વરની સાથે એકતાને પ્રાપ્ત થાય છે તેનેજ પ્રજ્ઞાનઘન કહે છે. જાગ્રત તથા સ્વપ્નના સર્વજ્ઞાન અવિદ્યામાં એકરૂપ થઈ જાય છે, તેથી તેને પ્રજ્ઞાનઘન કહેવામાં આવે છે. અધિક આનંદને પ્રાપ્ત થવાથી તેને આનંદમય કહે છે. એ પ્રાજ્ઞજ અવિદ્યાની વૃત્તિયોથી અજ્ઞાનાવૃત્ત આનંદને ભોગવે છે, તેથી તે આનંદભુક્ છે તથા જાગ્રત સ્વપ્નના જ્ઞાનમાં દ્વારરૂપે વર્તમાન હોવાથી તેને ચેતોમુખ કહે છે. પ્રાજ્ઞજ સ્વપ્ન જાગ્રતમાં દ્વાર છે, તેથી

એજ ચેતોમુખ થયો, તેનેજ જાગ્રત તથા સ્વપ્નાવસ્થામાં ભૂત, વર્તમાન તથા ભવિષ્યત્ પદાર્થોનું જ્ઞાન થાય છે, તેથી તેને પ્રાજ્ઞ કહે છે. જાગ્રત તથા સ્વપ્નના જ્ઞાનોથી રહિત કેવળ ચેતન પ્રધાનતારૂપે સ્થિત હોવાથી તે તૃતીય પાદને પ્રાજ્ઞ કહે છે. ૫.

વિશેષ—મહાત્મા લોક કહે છે કે ઉપરના ત્રણે મંત્રોમાથી પ્રથમના મંત્રમાં, સૃષ્ટિની સ્થિતિદશામાં પરમેશ્વર જેવા કર્મ કરવાથી જે અવસ્થાને પ્રાપ્ત થાય છે, તેનું વર્ણન છે. બીજા મંત્રમા અવાંતર દશાને, પ્રલયદશાને પ્રાપ્તનું તથા ત્રીજા મંત્રમા પ્રલય દશામા અવસ્થિત ઈશ્વરનું વર્ણન છે. મતલબ એ છે કે કાર્ય જગતમા પરમેશ્વર ત્રણ પ્રકારથી ઉપાસનીય છે તથા કાર્યના ભેદથી ત્રણ પ્રકારને પ્રાપ્ત થયો છે, એવું માનીને ત્રણ ભાગ અગર અંશોનું આરોપણ કરવામાં આવેલું છે ૫.

સર્વનું કારણ હોવાથી ઉક્ત પ્રાજ્ઞની સ્તુતિ કરે છે યથા—

**एष सर्वेश्वर एष सर्वज्ञः एषोऽन्तर्याम्येष योनिः सर्वस्य प्रभवाप्ययौ हि भूतानाम् ॥ ६ ॥**

ભાવાર્થ—એ પ્રાજ્ઞ સર્વનો ઈશ્વર છે, અર્થાત્ માયોપાધિનો ત્યાગ કરીને ચૈતન્યરૂપથી સ્થિત થઈને સર્વનું શાસન કરે છે. એ સર્વજ્ઞ છે, અંતર્યામી છે તથા તે સર્વનું કારણ છે, તેથી એ સમસ્ત જીવોની ઉત્પત્તિ તથા લયનું સ્થાન છે.

વિ૦ વિ૦ ભાષ્ય—એ પ્રાજ્ઞ અખિલ પ્રપંચનો અધિષ્ઠાતા છે. એ પ્રાજ્ઞજ વિશ્વના સ્થૂલતર તથા સૂક્ષ્મતમ પદાર્થોના ઝીણા ઝીણા દરેક ભેદનો જ્ઞાતા છે, તેથી તે અંતર્યામી છે. અર્થાત્ સમસ્ત પ્રાણિઓની અંદર અનુપ્રવિષ્ટ થઈને તેમનુ નિયમન કરનારો પણ તેજ છે. સંપૂર્ણભૂત આ પ્રાજ્ઞથીજ ઉત્પન્ન થાય છે અને તેમાંજ તે લીન થઈ જાય છે અભિપ્રાયએ છે કે ઉક્ત ભેદસહિત સકળ જગત તેનાથી ઉત્પન્ન થાય છે, તેથી તેજ સર્વનું કારણ છે. જ્યારે એમ છે ત્યારે એજ સમસ્ત પ્રાણિઓની ઉત્પત્તિ તથા લયનું સ્થાન પણ છે. ૬.

વિશેષ—આ મંત્રમા પ્રાજ્ઞની ઈશ્વર રૂપતાની સૂચના 'ઈશ્વરના ધર્મોનું પ્રાજ્ઞમાં વર્ણન કરેલું છે. અહીં મહાત્મા લોક એમ કહે છે કે પ્રાજ્ઞપુરુષ જે ૐમનો અભિધેય છે, તે અનન્યભાવથી સંપૂર્ણ જગતનો અધ્યક્ષ છે. જ્ઞાન

વિના કોઈ પણ ઉત્તમ અધિષ્ઠાતા થઈ શકે નહીં તેથી બીજું વિશેષણ 'સર્વજ્ઞ' લગાડેલું છે. અર્થાત્ તે સર્વને સર્વ દશામાં જાણે છે. અભિપ્રાય એ છે કે તેનું જ્ઞાન દેશ, કાળ, વસ્તુના વ્યવધાનથી રહિત છે. તેથી તે અંતર્યામી છે અહીં ઉક્ત કથનનું તાત્પર્ય એ નિકળ્યું કે જે સર્વેશ્વર. સર્વજ્ઞ, સર્વાન્તર્યામી છે, જેનાથી આ સર્વ પદાર્થ ઉત્પન્ન થાય છે, જીવે છે, તથા અંતમાં તેમાંજ પ્રવિષ્ટ થઈ જાય છે, એ સર્વોચ્ચશક્તિ બ્રહ્મને જાણીને જીજ્ઞાસુએ અમૃતત્વ પ્રાપ્ત કરવાનો નિરંતર યત્ન કરતા રહેવું જોઈએ. ૬.

**नान्तःप्रज्ञं न बहिष्प्रज्ञं नोभयतःप्रज्ञं न प्रज्ञानघनं न प्रज्ञं नाप्रज्ञम् । अदृष्टमव्यवहार्यमग्राह्यमलक्षणमचिन्त्यमव्यपदेश्यमेकात्मप्रत्ययसारं प्रपञ्चोपशमं शान्तं शिवमद्वैतं चतुर्थं मन्यन्ते स आत्मा स विज्ञेयः ॥ ७ ॥**

ભાવાર્થ—તે ન તો અંતઃપ્રજ્ઞ છે, ન બહિઃપ્રજ્ઞ છે, ન અંતર્બહિઃરૂપ ઉભયતઃ પ્રજ્ઞ છે, ન પ્રજ્ઞાનઘન છે, ન પ્રજ્ઞ છે તથા ન અપ્રજ્ઞ છે. વિવેકી મનુષ્ય એ તુરીયને એ પ્રમાણે માને છે કે તે ન દેખવા યોગ્ય, ન વ્યવહારને યોગ્ય, ન ઇંદ્રિયોથી ગ્રહણ કરવાને યોગ્ય, ન લિંગરૂપ, ન ચિંતા કરવા યોગ્ય, ન શબ્દથી કહેવા યોગ્ય, જાગ્રદાદિ ચારે અવસ્થાઓમાં એક, પ્રપંચનો ઉપશમ, શાંત, રાગ દ્વેષાદિથી રહિત, શિવ-કલ્યાણસ્વરૂપ તથા અદ્વૈતરૂપ છે. એજ આત્મા છે, તથા સાક્ષાત્ જાણવા યોગ્ય પણ એજ છે. ૭.

વિ૰ વિ૰ ભાષ્ય—સ્વપ્નાવસ્થાના અધિષ્ઠાતાને નહીં, જાગ્રતઅવસ્થાના અધિષ્ઠાતાને નહીં, સુષુપ્તિઅવસ્થાના અધિષ્ઠાતા પ્રજ્ઞાન ઘનને નહીં, તથા દ્વૈત ભાવના જ્ઞાનથી યુક્ત પ્રાજ્ઞને નહીં, પરંતુ જે જોવામાં આવી શક્તો નથી, જે વિષય નહીં હોવાથી વ્યવહારમાં આવી શક્તો નથી, તેથી જે કર્મેન્દ્રિયોથી ગ્રહણ કરી શકાય તેમ નથી, જેનું અનુમાન થઈ શકતું નથી, તેથી જે અચિંત્ય છે, અનિર્વચનીય છે, એકાત્મપ્રત્યય સાર છે, અર્થાત્ જાગ્રદાદિ સર્વ અવસ્થાઓમાં 'એક એ આત્માજ છે' એવા વિશ્વાસનો જે વિષય છે, જે રૂપ, રસ આદિ વિષયોથી પર છે, જે રાગ દ્વેષ આદિથી રહિત શાંત છે, જે મંગળરૂપ છે તથા જેને નિર્વિશેષ અદ્વિતીય ચેતન પદ કહેવામાં આવે છે, તેનેજ જ્ઞાની પુરૂષ

ત્રણે પાદની અપેક્ષાએ કલ્પના કરેલા ચોથા પાદને માને છે. એજ સર્વનો આત્મા છે તથા મુમુક્ષુજનોએ તેનેજ આત્મસ્વરૂપ જાણવું જોઈએ. ૭.

વિશેષ—પ્રકૃત મંત્રમાં, શબ્દનો સાક્ષાત્ અવિષય હોવાથી નિષેધ મુખથી એ તુરીય આત્મારૂપ ચતુર્થપાદનું નિરૂપણ કરવામાં આવ્યું છે. જેમ કે—એ તુરીય આત્મા વિશ્વ નથી, તૈજસ નથી, પ્રાજ્ઞ નથી, તથા જાગ્રત સ્વપ્નાવસ્થાની મધ્યમાવસ્થામાં પણ નથી, સુષુપ્તિ અવસ્થા નહીં, એક કાળમાં સર્વ વિષયોનો જ્ઞાતા નહીં, નિર્વિશેષ હોવાથી ઇંદ્રિયોનો વિષય નહીં, તેથી તે ક્રિયા રહિત છે, કર્મેન્દ્રિયોનો વિષય નહીં, તેથી તે ક્રિયારહિત છે, કર્મેન્દ્રિયોનો વિષય નથી, સ્વતંત્ર અનુમાનનો વિષય નથી, બુદ્ધિનો વિષય નથી, તથા શબ્દનો વિષય નથી.

જો આમ વાત છે તો પછી આત્મા શશવિષાણ, વન્ધ્યાપુત્રવત્ કોઈ શૂન્ય પદાર્થ હોવો જોઇએ ? એવી શંકા થતાં તેનું સમાધાન એ છે કે—'એ આત્મા અવસ્થાત્રયમાં અનુગત થઈને પ્રકાશ કરે છે' એવી વૃત્તિથી જાણવા યોગ્ય છે, જેનાથી શૂન્યતાની પ્રાપ્તિ થઈ શકતી નથી. વળી એમ પણ વાત છે કે તુરીય આત્મા પોતાની સિદ્ધિમાં પોતેજ પ્રમાણ છે, તેનાથી પણ શૂન્યત્વની શંકા રહેતી નથી. તુરીય આત્મામાં સર્વ પ્રપંચનો અભાવ છે, તે નિર્વિકાર છે, શુદ્ધ પરમાનંદ બોધરૂપ છે, ભેદ કલ્પનાથી રહિત છે તથા ત્રણે પાદોથી વિલક્ષણ છે. તેથીજ એ આત્માને ચતુર્થ કહે છે. અર્થાત્ સર્વની અપેક્ષાએ તેને તુરીય કહેવામાં આવે છે. વાસ્તવમાં વાત તો એ છે કે ઉક્ત ત્રણે પાદ આત્માથી ભિન્ન નથી, તેથી એ આત્માને જે તુરીય કહેવામાં આવે છે તે કેવળ ઉપદેશને ચાર્જ છે. આ પ્રમાણે સર્વ કલ્પનાથી રહિત તુરીય આત્માનેજ વિવેકી પુરુષ આત્મારૂપે માને છે, ભિન્નરૂપથી નહીં. એવો આત્મા સર્વ કલ્પનાનું અધિષ્ઠાન તુરીયજ મુમુક્ષુને જાણવા યોગ્ય છે. તેને જાણવાથી મુમુક્ષુ કૃતકૃત્ય ભાવને પ્રાપ્ત થાય છે.૭.

અત્યાર સુધી જે ઓમ્કારરૂપ, ચતુષ્પાદ આત્માના અભિધેય, વાચ્યાર્થની પ્રધાનતાનું વર્ણન કરવામાં આવ્યું છે, તેના વિષયમાં કહે છે કે—

**सोऽयमात्माऽध्यक्षरमोङ्कारोऽधिमात्रं पादा मात्रा मात्राश्च पादा अकार उकारो मकार इति ॥ ८ ॥**

ભાવાર્થ—જે ચતુષ્પાદવાળો આત્મા છે તેજ ઓમ્કાર અક્ષરમાં સ્થિત છે. એ ઓમ્કાર માત્રામાં સ્થિત છે. એ માત્રાઓ અકાર, ઉકાર તથા મકાર છે તેથી માત્રાજ પાદ છે તથા પાદજ માત્રા છે. ૮.

વિ૦ વિ૦ ભાષ્ય—આં ઊપર વર્ણવેલા ચાર પાદવાળા આત્માનુજ 'ઓમ્' અક્ષરથી કથન કરેલું છે, તથા એ ઓમકારેજ આગળ કહેવાતી માત્રાઓ ઊપર અધિકાર કરેલો છે. આત્માના જે પાદ કહી ગયા છીએ તેજ ઓમ્કારની માત્રાઓ છે, તથા ઓમ્કારની અકાર, ઉકાર, તથા મકાર એ માત્રાઓજ આત્માનો પાદ છે. ૮.

વિશેષ—આ મંત્રમાં વિશ્વ આદિ પાદોની સાથે અકાર આદિ માત્રાઓના અભેદનું વર્ણન કરવામાં આવેલું છે. પૂર્વે ચતુષ્પાદ રૂપથી નિરૂપણ કરેલો આત્મા ઓમ્કારરૂપ છે. તેની ત્રણ માત્રાઓમાંની પહેલી અકાર છે, બીજી ઉકાર છે તથા ત્રીજી મકાર છે. અહીં પાદ તથા માત્રાઓની સમાનાધિકરણતા દેખાડવામાં આવેલી છે. અર્થાત્ જેમ પાદ મળીને અભિધેયને સિદ્ધ કરે છે તેમજ માત્રાઓ મળીને અભિધાનને નિષ્પન્ન કરે છે. હવે શંકા એ થાય છે કે પાદ ચાર બતાવવામાં આવ્યા તથા માત્રાઓ ત્રણ પછી તેમનું સમાનાધિકરણ કેવી રીતે થાય ? ઉત્તર એ છે કે ચતુર્થ પાદ જેને તુરીય કહેવામાં આવે છે તેથી સમાનાધિકરણતામાં કોઈ બાધા નથી. ૮.

અકારાદિ માત્રાઓની પાદ રૂપતાના વિભાગ કહે છે, યથા—

**जागरितस्थानो वैश्वानरोऽकारः प्रथमा मात्राऽऽप्तेरादिमत्त्वाद्वाप्नोति ह वै सर्वान्कामानादिश्च भवति य एवं वेद ॥९॥**

ભાવાર્થ—વ્યાપ્તિ તથા પ્રથમ હોવાથી જાગ્રત જેનું સ્થાન છે, તે વૈશ્વાનર ઓમ્કારની પહેલી માત્રા અકાર છે. એ પ્રથમ માત્રાનો ઉપાસક નિશ્ચય કરીને, આ પ્રકારે અકાર તથા વૈશ્વાનરના અભેદને જાણે છે. તે સંપૂર્ણ કામનાઓને પ્રાપ્ત કરી લે છે તથા તેજ શ્રેષ્ઠ પુરૂષોમાં પ્રધાન ગણાય છે. ૯.

વિ૦ વિ૦ ભાષ્ય—જાગ્રત અવસ્થાનો અભિમાની વિશ્વરૂપ પુરૂષ, અકાર રૂપની પહેલી માત્રા છે. જેમ અકારથી સર્વવાણી વ્યાપ્ત છે, તેમજ વિશ્વ રૂપ વૈશ્વાનરથી સંપૂર્ણ વિશ્વ વ્યાપ્ત થઈ રહેલું છે. તથા જેમ અકાર સર્વ વર્ણોની આદિ છે, તેમજ વૈશ્વાનર સર્વ પાદોનો આદિ છે. આ સમતા હોવાથી જ અકાર તથા વૈશ્વાનરની એકતા છે. જે આ તત્ત્વને જાણે છે, તે ઓમ્કાર દ્વારા આત્મતત્ત્વની ઉપાસના કરતો કરતો સકળ ઇચ્છિત પદાર્થોને પામે છે, તથા મહાન પુરૂષોમાં તેની પ્રથમ ગણના થાય છે. ૯.

વિશેષ—આ મંત્રમાં જે માત્રાની સાથે આત્માના જે પાદનો અભેદ છે તે કહેવામાં આવ્યું છે. જેમ જાગ્રત અવસ્થાવાળા વિશ્વથી અભિન્ન વૈશ્વાનર છે તે અકાર માત્રારૂપ છે. પ્રકૃત મંત્રમાં અભેદતુલ્ય ધર્મોનું વર્ણન કરવામાં આવ્યુ છે. જેમ સર્વ પ્રપંચમાં વિરાટ્ વ્યાપક છે તેમજ સર્વવાક્ રૂપમાં અકારપણુ વ્યાપક છે, તથા જેમ આત્માના પાદોમાં પ્રથમ પાદ વિરાટ છે તેમજ ઓમ્કારની માત્રાઓમાં પ્રથમ માત્રા અકાર છે. એવીજ વ્યાપકતા તથા પ્રથમતા રૂપ બે સમાન ધર્મોથી બંનેની એકતા છે. બસ, તેમના અભેદનું ચિંતન કરનારા મુમુક્ષુ અમૃતત્વને પ્રાપ્ત થાય છે. ૯.

**स्वप्नस्थानस्तैजस उकारो द्वितीया मात्रोत्कर्षादुभय-त्वाद्वोत्कर्षति ह वै ज्ञानसन्ततिं समानश्च भवति नास्या-ब्रह्मवित्कुले भवति य एवं वेद ॥ १० ॥**

ભાવાર્થ—ઉત્કૃષ્ટ તથા અકાર મકારની મધ્યમાં સ્થિત હોવાને કારણે સ્વપ્ન જેનું સ્થાન છે, તે તૈજસ ઓમ્કારની બીજી માત્રા ઉકાર છે. જે ઉપાસક ઉકાર તથા તૈજસની એકતાને જાણે છે તે પોતાની જ્ઞાનપરંપરાની વૃદ્ધિ કરે છે તથા શત્રુ મિત્રાદિકો પ્રતિ સમાન થાય છે. તથા તેના કુળમાં કોઈ પુરૂષ એવો થતો નથી કે જે બ્રહ્મજ્ઞાનથી હીન હોય, બ્રહ્મવેત્તા ન હોય. ૧૦.

વિ૦ વિ૦ ભાષ્ય—સ્વપ્નાવસ્થાવાળો જે તૈજસ છે, તે દ્વિતીય ઉકાર માત્રા રૂપ છે. ઉત્કૃષ્ટતા તથા દ્વિતીયતા એ બે સમાન ધર્મો બંનેમાં વિદ્યમાન તૈજસરૂપ દ્વિતીયપાદમાં તથા ઉકાર રૂપ દ્વિતીય માત્રામાં સમાન ધર્મ ઉત્કૃષ્ટતા તથા દ્વિતીયતારૂપ જાણીને જે પુરૂષ બંનેના અભેદનું ચિંતન કરે છે, તે અત્યંત જ્ઞાનની વૃદ્ધિને પ્રાપ્ત થાય છે. તથા તે શત્રુ મિત્રમાં સમાનતા રૂપ ફળને પ્રાપ્ત કરે છે. એ ધ્યાતા પુરૂષના વંશમાં કોઈ પણ અજ્ઞાની પુત્રાદિક થતા નથી. ૧૦.

વિશેષ—સ્વપ્નાવસ્થાવાળું તૈજસ નામક બીજું પાદ ઓમ્કારની બીજી માત્રા ઉકાર છે. જેમ ઉકાર ઉત્કૃષ્ટ છે, તથા અકાર મકાર બંનેની વચમા છે, તેમજ તૈજસ પાદ વિશ્વપાદની અપેક્ષાએ સૂક્ષ્મ હોવાથી ઉત્કૃષ્ટ છે તથા વિશ્વ અને પ્રાજ્ઞ બંનેની મધ્યમાં પણ છે, તેથી બંનેની સમાનાધિકરણતા છે જોકે સર્વ વર્ણોમા પહેલો તથા વ્યાપ્ત હોવાથી વાસ્તવમા અકાર ઉત્કૃષ્ટ છે, તથાપિ

અકારથી અવ્યવહિતોત્તર ઉચ્ચરિત હોવાથી શત્રુના પછી મંત્રીની પેઠે ઉકારમાં પણ ઓપચારિક ઉત્કૃષ્ટતા છે. આ પ્રકારે જે વિદ્વાન બીજા પાદ તથા બીજી માત્રાની એકતાને જાણે છે, તે ઉત્કર્ષના મહિમાથી સ્વબુદ્ધિની વૃદ્ધિ કરે છે. તે મિત્રનો, તેમજ શત્રુનો પણ પ્રિય બને છે, તથા તેના કુળમાં કોઈ મૂર્ખ કે નાસ્તિક થતો નથી. ૧૦.

**सुषुप्तस्थानः प्राज्ञो मकारस्तृतीया मात्रा मितेरपीतेर्वा मिनोति ह वा इदं॒ सर्वमपीतिश्च भवति य एवं वेद ॥११॥**

ભાવાર્થ—જેનું સુષુપ્તિ સ્થાન છે, તે પ્રાજ્ઞ, માન તથા લયને કારણે ઓમકારની ત્રીજી માત્રા મકાર છે. જે ઉપાસક એવું જાણે છે તે આ સર્વ સંસારને માપી લે છે. અર્થાત્ તેના યથાર્થ સ્વરૂપને જાણી લે છે તથા અપીતિ એટલે કે જગતના કારણરૂપ થઈ જાય છે. ૧૧.

વિ૦ વિ૦ ભાષ્ય—સુષુપ્તિનો અભિમાની પ્રાજ્ઞ ત્રીજી માત્રા મકાર છે, તેનું કારણ, પરિમાણ તથા એકીભાવ છે. અર્થાત્ સુષુપ્તિના સમયમાં વૈશ્વાનર તથા તૈજસ પ્રાજ્ઞમાં પ્રવેશ કરે છે તથા જાગ્રત અવસ્થામાં તેમાંથી બહાર નિકળી જાય છે આ પ્રવેશ કરવાના તથા નિકળી જવા દ્વારા પ્રાજ્ઞ, જાણે કે વૈશ્વાનરતથા તૈજસનું પરિમાણ કરે છે. તેમજ ઓમકારના ઉચ્ચારણના અંતમાં અકાર તથા ઉકાર મકારમાં પ્રવેશ કરે છે તથા ઉચ્ચારણના આરંભમાં ફરી બહાર નિકળી આવે છે અહીં પણ પરિમાણ કરવાની સમતા છે. તથા જેમ સુષુપ્તિમાં વૈશ્વાનર અને તૈજસ એકીભૂત થઈ જાય છે, એ તુલ્યતા ( સમાતા ) થી પણ પ્રાજ્ઞ અને મકારની એકતા છે. જે એવું જાણે છે તે નિશ્ચય આ સર્વ જગતને યથાર્થ રૂપમાં જાણી જાય છે. તથા જગતના કારણ સાથે એકીભૂત થઈ જાય છે. ૧૧.

વિશેષ—અહિં વેદાંત વિજ્ઞાનના સુનિશ્ચયને અર્થે મહાત્માઓના મુખારવિંદથી હમે સાંભળ્યું છે કે 'ઓમ' એ વાચક પદ છે, તેમાં અ, ઉ, મ એ ત્રણ માત્રાઓ છે, તેમાના અકારથી આપ્તિ-વ્યાપ્તિ, ઉકારથી ઉત્કર્ષ તથા મકારથી મિતિ-માન-માપ અર્થ વાચ્યમાં લેવામાં આવેલા છે. ઓમ્ વાચક શબ્દ જેમ શુદ્ધ વાચ્યમાં આરોપિત કરવામાં આવે છે, તેજ વાચકના આકાશાદિઅવયવોમાં પણ વર્ણરૂપથી પ્રતીત થાય છે. જેમ 'મિતિ' માં 'મ' આદિ, 'ઉત્કર્ષ' માં 'ઉ' તથા 'આપ્તિ' માં 'અ'. એ ત્રણે અક્ષરોથી ઓમ્ બને છે, એજ વાચ્ય વાચકની

એકતા છે. વાત એવી છે કે અકારથી સર્વમાં વ્યાપ્ત, સર્વને નિયમપૂર્વક પોતપોતાના કામમાં ચલાવનારો; ઉકારથી મધ્યસ્થ હેનારો, ઉત્કૃષ્ટ, અવાન્તર પ્રલય દશામાં રહેનારો, તથા મકારથી સર્વનો પ્રમાણકર્તા, જ્ઞાનસ્વરૂપ વાચ્ય ઈશ્વરનું ગ્રહણ છે. આ પ્રમાણે આ મંત્રથી ઉપાસના પ્રસંગમાં વાચ્ય વાચકની એકતા દેખાડવામાં આવી છે. જે સાધક આ એકતાને જાણે છે તે સર્વકાંઈ જાણે છે અને અમૃતત્વને પ્રાપ્ત થઈ જાય છે. ૧૧.

અંગોની ઉપાસના કહીને હવે પ્રધાન ઉપાસનાને કહે છે—

**अमात्रश्चतुर्थोऽव्यवहार्यः प्रपञ्चोपशमः शिवोऽद्वैत एवमोङ्कार आत्मैव संविशत्यात्मनाऽऽत्मानं य एवं वेद ॥ १२ ॥**

**ભાવાર્થ**—માત્રા રહિત, તુરીય, મન તથા વાણીથી અગમ્ય, સકારણ પ્રપંચનો નાશક, કલ્યાણસ્વરૂપ, દ્વૈતશૂન્ય; આ પ્રમાણે ઓમ્કાર આત્માજ છે. જે ઉપાસક તેને એ પ્રકારે જાણે છે, તે સ્વતઃ પોતાના આત્મામાંજ પ્રવેશ કરી જાય છે. ૧૨.

વિ૦ વિ૦ ભાષ્ય—જે ચેતન, અધ્યસ્ત ત્રણ માત્રાવાળું ઓમ્કારની સાથે અભેદ રૂપે પ્રતીત થાય છે, તેજ અહીં ઓમ્કારથી વિવક્ષિત છે. એ ઓમ્કાર રૂપ ચેતનની પરબ્રહ્મની સાથે એકતા થાય છે. એ પ્રમાણે માત્રા કલ્પનાથી રહિત ઓમ્કારનું વાસ્તવમાં અમાત્રરૂપ છે, એ અમાત્રનો તુરીયની સાથે અભેદ છે. એ અમાત્ર રૂપ તુરીય ક્રિયાથી રહિત છે, પ્રપંચના સંબંધથી શૂન્ય છે, આનંદ સ્વરૂપ છે, તથા સર્વભેદ કલ્પનાથી રહિત છે. એ પ્રમાણે જાણનારો અધિકારી પોતે સ્વયં પોતાના પારમાર્થિક સ્વરૂપમાં પ્રવેશ કરે છે, અજ્ઞાનથી નિવૃત્ત હોવાને કારણે પુનઃ જન્મ મૃત્યુને પ્રાપ્ત થતો નથી. એ કૃતાર્થતા ઓમ્કારના ધ્યાનનું જ પરિણામ છે. ૧૨.

વિશેષ—આ પ્રકરણમાં વિશ્વનો અકારથી અભેદ, તૈજસનો ઉકારથી અભેદ તથા પ્રાજ્ઞનો મકારથી અભેદ, એ પ્રમાણે અભેદનું નિરૂપણ કરીને પછી અભેદ ત્રય ચિંતનનાં જે ભિન્ન ભિન્નનું ફળનું નિરૂપણ કર્યું છે, તે ઓમ્કારના ધ્યાનને સારૂજ કરેલું છે. તેથી ઓમ્કાર ધ્યાનનું સ્તુતિરૂપ હોવાથી એ કથન અર્થવાદ રૂપ છે એમ જાણવું. ભગવતી શ્રુતિનું ભિન્ન ભિન્ન ફળ નિરૂપણમાં તાત્પર્ય નથી પરંતુ પ્રધાન ઓમ્કાર ધ્યાનના ફળ પ્રતિપાદનમાંજ અભિપ્રાય છે.

અન્યથા ઉપાસનાની અનેકતા પ્રાપ્ત થઈ જાય છે. નિષ્કર્ષ એ છે કે કેવળ ઓમ્કારનું ધ્યાનજ શ્રુતિથી વિવક્ષિત છે. ૧૨.

१—ओङ्कारश्चाथशब्दश्च द्वावेतौ ब्रह्मणः पुरा ।
कण्ठं भित्त्वा विनिर्यातौ तस्मान्माङ्गलिकावुभौ ॥ १ ॥
ओङ्कारं पितृरूपेण गायत्रीं मातरं तथा ।
पितरौ यो न जानाति स विप्रस्त्वान्यवीर्यजः ॥ २ ॥

ઇત્યાદિ ઘણાં વચનોથી આકર ગ્રંથોમાં ઓમ્કારનાં વર્ણન કરવામાં આવેલા છે. ઓમ્કાર પિતૃરૂપ છે, તેને જાણ્યા વગર બ્રાહ્મણ, બ્રાહ્મણ થઈ શક્તો નથી. યોગમાર્ગની ઉપાસના, સર્વ પ્રકારના પુન્યતમ કર્મ સમૂહ, જેવાં કે—દાન. યજ્ઞ, તપ, સ્વાધ્યાય, જપ, ધ્યાન, સંધ્યોપાસના, પ્રાણાયામ, દેવ પિત્ર્ય મંત્રોચ્ચારણ, બ્રહ્મારંભાદિ સર્વ કર્મ, શુભ કાર્ય, તેમના આરંભ પરિ સમાપ્તિમાં, જેનું સ્મરણ કર્યા વગર એટલે કે 'ॐ तत् सत्' કહ્યા વગર કોઈ કાર્યની સિદ્ધિ થતી નથી, એવા એ ઓમ્કારનું સર્વથી મુખ્ય નામ છે. ઋગ્ વેદમાં જેને સ્વરિતોદાત્ત એકાક્ષર કહેલો છે, યજુર્વેદમાં સર્વોદાત્ત એકાક્ષર, સામવેદમાં દીર્ઘોદાત્ત એકાક્ષર તથા અથર્વવેદમાં સંક્ષિપ્તોદાત્ત એકાક્ષર કહેલો છે, તે સર્વોત્કર્ષેણ વર્તમાન ઓમ્કારજ છે.

૨—જે બ્રહ્મને જાણવાની ઇચ્છાવાળા છે, તેમણે ઓમ્કારનું અવલંબન કરવું. એ શ્રેષ્ઠ અવલંબન છે. ઓમ્કારજ પરબ્રહ્મ છે, ઓમ્કારમાં નર, પશુ, પક્ષી, સ્થાવર, જંગમ, ચરાચર, આકાશ, પૃથ્વી આદિની કલ્પના કરવામાં આવી છે, તેને મહાત્મા લોક પ્રત્યક્ષ કરીને દેખાડી શકે છે. રાજપુત્ર સત્યકામના પ્રશ્નના ઉત્તરમાં જે પર અપર બ્રહ્મ સ્વરૂપોનું ઉપપાદન કરવામાં આવેલું છે, તે બંને ઓમ્કાર સ્વરૂપજ છે. ત્યાં અકાર, ઉકાર, મકાર, તેમાંથી એક એક માત્રાના ધ્યાનના ફળનું વર્ણન કરવામાં આવ્યું છે. માત્રાત્રય સમષ્ટિરૂપ ઓમ્કારની ઉપાસના કરવાના ફળનું તો કહેવુંજ શું? એ ઓમ્કારનું સર્વ મંત્રોની આદિમાં ઉચ્ચારણ કરવામાં આવે છે. ઓમ્કાર મહામંત્રથી ચરાચર જગત કેવી રીતે ઉત્પન્ન થયું છે તથા આ યાવન્માત્ર પદાર્થોમાં ઓતપ્રોત થઈ કેવી રીતે વ્યાપ્ત રહેછે. તેનું મહત્વ સમજવાને સારૂ મહાત્માઓના સત્સંગનો આશ્રય લેવો જોઇએ. જેમ હમે તેમની કૃપાથી આ વિષયમાં જે કાંઈ જાણ્યું છે, તેમજ જે કોઈ ઇચ્છા કરે તે જાણી શકે છે.

૩—વાસ્તવમાં 'ઓમ્' શબ્દ એવો વ્યાપક છે કે તેનો પ્રત્યેક ધર્માવ-

લંબીના મતમાં, ચાહે તે સનાતની હોય, આર્ય હોય, જૈન, બૌદ્ધ, ક્રિશ્ચિયન તથા યવન આદિ હોય, તેમાં તેનું મહત્વ પ્રગટ કરવામાં આવ્યું છે. એટલુંજ નહીં પણ બાળક ત્યાં સુધી કે પશુ પક્ષી પણ આ ઓમ્કારના ઉચ્ચારણથી રિક્ત નથી. કારણ કે ઓમ્ અનાયાસ, ઉચ્ચારણની શિક્ષા વગરજ દૈવસિદ્ધ ઉચ્ચારિત થાય છે. અર્થાત ઉદર સ્થાનથી ઉત્થિત વાયુથી ઓષ્ઠોના સારી રીતે ખુલ્લા જતાં જીહ્વામૂળથી નિકળેલી જે ધ્વનિ થાય છે, તે ' અ 'થી થાય છે, એ ધ્વનિ શ્વાસની સાથે મુખથી નિકળતી રહે છે, જ્યારે આ ધ્વનિને કરતાં ઓષ્ઠ બંધ થવાની ઇચ્છા કરે છે ત્યારે એ ધ્વનિ ઉ થઇને સંભળાય છે એ ધ્વનિ પણ મુખથી બહાર શ્વાસની સાથે જતી રહે છે, તથા જ્યારે આ ધ્વનિને કરતાં કરતાં ઓષ્ઠ બંધ થાય છે ત્યારે એ ધ્વનિ ' મ ' થઇને સંભળાય છે.

૪—આ ભૌતિક જગતની ઉત્પત્તિઓ ૐથીજ થએલી છે. ઓમમાંજ વિશ્વ સ્થિત છે તથા ઓમમાંજ તે લીન થઈ જાય છે. સર્વથી પરાત્પર બ્રહ્મ છે, વેદોમાં તેને ' ઓમ્ ' નામથી ઓળખાવેલો છે. જીજ્ઞાસુએ ધ્યાન કરતી વખતે સર્વથી પહેલા દીર્ઘ પ્રણવની ઓમ્ધ્વનિ ત્રણ વાર કરવી જોઇએ, અથવા છ વાર કે બારબાર ઉચ્ચસ્વરથી કરવી જોઇએ. જેમ હાથની તાળીના અવાજથી ખેતરમાના પક્ષિયોને ઉડાડી દેવામાં આવે છે. તેવીજ રીતે ઓમકારની ગર્જના મનની સર્વ સંસારી વાતોને નસાડી મુકે છે પછી નિષ્કંટકાવસ્થામાં ખૂબ ધ્યાન લાગી જાય છે.

૫—ઓમકારજ બ્રહ્મનું મુખ્ય નામ છે. એવું બીજુ કોઈ પણ નામ કે ધ્વનિ નથી કે જે એ પ્રકારે આકાશવત્ સર્વવ્યાપી તથા પરિપૂર્ણ હોઇને સત્ય સ્વરૂપ બ્રહ્મનું વાચક હોય. એની વિશેષતાનું રહસ્ય જાણવું હોય તો એકાંતમાં એક કલાક સુધી પ્રણવનો જપ કરી જુવો, પછી બીજા કલાકમાં કોઈ બીજા નામનો જપ કરો તે પછી આપને સ્વ સંવેદરૂપથી પ્રતીત થઈ જશે. ઓમ્કરનો મહિમા દેવતાઓ કે મનુષ્યો તો શું કહે ? સહસ્રમુખી શેષ તથા પ્રણવરૂપ શિવની શક્તિ પાર્વતી પણ એ તારક મંત્ર ઓમના ગુણાનુવાદ કરતાં થાકી જાય છે. વેદાદિ સન્યાસી મહાત્માઓના ઈશ, વિનય, સ્તુતિ અથવા પ્રાર્થનાને સમયે ભગવાનને પ્રેમપૂર્વક યાદ કરવાનો એકમાત્ર આસરો ( ધ્વનિ ) ઓમજ છે. એ સર્વત્ર નિર્ભય વિચરનારા સંન્યાસિયોનું રક્ષાકવચ છે. અથવા ક્ષુધા, તૃષાની કાંઈ પણ પરવાહ ન કરનારા બીજા પરિવ્રજન કરનારા સંતોનો એ ઓમ્ પાથેય રસ્તાનુ ખર્ચ છે. જે સ્થાન ઊપર વિદ્વાન બ્રાહ્મણ તથા બ્રહ્મવેત્તા સંન્યાસિયોનું અહર્નિશ વેદાંત ચિંતન થાય છે,એવા મઠનો ત્રિમાત્રિક ઓમ્ ત્રિરંગી ઝંડો છે.

૬—એ ઓમ્કાર પરમહંસ મહાત્માઓને અતિ પ્રિય છે. જે બહિર્મુખ છે તથા રાગ દ્વેષાદિ દોષોથી દૂષિત અંતઃકરણવાળા છે, તેમનો આ ઓમ્કારના ધ્યાનમાં અધિકાર નથી. રાગ દ્વેષાદિ દોષોથી રહિત જે અંતર્મુખ પુરૂષોની ભોગોમાં કામના નથી. તેમને આજ જન્મમાં ઓમ્કારના ધ્યાનથી જ્ઞાન પ્રાપ્તિ થઈ જાય છે. જે પુરૂષોને પરલોકના ભોગોની કામના તો છે પરંતુ તેને રોકીને તેઓ ગુરૂમુખથી ઓમ્કારનો ઉપદેશ સાંભળી તેનું ધ્યાન કરે છે, તે પ્રતિબંધક વશ પુરૂષને જ્ઞાન તો થતું નથી પણ દેવયાન માર્ગથી બ્રહ્મલોકમાં પહોચી જાય છે. ત્યાં ગએલા એવા ઉપાસક ઈશ્વરના સમાન સત્યસંકલ્પવાળા થઈ જાય છે. પરંતુ એ ઉપાસકમાં જગતની ઉત્પત્તિ ઇત્યાદિ કરવાની શક્તિ હોતી નથી એતો ઇશ્વરમાંજ છે. હા, એ વાત છે કે તે ઉપાસક એ લોકમાંજ જ્ઞાનને પ્રાપ્ત થઈ જાય છે ત્યારે હિરણ્યગર્ભની સાથેજ એ ઉપાસક વિદેહ કૈવલ્યને પ્રાપ્ત થઈ જાય છે. અને જો ઓમ્કારના ધ્યાતા પુરૂષની આ લોકના ભોગોમાં કામના રહી ગએલી હોય છે તો એ યોગભ્રષ્ટ આ લોકમાં જે શુદ્ધ કુળવાળો ધનાઢ્ય હોય છે તેના ઘરમાં ઉત્પન્ન થાય છે. એ જન્મમાં અનેક પ્રકારના ભોગોને ભોગવીને વૈરાગ્યને પ્રાપ્ત થઈ તે. ઓમ્કારના ધ્યાનમાં અથવા શ્રવણાદિકોમાં પ્રવૃત્ત થઇને જ્ઞાન દ્વારા મોક્ષને પ્રાપ્ત થાય છે. ઓમ્કારનું ધ્યાન કરનારા પુરૂષની જ્યારે આ લોક કે પરલોકના ભોગોમાં કામના રહેતી નથી, પણ કોઈ પ્રારબ્ધ કર્મરૂપ ભાવી પ્રતિબંધજ રહેલો હોય છે, ત્યારે એ ધ્યાતા પુરૂષનો દ્વિતીય જન્મ, યોગી તથા જ્ઞાની પુરૂષના કુળમાં થાય છે. એ દ્વિતીય જન્મમાં અભ્યાસ વૈરાગ્યાદિ સાધનોનું સંપાદન કરીને જ્ઞાન પ્રાપ્તિદ્વારા તે મોક્ષને પ્રાપ્ત થઈ જાય છે. ૧૨

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवाँसस्तनूभिर्व्यशेम देवहितं यदायुः ॥
स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः ।
स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ।

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ઇતિ શ્રી આ માણ્ડૂક્યોપનિષદ્ ઊપર સ્વામી શ્રી વિદ્યાનન્દજી
મહારાજ દ્વારા વિરચિત વિદ્યાવિનોદ ભાષ્ય સમાપ્ત.

## માણ્ડૂક્યોપનિષ્ સંપૂર્ણ.







ॐ નમઃ સચ્ચિદાનંદાય

# તૈત્તિરીયોપનિષદ્

## વિદ્યાવિનોદ ભાષ્યસહિત.



## શિક્ષાવલ્લી, પ્રથમ અનુવાક

આ તૈત્તિરીયોપનિષદ્‌માં કઠાદિ ઉપનિષદોની પેઠે ઇતિહાસપૂર્વક વ્યાખ્યાન નથી, તો પણ ત્રીજી ભૃગુવલ્લીમાં કોઈ પ્રકારનો ઇતિહાસ આવી ગએલો છે. કારણ કે તે વલ્લીમાં ભૃગુઋષિ પૂછનારા છે તથા તેમના પિતા ઉપદેષ્ટા છે. આ ઉપનિષદ્‌માં ત્રણ વલ્લી છે, તેમાં પ્રથમવલ્લી શિક્ષાધ્યાય રૂપ છે તથા બીજી ત્રીજી વલ્લિયોમાં બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપવામાં આવેલો છે. વાત એવી છે કે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિને આરૂ ગુરૂની કૃપા તથા ચિત્તની એકાગ્રતાની પરમ આવશ્યકતા છે, તેથી પ્રથમ શિક્ષાવલ્લીનું કથન કરવામાં આવેલું છે. તેના માટે કહેવામાં આવેલું છે કે જેનાથી સાધક, શિક્ષાવલ્લીમાં ઉક્ત ઉપાસના આદિ આશ્રય લઇને ઉપનિષદ્‌ના સિદ્ધાન્તને, હૃદયંગમ કરવામાં સમર્થ થઈ શકે.

કૃષ્ણયજુર્વેદીય તૈત્તિરીયારણ્યકના સાતમા, આઠમા તથા નવમા પ્રપાઠકોનું નામ તૈત્તિરીયોપનિષદ્ છે, તેમાં જે સાતમો પ્રપાઠક છે તેનેજ શિક્ષાવલ્લી તથા સાંહિતી ઉપનિષદ્ પણ કહે છે, તથા આઠમા અને નવમા પ્રપાઠકને બ્રહ્માનંદ વલ્લી તથા ભૃગુવલ્લી કહે છે. બ્રહ્માનંદવલ્લી તથા ભૃગુવલ્લીમાં બ્રહ્મવિદ્યા સંપ્રદાય પ્રવર્તક વરુણ છે, તેથી એ બંને વલ્લિયોને વારૂણી વિદ્યા અથવા વારૂણી ઉપનિષદ્ પણ કહે છે. તેના દશમા પ્રપાઠકને નારાયણોપનિષદ્ તથા યાજ્ઞિકી ઉપનિષદ્ કહેવામાં આવેલું છે.

એમ કહેવાય છે કે બ્રહ્મચર્યાદિ વ્રત ધારણ કરેલા યાજ્ઞવલ્ક્યાદિ વિદ્યાર્થી વ્યાસજીના શિષ્ય વૈશંપાયન ઋષિ પાસે, યજુર્વેદીય શાખાના એક ભેદ રૂપ

તૈત્તિરીયોપનિષદ્ અર્થાત્ યજુર્વેદનું અધ્યયન કરતા હતા. કોઈ નિમિત્તથી વૈશંપાયન ઋષિને બ્રહ્મહત્યા લાગી ગઈ, તેના નિવારણને સારૂ તેમણે યાજ્ઞવલ્કયને છોડીને બીજા અલ્પ અવસ્થાવાળા પોતાના વિદ્યાર્થિયોને નિયમાચરણનો ઉપદેશ કર્યો, અર્થાત્ પોતાની બ્રહ્મહત્યાના નિવારણને સારૂ શિષ્યોને પ્રાયશ્ચિત રૂપ કઠણ કર્મ કરવાનું કહ્યું. એ સાંભળીને પ્રૌઢવયવાળા ઉત્તમ અધિકારી યાજ્ઞવલ્કય ઋષિએ ગુરૂને પ્રાર્થના કરી—હે ભગવન્! આ કઠણ પ્રકારનું નિયમાચરણ આ બાળક વિદ્યાર્થિયોથી થવું અશક્ય છે, અને હું પરિપકવ આયુવાળો તથા શરીરે પણ સુદૃઢ છું, તેથી હું એકલોજ આ નિયમાચરણ કરીને આપની બ્રહ્મહત્યાનું નિવારણ કરવાનો યત્ન કરીશ, મને આજ્ઞા આપો. બ્રહ્મહત્યાના પાપને કારણે મલિન બુદ્ધિ ગુરૂએ, શિષ્યના વિનમ્ર વચનોને અહંકાર યુક્ત સમજીને કહ્યું—હે યાજ્ઞવલ્કય! હું માનું છું તું ઘણો ગર્વિષ્ટ છે, તે બ્રાહ્મણોના બાળક વિદ્યાર્થિયોનું અપમાન કર્યું છે, તેથી તું મારી પાસેથી ગ્રહણ કરેલી વિદ્યાનો ત્યાગ કરી દે. જો તું તેમ નહીં કરે તો તને હું હમણાંજ મરી જવાનો શાપ દઈશ.

આ પ્રમાણે ગુરૂ વૈશંપાયનના અત્યંત ક્રોધપૂર્ણ શાપના ભયથી શિષ્ય યાજ્ઞવલ્કયે અધ્યયન કરેલી વેદ વિદ્યાનો, ગજ ક્રિયાવત્ યોગબળથી વમન કરીને ત્યાગ કર્યો. તે સમયે યાજ્ઞવલ્કય દ્વારા વમન કરેલી વિદ્યાને અન્ય કોઈ એક બ્રાહ્મણ બાળક વિદ્યાર્થીએ પોતાના ગુરની આજ્ઞાથી તિત્તિરિ પક્ષી બનીને ગ્રહણ કરી લીધી, ત્યારથી એ વિદ્યાનું નામ 'તૈત્તિરીય વિદ્યા' પડ્યુ તથા જે બ્રાહ્મણે તે વિદ્યાને ધારણ કરી હતી તેના વંશના લોક આજ સુધી તૈત્તિરીય શાખાવાળા કહેવાય છે. તથા તૈત્તિરીય શાખાનું આ ઉપનિષદ્ પણ તૈત્તિરીયોપનિષદ્ કહેવાય છે.

એની ખબર નથી કે આ ઉપાખ્યાન કયાંનું છે, પણ તેને હમે વિદ્વાન બ્રાહ્મણો તથા વેદાંતી મહાત્માઓ પાસેથી બરાબર સાંભળતા આવ્યા છીએ. આ ઉપાખ્યાનમાં પરમ માનનીય મહર્ષિ વૈશંપાયનને ક્રોધાવિષ્ટ બતાવીને અતિ તુચ્છ દેખાડવામાં આવ્યા છે, તેથી ઋષિની અપતિષ્ઠા થાય છે. તેથી અહીં એ કહેવુંજ ઠીક થશે કે તિત્તિરી કોઈ ઋષિનું નામ હતું, તેમના દ્વારા કહેવાએલી વિદ્યા તૈત્તિરીય નામથી પ્રસિદ્ધ થઈ. એ વિદ્યાનું પ્રતિપાદન કરનારો ગ્રંથ પણ તૈત્તિરીયોપનિષદ્ કહેવાયો. અહીં ઉપનિષદ્ શબ્દની નિરૂક્તિ ભાષ્યકાર શ્રી શંકરાચાર્યે આ પ્રમાણે કરી છે—મુમુક્ષુ પુરૂષના ગર્ભ, જન્મ તથા જરા આદિનું ઉચ્છેદન કરીને એટલેકે તેમનો નાશ કરવાને કારણે ઉપનિષદ્ શબ્દથી

વિદ્યા સમજવાની છે. અથવા બ્રહ્મની સમીપ લઈ જનારી હોવાથી, અગર તેમાં પરમ શ્રેય બ્રહ્મ ઉપસ્થિત છે તેથી એ વિદ્યા ઉપનિષદ્ છે. આ વિદ્યાના હોવાથીજ આ ગ્રંથ પણ ઉપનિષદ્ કહેવાય છે. પ્રત્યેક ગ્રંથની પ્રવૃત્તિના અંગભૂત અનુબંધ ચતુષ્ટય હોય છે. તે અહીં એ છે કે—માનાન્તરથી અનધિગત બ્રહ્મ અહીં વિષય છે, બ્રહ્મવિદ્યા દ્વારા મુક્તિ પ્રયોજન છે, સાધન ચતુષ્ટય સંપન્ન અધિકારી છે તથા પ્રતિપાદ્ય પ્રતિપાદક ભાવ સંબંધ છે.

અંતઃકરણની શુદ્ધિને સારૂ શિક્ષા કહેવામાં આવેલી છે. તેમાં નાના પ્રકારના વિઘ્નોની આપત્તિ છે, તેથી તેમની નિવૃત્તિને સારૂ સર્વથી પહેલાં શાંતિ કરનારા મંત્રનું ઉચ્ચારણ કરે છે, યથા—

**ॐ शं नो मित्रः शं वरुणः शं नो भवत्वर्यमा । शं न इन्द्रो बृहस्पतिः शं नो विष्णुरुरुक्रमः ॥ नमो ब्रह्मणे । नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्मासि । त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि । ऋतं वदिष्यामि । सत्यं वदिष्यामि । तन्मामवतु । तद्वक्तारमवतु । अवतु माम् । अवतु वक्तारम् ॥ १ ॥ ॐ शान्तिः शान्तिः शान्ति ॥**

ભાવાર્થ—પ્રાણવૃત્તિ તથા દિવસના અભિમાની દેવતા મિત્ર સૂર્ય હમે લોકોને કલ્યાણકારી હો. અપાનવૃત્તિ તથા રાત્રિના અભિમાની દેવતા વરૂણ હમારૂં કલ્યાણ કરે. ચક્ષુ તથા આદિત્યના અભિમાની દેવતા અર્યમા હમોને શુભદાયક હો, બળના અભિમાની દેવતા ઇંદ્ર, વાણી તથા બુદ્ધિના અભિમાની દેવતા બ્રહસ્પતિ હમારા કલ્યાણકારી હો. તથા ચરણોને વધારી રાખનાર વિષ્ણુ દેવતા હમારૂં મંગળ કરે. બ્રહ્મરૂપ વાયુને નમસ્કાર હો. હે વાયો! તમને નમસ્કાર છે. તમેજ ઇંદ્રિયોના ગોચર પ્રત્યક્ષ બ્રહ્મ છો. તમનેજ પ્રત્યક્ષ બ્રહ્મ કહીશ. તમનેજ ઋત શાસ્ત્રોક્ત નિશ્ચિત અર્થ કહીશ, તથા તમનેજ સત્ય કહીશ. કારણ કે વાક્ તથા શરીરથી સંપન્ન થનારા કાર્ય પણ તમારેજ આધીન છે, તેથી તમે વિદ્યાદાન દ્વારા મારી રક્ષા કરો, તથા બ્રહ્મનું નિરૂપણ કરનારા આચાર્યની પણ રક્ષા કરો અર્થાત્ તેમને વક્તૃત્વનું સામર્થ્ય આપો. મારી રક્ષા કરો તથા વક્તાની રક્ષા કરો, ત્રણે પ્રકારના તાપોની શાંતિ થાઓ. ૧.

વિદ્યાવિનોદ ભાષ્ય—સાંસારિક પદાર્થ વિનાશી છે, એ વાત સર્વ કોઈ જાણે છે, તોપણ તે રક્ષા કરે છે. જેમ કે—એક દિવસ મકાન જરૂર પડી જશે, તોપણ સુધાર આદિ કરીને તેને અધિક સ્થાયી બનાવવાનો યત્ન કરવામાં આવે છે. બીજું શું કહીએ પણ આ શરીરનું એક દિવસ નિશ્ચય પતન થવાનું છે, તોપણ ખાન, પાન, ઔષધ, શીત ઉષ્ણ આદિ અનેક ઉપાધિયોથી તેની રક્ષા કરવામાં આવે છે, અને કરવી પણ જોઇએ. પોતાના ઉપયોગમાં આવનારી વસ્તુઓની રક્ષા કરવી, એ બુદ્ધિમત્તાની વાત છે. જ્યારે કે સાંસારિક પદાર્થોની રક્ષાના તથા તેમાં આવનારા વિઘ્નોની નિવૃત્તિના ઉપાય મનુષ્ય બરાબર કર્યાં કરે છે, તો પછી જન્મ મરણાદિ દુ:ખોથી સદાને સારૂ છોડાવનારી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાં આડે આવનારાં વિઘ્નોની નિવૃત્તિને સારૂ તો પ્રબળ પ્રયત્ન કરવોજ જોઇએ.

પ્રકૃત મંત્રમાં મિત્ર, વરૂણ આદિ ભવ્ય મૂર્તિયોનું એટલા માટે સ્મરણ કરવામાં આવ્યું છે કે જેનાથી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિના વિઘ્નોનો અત્યંત અભાવ થઈ જાય. આ મંત્રમાં વાયુને બ્રહ્મ કહેલું છે, તેનો અભિપ્રાય એ છે કે પ્રાણ-વાયુના રહેતાંજ બ્રહ્મવિદ્યાનું ચિંતન કરી શકાય છે, એટલે કે અન્ય ઇંદ્રિ-યોના કરતા પ્રાણ આત્મજ્ઞાન પ્રતિ અધિક અંતરંગ છે. આ મંત્રમાં પોતાની અને સાથેજ આચાર્યની રક્ષાની પ્રાર્થના કરવામા આવેલી છે, તે એટલા માટે કે અધિકારીનો બ્રહ્માભ્યાસ સદા ચાલુ રહે. ૧.

વિશેષ—પ્રકૃત મંત્રમાં બ્રહ્મવિદ્યાવિષયક વિઘ્નની નિવૃત્તિને અર્થે અધિકારીએ દેવતાઓને વારંવાર નમસ્કાર કરેલા છે, તેનું તથા શાંતિની ત્રણ વાર આવૃત્તિનું તાત્પર્ય, આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક તાપોની નિવૃત્તિને સારૂ છે. અર્થાત્ જ્વરાદિ, આધ્યાત્મિક, ચોર, વાઘ આદિ ઉપદ્રવ આધિભૌતિક તથા યક્ષ રાક્ષસ આદિ ઉપદ્રવ આધિદૈવિક, એ ત્રણે બ્રહ્મવિદ્યાની ઈચ્છાવાળા અધિકારીને કદી પ્રાપ્ત ન થાય, તેને સારૂ 'શાન્તિ.' એ શબ્દને ત્રણ વાર કહેલો છે. ૧.



## અનુવાક બીજો

આ પ્રમાણે પ્રથમ અનુવાકમાં કહેલા મંત્રના જપથી જેનું વિઘ્ન નિવૃત્ત થઈ ગયું છે, એવા પુરૂષની અધ્યયનકાળમાં સ્વરાદિવિષયક ઉદાસીનતાની નિવૃત્તિને સારૂ શિક્ષાને કહે છે, યથા—

**શીક્ષાં વ્યાખ્યાસ્યામઃ । વર્ણઃ સ્વરઃ । માત્રા બલમ્ । સામ સંતાનઃ । ઇત્યુક્તઃ શીક્ષાધ્યાયઃ ॥ ૧ ॥**

ભાવાર્થ—હવે શિક્ષાનું સ્પષ્ટ કથન કરે છે. વર્ણ, સ્વર, માત્રા, બળ, સામ તથા સંતાન એવા શિક્ષાધ્યાય કહેવામાં આવેલા છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—ઉપનિષદ્ અર્થપ્રધાન છે, અર્થાત્ અર્થ જ્ઞાનજ તેમાં મુખ્ય છે. આ ગ્રંથના અધ્યયનનો પ્રયત્ન શિથિલ ન થઈ જાય તેને સારૂ પહેલા શિક્ષાધ્યાયનો આરંભ કરવામાં આવે છે. અર્થાત્ સ્વર, માત્રા આદિના ઉચ્ચારણનો પ્રયત્ન શિથિલ ન થઈ જાય તેને સારૂ શિક્ષાનો ઉપદેશ કરવામાં આવેલો છે. જેવડે કરીને શિક્ષા આપે છે, એવા જે વર્ણ આદિના ઉચ્ચારણના લક્ષણ ( શાસ્ત્ર ) છે, તેને શિક્ષા કહે છે. અકારાદિ વર્ણ, ઉદાત્ત આદિ કંઠની ધ્વનિ રૂપ સ્વર, હ્રસ્વ, દીર્ઘ, પ્લુતરૂપ માત્રા, શબ્દોના ઉચ્ચારણમાં પ્રયત્નરૂપ બળ અર્થાત એકજ નિયમથી ઉચ્ચારણ કરવું; મધ્યમવૃત્તિથી વર્ણોના ઉચ્ચારણની સમતારૂપ સામ તથા વર્ણોના સંયોગરૂપ સંતાન; એજ વિષયઆ અધ્યાયમાં શિખવાને યોગ્ય છે. આ પ્રમાણે શિક્ષાધ્યાય કહેવામાં આવ્યો. શિક્ષાનું અહીં 'શીક્ષા' જે દીર્ઘોચ્ચારણ છે એ આર્ષપ્રયોગ છે. ૧,

વિશેષ—એક, શબ્દશિક્ષા, બીજી અર્થશિક્ષા. એ ભેદથી શિક્ષા બે પ્રકારની છે. શબ્દ શિક્ષામાં વર્ણ, સ્વર, માત્રા, પ્રયત્ન, મધ્યમ-દ્રુત-વિલંબિત વૃત્તિ તથા સંહિતા અવસાનાદિના યથાર્થ સ્વરૂપનો બોધ થઈ જાય છે. તેમાં શિક્ષા નામક વેદાંગ તથા વ્યાકરણ પણ આવી જાય છે. બીજી શિક્ષામાં ગુણ કર્મ સ્વભાવને શુદ્ધ કરવાનું હોય છે. આ દ્વિતીય શિક્ષા પ્રધાન છે તેથી તેનું વ્યાખ્યાન આ પુસ્તકમાં આવશે. આ વિષયના સંબંધમાં હમોએ મહાત્માઓ પાસેથી ઘણું સાંભળ્યું છે, પરંતુ ગ્રંથવિસ્તારભયથી અત્રે ટુંકામાં તેનું દિગ્દર્શન માત્ર કર્યું છે. ૧.

---

## અનુવાક ત્રીજો

પૂર્વના શાંતિમંત્રમાં વિઘ્ન શાંતિ માટે પ્રાર્થના કરવામાં આવી હતી, આ સમયે શિષ્ય, વિદ્યા તથા તેના ફળના ઉત્કર્ષની પ્રાર્થના કરે છે—

**સહ નૌ યશઃ । સહ નૌ બ્રહ્મવર્ચસમ્ । અથાતઃ સꣳહિતાયા ઉપનિષદં વ્યાખ્યાસ્યામઃ । પઞ્ચસ્વધિકરણેષુ ।**

अधिलोकमधिज्योतिषमधिविद्यमधिप्रजमध्यात्मम् । ता महास ्हिता इत्याचक्षते । अथाधिलोकम् । पृथिवी पूर्वरूपम् । द्यौरुत्तररूपम् । आकाशः सन्धिः । वायुः र ंधानम् । इत्यधिलोकम् ॥ १ ॥

ભાવાર્થ—લોકમાં હમો બંને ગુરૂ શિષ્યોને યશ પ્રાપ્ત થાઓ, હમો બંનેને બ્રહ્મતેજ પ્રાપ્ત થાઓ. હવે હમે સંહિતાની ઉપાસનાના પાંચ અધિકરણોમાં વ્યાખ્યાન કરીશું. અધિલોક, અધિજ્યોતિષ, અધિવિદ્ય, અધિપ્રજ, તથા અધ્યાત્મ. એ પાંચ ઉપાસનાઓને આચાર્ય લોક મહાસંહિતા કહે છે. હવે હમે અધિલોકને કહીએ છીએ. પૃથિવી પૂર્વરૂપ છે, સ્વર્ગ ઉત્તરરૂપ છે, આકાશ સંધિ છે, વાયુ સંધાન છે. આ પ્રમાણે એ અધિલોક કહેવાયો. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—હવે વિદ્યા અને તેના ફળના ઉત્કર્ષને માટે શિષ્ય પ્રાર્થના કરે છે—હમો શિષ્ય અને ગુરૂની વિદ્યાના પ્રતાપથી પ્રગટ થએલી કીર્તિ સાથે સાથે પ્રાપ્ત થાઓ, તથા હમો બંનેના મુખની કાંતિ સાથે સાથેજ બ્રહ્મતેજથી યુક્ત થાઓ. જે પુરૂષોની બુદ્ધિ શાસ્ત્રાધ્યયન દ્વારા પરિમાર્જીત થઈ ગએલી છે, તેઓ પણ .પરમાર્થતત્ત્વને સમજવામાં સહસા સમર્થ થતા નથી, તેથી હવે હમો સંહિતા-વેદની, ઉપનિષદ્-ઉપાસનાની; પાંચ જ્ઞાનાશ્રયોમાં વ્યાખ્યા કરીશું. અધિલોકમ્: લોક સંબંધી ઉપાસના, અધિજ્યોતિષમ્: જ્યોતિષ સંબંધી ઉપાસના, અધિપ્રજમ્: પ્રજા સંબંધી ઉપાસના, અધિવિદ્યમ્: વિદ્યા સંબંધી ઉપાસના તથા અધ્યાત્મમ્: આત્મા સંબંધી ઉપાસના, એજ પાંચ અધિકરણ છે. પંડિત લોક તેને મહાસંહિતા કહે છે.

હવે લોક સંબંધી ઉપાસનાનું વર્ણન કરવામાં આવે છે. સંહિતાનો પ્રથમ વર્ણ પૃથ્વી છે, અંતિમ વર્ણ સ્વર્ગલોક છે, મધ્યભાગ આકાશ છે તથા વાયુ તેમનો પરસ્પર સંબંધ કરાવનાર છે. ૧.

વિશેષ—પ્રથમ જે પાંચ ઉપાસનાઓનાં વર્ણન કરવામાં આવેલાં છે, તેનું તાત્પર્ય એ છે કે સંપૂર્ણ લોકોના અભિમાની દેવતાઓનું ધ્યાન કરવારૂપ જે ઉપાસના છે, તેને 'અધિલોકોપાસના કહે છે. સૂર્ય, ચંદ્ર આદિ જ્યોતિમંડળના અભિમાની દેવતાની ધ્યાન રૂપ ઉપાસનાને—'અધિજ્યોતિષ'—વિદ્યાની સાથે સંબંધ ધરાવનાર આચાર્ય અથવા વિદ્યાના અભિમાની દેવતાઓની

ધ્યાનરૂપ ઉપાસનાને 'અધિવિદ્ય' સંતાનસંબંધી પિતૃઓની ધ્યાનરૂપ અથવા પિતૃદેવતાઓની ધ્યાનરૂપ ઉપાસનાને 'અધિપ્રજ' તથા ભોક્તાના આશ્રયથી વર્તનારી જીહ્વા આદિના અભિમાની દેવતાઓના ધ્યાનરૂપ ઉપાસના 'અધ્યાત્મ' એટલે કે દેહ સંબંધી ઉપાસના કહેલી છે. એજ ઉપાસનાઓને વેદવેત્તા મહાસંહિતા કહે છે. ૧.

મહાસંહિતાના પહેલા અવયવને કહીને હવે બીજા અવયવનું કથન કરે છે, યથા—

अथाधिज्यौतिषम् । अग्निः पूर्वरूपम् । आदित्य उत्तररूपम् । आपः सन्धिः । वैद्युतः संधानम् । इत्यधिज्यौतिषम् ॥ २ ॥

ભાવાર્થ—અગ્નિ પૂર્વરૂપ છે, સૂર્ય ઉત્તર રૂપ છે, જળ સંબંધી છે, વિજળી બંનેને મેળવનારી છે. આ પ્રમાણે જ્યોતિષ સંબંધી ઉપાસનાનું વર્ણન કરવામાં આવેલું છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—મહાસંહિતાનો પૂર્વભાગ અગ્નિ છે, એટલે કે પ્રથમ અગ્નિનુ ધ્યાન કરવુ, પછી સૂર્ય જે ઉત્તરભાગ છે તેનું ધ્યાન કરવું. પછી બંને ભાગોનું સંધીરૂપ જે જળ છે, તે જળનું ધ્યાન કરવું. એ બંનેને મેળવનારી વિજળી છે, પછી તેનું ધ્યાન કરવું, આ પ્રમાણે અધિજ્યોતિઃ વિષયક ઉપાસના કહેલી છે. ૨.

વિશેષ—અગ્નિ પૂર્વરૂપ છે, અર્થાત્ પ્રથમ પાર્થિવ અગ્નિથી જળ સૂક્ષ્મ થઈને સૂર્ય લોક અભિમુખ જાય છે, પછી સૂર્ય પૃથ્વી ઉપર વર્ષાવે છે, તે પછી અગ્નિ તથા સૂર્ય જળમાં સંધિને પ્રાપ્ત કરે છે, તથા વિજળી જલમાં અગ્નિ તથા સૂર્ય એ બંનેનો સંબંધ કરાવનારી છે. ૨.

હવે ત્રીજા અવયવને કહે છે, યથા—

अथाधिविद्यम् । आचार्यः पूर्वरूपम् । अन्तेवास्युत्तररूपम् । विद्या सन्धिः । प्रवचनꣳ संधानम् । इत्यधिविद्यम् ॥ ३ ॥

ભાવાર્થ—આચાર્ય પૂર્વરૂપ છે, છાત્ર ઉત્તરરૂપ છે, વિદ્યા સંધિ છે, પ્રવચન અર્થાત્ અર્થાધ્યયન, આચાર્ય તથા છાત્ર એ બંનેમાં સંબંધ સ્થાપિત કરાવનારૂં છે. આ પ્રમાણે વિદ્યાસંબંધી ઉપાસનાનું વર્ણન કરેલું છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—સંહિતાના પૂર્વરૂપ આચાર્ય છે, અર્થાત્ પ્રથમ આચાર્યનું ધ્યાન કરવું તથા શિષ્ય સંહિતાનું ઉત્તરરૂપ છે તેથી મહાસંહિતાના ઉત્તરભાગમાં શિષ્યે દ્રષ્ટિ કરવી. તથા વિદ્યાનો પ્રતિપાદક જે ગ્રંથ છે તે સંધિ છે તેથી બંને ભાગની સંધિમાં વિદ્યાનું ધ્યાન કરવું. ગ્રંથનું જે અધ્યયન છે તે સંધાન સ્વરૂપ છે, તેમાં પણ શિષ્યે ધ્યાન કરવું. આ પ્રમાણે વિદ્યાવિષયક ઉપાસનાનું વર્ણન કરેલું છે. ૩.

વિશેષ—વિદ્યા અધ્યયનનો વિષય છે, શાલગ્રામશિલામાં વિષ્ણુબુદ્ધિ કરીને જેમ ઉપાસના કરવામાં આવે છે, તે પ્રમાણે અહીં વિદ્યાના વિષયમાં ઉપાસના સંભવ નથી. લોકમાં કોઈ પણ ગ્રંથોની ઉપાસના કરતા નથી, પરંતુ તેમનું અધ્યયન કરે છે. એવી શંકા થતાં કહેવું જોઈએ કે પ્રકૃત મંત્રમાં "વિદ્યાનું સતત અધ્યયન કરવામાં પ્રમાદ કરવો જોઈએ નહીં" એ તત્ત્વનું દ્રઢતાથી બોધન કરવાને સારૂજ વિદ્યાવિષયક ઉપાસનાનું વર્ણન કરવામાં આવ્યુ છે. આ સંહિતામાં આચાર્યનું, છાત્રનું, વિદ્યાનું ઉપાસનારૂપથી સન્માન સૂચન કરવામા આવ્યુ છે.

હવે સંહિતાના ચોથા અવયવને કહે છે, યથા—

**अथाधिप्रजम् । माता पूर्वरूपम् । पितोत्तररूपम् । प्रजा सन्धिः । प्रजननꣳ संधानम् । इत्यधिप्रजम् ॥ ४ ॥**

ભાવાર્થ—હવે પ્રજા વિષયક ઉપાસના કહેવામા આવે છે—માતા પૂર્વરૂપ છે, પિતા ઉત્તર રૂપ છે, પ્રજા સંધિ છે, તથા સંતાનોત્પત્તિ સંધાન અર્થાત્ સંહિતારૂપ છે. આ રીતે પ્રજા સંબંધી ઉપાસનાનુ વર્ણન કરવામાં આવેલુ છે.

વિ૦ વિ૦ ભાષ્ય—હવે સંતાન સબંધી ઉપાસનાને કહે છે—માતા જનની પૂર્વરૂપ અર્થાત પૂર્વ વર્ણ છે, અર્થાત્ સંહિતાના પૂર્વવર્ણમા માતૃદ્રષ્ટિ કરવી જોઈએ. પિતા, જનક ઉત્તરવર્ણ છે, તેથી ઉત્તરવર્ણમા પિતૃદ્રષ્ટિ કરવી જોઈએ. પ્રજા અર્થાત્ પુત્ર પૌત્રાદિ રૂપ સંતતિ, સંધી છે, તેથી પૂર્વોક્ત દ્રષ્ટિમા પ્રજા દ્રષ્ટિ કરવી જોઈએ. તથા પ્રજનન અર્થાત્ સંતાનની ઉત્પત્તિ સંધાન—સંહિતા રૂપ છે તેથી પૂર્વોક્ત સંધાનમા પ્રજનન દ્રષ્ટિ કરવી જોઈએ. આ રીતે પ્રજા વિષયક ઉપાસના કહેવામાં આવી. ૪.

વિશેષ—પુત્ર પૌત્રાદિ સંતાનોત્પત્તિના વિષયનું પરિજ્ઞાન એ છે કે સંતાનોત્પત્તિમાં માતા મૂળ અગર મુખ્ય કારણ છે. કારણકે માતા પોતાના

અંગોમાં ભ્રૂ । , ગર્ભ ) ને સુરક્ષિત રાખતી પોતાના આહારથી પુષ્ટ કરે છે, તથા ઘણા કાળ સુધી પોતે કષ્ટ વેઠીને પણ સંતાનનું રક્ષણ તથા અભિવર્ધનમા આયુનો અધિકાંશ કાલ વ્યતીત કરે છે. પિતા દ્વિતીય સાધન અગર ઉપરવાળો ભાગ છે. ઉપરવાળા ભાગનો અભિપ્રાય એ છે કે પિતા બાહ્ય સાધનોથી માતાનું રક્ષણ કરે છે, તથા પોતાના શરીરના સર્વોત્તમ રત્નનો, વીર્યનો સંતતિ સૃષ્ટિને સારૂ ઉત્સર્ગ કરી દે છે. સંતાનોની ઉત્પત્તિ થવી તેમાં માતા પિતા બનેના અંશ, સંબંધ તે પ્રીતિનું એકત્ર થવું એ કારણ છે. એ જ પ્રજાવિષયક જ્ઞાન છે. ૪.

હવે પાંચમા અવયવને કહે છે. યથા—

अथाध्यात्मम् । अधरा हनुः पूर्वरूपम् । उत्तरा हनुरुत्तररूपम् । वाक् सन्धिः । जिह्वा संधानम् । इत्यध्यात्मम् ॥५॥

ભાવાર્થ—હવે દેહ સંબંધી ધ્યાનને કહે છે કે નીચેનો હોઠ પૂર્વ રૂપ છે, ઉપરનો હોઠ ઉત્તર રૂપ છે, વાણી સંધી છે અગર સંયોગસ્થાન છે તથા જીહ્વા મેળાપ કરાવનારી છે. આ પ્રમાણે અધ્યાત્મોપાસના કહેવામાં આવેલી છે.

વિ૦ વિ૦ ભાષ્ય—સંઘાત વિષયક ઉપાસનાની વ્યવસ્થા આ પ્રકારની જાણવી જોઇએ—જેમ મ્હોંમાં બે ભાગ છે, એક નાસિકા તરફ તથા બીજો નીચે દાઢી તરફ. એ બંને ભાગોના મેળથી અન્નનું ચાવવું તથા વર્ણોનું ઉચ્ચારણ આદિ થાય છે. તેમાં નીચેનો ભાગ પુર્વરૂપ છે, તથા ઉપરનો ભાગ નીચેનાની અપેક્ષાએ ગૌણ સાધન છે. વાક્ સંધિ છે, એટલે કે વાણીના ઉચ્ચારણમાં પૂર્વ તથા ઉત્તર ભાગોનો મેળ થાય છે. તથા જીહ્વા તેમાં હેતુ છે કારણકે મુખના નીચે ઉપરના બંને ભાગ જીભથી મળેલા, સંધાએલા છે. આ પ્રમાણે વર્ણોના ઉચ્ચારણમાં શરીરની વચમાં વિચાર કરવો જોઇએ. ૫.

વિશેષ—અહીં આત્મા શબ્દથી સંઘાત અર્થ લીધો છે, એટલે કે શરીરનું ગ્રહણ કરવામાં આવ્યું છે. પૂર્વ વર્ણ, નીચેનો હોઠ છે, અર્થાત્ સંહિતાના પૂર્વ વર્ણમાં નીચેના હોઠની દ્રષ્ટિ કરવી જોઇએ. એજ રીતે ઉત્તર વર્ણમાં પણ ઉપરના હોઠની દ્રષ્ટિ કરવી જોઇએ. વાક્શબ્દથી કંઠ, તાળુ આદિ સ્થાનગત વાગિન્દ્રિયને સંધી કહેલી છે, અર્થાત પૂર્વોક્ત સંધીમાં વાગ્ દ્રષ્ટિ તથા તેનાથી પૂર્વોક્ત સંધાનમાં જીહ્વા દ્રષ્ટિ કરવી જોઇએ. આ પ્રમાણે અધ્યાત્મ એટલે કે સંઘાત વિષયક ઉપાસના કહેવામાં આવી છે. ૫.

સંહિતાના અવયવોનું પ્રથમ જે પ્રતિપાદન કરવામાં આવેલું છે, તેનો ઉપસંહાર કરે છે, યથા—

इतीमा महास ँ हिताः य एवमेता महास ँ हिता व्याख्याता वेद । संधीयते प्रजया पशुभिः । ब्रह्मवर्चसेना-न्नाद्येन सुवर्गेण लोकेन ॥ ६ ॥

ભાવાર્થ—આ સર્વને મહાસંહિતા કહે છે. આ પ્રકારે વ્યાખ્યા કરેલી મહાસંહિતાઓને જે પુરૂષ આ રીતિથી જાણે છે, અથવા તેમની ઉપાસના કરે છે તે સંતાન, પશુ, બ્રહ્મતેજ, અન્ન આદિ તથા સ્વર્ગ લોકને પામે છે. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—શાસ્ત્રાનુસાર સમાન પ્રત્યયના પ્રવાહનું નામ ઉપાસના છે, એ પ્રવાહ વિજાતીય પ્રત્યયોથી રહિત તથા શાસ્ત્રોક્ત અવલંબનના આશ્રયવાળો હોવો જોઇએ. એવીજ ઉપાસના સફળ થાય છે. તેથી આ મહાસંહિતાના સંબંધમાં પણ જે પુરૂષ આ પ્રકારની ઉપાસના કરે છે, તે પુરૂષ આ મંત્રમાં કહેલા પુત્ર પૌત્રાદિ, સુખના હેતુ ગાય, ઘોડા આદિ પશુ, બ્રહ્મતેજ, ખાવા યોગ્ય અન્ન તથા સ્વર્ગલોકથી સંયુક્ત થાય છે. અર્થાત્ તેને કોઈ પણ સુખ સામગ્રીની કમી પડતી નથી. ૬.

વિશેષ—જે મનુષ્ય લોકવિષયક સંબંધ આદિને બરાબર જાણીને તેનો યથાયોગ્ય ઉપયોગ કરે છે, અર્થાત્ અધિલોક, અધિજ્યૌતિષ, અધિવિદ્ય, અધિપ્રજ તથા અધ્યાત્મ, અગર આચાર્ય શિષ્ય તથા માતાપિતાના સંબંધથી થનારા કાર્યને પુરા કરે છે, તે આજન્મ સર્વ પ્રકારના સંસારી સુખોનો ભોગ કરીને મરણની પશ્ચાત અત્યંત પરમાર્થ સુખનો ભાગી થાય છે. વર્ણોના સાન્નિધ્યનું નામ સંહિતા છે, પૂર્વોત્તર વર્ણોના સંયોગને સંધિ કહે છે તથા જે પ્રયત્નથી સંધિ થાય છે તેને સંધાન કહે છે. ૬.

## અનુવાક ચોથો

જે લોક મેધા એટલે ધારણારૂપ બુદ્ધિથી રહિત છે તેઓ સારા સારા ગ્રંથોના તત્વાર્થને સાંભળીને ભૂલી જાય છે. તેમને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ અસંભવ છે, તેથી તેમની મેધાની સિદ્ધિને સારૂ આ સમયે પ્રણવજપના મંત્રોને કહે છે, યથા—

यश्छन्दसामृषभो विश्वरूपः । छन्दोभ्योऽध्यमृता-त्सम्बभूव । स मेन्द्रो मेधया स्पृणोतु । अमृतस्य देव

**धारणो भूयासम् । शरीरं मे विचर्षणम् । जिह्वा मे मधुमत्तमा । कर्णाभ्यां भूरि विश्रुवम् । ब्रह्मणः कोशोऽसि मेधया पिहितः । श्रुतं मे गोपाय ॥ १ ॥**

ભાવાર્થ—જે વેદોમાં શ્રેષ્ઠ છે, જે સંપૂર્ણ વાક્યોમાં વ્યાપ્ત હોવાથી સર્વ રૂપ છે તથા અમરત્વના સાધક વેદથી ઉત્પન્ન થએલો છે, તે સંપૂર્ણ વૈભવોનો અધ્યક્ષ ઓમ્કાર, મને બુદ્ધિ પ્રદાન કરીને પ્રસન્ન તથા બળવાન કરે. હે દેવ! એ બુદ્ધિને પ્રાપ્ત કરીને, હું અમૃતભાવના હેતુભૂત, બ્રહ્મજ્ઞાનને ધારણ કરનારો બનું. મારૂં શરીર બ્રહ્મજ્ઞાનને ધારણ કરવાને સમર્થ થાય. મારી જીહ્વા અતિ મધુર બોલનારી થાય. હું કાનોથી ખુબ શ્રવણ કરૂં. હે ઓમ્કાર! આપ બ્રહ્મનું મ્યાન છો, તથા લૌકિક બુદ્ધિથી ઢંકાએલા છો. મારા સાંભળેલા જ્ઞાન આદિની રક્ષા કરો. ૧.

[ત્રિં વિં ભાષ્ય—સંપૂર્ણ વિદ્યાઓમાં વેદ શ્રેષ્ઠ છે, તથા તેમાં પ્રધાન હોવાને કારણે ઓમ્કાર સર્વશ્રેષ્ઠ છે, તેથી અધિકારી ઓમ્કારરૂપ પરમેશ્વરને પ્રાર્થના કરે છે કે હે ઓમ્કાર! આપ સર્વોપરિ છો, તથા સંપૂર્ણ વાણીમાં વ્યાપ્ત હોવાથી વિશ્વરૂપ છો. અર્થાત્ સર્વમય છો. છંદ અર્થાત્ વેદજ અમૃત છે. એ અમૃતથી ઓમ્કાર પ્રધાનરૂપે ઉત્પન્ન થએલો છે. તાત્પર્ય એ છે કે લોક, દેવ, વેદ તથા વ્યાહૃતિયોથી સર્વોત્કૃષ્ટ સાર ગ્રહણ કરવાની ઇચ્છાથી તપ કરતા પ્રજાપતિને ઓમ્કારજ સર્વોત્તમ સારરૂપે ભાસિત થએલો હતો કારણ કે ઓમ્કારની સાક્ષાત ઉત્પત્તિની કલ્પના થઈ શક્તી નથી. આ પ્રકારના એ ઓમ્કારરૂપ ઇંદ્ર એટલે કે સંપૂર્ણ કામનાઓના સ્વામી, પરમેશ્વર મને મેધા પ્રદાન કરીને પ્રસન્ન કરે. અથવા "नायमात्मा बलहीनेन लभ्य." અર્થાત દુર્બળને આત્મજ્ઞાન થઈ શકતું નથી. તેથી મને સબળ કરે. એ રીતે અહીં બુદ્ધિ બળને સારૂ પ્રાર્થના કરવામાં આવી છે. આગળ રોગાદિ નાશનો હેતુ મંત્રાંશ કહેવામાં આવે છે કે—હે ઓમ્કાર! મારૂં શરીર રોગ રહિત થઈને સર્વ કાર્ય કરવાને યોગ્ય બન્યું રહે. મારી જીભ કદી પણ કોઇને સારૂ કટુ શબ્દોનો પ્રયોગ ન કરી શકે, એટલે કે મધુરભાષિણી થાય. હું કાનોથી સદુપદેશ સાંભળીને ઘણો મોટો શ્રોતા બની જાઉં, આ કથનનો ભાવ એ છે કે મારૂં શરીર તથા ઇંદ્રિય-સંઘાત આત્મજ્ઞાનને યોગ્ય થાય. હે ઓમ્કાર, તમે બ્રહ્મનો કોશ છો. જેમ કોશમાં ખડ્ગને રાખવામાં આવે છે તેમજ બ્રહ્મની પ્રાપ્તિ ઓમ્કારના ચિંતનથી

થાય છે. બાહ્ય વૃત્તિવાળા લોક બાહ્ય ઘટ-આદિની પેઠે, એમ(પ્રકાર)તે જાણી શકતા નથી. હે ભગવાન્! જે આત્મજ્ઞાન હું શ્રવણ કરૂં છું, તેની આપ રક્ષા કરો. કહેવાની મતલબ એ છે કે મને આત્મજ્ઞાનની વિસ્મૃતિ ન થાય. ૧.

વિશેષ—મુમુક્ષુઓના જપને સારૂં આ પ્રકૃત મંત્રનું નિરૂપણ કરવામાં આવ્યું છે, અર્થાત્ આ મંત્ર બુદ્ધિની કામનાવાળાને નિમિત્ત, જપ કરવાને સારૂ કહેવામાં આવેલો છે. સાધકોએ, પરમેશ્વર પાસે મેધા આદિ સર્વોત્તમ વસ્તુઓની પ્રાર્થના કરવી જોઇએ, તથા એ પણ ઉચિત છે કે સાધક તેમની પ્રાપ્તિને સારૂ યથાશક્તિ પૂર્ણ ઉદ્યોગ કરે. શરીરનિરોગિતા, ભાષણનો સંયમ તથા સદુપદેશ શ્રવણ આદિ કર્મોના અનુષ્ઠાનનો ઉદ્યોગ કરવો તથા તેમાં આવનારાં વિઘ્નોને દૂર કરવોની પ્રાર્થના સદાએ શિક્ષિત પુરૂષે કરતા રહેવું જોઇએ. મનમાં વારંવાર શુભ સંકલ્પોની આવૃત્તિ કરવાથી મનુષ્ય સદ્ગુણોનું પાત્ર બની જાય છે.

મેધાની કામનાને સારૂ જપના યોગ્ય મંત્રોનું વ્યાખ્યાન કરવામાં આવ્યું, હવે અન્નાદિ શ્રીની સિદ્ધિને સારૂ હવન કરવાના મંત્રોને કહે છે, યથા—

**आवहन्ती वितन्वाना । कुर्वाणाऽचीरमात्मनः । वासा ँ सि मम गावश्च । अन्नपाने च सर्वदा । ततो मे श्रियमावह । लोमशां पशुभिः सह स्वाहा । आमायन्तु ब्रह्मचारिणः स्वाहा । विमायन्तु ब्रह्मचारिणः स्वाहा । प्रमायन्तु ब्रह्मचारिणः स्वाहा । दमायन्तु ब्रह्मचारिणः स्वाहा । शमायन्तु ब्रह्मचारिणः स्वाहा ॥ २ ॥**

ભાવાર્થ—હું ઉપાસકને સારૂ વસ્ત્ર, ગૌ, અન્ન તથા પાન આદિને સદા પ્રાપ્ત કરાવનારી તથા વિસ્તાર કરનારી તથા તેમને ચિરકાળ સુલભ કરતી રહેનારી જે શ્રી છે, તે લોમવતી તથા અન્ય પશુઓ સહિત વિભૂતિને મેધાની ઉત્પત્તિ પછી, હે પ્રભુવરૂપ પરમેશ્વર! મારે સારૂ પ્રાપ્ત કર એજ નિમિત્તથી હું આ આહુતિ આપું છું. બ્રહ્મચારી લોક મારી પાસે રહે—સ્વાહા. બ્રહ્મચારી મારાથી અલગ ન થાય—સ્વાહા. બ્રહ્મચારી યથાર્થ જ્ઞાન મેળવે—સ્વાહા. બ્રહ્મચારી લોક ઇંદ્રિય નિગ્રહ કરે—સ્વાહા. તથા બ્રહ્મચારી લોક મનનો નિગ્રહ કરે—સ્વાહા. અહીં સ્વાહાકાર ચપ્ફ હોમાર્થક મંત્રોનો અંત સૂચિત કરવાને સારૂ છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—અહીં ઓમ્કારની પાસે શ્રીની પ્રાર્થના કરવામાં આવી છે. એ મંત્ર લક્ષ્મીકામી પુરુષને, હોમને સારૂ બતાવવામાં આવેલા છે કે, હે પર તત્ત્વાભિન્ન ઓમ્કાર! મારે સારૂ વસ્ત્ર ગૌ તથા અન્ન-પાન એમને 'आवहन्ती'—લાવનારી, 'वीतन्वाना'—વિસ્તાર કરનારી, 'अचीरम'—શીઘ્રજ. 'आत्मनः' મારે સારૂ 'कवणि'—કરનારી, 'लोमशां'—ઘેટાં બકરાં આદિ ઉનવાળાં સહિત અન્ય પશુઓથી યુક્ત શ્રી ને, બુદ્ધિ પ્રાપ્ત કરાવ્યા પછી તું મારી પાસે લાવ. કારણ બુદ્ધિહીનને સારૂ તો લક્ષ્મી અનર્થનુંજ કારણ થાય છે. સાધકને સારૂ શ્રીપ્રદાનાર્થે આ દ્રવ્યની આહુતિ હો, એ પ્રકારના આશયથી હવન કરવાને યોગ્ય દ્રવ્યના પ્રક્ષેપને સારૂ અહીં 'સ્વાહા' શબ્દનો પ્રયોગ કરવામાં આવેલો છે. આ સમયમાં વિદ્યા સંપ્રદાય પ્રવૃત્તિને સારૂ અર્થાત્ બ્રહ્મ વિદ્યાની પરંપરા જારી રહે તેને સારૂ શિષ્યોનો સંચય કરાવનારા હવનને પ્રતિપાદક મંત્રોને કહે છે—જેવાકે ૧—'आयन्तु' ૨—'विमायन्तु' ૩—'प्रमायन्तु' ૪—'दमायन्तु' ૫—'शमायन्तु' ઈત્યાદિ, બ્રહ્મચારી લોક મારી પાસે આવે, સ્વાહા'—તેથીજ હું આહુતિ આપુ છું. બ્રહ્મચારી મારી પાસેથી અલગ ન થાય, 'स्वाहा'—તેને સારૂ આ આહુતિ આપવામાં આવી છે, બ્રહ્મચારી યથાર્થ જ્ઞાન મેળવે, 'स्वाहा'—તેથી મારૂં આ આહવનીય દ્રવ્ય સમર્પિત છે. બ્રહ્મચારી જીતેન્દ્રિય થાય, 'स्वाहा'—એજ કારણથી હું આહુતિ આપુ છું તથા બ્રહ્મચારી મનને વશ કરે, 'स्वाहा' એજ હેતુથી હું આહુતિ પ્રદાનાર્થે પ્રસ્તુત છું. ૨.

વિશેષ—પ્રકૃત મંત્રમાં શ્રીની કામના કરવામાં આવી છે, સાથેજ એ પણ કહેવામાં આવ્યું છે કે સાધકને બુદ્ધિ પ્રાપ્ત થયા પછીજ લક્ષ્મી પ્રાપ્ત થાઓ. કારણકે બુદ્ધિ વગરનાને લોકમાં શ્રીની પ્રાપ્તિ થઈ શકતી નથી. જો દૈવાત્ પૂર્વકૃત પુન્ય પ્રભાવથી તે મળી પણ જાય તો તેનો શીઘ્રતાથી નાશ થઈ જાય છે. એટલુંજ નહી પણ તે બુદ્ધિહીનના શરીરનો પણ પતો લાગતો નથી. અહીં ગુરૂએ શિષ્યોના સંગ્રહને સારૂ જે આહુતિયો આપેલી છે તેનાથી બ્રહ્મવિદ્યાની પરંપરાને અખંડ રાખવાનો ઉપદેશ મળે છે. ૨.

હવે કીર્તિ પ્રદાન કરનારા બે મંત્રોને કહે છે, યથા—

**यशो जनेऽसानि स्वाहा। श्रेयान् वस्यसोऽसानि स्वाहा।**
**तं त्वा भग प्रविशानि स्वाहा। स मा भग प्रविश स्वाहा।**
**तस्मिन् सहस्रशाखे निभगाहं त्वयि मृजे स्वाहा ॥ ३ ॥**

ભાવાર્થ—હું આ લોકમાં યશસ્વી થાઉં—'સ્વાહા'. હું અતિ ધનવાનોથી પણ ધનવાન થાઉં—'સ્વાહા'. હે ભગવન્ ! આ બ્રહ્મકોશ ભૂત એટલે કે બ્રહ્મના ભંડાર રૂપ તમારામાં હું પ્રવેશ કરૂં—'સ્વાહા'. હે ભગવાન ! તમે મારામાં પ્રવેશ કરો—'સ્વાહા'. તથા હે ભગવન્ ! અનેક ભેદવાળા તમોમાં હું મારાં પાપી ચરણોનું શોધન કરૂં છું અર્થાત્ મારાં પાપોને ધોઉં છું—'સ્વાહા'. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—હે પ્રણવાખ્ય પરમેશ્વર ! એવી કૃપા કરો કે જેનાથી હું સંપૂર્ણ જનતામાં વિદ્યા સંપ્રદાય જનિત કીર્તિવાળો થાઉં. જેટલા ધનવાન છે તેમનાથી પણ વધારે ધનવાન થવાની હું એટલા માટે ઇચ્છા રાખુ છું કે જેથી કરીને અન્ય ધનવાનોને ધનનો સદ્ ઉપયોગ કરવાની શિક્ષા આપી શકુ, તથા *વિદ્વાન બ્રાહ્મણોની અને વિરક્ત મહાત્માઓની વધારેમાં વધારે સેવા કરી શકુ,* તથા ભારતવર્ષની અને તેના નેતાઓની અધિકાધિક સહાયતા કરી શકુ. આ યશસ્વિત્વ તથા શ્રેયસ્ત્વ હેતુના પ્રતિપાદક ત્રણ મંત્રોને કહે છે, યથા—હે ભગવન ! હું આપનામાં પ્રવિષ્ટ થઇને મને એવો સુરક્ષિત રાખવાની પ્રાર્થના કરૂં છું કે જેમ મ્યાનમાં તલવાર સુરક્ષિત રહે છે. હે ભગવન્ ! પ્રણવરૂપ આપ હું ઉપાસકમાં પ્રવેશ કરો, અર્થાત્ આપણે બને મળીને એક થઈ જઇએ. તથા હે ભગવન્ ! અનેક મૂર્તિયોના ભેદથી યુક્ત, સહસ્ર શાખાવાળા પ્રણવરૂપ તમોમાં હું ઉપાસક મારાં પાપોને ધોઇ નાંખુ અર્થાત્ આપના સંપર્કને પ્રાપ્ત કરીને હું સંપૂર્ણ પાપોથી છુટી જાઉં. ૩.

વિશેષ—અહીં ભગ શબ્દ, "ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशसः श्रियः। ज्ञानवैराग्ययोश्चैवषण्णां भग इतीङ्गना।।" આ સ્મરણથી ઐશ્વર્યાદિ છ ગુણોનો વાચક છે. પ્રકૃત મંત્રમાં ઉપાસકે પ્રણવરૂપ બ્રહ્મ પાસે પોતાને વિદ્વાનોમાં તથા ધનવાનોમાં સર્વોચ્ચ થવાની પ્રાર્થના કરી છે. વિદ્યા તથા ધનનો એક જગ્યોએ યોગ થવો કઠણ છે. જે વિદ્વાન હોય અને તેની સાથે ધનવાન પણ હોય એવા મનુષ્ય લોકમાં પોતાનું તો કલ્યાણ સાધે છે જ, પણ તે ઉપરાંત બીજા ઘણા લોકોનો ઉદ્ધાર કરી શકે છે. ૩.

પ્રથમ જે કહેવામાં આવ્યુ છે કે 'ब्रह्मचारिणः प्रमायन्तु' બ્રહ્મચારી લોક મારી પાસે આવે; એ વિષયમાં દ્રષ્ટાંત કહે છે, યથા—

**यथापः प्रवता यन्ति। यथा मासा अहर्जरम्।**
**एवं मां ब्रह्मचारिणः। धातरायन्तु सर्वतः स्वाहा।**
**प्रतिवेशोऽसि प्र मा भाहि प्र मा पद्यस्व ॥ ४ ॥**

**ભાવાર્થ**—જેમ જલ નીચી ભૂમિ તરફ વહે છે, જેમ મહીના વર્ષમાં મળી જાય છે, હે સર્વ વિધાતઃ ! તેમજ બ્રહ્મચારી સર્વ દિશામાંથી આવે છે 'સ્વાહા' શરણાગતોનું આશ્રય સ્થાન છે. તેથી મારા પ્રતિ ભાસમાન થઈ મને પ્રાપ્ત થાઓ. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—હે વિધાતઃ પ્રભુ !. જેમ નીચેની તરફ વહેવાનો જલનો સ્વભાવ છે તથા જેમ નિયતિવશ વૈશાખ આદિ બારે મહીના 'अहर्जरम्' એટલે કે સંવત્સરને પ્રાપ્ત થઈ તેમાં લીન થઈ જાય છે, તેજ પ્રમાણે બ્રહ્મચારિ-ચોની બુદ્ધિ સ્વાભાવિક રીતે એવી થઈ જાય કે તેઓ જ્યાં ત્યાથી આવીને વિદ્યા-ધ્યયન કરવામાં લાગી જાય. અર્થાત્ હે વાતઃ ! હું, આચાર્યની પાસે સર્વ દિશા-ઓમાંથી શિષ્ય આવી જાય. તમે પાપને દૂર કરનાર બનો તેથી હું આચાર્યરૂપે પ્રસિદ્ધ થાઉં એમ કરો. એવો મારા ઊપર અનુગ્રહ થવો જોઈએ. ૪.

**વિશેષ**—આ મંત્રમાં સંવત્સરને સારૂ 'अहर्जर' શબ્દનો પ્રયોગ કરેલો છે, તેનો અભિપ્રાય એ છે કે તે 'अहः'–દિવસનો રૂપ પરિવર્તિત થઈને લોકોને જીર્ણ કરે છે, અથવા તેમા "अहः"–દિવસ જીર્ણ, એટલે કે અંતભૂત થાય છે. એ સંવત્સરમાં જે પ્રમાણે મહીના જાય છે તેજ પ્રમાણે મારી પાસે સર્વ બાજુ એથી બ્રહ્મચારી લોક આવે. શ્રમનિવૃત્તિનું સ્થાન એટલે કે સમીપવર્તી ગૃહને 'પ્રતિવેશ' કહેવામાં આવે છે.

બ્રહ્મવિદ્યાના પ્રકરણમા લક્ષ્મી આદિની કામના કરવાથી જ્ઞાનપ્રકરણનો વિરોધ થાય છે. એ શંકાના ઉત્તરમાં કહે છે કે—જો કે એ કામ્ય તો છે તોપણ તેને પાપનિવૃત્તિ દ્વારા બ્રહ્મવિદ્યામાં ઉપયોગી હોવાથી જ્ઞાનપ્રકરણ સાથે તેનો કોઈ વિરોધ નથી. અભિપ્રાય એ છે કે જ્ઞાનપ્રકરણમાં લક્ષ્મીની કામના કહેલી છે, તે ધનને સારૂ છે. ધન યજ્ઞાદિ કર્મોને સારૂ છે, તથા યજ્ઞાદિ કર્મ સંચિત પાપોના ક્ષયને સારૂ છે. તેમના ક્ષીણ થતાંજ જ્ઞાનનો, બ્રહ્મવિદ્યાનો પ્રકાશ થાય છે. જેમ કે આ સ્મૃતિ કહે છે કે 'ज्ञानमुत्पद्यते पुंसां क्षयात् पापस्य कर्मणः । यथाऽऽदर्शतले प्रख्ये पश्यन्त्यात्मानमात्मनि ॥' અર્થાત્ જે પ્રમાણે દર્પણ સાફ થઈ ગયા પછી તેમા મુખ દેખી શકાય છે તેજ પ્રમાણે શુદ્ધ અંતઃકરણમાં એટલે કે પાપરહિત હૃદયમાં આત્માનો સાક્ષાત્કાર થાય છે. તેથી એમ થયુ કે પાપ કર્મોનો ક્ષય થતાંજ પુરૂષને જ્ઞાન થાય છે ૪.

# અનુવાક પાંચમો

ત્રીજા અનુવાકમાં સંહિતા વિષયક ઉપાસના કહેવામાં આવી છે તથા ચોથા અનુવાકમાં મેધા તથા શ્રીની સિદ્ધિના મંત્ર કહ્યા છે. હવે પાચમા તથા છઠ્ઠા અનુવાકમા પ્રધાનપણે ઉપાસ્યરૂપે કહેવાતા હૃદયાકાશસ્થ બ્રહ્મ છે. તેના અંગભૂત દેવતાઓની ઉપાસના કહેવાને સારૂં આરંભમાં તેમના પ્રતિકરૂપ ત્રણ વ્યાહૃતિયો દેખાડે છે, યથા—

**भूर्भुवः सुवरिति वा एतास्तिस्रो व्याहृतयः। तासामु ह स्मैतां चतुर्थीम्। माहाचमस्यः प्रवेदयते। मह इति। तद्ब्रह्म। स आत्मा। अङ्गान्यन्या देवताः। भूरिति वा अयं लोकः। भुव इत्यन्तरिक्षम्। सुवरित्यसौ लोकः ॥१॥**

ભાવાર્થ—ભૂ: ભુવ, સુવ: એ ત્રણ વ્યાહુતિયો છે તેવી રીતે જે ચોથી વ્યાહૃતિ છે તેને માહાચમસ્ય ઋષિયોએ જાણી છે એ ચોથી વ્યાહૃતિ કઈ છે? એ, 'મહ:' છે. તેજ બ્રહ્મ છે, એજ આત્મા છે. અન્ય દેવતા તેના અવયવ છે. 'ભૂ:' એ વ્યાહુતિ આ દ્રષ્યમાન લોક છે, 'ભુવ' અંતરિક્ષ લોક છે તથા સુવ: એ સ્વર્ગલોક છે ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—ભૂ:, ભુવ, સુવ. એ ત્રણ વ્યાહુતિયોની ચોથી સંખ્યાને પૂર્ણ કરનારી વ્યાહૃતિ જે મહઃ છે તેને મહાચમસ ઋષિના પુત્ર માહાચમસ્ય આચાર્યે જાણી હતી અહીં માહાચમસ્ય શબ્દનું ગ્રહણ ઋષિના અનુ સ્મરણને સારૂ છે ઋષિને યાદ કરવા એ પણ ઉપાસનાનું અંગ મનાય છે. આ ચોથી વ્યાહુતિ બ્રહ્મરૂપજ છે આ જે શરીરમા સ્થિત આત્મા છે તે પણ એજ છે, તથા દેવતા, લોક, વેદ, પ્રાણુ એ મહ' વ્યાહુતિના આત્મારૂપ હિરણ્યગર્ભના, પાદાદિ અવયવ છે, 'ભૂ' એ વ્યહુતિ પ્રસિદ્ધ પ્રત્યક્ષગોચર પૃથ્વી લોક છે. 'ભુવઃ' એ અંતરિક્ષ લોક છે તથા 'સુવ' એ શાસ્ત્રપ્રસિદ્ધ દ્યુલોક છે. ૧.

વિશેષ—પ્રથમ સંહિતા સંબંધી ઉપાસનાનું વર્ણન કરવામાં આવ્યું છે. તે પછી મેધા તથા શ્રીની કામનાવાળા મંત્ર બતાવેલા છે. એ પણ પરંપરાથી જ્ઞાન ઉપયોગને સારૂજ છે, એ કહેવામા આવેલું છે. તે પછી પ્રકૃતમાં એ વ્યાહુતિરૂપ બ્રહ્મની આંતરિક ઉપાસનાનો આરંભ કરવામાં આવે છે, જેનું ફળ સ્વારાજ્ય છે. કારણુ કે જે પુરૂષ કે જાતિને ભૂ, ભુવ, સુવઃ તથા મહ એમની

શક્તિ તથા મહત્વનું જ્ઞાન નથી તેઓ દેશમાં સ્વારાજ્ય ( પોતાનું રાજ્ય ) પ્રાપ્ત કરી શકતા નથી, તથા દૈવાત્ પ્રાપ્ત થએલાની રક્ષા કરી શકવાનો તો સંભવજ નથી. જે લોક, સ્વારાજ્યથી આત્મરાજ્ય, આત્મજ્ઞાનને ગ્રહણ કરે છે, એટલે કે ઉપસ્થિત વેદાંત પ્રકરણાનુરોધથી સ્વારાજ્ય શબ્દનો અર્થ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ આદિ કરે છે, તેમની સાથે હમારો કોઈ મતભેદ નથી. કારણ કે જે આત્મજ્ઞાની છે, તેઓજ નિર્ભય થઇને પોતાના સર્વ વ્યવહાર કરે છે. બસ એજ સ્વારાજ્ય છે. સ્વારાજ્યમાં 'अभयं सत्त्व संशुद्धि' ઇત્યાદિ ગીતોક્ત દૈવી સમ્પત્તિની પ્રાપ્તિ થાય છે.'

'व्याहृयन्ते अनेके अर्थाः याभिः ताः व्याहृतयः महत्यः व्याहृतयः इति महाव्याहृतयः' અર્થાત્ જેના દ્વારા અનેક અર્થ પ્રગટ કરી શકાય છે તેને વ્યાહુતિ કહે છે. જેમ ભૂઃ આદિ શબ્દોના વાચ્ય પૃથ્વી આદિ અર્થો કહેવાથી ભૂ આદિનું વ્યાહુતિ નામ થયુ. કારણ કે લોક વેદમાં તેને અધિક મહત્વ આપવામાં આવ્યુ છે, તે કારણથી ભૂઃ આદિ મહા વ્યાહુતિયો કહેવાય છે. એ વ્યાહુતિ શબ્દનો સાધારણ અર્થ છે. ૧.

**मह इत्यादित्यः । आदित्येन वाव सर्वे लोका महीयन्ते । भूरिति वा अग्निः । भुव इति वायुः । सुवरित्यादित्यः । मह इति चन्द्रमाः । चन्द्रमसा वाव सर्वाणि ज्योतीꣳषि महीयन्ते । भूरिति वा ऋचः । भुव इति सामानि । सुवरिति यजूꣳषि । मह इति ब्रह्म । ब्रह्मणा वाव सर्वे वेदा महीयन्ते ॥२॥**

ભાવાર્થ—મહઃ એ સૂર્ય છે સૂર્યથીજ સંપૂર્ણ લોક પૂજીત અર્થાત વૃદ્ધિને પ્રાપ્ત થાય છે. ભૂઃ એજ અગ્નિ છે. ભુવઃ એ વાયુ છે. સુવઃ એ આદિત્ય છે. મહ એ ચંદ્રમા છે. ચંદ્રમાથીજ સર્વજયોતિયોની વૃદ્ધિ થાય છે. ભૂઃ એજ ઋગ્વેદ છે. સુવઃ યજુર્વેદ છે મહ એ બ્રહ્મ છે, બ્રહ્મથીજ સમસ્ત વેદ વૃદ્ધિને પ્રાપ્ત થાય છે. ૨.

વિ. વિ૦ ભાષ્ય—મહ એ સૂર્યલોક છે, સર્વલોક સૂર્યથીજ પ્રકાશિત થઈ વૃદ્ધિને પ્રાપ્ત થાય છે, કારણ કે સૂર્યના પ્રકાશથીજ પૃથ્વી લોક, અંતરિક્ષ લોક તથા સ્વર્ગલોકમાં પ્રકાશ ફેલાય છે જેનાથી પ્રાણિયોને વ્યવહાર કરવાની ક્ષમતા પ્રાપ્ત થાય છે, તેનાથી જેના તેના કાર્યો વૃદ્ધિ પ્રાપ્ત કરે છે, તેથીજ મહઃ વ્યાહુતિને આદિત્યરૂપા કહેલી છે. પ્રકૃતમાં પૂર્વોક્ત ચારે વ્યાહુતિયોમાં

ક્રમશઃ લોક, દેવ, વેદ તથા પ્રાણ એ દ્રષ્ટિઓનું વિધાન કરવામાં આવેલું છે. તેમાં લોકદ્રષ્ટિ કહેવાઈ ગઈ, હવે દેવદ્રષ્ટિનું વિધાન કરવામાં આવે છે—ભૂઃ એ વ્યાહૃતિ અગ્નિ દેવતા છે. ભુવઃ એ વ્યાહૃતિ અંતરિક્ષમાં સ્થિત વાયુ દેવતા છે. સુવઃ એ વ્યાહૃતિ સર્વલોક પ્રકાશક સૂર્ય દેવતા છે, મહઃ એ ચંદ્ર દેવતા છે. ચંદ્રમાથી અગ્નિ વાયુ તથા આદિત્ય દેવતારૂપ જ્યોતિઓ વૃદ્ધિને પ્રાપ્ત થાય છે.

હવે એ વ્યાહૃતિઓમાં વેદદ્રષ્ટિનું વિધાન કરે છે—ભૂઃ એ વ્યાહૃતિ પાદબદ્ધ મંત્ર રૂપ ઋગ્વેદ છે. ભુવઃ એ વ્યાહૃતિ ગીતિ સહિત ઋચારૂપ સામવેદ છે. સુવઃ એ વ્યાહૃતિ અનિયત છંદાત્મક મંત્ર રૂપ યજુર્વેદ છે. મહઃ એ વ્યાહૃતિ બ્રહ્મ અર્થાત્ પ્રણવ છે. પ્રણવથીજ વેદ, વૃદ્ધિને એટલા માટે પ્રાપ્ત થાય છે કે, પ્રણવોચ્ચારણપૂર્વક જે અધ્યયન છે, તે તેને આધીન છે. ૨.

વિશેષ—પ્રકૃતમાં 'મહઃ વ્યાહૃતિ બ્રહ્મ છે' એમ કહેલું છે. અહીં બ્રહ્મ એટલે ઓમકાર લેવો જોઈએ, કારણ કે "ભૂરિતિવા ઋચઃ" અહીં ઋક, સામ આદિ વેદના અવયવભૂત શબ્દોના સંનિધાનથી પ્રણવરૂપ શબ્દ બ્રહ્મનું ગ્રહણ કરવું એજ ઉચિત છે. બીજી વાત એ પણ છે કે મહઃ એ ચોથી વ્યાહૃતિમાં સર્વથી પહેલું મુખ્ય બ્રહ્મદ્રષ્ટિ કરવાનું કહેવામાં આવેલું છે. ફરીથી અહીં પણ મહઃ વ્યાહૃતિમાં બ્રહ્મદ્રષ્ટિ કહેવાથી પુનરૂક્તિ દોષ આવી જાય તેથી અહીં મહઃ વ્યાહૃતિનો જે બ્રહ્મ અર્થ કહેવામાં આવ્યો છે, તેનું તાત્પર્ય પ્રણવમાં છે.

હવે એ વ્યાહૃતિઓમાં પ્રાણાદિ દ્રષ્ટિનું વિધાન કરે છે, યથા—

**भूरिति वै प्राणः । भुव इत्यपानः । सुवरिति व्यानः । मह इत्यन्नम् । अन्नेन वाव सर्वे प्राणा महीयन्ते । ता वा एताश्चतस्रश्चतुर्धा । चतस्रश्चतस्रो व्याहृतयः । ता यो वेद । स वेद ब्रह्म । सर्वेऽस्मै देवा बलिमावहन्ति ॥ ३ ॥**

ભાવાર્થ—ભૂઃ એજ પ્રાણ છે. ભુવઃ અપાન છે. સુવઃ વ્યાન છે. તથા મહઃ અન્ન છે. અન્નથીજ સર્વ પ્રાણ વૃદ્ધિને પામે છે. આ પ્રમાણે ભૂઃ, ભુવઃ, સુવઃ તથા મહઃ એ ચારે વ્યાહૃતિઓ છે, તેમાંની પ્રત્યેક ચાર ચાર પ્રકારની છે. જે તેમને જાણે છે તે બ્રહ્મને જાણે છે તેને સમગ્ર દેવતાલોક બલિ અર્પણ કરે છે.

વિ૦ (વ૦ ભાષ્ય—ભૂઃ એ વ્યાહૃતિ મુખ નાસિકા વાક્ગમનશીલ વાયુ રૂપ પ્રાણ છે. ભુવઃ એ વ્યાહૃતિ અવાક્ ગમનવાન્ (નીચેની બાજુએ જનારો) વાયુરૂપ અપાન છે. સુવઃ એ વ્યાહૃતિ 'નાનાવિધ ગતિશીલવાયુ' રૂપ

વ્યાન છે. તથા મહઃ એ વ્યાહૃતિ વ્રીહિ જવ આદિ રૂપ અન્ન છે. ખાધેલા અન્નથીજ પ્રાણ, અપાન, વ્યાન રૂપ સર્વે પ્રાણ તૃપ્ત થાય છે એટલે કે વધે છે. હવે જે વ્યાહૃતિયોમાં લોક, દેવ, વેદ તથા પ્રાણોની દ્રષ્ટિ કહેવામાં આવેલી છે તેનો ઉપસંહાર કરે છે. જેમ કે—

ભૂઃ ભુવઃ, સુવઃ તથા મહઃ એ ચારે વ્યાહૃતિયોના ચારે ભેદોને જે જાણે છે તે બ્રહ્મને જાણે છે. એટલેકે તેના દ્વારા તે વખતે પોડશ કળાવાળો પુરૂષ ઉપાસિત થઈ જાય છે તથા તેને બ્રહ્મભાવરૂપ સાયુજ્યની પ્રાપ્તિ થતાં સર્વ દેવતાઓ અંશરૂપ થઈને ભેટ અર્પણ કરે છે. ૩.

વિશેષ—જોકે વ્યાહૃતિ સાત છે તો પણ ચારને પ્રધાન માનવામાં આવી છે. આ પંચમ અનુવાકમાં ચારનીજ વ્યાખ્યા કરવામાં આવી છે. વળી એમ પણ વાત છે કે એકના અધિકારમાં ચાર ખાતજ મુખ્ય હોય છે, જેમ ચારવેદ, ચાર ઉપવેદ, ચાર વર્ણ, ચાર આશ્રમ, ચારયુગ, ચાર દિશા, ચાર ઉપદિશા, ચાર અવસ્થા, મનુષ્યના ચાર વર્ણ તથા મુદ્રાના ચારખંડ આદિ. અહીં ચાર વ્યાહૃતિયોમાંથી એક એકના ચાર ચાર પૃથ્વી આદિ પદ વાચ્ય વસ્તુઓની સાથે સમન્વય દેખાડેલો છે. એમ હોવાથી વ્યાહૃતિયોના સોળ ભેદ થઈ જાય છે. પૃથ્વી, અગ્નિ ઋક્, પ્રાણ એ ચારની સાથે ભૂઃ નો; અંતરિક્ષ, વાયુ, યજુઃ અપાન, તેમના સાથે ભુવઃ નો; અસૌ ( દ્યુલોક ), આદિત્ય, સોમ, વ્યાન, તેમની સાથે સુવઃ નો; તથા આદિત્ય, ચંદ્રમા, બ્રહ્મ તથા અન્ન, તેમની સાથે મહઃ એ ચોથી વ્યાહૃતિનો સંબંધ છે. મનુષ્યે શિક્ષા પ્રાપ્ત કરતી વખતે વ્યાહૃતિયોના અર્થ સારી રીતે જાણી લેવા જોઈએ. ૩.

## અનુવાક છઠ્ઠો.

પાંચમાં અનુવાકમાં અંગની ઉપાસના કહેવામાં આવેલી છે પરંતુ છઠ્ઠામાં અંગીની એટલે કે બ્રહ્મની ઉપાસના કહેવામાં આવે છે, તેમાં પહેલા ઉપાસ્ય બ્રહ્મના સ્વરૂપને કહે છે, યથા—

**स य एषोऽन्तर्हृदय आकाशः। तस्मिन्नयं पुरुषो मनोमयः। अमृतो हिरण्मयः। अन्तरेण तालुके। य एष स्तन इवावलम्बते। सेन्द्रयोनिः। यत्रासौ केशान्तो विवर्तते व्यपोह्य शीर्षकपाले। भूरित्यग्नौ प्रतितिष्ठति। भुव इति वायौ॥ १॥**

ભાવાર્થ—જે આ હૃદયની મધ્યમાં વર્તમાન આકાશ છે તેમાં, આ મનોમય અમૃત સ્વરૂપ હિરણ્યમય પુરૂષ રહે છે. બંને તાળુઓની વચમાં જે એ થન જેવું ( જીભી ) લટકે છે, તેમાં થઇને સુષુમ્ના નાડી કે જ્યાં કેશના મૂળભાગ વિભક્ત થઇને રહે છે. અર્થાત્ જે બ્રહ્મરંધ્ર છે, તે મૂર્ધા પ્રદેશમાં મસ્તકના કપાટને વિદીર્ણ કરીને નિકળી છે. એ નાડી બ્રહ્મની પ્રાપ્તિનો માર્ગ છે. એવી ઉપાસના કરનારો પુરૂષ મરણ સમયે મૂર્ધાનું ભેદન કરીને ભૂઃ એ વ્યાહૃતિ રૂપ અગ્નિમાં સ્થિત થાય છે. અર્થાત્ ઉક્ત વ્યાહૃતિનું ચિંતન કરવાથી ઉપાસક અગ્નિના સમાન તેજસ્વી તથા વ્યાપક થઈ જાય છે. એજ પ્રમાણે ભુવઃ વ્યાહૃતિનું ધ્યાન કરવાથી વાયુમાં સ્થિતિ પ્રાપ્ત કરે છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—પ્રાણનો આશ્રય, અનેક નાડી રૂપ છિદ્ર યુક્ત, ઉંચે નાળ તથા નીચે મુખવાળા, કમળના આકારના માંસના પિંડને હૃદય કહે છે. તેની અંદરના આકાશમાં, જેનાથી મનન કરી શકાય છે, એ મનનો અભિમાની મરણધર્મરહિત પ્રકાશમય પુરૂષ રહે છે હૃદયથી ઉપરની બાજુએ જનારી સુષુમ્ના નાડી, તાળુની વચમાં સ્તન સમાન લટકતા માંસના ટુકડાની વચમાં થઇને ગઇ છે જ્યાં કેશનાં મૂળ વિભક્ત થઇને રહે છે ત્યાં મસ્તકના કપાટોને ભેદીને તે નિકળે છે સુષુમ્ના નાડી ઇંદ્રયોનિ, એટલેકે બ્રહ્મના સ્વરૂપને, પામવાનો ઉપાય છે. આ પ્રકારની ઉપાસના કરનારા પુરૂષ દેહાંત સમયે ભૂઃ વ્યાહૃતિનું ચિંતન કરતો અગ્નિ રૂપ થઇને આ લોકને વ્યાપ્ત કરે છે. એજ પ્રમાણે ભુવ: વ્યાહૃતિનું ધ્યાન કરવાથી વાયુમાં સ્થિત થઇને મહતપદને પ્રાપ્ત થાય છે. ૧.

વિશેષ—ભૂઃ, ભુવઃ, સુવઃ એ અન્ય દેવતા, 'મહઃ' વ્યાહૃતિરૂપ હિરણ્યગર્ભ નામક બ્રહ્મના અંગ છે. જેના તેઓ અંગભુત છે તે બ્રહ્મની સાક્ષાત્ ઉપલબ્ધિ તથા ઉપાસનાને સારૂ, પ્રકૃતમાં હૃદયાકાશ સ્થાન બતાવવામાં આવ્યુ છે કે જેમ વિષ્ણુને સારૂ શાલગ્રામ ( શિલા ) છે. તેમાં ઉપાસના કરવામાં આવે તોજ મનોમયત્વાદિ ધર્મવિશિષ્ટ બ્રહ્મ, હથેળી ઉપર મુકેલા આમળાના સમાન સાક્ષાત્ ઉપલબ્ધ થાય છે. આના સિવાય સર્વાત્મભાવની પ્રાપ્તિને સારૂ માર્ગ પણ બતાવવાનો છે, તેને સારૂ આ અનુવાકનો આરંભ કરવામાં આવ્યો છે. આ સ્થૂળ શરીરની અંદર હૃદયનું પરિમાણ અંગુષ્ઠમાત્ર છે, તેની અંદર ઉપાધિનો પરિચ્છેદ કરીને આકાશ પણ અંગુષ્ઠ પરિમાણ વાયુજ છે. એ આકાશની અંદર જે આત્મા છે, તે ઘટાકાશની પેઠે ઉપાધિયુક્ત થઇને પણ એ અંગુષ્ઠ

પરિમાણુવાળોજ કહેવાય છે. આત્મા આકાશના જેવો વ્યાપક છે. તે હૃદયાકાશની પેઠે હૃદયમાં સ્થિત છે તોપણ હૃદયજ તેની ઉપલબ્ધિનું સ્થાન છે. મનનો નિરોધ કરવાથીજ એનો સાક્ષાત્કાર થાય છે. ૧.

**सुवरित्यादित्ये मह इति ब्रह्मणि । आप्नोति स्वाराज्यम् । आप्नोति मनसस्पतिम् । वाक्पतिश्चक्षुष्पतिः । श्रोत्रपतिर्विज्ञानपतिः । एतत्ततो भवति । आकाशशरीरं ब्रह्म । सत्यात्म प्राणारामं मनआनन्दम् । शान्तिसमृद्धममृतम् । इति प्राचीनयोग्योपास्स्व ॥ २ ॥**

ભાવાર્થ—સુવઃ વ્યાહૃતિનું ધ્યાન કરવાથી આદિત્યમાં તથા મહાવ્યાહૃતિની ઉપાસના કરવાથી બ્રહ્મમાં સ્થિતિ થઈ જાય છે. ઉપાસક એ રીતે સ્વારાજ્યને પ્રાપ્ત કરી લે છે તથા સંપૂર્ણ પ્રાણિયોના મનનો પણ અધિપતિ થઈ જાય છે. તથા એ વાણીનો પતિ, નેત્રનો પતિ, શ્રોત્રનો પતિ તથા વિજ્ઞાનનો પતિ થઈ જાય છે. એટલુંજ નહીં, બલ્કે તેનાથી પણ અધિક થઈ જાય છે. એ ઉપાસક આકાશ શરીર, મન આનંદ, શાંતિસંપન્ન તથા અમૃતસ્વરૂપ બ્રહ્મ થઈ જાય છે. હે પ્રાચીન યોગ્ય શિષ્ય ! તું આ પ્રકારે એ બ્રહ્મની ઉપાસના કર. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—ઉપાસક, સુવઃ ઇત્યાકારક ત્રીજી વ્યાહૃતિરૂપ આદિત્યમાં તથા મહઃ એ અંગીભૂત ચતુર્થ વ્યાહૃતિરૂપ બ્રહ્મમાં, આત્મભાવથી સ્થિત થઈ જાય છે. તે પછી સ્વારાજ્યને પ્રાપ્ત થઈ જાય છે, અર્થાત્ અંગભૂત ભૂઃ આદિનો સ્વયં અધિપતિ થઈ જાય છે. તેનાથી સર્વ પ્રાણિયોને મનનું આધિપત્ય પ્રાપ્ત થાય છે, કારણ કે સર્વાત્મક બ્રહ્મરૂપ વિદ્વાન સર્વ જીવાત્મ ભાવવાળો થઈ જવાથી સર્વ જીવોના મનનો અધિપતિ થઈ જાય છે. એજ પ્રમાણે વાણિનો પતિ, ચક્ષુ ઇંદ્રિયોનો પતિ, શ્રોત્રેન્દ્રિયના અધિપતિ તથા સંપૂર્ણ પ્રાણિયોની બુદ્ધિનો પણ અધિપતિ એટલે કે પ્રેરક થઈ જાય છે જ્યારે ઉપાસક સમષ્ટિરૂપ વિરાટ ભાવને પ્રાપ્ત કરી લે છે ત્યારે તેના પછી તેને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે, પછી તે બ્રહ્મરૂપ બની જાય છે. વળી એ 'તતઃ', સમષ્ટિ રૂપ વિરાટ ભાવની પ્રાપ્તિ પછી 'एतद् भवति' વક્ષ્યમાણ સ્વોપાસ્ય સ્વરૂપ બ્રહ્મ થઈ જાય છે. ઠીક, તો એ કહો કે બ્રહ્મ કેવું છે ? તેનો

ઉત્તર એ છે કે 'आकाश शरीरम्', આકાશના જેવું મૂર્તિરહિત છે. એટલે કે, સ્વપ્રકાશ સ્વરૂપ છે, 'सत्यात्म'—સદ્રૂપ છે. અર્થાત્ બાધરહિત છે, એટલે કે સર્વજગત્ કલ્પનાનું અધિષ્ઠાન છે. 'प्राणारामम्'—એ વાગાદિ ઇંદ્રિયોનું ઉત્પત્તિ સ્થાન છે અથવા પ્રાણોમાં વાગાદિ ઇંદ્રિયોના વિષયમાં રમણ કરનારૂં છે, 'मनआनन्दम्'—મનને આનંદ આપનારૂં છે, શાંતસ્વરૂપ તથા મરણ ધર્મથી રહિત છે. આ પ્રમાણે બ્રહ્મના સ્વરૂપને કહીને તેની ઉપાસનાનું વિધાન કરે છે કે—હે પ્રાચીનયોગ્ય! તમે એ બ્રહ્મની ઉપાસના કરવાના યત્નમાં લાગી જાઓ. ૨.

વિશેષ—પ્રકૃત મંત્રમાં પ્રાચીન યોગ્ય પદ આવે છે, અહીં કહેવામાં આવ્યું છે કે મનોમયત્વ આદિ ધર્મોથી વિશિષ્ટ ઉપર્યુક્ત બ્રહ્મની, હે પ્રાચીન યોગ્ય! તું ઉપાસના કર. એ આચાર્યની ઉપાસનાના આદરને સારૂ છે. પ્રાચીન યોગ્ય નામનો કોઈ શિષ્ય થઈ ગયો છે, અથવા પ્રાચીનયોગ્ય શબ્દથી અહીં કોઇએ જીવને પણ ગ્રહણ કર્યો છે. જેમ પ્રાચીન નામ, પૂર્વ-કાંડોક્ત કર્મ, તેનાથી જે યોગ્ય હોય, અર્થાત ક્ષીણપાપ જીવના પ્રતિ સંબોધન કરીને આ ઉપદેશ આપવામાં આવેલો છે. આ વ્યાહૃતિયોની ઉપાસનામાં પહેલી વ્યાહૃતિ પગ છે, બીજી હાથ છે, ત્રીજી માથુ છે તથા ચોથી હિરણ્યગર્ભ બ્રહ્મનો મધ્ય ભાગ આત્મા છે. મહાત્મા લોક કહે છે કે એવી કલ્પના કરવી જોઇએ.



## અનુવાક સાતમો

પ્રથમ અતીન્દ્રિય મનોમયત્વાદિ ગુણવિશિષ્ટ બ્રહ્મની ઉપાસના કહેલી છે, તે પાછી ભૂઃ ઇત્યાદિ વ્યાહૃતિરૂપ હિરણ્યગર્ભ નામક ઉપાસ્ય બ્રહ્મનું વર્ણન કરવામાં આવ્યું છે. હવે આ સાતમાં અનુવાકમાં મંદ અધિકારિયોને સારૂ સ્થૂળ પૃથ્વી આદિના પંચાત્મક સ્વરૂપે કરીને ઉપાસનાનું વિધાન કરે છે, યથા—

**पृथिव्यन्तरिक्षं द्यौर्दिशोऽवान्तरदिशः । अग्निर्वायुरादित्यश्चन्द्रमा नक्षत्राणि । आप ओषधयो वनस्पतय आकाश आत्मा । इत्यधिभूतम् । अथाध्यात्मम् । प्राणो व्यानोऽपान उदानः समानः । चक्षुः श्रोत्रं मनो वाक् त्वक् । चर्म माँसं स्नावास्थि मज्जा । एतदधिविधाय**

ऋषिरवोचत् । पाङ्क्तं वा इद ँ सर्वम् । पाङ्क्तेनैव पाङ्क्त ँ स्पृणोतीति ॥ १ ॥

**ભાવાર્થ**—પૃથ્વી, અંતરિક્ષ, દ્યુલોક, દિશાઓ, અવાંતર ઉપદિશાઓ એ પાંચ લોક પંચક છે. અગ્નિ, વાયુ, સૂર્ય, ચંદ્રમા તથા નક્ષત્ર એ પાંચદેવ પંચક છે. જળ, ઔષધિ, વનસ્પતિ, આકાશ તથા આત્મા એ પાંચ વિરાટ્રૂપ ભૂત પંચક છે. એ પ્રમાણે ત્રણે અધિભૂત પંચક છે. તે પછી ત્રણ અધ્યાત્મ પંચક બતાવે છે—પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન તથા સમાન એ પાંચ વાયુપંચક છે, ચક્ષુ, શ્રોત્ર, મન, વાક્ તથા ત્વચા એ ઇંદ્રિય પંચક છે. ચર્મ, માંસ, નાડી, અસ્થિ તથા મજ્જા એ ધાતુપંચક છે. તેમની કલ્પના કરીને ઋષિ કહે છે—નિશ્ચય એ સર્વ પાંક્ત સંખ્યાવાળા છે. આ આધ્યાત્મિક પંચકથીજ ઉપાસક બાહ્ય પંચકને પૂર્ણ કરે છે. ૧.

**વિ૦ વિ૦ભાષ્ય**—અહીં પાંચરૂપથી જે બ્રહ્મની ઉપાસના કહેલી છે તેનું વર્ણન કરે છે—(૧) પૃથ્વી, અંતરિક્ષ, સ્વર્ગલોક, પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ રૂપ ચારે દિશાઓ તથા, ઈશાન અગ્નિ, નૈરૃત્ય, વાયવ્ય રૂપ ચાર અવાંતર દિશા, એ સર્વ મળીને લોકપંચક છે. (૨) અગ્નિ, વાયુ, સૂર્ય, ચંદ્રમા તથા નક્ષત્ર, એ દેવતાપંચક છે. (૩) જળ, વ્રીહિ જવ આદિ અન્ન ઔષધિ, વૃક્ષાદિ વનસ્પતિ, આકાશ, તથા વિરાટ આત્મા એટલે કે જગદાત્મા વિરાટ, એ અધિભૂતપંચક છે. (૧) હૃદયમાં સ્થિત રહેનારો પ્રાણ, ગુદાસ્થાનીય અપાન, નાભિસ્થ સમાન, કંઠસ્થ ઉદાન તથા સમગ્ર શરીરમાં રહેનારો વ્યાન, એ વાયુ પંચક છે. (૨) ચક્ષુ, શ્રોત્ર, મન, વાણી તથા ત્વચા, એ ઇંદ્રિયપંચક છે. (૩) ચર્મ, માંસ, નાડી, અસ્તિ તથા મજ્જા, એ ધાતુપંચક છે. આ છએ પંચકોમાં પહેલાં ત્રણ અધિભૂતપંચક છે તથા બીજાં ત્રણ અધ્યાત્મપંચક છે, એટલે કે દેહાદિ સંઘાતનો અધિકાર કરીને વર્તમાન છે. ઉક્ત પૃથ્વી આદિ પંચકોના ષટ્કની કલ્પના કરીને ઋષિ—અતિન્દ્રિય વેદાર્થના દ્રષ્ટા કોઈ મુનિ એમ કહે છે કે નિશ્ચય કરીને આ પૃથ્વી આદિ પંચક-ષટ્કને ઉપલક્ષિત કરીને સંપૂર્ણ જગત પંચક છે એટલે કે પંક્તિ છંદ સંબદ્ધ છે. અર્થાત્ આ અધિભૂત તથા અધ્યાત્મને લઈને આ સંપૂર્ણ જગત પંચાત્મક કહેવાય છે. આ પ્રમાણે પૃથ્વી આદિકોમાં સાધક પંચકોપાસનાથી એટલે કે પંચાત્મક વિશિષ્ટ બ્રહ્મની ઉપાસના કરવાથી વિરાટના અભિમાની પ્રજાપતિ પ્રાપ્ત થઈ જાય છે. ૧.

વિશેષ—આ જે વ્યાહૃતિરૂપ ઉપાસ્ય બ્રહ્મ બતાવવામાં આવ્યું છે, પ્રકૃતમાં પૃથ્વી આદિ પંચકરૂપે તેની ઉપાસનાનું વર્ણન કરવામાં આવેલું છે. અહીં પાઙ્ક્ત (પંચક) શબ્દનો અર્થ શો છે ? તેના સંબંધમાં કહે છે કે—પૃથ્વી આદિ પાચ પાંચ સંખ્યાવાળા પદાર્થ છે તથા પઙ્ક્તિ છંદ પણ પાંચ પદોવાળો હોય છે. તેથી પાંચ સંખ્યાનો યોગ હોવાથી એ પૃથ્વી આદિથી પણ પંઙ્ક્તિ છંદ સંપન્ન છે તેથી એ સર્વનું પાઙ્ક્તત્વ છે. અર્થાત પાઙ્ક્ત એટલે કે પંચક એ અર્થ થયો. અહીં આધ્યાત્મિક પાંક્ત સાથે પણ સંખ્યામાં સમાનતા હોવાથી ઉપાસક બાહ્ય પાંક્તની પૂર્તિ કરે છે. અર્થાત તેની સાથે એક રૂપથી ઉપલબ્ધ થાય છે. આ પ્રમાણે એ સર્વ પાંક્ત છે, જે પુરૂષ એવું જાણે છે, તે પ્રજાપતિ રૂપજ થઈ જાય છે એ તાત્પર્ય છે. અહીં ઋષિ શબ્દથી ઉક્ત દ્રષ્ટિસંપન્ન કોઈ મુનિનું ગ્રહણ કરવું, અથવા 'વેદ' એ અર્થ જાણવો જોઈએ.

## અનુવાક આઠમો

પ્રથમ છઠ્ઠા અનુવાકમાં કિંચિત સૂક્ષ્મદર્શી મધ્યમાધિકારીને સારૂ, મન આદિ ઉપાધિયુક્ત બ્રહ્મની ઉપાસના કહેલી છે. તથા સાતમાં અનુવાકમાં સ્થૂળ દર્શી મંદ અધિકારી પ્રતિ પૃથ્વી આદિ ઔપાધિક ઉપાસનાને કહેલી છે. હવે ઉત્તમાધિકારીને સારૂ સર્વ ઉપાસનાઓના તથા સર્વ કર્મોના અંગભૂત ઓમ્કારમાં બ્રહ્મદ્રષ્ટિનું વિધાન કરે છે, યથા—

**ओमिति ब्रह्म । ओमितीद ँ सर्वम् । ओमित्येतद-नुकृतिर्ह स्म वा अप्यो श्रावयेत्याश्रावयन्ति । ओमिति सामानि गायन्ति । ओ ँ शोमिति शस्त्राणि श ँसन्ति । ओमित्यध्वर्युः प्रतिगरं प्रतिगृणाति । ओमिति ब्रह्मा प्रसौति । ओमित्यग्निहोत्रमनुजानाति । ओमिति ब्राह्मणः प्रवक्ष्यन्नाह ब्रह्मोपाप्नवानीति । ब्रह्मैवोपाप्नोति ॥ १ ॥**

ભાવાર્થ—ઓમ્ એ શબ્દ બ્રહ્મ છે, ઓમ્ એ સર્વરૂપ છે, ઓમ્ એ અનુકૃતિ છે, અનુકરણ છે એટલે કે સંમતિસૂચક સંકેત છે, લોકમાં એવી પ્રસિદ્ધિ છે 'ઓશ્રાવય' એ પ્રકારે પ્રેરણાપૂર્વક યાજ્ઞિક, લોક પ્રતિશ્રવણ કરાવે છે. 'ઓમ્' એવું કહીને સામગાન કરનારા સામગાન કરે છે. 'ઓમ્ શોમ્' એવું

ઉચ્ચારણ કરીને શાસ્ત્રોનો પાઠ કરે છે, અર્થાત્ ગીતિરહિત ઋચાઓને વાંચે છે. તથા અધ્વર્યુ પ્રતિ–યજુ વિશેષને માટે 'ઓમ્' એવું ઉચ્ચારણ કરે છે. બ્રહ્મા 'ઓમ્' એવું કહીને અનુજ્ઞા આપે છે, અર્થાત્ પ્રેરણાપૂર્વક આ શ્રવણ કરે છે, એ 'ઓમ્' કહીને અગ્નિહોત્રને સારૂ આજ્ઞા આપે છે, વેદાધ્યયન કરવાની ઇચ્છાવાળા બ્રાહ્મણ 'ઓમ્' એવું ઉચ્ચારણ કરીને 'હું બ્રહ્મને પ્રાપ્ત થઈ જાઉં' અર્થાત હું વેદ અથવા પરબ્રહ્મને પ્રાપ્ત કરૂં, એવો સંકલ્પ કરવાથી તે ઓમ્કાર દ્વારા બ્રહ્મનેજ પ્રાપ્ત કરી લે છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—ઓમ્ એ બ્રહ્મ છે, અર્થથી અભિન્ન વાણીમાત્રમાં વ્યાપક ઓંકાર સંપૂર્ણ જગતરૂપ છે. ઓમ્ એ અનુકરણ છે અર્થાત્ 'એ કામ કરો' એવું કહેવાથી અન્ય પુરૂષ 'ઓમ્' કહીને તેની આજ્ઞાનું પાલન કરે છે. 'ઓમ્' એવું કહીને ઋત્વિક્ દેવતાઓના મંત્ર સંભળાવે છે. સામવેદના ગાયક ઓમ્નું ઉચ્ચારણ કરીનેજ સામગાન કરે છે. 'ઓમ્ શોમ્' એવું ઉચ્ચારણ કરીને ગીતિરહિત ઋચાઓનું ઉચ્ચારણ કરે છે. યજુર્વેદીય ઋત્વિક્ અધ્વર્યુ ઓમ્ એવું કહીનેજ બ્રહ્મ પ્રેરણા કરે છે, યજમાન ઓમ્ એવું ઉચ્ચારણ કરીનેજ અગ્નિહોત્ર કરવાની આજ્ઞા આપે છે. 'હું બ્રહ્મરૂપ વેદને પામું' એવો મનમાં વિચાર કરીને બ્રાહ્મણ અધ્યયન નિમિત્ત મંત્રનું ઉચ્ચારણ કરતા પહેલાં ઓંકારનું ઉચ્ચારણ કરે છે, એમ કરવાથી તે વેદવેત્તા થઈ જાય છે. એ કારણથી ઓંકારને બ્રહ્મરૂપ માનીને ઉપાસના કરવી જોઇએ. ૧.

વિશેષ—પ્રકૃત મંત્રમાં 'હ' 'સ્મ' તથા 'વૈ' એ નિપાત પ્રસિદ્ધિના સૂચક છે, તથા 'અપિ' શબ્દ વક્ષ્યમાણ ઉદાહરણોના સમુચ્ચયને સારૂ છે. પ્રત્યેક શુભકર્મના આરંભમાં ઓંકારનું ઉચ્ચારણ કરવું જોઇએ. કોઈ મહાત્મા એમ પણ કહે છે કે આ મંત્રના અંતમાં ''ओं दश' એ અધિક પાઠ છે, તેને લઇને આ મંત્રમાં દશ ઓંકારોનું વર્ણન કરેલું છે. જો કે સંપૂર્ણ જગતમાં ઓંકાર જ વ્યાપી રહેલો છે, તોપણ મુખ્યતઃ અહીં દશ સુધીનીજ તેની સંખ્યા માનેલી છે. આ અનુવાકમાં બે વાતોનું મુખ્યતયા વર્ણન છે, એકતો ઓમ્ શબ્દ દ્વારા પરમેશ્વરની ઉપાસના કરવી જોઇએ તથા બીજી વાત સર્વ કર્મોનો આરંભ ઓમ્ શબ્દનું ઉચ્ચારણ કરીને કરવો જોઇએ. ૧.

———

## અનુવાક નવમો

"વિજ્ઞાનથી એવું જ સ્વારાજ્ય પ્રાપ્ત થાય છે" એવું છઠ્ઠા અનુવાકમાં કહેલું હોવાથી 'શ્રૌત તથા સ્માર્ત કર્મ વ્યર્થ છે' એવી શંકા થાય છે. એ શંકાની નિવૃત્તિને અર્થે પુરૂષાર્થ પ્રતિ કર્મોનું સાધનત્વ પ્રદર્શિત કરવાને સારૂ તેમનો ઉલ્લેખ કરવામાં આવે છે—

**ऋतं च स्वाध्यायप्रवचने च । सत्यं च स्वाध्यायप्रवचने च । तपश्च स्वाध्यायप्रवचने च । दमश्च स्वाध्यायप्रवचने च । शमश्च स्वाध्यायप्रवचने च । अग्नयश्च स्वाध्यायप्रवचने च । अग्निहोत्रं च स्वाध्यायप्रवचने च । अतिथयश्च स्वाध्यायप्रवचने च । मानुषं च स्वाध्यायप्रवचने च । प्रजा च स्वाध्यायप्रवचने च । प्रजनश्च स्वाध्यायप्रवचने च । प्रजातिश्च स्वाध्यायप्रवचने च । सत्यमिति सत्यवचा राथीतरः । तप इति तपोनित्यः पौरुशिष्टिः । स्वाध्यायप्रवचने एवेति नाको मौद्गल्यः । तद्धि तपस्तद्धि तपः ॥१॥**

ભાવાર્થ—ઋત-મનથી યથાર્થ વિચાર કરવો તથા વેદનું અધ્યયન કરવું તથા કરાવવું પણ જોઇએ. સત્ય—વાણીથી યથાર્થ ભાષણ કરવું તથા ભણવું અને ભણાવતા પણ રહેવું જોઇએ. તપશ્ચર્યા તથા અધ્યયન અધ્યાપન પણ, દમન કરવું તથા વેદ ભણવો ભણાવવો પણ, મનમાં શાંતિ કરવી તથા અધ્યયન અધ્યાપન પણ, અગ્ન્યાધ્યાન કરવું તથા ભણવું ભણાવવું પણ, અગ્નિહોત્ર કરવો તથા સ્વાધ્યાય પ્રવચન પણ, અતિથિ સત્કાર કરવો તથા અધ્યયન અધ્યાપન પણ, લૌકિક વ્યવહાર કરવો તથા ભણવું ભણાવવું પણ; પ્રજાને સારૂ યત્ન કરવો તથા ભણવું ભણાવવું પણ, ગર્ભાધાન કરવું તથા ભણવું ભણાવવું પણ, તથા પુત્રાદિના વિવાહ તથા સ્વાધ્યાય પ્રવચન પણ કરતા રહેવું જોઇએ. રથીતરનો પુત્ર સત્યવચા એવું માને છે કે સત્યજ અનુષ્ઠાન કરવા યોગ્ય છે, પુરૂશિષ્ટ ગોત્રીય તપોનિત્ય ઋષિ કેવળ તપસ્યા કરવાનુંજ માને છે તથા મુદ્ગલના પુત્ર નાક ઋષિના મતમાં કેવળ વેદનું અધ્યયન તથા અધ્યાપન કરવું જોઇએ. કારણકે તેઓજ તપ છે, તેઓજ તપ છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—શાસ્ત્રાનુસાર કર્તવ્ય તથા નિશ્ચિત જે અર્થ છે તેને

ઋત કહે છે, અર્થાત્ વેદના સૂક્ષ્મ અર્થનો જે નિશ્ચય કરવો તેજ ઋત શબ્દથી કહેલું છે. અધ્યયન કરેલા વેદનું પ્રતિપાદન, યથાશક્તિ પાઠ કરવાનું નામ સ્વાધ્યાય છે. તે સ્વાધ્યાયનું વ્યાખ્યાન કરવું અથવા વેદને વાચવો એને પ્રવચન કહે છે. અભિપ્રાય એ છે કે ઋતની સાથે વેદનું અધ્યયન તથા અધ્યાપન અવશ્ય થતું રહેવું જોઇએ. તેજ પ્રમાણે સત્યની સાથે પણ અધ્યયન અધ્યાપનનું અનુષ્ઠાન થવું જોઈએ. પ્રથમ શાસ્ત્રથી નિશ્ચિત કરેલા અર્થનું જે વાણીથી ઉચ્ચારણ કરવું તેને સત્ય કહે છે. કૃચ્છ્ર ચાન્દ્રાયણાદિ અથવા ભોગ ત્યાગ રૂપ જે તપ છે તેના અનુષ્ઠાનની સાથે બાહ્ય ચક્ષુરાદિ ઇંદ્રિયોના નિષિદ્ધ વિષયોથી નિવૃત્તિ રૂપ દમની સાથે, નિષિદ્ધ ચિંતનથી મનનું જે નિવર્તનતદ્રુપ જે શમ છે, તેની સાથે, આહિતાગ્નિ દ્વારા સાયપ્રાત જે હવન કરવામાં આવે છે, તેને અગ્નિહોત્ર કહે છે, તેની સાથે, યદા કદાચિત ઘેર આવેલા અતિથિ રૂપ બ્રાહ્મણ મહાત્મા આદિના સત્કારની સાથે; જેવી રીતે શ્રૌત સ્માર્ત કર્મ થાય છે તેજ પ્રમાણે શિષ્ટાચારાનુરોધથી જે વિવાહ આદિ ઉત્સવોમા વધ્વાદિપૂજન થાય છે, તેની સાથે, પુત્રોત્પત્તિ વિષયક ગર્ભાધાન આદિ સંસ્કારોની સાથે પુત્રોત્પત્તિને સારૂ ઋતુકાળમા ભાર્યાગમનની સાથે, પૌત્ર આદિને સારૂ પુત્રાદિકોના વિવાહની સાથે, અર્થાત્ સર્વ સાંસારિક વ્યવહારોની સાથે સાથ વેદો ભણવાનું તથા ભણાવવાનું અવશ્ય થતું રહેવું જોઇએ. એજ કારણથી પ્રકૃતમાં હરેક કર્મની સાથે "સ્વાધ્યાય પ્રવચને" એટલે કે અધ્યયનાધ્યાપન કહેલું છે. અધ્યયન કર્યા વગર અર્થજ્ઞાન થઈ શકતુ નથી. તેનાથીજ પરમ શ્રેયની પ્રાપ્તિ થાય છે. અર્થના જ્ઞાન તથા ધર્મની વૃદ્ધિને સારૂ આદરાર્થ અહીં વારવાર "સ્વાધ્યાય પ્રવચને" નો અભ્યાસ કરવામાં આવેલો છે.

ઉક્ત સર્વ કર્મોમા સત્ય, તપ, સ્વાધ્યાય તથા પ્રવચન એ ચારે પ્રશસ્ત એટલે કે મુખ્ય હોવાથી તેમાના પ્રત્યેકની અવશ્ય કર્તવ્યતાને મતભેદથી કહે છે. જેમકે—રથીતરગોત્રીય, જે સદા સત્યજ બોલે છે, તે સત્યવચા આચાર્યનું કથન છે કે સદા સત્યનુંજ અનુષ્ઠાન કરવુ જોઇએ. કારણકે સત્યજ સર્વકાંઈ છે. પુરુશિષ્ટના અપત્ય જે નિયમપૂર્વક સદા તપશ્ચર્યા કરવામાંજ પ્રવૃત્ત રહે છે, એવા તપોનિષ્ઠ ઋષિ 'સદા તપનુંજ અનુષ્ઠાન કરવુ યોગ્ય છે' એમ કહે છે. મુદ્‌ગલ વંશોત્પન્ન આચાર્યનાક સ્વાધ્યાય પ્રવચનથી સંતુષ્ટ થઈને કહે છે કે, વેદનું અધ્યયન તથા અધ્યાપન એજ સર્વોત્તમ કાર્ય છે. સ્વાધ્યાય પ્રવચનજ તપ છે તેથી તેનું અનુષ્ઠાન કરવાનું યોગ્ય છે. ૧.

વિશેષ—વિચારશીલ પુરૂષે ઋતુ, સત્ય, તપ, દમ, શમ, અગ્નિ, અગ્નિહોત્ર, અતિથિ, માનુષ, પ્રજા, પ્રજનન તથા પ્રજાતિરૂપ કર્મોનું યથાવત્ સેવન કરવું જોઇએ. એ ઉપરનાં દરેક કર્મોની સાથે ભણવાનો તથા ભણાવવાનો વ્યવહાર ન હોય તો તેમની સફળતામાં સંદેહ રહેશે. જે લોક નિયમપૂર્વક ભણવા ભણાવવાનો અભ્યાસ નથી કરતા તેઓ નિરોગતા, ઋણરહિતપણું, પ્રિયોની પાસેનો વાસ, શ્રેષ્ઠ પુરૂષો સાથે મેળ, લોકમાં વિશ્વાસ તથા નિર્ભય સ્થાનમાં નિવાસ આદિ સુખોને પ્રાપ્ત કરી શકતા નથી. વિદ્વાનજ નિર્ભયપદમાં વિચર્યા કરે છે. ૧.

## અનુવાક દશમો

પ્રથમ સ્વાધ્યાય આદિ બ્રહ્મયજ્ઞને, ઉત્તમ તપ કહેલું છે. પરતુ આ સમયમાં બુદ્ધિની મંદતા આદિ દોષથી જે વેદ ભણી શક્તા નથી, એવા શ્રદ્ધાળુ અધિકારિયોને પણ સ્વાધ્યાયરૂપ બ્રહ્મયજ્ઞના ફળની સિદ્ધિને સારૂ તત્સ્થાનાપન્ન મંત્ર કહે છે.

**अहं वृक्षस्य रेरिवा । कीर्तिः पृष्ठं गिरेरिव । ऊर्ध्वपवित्रो वाजिनीव स्वमृतमस्मि । द्रविण ँ सवर्चसम् । सुमेधा अमृतोक्षितः । इति त्रिशङ्कोर्वेदानुवचनम् ॥ १ ॥**

ભાવાર્દ—હું સંસારરૂપ વૃક્ષનો ઉચ્છેદક રૂપે પ્રેરક છું. મારી કીર્તિ પર્વતના શિખર સમાન ઉંચી છે. મારૂં કારણ પવિત્ર બ્રહ્મ છે. સૂર્યમાં જેમ અમૃત છે, તેમજ હું શુદ્ધ અમૃતમય છું. હું પ્રકાશમય આત્મસ્વરૂપ ધન છું. મારી બુદ્ધિ શુદ્ધ છે, હું અમરણ—ધર્મા છું, તથા હું અવિનાશી છું. અથવા હું અમૃતથી અભિન્ન નથી. એ ત્રિશંકુ ઋષિનું વેદાનુવચન છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—હું અંતર્યામીરૂપે વૃક્ષ, અર્થાત ઉચ્છેદનીય સંસારરૂપ વૃક્ષનો પ્રેરક છું, અથવા વિષય વૈરાગ્ય રૂપ શસ્ત્રથી તેને કાપનારો છું. સંસાર વૃક્ષના કપાઈ જતાં મારી કીર્તિ પર્વતના ઉંચા ભાગ જેવી અત્યંત ઉન્નત એટલેકે સર્વથી વધી ગએલી છે, અર્થાત્ મારો મોક્ષ વિષયક યશ અત્યંત ઉન્નત થઈને દેવલોકમાં પણ ફેલાઈ ગએલો છે. તેથી દેવતા પણ મારા પુરૂષાર્થમાં હાનિ કરવાને સમર્થ નથી. જ્ઞાનથી પ્રકાશિત થવાને યોગ્ય પવિત્ર પરબ્રહ્મ જે હું સર્વાત્માનું, ઉર્ધ્વ એટલેકે કારણ છે. તે હું ઉર્ધ્વ-પવિત્ર છું, અથવા ઉત્કૃષ્ટ શુદ્ધિવાળો છું. અન્નથી યુક્ત સૂર્યના સમાન ( ઘણી શ્રુતિ સ્મૃતિયોમાં એ પ્રસિદ્ધ છે કે સૂર્યમાં વિશુદ્ધ અમૃત એટલે કે આત્મતત્ત્વ છે, એજ પ્રકારે હું પણ

અમૃત અર્થાત્ શોભન ) વિશુદ્ધ આત્મતત્ત્વ છું. મધુવિદ્યામાં સૂર્યની અમૃતતા પ્રસિદ્ધ છે. ધનવાન લોકોની પાસે રત્ન આદિધન હોય છે, પરંતુ બ્રહ્મવેત્તાઓનું આત્મતત્ત્વજ ધન છે. હવે એ કહે છે કે, એજ હું આત્મતત્ત્વ 'સુવર્ચસ્' દીપ્તિશાળી દ્રવિણ એટલે કે ધન છું, અથવા આત્મતત્ત્વનું, પ્રકાશક હોવાથી તેજસ્વી બ્રહ્મજ્ઞાન, જે મોક્ષસુખનો હેતુ હોવાથી ધનના સમાન ધન છે તે, મને પ્રાપ્ત થયું છે. હું સારી બુદ્ધિવાળો છું અર્થાત બ્રહ્મજ્ઞાનના પ્રતિપાદક ગ્રંથ તથા તેમના અર્થ ધારણ કરવાની શક્તિ મારી બુદ્ધિમાં છે. હું મરણ ધર્મથી રહિત છું તથા મારામાં કોઈ વિકાર થઈ શકતો નથી. અથવા હું અમૃતથી-સ્વરૂપાનંદાનુભવથી સિંચાએલો વ્યાપ્ત છું. આ પ્રકારના વાકય ત્રિશંકુ નામક ઋષિનાં છે, અર્થાત્ આત્મજ્ઞાનની પ્રાપ્તિ પછી વામદેવની પેઠે કૃતકૃત્યતા પ્રગટ કરવાને સારૂ ત્રિશંકુ ઋષિના એ વચન છે. ૧.

વિશેષ—એ બ્રહ્મભૂત બ્રહ્મવેત્તા ત્રિશંકુ ઋષિના 'વેદાનુવચન' છે—અહીં વેદ નામ વેદન અર્થાત્ આત્મૈકત્વ વિજ્ઞાનને કહે છે, તેની પ્રાપ્તિ પછીના ( જે વચન છે, તે વેદાનુવચન ) કહેવાય છે. અભિપ્રાય એ છે કે પોતાની કૃતકૃત્યતા પ્રગટ કરવાને સારૂ વામદેવના સમાન ત્રિશંકુ ઋષિ દ્વારા આર્ષદ્રષ્ટિથી જોવાએલા એ મંત્રામ્નાય આત્મવિદ્યાનો પ્રકાશ કરનારા છે. અર્થાત્ 'अहं वृक्षस्य रेरिवा' આદિ વેદ સ્વાધ્યાયને સારૂ છે. ( અહીં સ્વાધ્યાયનો અર્થ જપ છે ) એટલે કે જપને સારૂ છે. સ્વાધ્યાય વિદ્યા, એટલે કે જ્ઞાનની ઉત્પત્તિને સારૂ બતાવવામાં આવ્યા છે એવું આ પ્રકરણથી જ્ઞાત થાય છે કારણકે આ પ્રકરણ વિદ્યાને સારૂજ છે, તેનાસિવાય તેનું કોઈ બીજું પ્રયોજન જણાતું નથી. કારણકે સ્વાધ્યાય દ્વારા જેનું ચિત્ત શુદ્ધ થઈ ગએલું છે, તેનેજ વિદ્યાની ઉત્પત્તિ થવાનો સંભવ છે.

આ મંત્રના ત્રિશંકુ ઋષિ છે, પંક્તિ છંદ છે, પરમાત્મા દેવતા છે, બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિને અર્થે તેના જપનો વિનિયોગ છે. તેનો જપ વિદ્યાની ઉત્પત્તિને સારુ માનવામાં આવે છે. 'ऋतञ्च' ઇત્યાદિ અનુવાકમાં ધર્મનો ઉલ્લેખ કર્યા પછી, વેદાનુવચનનો પાઠ કરવાથી એવું જાણવામાં આવે છે કે આ પ્રકારે શ્રૌત તથા સ્માર્ત નિત્ય કર્મમાં લાગેલા, બ્રહ્મજ્ઞાનના નિષ્કામ જીજ્ઞાસુ પ્રતિ, આત્મા આદિની સાથે સંબંધ રાખનારા આર્ષ દર્શનોનો, પ્રાદુર્ભાવ કરે છે. હમોએ મહાત્માઓ પાસેથી એવી આખ્યાયિકા સાંભળી છે કે પ્રથમ આર્યાવર્ત દેશમાં એક ત્રિશંકુ નામના રાજા હતા. તે સંપૂર્ણ વેદ ભણેલા હતા વેદનો મુખ્ય આશય

જાણીને તેમણે કહ્યું કે મનુષ્યે પ્રથમ બ્રહ્મચર્યાશ્રમમાં વિદ્યા તથા શિક્ષાયુક્ત ઉત્તમ બુદ્ધિ તથા શારીરિક બળને પ્રાપ્ત કરીને ધર્માત્મતાપૂર્વક ધન આદિનું ઉપાર્જન કરવું જોઇએ. તે પછી મનુષ્ય, હૃદયથી શુદ્ધ અને પ્રતાપી થઇને પરોપકાર સંબંધી અનેક શુભકર્મોના સેવનથી જગતમાં પોતાની શુભ અચળ કીર્તિને સ્થાપિત કરે. ૧.

—:o:—

## અનુવાક અગિયારમો

કેવળ કર્મ પણ વિવિદિષા ઉત્પાદન દ્વારા મોક્ષના હેતુ બ્રહ્મવિદ્યામાં હેતુ છે. એ અભિપ્રાયથી એકાદશ અનુવાકમાં તેમના અનુશાસનનું વિધાન કહે છે—

**वेदमनूच्याचार्योऽन्तेवासिनमनुशास्ति । सत्यं वद । धर्मं चर । स्वाध्यायान्मा प्रमदः । आचार्याय प्रियं धनमाहृत्य प्रजातन्तुं मा व्यवच्छेत्सीः । सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । देवपितृकार्याभ्यां न प्रमदितव्यम् ॥ १ ॥**

ભાવાર્થ—આચાર્ય શિષ્યને વેદ ભણાવીને ઉપદેશ આપે છે કે સત્ય ભાષણ કર. ધર્મનું આચરણ કર. વેદાધ્યયનમાં પ્રમાદ ન કર. આચાર્યને સારૂ યથેષ્ટ ધન આપીને વંશ પરંપરાને વધારનારો થા સત્યથી ચલાયમાન ન થવું જોઇએ ધર્મમાં પ્રમાદ ન કરવો જોઇએ. દેહરક્ષાર્થ કાર્યમાં પ્રમાદ ન કરવો જોઇએ. ઐશ્વર્ય મળે એવાં કર્મોમાં પ્રમાદ ન કરવો જોઇએ. સ્વાધ્યાય તથા પ્રવચનમાં અસાવધાની ન કરવી જોઇએ. ૧

વિ૦ વિ૦ ભાષ્ય—આચાર્ય ઉપનયનપૂર્વક શિષ્યને વેદાધ્યયન કરાવીને આ પ્રકારે વેદના અર્થનું ગ્રહણ કરાવે છે—હે શિષ્ય ! જે કહેવા યોગ્ય વાત પ્રમાણથી જેવી રીતે જાણવામાં આવી હોય તેને તેજ પ્રકારે કહેવી. શ્રુતિવિહિત અગ્નિહોત્રાદિ ધર્મનું આચારણ કરવું. હવે એકવાર અનુષ્ઠિત પૂર્વોક્ત ધર્મ આદિના ત્યાગરૂપ પ્રમાદનો નિષેધ કરે છે—વેદાધ્યયનથી તું કદી પણ પ્રમાદ ન કર. આચાર્યને સારૂ વિદ્યાપ્રાપ્તિની દક્ષિણા સ્વરૂપ ગાય સુવર્ણ, વસ્ત્રાદિરૂપ અભિષ્ટ ધનને અર્પણ કર, તથા તેમની આજ્ઞાથી, અનુકૂળ ભાર્યા ગ્રહણ કરીને

પુત્રાદિ સંતતિના વિસ્તારને વધાર. પુત્ર ઉત્પન્ન ન થાય તો પુત્રેષ્ટિયાગથી તેની ઉત્પત્તિનો યત્ન કરવોજ જોઇએ મુક્તિ સાધન પ્રકરણમા પ્રજાના વિસ્તારનું કથન અનુપયોગી છે, એવી શંકા કરવી નહીં. કારણ કે પિતૃઋણ મોક્ષ-પ્રાપ્તિનું પ્રતિબંધક છે. તેથી મોક્ષની પ્રાપ્તિને સારૂ તેને દૂર કરવું આવશ્યનું છે, મનુએ પણ કહ્યું છે કે—

ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत्। अनपाकृत्य वै तानि मोक्षमिच्छेत् पतत्यधः॥

પ્રથમ કહેલા સત્યાદિ ધર્મોનું કદી પણ આળસથી અનનુષ્ઠાનરૂપ પ્રમાદ કરવાનું અનુચિત છે, એ કહે છે—સત્યથી પ્રમાદ કરવો જોઇએ નહીં. અહીં સત્યથી પ્રમાદનો અભિપ્રાય છે, અસત્યનો પ્રસંગ, અર્થાત્ ભૂલ કરીને પણ જુઠું ન બોલવું જોઇએ. એ જ પ્રમાણે ધર્મનું અનુષ્ઠાન ન કરવું એજ પ્રમાદ છે, માટે તેમ ન કરવું જોઇએ. આત્મરક્ષા કરનારા આયુ આરોગ્યાદિ કુશળ કારક વૈદિક તથા લૌકિક કર્મોમાં પ્રમાદ કરવો જોઇએ નહીં. ઐશ્વર્યના ઉપાયભૂત કર્મોમા પ્રમાદ ન કરવો જોઇએ, એ બંને નિયમથી કર્તવ્ય છે. યાગ આદિ દેવકાર્ય તથા શ્રાદ્ધ આદિ પિતૃકાર્યોથી અકરણરૂપ પ્રમાદ ન કરવો જોઇએ. ૧.

વિશેષ—પ્રકૃતમા આચાર્યના કથનનો એ અભિપ્રાય છે કે, મેં જેને નિયમપૂર્વક અર્થાત અખંડ બ્રહ્મચર્યાદિ અતિકઠણ આચરણની સાથે મારી સમીપ રાખીને વેદાધ્યયન કરાવેલુ છે તેની વિદ્યા સફળ થાય. કોઈ સાંસારિક પ્રલોભનમાં પડીને એવું ન થાય કે તે વિદ્વાન થઇને પણ અસત્યભાષી થઈ જાય તથા મારા ભણાવેલા વેદને ભૂલી જાય તેને સારૂ અહીં न प्रमदितव्यम्" પ્રમાદ ન કરવો જોઇએ, એ પદની વારંવાર આવૃત્તિ કરવામાં આવી છે. ૧.

मातृदेवो भव । पितृदेवो भव । आचार्यदेवो भव । अतिथिदेवो भव । यान्यनवद्यानि कर्माणि । तानि सेवितव्यानि । नो इतराणि । यान्यस्माकꣳ सुचरितानि । तानि त्वयोपास्यानि । नो इतराणि ॥ २ ॥

ભાવાર્થ—તું, માતાને દેવતુલ્ય માનનારો થા, પિતાને દેવ માનનારો થા, આચાર્યને દેવ સમજનારો થા, અતિથિને દેવ માન. જે અનિંદિત કર્મ છે. તેનું તારે સેવન કરવું જોઇએ, બીજા પ્રકારના કર્મોનું નહીં. અમારા જે શુભાચરણ છે તેની ઉપાસના કરવી જોઇએ. બીજા કર્મોની નહિ. ૨.

तैत्तिरीय उपनिषद्



स्नातकों के प्रति आचार्य का दीक्षान्तभाषण —( शीक्षावल्ली ११ अनुवाक )

સ્નાતકોને આચાર્યનો ઉપદેશ. —( શીક્ષાવલ્લી ૧૧ અનુવાક )

વિ૦ વિ૦ ભાષ્ય—તું માતાને દેવતા સમાન પૂજનારો થા. તેજ પ્રકારે પિતા, આચાર્ય તથા અતિથિનું દેવબુદ્ધિથી પૂજન કરનારો થા. એ યાદ રાખ કે લોકમાં અનિંદ્ય તથા નિંદ્ય એ પ્રકારના કર્મ છે. તારે લોકસિદ્ધ અનિંદિત શિષ્ટાચારરૂપ જે કર્મ છે તેનુંજ સેવન કરવું જોઇએ. તથા જે નરકમાં નાખનારા નિંદિત કર્મ છે તેમને કરવા જોઇએ નહીં. જે કર્મ હમો ગુરૂજનો દ્વારા સુચરિત, શ્રુતિ સ્મૃતિથી અવિરૂદ્ધ છે તેમને જે તમે હમારા શિષ્ય છો તેમણે નિયમપૂર્વક કરવા યોગ્ય છે. તથા જે હમે કોઇને શાપાદિ આપ્યા હોય કે અપશબ્દ કહ્યા હોય તેની તમારે નકલ કરવી જોઇએ નહીં, ત્યારેજ તું 'अभयं सत्त्वसंशुद्धि' એ ગીતોક્ત દૈવીસ પત્તિનો અધિકારી થઈશ. ૨.

વિશેષ—'पितुर्दशगुणा माता गौरवेणातिरिच्यते' એ સ્મરણથી પિતા આચાર્ય તથા અતિથિથી પણ વધારે માતૃભક્તિનો મહિમા છે, કારણ કે ધારણ તથા પોષણ કરવાનું તેનુંજ કામ છે. આચાર્યે, શિષ્યને માતા પિતા આચાર્ય તથા અતિથિનો સત્કાર કરવાનો વિશેષ ઉપદેશ આપેલો છે. કારણ કે મનુષ્યની સ્થિતિ તથા અભિવૃદ્ધિમા એ ચારેનો સહયોગ આવશ્યક છે, અહીં શંકા થાય છે કે માતા પિતા અને આચાર્યની શ્રેણીમા અતિથિની ગણના શા માટે ? તેનો ઉત્તર એ છે કે જેમ માતા પિતા તથા આચાર્યથી મનુષ્યના સ્વાર્થની સિદ્ધિ થાય છે, તેવીજ રીતે અતિથિ સત્કારની પ્રથાથી પણ મનુષ્ય સમાજને ઘણા વ્યવહારિક લાભ થાય છે. સર્વને વિદેશ જવું પડે છે, ત્યાં તેઓ કોઇને કોઇના પણ અતિથિ જરૂર થવાના. અભ્યાગત સન્માનની પ્રથા પ્રચલિત રહેવાની, એટલે કે તેમનું સન્માન થતું રહેવાનું વિદેશોમા પણ સર્વને પારસ્પરિક લાભ થઈ શકે છે.

મોટાની સેવાને સારૂ કેટલીક વિશેષતાનો ઉપદેશ કરે છે, યથા—

ये के चास्मच्छ्रेयाँसो ब्राह्मणाः । तेषां त्वयाऽऽसनेन प्रश्वसितव्यम् । श्रद्धया देयम् । अश्रद्धयाऽदेयम् । श्रिया देयम् । ह्रिया देयम् । भिया देयम् । संविदा देयम् ३

ભાવાર્થ—જે કોઈ આપણાથી પણ શ્રેષ્ઠ બ્રાહ્મણ છે, તેમને તમે આસનાદિ આપીને આરામ પહોચાડો. શ્રદ્ધાની સાથે દાન કરવું જોઇએ. અશ્રદ્ધાથી નહીં. ચિત્તને અનુસરીને આપવું જોઇએ. લજ્જાપૂર્વક આપવુ જોઇએ. ભય માનીને આપવું જોઇએ. મિત્રાદિ કાર્યને નિમિત્તે આપવું જોઇએ. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—જે કોઈ આચાર્યત્વાદિ ધર્મોથી યુક્ત હોવાને કારણે

આપણાથી શ્રેષ્ઠ બ્રાહ્મણ હોય, તેમને તમારે આસન પ્રદાન, પાદપ્રક્ષાલનાદિ શુશ્રૂષાથી વિશ્રામ આપવો જોઇએ. અથવા એવા યોગ્ય પુરુષોને આસન તથા સ્થાન આપવામાં શ્વાસ લેવા જેટલી પણ વાર કરવી જોઇએ નહીં. પછી તેમની સાથે વિવાદનો તો પ્રસંગજ ક્યાં રહ્યો ? એ પણ વાત છે કે તેમને કોઈ સભામાં ઉચ્ચ આસન આપવામાં આવે ત્યારે તમારે નિસાસો નાખવો નહીં. ધનાદિ દાનમાં કેટલીક વિશેષતાનો પણ ઉપદેશ આપે છે—આસ્તિક બુદ્ધિથી અન્નાદિકોના દાન કરવા જોઇએ. નાસ્તિક બુદ્ધિથી ન આપવું જોઇએ. કારણ કે શ્રદ્ધાથી રહિત દાન લોક પરલોક બંનેમાં અનુપયોગી છે, તેથી શ્રદ્ધાયુક્ત થઇનેજ દાન કરવું જોઇએ. 'મારા જેવો મનુષ્ય દાન આપે છે, જો હું ન આપું તો ઘણી લજ્જાની વાત થશે ' એ પ્રમાણે લોક લજ્જાથી પણ દાન આપવું જોઇએ. શાસ્ત્રમાં ઋત્વિક્ આદિને જે દાનનું વિધાન છે, તે પ્રમાણે જો હું નહીં આપું તો મને પ્રત્યવાય–પાપ લાગશે ' એ પ્રકારના શાસ્ત્ર ભયથી પણ દાન આપવું જોઇએ. અથવા લોકમાં કૃપણતાનો અપવાદ ન ફેલાય તે ભયથી પણ દાન આપવું જોઇએ. અથવા 'દાન સર્વોત્તમ ધર્મ છે. હું ગૃહસ્થાશ્રમીનો એ ધર્મ લુપ્ત ન થઇ જાય' એ ધર્મભયથી પણ દાન આપવું જોઇએ. અથવા સર્વભૂતોમાં આત્મબુદ્ધિથી દાન આપવું જોઇએ. અથવા મિત્રાદિના કાર્યને સારૂ આપવું જોઇએ. ૩.

વિશેષ—દેશ, કાળ તથા પાત્રનો વિચાર કરીને દાન અવશ્ય આપવું જોઇએ, પછી તેની માત્રા ગમે તો થોડી હોય કે વધારે હોય. કહેવાનો અભિપ્રાય એ છે કે વિત્તશાઠ્ય કરવું ઉચિત નથી. આજકાલના ઘણા લોકોનું કથન એવું છે કે દાનની પ્રથા જ ઠીક નથી. કારણ કે દાન લેનારાના જીવન આળસુ થઈ જાય છે. પણ એ શંકા યથાર્થ નથી. એવું જણાય છે કે એમ કહેનાર દાનનો અર્થજ સમજતા નથી. સાત્વિક, રાજસ, તથા તામસ ભેદથી દાન ઘણી તરેહના હોય છે, તેમાં સાત્વિક દાન સર્વશ્રેષ્ઠ માનવામાં આવેલું છે. કારણ કે તે દેશ, કાળ તથા પાત્રનો વિચાર કરીને અપાએલું હોય છે, કે જેમાં પોતાનો કોઈ પણ વ્યક્તિગત સ્વાર્થ હોતો નથી. કહેવાનો અભિપ્રાય એ છે કે, ખૂબ સમજીને વિચાર કરીને જે દાન આપવામાં આવે છે તેનાથી દેશને કે સમાજને કાંઈ હાનિ તો થતી જ નથી, ઉલટો લાભજ થાય છે. માત્ર દાન આપવાની રીત જોઇએ. ૩.

આ પ્રમાણે અનુષ્ઠાન કરવા યોગ્ય કર્મોનો ઉપદેશ થઈ ચુકયો. તે પછી, કર્માનુષ્ઠાનને સમયે જો કોઈ સંદેહ ઉત્પન્ન થઈ જાય તો તેને દૂર કરવાને સારૂ શિષ્ટાચાર પ્રમાણ છે, એ દેખાડે છે, યથા—

अथ यदि ते कर्मविचिकित्सा वा वृत्तविचिकित्सा वा स्यात् । ये तत्र ब्राह्मणाः संमर्शिनः । युक्ता आयुक्ताः । अलूक्षा धर्मकामाः स्युः । यथा ते तत्र वर्तेरन् । तथा तत्र वर्तेथाः ॥४॥

ભાવાર્થ—જો તમને કર્મ કે આચારના સંબંધમાં કોઈ સંદેહ પડે તો તે દેશમાં જે પૂર્ણ વિચાર કરી શક્તા હોય, લૌકિક કર્મમાં નિયુક્ત, વૈદિક કર્મમાં પ્રવૃત્ત, અક્રૂર બુદ્ધિવાળા તથા ધર્માભિલાષી બ્રાહ્મણ હોય, તે અવસર ઉપર તેઓ જેવો વ્યવહાર કરે તેવુંજ તમારે પણ કરવું. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—શિષ્યના પ્રતિ આચાર્યનું કથન છે કે જ્યારે તને બે અથવા અધિક વિરૂદ્ધ અર્થ પ્રતિપાદક વચન જોવાથી શ્રૌત તથા સ્માર્ત કર્મોમાં કદી સંદેહ પડે, જેમકે—"उदिते जुहोति" "अनुदिते जुहोति" તથા सन्ध्यादेवता पुरुषमूर्तिः स्त्रीमूर्तिर्वा" ઈત્યાદિ સ્થળોમાં કર્મવિચિકિત્સા, તથા "मातुलसुताविवाहमांसभक्षणादिके आचरणीये न वा आचरणीये" એવી જગાએ વૃત્તવિચિકિત્સા થઈ જાય તો તે સમયે ત્યાં જે નિત્ય વિચારશીલ, નિત્ય નૈમિત્તિક આદિ અનુષ્ઠાનમાં સ્વયં પ્રવૃત્ત, આયુક્ત એટલે કે કોઈ બીજાથી પ્રયુક્ત ન થઈને સ્વેચ્છાથી સત્કર્મમાં સંલગ્ન, અક્રૂર સ્વભાવવાળા અને ધર્મકામી, જે કામનાથી વિવેકશૂન્ય ન હોય, એવો બ્રાહ્મણ જે કર્મ કે આચરણમાં, અર્થાત્ ઉક્ત સંમર્શાદિ પાંચ વિશેષણોથી યુક્ત બ્રાહ્મણ જેવો વર્તાવ કરે તેજ પ્રમાણે તું પણ રાગ દ્વેષ તથા ઓત્સુક્ય આદિ દોષોથી રહિત થઇને વર્તાવ, વ્યવહાર કરજે. ૪

વિશેષ—પ્રકૃતમાં આચાર્યે શિષ્યને ઘણોજ સુંદર ઉપદેશ આપેલો છે. સર્વને સંદેહ થાય છે, તે ત્યાં સુધી કે પંડિતને પણ, સર્વ સંશયોની નિવૃત્તિ શાસ્ત્ર કરે છે, પણ વિરૂદ્ધ અર્થપ્રતિપાદક વચનો જોઇને શાસ્ત્રમાં પણ સંદેહ થઈ જાય તો તેનું નિરાકરણ કોણ કરે ? શિષ્ટાચારથી કહો તો, તે કેવી રીતે જાણવામા આવે કે તે શિષ્ટજન છે ? એવી સર્વ પ્રતિકૂળ ધારાઓનું સમાધાન, પ્રકૃત આચાર્યો—ઉપદેશથી સારી રીતે થઈ જાય છે, તેનું દિગ્દર્શન કરાવી દે છે, યથા—

આચાર્યચરણ કહે છે કે—હે સુયોગ્ય શિષ્યરત્ન ! તને કદી કર્મ વિચિકિત્સા કે વૃત્ત વિચિકિત્સા થઈ જાય તો ઉપર દર્શિત પાંચ યોગ્યતાવાળા શિષ્ટોના વર્તાવથી સમાધાન કરી લેવું. તેનો સ્પષ્ટ અર્થ એ છે કે—

१—કર્મ બે પ્રકારનાં છે, એક શ્રૌત અને બીજું સ્માર્ત, શ્રૌતકર્મમાં સંદેહ જેવા કે—"उदिते जुहोति" 'अनुदिते जुहोति" એ બે શ્રુતિ વાક્ય છે. એક કહે છે કે. સૂર્યોદય થઈ ગયા પછી અગ્નિહોત્ર કર્મ કરવું જોઈએ, બીજો કહે છે કે, એ કર્મ સૂર્યોદય થતા પહેલાંજ કરવું જોઇએ. અહીં અધિકારીને સંશય થઈ જાય છે કે, કયા વચન અનુસાર કર્મ કરવું ?

૨—એ પ્રમાણે સ્માર્ત કર્મ સંધ્યામાં કોઈ જગોએ સંધ્યાના દેવતાની મૂર્તિનું વર્ણન પુરૂષરૂપે કરવામાં આવ્યું છે, તથા કોઈ જગાએ સ્ત્રીના રૂપમાં કરવામાં આવેલું છે. અહીં પણ સંદેહ થાય છે કે, કયા રૂપનું ધ્યાન કરવું ? એ કર્મ વિચિકિત્સા થઈ. વિચિકિત્સા નામ સંશયનું છે.

૩—કુળની પરંપરાથી જે કર્મ થતુ ચાલતુ આવેલું છે તેને 'વૃત્ત' કહે છે. યથા—કોઈ જગોએ લખે છે કે મામાની દિકરી સાથે લગ્ન કરવા જોઇએ, અને કોઈ જગોએ ન કરવાનું લખેલું છે. તેવીજ રીતે કહીં માંસ ખાવાનું વિધાન મળે છે અને કોઈ કહે છે કે માંસ ભક્ષણ કરવું નહીં. સદેહ થાય છે કે, શું કરવું જોઇએ ? એ વૃત્તવિચિકિત્સા છે.

તેનો ગુરૂએ ઉત્તર આપ્યો છે કે—સમદર્શી, યુક્ત, આયુક્ત, અલૂક્ષ-તથા ધર્મકામ (આ શબ્દોના અર્થ ઉપર કહેવામાં આવેલા છે); એ પાંચ ગુણોથી યુક્ત જે બ્રાહ્મણ હોય તે જેવો વર્તાવ કરતા હોય તેજ પ્રમાણે તારે પણ કરવું. 'यद्यदाचरति श्रेष्ठः' એ આચારનું પાલન કરવું. શ્રેષ્ઠજન એ છે કે, જે સદા પોતાના અભ્યુદય—નિઃશ્રેયસ સાધક, કર્મ કરતો રહે તથા કોઈ બીજાની હાનિ ન કરતો હોય. ૪.

**अथाभ्याख्यातेषु । ये तत्र ब्राह्मणाः संमर्शिनः । युक्ता आयुक्ताः अलूक्षा धर्मकामाः स्युः । यथा ते तेषु वर्तेरन् । तथा तेषु वर्तेथाः ॥ ५ ॥**

ભાવાર્થ—એજ પ્રમાણે જેના ઉપર સંશય યુક્ત દોષ આરોપિત કરવામાં આવેલો હોય, તેમના વિષયમાં તે સમયે ત્યાંના સપૂર્ણ વિચારશીલ, નિષ્પક્ષ બુદ્ધિવાળા, ધર્મના પ્રેમી, લૌકિક તથા શાસ્ત્રીય કર્મોમાં લાગી રહેલા બ્રાહ્મણ, જેવો વર્તાવ કરે તેવોજ તારે કરવો. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—હવે શિક્ષાની પછી સંદિગ્ધ મર્મ નિર્ણયોના વિષયમાં આચાર્ય શિષ્યને ઉપદેશ આપે છે કે જો તને અભ્યાખ્યાતમાં—પાતકની શંકાથી

દૂષિત પુરૂષોમાં 'આની જોડે વ્યવહાર કરવો જોઇએ કે નહીં' એવો સંશય થાય, તો તે દશામાં સંમર્શાદિ પાંચ વિશેષણ વિશિષ્ટ બ્રાહ્મણ તેની સાથે જેવો વ્યવહાર કરે, તેવોજ તારે પણ કરવો. ૫.

વિશેષ—અભ્યાખ્યાત નામ અભ્યુક્ત એટલે કે જેના ઉપર કોઈ અભિયોગ લગાડવામાં આવ્યો હોય. આચાર્યના ઉપદેશનો અભિપ્રાય એ છે કે મનુષ્યે સદા સારા સમાજમાં રહેવું જોઇએ. કારણ કે મનુષ્ય સામાજીક જીવ છે, તે એકલો રહીને જીવી શકે નહી, જો જીવિત રહે તો મનુષ્ય સંપાદન કરી શકેજ નહીં. ૫.

ઉક્ત અનુશાસનનો ઉપસંહાર કરે છે, યથા—

**एष आदेशः । एष उपदेशः । एषा वेदोपनिषत् । एतदनुशासनम् । एवमुपासितव्यम् । एवमु चैतदुपास्यम् ॥ ६ ॥**

ભાવાર્થ—આ આદેશ-વિધિ છે, એ ઉપદેશ છે, એજ વેદનું રહસ્ય છે તથા એજ ઈશ્વરની આજ્ઞા છે. તારે એજ પ્રકારે ઉપાસના કરવી જોઇએ, તથા એજ અવશ્ય કર્તવ્ય છે. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—એ "सत्यंवद" ત્યાંથી લઇને "तथा तेषु वर्तेथाः" સુધી જે વાક્ય-સંદર્ભરૂપ આદેશ છે, તે શ્રોતવિધિ છે. આચાર્ય કહે છે કે—હે શિષ્ય ! જે પ્રમાણે રાજા પોતાના કર્માચારિયોને કામ કરવાની આજ્ઞા આપે છે, તેમજ વેદનો પણ સત્યભાષણ કરવાનોજ મુખ્ય આદેશ છે, એ સ્માર્તવિધિ છે. 'एषा'—સત્યંવદાદિ ઉક્તિ 'વેદે'—વિધિમંત્રનો અથ સમૂહમાં, 'ઉપનિષદ્'—રહસ્યનો સારભાગ છે, 'एतत्'—સત્યંવદ ઇત્યાદિ 'अनुशासनम्' ઈશ્વરની આજ્ઞા છે. ઉક્ત પ્રકારે અનુષ્ઠાન કરવું જોઇએ, એજ પ્રમાણે ઉક્ત કર્મજાતની ઉપાસના કરવી જોઇએ. અહીં દ્વિરૂક્તિ ઉપાસનાના આદરને સારૂ છે. ૬.

વિશેષ—આ શિક્ષાવલ્લીના અંતિમ અંશ ઉપર વિચાર કરતાં, એ પ્રતીત થાય છે કે મનુષ્ય વધારે કે થોડું અધ્યયન કરવા માત્રથીજ કૃતકાર્ય થઈ શકતો નથી. જ્યાં સુધી તે શાસ્ત્રોપદેશને પોતાના આચરણમાં ન લાવે ત્યાં સુધી તે સફળ પ્રયાસ કહી શકાતો નથી. શાસ્ત્રવ્યાખ્યાન કરીને પ્રતિકૂળ આચરણ કરનારા પુરૂષ પોતાનુ તો અહિત કરે છેજ, તેની સાથેજ સમાજમાં પણ ખરાબ ઉદાહરણ ઉપસ્થિત કરવાના પાપનો ભાગી થાય છે. પ્રકૃત પ્રકરણમાં સત્ય ભાષણ

ઊપર ઘણું જોર આપવામાં આવ્યું છે. આર્યલોક સત્યનેજ બ્રહ્મ કહે છે, જે મનુષ્ય સત્યથી જેટલો દૂર છે, તે ઈશ્વરથી તેનાથી પણ વધારે દૂર છે. જે ઈશ્વરથી દૂર રહેશે તે તેટલોજ તેના ઐશ્વર્યથી દૂર રહેવાનો. જેની પાસે ઈશ્વરની વિભૂતિ નહી હોય તે સાંગોપાંગ મટી જવાનો. તેથી મનુષ્યે અભ્યુદય તથા નિઃશ્રેયસની સિદ્ધિને સારૂ સત્યનો ત્યાગ ન કરવો જોઇએ, ચાહે તો શરીર તથા સર્વસ્વ ભલેજ નષ્ટ થઈ જાય. ૬.



## અનુવાક બારમો.

અધ્યાપન પછી શાંતિપાઠના પ્રકારને કહે છે. યથા—

**शन्नो मित्रः शं वरुणः । शन्नो भवत्वर्यमा । शन्न इन्द्रो बृहस्पतिः । शन्नो विष्णुरुरुक्रमः । नमो ब्रह्मणे । नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्मासि । त्वामेव प्रत्यक्षं ब्रह्मावादिषम् ऋतमवादिषम् । सत्यमवादिषम् । तन्मामावीत् । तद्वक्तारमावीत् । आवीन्माम् । आवीद्वक्तारम् ।**

**ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ १ ॥**

ભાવાર્થ—હમારે સારૂ સૂર્ય સુખદાયક હો, હમારા પ્રતિ વરૂણ સુખપ્રદ હો, હમારે સારૂ અર્યમા સુખાવહ હો, હમારે સારૂ ઇંદ્ર તથા બૃહસ્પતિ શાંતિકારક હો, જેના પાદવિક્ષેપનો ઘણો વિસ્તાર છે એ વિષ્ણુ હમારે સારૂ સુખદાયક હો. વાયુરૂપ બ્રહ્મને નમસ્કાર છે. હે વાયુદેવતા ! તમને નમસ્કાર છે, તમેજ પ્રત્યક્ષ બ્રહ્મ છો, મેં તમનેજ પ્રત્યક્ષ બ્રહ્મ કહ્યા છે. તમનેજ ઋત કહ્યા છે, તમનેજ સત્ય કહ્યા છે, તમે મારી રક્ષા કરી છે તથા બ્રહ્મનું નિરૂપણ કરનારા આચાર્યની રક્ષા કરી છે. અર્થાત્ મને વિદ્યાથી તથા આચાર્યને બ્રહ્મત્વ શક્તિથી યુક્ત કર્યા છે, મારી રક્ષા કરી છે તથા વક્તાની પણ રક્ષા કરી છે ( આવૃત્તિ આદરને સારૂ છે ) ત્રિવિધ તાપની શાંતિ થાઓ. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—પ્રાણ અને દિવસના અભિમાની મિત્રદેવતા હમારૂં કલ્યાણ કરે, અપાન તથા રાત્રીના અભિમાની વરૂણદેવતા હમારૂં મંગળ કરે, નેત્ર તથા સૂર્યના અભિમાની અર્યમાદેવતા હમને સુખ આપે બળના અભિમાની ઇંદ્ર તથા બુદ્ધિના અભિમાની બૃહસ્પતિ હમારૂં મંગળ સાધન કરે,

રાજા બળીના યજ્ઞમાં ચરણોને વધારીને બ્રહ્માંડને સ્થાપનારા વિષ્ણુ ભગવાન હમને સુખદાયક હો, વ્યાપક બ્રહ્મરૂપ વાયુને પ્રણામ છે. હે વાયુદેવ ! તમને નમસ્કાર છે, મેં તમનેજ પ્રત્યક્ષ બ્રહ્મ કહેલા છે, નિશ્ચયાત્મક બુદ્ધિરૂપ તથા સત્યસ્વરૂપ કહ્યા છે. એ વાયુરૂપ બ્રહ્મે મારી વિદ્યાપ્રદાનરૂપ રક્ષા કરી છે તથા આચાર્યની વકતૃત્વશક્તિ પ્રદાનરૂપ રક્ષા કરી છે. ત્રિવિધ તાપોની શાંતિ થાઓ. ૧.

વિશેષ—જે સમયે મનુષ્યને કોઈ કામમાં સહાયતા લેવાની જરૂર હોય છે, ત્યારે તે કહે છે કે, 'આપ મને સહાય પ્રદાન કરો' તથા જ્યારે કાર્યસિદ્ધિ થઈ જાય છે ત્યારે તે ધન્યવાદ પૂર્વક એમ કહે છે કે, 'આપે મને ખૂબ સહાયતા કરી છે', એજ પ્રકારથી, આ શિક્ષાધ્યાયના પ્રારંભમાં જે શાંતિપાઠના મંત્ર છે, તેમની ક્રિયાઓમાં ભેદ કેવળ કાળનોજ છે, જેમ ત્યાં કહ્યું છે કે, 'હું આપનેજ સાક્ષાત બ્રહ્મ કહીશ અગર સત્ય કહીશ'. એ આરંભિક શાંતિના કથનમાં ભવિષ્ય-કાળની ક્રિયાઓ છે. તથા અહીં અંતમાં 'મે આપને સાક્ષાત્ બ્રહ્મ કહ્યા અગર સત્ય કહ્યા' ઇત્યાદિ ભુતકાળની ક્રિયાઓ છે. સ્પષ્ટરૂપમાં અહીં એમ સમજો કે, 'તે મારી રક્ષા કરે' એવું આરંભમાં, તથા તેણે મારી રક્ષા 'કરી' ઇત્યાદિ અંતમાં કહ્યું કે માન્યુ છે. અર્થાત્ કોઈ કાર્ય કે ભણવાના આરંભમાં મનુષ્ય ભવિષ્યની ક્રિયાઓથી પ્રતિજ્ઞા કરે કે 'હું એવું કહીશ, ઈશ્વર મારી રક્ષા કરે. તથા કાર્ય અગર જાણવાની સમાપ્તિમાં ભુતકાળની ક્રિયાઓથી પ્રતિજ્ઞા કરે કે 'મે ધર્માનુકૂળ સત્યાદિનું કથન કર્યુ', તેનાથી તેણે મારી રક્ષા કરી, ઇત્યાદિ. તાત્પર્ય એ છે કે, 'શં નઃ' અહીંના આ મંત્રના આરંભમાં મંત્રની અપેક્ષા કેવળ ભૂતકાળની ક્રિયાઓનું બદલાવુ એજ ભેદ છે. ૧.

શિક્ષાવલ્લી સમાપ્ત.

## બ્રહ્માનંદ વલ્લી

## અનુવાક પહેલો.

હવે આગળ કહેવામાં આવતી પરાવિદ્યાની પ્રાપ્તિને સારૂ વિઘ્નોના વિનાશ અર્થે શાંતિમંત્રને કહે છે, યથા—

ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं

करवावहै । तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

આ મંત્રનું વ્યાખ્યાન પ્રથમ કરી ચુકેલા છીએ.

કર્મથી અવિરૂદ્ધ સંહિતાદિ વિષયક ઉપાસનાઓના પ્રથમ વર્ણન કરવામાં આવ્યાં. તેના પછી વ્યાહૃતિઓદ્વારા, સ્વારાજ્યરૂપ ફળ આપનારૂં હૃદયસ્થિત સોપાધિક આત્મદર્શન કહેવામાં આવ્યુ. પરંતુ તેટલાથીજ સંસારના બીજનો પૂર્ણતયા નાશ થઈ જતો નથી. તેથી સંપૂર્ણ ઉપદ્રવોના બીજભૂત અજ્ઞાનની નિવૃત્તિને સારૂ આ સર્વ ઉપાધિરૂપ વિશેષથી રહિત આત્માનો સાક્ષાત્કાર કરાવવાને સારૂ આ મંત્રનો આરંભ કરવામા આવે છે, યથા—

ब्रह्मविदाप्नोति परम् । तदेषाऽभ्युक्ता । सत्यं ज्ञानमनन्तं ब्रह्म । यो वेद निहितं गुहायां परमे व्योमन् । सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चितेति ॥ १ ॥

ભાવાર્થ—બ્રહ્મવેત્તા પરમાત્માને પ્રાપ્ત કરે છે. એજ વિષયમાં આ ઋચામાં કહેવામા આવ્યુ છે કે બ્રહ્મ સત્ય, જ્ઞાન તથા અનંત છે. જે મનુષ્ય તેને ઉત્કૃષ્ટ બુદ્ધિરૂપ હૃદયાકાશમા સ્થિત જાણે છે, તે સર્વજ્ઞ બ્રહ્મરૂપથી એકી સાથેજ સર્વ કામનાને પ્રાપ્ત કરી લે છે. અર્થાત્ તે સર્વજ્ઞ બ્રહ્મના રૂપથી એકજ સમયમા સકળ ભોગોને ભોગવે છે.

વિ૦ વિ૦ ભાષ્ય—સંપૂર્ણ અનર્થોનું મૂળ અવિદ્યા છે, તેની નિવૃત્તિ ઉપાસનાથી થઈ શકતી નથી. તેનું નાશક બ્રહ્મજ્ઞાન છે. તેનુંજ શ્રુતિ ભગવતી પ્રતિપાદન કરે છે કે "ब्रह्मविद् आप्नोतिपरम्" જે પદાર્થ સર્વથી મોટો હોય એટલે કે વિશ્વ જેના અંતરભૂત હોય, તેનુંજ નામ બ્રહ્મ છે. એ વ્યાપક બ્રહ્મને જે જાણે છે, તેને બ્રહ્મવિત્ કહે છે, તે દેહત્યાગ પછી બ્રહ્મમા લય થઈને બ્રહ્મરૂપ થઈ જાય છે. તેનેજ "सत्य ज्ञानमनन्तं ब्रह्म' એ મંત્રના પદ કહેલું છે, એટલે કે તે સત્ય સ્વરૂપ છે, જ્ઞાનસ્વરૂપ છે તથા અનંતસ્વરૂપ છે. એવા બ્રહ્મને જે વિવેકી પુરૂષ બુધ્ધિરૂપી ગુહામા વર્તમાન દેખે છે એટલે કે 'अहं ब्रह्मास्मि' કરીને સાક્ષાત્ કરી લે છે તે તેની સાથે અભેદભાવ યુક્ત થઈને સંપૂર્ણ ભોગોને એકી સાથેજ ભોગવે છે, એટલે કે બ્રહ્માનન્દનો અનુભવ કરે છે. પ્રકૃતમંત્રમાં इति શબ્દ મંત્ર સમાપ્તિ સૂચક છે. ૧.

વિશેષ—અહીં સત્યાદિ બ્રહ્મનાં સ્વરૂપ છે, તથા ઇતર જડાદિ વસ્તુઓરૂપે તેનો ભેદક પણ છે, તેથી એ બ્રહ્મનું સ્વરૂપલક્ષણ છે. આ લક્ષણમાં 'સત્ય' પદથી મિથ્યાની, 'જ્ઞાન' પદથી જડની તથા 'અનંત' પદથી પરિચ્છિન્ન પદાર્થોની વ્યાવૃત્તિ થાય છે. બ્રહ્મનાં બે લક્ષણ છે. એક સ્વરૂપલક્ષણ તથા બીજું તટસ્થ લક્ષણ. જે અસાધારણ ધર્મ પોતાના આશ્રયનો સ્વરૂપભૂત થઇને તેને બીજાથી ભિન્ન કરે તેને સ્વરૂપલક્ષણ કહે છે. તથા જે અસાધારણ ધર્મ પોતાના આશ્રયથી ભિન્ન હોય તથા કાદાચિત્ક થતો પોતાના આશ્રયથી ભિન્નોની વ્યાવૃત્તિ કરે તેને તટસ્થ લક્ષણ કહે છે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરવો એ બ્રહ્મનું તટસ્થ લક્ષણ છે. પ્રકૃતમાં "ब्रह्मविदाप्नोति परम्" એ વાક્ય સૂત્રભૂત છે, જે સંપૂર્ણ વલ્લીના અર્થનો વિષય છે. ૧.

'ब्रह्मविदाप्नोति परम्' એ બ્રાહ્મણ વાકયથી સૂચિત અર્થ સંક્ષેપમાં મંત્રદ્વારા કહેવામાં આવ્યો. તેનાજ અર્થને ફરીથી વિસ્તારપૂર્વક કહેવાને સારૂ આગળ ગ્રંથનો આરંભ કરવામાં આવે છે, યથા—

**तस्माद् वा एतस्मादात्मन आकाशः सम्भूतः। आकाशाद् वायुः। वायोरग्निः। अग्नेरापः। अद्भ्यः पृथिवी। पृथिव्या ओषधयः। ओषधीभ्योऽन्नम्। अन्नात् पुरुषः। स वा एष पुरुषोऽन्नरसमयः॥ २॥**

ભાવાર્થ—તે આ પરમાત્માથીજ આકાશ ઉત્પન્ન થયું, આકાશથી વાયુ, વાયુથી અગ્નિ અગ્નિથી જળ, જળથી પૃથિવી, પૃથિવીથી ઓષધિયો, ઓષધિયોથી અન્ન, અન્નથી વીર્ય, તથા વીર્યથી મસ્તક હાથ આદિ આકૃતિવાળો પુરૂષ ઉત્પન્ન થયો છે. તે આ પ્રસિદ્ધ પુરૂષ અન્નના રસનો વિકાર છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—'તસ્માત' એ વ્યવહિત બ્રાહ્મણ વાકયથી, 'એતસ્માત્' એ પૂર્વોક્ત સત્યાદિ મંત્ર વાકયથી જે આત્માનું કથન કરવામાં આવ્યુ છે, તે પ્રત્યગ્રૂપ બ્રહ્મથી, શબ્દ ગુણ વાળુ આકાશ ઉત્પન્ન થયું. અર્થાત એજ બ્રહ્મથી શબ્દ તન્માત્રા તથા આકાશ સર્વથી પહેલાં ઉત્પન્ન થયાં. એ આકાશભાવાપન્ન પરમાત્માથી શબ્દ, સ્પર્શ બે ગુણવાળો વાયુ ઉત્પન્ન થયો, વાયુથી શબ્દ, સ્પર્શ તથા રૂપ એ ત્રણ ગુણવાળો અગ્નિ; અગ્નિથી શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ એ ચાર ગુણવાળું જળ; જળથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, તથા ગંધ એ પાંચ ગુણવાળી પૃથિવી, પૃથિવીથી ફળ ગોધૂમ યવાદિરૂપ, ઓષધિયો,

ઓષધિયોથી વ્રીહિ –ઓદનાદિરૂપ અન્ન, ભક્ષિત અન્નથી વીર્ય તથા તે વીર્યથી શિર, પગ આકૃતિ વિશેષવાળો સ્થૂળ દેહી પુરૂષ ઉત્પન્ન થયો. તે અન્નથી ઉત્પન્ન, સર્વજન પ્રત્યક્ષ, શિર, હાથવાળો સ્થૂળ શરીરી જે પુરૂષ થયો અન્નના રસનો વિકાર છે. ૨.'

વિશેષ—જો કે શ્રુતિમાં 'બ્રહ્મ સર્વવ્યાપક છે તથા નિત્ય છે તથા સર્વરૂપ છે' એવું કહેવામાં આવેલું છે, તો પણ એવું પ્રતીત થાય છે કે, આકાશાદિ સર્વ જગત બ્રહ્મથી ભિન્ન છે, તેથી બ્રહ્મને સર્વરૂપ કહેવો અસંગત છે. આ પ્રકારની શંકાની નિવૃત્તિને સારૂજ બ્રહ્મથી આકાશાદિકોની ઉત્પત્તિનું વર્ણન કર્યું છે. જેમ મૃત્તિકાથી ઉત્પન્ન ઘડા આદિ કાર્ય તેનાથી ભિન્ન નથી તેમજ બ્રહ્મથી ઉત્પન્ન થએલુ જગત બ્રહ્મથી ભિન્ન નથી. એજ બોધ ન કરવાને સારૂ બ્રહ્મથી આકાશાદિકોની ઉત્પત્તિનું કથન કરવામાં આવેલું છે. શુદ્ધ બ્રહ્મ જગતનુ–આકાશાદિકોનું કારણ નથી, નહી તો મોક્ષ અવસ્થામાં પણ જગદુત્પત્તિ પ્રસંગ દોષ આવી જાય, તેથી માયા વિશિષ્ટ પરમાત્માથીજ જગત ઉત્પન્ન થયુ છે, અર્થાત્ તેનાથી આકાશ ઉત્પન્ન થયુ તથા આકાશરૂપ ઉપાધિ–ઉપહિત પરમેશ્વરથી વાયુ ઉત્પન્ન થયો, એજ પ્રકારે અન્યાન્યોની ઉત્પત્તિ થઈ. એજ પરમાત્માએ એ સૂક્ષ્મ પંચભૂતોનુ પંચીકરણ કર્યું.

હવે પ્રસંગોપાત પંચીકરણ પ્રકારનું ટુંકામાં વર્ણન કરીએ છીએ. યથા–

પ્રથમ પાંચ મહાભૂતોના બે બે ભાગ કરીને દરેકનો એક અડધોભાગ જુદો મુકયો અને તે પાંચેના રહેલા અડધા અડધા પાંચ ભાગમાના દરેકના ચાર ચાર ભાગ કરીને પ્રથમ ભૂતના અડધા ભાગમાં તે ભૂતના સિવાય બીજા ચાર ભૂતોના જે અડધા ભાગના ચાર ચાર ભાગો કરેલા હતા તેમાંના દરેકે એક એક ભાગ મેળવ્યો. એ રીતે પાંચે મહાભૂતોનું પંચીકરણ થાય છે. પૃથિવી આદિ ભૂતોના તામસ ભાગનું એ પંચીકરણ થયું. એ ભૂતોમાં મળેલા રાજસભાગથી પ્રાણની ઉત્પત્તિ તથા જુદી જુદી રાજસ પાંચ કર્મેન્દ્રિયોની ઉત્પત્તિ થાય છે. જેમકે—આકાશના રાજસભાગથી વાગિન્દ્રિયની, વાયુના રાજસઅંશથી હસ્ત, અગ્નિના રાજસ અંશથી પાદ, જળના રાજસ અંશથી ગુદા તથા પૃથ્વીના રાજસ અંશથી ઉપસ્થ એ ઇંદ્રિયો ઉત્પન્ન થઈ. ભૂતોમાં મળેલા સાત્વિકભાગથી અંતઃકરણ ઉત્પન્ન થયું. વૃત્તિભેદથી અંતઃકરણ ચાર પ્રકારનું છે, જેવું કે સંકલ્પ વિકલ્પરૂપ વૃત્તિથી મન, નિશ્ચય વૃત્તિથી બુધ્ધિ, સ્મરણ વૃત્તિથી ચિત્ત તથા અહંકારવૃત્તિ અહંકાર કહેવાય છે. તેજ પ્રમાણે આકાશના સાત્વિક-

ભાગથી શ્રોત્ર, વાયુના સાત્વિકભાગથી ત્વચા, અગ્નિના સાત્વિકભાગથી ચક્ષુ, જલના સાત્વિકભાગથી રસના, તથા પૃથ્વીના સાત્વિકભાગથી ઘ્રાણેન્દ્રિય ઉત્પન્ન થઈ, આ પ્રમાણે સૂક્ષ્મભૂતોના સાત્વિકભાગોથી સમષ્ટિ તથા વ્યષ્ટિરૂપ સૂક્ષ્મ શરીર ઉત્પન્ન થયાં. પંચીકૃત સ્થૂળ ભૂતોથી બ્રહ્માંડ તથા તેમાં ચૌદ ભુવન ઉત્પન્ન થયાં. સ્થૂળ પૃથ્વીથી ઓષધિરૂપ અન્ન થયું. માતા પિતા દ્વારા ભક્ષિત અન્નથી ઉત્પન્ન વીર્યથી શિર, હસ્ત, પાદાદિવાળા શરીરની ઉત્પત્તિ થઈ. આ પ્રમાણે આકાશાદિ સર્વ જગત બ્રહ્માત્માથી ઉત્પન્ન થયા તે કારણે તેનાથી ભિન્ન નથી. આ કથનથી એ નિરૂપણ કરવામાં આવ્યું કે બ્રહ્મ અનંત છે.

હવે એ બ્રહ્મના જ્ઞાનને સારૂ શ્રુતિ ભગવતી મુમુક્ષુજનો ઉપર કૃપા કરીને પાંચ કોશોનું કથન કરે છે. પ્રથમ જે બ્રહ્મનું નિરૂપણ કરવામાં આવ્યું છે, તે બ્રહ્મ જ સાક્ષીરૂપથી સ્થિત છે. એ અંતઃસાક્ષીના બોધને સારૂ શ્રુતિ પ્રથમ અન્નમય કોશનું નિરૂપણ કરે છે. અન્નના ભક્ષણથી શુક્ર શોણિત દ્વારા ઉત્પન્ન થએલુ પુરૂષશરીર જ અન્નમય કોશ છે, એ શરીરથી પુરૂષને બ્રહ્મજ્ઞાન, ધર્માધર્મનું જ્ઞાન તથા લોક પરલોકનું જ્ઞાન થાય છે. પશુ આદિ શરીરોમાં બ્રહ્મજ્ઞાન આદિ થઈ શકતાં નથી તેથી પશુ આદિક શરીરોનો ત્યાગ કરીને પુરૂષ શરીરનુજ અન્નમય કોશરૂપથી વર્ણન કરેલુ છે. આ પાંચ કોશોનુ જે આત્મરૂપથી કથન કરેલુ છે તે 'શાખાના અગ્ર ભાગમાં ચન્દ્રમા' એ ન્યાયની પેઠે, આત્મા સાક્ષીના બોધને માટે છે. અન્નમયાદિક જ આત્મા છે' એવા નિરૂપણને સારૂ નહીં. મહાત્માઓનું કથન છે કે 'सत्यंज्ञानमनन्त' સ્વરૂપલક્ષણ કહ્યા પછી 'तस्माद् वा एतस्मात्मन आकाशःसम्भूतः'' એ મંત્રથી જગત્ કારણત્વરૂપ બ્રહ્મનું તટસ્થ લક્ષણ સૂચિત કરવામાં આવ્યુ છે. ૨.

શાખાગ્રના લક્ષ્યથી ચંદ્રમાને જોવાની ઈચ્છા કરનારની પેઠે પુરૂષના ચિત્તની એકાગ્રતાને સારૂ અગર ધ્યાનને સારૂ કોશોમાં પક્ષીરૂપથી ઉપાસનાનુ વિધાન કરે છે, યથા—

**तस्येदमेव शिरः । अयं दक्षिणः पक्षः । अयमुत्तरः पक्षः अयमात्मा । इदं पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति ॥ ३ ॥**

ભાવાર્થ—તેનુ એ પ્રકૃત શિરજ શિર છે. એજ દક્ષિણ પક્ષ છે, એટલે કે જમણો હાથ છે, એ વામ પક્ષ છે, એટલે કે ડાબો બાહુ પક્ષ છે. કમરથી શરીરનો મધ્ય ભાગ આત્મા છે, તથા કમરથી તાળવા સુધીનો નીચેનો

ભાગ પુંછ છે તથા પુંછડાથી ઉપરના દેહનો આધાર છે. તેના વિષયમાં જ આ આગળનો મંત્ર છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—અહીં ધ્યાનને સારૂ અન્નમય કોશનું પક્ષીરૂપે વર્ણન છે. જેમ પક્ષીનું માથું, ડાબી પાંખ, જમણી પાંખ, પેટ તથા મુખ એ પાંચ અવયવ હોય છે, તેમજ આ અન્નમય કોશની પાંચ અવયવની કલ્પના કરીને કહે છે. એ પાંચ અવયવ આ છે—અન્નમય કોશરૂપ પક્ષીનુ શિર જ શિર છે, દક્ષિણ ભુજા દક્ષિણ પાંખ છે, વામ ભુજા ઉત્તર પાંખ છે. એ પ્રસિદ્ધ ઉદર ઉદર છે તથા નાભિ નીચે પાદ પર્યંત દેશ પુચ્છ છે. સ્થિતિનો આધાર હોવાથી તે પુચ્છનુંજ 'પ્રતિષ્ઠા' એ નામથી કથન કરવામાં આવ્યુ છે. એ બ્રાહ્મણોક્ત અન્નમય કોશની ઉપાસનાના વિષયમાં આ આગળના મંત્ર પ્રમાણ છે. ૩.

વિશેષ—એ આ ઉપનિષદ્‌નો બ્રહ્માનંદવલ્લી નામક બીજો અધ્યાય છે. આમાં અન્નમયાદિ શરીરોના વિચારનો પ્રારંભ શા માટે કરવામાં આવે છે? તેનો ઉત્તર એ છે કે, આ પાંચે કોશોનો વિચાર સંશયરહિત આત્મજ્ઞાનની દઢતાને સારૂજ કરવામાં આવ્યો છે. જેમ લોકમાં ચન્દ્રમાને દેખાડવાને સારૂ પુરૂષ, પ્રથમ કોઈ વૃક્ષની શાખાના અગ્રભાગને ચંદ્રરૂપથી દેખાડે છે. જોવાવાળો દિગંતરોને છોડીને ડાળીના આગલા ભાગને જોઇને તેના દ્વારા ચન્દ્રમાને દેખે છે, તેજ પ્રમાણે શ્રુતિપણ પૂર્વોક્ત બ્રહ્મનો બોધ કરાવવાની ઇચ્છાથી પાંચ કોશોને ક્રમથી આત્મસ્વરૂપે દેખાડે છે. તેના પછી દેખનારો પુરૂષ પૂર્વ પૂર્વ કોશોમાં આત્મબુદ્ધિનો પરિત્યાગ કરીને સર્વ કોશોના અધિષ્ઠાનરૂપ સર્વમાં રહે છે. બ્રહ્મને 'અહમસ્મિ' એ પ્રમાણે જોઇ લે છે.

## બીજો અનુવાક

હવે અન્નના મહિમાનું વર્ણન કરે છે, યથા—

अन्नाद्वै प्रजाः प्रजायन्ते । याः काश्च पृथिवीꣳश्रिताः । अथो अन्नेनैव जीवन्ति । अथैनदपि यन्त्यन्ततः । अन्नꣳ हि भूतानां ज्येष्ठम् । तस्मात्सर्वौषधमुच्यते । सर्वं वै तेऽन्नमाप्नुवन्ति ये‍ऽन्नं ब्रह्मोपासते । अन्नꣳ हि भूतानां ज्येष्ठम् । तस्मात्सर्वौषधमुच्यते । अन्नाद् भूतानि जायन्ते । जातान्यन्नेन वर्धन्ते । अद्यतेऽत्ति च भूतानि । तस्मादन्नं तदुच्यत इति ॥ १ ॥

ભાવાર્થ—પૃથ્વી ઉપર જેટલાં પ્રાણી રહે છે, તે સર્વ અન્નથીજ ઉત્પન્ન થાય છે. પછી તે અન્નથીજ જીવિત રહે છે, તથા અન્તકાલે તેમાંજ સમાઈ જાય છે, કારણ કે અન્નજ સર્વ પ્રાણિયોથી પહેલું ઉત્પન્ન થએલુ છે. તેથી અન્નજ સર્વનું ઔષધ છે, અર્થાત્ સર્વ પ્રાણિયોના દેહના ક્ષુધાદાહને દૂર કરનારૂં છે. જે એ અન્નરૂપા બ્રહ્મની ઉપાસના કરે છે તે નિઃસંદેહ સર્વ પ્રકારનાં અન્નને પામે છે. કારણ કે અન્નજ સર્વ પ્રાણિયોમાં શ્રેષ્ઠ છે, તે કારણથી અન્નને સર્વનું ઔષધ કહે છે, અન્નથીજ સર્વપ્રાણિયો ઉત્પન્ન થાય છે તથા અન્નથીજ સર્વ વૃદ્ધિને પ્રાપ્ત થાય છે. અન્નને પ્રાણિઓ ખાય છે, અર્થાત્ અન્નમય કોશરૂપ સ્થૂળ શરીરવાળા પ્રાણી ખાય છે. તથા તે સ્વયં ભૂતોનું ભક્ષણ કરે છે. તેથીજ તેને અન્ન શબ્દથી કહેલુ છે અહીં પહેલો લોપ સમાસ થયો. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—રસ બીજરૂપથી પરિણામને પ્રાપ્ત થએલા અન્નથી આ પૃથ્વીમાં સ્થિત સર્વ પ્રજા ઉત્પન્ન થાય છે, એ અન્નથીજ સર્વ જીવે છે. તથા પૃથ્વીરૂપ અન્નમાંજ લીન થઈ જાય છે. જે જીવ જેનું ભક્ષણ કરે છે તેજ તેનું અન્ન છે. જેમ વૃક્ષાદિનુ જળ, સિંહાદિનુ માંસ તથા મનુષ્યોનું શાકાદિ અન્ન છે. સર્વ જીવોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય અન્નમાંજ થાય છે, તેથી અન્ન સર્વભૂતોમાં મોટું છે, તથા સર્વ રોગરૂપ ક્ષુધાનું નિવર્તક હોવાથી સર્વૌષધિરૂપ કહેવાએલુ છે. જે મનુષ્ય સર્વભૂતોત્પત્તિ, સ્થિતિ તથા લયના કારણરૂપ અન્નને જાણીને સર્વભૂતોમાં જ્યેષ્ઠ તથા સર્વૌષધિરૂપથી અન્નની ઉપાસના કરે છે તથા અન્નનેજ બ્રહ્મરૂપે માને છે તેવા ઉપાસક મનવાંછિત અન્નની પ્રાપ્તિરૂપ ફળને પ્રાપ્ત થાય છે.

અન્નને બ્રહ્મ માનનારાને સર્વ અન્ન પ્રાપ્ત થાય છે, તેમાં હેતુ કહેવાને સારૂ ફરીથી કથન કરે છે કે, જે જન્મ જીવનાદિનાં કારણોથી અન્ન જ્યેષ્ઠ છે તેથીજ તેને સર્વૌષધ કહેવામાં આવેલું છે. તેનુ વ્યાખ્યાન પ્રથમ થઈ ચુકયુ છે. "अन्नं हि भूतानां ज्येष्ठम्" ઇત્યાદિ વચન પહેલા કહી ચુકયા છીએ, છતાં તેનો બીજી વાર ઉલ્લેખ કેમ કર્યો ? એ શંકાના ઉત્તરમાં કહે છે કે, અન્ન દેવતારૂપ વિરાટ્ની સર્વ પ્રાણીરૂપ સ્વકાર્યમાં વ્યાપ્તિ છે, અર્થાત્ વિરાટ અન્નરૂપથી પ્રાણીમાત્રમાં વ્યાપ્ત થઈ રહેલો છે, એ સૂચન કરવાને સાર પુનરૂક્તિ છે. 'अन्नाद् भूतानि जायन्ते जातान्यन्नेन वर्धन्ते' એ પુનરૂક્તિ ઉપાસનાના ઉપસંહારને સારૂ છે.

હવે અન્ન શબ્દનું નિર્વચન કરીએ છીએ—જે પ્રાણિયો દ્વારા 'अद्यते' ખાવામાં આવે છે, તથા જે સ્વયં પ્રાણિયોને 'अत्ति' ખાય છે, તેથી સંપૂર્ણ પ્રાણિયોનું

ભોજ્ય તથા તેમનો ભોક્તા હોવાથી પણ તે 'અન્ન' કહેવાય છે. આ વાક્યમાં ઇતિ શબ્દ પ્રથમ કોશના વિવરણની પરિસમાપ્તિને સારૂ છે. ૧.

વિશેષ—ઉપનિષદ્‌ના ઉપક્રમ–આદિમાં તથા ઉપસંહાર–સમાપ્તિમાં બ્રહ્મનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તેથી અન્નાદિકોનું બ્રહ્મરૂપે ધ્યાન કરવાનું જે ફળ કહેલું છે તે અર્થવાદ છે વાસ્તવિક નથી. પૂર્વ પૂર્વ કોશમાં આત્મત્વ બુદ્ધિનો ત્યાગ કરાવીને સાક્ષી આત્માના બોધનમાં વેદનુ તાત્પર્ય છે. તથા અન્નમય આદિ પાંચ કોશોનું પક્ષીરૂપથી જે વર્ણન છે. તે પણ કેવળ આત્માના બોધનમાં પ્રકાર છે, પક્ષીરૂપથી ઉપાસના કરવામાં વેદનો અભિપ્રાય નથી. જેમ કન્યાને અરૂંધતીનુ દર્શન કરાવવાને સારૂ અનેક તારાઓનું અરૂંધતીરૂપથી દર્શન, કથન કરવામાં આવે છે, તેજ પ્રમાણે પ્રત્યગાત્મના બોધનને નિમિત્તે અન્નમયાદિકોને આત્મસ્વરૂપ કહેવામાં આવેલા છે. અન્નમયાદિકની આત્મરૂપતા બોધનને સારૂ અથવા અન્નમયાદિકોની આત્મરૂપથી ઉપાસનાને નિમિત્તે તેમની આત્મરૂપતાનુ કથન કરવામાં આવ્યું નથી. ૧.

આ પ્રમાણે અન્નમયકોશનુ આત્મરૂપથી નિરૂપણ કરીને હવે તેની અંદરના પ્રાણમય કોશને આત્મસ્વરૂપથી કહે છે. યથા—

**तस्माद्वा एतस्मादन्नरसमयात् । अन्योऽन्तर आत्मा प्राणमयः । तेनैष पूर्णः । स वा एष पुरुषविध एव । तस्य पुरुषविधताम् । अन्वयं पुरुषविधः । तस्य प्राण एव शिरः । व्यानो दक्षिणः पक्षः । अपान उत्तरः पक्षः । आकाश आत्मा । पृथिवी पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति ॥२॥**

ભાવાર્થ—તે આ અન્ન-રસમય પિંડથી ભિન્ન, તેની અંદર રહેનાર શરીર, પ્રાણમયકોશ છે, તેના દ્વારા આ પૂર્ણ છે. તે આ પ્રાણમયકોશ પણ પુરૂષાકારજ છે એ અન્નમયકોશની પુરૂષાકારતાના સમાન છે. એ પ્રાણમયકોશ પણ પુરૂષાકાર છે. એ પ્રાણમયશરીરનું શીર પ્રાણજ છે વ્યાનવાયુ જમણો હાથ છે, અપાનવાયુ ડાબો હાથ છે, આકાશ એટલે કે સમાનવાયુ શરીર છે—શરીરનો મધ્યભાગ છે, તથા પૃથ્વી એટલે કે ઉદાનવાયુ પૂંછ છે—નીચેનો ભાગ છે. તે પ્રાણમય શરીરનો આધાર છે, તેમાં આ મંત્ર પ્રમાણ છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—આ બ્રાહ્મણવાકયથી કથન કરાયેલા તથા મંત્રથી કહેલા, અન્ન રસ વિકાર સ્થૂળ દેહથી અતિરિક્ત આત્મરૂપથી પરિકલ્પિત, વાયુરૂપ પ્રાણમય કોશ છે. જેમ વાયુથી મસક ભરેલી રહે છે. તેમજ આંતરિક પ્રાણમય કોશરૂપ આત્માથી આ અન્નમય કોશ પૂર્ણ છે. આ પ્રાણમય કોશપણ અન્નમય કોશની પેઠે શિર, ભુજા આદિથી યુક્ત મનુષ્યના આકારનો છે, એ પ્રાણમય કોશનો મનુષ્યાકાર અન્નમય કોશના આકાર સમાન છે. જેમ સાંચામાં ઢાળેલો તરલ પદાર્થ તેની અંદર કોતરેલી આકૃતિના જેવો બની જાય છે, તેમજ પ્રાણમય કોશ પણ અન્નમય કોશની પેઠે પુરૂષાકાર યુક્ત થઈ જાય છે. અન્નમય કોશની પેઠે એ પ્રાણમય કોશ સ્વતન્ત્ર પુરૂષાકાર નથી, બલકે અન્નમય કોશની પુરૂષાકારતાનો આશ્રય કરીને તેનાજ આકાર જેવા આકારનો છે. એજ રીતે પૂર્વ પૂર્વ કોશની પુરૂષાકારતાની પછી ઉત્તર ઉત્તર પુરૂષવિધતા આવતી જાય છે, તથા પહેલા પહેલા આગળ આગળનાથી પરિપૂર્ણ થતા જાય છે.

હવે પુરૂષાકારતાને દેખાડે છે, એટલે કે પ્રાણમયકોશ અવયવવાળા હોવાથી અન્નમય કોશના જેવો છે, એ કહે છે. યથા—સર્વ શરીરમાં ગમન કરનારો વ્યાન દક્ષિણ પક્ષ છે. નીચે ગમનશીલ અપાનવાયુ ઉત્તરપક્ષ છે. આકાશદેવતા વાળો સમાન સર્વાન્તરગત અન્નજળને સમ કરનાર ઉદર છે. પૃથ્વી દેવતાવાળો ઉદ્દર્ધ્વગમનશીલ ઉદાન પુચ્છ છે. તથા ઉદાનવાયુના શરીરમાંથી બહાર નિકળવાથી સર્વ બહાર નિકળી જાય છે, તેથી ઉદાન પ્રતિષ્ઠા છે. એ બ્રાહ્મણોક્ત અર્થમાંજ પ્રાણમયાત્મ વિષયક આ મંત્ર કહેવામાં આવ્યો છે. ૨.

વિશેષ—"पृथिवी पुच्छं प्रतिष्ठा" એ વાકયનો અભિપ્રાય એ છે કે જો ઉત્ક્રમણશીલ ઉદાન જો બહાર નિકળી જાય તો સર્વ પ્રાણમય કોશ બહાર ચાલ્યો જાય છે તેથી પૃથ્વી દેવતાની ગુરૂત્વશક્તિથી ઉદાનવાયુની ઉત્ક્રમણશક્તિ રોકાઈ જાય છે તેથી એ પ્રતિષ્ઠાપદ પ્રયોગને યોગ્ય છે એટલે કે તે ધારણ કરનારો છે. અર્થાત્ 'पृथिवी पुच्छं प्रतिष्ठा'—પૃથ્વીનો આશ્રય અપાન રાખે છે તેથી પ્રાણાત્મની સ્થિતિનો આશ્રય પૃથ્વી છે. તેજ કારણથી જ્યારે મનુષ્ય, વાયુયાનાદિદ્વારા આકાશમાં ચઢે છે ત્યારે તેને પૃથ્વીમાંની અપાન આકર્ષણશક્તિ ખેંચે છે તથા અધિક ઉપર ચઢવાથી જીવનનો પણ ભય થઈ જાય છે. તેથી પૃથ્વીજ પ્રાણાત્મની સ્થિતિનો આશ્રય હોવાથી પુચ્છ સ્થાનીય છે. ૨.

## અનુવાક ત્રીજો.

પ્રાણના વિષયમાં શ્લોકને કહે છે, યથા—

प्राणं देवा अनु प्राणन्ति । मनुष्याः पशवश्च ये । प्राणो हि भूतानामायुः । तस्मात्सर्वायुषमुच्यते । सर्वमेव त आयुर्यन्ति । ये प्राणं ब्रह्मोपासते । प्राणो हि भूतानामायुः । तस्मात्सर्वायुषमुच्यत इति । तस्यैष एव शारीर आत्मा । यः पूर्वस्य ॥ १ ॥

ભાવાર્થ—જે આ દેવગણ, મનુષ્ય, પશુ તથા અન્ય જીવ છે તે પ્રાણના અનુયાયી થઇને પ્રાણન ક્રિયા કરે છે, અર્થાત્ પ્રાણન ક્રિયાથી ચેષ્ટાવાન થાય છે. પ્રાણજ પ્રાણિયોનું જીવન છે. તેથી તે સર્વાયુષ કહેવાય છે જે પ્રાણની બ્રહ્મરૂપથી ઉપાસના કરે છે, તે પૂર્ણ આયુને પ્રાપ્ત થાય છે, એટલે કે સો વર્ષ સુધી જીવે છે. એટલે કે તે અલ્પ મૃત્યુ તથા અપમૃત્યુથી રહિત થઈ જાય છે, પ્રાણજ પ્રાણિયોનુ આયુ છે તેથી તેને સર્વાયુષ કહે છે. પૂર્વોક્ત અન્નમય કોશનો શરીર આત્મા છે તેજ આ પ્રાણમયકોશનો પણ ચિદાત્મા છે ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—પંચવૃત્યાત્મક મુખ્ય પ્રાણનું અનુસરણ કરીનેજ ઇંદ્રિયો, મનુષ્ય, ગવાદિ પશુ તથા સર્વ પ્રાણી ચેષ્ટા કરે છે, એટલે કે પ્રાણોની ક્રિયાથીજ સર્વ ક્રિયાવાન થાય છે. તે કારણથી મુખ્ય પ્રાણ, પ્રાણિયોનું જીવન છે જ્યા સુધી આ શરીરમા પ્રાણ નિવાસ કરે છે, ત્યાં સુધી સર્વે જીવે છે. તેથી પ્રાણ જીવનનો હેતુ હોવાથી વેદમા તેને સર્વાયુષ નામથી કહેલો છે. હવે પ્રાણની બ્રહ્મરૂપથી ઉપાસના કરવાથી પૂર્ણાયુરૂપ લાભ પ્રાપ્ત થાય છે તે કહે છે—

જે અધિકારી પ્રાણમય આત્માનું 'प्राणोऽहमस्मि' એ પ્રકારે બ્રહ્મરૂપથી ચિંતન કરે છે, એટલે કે ઉપાસના કરે છે તેઓ શત સંવત્સરરૂપ આયુ જીવનને પ્રાપ્ત થાય છે. 'प्राणोहिभूतानामायु' ઇત્યાદિ પુનરૂક્તિ વાક્ય તથા ઇતિ શબ્દનુ પ્રથમ વ્યાખ્યાન થઈ ચુકયુ છે. જે ચૈતન્ય આત્મા અન્નમયકોશ શરીરમા છે, તેજ પ્રાણમયકોશમા પણ સ્થિત છે. ૧.

વિશેષ—આ મંત્રમા એ સૂચિત કરવામાં આવ્યુ છે કે અન્નમયકોશથી આત્મબુદ્ધિને હઠાવીને તેનું પ્રાણમયકોશમા ધ્યાન કરવું જોઇએ. કારણ કે અન્ન

મયકોશની અપેક્ષા પ્રાણમયકોશ સૂક્ષ્મ છે. શરીર ઇંદ્રિયોને ધારણ કરનારા પ્રાણમયકોશમાં આત્મારૂપથી ઉપાસના કરનારા તે સમયમાં વૃદ્ધ થતા નથી, તેમનું અલ્પ આયુ થતું નથી તથા તેમનું અપમૃત્યુ પણ થતું નથી તેમજ કોઈ કુયોનિ પણ તેમને પ્રાપ્ત થતી નથી. તે પ્રાણન શક્તિથી સદા આનંદિત રહે છે. ૧.

આ પ્રમાણે બીજા પ્રાણમયકોશનું નિરૂપણ કર્યાં પછી હવે ત્રીજા મનોમયકોશનું કથન કરે છે, યથા—

**तस्माद्वा एतस्मात्प्राणमयात् । अन्योऽन्तर आत्मा मनोमयः । तेनैष पूर्णः । स वा एष पुरुषविध एव । तस्य पुरुषविधताम् । अन्वयं पुरुषविधः । तस्य यजुरेव शिरः । ऋग् दक्षिणः पक्षः । सामोत्तरः पक्षः । आदेश आत्मा । अथर्वाङ्गिरसः पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति ॥२॥**

ભાવાર્થ—તે આ પ્રાણમય કોશથી અન્ય, અંદર રહેનારો આત્મા, મનોમય છે. આ મનોમય કોશથી પ્રાણમય કોશ વ્યાપ્ત છે તે આવો નિશ્ચય કરીને પુરુષાકારજ છે. પ્રાણમયકોશની પુરુષાકારતાની પશ્ચાત્ આ મનોમયકોશ પણ પુરુષાકાર છે, અર્થાત્ એ પણ શીર આદિ અવયવોવાળો છે. હવે એના અવયવયુક્ત પુરુષાકાર દેખાડે છે—મનોમયકોશનું શિર યજુર્વેદ છે, ઋગ્વેદ દક્ષિણ પક્ષ છે, સામ ઉત્તરપક્ષ છે. આદેશ—બ્રાહ્મણગ્રંથ આત્મા છે. અથર્વણ વેદ પૂંછ છે. તેજ એ મનોમયકોશની પ્રતિષ્ઠા-અધિષ્ઠાન છે. તેમાં આગલો મંત્ર પ્રમાણ છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—બ્રાહ્મણોક્ત તથા મંત્રોક્ત પ્રાણમયથી વ્યતિરિક્ત, અભ્યન્તર, અલ્પરૂપથી કલ્પિત મનોમયકોશ પૂર્ણ છે, એ પ્રાણમય કોશનો અંતરાત્મા છે. જે મનોમયથી એ પ્રાણમય પૂર્ણ કહે છે તે મનોમયકોશ પણ પુરૂષના આકારનો છે. એ મનોમય કોશનો મનુષ્યાકાર પ્રાણમય કોશના મનુષ્યાકારના જેવોજ છે. મનોમય આત્માનુ, અનિયતાક્ષર પાદોમાં જેની સમાપ્તિ છે એ મંત્ર વિશેષ શરીરૂપ યજુર્વેદજ શિર છે, એટલે કે પ્રધાન શિર રૂપથી તેનું ધ્યાન કરવું જોઇએ. ઋગ્વેદ દક્ષિણપક્ષરૂપથી ધ્યેય છે. સામવેદ વામપક્ષરૂપથી ધ્યાન કરવાને યોગ્ય છે. બ્રાહ્મણભાગ આત્મરૂપથી એટલે કે દક્ષિણ તથા ઉત્તરપક્ષનાં મધ્યમભાગરૂપથી ધાતવ્ય છે. તથા અથર્વા—એ ગિરાથી દૃષ્ટ મંત્રરૂપ અથર્વવેદ પુછરૂપથી ધ્યાન કરવા યોગ્ય છે. તે બ્રાહ્મણોક્ત અર્થમાં

આ વક્ષ્યમાણ શ્લોક એટલે કે આગળ આવેલો મનોમય-આત્મપ્રકાશક મન્ત્ર પ્રમાણ છે. ૨.

વિશેષ—પ્રકૃતમાં પ્રધાનતાના કારણે યજુર્વેદને શિર કહેલું છે. યાગાદિમાં સાન્નિપત્ય ઉપકારક' હોવાથી યજુર્વેદના મંત્રોની તેથીજ પ્રધાનતા છે કે સ્વાહા આદિદ્વારા એ મંત્રોથીજ હવિ આપવામાં આવે છે, એક સાન્નિપત્ય ઉપકારક તથા બીજુ આરાત્ ઉપકારક; એ બે પ્રકારનાં યજ્ઞનાં અંગ છે, એ અંગ પરંપરાથી પ્રધાન યાગના સ્વરૂપને પૂર્ણ કરીને તેનાથી અપૂર્વની ઉત્પત્તિમાં ઉપયોગી થાય છે, તે સાન્નિપત્ય ઉપકારક કહેવાય છે. યજુર્વેદમાં પણ તેમજ છે. પ્રકૃતમંત્રમાં યજુઃ આદિકોને મનોમય કોશનાં શિર આદિ બતાવવામાં આવ્યાં છે. પરંતુ બાહ્ય યજુઃ આદિનો, અંતરંગ મનોમય સાથે શો સંબંધ છે? તેના સમાધાનમાં ભાષ્યકારે સ્પષ્ટ કહેલુ છે કે સર્વથી પહેલાં ઉચ્ચારણમાં મનનોજ વ્યાપાર થાય છે. જેમ—જઠરાગ્નિદ્વારા પ્રેરિત વાયુના આઘાત, કંઠ તાળુ આદિમાં થાય છે. તેનાથી અસ્ફુટનાદ થાય છે, એ પ્રમાણે ક્રમશઃ સ્વર તથા વ્યંજન અભિવ્યક્ત થઈ જાય છે. તેમના સંયોગથી પદ, તેમનાથી પદસમૂહ અને તેમનાથી વાક્યની રચના થાય છે. આ પરંપરાથી માનસિક કલ્પના મૂળથી યજુઃ આદિ મંત્ર અભિવ્યક્ત થઈને કર્ણેન્દ્રિયથી ગ્રહણ કરાય છે. તેથી અહીં યજુર્વિષયક મનોવૃત્તિને, યજુઃ કહેવી જોઈએ, કારણ કે એ મનોવૃત્તિથી ઉત્પન્ન થાય છે. તેજ પ્રમાણે ઋગ્ વિષય વૃત્તિને ઋક્ તથા સામ વિષયક વૃત્તિને સામ કહેવામાં આવી છે. આ પ્રકારની જે યજુઃ વૃત્તિ છે, તેને અહીં મનોમયકોશનું શિર કહેલું એ ઉચિતજ છે. અથવા શ્રુતિમાં કોઈ પ્રકારનો સંદેહ કરવો જોઈએ નહી. એ કારણથી શ્રુતિવિધિના બળથી એટલે કે વેદમાં કથિત હોવાથી યજુઃને મનોમયનું શિર માની લેવામાં આવવું જોઈએ. એજ પ્રમાણે આગળ પણ વાચનિકી, યાયોક્તિકી, યથાસંભવ શિર આદિની કલ્પના કરી લેવી, કારણ કે સર્વ જગાએ તર્ક આદિથી કામ લેવું એ ઠીક નથી. ૨.

---

## અનુવાક ચોથો

**यतो वाचो निवर्तन्ते । अप्राप्य मनसा सह । आनन्दं ब्रह्मणो विद्वान् । न बिभेति कदाचनेति । तस्यैष शारीर आत्मा । यः पूर्वस्य ॥ १ ॥**

ભાવાર્થ—જ્યાંથી મન સહિત વાણી તેને જોયા વગર પાછી ફરે છે, એટલે કે વાણીરૂપ વેદ, મનદ્વારા જે બ્રહ્મને ઘટાદિવત્ પ્રત્યક્ષ કરી શકતો નથી તે બ્રહ્મના આનંદને જે મનોમય કોશના ઉપાસક જાણે છે, તે કદી પણ ભયને પ્રાપ્ત થતા નથી. આ હૃદયમાં સ્થિત જે ચિદાત્મા છે તેજ મનોમય કોશનો પણ આત્મા છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—સંકલ્પાત્મક મન સહિત યજુઃ આદિ વાણી જેને ન મેળવીને નિવૃત્ત થઈ જાય છે, તે બ્રહ્મના આનંદને જે વિદ્વાન—મનોમય કોશનો ઉપાસક, જાણે છે તે જન્મ મરણ આદિથી કદી ડરતો નથી. અર્થાત્ આવા-ગમનથી રહિત થઈને ગર્ભાવાસ આદિ દુઃખોથી ડરતો નથી. એટલે કે બ્રહ્મ થઈ જાય છે. પ્રથમ કહેલા પ્રાણમય શરીરનો જે આત્મા છે તેજ આ મનોમય શરીરનો પણ આત્મા છે. ઇતિ શબ્દ મંત્ર સમાપ્તિને સારૂ છે.

વિશેષ—જેમ સ્વપ્રકાશ બ્રહ્મમાં મન તથા વાણી પ્રવૃત્ત થઈ શકતાં નથી, તેમ જ આ મનોમય કોશરૂપ બ્રહ્મમાં મન વાણીની પ્રવૃત્તિ થતી નથી. પોતાના સ્વરૂપમાં પોતાની પ્રવૃત્તિ કદી પણ જોવામાં આવી નથી, જેમ અગ્નિ પોતાનાથી ભિન્ન કાષ્ઠ આદિકોનો દાહ કરે છે પણ પોતાનો નહી તેવી જ રીતે મનવાણી પોતાનાથી ભિન્નમાં પ્રવૃત્ત થાય છે, પરંતુ મનવાણીવિશિષ્ટ આત્મરૂપ સ્વરૂપમાં નહિ, એજ પ્રમાણે આનંદરૂપ તથા બ્રહ્મરૂપ જાણીને જે મનોમય કોશનું ધ્યાન કરે છે. એવો ધ્યાતા પુરૂષ જન્મ મરણ આદિ સંસારના ભયને પ્રાપ્ત થતો નથી. 'એ પૂર્વે કહેલા પ્રાણમય કોશનો આ મનોમય કોશ આત્મા છે, આ કથનથી એમ થયું કે પ્રાણમય કોશમાં આત્મ બુધ્ધિનો પરિત્યાગ કરીને ઉપાસક મનોમય કોશને પોતાનું સ્વરૂપ સમજે. ૧.

હવે ચોથા વિજ્ઞાનમય કોશનું વર્ણન કરે છે, યથા—

तस्माद्वा एतस्मान्मयोमयात् । अन्योऽन्तर आत्मा विज्ञानमयः तेनैष पूर्णः । स वा एष पुरुषविध एव । तस्य पुरुषविधताम् । अन्वयं पुरुषविधः । तस्य श्रद्धैव शिरः । ऋतं दक्षिणः पक्षः । सत्यमुत्तरः पक्षः । योग आत्मा । महः पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति ॥ २ ॥

ભાવાર્થ—તે આ મનોમયથી બીજો, તેની અંદર સ્થિત આત્મા વિજ્ઞાન-મય કહેવાય છે, તેનાથી તે પૂર્ણ છે. તે એ પુરૂષાકારજ છે. તેની પુરૂષાકારતા

પછી એ પણ પુરૂષાકાર છે. તેનું શ્રધ્ધા જ શિર છે ઋત દક્ષિણ પક્ષ છે. સત્ય ઉત્તર પક્ષ છે. યોગ આત્મા છે. તથા મહત્તત્ત્વ પૃષ્ઠભાગરૂપ આધાર છે. આ વિષયમાં આગલા મંત્રમા કહેવાઈ ગયેલું છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—એ બ્રાહ્મણ વેદ ભાગ તથા મંત્ર વેદ ભાગથી પ્રતિપાદ્ય જે મનોમય કોશ છે, તેના અવાંતર, તેનાથી ભિન્ન તથા તેનાજ જેવો વિજ્ઞાનમય કોશ છે. નિશ્ચયાત્મક અંતઃ કરણની વૃત્તિનું નામ વિજ્ઞાન છે, એ વિજ્ઞાનમય કોશથી મનોમય કોશ વ્યાપ્ત છે. એ વિજ્ઞાનમય કોશ પણ પુરૂષાકાર છે, આ વિજ્ઞાનમયનો પુરૂષાકાર મનોમય કોશના પુરૂષાકાર જેવો જ છે, આ વિજ્ઞાનમય કોશના પાંચ અવયવ છે. જેવીરીતે વિજ્ઞાનમય કોશના સર્વ કર્મોનું મૂળરૂપ આસ્તિકય બુદ્ધિ જ છે, અર્થાત્ તેનું પ્રધાન શિરસ્ત્વેન ધ્યાન કરવું જોઈએ શાસ્ત્રાનુસાર કર્તવ્યરૂપથી નિશ્ચિત જે ઋત છે તે દક્ષિણ પક્ષ છે. શાસ્ત્રથી નિશ્ચિત અનુસંધાનરૂપ જે સત્ય છે, તે ઉત્તર પક્ષ છે, એટલેકે તેનુ વામ પક્ષ રૂપથી ધ્યાન કરવું જોઈએ. ચિત્તવૃત્તિ સમાધાનરૂપ યોગ તેનો આત્મા છે. એટલેકે તેનું દેહના મધ્યભાગરૂપથી ધ્યાન કરવુ જોઈએ. તથા મહત્તત્ત્વ—હિરણ્યગર્ભનુ સમષ્ટિરૂપ બુદ્ધિ પુચ્છ—પ્રતિષ્ઠા છે. મહત્તત્ત્વને પ્રથમ જ પણ કહે છે. એજ વિજ્ઞાનમયનું કારણ હોવાથી તેનુ પુચ્છ—પ્રતિષ્ઠા છે, કારણ કે, કારણ કાર્ય વર્ગની પ્રતિષ્ઠા—આશ્રય, હોય છે જેમ વૃક્ષ તથા લતા ગુલ્માદિની પ્રતિષ્ઠા પૃથ્વી છે. તેમ મહત્તત્ત્વ જ બુદ્ધિના સંપૂર્ણ વિજ્ઞાનોનુ કારણ છે, તેથી એ વિજ્ઞાનમય આત્માની પ્રતિષ્ઠા છે. પૂર્વવત્ તેના વિષયમાં જ આ શ્લોક છે, અર્થાત્ જેમ પ્રથમ શ્લોક બ્રાહ્મણોક્ત અન્નમય આદિનો પ્રકાશક છે તેજ પ્રકારે આ વિજ્ઞાનમયનો પણ પ્રકાશક શ્લોક છે. ૨.

વિશેષ—સંકલ્પ વિકલ્પાદિ ચંચળતાને કારણે મનોમય આત્મા રજોગુણરૂપ છે. તેની અપેક્ષા શાંતિ, ધીરતા તથા ગંભીરતા આદિગુણ યુક્ત હોવાથી સત્વગુણરૂપ વિજ્ઞાનમય આત્મામા સમાધિ વગર સમાધિ થઈ શકે છે, તેમાં આત્મબુદ્ધિ કરીને આનંદનો અનુભવ કરી શકાય છે. કારણ કે ત્યાં સમાધિ પ્રથમ ઠીક કરી શકાય છે. પ્રકૃતમાં શ્રધ્ધાને વિજ્ઞાનમયનું શિર કહેલું છે, તેનો અભિપ્રાય એ છે કે નિશ્ચયાત્મિકા બુદ્ધિથી સંપન્ન પુરૂષ ને સર્વથી પહેલા કર્તવ્યકર્મમાં, શ્રધ્ધા જ ઉત્પન્ન થાય છે. તેથી સંપૂર્ણ કર્મોમાં પ્રથમ હોવાથી તે શિરના સમાન એ વિજ્ઞાનમયનું શિર છે. ૨.

## અનુવાક પાંચમો.

**विज्ञानं यज्ञं तनुते । कर्माणि तनुतेऽपि च । विज्ञानं देवाः सर्वे । ब्रह्म ज्येष्ठमुपासते । विज्ञानं ब्रह्म चेद्वेद । तस्माच्चेन्न प्रमाद्यति । शरीरे पाप्मनो हित्वा । सर्वान्कामान्समश्नुत इति । तस्यैष एव शारीर आत्मा । यः पूर्वस्य ॥ १ ॥**

ભાવાર્થ—વિજ્ઞાન યજ્ઞનો વિસ્તાર કરે છે, તથા એજ કર્મોનો પણ વિસ્તાર કરે છે. સર્વ દેવતા શ્રેષ્ઠ વિજ્ઞાન બ્રહ્મની ઉપાસના કરે છે. જો ઉપાસક, 'विज्ञानं ब्रह्म'—વિજ્ઞાન બ્રહ્મ છે. એ પ્રકારે જાણી જાય, તથા જાણીને એ વિજ્ઞાન બ્રહ્મને ભૂલે નહી, એટલે કે દૃઢ નિશ્ચય કરીને તેની ઉપાસના કરતો રહે તો તે સાધક શરીરનાં પાપોનો નાશ કરીને સંપૂર્ણ કામનાઓને પૂર્ણતયા પ્રાપ્ત કરી લે છે, એટલે કે ભોગોને સમ્યક પ્રકારે ભોગવે છે. એ મનોમય કોશનો જે ચિદાત્મા શરીરમાં સ્થિત છે તેજ એ વિજ્ઞાનમય કોશનો આત્મા છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—વિજ્ઞાનવાન પુરૂષ શ્રદ્ધાની સાથે યજ્ઞને કરે છે, એવું પ્રતીત થાય છે કે જાણે વિજ્ઞાનજ યજ્ઞાદિક વૈદિક કર્મોનો તથા ગમન આગમન આદિ લૌકિક કર્મોનો કર્તા છે. ઈંદ્રિયાદિ સર્વ દેવતાપણ આ વિજ્ઞાનમયને શ્રેષ્ઠ જાણીને તેની ઉપાસના કરે છે, એવા વિજ્ઞાનમયને જે પુરૂષ બ્રહ્મરૂપ જાણીને, તથા દેહાદિકોમાં આત્મત્વબુદ્ધિરૂપ પ્રમાદ કરતો નથી, એટલે કે સદા એ વિજ્ઞાનમયને આત્મરૂપે જાણે છે, તે મનુષ્ય દેહાભિમાનના અભાવથી, દેહકૃત સર્વ પાપોથી રહિત થઇને સર્વ કામનાઓને પ્રાપ્ત થાય છે. પૂર્વ મનોમયનો આ વિજ્ઞાનમય આત્મા છે. ૧.

વિશેષ—પ્રકૃતમાં કહેવામાં આવ્યું છે કે વિજ્ઞાનમય આત્મા બ્રહ્મ છે, એવું જાણનારો જ્ઞાન તથા ઐશ્વર્યથી સંપન્ન થાય છે. કેવળ એવું જાણવાથીજ નહી પણ તે પ્રમાણે કરવામાં પ્રમાદ ન કરે તોજ એવું ફળ થાય છે. મનુષ્ય જ્યારે બાહ્ય અનાત્મ પદાર્થોમાં, આત્મબુદ્ધિ કરે છે ત્યારે એ પ્રમાદથી તેના કર્તવ્યથી ચ્યુત થવાનો સંભવ છે. તેની નિવૃત્તિને સારૂ અન્નમય આદિમાંથી આત્મભાવને છોડીને કેવળ વિજ્ઞાનમય બ્રહ્મમાંજ આત્મભાવની ભાવના કરીને સ્થિત થવું જોઇએ. એમ થવાથી ઉપાસક શરીરનાં પાપોથી છુટી જાય છે.

સંપૂર્ણ પાપ શરીરાભિમાનના કારણથીજ થાય છે, વિજ્ઞાનમય બ્રહ્મમાં આત્મ ભાવનુ અભિમાન કરવાથી, નિમિત્તનો ક્ષય થતાં તેના અભિમાનનો પણ ક્ષય થાય એ ઉચિતજ છે કે જે પ્રમાણે છત્રીને હઠાવી લેવાથી છાયાની નિવૃત્તિ થા જાય છે. તેથી શરીરાભિમાનના કારણથી થનારાં શરીરજનિત સંપૂર્ણ પાપોને શરીરમાંજ ત્યાગ કરી વિજ્ઞાનમય બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થઈ, સાધક તેમાં સ્થિત રહી સર્વ ભાગોનો વિજ્ઞાનમય સ્વરૂપે પૂર્ણતયા ઉપભોગ કરે છે. ૧.

હવે આનન્દમય ( કોશ ) આત્માનું વર્ણન કરે છે, યથા—

**तस्माद्वा एतस्माद् विज्ञानमयात् । अन्योऽन्तर आत्मा आनन्दमयः । तेनैष पूर्णः । स वा एष पुरुषविध एव । तस्य पुरुषविधताम् । अन्वयं पुरुषविधः । तस्य प्रियमेव शिरः । मोदो दक्षिणः पक्षः । प्रमोद उत्तरः पक्षः । आनन्द आत्मा । ब्रह्म पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति ॥ २ ॥**

**ભાવાર્થ**—તે આ વિજ્ઞાનમયથી અન્ય, તેની અંદરનો આત્મા આનંદમય છે તેનાથી એ વ્યાપ્ત છે. તે આ નિશ્ચય આનંદમય પણ પુરૂષાકારજ છે. તે વિજ્ઞાનમય કોશની પુરૂષાકારતાના સમાનજ પુરૂષાકાર છે. તેનુ શિર 'પ્રિય'જ છે. મોદ દક્ષિણ પક્ષ છે. પ્રમોદ ઉત્તર પક્ષ છે. આનંદ આત્મા છે તથા બ્રહ્મ પુચ્છ પ્રતિષ્ઠા છે. તેની ઉપાસનાના વિષયમાં આ મંત્ર છે. ૨.

**વિ૦ વિ૦ ભાષ્ય**—મંત્ર તથા બ્રાહ્મણભાગથી પ્રતિપાદ્ય, વિજ્ઞાનમય કોશની અંદર, તથા તેનાથી પૃથક્ આનંદમય કોશ છે. તેનુ આનંદમય કોશ નામ એટલા સારૂ છે કે તેમાં આનંદની પ્રાપ્તિ અધિક થાય છે, જેમ કે શુભ કર્મોનાં ફળના અનુભવ કાલમાં, અંતર્મુખ થએલી અંતઃકરણની વૃત્તિમાં, આત્માનું પ્રતિબિંબ પડે છે, આત્મપ્રતિબિંબિત વૃત્તિને આનંદમય કહેવામાં આવે છે. અર્થાત્ પુરૂષ જ્યારે શુભ કર્મોનાં ફળનો અનુભવ કરે છે તે સમયે અંતઃકરણની વૃત્તિ અંતર્મુખ થઈ જાય છે. તેમાં આત્માનું પ્રતિબિંબ પડવાથી તે આનંદમય કહેવાય છે. કર્મ ફળના સમાપ્ત થતાં એ વૃત્તિ પણ લીન થઈ જાય છે. આનંદરૂપ આત્મા ભોક્તારૂપ પણ છે. એજ આનંદમય કોશથી આ વિજ્ઞાનમય કોશ પૂર્ણ છે. આ આનંદમય કોશ પણ પુરૂષાકાર છે, તેના

પાંચ અવયવોનું કથન કરે છે—આ આનંદમય આત્માનું પ્રિય—ઇષ્ટ વસ્તુના દર્શનથી થાય છે તે સુખ—શિર છે. એટલે કે તે પ્રધાન શિરસ્ત્વેન ધ્યાન કરવાને યોગ્ય છે. ઇષ્ટ પદાર્થના લાભથી થતો સુખવિશેષ તેના દક્ષિણ તથા ઉત્તર પક્ષ છે, એટલે તેની જમણા તથા ડાબા હાથરૂપથી ઉપાસના કરવી યોગ્ય છે. પ્રિય પ્રમોદ આદિ અવયવોમાં સામાન્યરૂપથી અનુગત સુખ, આનંદમયનો મધ્યભાગ છે. તથા જે પ્રકૃત સત્ય-જ્ઞાન-અનંત લક્ષણ છે, તથા જેના બોધને સારૂ અન્નમયાદિ પાંચ કોશોનું નિરૂપણ કરવામાં આવ્યું છે તે સર્વાંતર્ભૂત પરબ્રહ્મ, આનંદમય કોશનો પુચ્છરૂપે આધાર છે. તેજ ધ્યાન કરવાને યોગ્ય છે અગર અજ્ઞાન કલ્પિત જે કાંઈ દ્વૈત પ્રપંચ છે તેનું અવસાન અવધિ અદ્વૈત બ્રહ્મ જ છે. તેજ પ્રતિષ્ઠા છે. કારણ કે સર્વ કાંઈ બ્રહ્મમાંજ કલ્પિત છે. એ જ અર્થને આગળના મંત્રમાં કહેલો છે. ૨.

વિશેષ—"આનંદમય' આ શબ્દથી કાર્ય આત્માની પ્રતીતિ થાય છે, કારણ કે અહીં અન્નમય આદિ ભૌતિક કાર્યાત્માઓનો અધિકાર છે. તેમનીજ અંતર્ગત આ આનંદમય પણ છે. તથા 'તે આનંદમય, આત્મા પ્રતિ સંક્રમણ કરે છે' એ આઠમા અનુવાકમાં કહેલા મંત્ર અનુસાર અન્નમયાદિ અનાત્મા કાર્યાત્માઓનુંજ સંક્રમણ થતો દેખાડેલો છે. સ્વયં આત્માનું સંક્રમણ થવું સંભવિત નથી, એટલે કે આત્માને આત્માની પ્રાપ્તિ થવી એ સંભવિત નથી, કારણ કે આ આત્મામાં ભેદનો સર્વથા અભાવ છે. તેથી પણ સિદ્ધ થાય છે કે આનંદમયથી કાર્યાત્માનું ગ્રહણ છે.

એ આનંદ આત્માના પુત્રાદિ ઇષ્ટ પદાર્થોનાં દર્શનથી થનારૂં પ્રિય જ પ્રધાનતાના કારણે શિરના સમાન શિર છે. જે પ્રકૃત બ્રહ્મ સત્ય, જ્ઞાન તથા અનંતસ્વરૂપ છે, જેની પ્રાપ્તિને સારૂ અન્નમયાદિ પાંચ કોશોનો ઉપન્યાસ કરવામાં આવ્યો છે, કે જે તેમની અપેક્ષા અંતર્વર્તી છે તથા જેના દ્વારા આ સર્વ આત્મવાન છે, તે બ્રહ્મ જ આ આનંદમયનું પુચ્છ-પ્રતિષ્ઠા છે. એટલે કે અવિદ્યા દ્વારા કલ્પાએલા સંપૂર્ણ દ્વૈતના નિષેધાવધિભૂત એ અદ્વૈત બ્રહ્મ જ તેની પ્રતિષ્ઠા છે.

પાંચ કોશોને લક્ષ્ય કરીને અત્યાર સુધી જે કાંઈ કહેવામાં આવ્યું છે, તેનું તાત્પર્ય એ છે કે સંપૂર્ણ જગતના કારણરૂપ બ્રહ્મ તથા અધિષ્ઠાનરૂપ બ્રહ્મ આનંદમય પક્ષીનાં પુચ્છ છે તેથી એજ પ્રતિષ્ઠા છે. આ આનંદમયથીજ વિજ્ઞાનમય પરિપૂર્ણ છે. તેથી બુદ્ધિનો પરિત્યાગ કરી આનંદમય કોશનો આત્મરૂપે નિશ્ચય કરવો જોઈએ. આ પ્રકારે શ્રુતિમાં જે પાંચ કોશોનું, નિરૂપણ કરવામાં

આવ્યું છે તે કેવળ અધિષ્ઠાન બ્રહ્મના બોધને સારૂ છે, અન્નમયાદિ કોશોના નિરૂપણને સારૂ નહીં. કારણ કે અધિષ્ઠાન બ્રહ્માત્માના જ્ઞાનથી મોક્ષરૂપ ફળની પ્રાપ્તિ થાય છે તથા અન્નમયાદિકોના જ્ઞાનથી મુક્તિરૂપ ફળની પ્રાપ્તિ સંભવિત નથી. આ પ્રકારે વિવેકી પુરૂષે અન્નમય, પ્રાણમય, મનોમય તથા વિજ્ઞાનમય એ ચાર કોશોને અનાત્મ જાણીને આનંદમય કોશના અધિષ્ઠાનરૂપ, તથા પુચ્છના જેવુ જે પુચ્છ જે બ્રહ્મ છે તેનો નિશ્ચય કરવો એ ઉચિત છે. અગર આનંદમય જ આત્મા છે, તેનું પુચ્છ બ્રહ્મ છે એવી ધારણા કરવી જોઈએ. બ્રહ્મજ્ઞાનને સારૂ જ પાંચ કોશો કહેવામા આવ્યા છે. એક એક કોશના પાચ પાંચ અવયવોનુ વર્ણન શ્રુતિએ કર્યું. પરંતુ પાચમાં આનંદમય કોશના ચાર અવયવોનુ નિરૂપણ કરીને શ્રુતિએ વિચાર કર્યો કે આનંદમય પક્ષીના પુચ્છરૂપ અવયવ કયા પદાર્થને કહી શકાય ? અન્ય કાંઈ પદાર્થ પ્રતીત થતો નથી એવો વિચાર કરીને બ્રહ્મ પુચ્છરૂપ નથી તો પણ શ્રુતિએ અધિષ્ઠાનરૂપ બ્રહ્મનું પુચ્છરૂપથી કથન કરેલુ છે. તેથી અંતમાં એજ નિષ્કર્ષ નિકળે છે કે અધિષ્ઠાન બ્રહ્મના જ્ઞાનને સારૂજ પંચકોશોનું નિરૂપણ કરવામાં આવ્યુ છે. ૨.



## અનુવાક છઠ્ઠો

**असन्नेव स भवति। असद् ब्रह्मेति वेद चेत्। अस्ति ब्रह्मेति चेद्वेद। सन्तमेनं ततो विदुरिति। तस्यैष एव शारीर आत्मा यः पूर्वस्य। अथातोऽनुप्रश्नाः। उताविद्वानमुं लोकं प्रेत्य कश्चन गच्छती३। आहो विद्वानमुं लोकं प्रेत्य। कश्चित्समश्नुता३ उ॥ १॥**

ભાવાર્થ—જો 'બ્રહ્મ નથી' એવુ જે જાણે છે તે સત્તાશૂન્ય થઈ જાય છે, તથા જે 'બ્રહ્મ છે' એવુ જાણે છે તો તેને બ્રહ્મવેત્તા લોક સત્તાયુક્ત સમજે છે. એ પૂર્વોક્ત વિજ્ઞાનમય કોશનો આ આનંદમય શરીર સ્થિત આત્મા છે. હવે એ અનુપ્રશ્ન છે. એટલે કે આચાર્યોપદેશ સાંભળ્યા પછી શિષ્યનો એ પ્રશ્ન છે કે, શું કોઈ અજ્ઞાની મનુષ્ય અહીંથી જઈને પરમાત્માને પ્રાપ્ત કરી શકે છે કે નહી, તથા અજ્ઞાનીની પેઠે કોઈ વિદ્વાન આ શરીરને છોડયા પછી પરમાત્માને પ્રાપ્ત થાય છે કે નહી ? ૧.

વિં૦ વિ૦ ભાષ્ય—સર્વવ્યવહારોથી રહિત તથા સંપૂર્ણ ઈંદ્રિયોનો અવિષય હોવાથી બ્રહ્મ અસત્ છે અર્થાત્ છે નહી! જે મનુષ્ય એવુ જાણે છે તે પુરુષાર્થ શૂન્ય થઈને અસત્ તુલ્ય થઈ જાય છે. એટલે કે તે શ્રદ્ધા હીન-નાસ્તિક થઈ જાય છે તેથી તેને અસાધુ સમજવામાં આવે છે. તથા જે મનુષ્ય બ્રહ્મને અખિલ દ્વૈત પ્રપંચનુ અધિષ્ઠાન, કર્તા તથા લયનો આધાર જાણે છે તેને બ્રહ્મજ્ઞાની લોક પરમાર્થથી સદ્રૂપ-બ્રહ્મરૂપ માને છે. તેથી બ્રહ્મ છે, એવું માનવું જોઈએ. કોઈ વિદ્વાન અહીં ઈતિ શબ્દનો, મંત્ર સમાપ્તિરૂપ, અર્થ માને છે. એ વિજ્ઞાનમયના આજ વિજ્ઞાનમય શરીરમાં રહેનારો આત્મા છે તે કોણ છે? ઉત્તરમાં—આનંદમય છે.

પ્રથમ શ્રવણવિધિના પ્રકારથી આત્મતત્ત્વને દેખાડવામાં આવ્યુ છે, હવે મનન વિધિ દ્વારા આત્મતત્ત્વને સારૂ શિષ્યનો પ્રશ્ન છે કે—

આકાશતુલ્ય બ્રહ્મજ્ઞાની સર્વની સાથે સમાનતા હોવાથી આચાર્યની ઉક્તિની અનુ પછી કરવામાં આવેલા આ પ્રશ્ન અનુ પ્રશ્ન છે, જેમ કે—અજ્ઞાની મનુષ્ય મરણ પછી પ્રકાશાત્મ બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે કે નહી? તથા વિદ્વાન ઉપર્યુક્ત બ્રહ્મને પ્રાપ્ત થાય છે કે નહી? બ્રહ્મ કોઈનું પણ પક્ષપાતી ન હોવાના કારણે અવિદ્વાન તથા વિદ્વાન બ નેને તે પ્રાપ્ત થવું જોઈએ. તે પ્રમાણે થાય છે કે નહી? ૧.

વિશેષ—પ્રાકૃતમા પ્રશ્નોત્તર દ્વારા જે પ્રકારે આત્માનું નિરૂપણ કરવામાં આવ્યુ છે, તેને દેખાડે છે. પ્રથમ પ્રશ્ન—સત્યં જ્ઞાનમનન્ત' એ વેદાંતિયોનુ માનવુ મિથ્યા છે, કારણ કે જો બ્રહ્મ સત્યાદિરૂપ હોત તો પૃથ્વી, જળ આદિકોની પેઠે સર્વને પ્રતીત થવું જોઈએ પણ તેમ થતુ નથી, તેથી બ્રહ્મ એ નથી. બીજો પ્રશ્ન—બ્રહ્મ સર્વનો આત્મા છે, તે કોઈનો પક્ષપાત કરતું નથી તેથી તે જેમ જ્ઞાનીને પ્રાપ્ત થાય છે, તેમજ અજ્ઞાનીને પણ કેમ પ્રાપ્ત થતું નથી? ત્રીજો પ્રશ્ન—જેવી રીતે વ્યાપક આકાશની જ્ઞાનીને પ્રાપ્તિ તથા અજ્ઞાનીને અપ્રાપ્તિ કહેવી એ વિરૂધ્ધ છે, તેમ જ સર્વત્ર આત્મરૂપથી વ્યાપક બ્રહ્મની જ્ઞાનીને પ્રાપ્તિ થાય છે અને અજ્ઞાનીને થતી નથી એવું કહેવું એ પણ વિરૂધ્ધ છે જો અજ્ઞાની બ્રહ્મને પ્રાપ્ત નથી થતો તો વિદ્વાનને પણ બ્રહ્મની પ્રાપ્તિ ન થવી જોઈએ. આ ત્રણ પ્રશ્ન છે, તેમાંથી પહેલાનું સમાધાન એવુ કરવામાં આવે છે કે હમે માનિયે છીએ કે બ્રહ્મ સર્વનો આત્મા છે, તેથી અજ્ઞાનીને પણ પ્રાપ્ત છે. પરંતુ વાત એવી છે કે બ્રહ્મજ્ઞાનથી અજ્ઞાન નિવૃત્તિ દ્વારા, જ્ઞાની પુરૂષ બ્રહ્મને નિરાવરણ આત્મરૂપથી જ્યારે જાણી

શકે છે ત્યારે એ બ્રહ્મને પ્રાપ્ત થયો એમ કહેવાય છે. " તથા અજ્ઞાની પુરૂષનું આવરણ નિવૃત્ત થએલું હોતું નથી. તેથી તેના પ્રતિ ' અજ્ઞાની બ્રહ્મને પ્રાપ્ત થયો નથી" એવું કથન કરવામાં આવે છે. જેમ, બે મનુષ્યોના ઘરમાં પૃથ્વીમાં ધન દાટેલું હોય છે, તે પૈકી એક પુરૂષ કોઈ જ્ઞાતાના કથનથી પૃથ્વીને ખોદીને તે ધનની પ્રાપ્તિ કરે છે. અને બીજો મનુષ્ય કોઈ જ્ઞાતા પુરૂષ ન મળવાથી પ્રાપ્ત થએલી નિધિને પણ પ્રાપ્ત કરી શકતો નથી, તેજ પ્રકારે કોઈ અધિકારી પુરૂષને શુભકર્મોથી બ્રહ્મનિષ્ઠ ગુરૂ મળી ગયા, તેમણે કહ્યું કે, તું શુદ્ધ સચ્ચિદાનંદ નિર્વિકાર પરિપૂર્ણ બ્રહ્મ છે, પોતાના એવા સ્વ સ્વરૂપનો ત્યાગ કરીને તું પોતાને સુખી દુઃખી તથા જન્મ મરણવાળો શામાટે માને છે ? એ વાક્યનું શ્રવણ કરીને તે શુદ્ધ અધિકારી પ્રાપ્ત બ્રહ્મને પ્રાપ્ત થાય છે. તથા બીજા મનુષ્યને નિષ્કામ કર્મના અભાવથી અન્તઃકરણની શુદ્ધિ તથા જ્ઞાની ગુરૂની પ્રાપ્તિ થઈ શકતી નથી. સામગ્રીના અભાવથી તેને જ્ઞાન થયુ નહી તે મનુષ્ય પ્રાપ્ત બ્રહ્મને પણ પ્રાપ્ત કરી શકતો નથી. ૧.

આચાર્ય ઉત્તર આપવાને સારૂ ભૂમિકા બાંધે છે, યથા—

**सोऽकामयत । बहु स्यां प्रजायेयेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा । इदं ँ सर्वमसृजत । यदिदं किञ्च । तत्सृष्ट्वा । तदेवानुप्राविशत् । तदनु प्रविश्य । सच्च त्यच्चाभवत् । निरुक्तं चानिरुक्तं च । निलयनं चानिलयनं च । विज्ञानं चाविज्ञानं च । सत्यं चानृतं च सत्यमभवत् । यदिदं किंच । तत्सत्यमित्याचक्षते । तदप्येष श्लोको भवति ॥ २ ॥**

ભાવાર્થ—એ પરમાત્માએ ઇચ્છા કરી કે હું બહુરૂપ થાઉં' અર્થાત્ હું નામરૂપથી અનેક થઇને ઉત્પન્ન થાઉં. તેથી તેણે તપ કર્યું. તેણે તપ-વિચાર કરીને આ નામ રૂપાત્મક જગતની રચના કરી કે જે દ્રશ્યમાન થઈ રહેલું છે, તેની રચના કરીને તેમાં તે પોતેજ ચૈતન્ય કળારૂપથી પ્રવિષ્ટ થઈ ગયો. તેમાં પ્રવેશ કરીને પછી તે સત્યસ્વરૂપ પરમાત્મા મૂર્ત-અમૂર્ત, કથન કરવાને તેમજ ન કથન કરવાને યોગ્ય ( નીચ ઉંચ ) આશ્રય-અનાશ્રય, ચેતન-અચેતન તથા સત્ય-અસત્યરૂપ થઈ ગયો. આજે કાંઈ છે તેનું બ્રહ્મજ્ઞાની લોક 'સત્ય' નામથી કથન કરે છે. તેના વિષયમાં આગલો મંત્ર કહેવાએલો છે. ૨.

વિ૦ શ્રિ૦ ભાષ્ય—સૃષ્ટિના આદિકાળમાં પરમાત્માએ એવી ઇચ્છા કરી

કે 'હું' એકથી અધિક થઈ જાઉં', 'હું' પ્રજારૂપથી ઉત્પન્ન થાઉં' બ્રહ્મની સ્વરૂપથી તો ઉત્પત્તિ થવી સંભવિત નથી, તેથી જળમાં સૂર્યાદિના પ્રતિબિંબવત્ અંતઃકરણમાં બ્રહ્મનુ પ્રતિબિંબ પડવું એજ તેની ઉત્પત્તિ માનવામાં આવેલી છે, સ્વરૂપથી નહી. પ્રથમ તેણે સૃષ્ટિ રચવાનો વિચાર કર્યો. પછી તેણે આ સંપૂર્ણ જગત, જે સર્વને પ્રત્યક્ષ દ્રષ્ટિગોચર થઈ રહેલું છે તેને રચ્યુ. તે પોતાની નિર્માણ કરેલી સૃષ્ટિમાં પછી તેણે પોતેજ પ્રવેશ કર્યો, એટલે કે અખિલ જીવોના અંતઃકરણને પ્રતિબિંબિત કર્યું. કારણ કે જડમાં વ્યાપકનો વાસ્તવિક પ્રવેશ થવો સંભવિત નથી. એ કાર્યજગતમાં તે પ્રવિષ્ટ થઇને પોતેજ પૃથ્વી, જળ તથા તેજ ત્રણ સ્થૂળભૂતોથી ચક્ષુઃ ઇંદ્રિય આદિકોનો વિષય, મૂર્તિમાન થઇ ગયો તથા વાયુ અને આકાશ એ બે સૂક્ષ્મ ભુતોથી અમુર્તિમાન થઇ ગયો, એટલે કે પરમાત્મા મૂર્ત તથા અમૂર્ત બંને રૂપે થઇ ગયો. એજ નિરૂક્ત તથા અનિરૂક્ત પણ થઇ ગયો અર્થાત્ નામરૂપે કરીને નિરૂપણ કરવાને યોગ્ય અખિલ ભુત ભૌતિક કાર્ય, તથા જે નિરૂપણ કરવાને અશકય છે તે પણ પોતે થઈ ગયો. એજ નિલય તથા અનિલય પણ થઇ ગયો. જે કોઈ આધારના ટેકાથી ટકી શકે તે 'નિલય' જેમ વૃક્ષ, ગૃહ આદિ. તથા જે તે એવો ન હોય તે 'અનિલય' છે, જેમ કે તે આકાશાદિ. વિજ્ઞાન તથા અવિજ્ઞાન પણ તેજ બની ગયો. વિજ્ઞાન ચેતનાદિ મનુષ્યોનું તથા અવિજ્ઞાન પાષાણાદિ જડ પદાર્થોનું નામ છે. તથા એજ સત્ય, અનૃત-અસત્ય, પણ થઈ ગયો. વ્યવહારનો જે વિષય છે તે સત્ય છે, જેમ નદીના જળ આદિક તથા અસત્ય પ્રાતિભાવિક પદાર્થ શુક્તિ ( છીપ ) રજતાદિક ( છીપમાં રૂપાની ભ્રાંતિ ) છે. એ જે પરમાર્થ સત્ય સ્વરૂપ બ્રહ્મ છે તેજ સત્-અસત્, નિરૂક્ત–અનિરૂક્ત, નિલય–અનિલય, વિજ્ઞાન–અવિજ્ઞાન તથા અસત્ય-અનૃત રૂપે થએલું છે. આ સત આદિકોને શ્રુતિ સ્પષ્ટતયા ફરીથી કહે છે—

'યદિદંકિઞ્ચ'—જે કાંઈ વસ્તુમાત્ર છે, ઉક્તાનુક્તરૂપ જે કાંઈ પણ છે તે પરમાર્થ સત્ય છે, એટલે કે તેનું બ્રહ્મવેત્તાલોક બ્રહ્મરૂપે કરીનેજ કથન કરે છે. તે આ બ્રાહ્મણોક્ત અર્થને સારૂ આ મંત્ર છે. જે પ્રકારે પૂર્વોક્ત પાંચ પર્યાયોમાં અન્નમયાદિ કોશોમાં પ્રકાશક શ્લોકો હતા, તેજ પ્રકારે સર્વની અપેક્ષા અંતરતમ આત્માના અસ્તિત્વને કાર્યદ્વારા પ્રકાશિત કરનારો પણ આ મંત્ર છે. ૨

**વિશેષ**—પ્રથમ એ પ્રશ્ન કરવામાં આવ્યો હતો કે 'જો બ્રહ્મ સત્ય જ્ઞાન અનંત આદિરૂપ હોત તો પૃથ્વી જળ આદિકોની પેઠે હમો સર્વને તે પ્રતીત થાત, પણ તેમ થતુ નથી, તેથી એમ પ્રતીત થાય છે કે બ્રહ્મ નથી'. પ્રકૃત મંત્રમાં તેનો

ઉત્તર આપવામાં આવ્યા છે. ઈશ્વરે જગત રચ્યું, તેમાં સ્વયં પ્રવિષ્ટ થઈને તેને સત્તાવાળું બનાવ્યું. ઈત્યાદિ કથનથી બ્રહ્મની સત્તા પ્રમાણિત થાય છે. પરમાત્માનો મુખ્ય પ્રવેશ થવાનું તો બનતું નથી, કારણ કે પરિચ્છિન્ન પદાર્થોનોજ મુખ્ય પ્રવેશ થઇ શકે છે, તેથી પ્રવેશકથન જીવની બ્રહ્મરૂપતા બોધનને સારૂ છે. જેમ દેવદત્ત પોતાના ઘરમાં પ્રવેશ કરે છે, એ પ્રવેશકર્તા બાહ્યસ્થિત પોતાના રૂપથી ભિન્ન નથી, પરંતુ જે બાહ્યસ્થિત હતો, તેજ ઘરમા વિરાજમાન છે. તેજ પ્રમાણે આ સંઘાતમાં પરિપૂર્ણ બ્રહ્મજ જીવરૂપથી પ્રવેશ્યું છે. તેથી જીવ પૂર્ણરૂપ બ્રહ્મથી જુદો નથી, એટલે કે બ્રહ્મજ જીવ છે. આ તાત્પર્યનું બોધન કરવાને સારૂજ આ પ્રવેશ શ્રુતિ અર્થવાદરૂપા છે. એવા પરમાત્માજ અંતઃકરણમાં સ્થિત થએલા દ્રષ્ટા, ભોક્તા, મંતા તથા વિજ્ઞાતારૂપથી પ્રતીત થઈ રહ્યા છે. આ પ્રકારની કામના કરનારા, વિચાર કરનારા જગતની ઉત્પત્તિ કરનાર પ્રવેશ કરનાર તથા મૂર્ત, અમૂર્ત આદિ રૂપતાને તો તે ધારણ કરનારા બ્રહ્મ અસત્ કેવી રીતે થઈ શકે ? ના, નહીજ થઈ શકે. પ્રથમ પ્રશ્નનો સમુચિત ઉત્તર થઇ ગયો.

આ મંત્રમાં કહેવામાં આવેલુ છે કે, આત્માએ ઉક્તકામનાવાળા થઈને 'તપ' કર્યું. અહીં તપ શબ્દથી "यस्य ज्ञानमय तपः" (મુ० ઉ० ૧–૧૮) શ્રુતિથી દર્શિત જ્ઞાન' એ અર્થ લેવામાં આવ્યો છે. આપ્તકામ હોવાથી આત્માને સારૂ અન્ય તપતો સંભવજ નથી, એટલે કે આત્માને કઈ વાતની કમી છે કે જેને સારૂ એ તપના રગડામાં પડે ? 'તેણે તપ કર્યું' તેનો અભિપ્રાય એ છે કે આત્માએ રચિત થતા જગતની રચના આદિની આલોચના કરી. ૨.

## અનુવાક સાતમો

असद्वा इदमग्र आसीत्। ततो वै सदजायत। तदात्मान ँ स्वयमकुरुत। तस्मात्तत्सुकृतमुच्यत इति। यद्वै तत्सुकृतम् रसो वै सः। रस ँ ह्येवायं लब्ध्वानन्दी भवति। को ह्येवान्यात् कः प्राण्यात्। यदेष आकाश आनन्दो न स्यात्। एष ह्येवानन्दयति। यदा ह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयं प्रतिष्ठां विन्दते। अथ सोऽभयं गतो भवति। यदा ह्येवैष एतस्मिन्नुदरमन्तरं कुरुते। अथ तस्य भयं भवति। तत्त्वेव भयं विदुषो मन्वानस्य। तदप्येष श्लोको भवति ॥ १ ॥

છે, તે દ્રષ્ટા ભયને પ્રાપ્ત થાય છે, જેમ એક ચંદ્રમામાં બે ચંદ્રમા દેખનારો વિદ્વાન પણ અજ્ઞાનીજ ગણાય છે, તેમજ અદ્વિતીય બ્રહ્મમાં ભેદબુદ્ધિ કરનારો વિદ્વાન પણ અજ્ઞાની છે. જે વિદ્વાન 'ઈશ્વર અન્ય છે, હું બીજો છું' એ પ્રકારની ભેદબુદ્ધિ કરે છે, તેને આ બ્રહ્મભયનો હેતુ છે, એજ અર્થને આ મંત્રમાં કહે છે. ૧.

વિશેષ—પ્રકૃત મંત્રમાં કહેવામાં આવ્યું છે કે ભેદદર્શીને ભય થાય છે. તથા તેનો અભિપ્રાય એ છે કે અવિદ્વાનનેજ ભેદબુદ્ધિ કરવાથી ભય થાય છે એમજ વાત નથી, પણ વિદ્વાનને પણ થાય છે. તે ત્યાં સુધી કે ઉપાસ્ય ઉપાસકભાવમા પણ ભયજ હોય છે. દ્વૈતમાંજ ઉપાસ્ય ઉપાસકભાવનો સંભવ છે, એકમાં એ ભાવ બનતોજ નથી. ભેદદર્શી વિદ્વાનને સારૂ બ્રહ્મ પણ ભયરૂપ છે. એટલે કે ઈશ્વર મારાથી ભિન્ન છે તથા હું સંસારી જીવ ભિન્ન છું, આ પ્રકારનો જરા જેટલો પણ ભેદ દેખનારા વિદ્વાનને સારૂ ઈશ્વર સંજ્ઞક બ્રહ્મપણ ભયરૂપ થઈ જાય છે. તેથી જે મનુષ્ય એક અભિન્ન આત્મતત્ત્વને નથી દેખતો તે વિદ્વાન હોવા છતાં પણ અવિદ્વાન છે. આ મંત્રમાં કહેવામા આવ્યું છે કે અસત્‌થી સત્ ઉત્પન્ન થયું તેથી અહીં વન્ધ્યાપુત્રાદિ અત્યંત અસત્ પદાર્થોનું ગ્રહણ કરવું નહી. કારણ કે અસત્‌થી સત્‌નો જન્મ થવો એ અસંભવિત છે. અહીં એવો અર્થ કરવાનો છે કે 'અસત્' શબ્દવાચ્યથીજ 'સત્' એટલે કે જેના નામરૂપના વિભાગ થઈ ગયા છે, એ વિશેષની ઉત્પત્તિ થઈ. પ્રકૃતમંત્રમાં કહેલું છે કે જે પણ એ પ્રસિદ્ધ સુકૃત છે તે નિશ્ચય રસજ છે. ખાટા મીઠા આદિ તૃપ્તિદાયક તથા આનંદપ્રદ પદાર્થ લોકમાં 'રસ' નામથી પ્રસિદ્ધ છે, તેને પામીને પુરૂષ આનંદી અને સુખી થાય છે. અસત્ પદાર્થ આનંદનો હેતુ થઈ શકતો નથી, જુવો—બ્રહ્મનિષ્ઠ નિરીહ તથા નિરપેક્ષ મહાત્મા લોકોની પાસે બાહ્ય સુખના સાધનોનો અભાવ જોવામાં આવે છે, તો પણ તેઓ, એ લોકોથી અધિક આનન્દમય દ્રષ્ટિગોચર થાય છે કે જેમની પાસે રસનો લાભ પ્રદાન કરનારા સાંસારિક સાધનોની જરા પણ કમી નથી. તેથી પ્રતીત થાય છે કે તેમનો રસ બ્રહ્મજ છે, તેથી રસની પેઠે તેમના આનંદનું કારણ એ બ્રહ્મજ છે. ૧.

# અનુવાક આઠમો

**भीषास्माद्वातः पवते । भीषादेति सूर्यः । भीषास्मादग्निश्चेन्द्रश्च । मृत्युर्धावति पञ्चम इति । सैषाऽऽनन्दस्य मीमा ँ सा भवति । युवा स्यात्साधुयुवाध्यायकः । आशिष्ठो द्रढिष्ठो वलिष्ठः । तस्येयं पृथिवी सर्वा वित्तस्य पूर्णा स्यात् । स एको मानुष आनन्दः ॥ १ ॥**

ભાવાર્થ—તેના ભયથી વાયુ ચાલે છે, તેના ભયથી સૂર્ય ઉદય થાય છે, તેના ડરથી ઇંદ્ર અગ્નિ તથા પાંચમું મૃત્યુ દોડે છે, એટલે કે સ્વ સ્વકર્મમાં પ્રવૃત્ત રહે છે હવે એ બ્રહ્મના આનંદની મીમાંસા છે—સાધુ સ્વભાવવાળા, નવયુવક, અર્થાત સદાચારી, સારો યુવક, વેદાદિસંપન્ન, અત્યંત આશાવાદી એટલે કે કોઇ પણ દશામાં નિરાશ ન થનારો, અત્યંત દ્રઢ એટલે કે હૃષ્ટ પુષ્ટ અંગવાળો શૂરવીર તથા અતિ દોલતવાન હોઇ ધનધાન્યથી પરિપૂર્ણ સમગ્ર પૃથ્વી પણ તેને આધીન હોય તેને જે આનંદ પ્રાપ્ત છે તે એક મનુષ્યનો આનંદ છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—તે પરમાત્માના ભયથી વાયુ ચાલે છે અર્થાત્ તેના દ્વારા નિયુક્ત થએલા નિયમ પ્રમાણે વાયુ રાત દિવસ નિરંતર ગમન કરે છે, અન્યથા કોઇની પણ પ્રાણન ક્રિયા થઇ શકે નહી. તેની આજ્ઞાથી સૂર્ય નિત્ય ઉદય અસ્ત થતો રહે છે, અન્યથા કોઇને લવ નિમેષાદિ કાળનું જ્ઞાન ન થઇ શકે, તેનાજ ભયથી અગ્નિ પ્રજ્વલિત થાય છે, અન્યથા સાંસારિક કાર્ય ન થઇ શકે. એ પરમાત્માના ભયથીજ ઇંદ્ર વર્ષા કરે છે, અન્યથા 'वृष्टेरन्नं ततः प्रजा' એ વ્યવસ્થાજ નષ્ટ થઇ જાય તથા વાયુ, અગ્નિ, સૂર્ય તથા ચંદ્રમા એ ચાર દેવતાઓની અપેક્ષા પાંચમું મૃત્યુ પણ પ્રતિદિન પ્રાણિયોના કર્માનુસાર તેમને નષ્ટ કરતું દોડતું રહે છે, અન્યથા જીર્ણ શીર્ણ પદાર્થોથીજ ભરાઇ જઇને આ સંસારજ શિથિળ થઇ જાય. કોઇ વિદ્વાનના મતમાં અહીં ઇતિ શબ્દનો મંત્ર સમાપ્તિ અર્થ છે. હવે બ્રહ્માન દથી બ્રહ્માદિક આનંદિત થઇ રહ્યા છે. એ અર્થના નિરૂપણને સારૂ વિષયજ ય આનંદની ન્યૂનતા તથા અધિકતાને દેખાડે છે.

બ્રહ્મસ્વરૂપ આનંદજ સર્વમા જેમ વ્યાપક છે, તેનો વિચાર કરે છે—આ મનુષ્ય લોકમાં,જે મનુષ્ય સજ્જનતાપૂર્ણ યૌવન અવસ્થાવાળો હોઇ સુંદરરૂપ તથા

नन्दः। ये कर्मणा देवानपियन्ति। श्रोत्रियस्य चाका-महतस्य। ते ये शतं कर्मदेवानां देवानामानन्दाः। स एको देवानामानन्दः। श्रोत्रियस्य चाकामहतस्य। ते ये शतं देवानामानन्दाः। स एक इन्द्रस्यानन्दः। श्रोत्रियस्य चाकामहतस्य। ते ये शतमिन्द्रस्यानन्दाः। स एको बृहस्पतेरानन्दः। श्रोत्रियस्य चाकामहतस्य। ते ये शतं बृहस्पतेरानन्दाः। स एकः प्रजापतेरानन्दः। श्रोत्रियस्य चाकामहतस्य। ते ये शतं प्रजापतेरानन्दाः। स एको ब्रह्मण आनन्दः। श्रोत्रियस्य चाकामहतस्य ॥ २ ॥

ભાવાર્થ—પ્રથમ કહેવાઈ ગએલો જે મનુષ્યાનંદ છે, તેનાથી સો ઘણો મનુષ્યગંધર્વોનો એક આનંદ છે, તથા જેટલો આનંદ તેમનો છે તેટલોજ, શુદ્ધચિત્ત નિષ્કામ વિદ્વાનને પ્રાપ્ત થાય છે. જે એ મનુષ્યગંધર્વોના સો આનંદ છે, 'દેવગંધર્વો' નો તે એક આનંદ છે, તેજ અકાળ હત-જે કામનાઓથી પીડિત નથી તે શ્રોત્રિયને પણ પ્રાપ્ત છે. જેટલો આનંદ દેવગંધર્વોને પ્રાપ્ત થાય છે, તેનાથી સો ઘણો અધિક આનંદ નિત્ય લોકવાસી પિતૃગણ ને પ્રાપ્ત થાય છે. તથા તેટલોજ આનંદ શુદ્ધઅંતઃકરણ, નિષ્કામ શ્રોત્રિયને પણ પ્રાપ્ત થાય છે. ચિરલોકવાસી પિતૃગણના જે સો આનંદ છે, તેજ 'આજાનજ' દેવતાઓનો એક આનંદ છે તથા તેજ, અકામહત, કામનાથી રહિતને પણ પ્રાપ્ત છે. જેટલો આનંદ આજાનજ દેવતાઓને પ્રાપ્ત છે, તેનાથી સોઘણો અધિક આનંદ એ 'કર્મ દેવતાઓ' ને મળે છે, કે જે અગ્નિહોત્રાદિ કર્મના મહિમાથી દેવતાને પ્રાપ્ત થએલા છે, તથા જેટલો આનંદ તેમને પ્રાપ્ત થાય છે તેટલોજ કામના રહિત વિદ્વાનને થાય છે, દેવદેવતાઓના જેઓ આનંદ છે, તેજ 'દેવતાઓનો એક આનંદ છે, તથા તે સર્વ કામના વગરના વિદ્વાનને પણ પ્રાપ્ત છે. જેટલો આનંદ દેવતાઓને થાય છે તેનાથી શતગુણ અધિક આનંદ 'ઇન્દ્ર' ને થાય છે તથા તેટલોજ આનંદ ઇચ્છાઓનો ત્યાગ કરનારા શાસ્ત્રજ્ઞને થાય છે. ઇન્દ્રના જે સો આનંદ છે તેજ બૃહસ્પતિનો એક આનંદ છે, તેનાથી સો ઘણો અધિક આનંદ 'પ્રજાપતિ' ને થાય છે, તથા તેટલોજ આનંદ નિષ્કામ

વિદ્વાનને થાય છે. તથા જેટલો આનંદ પ્રજાપતિને થાય છે તેનાથી પણ શતગુણ અધિક આનંદ 'બ્રહ્મા' ને પ્રાપ્ત થાય છે, તથા જેટલો આનંદ બ્રહ્માને થાય છે, તેટલોજ કામના રહિત વિદ્વાનને પ્રાપ્ત થાય છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—જે બાહ્ય આભ્યંતર સર્વ પ્રકારે સુખી છે, જેને માટે કોઈ પદાર્થનો અભાવ નથી, એવા સમ્રાટને જે આનંદ છે, તે એક મનુષ્ય આનંદ થયો. એટલે કે તે મનુષ્ય સંબંધ એક અંશ આનંદ છે. આનંદથી શતગુણ અધિક આનંદ 'મનુષ્ય ગંધર્વ' નો હોય છે ( જે મનુષ્ય હોવા છતાં કર્મ તથા ઉપાસનાના બલથી ગંધર્વતાને પ્રાપ્ત થઈ ગએલા છે, અંતર્ધાન આદિ શક્તિ જેમનામાં છે, તથા જે બીજા દ્વિપોમાં રહે છે તેમને મનુષ્ય ગંધર્વ કહે છે ), તેજ આનંદ કામનાહીન જ્ઞાનીને પણ થાય છે. એજ પ્રકારે પહેલા પહેલા પર્યાયોની અપેક્ષા પછી પછીના પર્યાયોમાં શતગુણ અધિક આનંદનું વર્ણન કરવામાં આવ્યું છે. કોઈ પણ શ્રેણીમાં જેટલો આનંદ છે, તેટલોજ આનંદ તેને પણ છે કે જેણે કામનાઓનો પરિત્યાગ કરી દીધો છે તથા જે વેદશાસ્ત્રોનો જ્ઞાતા છે. જેમ કે મનુષ્ય ગંધર્વથી 'દેવ ગંધર્વ' નો આનંદ સો ઘણો છે ( દેવ ગંધર્વ તેને કહે છે કે જે કલ્પની આદિમાંજ દેવ યોનિમાં ઉત્પન્ન થએલા છે ), તેમના જેટલોજ આનંદ બ્રહ્મ જ્ઞાનીને પણ છે, દેવ ગંધર્વના આનંદથી સો ઘણો અધિક આનંદ નિત્ય લોકોમાં નિવાસ કરનારા અગ્નિષ્વાત્તાદિ પિતૃઓનો હોય ને ( અગ્નિષ્વાત્તાદિ પિતૃગણ ચિરકાળ પર્યંત પિતૃલોકમાં સુખનો અનુભવ કર્યાં કરે છે ), તેવોજ આનંદ નિષ્કામ વિદ્વાનોનો પણ હોય છે. પિતૃગણોથી સો ઘણું અધિક સુખ 'આજાનજ' દેવતાઓને હોય છે ( આજાનજ દેવલોક, તેમને કહે છે કે જેઓ સ્માર્ત કર્મોના અનુષ્ઠાનથી તે લોકમાં જે દેવયોનિને પ્રાપ્ત થએલા છે ), એવુંજ સુખ નિષ્કામ જ્ઞાનીને પણ છે. આજાનજ દેવતાઓનાથી સો ઘણું અધિક સુખ 'કર્મ દેવતાઓ' ને હોય છે ( જે શ્રૌતકર્મના મહિમાથી દેવભાવને પ્રાપ્ત થએલા છે તેમને કર્મ-દેવતા કહે છે ), તેટલુંજ સુખ વિદ્વાન નિસ્પૃહને પણ છે. જે સુખ કર્મદેવતાઓને છે તેનાથી સો ઘણું અધિક સુખ 'દેવતાઓ' ને પ્રાપ્ત છે. ( જે પહેલેથીજ દેવ-યોનિમાં ઉત્પન્ન થએલા હોય તેમને દેવતા કહે છે ) તેટલું સુખ ઇચ્છારહિત બ્રહ્મજ્ઞાનીને પણ પ્રાપ્ત છે. દેવતાઓના આનંદથી સો ઘણા આનંદના અધિકારી ઇંદ્ર છે ( જે સો અશ્વમેધ પછી દેવતાઓનો રાજા થએલો છે તેને ઇંદ્ર કહે છે ) તેટલુંજ સુખ નિરિચ્છુક વેદવેત્તાને પણ પ્રાપ્ત છે. બૃહસ્પતિનો આનંદ ઇંદ્રના

આનંદ કરતાં સો ઘણો વધારે છે ( જે તપશ્ચર્યા તથા વિદ્વત્તાના પ્રભાવથી દેવતાઓના રાજા ઇંદ્રના ગુરૂ છે; તે બૃહસ્પતિ છે ) બૃહસ્પતિના સમાન સુખ નિરભિલાષ વિદ્વાનને પણ પ્રાપ્ત છે. બૃહસ્પતિના આનંદથી સો ઘણો વધારે આનંદ પ્રજાપતિને છે ( વિરાટ્નું નામ પ્રજાપતિ છે જે ત્રણે લોકનું શરીર છે એટલે કે જે સર્વથી પ્રથમ ઉત્પન્ન થએલા છે ) એવુ સુખ નિષ્કામ વિદ્વાનને પણ પ્રાપ્ત છે. તથા પ્રજાપતિના આનંદથી શતગુણો અધિક આનંદ બ્રહ્માને પ્રાપ્ત છે ( સર્વ પ્રધાન ત્રણ દેવોનાં જે પ્રતિષ્ઠિત પદ છે તથા જે વેદોના જ્ઞાતા. વ્યાખ્યાતા તથા ઉપદેષ્ટા આદિ છે તેનું નામ બ્રહ્મા છે ) જે સુખ બ્રહ્માને છે તેજ આનંદ તેને પણ પ્રાપ્ત છે કે જેણે કામનાઓનો તૃણવત્ પરિત્યાગ કરી દીધો છે તથા વેદશાસ્ત્રાદિકોનો મર્મજ્ઞ છે. ૨.

વિશેષ—પ્રકૃતમાં મનુષ્યાનંદથી મનુષ્ય ગંધર્વનો આનંદ સો ઘણો વધારે કહેવામાં આવ્યો છે, તેનુ તત્ત્વ એ છે કે મનુષ્ય ગંધર્વ અંતર્ધાનાદિની શક્તિથી સંપન્ન તથા સૂક્ષ્મ શરીર ઇંદ્રિયોથી યુક્ત હોય છે. તેથી તેમને શીતોષ્ણાદિ દ્વંદ્વોનો પ્રતિઘાત થોડો થાય છે તથા એ દ્વંદ્વોનો સામનો કરવાના સામર્થ્ય તથા સાધનથી સંપન્ન હોય છે, તેથી એ શીતોષ્ણાદિ દ્વંદ્વથી પ્રતિહત ન થનારાને જો આઘાત આક્રમણ થઈ પણ જાય તો તેનો પ્રતિકાર કરવામાં સમર્થ હોવાથી ચિત્તપ્રસાદ પ્રાપ્ત થાય છે તથા પ્રસાદવિશેષથી તેના સુખ વિશેષની અભિવ્યક્તિ થાય છે. આ પ્રમાણે પૂર્વ પૂર્વ ભૂમિની અપેક્ષા આગળ આગળ ભૂમિમાં પ્રસાદની વિશેષતા હોવાથી સો સો ઘણા આનંદના ઉત્કર્ષ થાય એ સંભવનીય છે. 'श्रोत्रियस्य चाकामहतस्य" એ વાકયના સંબંધ જેવો મનુષ્ય ગંધર્વાનંદ આદિ સર્વની સાથે કરેલો છે, તેવોજ મનુષ્યાનંદની સાથે કેમ નથી કર્યો ? તેનો ઉત્તર એ છે કે વિષય ભોગ તથા કામનાઓથી વ્યાકુળ ન રહેનારા શ્રોત્રિયના આનંદનો ઉત્કર્ષ માનુષાનંદની અપેક્ષા સો ઘણો છે. અર્થાત્ મનુષ્ય ગંધર્વના આનંદથી કમી બતાવવાનોજ તેનો આશય છે. અહીં મનુષ્ય ગંધર્વથી લઇને બ્રહ્માપર્યંત સર્વના સુખમાં તારતમ્ય છે, ન્યૂનાધિકતા છે, પણ અકામહત શ્રોત્રિયના આનંદમાં એ વાત નથી. કારણ કે વિષયના ઉત્કર્ષ તથા અપકર્ષથી સુખનો પણ ઉત્કર્ષ તથા અપકર્ષ થાય છે, પણ કામનારહિત પુરૂષને સારૂ સુખનો ઉત્કર્ષ કે અપકર્ષ થતો નથી તેથી અકામહતની વિશેષતા છે. ભાવ એ છે કે મનુષ્ય ગંધર્વથી લઇને બ્રહ્મા સુધી જેટલી એક બીજાથી સો સો ઘણી અધિક આનંદવાળી વ્યક્તિ છે, તે પ્રત્યેકનો જે જે અન્યાપેક્ષયા શતગુણિત આનંદ છે તે અકામહતશ્રોત્રિયને પણ પ્રાપ્ત છે.

પ્રકૃતમાં બોધન કરવાને સારૂ બ્રહ્માનો આનંદ સર્વથી ચઢિયાતો છે.

છે. તે બ્રહ્માનો આનંદ બ્રહ્માનન્દ—અનન્ત [illegible] સમુદ્ર છે. તેના એક બિંદુથી અખિલ વિશ્વ [illegible] આનંદ તથા નિરવધિકાનંદ, આનંદઘનથી વ્યુપ્ત [illegible] થઇ રહેલું છે—તરબોળ થઈ રહેલું છે. [illegible] )

જ્યારે કે સંપૂર્ણ જગત બ્રહ્માનંદયુક્ત થઈ રહેલું છે તો [illegible] પગ આદિ અંગોના અભેદની પેઠે, અંશભૂત વિષયાનંદ, [illegible] ભિન્ન કરતો નથી. એવી દશામાં શાસ્ત્ર તથા મહાત્માલોક વિષયાનંદ [illegible] શા માટે જણાવે છે? તેનાથી તો વિષયાનંદની નિંદાથી બ્રહ્માનંદની [illegible] થઈ જાય છે. કારણ કે બંનેમાં અભેદ છે. તેનું સમાધાન એ છે કે, બ્રહ્માનંદ તથા વિષયાનંદમાં વાસ્તવિક ભેદ ન હોવા છતાં પણ ઓપાધિક ભેદ છે. જેમ [illegible] સ્વભાવતઃ શુદ્ધ હોય છે, પણ તે હલકા પાત્રમાં ભરવામાં આવે અને તેમાં મળ મૂત્રાદિ સંમિલિત થઈ જાય તો મલિન ઉપાધિથી તે અપેય તથા [illegible] જનક થઈ જાય છે, તેજ પ્રમાણે બ્રહ્માનંદનો જે લેશમાત્ર આનંદ છે તે વિષયોની સાથે સંબદ્ધ થવાથી દુઃખજનક થઈ જાય છે. કારણ કે વિષયરૂપ ઉપાધિઓ દુઃખરૂપ છે, તેથી તત્સંબદ્ધ આનંદપણ દુઃખરૂપ થઈ જાય છે. વિષયાનંદને, તે સોપાધિક હોવાના કારણે દુઃખજનક હોવાથી શાસ્ત્ર તથા સંતોએ તેની નિંદા કરેલી છે, તથા બ્રહ્માનંદ નિરૂપાધિક આનંદ છે તેથી તેમાં દુખનો લેશપણ નથી.

બીજુ વાત એ પણ છે કે ઉપાધિ સ્વલ્પ તથા ક્ષણિક હોવાથી વિષયાનંદ પણ સ્વલ્પ અને ક્ષણિક છે. જો એવા વિષયાનંદથી મનુષ્ય તૃપ્ત થઈ જાય તો તે કદી પણ જન્મમરણથી છુટકારો પામી શકે નહી. તેથી હે જીજ્ઞાસુઓ! નિત્યાનંદની પ્રાપ્તિ તથા "पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननी जठरे शयनं" એટલે કે જન્મ મરણની નિવૃત્તિને માટે શાસ્ત્ર તથા સંતજન વિષયાનંદની સમાલોચના કરે છે તેમાં શું અનુચિત છે? જો મહાત્માઓ, એ તો પર્વતના શિખર ઉપર ઉભા રહીને ડિંડિમઘોષની સાથે, ઢોલ વગાડીને, ઉચ્ચ સ્વરથી વિષયાનંદની નિંદા કરવીજ જોઇતી હતી કે જેનાથી જગત વિષયાનંદની જાળમાંથી બચીને અમૃતપુત્ર થઈ જાય. ૨.

હવે આ મીમાંસાના ફળનો ઉપસંહાર કરવામાં આવે છે, યથા—

स यश्चायं पुरुषे । यश्चासावादित्ये । स एकः । स य एवंवित् । अस्माल्लोकात्प्रेत्य एतमन्नमयमात्मानमुपसं-

क्रामति । एतं प्राणमयात्मानमुपसंक्रामति । एतं मनोमयमात्मानमुपसंक्रामति । एतं विज्ञानमयमात्मानमुपसंक्रामति । एतमानन्दमयमात्मानमुपसंक्रामति । तदप्येष श्लोको भवति ॥ २ ॥

ભાવાર્થ—તે જે એ આત્મા પુરૂષમાં છે, યાને પંચકોશાત્મક દેહમાં છે તથા જે આત્મા આદિત્યમંડળમાં છે, એ બંને એકજ છે. જે સાધક આ તત્ત્વને જાણે છે તે આ લોકથી ચાલીને અગર તો દ્રષ્ટ તથા અદ્રષ્ટ વિષય સમૂહથી નિવૃત્ત થઈને અન્નમય આત્માને પ્રાપ્ત થાય છે. એજ પ્રકારે તે આ પ્રાણમય આત્માને પ્રાપ્ત થાય છે, આ મનોમય આત્માને પ્રાપ્ત થાય છે, આ વિજ્ઞાનમય આત્માને પ્રાપ્ત થાય છે, તથા આ આનંદમય આત્માને પ્રાપ્ત કરે છે. આ વિષયમાં આ મંત્રમાં કહેવામાં આવેલુ છે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—જે આનંદસ્વરૂપ આત્મા સર્વ પુરૂષોના શરીરમાં સ્થિત છે, તેજ આદિત્યમંડળસ્થ પુરૂષમા પણ રહે છે. બંને એકજ છે. જે અધિકારી આ આત્માના અભેદને અગર બ્રહ્માત્માને, પોતાનો આત્મા કરીને જાણે છે તે આ લોકથી ( દ્રષ્ટ તથા અદ્રષ્ટ ઇષ્ટ વિષયોનો સમુદાયજ આલોક છે), 'પ્રેત્ય' પ્રત્યાવર્તન કરીને ( પાછા કરીને ), અર્થાત્ તેનાથી નિરપેક્ષ થઈને, આ ઉપર્યુક્ત અન્નમય આત્માને પ્રાપ્ત થાય છે. અર્થાત્ એ વિષય સમૂહને અન્નમય શરીરથી ભિન્ન દેખતો નથી. તાત્પર્ય એ છે કે તે સંપૂર્ણ સ્થૂળ ભુતવર્ગને અન્નમય શરીરજ સમજે છે. તેની અંદર એ સંપૂર્ણ કોશોમાં સ્થિત વિભાગહીન પ્રાણમય આત્માને દેખે છે તથા પછી ક્રમશઃ આ મનોમય, વિજ્ઞાનમય તથા આનંદમય આત્માને પ્રાપ્ત થાય છે. તાત્પર્ય એ છે કે તે પછી એ આ અદ્રશ્ય, અશરીર, અનિર્વચનીય તથા અનાશ્રય આત્મામાં અભય સ્થિતિ પ્રાપ્ત કરી લે છે. એજ અર્થમાં આ શ્લોક પણ છે, અગર આ સંપૂર્ણ પ્રકરણના અર્થાત્ બ્રહ્માનંદવલ્લીના, અર્થને સંક્ષેપથી પ્રકાશિત કરવાને સારૂ જ આ મંત્ર છે. ૩.

વિશેષ—પ્રથમ આકાશથી લઈને અન્નાદિકોની ઉત્પત્તિ કરીને આનંદમય પરમાત્માએ સ્વયં તેમનામાં પ્રવેશ કર્યો. તેથી જુદા જુદારૂપોવી એ સર્વ પ્રાણિયોમાંજ નહી પણ જડજગતમાં પણ વ્યાપ્ત થઈ રહેલો છે. કામના રહિત વેદવેદાંતાદિ શાસ્ત્રવેત્તા તેનો અનુભવ કરે છે, એજ આનંદરૂપ છે, એક

છે, તથા ભેદથી રહિત છે, યાને ઔપાધિક ભેદ વિવર્જીત છે. અધ્યાત્મરૂપ નેત્રોમાં અગર પંચકોશરૂપ દેહમાં તથા અધિદૈવ આદિત્ય—મંડળમાં સ્થિત બ્રહ્માત્મામાં ભેદ નથી. એ રીતે આત્માને અભેદરૂપથી જાણીને વિદ્વાન અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, તથા આનંદમય, આ પાંચે કોશોમાંથી આત્મબુદ્ધિનો ત્યાગ કરી બ્રહ્માનંદને પ્રાપ્ત થાય છે. ૩.

---

## અનુવાક નવમો

यतो वाचो निवर्तन्ते । अप्राप्य मनसा सह । आनन्दं ब्रह्मणो विद्वान् । न बिभेति कुतश्चनेति । एत ँ ह वाव न तपति । किमह ँ साधु नाकरवम् । किमहं पापमकरवमिति । स य एवं विद्वानेते आत्मान ँ स्पृणुते । उभे ह्येवैष एते आत्मान ँ स्पृणुते । य एवं वेद । इत्युपनिषत् ॥ १ ॥

ભાવાર્થ—મન સહિત વાણી જેને ન પામીને પાછી ફરે છે, તે બ્રહ્મના આનંદને જાણનારા જન્મ મરણ આદિ ભયથી કદી નથી ડરતા. ઘણા દુઃખની વાત છે કે, મેં સત્કર્મ કેમ ન કર્યાં, પાપ કર્મને કેમ કર્યાં ?' વિદ્વાનોને આ પ્રમાણેનો પશ્ચાત્તાપ નથી કરવો પડતો. આ પ્રકારે જાણનારા, એટલે કે પુન્ય પાપજ સંતાપ દેનારાં છે, એ પ્રમાણે સમજનારા જે બ્રહ્મવેત્તા પોતાના આત્માને પ્રસન્ન કરે છે, તેમને એ બંને આત્મસ્વરૂપજ દેખાય છે. એ એવો છે, કે જે આ પ્રકારે અદ્વૈત આનંદસ્વરૂપ બ્રહ્મને જાણે છે. એવુંજ આ ઉપનિષદ છે, અગર રહસ્ય વિદ્યા છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—જે નિર્વિકલ્પક અદ્વૈત આનંદસ્વરૂપ આત્માને વાણીથી પામીને,અર્થાત્ સામર્થ્યહીન થઈને, મન સહિત પાછી આવે છે, એવા બ્રહ્મને પૂર્વોક્ત પ્રકારે જાણવાવાળો પુરૂષ કોઈ ભયને નથી પામતો. સુયોગ્યકાળ સમીપ આવતાં 'મેં' સત્કર્મ કે મન કર્યાં ? એવો સંતાપ તથા 'મેં પાપકર્મ કેમ કર્યાં ?' એવા નરકમાં પડવા આદિના સમયનો પશ્ચાત્તાપ, એ બંને જેમ અજ્ઞાનીને દુઃખ આપે છે, તેમ આ જ્ઞાનીને નથી તપાવતા કારણ કે જે એવો જ્ઞાની છે તે આ બંને તાપોના હેતુ શુભ-અશુભ કર્મોને આત્મભાવથી જોઈને પોતાને તૃપ્ત કરે છે,

એટલે કે બંનેને આત્મરૂપ દેખે છે. જે એવું જાણે છે કે, તે એ અદ્વૈત આનંદરૂપ બ્રહ્મને જાણીને તૃપ્ત થાય છે. તાપ આપવારૂપ ફળથી હીન હોવાને કારણે આત્મભાવથી દેખેલાં પુન્ય પાપ તેનાં જન્મનાં આરંભકર્તાં નથી થતાં, અર્થાત્ એ જ્ઞાની મુક્ત થઈ જાય છે. આ પ્રકારે આ બ્રહ્માનંદવલ્લીમાં બ્રહ્મવિદ્યારૂપ ઉપનિષદ્ અર્થાત્ સકળ વિદ્યાઓનું પરમ રહસ્ય કહેવામાં આવેલું છે. ૧.

વિશેષ—જે વિદ્વાન છે, બ્રહ્મવેત્તા છે, તેને પુન્ય પાપ બાધક થતાં નથી, કારણ કે તે તેમને પોતાના આત્મારૂપ સમજે છે. કારણ કે તે વિદ્વાનથી ભિન્ન કોઈ વસ્તુજ નથી. કે જેનાથી તેને ભય થાય. અવિદ્યાવશ, બ્રહ્મથી જરાપણ અંતર પડતા જીવને ભય થાય છે, તેથી તિમિર રોગીએ દેખેલા બે ચન્દ્રમાના સમાન, વિદ્વાનનો અવિદ્યા કાર્યભૂત ભયના નિમિતનો નાશ થઇ ગએલો હોવાને કારણે તે કોઈનાથી ડરતો નથી, એ કહેવું બરાબરજ છે. જેમ અગ્નિ સર્વને બાળી મુકે છે પરંતુ પોતાના સ્વસ્વરૂપને દાહ કરતો નથી, તેમજ સર્વ કર્મોને પોતાના આત્મરૂપ જાણનારા વિદ્વાનને પુન્યકર્મ ન કરવાનો તથા પાપક કર્મ કરવાનો સંતાપ તપાયમાન કરી શકતો નથી. ૧.

બ્રહ્માનંદવલ્લી સમાપ્ત.



# ભૃગુવલ્લી

## અનુવાક પહેલો

ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै । तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ।

પાછલી બ્રહ્માનંદવલ્લીમાં કહેવામાં આવેલું છે કે બ્રહ્મવેત્તા જ્ઞાનીએ કરેલાં શુભ તથા અશુભ કર્મ સંતાપ તથા જન્માંતરના હેતુ થતાં નથી. તથા બ્રહ્મવિદ્યાની સમાપ્તિ પણ એજ પહેલી વલ્લીમાં કહેવામાં આવેલી છે. હવે બ્રહ્મવિદ્યાનાં સાધન તથા અન્નાદિ વિષયક ઉપાસનાઓ છે, તેમનાં નિરૂપણ કરવા સારૂ આ વલ્લીનો આરંભ કરવામાં આવે છે. 'પ્રિય પુત્રને સારૂ બ્રહ્મવિદ્યાનો

ઉપદેશ કરે બીજા પ્રતિ ન કરે' એ કથન એટલા સારૂ છે કે બ્રહ્મવિદ્યા જેવા સર્વોત્તમ તત્ત્વનું પ્રદાન અંતરંગ પ્રિયતમનેજ કરવું જોઈએ કારણ કે ઉત્તમ પદાર્થને સારૂ સત્પાત્ર હોવાનું આવશ્યક છે, તેથી આ અંશમાં બ્રહ્મવિદ્યાની સ્તુતિને સારૂ પિતાપુત્રના સંવાદનુ વર્ણન કરે છે યથા—

**भृगुर्वै वारुणिः । वरुणं पितरमुपससार । अ भगवो ब्रह्मेति । तस्मा एतत् प्रोवाच । अन्नं प्राणं चक्षुः श्रोत्रं मनो वाचमिति । त ँ होवाच । यतो वा इमानि भूतानि जायन्ते । येन जातानि जीवन्ति । यत्प्रयन्त्यभिसंविशन्ति । तद्विजिज्ञासस्व । तद् ब्रह्मेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा ॥ १ ॥**

ભાવાર્થ—વરૂણનો પુત્ર ભૃગુ પોતાના પિતાની પાસે ગયો અને બોલ્યો-હે ભગવન્, મને બ્રહ્મનો ઉપદેશ કરો. એ સાંભળી ભૃગુને વરૂણે કહ્યુ કે અન્ન, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, મન તથા વાણી એ બ્રહ્મ છે, એટલે કે બ્રહ્મની ઉપલબ્ધિનાં દ્વાર છે. પછી વરૂણે તેને કહ્યુ—નિશ્ચયજ જેનાથી સર્વભૂત ઉત્પન્ન થયાં, જેના આધારથી જીવિત રહે છે, તથા વિનાશકાળમાં જેમાં પ્રવેશ કરી જાય છે, એટલે કે લીન થઈ જાય છે તથા તદાત્મભાવ યાને એક રૂપતાને પ્રાપ્ત થઈ જાય છે, તેને વિશેષરૂપથી જાણવાની ઇચ્છા કર એજ બ્રહ્મ છે. ભૃગુએ તપ કર્યું તેણે તપ કરીને એ જાણ્યુ. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—પૂર્વકાળમાં વરૂણ ઋષિને ભૃગુઋષિ નામક પુત્ર થઈ ગયાં છે તેમણે પોતાના પિતા પાસે જઈને આ પ્રમાણે પ્રશ્ન કર્યો—હે ભગવન્! આપ જે બ્રહ્મને જાણો છો, તેનોજ મારા પ્રતિ ઉપદેશ કરો, એ પ્રશ્ન સાંભળીને પિતા વરૂણે વિચાર કર્યો કે, જો ભૃગુ બુદ્ધિમાન હશે તો આત્માની પ્રાપ્તિમાં સાધનભૂત પદાર્થોદ્વારા તે વાસ્તવિક આત્માનો નિશ્ચય કરી લેશે તેથી હું આત્મપ્રાપ્તિમા સાધનભૂત પદાર્થોનું નિરૂપણ કરૂં

એવો વિચાર કરીને ઋષિ, અન્નમય સ્થૂલ શરીર, પાંચ પ્રાણ, પાંચ જ્ઞાનેન્દ્રિય, પંચ કર્મેન્દ્રિય તથા ચાર અંતઃકરણ, જીવ સાક્ષીની પ્રાપ્તિમાં દ્વારરૂપ એ પદાર્થોનું નિરૂપણ કરીને બ્રહ્મપ્રાપ્તિના દ્વારભૂત બ્રહ્મનાં લક્ષણનું કથન કરે છે કે—હે ભૃગુ! જે ઉપાદાન કારણથી આ સર્વભૂત ઉત્પન્ન થાય છે તથા જે કારણથી

પ્રાણીને ધારણ કરે છે તથા મરણ બાદ તેમાંજ પ્રવિષ્ટ થઇ જાય છે અને તાદાત્મ્યને પ્રાપ્ત થાય છે, એ કારણને તું બ્રહ્મ જાણ. હવે સાંભળીને પુત્ર ભૃગુએ નિશ્ચય કર્યો કે પિતાજીએ તો મને બ્રહ્મનો ઉપદેશ કરી દીધો છે, પરંતુ એ બ્રહ્મનું પ્રત્યક્ષ, ઇંદ્રિયસંયમરૂપ તપ તથા વિચારરૂપ તપના વગર થઈ શકતુ નથી. તેથી હું તપ કરૂ. તે પછી જેનું નામ મનન છે એવું વિચારરૂપ તપ ભૃગુએ કર્યું. ૧.

વિશેષ—ભૃગુએ સાંભળી રાખ્યું હતું કે, કોઈ બ્રહ્મ નામનું તત્ત્વ છે, જેને જાણીને જીવ સદાને માટે છુટકારો મેળવી શકે છે. ભૃગુના એ પુછવાથી પિતાએ તેને સાધનો સહિત બ્રહ્મનો ઉપદેશ કર્યો. જો કે અન્નાદિ વસ્તુ બ્રહ્મ નથી તોપણ અન્ન. પ્રાણ આદિ અર્થાત્ શરીરાદિ, દ્વારા બ્રહ્મને જાણી શકાય છે. એ કારણથી શિષ્યની બુદ્ધિની પરીક્ષા કરવાને સારૂ પ્રથમ અન્ન આદિકોને બ્રહ્મ બનાવ્યા, એ પણ વાત છે કે આ અનુવાકમાં કહેલાં બ્રહ્મનાં લક્ષણ સામાન્ય હોવાને કારણે અન્નાદિમાં પણ ઘટે છે. પ્રકૃતમાં બ્રહ્મનો ક્રમશઃ ઉપદેશ કરવામાં આવ્યો છે, સાક્ષાત્ નહી. અભિપ્રાય એ છે કે સુયોગ્ય વિદ્વાન ગુરૂની સમજાવવાની રીત એવી છે કે, પ્રથમ એ સ્થૂળ વસ્તુઓના ક્રમથી સૂક્ષ્મ સૂક્ષ્મને ધીરે ધીરે સમજાવે છે, એકી સાથે નહી. પછી શિષ્યની બુદ્ધિ ઉપર બોજો નાંખી તેનાજ મુખથી કહેવડાવે છે. અહીં પણ એજ શૈલીનું અનુસરણ કરેલુ છે. પુત્રના પૂછવાથી પિતાએ "अन्नं, प्राणं, चक्षुः श्रोत्रं, मनः वाचम्" એ વાક્ય કહ્યું, અર્થાત્ અન્ન યાને શરીર, તેની અંદર અન્નભક્ષણ કરવાવાળો પ્રાણ. તે પછી વિષયોની ઉપલબ્ધિના સાધનભૂત ચક્ષુ શ્રોત્ર મન તથા વાક્, એ બ્રહ્મની પ્રાપ્તિમાં દ્વારરૂપ છે. એ પ્રકારે આ દ્વારભૂત અન્નાદિકોને બતાવીને પિતાએ ભૃગુને બ્રહ્મનાં (તટસ્થ) લક્ષણ દેખાડ્યાં. તાત્પર્ય એ છે કે, ઉત્પત્તિ, સ્થિતિ તથા લયકાળમાં પ્રાણી જેની તદ્રૂપતાનો ત્યાગ નથી કરતા. એજ બ્રહ્મનું લક્ષણ છે. તેને તું જાણ. એટલે કે પિતાએ પુત્રને 'ઉક્ત લક્ષણયુક્ત બ્રહ્મને અન્નાદિદ્વારા પ્રાપ્ત કર' એવું બોધન કરાવ્યું. જગતમાં જ્ઞાનનાં જેટલાં સાધન છે તેમાં સર્વોત્કૃષ્ટ સાધન તપ છે. અહી તપ શબ્દનો વિચાર અર્થ લેવામાં આવ્યો છે. યથા—

मनसश्चेन्द्रियाणां च ह्यैकाग्र्यं परमं तपः ।

આ સુરેશ્વરાચાર્યે પણ તપ શબ્દનો અર્થ વિચાર ગ્રહણ કરેલો છે, યથા—

अन्वयव्यतिरेकादिचिन्तनं वा तपो भवेत् ।
अर्थं भवेदि वाक्यार्थबोधायालमिदं यतः ॥

સૂત સંહિતામાં પણ પરમેશ્વર પશુદેવજીએ કહ્યું છે, યથા—

कोऽहं मुक्तः कथं केन संसारं प्रतिपन्नवान्।
इत्यालोचनमर्थज्ञास्तपः संसन्ति पण्डिताः ॥

એ ભૃગુએ આ પ્રમાણે તપ એટલે કે વિચાર કર્યો કે, મારા પિતાના કહેલાં એ લક્ષણ ક્યાં ઘટે છે તથા ક્યાં એ લક્ષણ પરિપૂર્ણ થાય છે ? તેનું એકાગ્રચિત્તથી તેણે પર્યાલોચન અર્થાત્ ખૂબ વિચાર કર્યો. ૧.

—— :o: ——

## અનુવાક બીજો

**अन्नं ब्रह्मेति व्यजानात्। अन्नाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते। अन्नेन जातानि जीवन्ति। अन्नं प्रयन्त्यभिसंविशन्तीति। तद्विज्ञाय। पुनरेव वरुणं पितरमुपससार। अधीहि भगवो ब्रह्मेति। त ँ होवाच। तपसा ब्रह्म विजिज्ञासस्व। तपो ब्रह्मेति। स तपोऽतप्यत। स तपस्तप्त्वा ॥ २ ॥**

ભાવાર્થ—ભૃગુએ 'અન્ન બ્રહ્મ' એવું જાણ્યું. કારણ કે નિશ્ચય કરીને અન્નબીજ બ્રહ્માથી તૃણપર્યંત આ સર્વ ભૂત ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થએલો અન્નથીજ જીવે છે, વિનાશ કાળમાં અન્નમાંજ લીન થાય છે તથા તેમાંજ એકરૂપતાને પ્રાપ્ત થાય છે. એવું જાણીને તે ફરીપણ સંશયયુક્ત થઈને પોતાના પિતા વરુણ પાસે ગયો અને પૂછ્યું–ભગવન્ ! મને બ્રહ્મનો ઉપદેશ આપો. એ સાંભળીને વરુણે તેને કહ્યું–તપથી બ્રહ્મને જાણવાની ઈચ્છા કર, તપજ બ્રહ્મ છે. ત્યારે ભૃગુએ તપ કર્યું. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—ભૃગુએ નિશ્ચય કર્યો કે અન્નજ બ્રહ્મ છે. કારણ કે આ બ્રહ્મ સ્તંબ પર્યંત–બ્રહ્માથી લઈને તૃણ સુધી સર્વ અન્નથીજ ઉત્પન્ન થાય છે, એમાંજ જીવે છે, તથા પાછા તેમાંજ લીન થઈ જાય છે અને તેમાંજ તાદાત્મ્ય થઈ જાય છે. પ્રકૃતમાં અન્નથી સમષ્ટિ શરીરાભિમાની વિરાટનું ગ્રહણ કરવું, કારણ કે આ સર્વ ચરાચર પ્રાણી વિરાટથીજ ઉત્પન્ન થાય છે, તેમાંજ પ્રાણ ધારણ કરે છે, તથા પાછા મરણ પછી તેમાંજ સમાઈ જાય છે. એ પ્રમાણે થોડા દિવસ તપ કર્યા પછી યાને વિચાર કર્યા પછી ભૃગુને એવું પ્રતીત

થયુ કે ઉત્પત્તિવાળા તથા નાશવાળા પદાર્થ અનિત્ય હોય છે, તેથી તે દોષોથી યુક્ત હોવાને કારણે અન્ન બ્રહ્મ કેવીરીતે હોઈ શકે ? એ સંદેહની નિવૃત્તિને સારૂ ભૃગુએ પિતાની પાસે જઈને પૂછયુ–પ્રભો ! મને બ્રહ્મનો ઉપદેશ કરો, ત્યારે વરૂણે કહ્યું—તપથીજ બ્રહ્મને જાણુ, તપજ બ્રહ્મ છે. એ સાંભળીને ભૃગુએ તપનું અનુષ્ઠાન કર્યું. ૧.

વિશેષ—અન્નજ બ્રહ્મ છે, અન્નથી–સમષ્ટિ વિરાટરૂપ અન્નથી તથા વ્યષ્ટિ સ્થૂળ શરીરરૂપ અન્નથી સર્વ પ્રાણી ઉત્પન્ન થાય છે, અંતમાં તેમાંજ સમાઈ જાય છે. એ અન્નમયને બ્રહ્મરૂપ જાણીને પછી તેના ઉપર વિચાર કરીને ભૃગુએ તેમાં અનેક દોષો જોયા, યથા—( ૧ ) સમષ્ટિ સ્થૂળ શરીર વિરાટ્નો દેહ તો ઉત્પત્તિ તથા નાશવાન જડ તથા પરિચ્છિન્ન છે, તેથી તે બ્રહ્મ નથી. તથા વ્યષ્ટિ સ્થૂળ દેહ પણ જડ, પરિચ્છિન્ન તથા ઉત્પત્તિ–નાશવાન પ્રત્યક્ષ દેખાઈ રહ્યો છે. (૨) દેહને આત્મા માનવામાં સ્થૂળ શરીરનો નાશ થઈ ગયા પછી સુખ દુઃખનો અનુભવ કેમ થતો નથી, એ શંકા થાય છે. ( ૩ ) નવીન ઉત્પન્ન થએલા બાળકની દુગ્ધપાનની પ્રવૃત્તિ દેખીને પણ એમ કહી શકાય છે કે દેહ આત્મા નથી. કારણ કે આ જન્મમાં તો તેને અનુકૂળ પદાર્થનું જ્ઞાન ન હોવાને કારણે સંસ્કારજન્ય સ્મૃતિના અભાવથી સ્તન્યપાનમાં પ્રવૃત્તિ થવાનો સંભવ નથી, પરંતુ તે થાય છે. તેથી આ દેહથી ભિન્ન અનુકૂળ સ્મૃતિ આદિકોનો આશ્રય આત્મા હોવો જોઇએ. ( ૪ ) દેહમાં 'जायते, अस्ति, वर्द्धते, विपरिणमते, अपक्षीयते, विनश्यति". એ ષડવિકાર રહે છે. જેમ—માતાના રક્ત તથા પિતાના શુક્રથી તેની ઉત્પત્તિ થાય છે. ત્વચા, અસ્થિ, માંસ, નાડી તથા મજ્જા આદિ અપવિત્ર પદાર્થોથી તે પૂર્ણ છે. અનંત રોગોનો આશ્રય છે, પ્રાણ નિકળવાથી અગ્નિથી ભસ્મ થઈ જાય છે. કોઈ જીવ ભક્ષણ કરી લે તો મળભાવને ગ્રહણ કરી લે છે, જો થોડા દિવસ મરેલો પડી રહે તો કૃમિમાં પરિણત થઈ જાય છે તથા અન્ન વિના એ ટકી શકતો નથી—

स्थानाद्वीजादुपष्टम्भान्निःस्यन्दान्निधनादपि ।
कायमाधेयशौचत्वात्पण्डिता ह्यशुचिं विदुः ॥

એવો અનેક દોષોથી ગ્રસ્ત, પરમ અશુદ્ધ દેહ કદાપિ આત્મા હોઈ શકે નહી, એવું તપ અગર એવો વિચાર કરીને ભૃગુએ ફરીથી પિતાને બ્રહ્મતત્ત્વનો ઉપદેશ કરવાની પ્રાર્થના કરી. ૧.

## અનુવાક ત્રીજો

प्राणो ब्रह्मेति व्यजानात् । प्राणाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते । प्राणेन जातानि जीवन्ति । प्राणं प्रयन्त्यभिसंविशन्तीति । तद्विज्ञाय । पुनरेव वरुणं पितरमुपससार । अधीहि भगवो ब्रह्मेति । तं होवाच । तपसा ब्रह्म विजिज्ञासस्व तपो ब्रह्मेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा ॥ १ ॥

ભાવાર્થ—પ્રાણ બ્રહ્મ છે, એવું તપદ્વારા ભૃગુએ જાણ્યું. કારણકે પ્રાણથીજ સર્વ પ્રાણી જન્મ લે છે, જન્મ લઇને પ્રાણથીજ જીવન ધારણ કરે છે, પછી પ્રાણમાંજ જઇને પ્રવેશ કરે છે. એવું જાણી લીધા પછી ભૃગુએ પિતા વરૂણની પાસે જઇને કહ્યું—હે ભગવન્ ! મને બ્રહ્મના વિષયમાં શિક્ષા આપો. પિતાએ કહ્યું—હે સૌમ્ય ! તપદ્વારા બ્રહ્મને જાણવાનો યત્ન કર તપજ બ્રહ્મનું સાધન છે. એ સાંભળીને તેણે તપશ્ચર્યા કરી. ૧.

વિ૰ વિ૰ ભાષ્ય—ક્રિયાશક્તિનો આશ્રય હોવાથી પ્રાણ શબ્દનું લક્ષ્યરૂપ હિરણ્યગર્ભજ છે, એ ભૃગુએ જાણ્યું. સર્વજીવ પ્રાણવિશિષ્ટ દેહથી અર્થાત્ હિરણ્યગર્ભથી ઉત્પન્ન, વર્દ્ધિત થઈ તેમાંજ સમાઈ જાય છે. પછી પ્રાણના બ્રહ્મ હોવામાં પણ ભૃગુને અનેક દોષો દેખાયા. તેથી ફરી પિતા પાસે જઇને બ્રહ્મજ્ઞાન વિષયક જીજ્ઞાસા કરી. પિતાએ તપ (વિચાર) કરવાનું કહેતાં ભૃગુએ વિચાર કર્યો. ૧

વિશેષ—પ્રાણના બ્રહ્મ હોવામાં એ દોષ છે—સમષ્ટિ—વ્યષ્ટિ પ્રાણતો જડ છે. તેઓ જડની સહાયતા વગર ટકી શકતા નથી, મનને આધિન છે તથા જ્ઞાન શક્તિથી રહિત છે. તેથી પ્રાણ બ્રહ્મ હોઈ શકે નહીં. ૧.

## અનુવાક ચોથો

मनो ब्रह्मेति व्यजानात् । मनसो ह्येव खल्विमानि भूतानि जायन्ते । मनसा जातानि जीवन्ति । मनः प्रयन्त्यभिसंविशन्तीति । तद्विज्ञाय पुनरेव वरुणं पितरमुप-

ससार । अधीहि भगवो ब्रह्मेति । त ँ होवाच । तपसा ब्रह्म विजिज्ञासस्व । तपो ब्रह्मेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा ॥ १ ॥

ભાવાર્થ—ભૃગુ તપ કરીને જાણી શક્યો કે મન બ્રહ્મ છે. કારણ કે સર્વ જીવ મનથી ઉત્પન્ન, પ્રતિપાલિત તથા તેમાં લીન થઈ જાય છે. તેણે એવું જાણીને ફરી પિતા પાસે જઈને કહ્યું—ભગવન્ ! મને બ્રહ્મવિદ્યાના વિષયમાં શિક્ષા આપો. પિતાએ તપને બ્રહ્મપ્રાપ્તિનું સાધન બતાવ્યું. એ સાંભળીને તેણે તપ કર્યું. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—આધિદૈવિક સમષ્ટિ અંતઃકરણજ બ્રહ્મ છે, એવું તેણે જાણ્યું. ભૃગુએ જ્યારે આ મનોમયમાં બ્રહ્મના લક્ષણની યોજના કરી ત્યારે તેને તેમાં અનેક દોષ દેખાયા અને ફરી પિતા પાસે જઈને બ્રહ્મજ્ઞાન વિષયક જીજ્ઞાસા કરી. પિતાએ બ્રહ્મપ્રાપ્તિનું સાધન તપ-વિચાર બતાવ્યું. એ સાંભળીને ભૃગુએ વિચાર કર્યો. ૧.

વિશેષ—મનને બ્રહ્મ માનવામાં આ દોષ છે, જેવા કે મન ચંચળ છે, સમષ્ટિ વ્યષ્ટિરૂપ મન ઉત્પત્તિવાળું છે. પરિચ્છિન્ન છે, અન્નની શુદ્ધિથી શુદ્ધ થાય છે તથા તેની અશુદ્ધિથી મલિન થાય છે. સુષુપ્તિમાં ઇંદ્રિયો સહિત લીન થઈ જાય છે વિજ્ઞાનરૂપ કર્તાને આધીન છે. તથા અન્ન વિના નષ્ટ જેવું થઈ જાય છે. મનને બ્રહ્મ માનવામાં એ પ્રમાણે અનેક દોષ છે. ૧.

——◦*◦——

## અનુવાક પાંચમો

विज्ञानं ब्रह्मेति व्यजानात् । विज्ञानाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते । विज्ञानेन जातानि जीवन्ति । विज्ञानं प्रयन्त्यभिसंविशन्तीति । तद्विज्ञाय । पुनरेव वरुणं पितरमुपससार । अधीहि भगवो ब्रह्मेति । त ँ होवाच । तपसा ब्रह्म विजिज्ञासस्व । तपो ब्रह्मेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा ॥ १ ॥

ભાવાર્થ—વિજ્ઞાનરૂપ બુદ્ધિજ બ્રહ્મ છે, ભૃગુએ જાણ્યું. કારણ કે

વિજ્ઞાનથી આ સકળ પ્રાણી ઉત્પન્ન થાય છે, તેનાથી જીવિત રહીને તેમાજ લીન થઈ જાય છે. એવું જાણ્યા પછી તે ફરી પિતા વરૂણ પાસે જઇને કહેવા લાગ્યો—હે ભગવન્ ! બ્રહ્મનો ઉપદેશ આપો. એ સાંભળીને પિતાએ કહ્યું કે તું તપદ્વારા બ્રહ્મને જાણવાનો યત્ન કર, કારણ કે તપજ બ્રહ્મજ્ઞાનનું સાધન છે. એ શ્રવણ કરીને તેણે તપ કર્યું. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—હવે ભૃગુએ આધિદૈવિક મહત્તત્વજ બ્રહ્મ છે એમ જાણ્યું, તેમાં ફરી બ્રહ્મનાં લક્ષણ ઘટાવ્યાં ત્યારે ત્યાં પણ અનેક દોષો દેખીને ફરી તેણે પિતા પાસે જઇને બ્રહ્મને જાણવાની અભિલાષા પ્રગટ કરી, પિતાએ તપ કરવાનુંજ કહ્યું તથા તેણે તપ કર્યું. ૧.

વિશેષ—વિજ્ઞાનમયને બ્રહ્મ માનવામાં નીચે પ્રમાણેના દોષ છે—સમષ્ટિ વ્યષ્ટિરૂપ વિજ્ઞાન ઉત્પન્ન થાય છે તથા નષ્ટ થઇ જાય છે, પરિચ્છિન્ન છે, સુષુપ્તિમાં લીન થઈ જાય છે. તથા તેમાં સ્થૂળ શરીરાદિકોના સમાન મમતાની વિષમતા છે. એ કારણથી વિજ્ઞાનમય બ્રહ્મ નથી. ૧.



## અનુવાક છઠ્ઠો

**आनन्दो ब्रह्मेति व्यजानात् । आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते । आनन्देन जातानि जीवन्ति । आनन्दं प्रयन्त्यभिसंविशन्तीति । सैषा भार्गवी वारुणी विद्या । परमे व्योमन् प्रतिष्ठिता । स य एवं वेद प्रतितिष्ठति । अन्नवानन्नादो भवति । महान् भवति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन । महान् कीर्त्या ॥ १ ॥**

ભાવાર્થ—ભૃગુએ આનંદજ બ્રહ્મ છે એવું તપ કરીને જાણ્યું. કારણ કે આનંદથીજ આ સકળ પ્રાણી ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થઇને આનંદથીજ જીવન ધારણ કરે છે; તથા પ્રયાણકાલે આનંદમાંજ જઇને લીન થઈ જાય છે. તે આ ભૃગુએ જાણેલી તથા વરૂણે ઉપદેશ કરેલી વિદ્યા પરમાકાશમાં સ્થિત છે જે એવું જાણે છે તે બ્રહ્મમાં સ્થિત થાય છે, તે અન્નવાળો તથા અન્નનો ભોક્તા

થાય છે, પુત્ર પૌત્રાદિ સંતાન, હસ્તી, અશ્વ તથા પશુ આદિ બ્રહ્મતેજના કારણથી મહત્વશાળી થાય છે તથા કીર્તિથી વડા થાય છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—ભૃગુએ આનંદમયમાં બ્રહ્મનાં લક્ષણની યોજના કરીને એ આનંદમયનેજ બ્રહ્મ જાણ્યું. કારણ કે સર્પાદિ દ્વેષ્યોમાં તથા તૃણાદિ ઉપેક્ષ્યોમાં કોઈ પુરૂષની પ્રવૃત્તિ સુખને સારૂ થતી નથી. પરંતુ સુખને સારૂ અનુકૂળ અન્નાદિકોમાં પ્રવૃત્તિ થાય છે તથા આ આદિકોના આનંદથીજ જગતની ઉત્પત્તિ આદિ જોવામાં આવે છે. તેથી સિદ્ધ થાય છે કે આનંદમયજ બ્રહ્મ છે. તે પછી તેણે વિચાર કર્યો કે—ઉપાધિરૂપ અજ્ઞાન જડ હોવાથી આનંદમયમાં પણ બ્રહ્મરૂપતા હોઈ શકે નહી, તે પછી એ ભૃગુ શેષ જે પુચ્છરૂપ અધિષ્ઠાન બ્રહ્મ છે, તથા ઉત્પત્તિ આદિકોથી રહિત છે, તથા જે સર્વમાં વ્યાપક અને સર્વનો આત્મા છે એવા આનંદરૂપ બ્રહ્મને પોતાનું સ્વરૂપ હોવાનો નિશ્ચય કરીને મોક્ષને પ્રાપ્ત થઈ ગયો. આ વેરૂણદ્વારા ઉપદેશાએલી તથા ભૃગુથી નિશ્ચય કરાએલી, બ્રહ્મવિદ્યા હૃદયમાં સ્થિત બ્રહ્મનું આત્મરૂપથી બોધન કરે છે. તેથી જે અધિકારી આ બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત કરશે તે ભૃગુની પેઠે મોક્ષને પ્રાપ્ત થશે.

જીવન્મુક્ત વિદ્વાનમાં પણ દેહપાત પહેલાં અવિદ્યાનો લેશમાત્ર રહી જાય છે, એવા દ્વૈતાભાસયુક્ત પુરૂષને સારૂ શ્રુતિ ભગવતી દૃષ્ટફળનું વર્ણન કરે છે કે એ વિદ્વાન ઘણા અન્નવાળો થઈ જાય છે તથા તે ખાઈને ખૂબ પચાવી પણ લે છે. કારણ કે નિરોગ હોવાથી તેનો જઠરાગ્નિ ખૂબ પ્રજ્વલિત રહે છે, તથા તે લોકમાં ઘણા મહત્ત્વને પ્રાપ્ત થાય છે. તે જે સાધનથી મહત્વને પ્રાપ્ત થાય છે તેમને શ્રુતિ કહે છે, યથા—તે કલત્ર પુત્રાદિ પ્રજાથી, ગૌઅશ્વાદિ પશુઓથી, જ્ઞાનાદિના નિમિત્તરૂપ બ્રહ્મતેજથી શિષ્ટાચારના નિમિત્તભૂત યશથી લોકમાં શ્રેષ્ઠતાને પ્રાપ્ત થાય છે. ૧.

વિશેષ—તપથી શુદ્ધાંતઃકરણ ભૃગુએ પ્રાણ કો.ાં પૂર્ણતયા બ્રહ્મનાં લક્ષણને દેખીને ધીરે ધીરે અંતઃપ્રવિષ્ટ થઈ તપરૂપ સાધન દ્વારા જ સર્વની અપેક્ષા અંતરતમ આનંદને બ્રહ્મ જાણ્યું. તેથી જેને બ્રહ્મ જાણવાની અભિલાષા હોય તેણે સાધનરૂપથી બાહ્ય ઇંદ્રિય તથા અંતઃકરણના સમાધાનને સારૂ તપ કરવું જોઈએ, અર્થાત્ ખૂબ વિચાર કરવો જોઈએ. એ આ પ્રકરણનું તાત્પર્ય છે. હવે આખ્યાયિકાથી નિવૃત્ત થઈને શ્રુતિ બતાવે છે કે, અન્નમય હૃદયાકાશ સ્થિત ગુહાની અંદર અદ્વૈત પરમાનંદમાં પ્રતિષ્ઠિત છે, તપરૂપ સાધન દ્વારા ક્રમશઃ અનુપ્રવેશ કરીને આનંદને બ્રહ્મરૂપથી જાણ્યું. આ પ્રકારની વિદ્યામાં સ્થિતિ,

લાભ કરીને આનંદ અર્થાત્ પરબ્રહ્મમાં સ્થિતિ પ્રાપ્ત કરશે એટલે કે બ્રહ્મજ બની જશે.



## અનુવાક સાતમો

જો કે વિદ્વાનને સારૂ કોઈ કર્તવ્ય બાકી રહેતુ નથી, તો પણ અન્નની સ્તુતિ કરવાનું તેનુ કર્તવ્ય છે, યથા—

**अन्नं न निन्द्यात् । तद्व्रतम् । प्राणो वा अन्नम् । शरीरमन्नादम् । प्राणे शरीरं प्रतिष्ठितम् । शरीरे प्राणः प्रतिष्ठितः । तदेतदन्नमन्ने प्रतिष्ठितम् । स य एतदन्नमन्ने प्रतिष्ठितं वेद प्रतितिष्ठति । अन्नवानन्नादो भवति । महान् भवति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन । महान् कीर्त्या ॥१॥**

ભાવાર્થ—અન્નની નિંદા ન કરે એ બ્રહ્મવેત્તાનું વ્રત છે. પ્રાણુજ અન્ન છે. શરીર અન્નનું ભોક્તા છે. પ્રાણુમા શરીરની સ્થિતિ છે તથા શરીરમાં પ્રાણુ સ્થિત છે. આ પ્રકારે અન્ન અન્નમાં સ્થિત છે. ( શરીર પ્રાણુનુ આશ્રિત છે, તથા શરીરનો આશ્રય પ્રાણુ છે, તેથી તેમાં એક બીજાનાં અન્ન છે ) આ પ્રકારે જે આ અન્નને અન્નમાં સ્થિત જાણે છે, તે પ્રતિષ્ઠિત થાય છે, એટલે કે બ્રહ્મમા સ્થિતિ પ્રાપ્ત કરે છે તથા અન્નવાન, અન્નભોક્તા, સંતાન, પશુ તથા બ્રહ્મતેજથી અને કીર્તિથી પણુ મહત્વને પામે છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—પ્રત્યેક બુધ્ધિમાન પુરુષે કદી પણ અન્નની નિંદા કરવી નહીં, યદચ્છાથી અગર પ્રારબ્ધ ભોગથી સમય ઉપર જેવું લુખુ સુકુ અન્ન પ્રાપ્ત થઈ જાય, તો તેને આદરપૂર્વક ભક્ષણુ કરવું એજ ઉચિત છે. યાને જેમ ગુરૂનિંદા કરવી અનુચિત છે તેમજ અન્ન વિષયક ગર્હિતપણું પણુ અનુચિત છે, એ વિદ્વાનનું વ્રત છે, એટલે કે આ સિધ્ધાંતનું વ્રતની પેઠે અનુષ્ઠાન કરવું જોઈએ. આ વ્રતોપદેશ અન્નની સ્તુતિને સારૂ છે, કારણુ કે એ બ્રહ્મની પ્રાપ્તિનો ઉપાય છે.

હવે આ સમયમાં જે વિચાર કરવામાં અસમર્થ મંદાધિકારી છે તેમને સારૂ, અન્ન—અન્નાદ—રૂપથી કામ્ય, પ્રાણાદિ ઉપાસનાભૂત ગૌણુ સાધનોનું વિધાન કરે છે—'પ્રાણુ ઇતિ'. તેના ઉપર શંકા થાય છે કે એમ કરવાથી બ્રહ્મ

વિદ્યાના વિચ્છેદનો પ્રસંગ આવી જાય છે. તેનો ઉત્તર એ છે કે જોકે કામ્ય સાધન પ્રજાપત્યાદિ ફળના સંપાદક છે તો પણ નિષ્કામ ભાવનાથી અનુષ્ઠિત કરવામાં આવે તો ચિત્તની એકાગ્રતાદ્વારા બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિનો હેતુ થઈ શકે છે. પાંચ વૃત્તિયોવાળો પ્રાણરૂપ વાયુ પ્રસિદ્ધજ અન્ન છે. શરીર અન્નનું ભક્ષણ કરે છે, કારણ કે શરીર પ્રાણ વગર સ્થિત રહી શકતુ નથી, તથા પ્રાણની પણ શરીર વગર સ્થિતિ રહી શકતી નથી. જે ઉપાસક આ અન્નને અન્નમાં સ્થિત જાણે છે તે બ્રહ્મમાં સ્થિત થઈ જાય છે. અર્થાત્ સ્વયં બ્રહ્મ થઈ જાય છે. આ અન્નવાળો તથા અન્ન ખાનારો, પ્રજા, પશુ, બ્રહ્મતેજ તથા કીર્તિથી મહાન થઈ જાય છે. ૧.

વિશેષ—જે જેની અંદર સ્થિત રહે છે, તે તેનું અન્ન થયા કરે છે, પ્રાણ શરીરમાં સ્થિત રહે છે તેથી પ્રાણ અન્ન છે તથા શરીર અન્નાદ છે. તેજ પ્રકારે શરીર પણ અન્ન છે તથા પ્રાણ પણ અન્નાદ છે, કારણ કે પ્રાણ શરીરમાં સ્થિત છે, શરીરની સ્થિતિ પ્રાણને આધીન છે. તેથી શરીર અને પ્રાણ એ બન્ને અન્ન તથા અન્નાદ છે. કારણ કે તેઓ એક બીજામાં સ્થિત છે. તેઓ એક બીજામાં સ્થિત છે માટે અન્ન છે તથા એક બીજાનો આધાર હોવાથી અન્નાદ છે, તેથી પ્રાણ તથા શરીર બંને અન્ન પણ છે અને અન્નાદ પણ છે. ભાષ્યકાર કહે છે કે જે આ પ્રકારે અન્નને અન્નમાં સ્થિત જાણે છે તે અન્ન અન્નાદરૂપથી જ સ્થિત થાય છે તથા તે અન્નવાન, અન્નાદ તથા પ્રજા પશુ તેજ કીર્તિના મહિમાવાળો થાય છે.

મનુષ્યે સદા અન્નનિંદાત્યાગરૂપ વ્રતનું અનુષ્ઠાન કરવું જોઈએ. અન્ન પ્રાણ છે. એ શરીરની રક્ષાનો હેતુ છે. શરીર રહેતા જ ધર્મ અર્થ, કામ તથા મોક્ષરૂપ ચતુર્વર્ગની સિદ્ધિ થઈ શકે છે. અન્ન પરંપરાથી ઘણા મોટા કાર્યનું સાધક છે. જે અન્નના તત્ત્વને જાણે, તેનું યુક્તિથી સેવન કરે છે તથા દાનમાં આપે છે તેનાથી બળ, પુત્રાદિ, ઐશ્વર્ય તથા પ્રતિષ્ઠા આદિ કોઈ પણ વાતની કમી રહેતી નથી. એટલે કે એ સર્વસુખોનો ભાગી થઈ જાય છે. ૧.

---

## અનુવાક આઠમો

**अन्नं न परिचक्षीत । तद्व्रतम् । आपो वा अन्नम् । ज्योतिरन्नादम् । अप्सु ज्योतिः प्रतिष्ठितम् । ज्योतिष्यापः प्रतिष्ठिताः । तदेतदन्नमन्ने प्रतिष्ठितम् । स य**

एतदन्नमन्ने प्रतिष्ठितं वेद प्रतितिष्ठति । अन्नवानन्नादो भवति । महान् भवति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन । महान्कीर्त्या ॥ १ ॥

ભાવાર્થ—અન્નનો ત્યાગ ન કરે. એ વ્રત છે કારણ કે જળજ અન્ન છે, જ્યોતિ-તેજ અન્નનો ભોક્તા છે, જળમાં જ્યોતિ પ્રતિષ્ઠિત છે તથા જ્યોતિમાં જળ સ્થિત છે. આ પ્રકારે એ અન્નમાં અન્ન સ્થિત છે જે આ પ્રકારે અન્નમાં સ્થિત અન્નને જાણે છે, તે પ્રતિષ્ઠિત થાય છે, અર્થાત્ બ્રહ્મમાં તન્મયતારૂપ સ્થિતિને પામે છે. એ ઘણા અન્નવાળો તથા અન્નને ખાનારો, સંતાન, પશુ, બ્રહ્મતેજ તથા કીર્તિમાં વડો થાય છે. ૧

વિ૦ વિ૦ ભાષ્ય—શરીર તથા પ્રાણ એ બંને અન્ન અન્નાદના ગુણવાળા છે, તેથી ઉપાસક પ્રતિ 'અન્નનો ત્યાગ ન કરવારૂપ વ્રત' ને કહે છે. જેમકે અન્નના ઉપાસકને એ ઉચિત છે કે, સ્વલ્પ અગર વધારે અન્નનો પણ ત્યાગ ન કરવો. એટલે કે ભલે મામુલી અન્ન સામે આવી જાય તો પણ તેનો ત્યાગ ન કરવો. લોકમાં જોવામાં આવે છે કે શુભ અશુભ અગર સારા ખોટા અન્નને દેખીને તેમના ગુણ તથા દોષની કલ્પના કરીને, જે સારૂ હોય છે તેને ગ્રહણ કરે છે તથા જે સાધારણ હોય છે તેનો પરિત્યાગ કરે છે. એમ ન કરવું જોઇએ જે, થાળીમાં પીરસાયેલ હોય તે સવ ખાઈ લેવુ ઉચિત છે, એટલે કે અન્નને કદીપણ છાંડવું ન જોઇએ. એ ઉપાસકનો નિયમ છે અહીં કહેવામાં આવ્યુ છે કે, અશુભ અન્નનો પણ પરિત્યાગ ન કરવો જોઇએ, તેનો અભિપ્રાય એ છે કે સ્વલ્પ, ખાટું, ખારૂ, તીખું જેવુ પણ અન્ન આવી જાય તેનો ત્યાગ કરવો જોઇએ નહી. હા, અશુભ એટલે કે શાસ્ત્રીય દોષથી દુષિત અન્ન હોય તો તેનો ત્યાગ કરવો ઠીક છે. 'आपो वा अन्नम्, ज्योतिरन्नादम्'—અહીં શરીર સંઘાતની અંદર જે જળ તથા તેજ છે, તેનુ ગ્રહણ કરવામાં આવ્યુ છે, કારણ કે પ્રાણ તથા શરીરનો સમભિવ્યાહાર સાથ છે. તેમાં જળમાં જ્યોતિ તથા જ્યોતિમાં જળ પ્રતિષ્ઠિત છે. જે ઉપાસક એવું જાણે છે, તે ઘણા અન્નવાળો, અન્ન ખાઇને પચાવવાવાળો સંતાન, પશુ, તેજ તથા યશથી નામના પ્રાપ્ત કરનારો થાય છે . ૧.

વિશેષ—ઘણાએ લોકોનો સ્વભાવ હોય છે કે તેઓ અન્નની પ્રતિકૂળ સમાલોચના કર્યા કરે છે તેઓ પોતાનાં પાપો તરફ કાંઈ પણ ધ્યાન આપતા નથી. તેમને માલમ હોવું જોઈએ કે તેઓ કોઈ રોગ વિશેષના કારણે તથા ઋતુના

શીતોષ્ણને સહન કરવાની શક્તિ ન રાખવાથી તથા દૌર્બલ્યના કારણથી અન્નનું, તદ્ભવ પદાર્થોનું સેવન કરવાનું સામર્થ્ય રાખતા નથી. તેમને કોઈ અન્ન કોરૂ પડે છે, કોઈ ખાંસી કરે છે તો કોઈ ગરમી શરદી કરે છે. એ અન્નનો દોષ નથી. એ તો પોતાનાં પાપોનું ફળ છે. પુન્યાત્મા પત્થર ખાઈને પણ પચાવવાની શક્તિ રાખે છે. નિરોગ હોવાને કારણે તેમનો જઠરાગ્નિ ભઠ્ઠીની પેઠે ધગધગતો રહે છે. જલ તથા જ્યોતિ વગર કોઈનું જીવન સ્થિર રહી શકતું નથી, એવું માનીને તેને અન્ન કહેલું છે. ઈશ્વરને ધન્યવાદ આપીને પ્રારબ્ધવશ જ્યારે જેવું અન્ન પ્રાપ્ત થાય તેને ખાઈ લેવું જોઇએ. શાંતિ તથા સંતોષની સાથે ખાધેલા અન્નથી જે રજોધર્મ રક્ત અસ્થિ આદિ બનશે તે ધર્મની સેવામાં કામ લાગશે તથા આવશ્યકતા પડી ગઈ તો રાષ્ટ્રીય—જીવન-નિર્માણ નિમિત્ત મૂળના બનાવવાના કામમાં આવશે, માટે મુમુક્ષુ અધિકારી અન્નની ફરિયાદ કદિ ન કરે. ૧.



## અનુવાક નવમો

**अन्नं बहु कुर्वीत । तद्व्रतम् । पृथिवी वा अन्नम् । आकाशोऽन्नादः । पृथिव्यामाकाशः प्रतिष्ठितः । आकाशे पृथिवी प्रतिष्ठिता । तदेतदन्नमन्ने प्रतिष्ठितम् । स य एतदन्नमन्ने प्रतिष्ठितं वेद प्रतितिष्ठति । अन्नवानन्नादो भवति । महान्भवति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन । महान्कीर्त्या ॥ १ ॥**

ભાવાર્થ—અન્નને વધારે-સંચિત કરે, એ વ્રત છે. પૃથ્વી અન્ન છે, આકાશ અન્નનો ભોક્તા છે. પૃથ્વીમાં આકાશ સ્થિત છે, આકાશમાં પૃથ્વી પ્રતિષ્ઠિત છે. એ પ્રકારે અન્નમાં અન્ન સ્થિત છે. જે આ અન્નમાં સ્થિત અન્નને જાણે છે તે પ્રતિષ્ઠિત થાય છે. વિશેષ અન્નનો અધ્યક્ષ તથા તેને ખાઈને પચાવી નાખવાના સામર્થ્યવાળો થાય છે. તથા તે સંતતિ, હાથી-ઘોડા આદિ પશુઓને પ્રાપ્ત કરી, તેજસ્વી-પ્રભાવવાન તથા નેક નામ થાય છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—અન્નનો ઘણો સંગ્રહ કરે. એ વ્રત, અનુષ્ઠાન ઘણું કામનું છે. પૃથ્વી અન્ન છે, આકાશ આનંદ છે. પ્રકૃતમાં જે આ શરીર સંઘા-

તની અંદર પ્રવિષ્ટ છે તે પૃથ્વી-આકાશનું ગ્રહણ કરવાનું છે. ઘડામાં આકાશની પેઠે પૃથ્વીમાં આકાશ વર્તમાન છે, તથા આકાશમાં પૃથ્વી સ્થિત છે, કાર્ય કારણને આશ્રયેજ રહે છે. જે આ પ્રકારથી અન્નમાં અન્નને પ્રતિષ્ઠિત જાણે છે, તે બ્રહ્મમાં તન્મયતારૂપ સ્થિતિને પ્રાપ્ત થાય છે. તે અન્નવાન, અન્નાદ, વંશ, પશુ, તેજ તથા યશયુક્ત થઈને મહિમાને પામે છે. ૧.

વિશેષ—મનુષ્યે અન્ન ખૂબ એકત્રિત કરવું જોઇએ. જો ધનનો સંગ્રહ કરે તો તે પણ અન્નને સારૂ કરે, કોઈ ભોગવિલાસને સારૂ નહીં. સંન્યાસી મહાત્મા લોક તો ગૃહત્યાગી વિરક્ત હોય છે, તો પણ તેઓ અન્નદાન કરે છે. આજપણ ભારતવર્ષમાં સંન્યાસિયો તથા અન્ય મહાત્માઓનાં જેટલા મઠ મંદિર, સ્થાન, આશ્રમ, અખાડા, ગુરૂદ્વાર, સંગત આદિ નામનાં નિવાસ સ્થાન છે, તેમાં ભેદભાવ વગર મુક્તહસ્તે અન્ન વિતરણ કરવામા આવે છે.

એક સંન્યાસી કહ્યા કરતા હતા કે મૂર્ખના ત્યાગથી વિદ્વાનનો સંગ્રહ સારો. સંગ્રહ ન કરવો એ તો સંન્યાસીનું સર્વોત્તમ કર્તવ્ય છે. પણ જો તે સંન્યાસી મહાત્મા સંગ્રહ પણ કરે છે તો તે પોતાને સારૂ નહી. પણ બીજાને અન્નદાનને સારૂ કરે છે. અધિકાંશ મહાત્માઓના સ્થાનમાં આજ પણ એ નિયમ છે કે ભોજનને સમયે જે મનુષ્ય ઉપસ્થિત થાય તેને પંક્તિમાં સમાન ભોજન આપવામાં આવે છે. હા, એ વાત છે ખરી કે વર્ણાશ્રમ નિયમાનુસાર તેને બેસવાનું એટલે કે ભોજનનું સ્થાન આપવામાં અર્થાત પંક્તિમાં લેવામાં કંઈ અંતર જરૂર રહે છે પણ અન્નદાનમાં જરાએ અંતર રાખવામાં આવતું નથી. ભાવ એ છે કે સાધુઓના ભંડારમાં જે ભોજન રંધાવામાં આવશે તે સર્વને સમાન ભાવથી મળશે. સાધુઓમાં ભોજન વિષયક પંક્તિભેદને ઘણો ખરાબ માનેલો છે. ત્યારેજ તેમનો નિયમ નભી શકે કે જ્યારે તેઓ અન્નનો ઘણો સંગ્રહ કરે. શ્રુતિ ભગવતી આ પ્રકારના પુન્ય કરનાને, મરણ પછી મોક્ષપદ તથા જીવિતાવસ્થામાં પુત્ર કલત્ર, ગાય, હાથી, બ્રહ્મનેજ પ્રદાન કરનારૂં તથા જગતમાં કીર્તિરૂપ મહત્વ પ્રાપ્ત કરાવનારૂં બનાવે છે



## અનુવાક દશમો

પૃથ્વી તથા આકાશની જે મનુષ્ય અન્ન અન્નાદ રૂપથી ઉપાસના કરે છે. તેના નિયમનું વિધાન કરે છે, યથા—

न कंचन वसतौ प्रत्याचक्षीत । तद्व्रतम् । तस्माद्यया कया च विधया बह्वन्नं प्राप्नुयात् । अराध्यस्मा अन्नमित्याचक्षते । एतद्वै मुखतोऽन्न ँ राद्धम् । मुखतोऽस्मा अन्न ँ राध्यते । एतद्वै मध्यतोऽन्न ँ राद्धम् । मध्यतोऽस्मा अन्न ँ राध्यते । एतद्वा अन्ततोऽन्न ँ राद्धम् । अन्ततोऽस्मा अन्न ँ राध्यते ॥ १ ॥

ભાવાર્થ—પોતાને ઘેર આશ્રય લેવાને આવેલા કોઇનો નિષેધ ન કરે. એ વ્રત છે. તેને સારૂ કોઇ પ્રકારે ઘણા અન્નને એકઠું કરે. સજ્જન ગૃહસ્થને સારૂ એ ઉચિત છે કે એ અભ્યાગતને કહે કે મેં અન્ન ભોજન તૈયાર કરી લીધુ છે. જે પુરૂષ પ્રથમ અવસ્થામાં અગર પરમ આદરની સાથે તે સિદ્ધ કરેલું, રાંધેલુ અન્ન અભ્યાગતને આપે છે, તેની પાસે અન્ન પણ પ્રથમ અવસ્થામાં અગર પરમ આદરની સાથે પ્રાપ્ત થાય છે. જેમ મધ્યતઃ–મધ્યમ આયુમાં અથવા મધ્યમ વૃત્તિથીજ સિદ્ધ કરેલું અન્ન આપે છે, તેને મધ્યમ આયુમાં અથવા મધ્યમવૃત્તિથીજ અન્ન પ્રાપ્ત થાય છે. તથા જે અંતિમ અવસ્થામાં અગર અધમ ભાવથી અન્ન આપે છે તેને પણ અંતિમ અવસ્થામાં અધમ ભાવથી અન્ન પ્રાપ્ત થાય છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—પૃથ્વી તથા આકાશની અન્ન તથા અન્નાદરૂપથી ઉપાસના કરનારાને ત્યાં નિવાસ કરવાને સારૂ આવેલી કોઈ પણ વ્યક્તિનો તે અનાદર ન કરે. એવો નિયમ કરી લે કે જે મારા ઘર દ્વાર ઊપર આવશે, તે અતિથિને રહેવાનું હું અવશ્ય સ્થાન આપીશ. જ્યારે કોઇને રહેવાની જગા આપવામાં આવે ત્યારે તેને ભોજન પણ જરૂર આપવું જોઇએ, તેથી કોઈ પણ વિધિથી ખૂબ અન્નનો સંગ્રહ કરે, તથા અતિથિયોને ખવડાવે. સજ્જનોનો એ આચાર છે કે તેઓ સ્વ ગૃહાગત અતિથિયોને સમય ઊપર નિવેદન કરતા રહે કે ભગવન્ ! અન્ન સિદ્ધ થઈ ગયું છે અગર ભોજન તૈયાર છે. જે લોક પહેલી અવસ્થાથી અથવા સત્કારપૂર્વક શ્રદ્ધાભક્તિની સાથે અન્ન દાન કરે છે, તેમને તેજ પ્રકારનું કેટલાએ ઘણું અધિક અન્ન પ્રાપ્ત થાય છે. જે મધ્યમ ઉપચારથી આપે છે તેમને મધ્યમપણે, તથા જે જન અસત્કારથી આપે છે તેમને ખરાબ

વ્યવહારની સાથે અંતે મળે છે. એટલે કે જેવી રીતે આપશે તેવી રીતેજ પામશે. ૧.

વિશેષ—પોતાને ત્યાં અતિથિરૂપથી રહેવા આવેલા કોઈ બ્રાહ્મણાદિનો અગર ધર્મોપદેશક અથવા વિરક્ત અભ્યાગત સંન્યાસી મહાત્માનો નિષેધ ન કરે, કે અહીં રહેશો નહીં; અહીં રહેવાને યોગ્ય સ્થાનાદિ નથી. પણ ઉલટું તેમને રાખીને તેમનો અન્ન જળ આસનાદિથી યથાવિધિ સત્કાર કરે, બલ્કે એ નિયમ કરી લે કે હું અભ્યાગતોનેજ નહીં, પણ દીન દુઃખિયોને પણ અવશ્ય દાન કર્યા કરીશ. ધર્મશાસ્ત્રોમાં એવું વિધાન છે—

उत्तमस्याऽपि वर्णस्य नीचोऽपि गृहमागतः ।
पूजनीयो यथा योग्यं सर्वदेवमयोऽतिथिः ॥
'सर्वस्याऽभ्यागतो गुरुः ।' 'अतिथिदेवो भव ।'

ઇત્યાદિ અનેક વચનોથી, ત્યાં સુધી કહેવામાં આવેલું છે કે જે ગૃહગત અતિથિ ત્યાંથી નિરાશ થઇને પાછો જાય છે, તે ગૃહસ્થને પોતાનું પાપ આપીને તથા તેના પુન્યને લઇને ચાલ્યો જાય છે. ઘણાએ વિદેશી પર્યટક જે હિંદુ રાજ્યકાળમાં ભારતવર્ષમાં ભ્રમણ કરવાને આવતા હતા, તેમણે સ્વદેશ જઇને કહેલું હતું કે, ભારતીય ઘણા મહેમાન ભક્ત હોય છે. હમે જ્યાં જતા હતા ત્યાં પાણી માગતાં દૂધ મળતું હતું. ધર્મશાસ્ત્રોમાં તેને અતિથિસત્કાર કહેલો છે. તેનેજ 'નૃયજ્ઞ' પણ કહે છે. શ્રુતિ ભગવતી કહે છે કે જે સત્કારની સાથે અતિથિને અન્ન ખવડાવે છે, તે અન્નદાતાને જન્માંતરમાં તેનાથી સહસ્રઘણું અધિક અન્ન પ્રાપ્ત થાય છે. તથા દાતા જે અવસ્થામાં આપે છે, તેજ દશામાં તેને મળે છે. જેમ દેવદત્તે યુવાવસ્થામાં ઘણા સત્કારથી અન્નદાન કર્યું તો તે કેટલાએ ઘણું વધારે થઇને તેને જવાનીમાં સન્માન સહ મળશે. એટલે કે જન્મ ધારણ કરતાંજ પહેલી ઉંમરમાં તેને અન્ન પ્રાપ્ત થશે. મધ્યમ આયુમાં સાધારણ સત્કારથી અપાએલું હશે. તો તેજ આયુમાં તેવાજ વ્યવહારથી તેને મળશે. તથા અંતમાં વૃદ્ધાવસ્થામાં, ખોટા વર્તાવથી આપશે તો તે બુઢાપામાં ખરાબ રીતે પ્રાપ્ત કરશે. તેથી અન્નદાન શરૂથીજ પ્રારંભ કરી દેવું જોઇએ. ૧.

य एवं वेद । क्षेम इति वाचि । योगक्षेम इति प्राणापानयोः । कर्मेति हस्तयोः । गतिरिति पादयोः । विमुक्तिरिति पायौ । इति मानुषीः समाज्ञाः ॥ २ ॥

ભાવાર્થ—જે એવું જાણે છે, તે પાછળ કહેલી રીતિથી બ્રહ્મની ઉપાસના કરે છે, એટલે કે તેને પૂર્વોક્ત ફળ પ્રાપ્ત થાય છે. બ્રહ્મની ઉપાસનાનું વર્ણન હવે આગળ બીજી રીતિથી કરવામાં આવે છે—બ્રહ્મ વાણીમાં ક્ષેમ રૂપથી સ્થિત છે એવી ઉપાસના કરે. બ્રહ્મ પ્રાણ અપાનમાં યોગક્ષેમ રૂપથી સ્થિત છે, એ પ્રકારે ઉપાસનીય છે. કર્મરૂપે હાથોમાં, ગતિરૂપે ચરણોમાં તથા ત્યાગરૂપે ગુદામાં ઉપાસનીય છે એ મનુષ્ય સંબંધી ઉપાસના છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—જે મનુષ્ય પૂર્વોક્ત પ્રકારે અન્નના માહાત્મ્યને તથા તેના દાનના ફળને જાણે છે, તેનેજ ઉપર્યુક્ત ફળની પ્રાપ્તિ થાય છે. હવે બ્રહ્મની ઉપાસનાનો પ્રકાર બીજી રીતે કહેવામાં આવે છે, કારણકે બ્રહ્મતત્ત્વ અતિગહન છે તેથી શ્રુતિ ભગવતી તેના બોધને સારૂ વારંવાર જુદે જુદે પ્રકારે તેનો ઉપદેશ આપે છે. બ્રહ્મ વાગિન્દ્રિયમાં ક્ષેમરૂપથી સ્થિત છે, તેની આ પ્રકારે ઉપાસના કરવી જોઇએ. વાણીમાં જે શક્તિ છે તેનું ક્ષેમ યાને રક્ષા બ્રહ્મજ કરી રહેલું છે. તે ત્યાં ક્ષેમરૂપમાં વિદ્યમાન છે, તેથી તે ક્ષેમરૂપથી ઉપાસિતવ્ય છે. એ બ્રહ્મ પ્રાણ તથા અપાનમાં યોગ તથા ક્ષેમરૂપે સ્થિત છે, એટલે કે પ્રાણમાં યોગ રૂપથી ( અપ્રાપ્તની પ્રાપ્તિ યોગ છે ), તથા અપાનમાં ક્ષેમરૂપથી ( પ્રાપ્તની રક્ષા ક્ષેમ છે ), વિદ્યમાન છે. અર્થાત્ તે પ્રાણ અપાનની શક્તિયોનો યોગ તથા ક્ષેમ કરનારો છે, તેથી ત્યાં તે રૂપમાં તેની ઉપાસના કરવી ઉચિત છે. પગમાં ગતિરૂપથી તે ઉપાસનીય છે, તથા ગુદામાં ત્યાગરૂપથી સ્થિત બ્રહ્મ ઉપાસિતવ્ય છે. મળત્યાગની શક્તિ તેનીજ આપેલી છે. એમ ન હોત તો અર્થાત્ સમય ઉપર ખુલાસાથી મળત્યાગ ન થાય તો શરીર રૂગ્ણ ( રોગી ) બની જાય. આયુર્વેદની દ્રષ્ટિમાં મળાવરોધને સર્વરોગોનું મૂળ માનવામાં આવ્યુ છે. અભ્યાસિયોનો અનુભવ છે કે, જે દિવસે યથાવત્ મળત્યાગ થતો નથી તે દિવસે તેમના મન ભજનમાં લાગતાં નથી. તેથી મળત્યાગની શક્તિ છે તે તેનીજ છે, તે ત્યાં એજ રૂપમાં ઉપાસિતવ્ય છે. આ આધ્યાત્મિક ઉપાસના છે.

વિશેષ—પ્રકૃત મંત્રમાં "ક્ષેમ इति वाचि" એ કથનનો ભાવ એ છે કે, વિદ્યા ભણવાથી પ્રાપ્ત થએલા જ્ઞાનની વાણીમાં રક્ષા કરવી, અથવા ગુરૂમુખથી સાંભળેલા ધર્મની અથવા ઇશ્વર સંબંધી જ્ઞાનની વાણીમાં રક્ષા કરવી તથા ત્યાં ક્ષેમરૂપથી બ્રહ્મને સમજવુ જોઇએ. એમ થવાથી વાણીનો કદી પણ દુરૂપયોગ થઈ શક્તો નથી. વાણીમાં ઘણી શક્તિ છે, તેના દુરૂપયોગથી ઘણા મોટા અનર્થ થઈ ગયા છે, તથા તેના સદ્ઉપયોગથી જગતને મહાન અનર્થોથી બચાવી

લેવાએલું છે. આ વાણીમાં ક્ષેમરૂપથી બ્રહ્મની ઉપાસના કરનારા સદા લોક કલ્યાણ કરવાના કારણ થશે. તેજ પ્રમાણે પ્રાણ, અપાન, હસ્ત, પાદ તથા પાયુમાં પણ સમજી લેવું. 'इति मानुषीः समाज्ञाः' અર્થાત્ આ સર્વ મનુષ્યના શરીરથી કરવા યોગ્ય કર્મોની આજ્ઞાઓ છે. ૨.

હવે દેવતાઓના સંબંધવાળી ઉપાસના કહેવામાં આવે છે, યથા—

**अथ दैवीः । तृप्तिरिति वृष्टौ । बलमिति विद्युति । यश इति पशुषु । ज्योतिरिति नक्षत्रेषु । प्रजातिरमृतमानन्द इत्युपस्थे ॥ ३ ॥**

ભાવાર્થ—દેવતાઓમાં પણ બ્રહ્મની ઉપાસના કરે, જેવી કે—વૃષ્ટિમાં તૃપ્તિરૂપ, વિજળીમાં બળરૂપથી, પશુઓમાં કીર્તિરૂપથી, તારાગણોમાં પ્રકાશરૂપથી તથા ઉપસ્થમાં પ્રજા, અમૃતત્વ તથા આનંદરૂપથી બ્રહ્મની ઉપાસના કરે. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—હવે આધ્યાત્મિક ઉપાસના ( દૈવસંબંધી ) કહેવામાં આવશે, તૃપ્તિરૂપ વૃષ્ટિમાં બ્રહ્મ ઉપાસનીય છે, કારણ કે વર્ષાથી અન્નાદિ ઉત્પન્ન થાય છે તથા તેનાથી પ્રાણિમાત્ર સંતૃપ્ત થાય છે. તેથી વૃષ્ટિમાં, બ્રહ્મ તૃપ્તિરૂપથી વિદ્યમાન છે. તે વિજળીમાં બળરૂપથી સ્થિત છે. એ તો આજકાલ સર્વલોકોને અનુભૂત છે કે વિજળીમાં કેટલું સામર્થ્ય છે, જે કામ હજારો આદમિયો વર્ષોમાં નથી કરી શકતા તેને વિદ્યુત શક્તિ ક્ષણમાત્રમાં કરી દે છે; બ્રહ્મ ત્યાં તે રૂપમાં ઉપાસ્ય છે. પશુઓમાં તે યશરૂપથી ઉપાસના કરવાને યોગ્ય છે, પશુ ઘણા યશસ્વી હોય છે, જે દૂધ, દહીં, ઘૃત, વાહન, કૃષિકાર્ય, રોમ આદિ જીવિત દશામાં મનુષ્યના પરમ સહાયક હોઈ મરણ પછી ચર્મ, અસ્થિ આદિથી તેને લાભ પહોચાડે છે. કહો, તેમનાથી વધીને સંસારમાં બીજુ કોણ નામાંકિત થઈ શકે છે ? એટલો યશ છે. જ્યોતિરૂપ નક્ષત્રોમાં એજ વિદ્યમાન છે, ત્યાં તે પ્રકાશરૂપથી ઉપાસ્ય છે. અમૃત નામ પુત્રજન્મથી પિતૃઋણ વિમોચન દ્વારા પિતાને જે શાંતિ પ્રાપ્ત થાય છે, એજ અહીં અમૃતપદથી વિવક્ષિત છે. એ ત્રણે ઉપસ્થ હેતુથી થાય છે. તે કારણથી તેમાં પ્રજાપત્યાદિરૂપથી બ્રહ્મ સ્થિત છે. એવી ઉપાસના કરવી જોઇએ. ૩.

વિશેષ—'अथ दैवीः' અહીં દેવનામ સર્વ તથા આકાશાદિકોનું છે,

તેમના દ્વારા સિદ્ધ થનારા કાર્ય દેખાડવામાં આવ્યા. 'प्रजापतिः, अमृतम्, आनंदः इति उपस्थे' આ મંત્રમાં તથા અન્યત્ર પણ લિંગેન્દ્રિયનું ફળ આનંદ બતાવવામાં આવેલું છે. આ આનંદથી વિષયાનંદ વિવક્ષિત છે. પ્રતીત થાય છે કે બ્રહ્માનંદની ઉપમાને સારૂ વિદ્વાનોને આજ સુધી લોકમાં વિષયાનંદ જેવું પ્રસિદ્ધ દ્રષ્ટાંત અન્ય કોઈ મળ્યુજ નથી, એટલે કે એજ સર્વોપરિ દ્રષ્ટાંત છે. વિષયાનંદ સર્વાનુભૂત છે, એ દ્રષ્ટાંતનો અંગીકાર, બ્રહ્માનંદનું મહત્વ મુમુક્ષુને હૃદયંગમ કરાવવાને સારૂ છે. વાળના અગ્રભાગનો, જેવો હજારમો હિસ્સો હોય છે, અથવા મહાસાગરનું જેવું એક ટીપું હોય છે તેવોજ તેનાથી પણ ઓછો બ્રહ્મના આનંદનો અંશ વિષયાનંદમાં પ્રતીત થાય છે. સંસારમાં મનુષ્ય વિષયાનંદને સારૂ કંઈ છળ કપટ આદિ વ્યવહાર કરે છે. મનુષ્યનો અધિકાંશ પરિશ્રમ, એજ સુખોપભોગને સારૂ છે. ઘણાએ પોતાની ધન ધાન્ય સામગ્રી એજ સુખની આગમાં હોમી દે છે. અધિકાંશ લોક તેને સારૂજ સર્વ કાંઈ કરતા રહે છે. જે આનંદનો સાગર છે, જેના જરા જેટલા આનંદથી સર્વ આનંદિત થાય છે, તેના તરફ કોઇનું ધ્યાન જતું નથી. સત્ શાસ્ત્રોના વિચાર તથા મહાત્માઓની સંગતિથી જેમના મન બ્રહ્મજ્ઞાન તરફ ઝુકેલા છે, તેઓ વિષયના આનંદમાં કદાપિ પડ્યા નથી. કારણ કે તેમને સર્વોપરિ આનંદનો સ્વાદ મળી ગએલો હોય છે. આ સંસારનો નિયમ છે કે જ્યારે મોટો અધિકાર તથા અધિક સુખ મળી જાય છે ત્યારે નાનાને સર્વ છોડી દે છે. ૩.

**सर्वमित्याकाशे । तत्प्रतिष्ठेत्युपासीत । प्रतिष्ठावान् भवति । तन्मह इत्युपासीत । महान् भवति । तन्मन इत्युपासीत । मानवान् भवति ॥ ४ ॥**

ભાવાર્થ—આકાશમાં સર્વ રૂપથી બ્રહ્મસ્થિત છે, ત્યાં તેની સર્વરૂપથી ઉપાસના કરે. એ બ્રહ્મ સર્વનો આધાર છે, એ ભાવથી તેની ઉપાસના કરે. એવી ઉપાસના કરનારા ઉપાસક પ્રતિષ્ઠાવાન થાય છે. તે મહઃ છે, મોટો છે, એટલે કે તે મહઃ નામક વ્યાહૃતિ રૂપ છે. અથવા તેજ છે, એ ભાવથી તેની ઉપાસના કરે. તેનાથી ઉપાસક મહાન થાય છે. બ્રહ્મ મનસ્વરૂપ છે, તેથી અધિકારી મનન કરવાની શક્તિવાળો થાય છે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—આકાશમાં બ્રહ્મ સર્વરૂપે સ્થિત છે, અર્થાત્ બ્રહ્મથી અભિન્ન આકાશજ સંપૂર્ણ જગતનો આશ્રય છે. એવી ઉપાસના કરવી જોઇએ.

પ્રતિષ્ઠા ગુણવાળાની ઉપાસના કરવાથી મનુષ્ય પ્રતિષ્ઠા ગુણવાળો થઈ જાય છે, એટલે કે જે અધિકારી આ પ્રકારની ઉપાસના કરે છે તે સ્વયં સર્વાધિષ્ઠાનરૂપ થઈ જાય છે. તે બ્રહ્મ—મહત્વ ગુણવાળું છે, તે એ રૂપથી ઉપાસ્ય છે. એવી ઉપાસના કરનારો મહાન થઈ જાય છે. એટલે કે પ્રજા આદિ સામગ્રિયોથી સમૃદ્ધ થઈ જાય છે. એ બ્રહ્મ મનન ગુણવાળું છે, એ પ્રકારની ઉપાસના કરનારો મનન કરવાના સામર્થ્યવાળો થઈ જાય છે. ૪.

વિશેષ—"सर्वम् इति आकारो, तत् प्रतिष्ठा इति उपासीत, प्रतिष्ठावान भवति" આકાશમાં સર્વ સ્થિત છે, તથા આકાશની સ્થિતિ બ્રહ્મમા છે, તેથી જે બ્રહ્મને સર્વનો આધાર માનીને તેની ઉપાસના કરે છે, તે પણ બીજા સાધારણ લોકોનો આધાર થઈ જાય છે. તે ઘણાએ દીન દુઃખી તથા કુટુંબિયોને પાલન પોષણ દ્વારા ધારણ કરે છે, એટલે કે તેની સહાયતાથી ઘણાના જીવન ચાલે છે. તાત્પર્ય એ છે કે જે મહત્ત્વ ઉપાસ્યમાં હોય છે, તેજ ઉપાસકમાં પણ આવી જાય છે. એજ પ્રકારે 'महः, मनः' ના ઉપાસકોમાં પણ એવું સામર્થ્ય આવી જાય છે. ૪.

**तन्नम इत्युपासीत । नम्यन्तेऽस्मै कामाः । तद् ब्रह्मेत्युपासीत । ब्रह्मवान् भवति । तद्ब्रह्मणः परिमर इत्युपासीत । पर्येणं म्रियन्ते द्विषन्तः सपत्नाः । परि येऽप्रिया भ्रातृव्याः ॥ ५ ॥**

ભાવાર્થ—તે નમ. છે' એ ભાવથી બ્રહ્મની ઉપાસના કરે. જે એવી ઉપાસના કરે છે, તેની પાસે સંપૂર્ણ કામ્ય પદાર્થ એટલે કે સર્વભોગ્ય પદાર્થ આવીને ચરણોમાં નમ્ર ( હાજર ) થઈ જાય છે. 'તે બ્રહ્મ છે' એ પ્રકારે જે ઉપાસના કરે છે, તે વ્યાપકતાને પામે છે. 'તે બ્રહ્મનું પરિમર એટલેકે આકાશ છે' ઉપાસકે એ પ્રકારની ઉપાસના કરવી જોઇએ, તેનાથી દ્વેષ કરનારા તેના શત્રુ મૃત્યુને પ્રાપ્ત થાય છે, તથા તેનાથી લાઠ કરનારા અપ્રિય, ભાઇના પુત્ર હોય તો તેઓ પણ મરી જાય છે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—એ બ્રહ્મ નમન ગુણવાળું છે, એ પ્રકારે એની ઉપાસના કરવી જોઇએ. અર્થાત્ એ બ્રહ્મ નમસ્કાર કરવાને યોગ્ય છે. જે કોઈ તેની એવી ઉપાસના કરે તો તે ઉપાસકની આગળ સર્વ વિષય સ્વયં ઉપસ્થિત થઈ

જાય છે. એ બ્રહ્મ વિરાટ રૂપ વ્યાપક છે, એ પ્રકારની ઉપાસના કરનારો સ્વયં વ્યાપક થઈ જાય છે. માયોપાધિક બ્રહ્મના સ્વરૂપથી સ્થિત આકાશને પરિમર કહે છે. જે પરિમરત્વ ગુણવાળા આકાશની ઉપાસના કરે છે તેનો દ્વેષ કરનારા શત્રુ તથા દ્વેષ કરનારા કૌટુંબિક વિદ્વેષી પણ મરી જાય છે. ૫.

વિશેષ—પ્રકૃત મંત્રમાં કહેવામા આવેલું છે કે, 'એ બ્રહ્મનો પરિમર છે' એ પ્રકારે તેની ઉપાસના કરે. જેમાં વિદ્યુત, વૃષ્ટિ, ચંદ્રમા, આદિત્ય, તથા અગ્નિ એ પાંચે દેવતા લીન થાય છે, અર્થાત મૃત્યુને પ્રાપ્ત થાય છે તે વાયુ બ્રહ્મનો પરિમર છે. એ વાયુ આકાશથી અભિન્ન છે. તેથી આકાશજ બ્રહ્મનો પરિમર છે. તાત્પર્ય એ નિકળ્યું કે વાયુરૂપ આકાશની, 'એ બ્રહ્મનો પરિમર છે' એ ભાવથી ઉપાસના કરે. ૫.

**स यश्चायं पुरुषे । यश्चासावादित्ये । स एकः । स य एवंवित् । अस्माल्लोकात्प्रेत्य । एतमन्नमयमात्मानमुपसंक्रम्य । एतं प्राणमयमात्मानमुपसंक्रम्य । एतं मनोमयमात्मानमुपसंक्रम्य । एतं विज्ञानमयमात्मानमुपसंक्रम्य । एतमानन्दमयमात्मानमुपसंक्रम्य । इमाँल्लोकान्कामान्नी कामरूप्यनुसंचरन् । एतत्साम गायन्नास्ते ॥ ६ ॥**

ભાવાર્થ—એ જે આત્મા આ પુરૂષમાં છે, તથા તે જે આદિત્યમાં છે, તે એક છે. જે એવું જાણે છે, તે આ લોકમાંથી છુટો મેળવીને આ અન્નમય આત્માનું અતિક્રમણ કરી, આ પ્રાણમય શરીરને ઓળંગીને, આ મનોમય આત્માનું પ્રતિસંક્રમણ કરી, આ વિજ્ઞાનમય શરીરનું ઉલ્લંઘન કરી, તથા આ આનંદમય આત્માને ઓળગીને ઇચ્છાનુસાર અન્નને પામનારો તથા યથેચ્છ-રૂપોને ધારણ કરનારો થઇને આગળ કહેવાનારૂ સામ ગાન કરે છે. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—જે 'गुहानिहित' એ વાકયથી કહેવામાં આવ્યો, તે આકાશાદિ રચીને પછી તેમાં પ્રવિષ્ટ થયો એ પ્રત્યગાત્મા, શરીરમાં વ્યષ્ટિ ઉપાધિથી વર્તમાન છે, તથા જે વિદ્વાનોને પ્રત્યક્ષ, પરમાનંદ આત્મા આદિત્ય-મંડળમાં વર્તમાન છે, એ બંને પ્રકારથી કહેવામાં આવેલું ચેતન વસ્તુતઃ એક જ છે, ભેદરહિત છે. જે મનુષ્ય જીવાત્મા તથા પરમાત્માના અભેદને જાણે છે,

તે આ લોકમાંથી મરીને એટલે કે દ્રષ્ટ-અદ્રષ્ટ ઇષ્ટ વિષય સમૂહથી નિવૃત્ત થઈને, અન્ન રસનાવિકાર અન્નમય સ્થૂળ દેહને જેને ભ્રાન્ત આત્મા માની રાખેલો છે, તેનું ઉલ્લંઘન કરીને વાયુવિકાર પ્રાણમયને, સંશયાત્મ વૃત્તિવાળા અંતઃકરણ રૂપ મનોમયને, નિશ્ચયાત્મ વૃત્તિમત્ અંતઃકરણરૂપ વિજ્ઞાનમયને તથા નિદ્રા ત્મક સુખાનુભવરૂપ આનંદ આત્માનુ અતિક્રમણ કરીને ( એ ઉત્તરોત્તર એક બીજાનું અંતરગ છે ) એ સર્વને ઓળંગીને ઇચ્છામાત્રથી બહુ અન્નવાળો થઈને, યથેચ્છ શરીર ધારણ કરીને આ શાસ્ત્રપ્રસિદ્ધ ભૂ આદિ લોકોમા વિચરતો, સર્વનો આત્મરૂપથી અનુભવ કરતો અર્થાત્ સામનું ગાયન કરતો સ્થિત થાય છે. ૬.

વિશેષ—પ્રકૃતમાં કહેલું છે કે સાધક કૃતકૃત્ય થઈ આગળ કહ્યા અનુસાર સામ ગાયન કરતો કરતો લોકમાં વિચરે છે ' તેનો અભિપ્રાય સંતજન એવો આપે છે કે અવિદ્યાકલ્પિત શરીરોનો ત્યાગ કરીને તથા સત્ય જ્ઞાન, અનંત આદિ ધર્મવાળા, આનંદ સ્વરૂપ, અજન્મા, અમૃતમય, અદ્વત બ્રહ્મરૂપ ફળને પામીને, એ ઇચ્છાનુસાર અન્ન પ્રાપ્ત કરનારો તથા ઇચ્છાનુસાર રૂપોને ધારણ કરવાવાળો થઈને આ પૃથ્વી આદિ લોકમાં વિચરતો અર્થાત્ સર્વાત્મરૂપથી એ લોકોને આત્મસ્વરૂપે કરીને અનુભવ કરતો કરતો આગળ કહ્યા પ્રમાણે સામ ગાયન કરે છે. ૬.

હવે સામવેદના ગાયનનું સ્વરૂપ કહે છે, યથા—

हा ३ वु हा ३ वु हा ३ वु । अहमन्नमहमन्नमहमन्नम् । अहमन्नादो ३ ऽहमन्नादो ३ ऽहमन्नादः । अहं ऽ श्लोककृदहं ऽ श्लोककृदहं ऽ श्लोककृत् । अहमस्मि प्रथमजा ऋता ३ स्य । पूर्वं देवेभ्योऽमृतस्य ना ३ भायि । यो मा ददाति स इदेव मा ३ वाः । अहमन्नमन्नमदन्तमा ३ द्मि । अहं विश्वं भुवनमभ्यभवा ३ म् । सुवर्नज्योतीः य एवं वेद । इत्युपनिषत् ॥ ७ ॥

ભાવાર્થ—શું ગાયન કરે છે ? 'હા૩વુ, હા૩વુ, હા૩વુ' એ તથા હું અન્ન છું ( ભોગ્ય પદાર્થ છું ) [ તેને ત્રણવાર કહેવું ]. હુંજ અન્નાદ છું ( ભોક્તા છું ) [ એને ત્રણ વાર કહેવું ]. હું જ શ્લોકકૃત્ છું ( લોક નામ અન્ન તથા અન્નાદ, સંઘાત, તેને ચેતનવાન કરનાર હું ) [ મૂળમાં જે તેમનું ત્રણવાર ઉચ્ચારણ કરેલું છે તે વિસ્મયતા પ્રગટ કરવાને સારૂ છે ]. હુંજ આ સત્યાસત્ય જગતમાં પહેલો ઉત્પન્ન થએલો છું. હુંજ દેવતાઓથી પ્રથમ વર્તમાન, વિરાટ્ તથા અમૃતથી અભિન્ન અમૃતત્ત્વ કેન્દ્રરૂપ છું. જે સ્વરૂપને, અન્નાભિલાષીને પ્રતિદિન આપે છે તે જરૂર મારીજ રક્ષા કરે છે. પરંતુ જે એવું નથી કરતા ( મુજ અન્ન સ્વરૂપને દાન નહીં કરતાં સ્વયં ભોગવે છે ) એ અન્ન ખાનારનું હું અન્નરૂપથી ભક્ષણ કરૂં છું. હું એ સંપૂર્ણ લોકોનો નાશ કરૂં છું. મારી જ્યોતિ સૂર્યના સમાન નિત્યપ્રકાશ સ્વરૂપ છે. એવી આ ઉપનિષદ્‌ની વિદ્યા છે, જે તેને એ રીતિથી જાણે છે તેને પૂર્વોક્ત ફળની પ્રાપ્તિ થાય છે. ૭.

વિ૦ વિ૦ ભાષ્ય—'હા વુ' શબ્દ વિસ્મય વાચક છે તેમાં વિશેષતા દેખાડવાને સારૂ તેની ત્રણવાર આવૃત્તિ કરેલી છે. અહો ! ઘણા આશ્ચર્યની વાત છે, મોટું આશ્ચર્ય છે, મહાન આશ્ચર્ય છે ! કારણકે અદ્વૈત આત્મરૂપ નિરંજન થઇને પણ, હું અન્ન છું હું અન્ન છું, હું અન્ન છું ! હું અન્નનો ભોક્તા છું, હું અન્નનો ભોક્તા છુ, હું અન્નનો ભોક્તા છું ! હું કાર્ય કારણના અન્ન તથા અન્નાદ સંઘાતનો કર્તા ચેતનવાન છું,......ચેતનવાન છું,......ચેતનવાન છું ! મૂર્ત અમૂર્ત રૂપ જગતમાં પ્રથમ ઉત્પન્ન હિરણ્યગર્ભમાં હુંજ છુ, તથા વ્યષ્ટિ રૂપ દેવતાઓથી પ્રથમ વિરાટ રૂપ તથા અમૃતનાભિમાં હું જ છુ. અર્થાત્ સર્વ પ્રાણિયોનો અમૃતભાવ મારમાંજ સ્થિત છે. જે કોઈ મને અન્નને અન્નના અભિલાષીને આપે છે, તે જાણે કે એ પ્રકારે મારીજ રક્ષા કરે છે, તથા જે કોઈ મને અન્નને સમય ઉપર આવેલા અતિથિને અર્પણ ન કરીને પોતે એકલોજ ખાઈ જાય છે, તે અન્ન ભક્ષણ કરનાર પુરૂષનું હું અન્નજ ભક્ષણ કરી જાઉં છું. કારણકે બ્રહ્માદિકોથી ભોગવવાને યોગ્ય યા જેમાં સકળ ભુતોનો નિવાસ છે એવા ભુવનનો હુંજ રૂદ્ર રૂપથી સંહારકર્તા છું. હું સૂર્યના સમાન સદા કાળ જ્યોતિઃસ્વરૂપ છું જે એવું જાણે છે તે સંપૂર્ણ ઐશ્વર્યનો ભાગી થાય છે—નિઃશ્રેયસ-અધિગમન કરે છે. એ વર્ણન ઉપનિષદ્-પરમાત્મ સંબંધી જ્ઞાનનું છે.

વિશેષ—'યઃ एवम् वेद इति उपनिषद्' ( એ સર્વ કૌતક, આશ્ચર્યજનક

કુતૂહલ માત્રજ છે ) ઇતિ—ઉક્ત બે વલ્લિયોમાં આ પ્રમાણે પ્રતિપાદન કરેલા પરમાત્મવિષયક જ્ઞાનરૂપને કોઈ પણ અન્ય મુમુક્ષુ શાંત, દાન્ત, ઉપરત, સહનશીલ, તથા સાવધાન થઈને, ભૃગુના સમાન ઘણું ભારે તપ કરીને આ ઉપનિષદના તત્ત્વને 'આ પ્રકારે જાણી લે છે, તેને પણ ભૃગુના જેવું ફળ પ્રાપ્ત થાય છે.

સમાન રૂપ હોવાને કારણે બ્રહ્મજ સામ છે, વિદ્વાન, પોતાના અનુભવને પ્રગટ કરનારા બ્રહ્મના ગાયનને કરતો કરતો સંસારમાં વિચરે છે. જેવી રીતે ભગવતી શ્રુતિ કેવળ મુમુક્ષુ જનોને બોધ કરવાને સારૂ નાના પ્રકારે આત્માનો ઉપદેશ કરે છે, તેવીજ રીતે વિદ્વાન પણ મોક્ષાર્થિયોના બોધ ને અર્થે પોતાના અનુભવને ગાયનથી પ્રગટ કરતા કરતા જગતમાં વિચર્યા કરે છે. ૭.

ભૃગુવલ્લી સમાપ્ત.

ॐ शं नो मित्रः शं वरुणः । शं नो भवत्वर्यमा । शं न इन्द्रो बृहस्पतिः । शं नो विष्णुरुरुक्रमः । नमो ब्रह्मणे । नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्मासि । त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि । ऋतं वदिष्यामि । सत्यं वदिष्यामि । तन्मामवतु । तद्वक्तारमवतु । अवतु माम् । अवतु वक्तारम् ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ઇતિ શ્રી આ તૈત્તિરીયોપનિષદ્ ઊપર સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજ દ્વારા વિરચિત વિદ્યાવિનોદ ભાષ્ય સમાપ્ત.

## તૈત્તિરીયોપનિષદ્ સંપૂર્ણ.







ॐ નમઃ સચ્ચિદાનંદાય.

# ઐતરેયોપનિષદ્

## વિદ્યાવિનોદ ભાષ્યસહિત.

—:—

## અધ્યાય પહેલો-ખંડ પહેલો.

ઋગ્વેદના ઐતરેયારણ્યકમાં પાંચ આરણ્યક તથા તે આરણ્યકોમાં અઢાર અધ્યાય છે. તેમાં દ્વિતીયારણ્યકના ચોથા અધ્યાયથી છઠ્ઠા અધ્યાય સુધી એટલે કે ત્રણ અધ્યાયોમાં જીવ બ્રહ્મ વિષયક આત્મવિદ્યાનું નિરૂપણ કરવામાં આવ્યું છે, એજ ત્રણ અધ્યાય 'ऐतरेयोपनिषद्' કહેવાય છે. શ્રી શંકરાચાર્યે તેના ઉપર ભાષ્યની રચના કરેલી છે. આચાર્યચરણ કર્મ તથા કર્મસમુચ્ચિતજ્ઞાનને મુક્તિનું સાધન માનતા નથી. તેમણે પોતાના ભાષ્યમાં કેવળ જ્ઞાનનેજ મોક્ષનું સાધન અંગીકાર કરવામાં અકાટ્ય યુક્તિ પ્રમાણ આપેલું છે. તેઓ જ્ઞાનના અધિકારી એકમાત્ર સંન્યાસીનેજ માને છે. ગૃહસ્થ વાસનાઓથી રહિત થઈ નથી શકતા, એવું હોવાથી તે ગૃહસ્થાશ્રમનો નિર્વાહ કરી શકતા નથી. 'मायायां सर्व सम्भवः' ન્યાયથી જો કોઈ ( એવું છે તો કદાચ ) ગૃહસ્થાશ્રમમાં પણ શુદ્ધ ચિત્ત પુરઃસર જ્ઞાનપ્રાપ્તિ કરી લે તો તેને સ્વતઃ પરિવ્રાજકત્વ—અલિંગ સંન્યાસ પ્રાપ્ત થઈ ગયો સમજો.

આ ઉપનિષદ્‌માં ત્રણ અધ્યાય છે. પહેલા અધ્યાયમાં આત્મજ્ઞાનના હેતુરૂપ વૈરાગ્યની સિદ્ધિને સારૂ જીવની ત્રણ અવસ્થાઓનું વર્ણન કરવામાં આવ્યું છે. તેમણે આ અધ્યાયમાં 'આવસથ' કહ્યો છે. તથા પરમપદ પ્રાપ્તિના એક માત્ર સાધન આત્મજ્ઞાનનું દ્વિતીય અધ્યાયમાં વર્ણન કરી પછી ત્રીજા અધ્યાયમાં તેનુંજ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. એ અતિ સંક્ષેપમાં આ ઉપનિષદ્‌નો ભાવ છે.

આ ઋગ્વેદીય ઐતરેયોપનિષદ્‌નો ઉપદેશ પૂર્વકાળમાં સર્વ વેદાર્થજ્ઞ, પરમ વિરક્ત નિવૃત્તિમાર્ગાનુયાયી, પરમ વિદ્વાન, બ્રહ્માજીના પુત્ર સનકાદિ ઋષિયોએ વામદેવ આદિ મુમુક્ષુ જનોને આપેલો હતો.

અન્યાન્ય ઉપનિષદોના એટલેકે બ્રહ્મવિદ્યાનાં જે અનુબંધ ચતુષ્ટય છે તેજ આ ઉપનિષદ્ના પણ જાણવાં જોઇએ.

બ્રહ્મનું સાર્વાત્મ્ય પ્રતિપાદન કરવું એજ આ ઉપનિષદ્નો મુખ્ય ઉદ્દેશ છે. આમાં ગૌ, અશ્વ આદિ શરીરોની અપેક્ષા મનુષ્ય શરીરને શ્રેષ્ઠ પ્રતિપાદન કરવામાં આવેલું છે, આજ શરીર બ્રહ્મતત્ત્વ પ્રાપ્ત કરવાનું અધિકારી છે. જે પરમ દુર્લભ મનુષ્ય શરીરને પ્રાપ્ત કરીને બ્રહ્માનંદથી વિમુખ રહી વિષયાનંદમાં સંસક્ત થઇને આ શરીર રત્નને કોડીને ભાવે વેચી રહ્યા છે, તેમને સારૂ કયા કૃપાળુને કષ્ટ ન થાય? પરમ કૃપાવતી ભગવતી શ્રુતિનો, એવા જીવોના ઉદ્ધારને સારૂ આ ઐતરેયોપનિષદ્—ઉપદેશ રૂપ યત્ન છે. હવે તેનો શાંતિ પાઠ કહે છે

**ॐ वाङ्मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितमाविरावीर्म एधि। वेदस्य म आणीस्थः श्रुतं मे मा प्रहासीः। अनेनाधीतेनाहोरात्रान्संदधाम्यृतं वदिष्यामि सत्यं वदिष्यामि। तन्मामवतु तद्वक्तारमवतु। अवतु मामवतु वक्तारमवतु वक्तारम्॥ ॐ शान्तिः शान्तिः शान्तिः॥**

ભાવાર્થ—મારી વાગિન્દ્રિય મનમાં સ્થિત હો તથા વાણી મનમાં સ્થિત હો. એવું ન થાય કે મારી વાણી કંઈ કહે તથા મન કંઈ બીજેજ વિચાર કરે, અર્થાત્ વાણી તથા મન એક બીજાને અનુકૂળ રહે. તમે મારા સમક્ષ આવિર્ભૂત થાઓ. તમે મારે સારૂં વેદને લાવો, મારૂ શ્રવણ કરેલું મારો પરિત્યાગ ન કરે. હું મારા આ અધ્યયન દ્વારા રાત દિવસ એક કરી દઉં. અર્થાત્ હે વાક્! તથા હે મન! તમારા દ્વારા હું જે વેદજ્ઞાનને પ્રાપ્ત કરૂં, તેને કદી ન ભૂલું, ઉલટું તેના અધ્યયનમાં રાત દિવસ લાગેલો રહું. હું ઋત ભાષણ કરૂં તથા સત્ય બોલું, અર્થાત્ જે મનમાં હોય તેને જ કહું. બ્રહ્મ મારી રક્ષા કરે, એ વક્તાની રક્ષા કરે. એ મારી રક્ષા કરે, તથા વક્તાની રક્ષા કરે-ત્રિવિધ તાપની શાંતિ થાઓ.

વિ૦ વિ૦ ભાષ્ય—મારી વાણી તથા મન એક થઇને કથનમાં પ્રવૃત્ત થાઓ, તથા હું, સચાઇને પામી શકું. હે વાણી! તથા હે મન! તમે બન્ને સ્વ સ્વ શક્તિથી સંપન્ન થાઓ. એમ થતાં તમારી સહાયતાથી મને વેદતત્ત્વ પ્રાપ્ત થઈ શકશે. સાથે એમ પણ થાઓ કે હું તેને ભૂલવા ન પડું. મારામાં એવો અનુરાગ ઉત્પન્ન થાવ કે હું રાત દિવસ અધ્યયનમાં લાગેલો રહું. એમ ન થાય કે મારા મનમાં કંઇક બીજુજ,વાણીમાં કંઈક અન્યજ હોય,અને કરૂં કંઈક ભિન્ન

જ. બ્રહ્મ મારી રક્ષા કરે, જેથી મારો અભ્યાસ વિઘ્નોથી શિથિલ ન થવા પામે, તથા જે મારા અધ્યયનાભ્યાસમાં સહાયક છે તેની પણ બ્રહ્મશક્તિ રક્ષા કરે. વારંવાર કહું છું કે મારી તથા વક્તાની રક્ષા હો. આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક તાપોની શાંતિ થાઓ.

વિશેષ—પ્રકૃત મંત્રમાં પ્રાર્થના કરવામાં આવેલી છે કે હમારા જે કામ હોય તે મનથી થાઓ. હમે શાસ્ત્રચિંતનમાં લાગેલા રહીએ. હમે વેદોના ઉપદેશને ન ભૂલિએ. હમારા વ્યવહાર તદનુસારજ થાય. હમે સારા રહિયે, હમારા ઉપદેષ્ટા પણ સુરક્ષિત રહે. એવીજ વારંવાર ઇચ્છા દર્શાવેલી છે.

ઋગ્વેદીય ઐતરેયોપનિષદ્‌ના પૂર્વગત ત્રણ અધ્યાયોમાં પ્રાણોપાસનાનું સવિસ્તર વર્ણન કરવામાં આવ્યું છે. હવે કર્મકાંડોક્ત કર્મ તથા ઉપાસનાથી શુદ્ધાંતઃકરણ તથા તેનાથીજ સાધન ચતુષ્ટય સંપન્ન બ્રહ્મવિદ્યાના અધિકારીની બ્રહ્મસ્વરૂપાવસ્થાનુરૂપ મોક્ષની સિદ્ધિને સારૂ આગળ કહેવામાં આવતી ત્રણ અધ્યાયોમાં કેવળ આત્મવિદ્યાનો આરંભ કરવામાં આવે છે, યથા—

**ॐ आत्मा वा इदमेक एवाग्र आसीत् । नान्यत्किंचन मिषत् । स ईक्षत लोकान्नु सृजा इति ॥ १ ॥**

ભાવાર્થ—આ નામરૂપાત્મક જગતની ઉત્પત્તિના પહેલા અદ્વૈતરૂપ એક આત્માજ હતો, તથા તે કાંઈ પણ વ્યાપારવાળો નહોતો. તેણે વિચાર કર્યો કે હું લોકોની રચના કરૂં. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—ઉત્પત્તિના પહેલાં આ જગત નામ રૂપાદિ ભેદ વ્યક્ત ન હોવાને કારણે 'આત્મા' આ શબ્દની પ્રતીતિનોજ વિષય હતો. આ સમયે નામરૂપાદિ ભેદ વ્યક્ત થઈ જવાથી તે અનેક શબ્દોની પ્રતીતિનો વિષય થઈ ગયો, અને એ 'આત્મા' શબ્દ પણ પ્રતીતિનો વિષય થતો આવ્યો. જેમ ફીણની નામ રૂપાત્મક અભિવ્યક્તિના પહેલા જળ જ હતું, પછી અભિવ્યક્ત થવાથી 'જલ' તથા 'ફીણ' નામથી અલગ કહેવાવા માંડયું. સર્વજ્ઞ સ્વરૂપ આત્માએ ચિંતન કર્યું. કેવું ઇક્ષણ-ચિંતન કર્યું ? હું પ્રાણિયોના કર્મફલોપભોગના આશ્રયભૂત અમ્ભ આદિની રચના કરૂં. ૧.

વિશેષ—'ઇતરા' નામની કોઈ વિદુષી સ્ત્રી હતી, તેના પુત્ર ઐતરેય ઋષિએ શિષ્યોને ભણાવીને આ ઉપનિષદનો પ્રચાર કર્યો હતો. એ કારણથી આનું 'ऐतरेयोपनिषद्' નામ પ્રસિદ્ધ થઈ ગયું. તેનું પણ પ્રતિપાદ્ય બ્રહ્મ એક અને અખંડ છે, સાધનો વગર તેનું ઈક્ષણ-ચિંતન સંભવ નથી. પછી એ સિદ્ધ-

કામને ઈક્ષણની આવશ્યકતાજ કેમ પડી ? ઉત્તર એ છે કે તેને કાંઈ પણ કરવામાં સાધનોની જરૂર નથી. તે પરમ સ્વતંત્રને કોણ પૂછે કે તે ચિંતન કેમ કરે છે. એ સર્વતંત્ર સ્વતંત્ર છે, તે કોઇના નિગ્રહાવગ્રહથી દૂર છે. ૧

स इमाँल्लोकानसृजत । अम्भो मरीचीर्मरमापोऽदोऽम्भः परेण दिवं द्यौः प्रतिष्ठाऽन्तरिक्षं मरीचयः । पृथिवी मरो या अधस्तात्ता आपः ॥ २ ॥

ભાવાર્થ—તેણે અમ્ભ મરીચિ, મર તથા આપ એ લોકોને રચ્યા. જે દ્યુ લોકથી પર તથા સ્વર્ગ જેનો આશ્રય છે તે અમ્ભ છે. અંતરિક્ષ મરીચિ છે, પૃથ્વી મર છે તથા જે નીચે છે તે આપ છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—આ પ્રકારે ઈક્ષણ અગર આલોચના કરીને તેણે અમ્ભ, મરીચિ, મર તથા આપ એ લોકોની રચના કરી. જે અમ્ભ શબ્દથી કહેવાતા જે લોક છે દ્યુલોકથી પર ( જુદો ) છે, તે જળ ( મેઘો ) ને ધારણ કરનારા હોવાથી ' અમ્ભ ' શબ્દથી કહેવામાં આવે છે. એ અમ્ભ લોકનો દ્યુલોક, પ્રતિષ્ઠા અગર આશ્રય છે. સ્વર્ગથી નીચે જે અંતરિક્ષ નામ આકાશ છે. તે સૂર્યના કિરણોના સંબંધથી મરીચિ નામવાળો લોક છે. જેના ઊપર પ્રાણી મરે છે, એવા મર નામવાળો આ પૃથ્વી લોક છે. જે પૃથ્વીની નીચેનો લોક છે તે જળની અધિકતાના કારણે આપનામથી કહેવામાં આવે છે. ૨.

વિશેષ—પરમાત્મા આ સૃષ્ટિનું નિમિત્ત કારણ પણ છે તેમજ ઉપાદાન કારણ પણ છે. તેનાથી ઉત્પન્ન સર્વલોક જો કે પંચભૂતમય છે, તોપણ અમ્ભ, મરીચિ, મર તથા આપ એ લોક જળની અધિકતા હોવાથી 'આપ'જ કહેવાય છે.

લોકોની સૃષ્ટિને કહીને હવે શ્રુતિ લોકપાળોની સૃષ્ટિનું કથન કરે છે, યથાઃ—

स ईक्षतेमे नु लोका लोकपालान्नु सृजा इति ।
सोऽद्भ्य एव पुरुषं समुद्धृत्यामूर्च्छयत ॥ ३ ॥

ભાવાર્થ—તેણે વિચાર કર્યો કે ' આ લોક બનીને તૈયાર તો થઈ ગયા, હવે લોકપાળોની રચના કરવી ઠીક છે એવો વિચાર કરીને તેણે જળથી પુરૂષને કહાડીને અવયવવાળો કર્યો. ૩

વિ૦ વિ૦ ભાષ્ય—તેણે વિચાર કર્યો કે આ લોક તો મેં રચ્યા, પરંતુ કોઈ રક્ષક ન હોવાથી તે નષ્ટ થઈ જશે, તેથી તેમની રક્ષાને અર્થે લોકપાળોની

પણ રચના થવી જોઇએ. એવો વિચાર કરીને જળ આદિ પાંચ ભૂતોથી પુરૂષાકાર શિર હાથ આદિવાળા વિરાટ પુરૂષને ગ્રહણ કરી તેની પોતાની ચેતન સત્તાથી યુક્ત કરીને, રચના કરી.

વિશેષ—જેવી રીતે કુંભાર પૃથ્વીમાંથી માટીનો પિંડ બનાવીને ઘડા આદિ બનાવે છે. તે પ્રમાણે તેણે અવયવોની યોજના કરીને પુરૂષ શરીરની રચના કરી. વિદ્વાનોનું કથન છે કે મનુષ્ય આદિના શરીરોની ઉત્પત્તિ મુખ્ય કરીને અગ્નિ તથા સોમ એ બે દેવતાઓથી થએલી માની છે, તેમાં પૃથ્વીતત્ત્વ મુખ્ય ઉપાદાન છે. તોપણ સોમતત્ત્વની પ્રધાનતા માનીનેજ ઉપનિષદાદિ ગ્રંથોમાં પુરૂષને અધિકાંશ 'સૌમ્ય' એ વિશેષણ અગર સંબોધન આપવામાં આવ્યું છે. પુરૂષના શરીરનું કારણ વીર્ય પણ જળતત્ત્વ પ્રધાન સૌમ્ય છે. સ્ત્રી અપ્રધાન છે, તે પુરૂષને આધીન રહેવાવાળી છે. અહીં 'મૂર્છન' નો અર્થ 'કઠણ કરવું' છે, જેમ કુંભાર તળાવના જળની નીચેની લીલી માટી લાવીને તેને સુકવીને કઠણ કરે છે. તેમજ અહીં પરમાત્માએ કર્યું. ૩.

**तमभ्यतपत्तस्याभितप्तस्य मुखं निरभिद्यत यथाण्डम् । मुखाद्वाग्वाचोऽग्निर्नासिके निरभिद्येतां नासिकाभ्यां प्राणः प्राणाद्वायुरक्षिणी निरभिद्येतामक्षिभ्यां चक्षुश्चक्षुष आदित्यः कर्णौ निरभिद्येतां कर्णाभ्यां श्रोत्रं श्रोत्राद्दिशस्त्वङ् निरभिद्यत त्वचो लोमानि लोमभ्य ओषधिवनस्पतयो हृदयं निरभिद्यत हृदयान्मनो मनसश्चन्द्रमा नाभिर्निरभिद्यत नाभ्या अपानोऽपानान्मृत्युः शिश्नं निरभिद्यत शिश्नाद्रेतो रेतस आपः ॥ ४ ॥**

ભાવાર્થ—એ ઇશ્વરે વિરાટ પુરૂષના વિષયમાં વિચાર કર્યો. તે સંકલ્પિત પિંડથી ઇંડાના સમાન મુખ ઉત્પન્ન થયું, અર્થાત જેમ પક્ષીનું ઇંડુ ફુટે છે, જેમ તેમાંથી મુખ નિકળે છે, તેમજ એ સંકલ્પ કરેલા પિંડમાંથી મુખ નિકળ્યું. મુખથી વાણી, વાણીથી અગ્નિ—અગ્નિરૂપ લોકપાળ નિકળ્યો. બે નાકનાં ગોલક નિકળ્યા, નાસિકારન્ધ્રોથી પ્રાણ થયો, પ્રાણથી વાયુ. એજ પ્રમાણે આંખોના બે ગોલક નિકળ્યાં, આંખોના ગોલકથી ચક્ષુ ઇંદ્રિય, ચક્ષુથી આદિત્ય નિકળ્યો, પછી કાનોના ગોલક થયાં, કાનોથી શ્રોત્રેન્દ્રિય તથા શ્રોત્રથી દિશાઓ નિકળી, તે

પછી ત્વચા પ્રગટ થઈ, ત્વચા—ચામડીથી, રોમથી ઔષધિ તથા વનસ્પતિયો ઉત્પન્ન થઈ. એજ પ્રકારે હૃદય નિકળ્યું, હૃદયથી મન, મનથી ચંદ્રમા નિકળ્યો. પછી નાભિ ઉત્પન્ન થઈ, નાભિથી અપાન તથા અપાનથી મૃત્યુ પ્રગટ થયું. તે પછી જનનેન્દ્રિય, તેનાથી વીર્ય, તેનાથી આપ ઉત્પન્ન થયુ. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—એ પુરૂષાકાર પિંડના ઉદ્દેશથી ઈશ્વરે તપનું અભિધ્યાન એટલે કે સંકલ્પ કર્યો. એ અભિતપ્ત ઈશ્વરના સંકલ્પરૂપ તપથી તપેલા પિંડનું મુખ પ્રગટ થયું, એટલેકે તેમાં મુખાકાર છિદ્ર એ પ્રકારે થઈ ગયાં કે જેમ પક્ષીનું ઈંડુ ફાટી જાય છે. એ છિદ્રરૂપ મુખથી વાગિન્દ્રિય તથા એ વાણીથી તેનો અધિષ્ઠાતા લોકપાળ અગ્નિ થયો. એજ પ્રકારે નાસિકારન્ધ્ર, તેનાથી પ્રાણ, અને તેનાથી વાયુ થયો. એજ પ્રકારે સર્વ જગોએ ઈંદ્રિયગોલક, ઇંદ્રિય તથા તેમના અધિષ્ઠાતા દેવ, એ ત્રણે ક્રમશઃ ઉત્પન્ન થયાં. એજ પ્રકારે આ મંત્રના ભાવાર્થમાં કથન કરેલા ક્રમ અનુસાર અન્ય લોકપાળ આદિકોની ઉત્પત્તિના વિષયમાં સમજી લેવું. ૪.

(વિશેષ—પ્રકૃત મંત્રનો અભિપ્રાય, લોકપાળ અગ્નિ આદિ દેવતાઓની ઉત્પત્તિ દેખાડવામા છે, અન્ય વસ્તુઓના વ્યાખ્યાન તેમના પ્રસંગને લઈને છે. અહીં અગ્નિ, વાયુ, આદિત્ય, દિશા, ઓષધિ સાથેનો વાયુ, ચંદ્રમા, મૃત્યુ તથા જળતત્ત્વ એ આઠ દેવતાઓની ક્રમથી ઉત્પત્તિ દેખાડવાનું એ પણ પ્રયોજન છે કે પરપરની સાથે પૂર્વ પૂર્વ દેવતાનો કાર્યકારણભાવ સંબંધ છે. એટલે કે પૂર્વ—પૂર્વના અભાવમાં પર પર રહી શકતા નથી. આ આઠેમાં ત્રણ ભાગ છે, પહેલો અધિષ્ઠાન યા આશ્રય, જેને ઇંદ્રિય ગોલક યા છિદ્ર અથવા દ્વાર પણ કહે છે. બીજો ભાગ તે છિદ્રામા રહેનારી ઈંદ્રિય શક્તિ છે. ત્રીજો દેવતા યા તે ઇંદ્રિયના કાર્ય કારણ રૂપ વિષય છે. આ તેનો વિવેક છે.

## ખંડ બીજો

આ પ્રમાણે પૂર્વ ખંડમાં સમષ્ટિ ઇંદ્રિયોની તથા તેમના અભિમાની દેવતાઓની ઉત્પત્તિ કહી. હવે તે દેવતાઓના ભોગને યોગ્ય દેહ સાધ્યને તથા વ્યષ્ટિ દેહોમાં ભોગને સારૂ દેવતાઓના વ્યષ્ટિરૂપે પ્રવેશનુ કથન કરવાની ઈચ્છાથી તેના ઉપોદ્ઘાતરૂપે પ્રથમ ભૂખ તથા તરસની રચનાને દેખાડે છે, યથા—

ભાવાર્થ—ઈશ્વરથી લોકપાળ બની રચાએલા એ ઈંદ્રિયાભિમાની અગ્નિ આદિ દેવતા આ ઘણા મોટા સંસાર સાગરમાં પડી ગયા. સૃષ્ટા પરમાત્માએ,



आत्मा द्वारा लोक ( भूत ), पुरुषपिण्ड ( विराट् ), इन्द्रिय ( देवता ) तथा अन्नपानादि सहित प्राणीसृष्टि का आरम्भ ।—( १ अध्याय )

આત્મા દ્વારા લોક ( ભૂત ), પુરૂષપિણ્ડ ( વિરાટ્ ), ઇન્દ્રિય ( દેવતા ) તથા અન્નપાનાદિ સહિત પ્રાણી સૃષ્ટિનો આરમ્ભ. — ( ૧ અધ્યાય )

એ પ્રથમ ઉત્પન્ન કરેલા વિરાટ્‌મય પિંડરૂપ આત્માને ભૂખ તથા તરસથી યુક્ત કર્યો. એ દેવતાઓએ સૃષ્ટાને કહ્યું કે હમારે સારૂ કોઈ આશ્રય સ્થાન બતાવો, એટલે કે હમને એવું સ્થાન આપો કે જેમાં સ્થિત થઇને હમે અન્ન ભક્ષણ કરી શકીએ, એટલે કે અન્નનો આહાર પામી શકીએ. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—ઇંદ્રિય તથા તેમના અભિમાની અગ્નિ આદિક દેવતા ઉત્પન્ન થઇને સમુદ્રના જેવા અત્યંત વિસ્તૃત બ્રહ્માંડરૂપ વિરાટના શરીરમાં પડી ગયા. ત્યાં તેમને ક્ષુધા તથા તૃષાની વ્યાધિ લાગી ગઈ, તેમણે પિતામહ પરમેશ્વરને પ્રાર્થના કરી કે 'હમને એવી જગા બતાવો કે જ્યાં હમે હમારી ભૂખ તરસની શાંતિ કરી શકીએ. આ કથનનો અભિપ્રાય એ છે કે હે ભગવન્ ! આ વિરાટ્‌નું શરીર અત્યંત વિસ્તારવાળું છે, તે હમારા ભોગને યોગ્ય નથી, હમે આ લાંબા પહોળા વિરાટ દેહમાં વ્યાપ્ત થઇને સ્થિત થઈ શકતા નથી, એટલે કે એ પુરનો હમે ઉપયોગ કરી શકતા નથી. વળી આ દેહની પૂર્તિને સારૂ હમે અન્નનુ સંપાદન પણ કરી શકતા નથી. તેથી જેનાથી હમે કોઈ અલ્પ શરીરમાં તે શરીરની પૂર્તિ જેટલું અન્ન સંપાદન કરવામાં સમર્થ થઈ શકીએ એવા વ્યષ્ટિ શરીરની રચના હમારા નિવાસને સારૂ કરી આપો. અગ્નિ આદિ લોકપાળોએ પ્રભુને એવું કહ્યું. ૧.

વિશેષ—જ્યારે કર્મ તથા ઉપાસનાને પ્રાપ્ત થએલા દેવતાઓના શરીરોમાં પણ દુઃખનું આક્રમણ થઈ જાય છે, ત્યારે અન્ય મનુષ્ય આદિકોનું તો કહેવુંજ શું ? અભિપ્રાયના બાધનને સારૂ શ્રુતિમાં વિરાટના 'શરીરનું સમુદ્રરૂપે વર્ણન કરેલું છે. ૧.

લોકપાળોના એ પ્રમાણે કહેવાથી ઇશ્વરે કહ્યું—

**ताभ्यो गामानयत्ता अब्रुवन्न वै नोऽयमलमिति ।**
**ताभ्योऽश्वमानयत्ता अब्रुवन्न वै नोऽयमलमिति ॥ २ ॥**

ભાવાર્થ—એ દેવતાઓને સારૂ પરમાત્મા ગૌ લઈ આવ્યા. એ દેખીને દેવગણ બોલ્યા—એ હમારે સારૂ પુરતું નહીં થાય, પછી તેમને સારૂ ઘોડો લાવ્યા તેનાથી પણ તેમને પુરતુ થયું નથી, એવું કહીને અસ્વીકાર કરી દીધો. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—દેવતાઓના એ પ્રમાણે કહેવાથી સૃષ્ટાએ તેમના આગળ એક ગાયના આકારનો પિંડ લાવીને ખડો કરી દીધો. પછી દેવતાએ 'એ ઠીક નથી' એવું કહેવાથી તેમણે અશ્વનો પિંડ તેમના સમક્ષ ઉપસ્થિત કર્યો, તેનો પણ દેવતાઓએ સ્વીકાર ન કર્યો. ૨.

વિશેષ—પંચભૂતોને એકત્ર કરીને પરમેશ્વરે દેવતાઓને ગાય દેખાડી ત્યારે દેવતાઓએ કહ્યું. તેને તો ઊપરના દાંતજ નથી, એતો દુર્વા આદિ ઘાસોના મૂળ ઉખાડી સકતી નથી, એ કામમાં આવવાને અસમર્થ છે. તેથી હમારે એ ન જોઈએ. તેજ પ્રમાણે ઘોડાને સારૂ કહ્યું કે, એને તો બ ને બાજુએ દાંત છે પણ એ પશુ હોવાથી વિવેકરહિત છે એ હમારા ઉપભોગને સારૂ કામ લાગશે નહીં.

પરમેશ્વરે વિચાર કર્યો કે એ ગો–અશ્વ શરીરોના જેવા તિર્યંક દેહો ( મનુષ્ય સિવાયના જીવમાત્ર તિર્યંક કહેવાય છે ) થી સંતુષ્ટ થશે નહી, તેથી તે તેમનાથી ભિન્ન દેહ પિંડને લાવ્યા, યથા—

ताभ्य पुरुषमानयत्ता अब्रुवन् सुकृतं वतेति । पुरुषो वाव सुकृतम् । ता अब्रवीद्यथाऽऽयतनं प्रविशतेति ॥ ३ ॥

ભાવાર્થ—એ તેમને સારૂ તેમની યોનિસ્વરૂપ પુરૂષને લાવ્યા. તેઓ ખેદરહિત થઈને બોલ્યા—આ અધિષ્ઠાન સુંદર બન્યુ છે, નિશ્ચય પુરૂષજ સુકૃત છે—સુંદર રચના છે. સૃષ્ટાએ દેવતાઓને કહ્યું—પોતપોતાના આશ્રય સ્થાનમાં પ્રવેશ કરો. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—ઈશ્વરે આણેલા મનુષ્યાકાર પિંડને દેખીને દેવગણોએ ખેદનો ત્યાગ કરીને કહ્યું કે આ દેહ હમને પસંદ છે. આપે આપની માયાથી રચ્યો છે, તેથી સુકૃત છે, એટલે કે સારો બનાવ્યો છે અગર પુન્યરૂપ છે અગર પુન્યોનું ફળ છે. એ સાંભળીને ઈશ્વરે આજ્ઞા આપી કે હવે જુવો છો શું તેના પ્રત્યેક અંગ ઊપર યથાયોગ્ય અધિકાર કરી લો. ૩

વિશેષ—ઈશ્વરે એ દેવતાઓની પ્રસન્નતાને સારૂ ચ્યાસીલાખ દેહોની રચના કરીને દેખાડ્યા, પણ દેવોએ તેમાના એકને પણ પસંદ કર્યો નહીં જ્યારે મનુષ્યને ઉત્પન્ન કર્યો ત્યારે તેમણે પ્રસન્ન થઈને કહ્યું, આ તો ઘણો સુંદર છે. તેને ધર્મનું જ્ઞાન છે, તે બ્રહ્મજ્ઞાનવાન પણ છે, તથા લોક પરલોકનો જ્ઞાતા છે. ઈશ્વરે કહ્યું–જ્યારે એમ છે, ત્યારે તમે તેને તમારૂં નિવાસ-સ્થાન બનાવી લો. ૩.

'એમજ કરો' એ પ્રમાણે રાજાની આજ્ઞાથી જેમ નગરમાં સેનાધ્યક્ષ આદિ પ્રવેશ કરે છે તેજ પ્રકારે—

अग्निर्वाग्भूत्वा मुखं प्राविशद्वायुः प्राणो भूत्वा नासिके प्राविशदादित्यश्चक्षुर्भूत्वाऽक्षिणी प्राविशद्दिशः

**श्रोत्रं भूत्वा कर्णौ प्राविशन्नोषधिवनस्पतयो लोमानि भूत्वा त्वचं प्राविशंश्चन्द्रमा मनो भूत्वा हृदयं प्राविशन्मृत्युरपानो भूत्वा नाभिं प्राविशदापो रेतो भूत्वा शिश्नं प्राविशन् ॥४॥**

**ભાવાર્થ**—અગ્નિએ વાણીરૂપ બનીને મુખમા પ્રવેશ કર્યો, વાયુએ પ્રાણ બનીને નાસિકારન્ધ્રોમાં પ્રવેશ કર્યો, આદિત્ય ચક્ષુ ઇંદ્રિય થઇને નેત્રમાં પેઠા, દિશાઓ શ્રવણેન્દ્રિય થઇને કાનોમાં પ્રવેશ કરી ગઈ, ઔષધિ તથા વનસ્પતિયો રોમ થઇને ત્વચામાં પેઠી, ચદ્રમાએ મન બનીને હૃદયમા પ્રવેશ કર્યો, મૃત્યુ અપાન થઇને નાભિમાં પ્રવેશ કરી ગયુ, .તથા જળે વીર્ય થઇને લિંગમાં પ્રવેશ કર્યો.

**વિ૦ વિ૦ ભાષ્ય**—ઈશ્વરની આજ્ઞાથી સર્વ દેવતાઓએ મનુષ્ય શરીરના સર્વ અવયવો ઉપર યથાયોગ્ય અધિકાર કરી લીધો. જો કે ઈશ્વરે દેવતાઓને જ મનુષ્ય શરીરમા પ્રવેશ કરવાની આજ્ઞા આપી હતી, ઇંદ્રિયોને નહી, તો પણ ઇંદ્રયો વગર દેવતાઓને સાક્ષાત્ ભોજનાદિ ભોગ ભોગવવાનુ અશકય હતું, તેથી તેમનો સ્વતઃ પ્રવેશ થઈ ગયો ન હતો. જે દેવ જ્યાં જેવી રીતે પ્રવિષ્ટ થયા છે તેનો ઉલ્લેખ ઉપરના ભાવાર્થમાં સ્પષ્ટ છે.

**વિશેષ**—મહાત્મા લોક કહે છે કે ઉપનિષદ્માં ( પ્રકૃત મંત્રમાં ) આ દેવતાઓનો પ્રવેશ કહ્યો છે તે ઉપલક્ષણ છે એટલે કે દિગ્દર્શન છે. તેમનાથી અન્ય જે દેવસમૂહ છે તેમનો પ્રવેશ પણ વિદ્વાનોએ યથાયોગ્ય જાણી લેવો જોઇએ. તેથી પ્રતીત થાય છે કે મનુષ્ય એકલોજ નથી, તે દેવ સંબંધીભૂત છે. જો તે અનર્થ કરે છે તો સર્વ દેવતાઓને સંકુચિત કરે છે, દેવોને કુપિત કરે છે.

આ પ્રમાણે જ્યારે દેવગણોએ આશ્રય પ્રાપ્ત કરી લીધો, તે પછી—

**तमशनायापिपासे अब्रूतामावाभ्यामभिप्रजानीहीति । ते अब्रवीदेतास्वेव वां देवतास्वाभजाम्येतासु भागिन्यौ करोमीति । तस्माद्यस्यै कस्यै च देवतायै हविर्गृह्यते भागिन्यावेवास्यामशनायापिपासे भवतः ॥ ५ ॥**

**ભાવાર્થ**—ભૂખ તરસે એ પરમાત્માને કહ્યું કે હમારે સારૂ પણ કોઈ સ્થાન બતાવો. એ સાંભળીને પરમાત્માએ તેમને કહ્યું—હું તમો બંનેને આ દેવતાઓ માંજ સહભાગીદાર, હિસ્સેદાર બનવાની વ્યવસ્થા કરીશ. આ કારણથી કોઈપણ

દેવતાને નિમિત્તે હવિઃ રૂપ અન્ન આપવામાં આવે છે એ દેવતાના હવિમાં ભૂખ તરસને પણ ભાગીદાર ગણવામાં આવે છે. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—ક્ષુધા તૃષાના અભિમાની દેવતાઓએ પોતાનું કોઈ સ્થાન ન દેખીને પરમેશ્વરને કહ્યું—હે જનક ! કૃપા કરીને હમને કોઈ આશ્રય પ્રદાન કરો. પરમેશ્વરે તેમને સારૂ અધ્યાત્મ તથા અધિદૈવરૂપ દેવતાઓમાં સ્થાન આપીને કહ્યું—આ દેવતાઓની તૃપ્તિથીજ તમારી તૃપ્તિ થશે. ૫.

વિશેષ—એ જોવામા આવે છે કે સૂર્ય આદિ દેવતાઓને ઘૃતાદિ રૂપ હવિનું દાન કરવાથી તેમની ક્ષુધા તૃષા શાંત થાય છે. તથા રૂપાદિ વિષયભુત હવિનું દાન કરવાથી નેત્રાદિકોની ક્ષુધા તૃષા દૂર થાય છે. જીવમાં, ક્ષુધા તૃષાની પ્રતીતિ ઇંદ્રિય દેવતાદિ ઉપાધિ દ્વારાજ છે, તેથીજ શ્રુતિમાં એ ઇન્દ્રિયોમા તથા દેવતાઓમાંજ ક્ષુધા તૃષા આદિકોના સમાવેશનું કથન કરેલું છે. ૫.

## ખંડ ત્રીજો

આ પ્રમાણે દેવતાઓ તથા ઇંદ્રિયોની ઉત્પત્તિ કહીને તેમની પ્રવૃત્તિનું કારણ જે ક્ષુધા તૃષા છે, તેમના ભોગ સાધનની સૃષ્ટિ કહી, હવે ભોગ્ય સૃષ્ટિને કહે છે, યથા—

**स ईक्षतेमे नु लोकाश्च लोकपालाश्चान्नमेभ्यः सृजा इति ॥१॥**

ભાવાર્થ—તદનંતર તેણે વિચાર કર્યો કે આ સર્વ લોકોને તથા લોકપાળોને પણ મેં રચી દીધા. હવે હું તેમને સારૂ અન્નની રચના કરૂં. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—જેમ પુત્ર પૌત્રાદિકોના ન કહેવા છતાં પણ પિતા, અન્ન આદિકોથી તેમની રક્ષા કરે છે. તેમજ પરમેશ્વર દેવતારૂપ પુત્રોની રક્ષાને સારૂ અન્નની ઉત્પત્તિનો વિચાર કરવા લાગ્યા. ૧.

વિશેષ—ઈશ્વરે સૃષ્ટિને તો રચી પછી તેની રક્ષાનો વિચાર કરવા લાગ્યા. તેમણે એ વિચાર કર્યો કે તેમને જ્યારે ભૂખતરસથી બાધા થાય છે ત્યારે તેની નિવૃત્તિને સારૂ અન્ન જોઇએ. હવે હું એ અન્નને રચીશ. ૧.

**सोऽपोऽभ्यतपत् ताभ्योऽभितप्ताभ्यो मूर्तिरजायत ।**
**या वै सा मूर्तिरजायताऽन्नं वै तत् ॥ २ ॥**

ભાવાર્થ—તેણે આપ-જળને ઉદ્દેશીને તપ કર્યું. એ અભિતપ્ત આપથી એક મૂર્તિ ઉત્પન્ન થઈ. એ જે મૂર્તિ ઉત્પન્ન થઈ છે તેજ અન્ન છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—એવો વિચાર કરીને પરમેશ્વરે સંકલ્પ કર્યો કે, જળ આદિ પંચભૂતોથી અન્ન ઉત્પન્ન થાઓ. આ પ્રકારના ઇશ્વરના વિચારથી જળ આદિ પાંચ ભૂતોથી કઠણરૂપ તથા શરીર ધારણમાં સમર્થ ચરઅચર મૂર્તિ ઉત્પન્ન થઈ. જેમ ચરરૂપ ઉંદર બિલાડીને સારૂ તથા અચરરૂપ ધાન્ય આદિ મનુષ્યોને સારૂ. એ જે પ્રસિદ્ધ મૂર્તિ પ્રગટ થઈ, નિઃસંદેહ એ અન્ન થયુ. ૨.

વિશેષ—પરમેશ્વરે વિચાર કરીને પાંચ ભૂતોથી નાના પ્રકારના અન્ન ઉત્પન્ન કર્યાં. જેવાં કે—સિંહ આદિકોને સારૂ માંસ મનુષ્યોને વ્રીહિ આદિક, સર્પને સારૂ મેઢક તથા બિલાડી આદિને સારૂ ઉંદર જેવાં અન્ન ઉત્પન્ન કર્યાં. ૨.

અન્ન સૃષ્ટિ કહીને અન્વય–વ્યતિરેકથી તેના ગ્રહણના સાધનનો નિશ્ચય કરે છે, યથા—

**तदेनत्सृष्टं पराङ्त्यजिघांसत् तद्वाचाऽजिघृक्षत्तन्नाशक्नोद्वाचा ग्रहीतुम्। स यद्धैनद्वाचाऽग्रहैष्यदभिव्याहृत्य हैवान्नमत्रप्स्यत् ॥ ३ ॥**

ભાવાર્થ—એ આ લોકપાળોના ભોજનને અર્થે રચવામાં આવેલા અન્ને તેમના તરફથી મ્હોં ફેરવીને નાસી જવાની ઇચ્છા કરી. ત્યારે પ્રથમ ઉત્પન્ન થએલા વિરાટ પુરૂષે તેને વાણીથી ગ્રહણ કરવાની ઇચ્છા કરી. પરંતુ તેને વાગિન્દ્રિયથી ગ્રહણ કરી શકયો નહીં. જો તે તેને વાણીથી ગ્રહણ કરી શકયો હોત તો સર્વ લોક, જે આગળ આગળ થયા, તેઓ અન્ન શબ્દ કહીનેજ તૃપ્ત થયા કરત. ૩.

વિ૦ વિ૦ ભાષ્ય—વ્રીહિ, જળ આદિ અન્ન જ્યારે તે આદિ પુરૂષની સામે મુકવામાં આવ્યા, ત્યારે ભોક્તાનું મૃત્યુ જાણીને નાઠાં, જેમ ઉંદર બિલાડીની સામેથી નાસે છે. તેણે વાણીથી અન્નને ખાવાની ઇચ્છા કરી, પણ તેમ ન થઈ શકયું. જો એમ થયુ હોત તો આ સમયના સર્વભોક્તા લોક ભોગ્ય વસ્તુ અન્નનું વાણીથી ઉચ્ચારણ કરીનેજ તૃપ્ત થયા કરત. કોઇને અન્ન ખાવાની જરૂર રહેતજ નહીં. ૩.

વિશેષ—પ્રકૃત મંત્રમાં કહેવામાં આવ્યું છે કે ભોક્તાને પોતાનો કાળ સમજીને અન્ને નાસવાની ઇચ્છા કરી, એટલે કે સંતાઈ જવાના યત્ન કર્યા.. જો કે ચેતન હોવાને કારણે મુષકરૂપ અન્ન બિલાડીની સામેથી નાસી શકે, પણ વ્રીહિ યવાદિ અન્ન અચેતન હોવાથી કેવી રીતે નાસી શકે ? આ કથનનો અભિ-

પ્રાય એ છે કે ભાગવું એટલે ભોક્તાના શરીરમાં પેસવું, એટલે કે બહારજ સ્થિત રહી જવું એજ શ્રુતિનું તાત્પર્ય છે. ૩

આગળનો મંત્ર આના જેવોજ છે—જેમ કે—

तत्प्राणेनाजिघृक्षत् तन्नाशक्नोत्प्राणेन ग्रहीतुम् ।
स यद्धैनत् प्राणेनाग्रहैष्यदभिप्राण्य हैवान्नमत्रप्स्यत् ॥४॥

ભાવાર્થ—એ આદિપુરૂષે પૂર્વોક્ત અન્નને પ્રાણથી ગ્રહણ કરવાની ઈચ્છા કરી એટલે કે ઘ્રાણેન્દ્રિયથી ગ્રહણ કરવાની ઈચ્છા કરી, સુંઘીને ગ્રહણ કરવાની ઈચ્છા કરી પણ તેમ ન થઈ શકયું. એમ થાત તો આજકાલના લોક સૂંઘીનેજ તૃપ્ત થયા કરત. ૪.

આ મંત્ર પણ તેવોજ છે, યથા—

तच्चक्षुषाऽजिघृक्षत् तन्नाशक्नोच्चक्षुषा ग्रहीतुम् ।
स यद्धैनच्चक्षुषाऽग्रहैष्यद् दृष्ट्वा हैवान्नमत्रप्स्यत् ॥ ५ ॥

ભાવાર્થ—નેત્રથી અન્નને ગ્રહણ કરવાની ઈચ્છા કરવા છતાં પણ એ અન્નને આંખોથી પ્રાપ્ત કરી શકાયુ નહીં જો એમ કરી શકાયુ હોત તો આજ પણ સર્વલોકની અન્નને દેખીનેજ ભૂખ મટી જતી હોત ૫

નિમ્નોક્ત વચન પણ એજ અભિપ્રાયવાળું છે, યથા—

तच्छ्रोत्रेणाजिघृक्षत् तन्नाशक्नोच्छ्रोत्रेण ग्रहीतुम् ।
स यद्धैनच्छ्रोत्रेणाग्रहैष्यच्छ्रुत्वा हैवान्नमत्रप्स्यत् ॥ ६ ॥

ભાવાર્થ—આદિપુરૂષે શ્રોત્રથી અન્ન ગ્રહણ કરવાની ઈચ્છા કરી, પણ સફળ ન થઈ શકયા. જો એમ થાત તો વાત જ શી હતી ? આજકાલના આપણે લોક અન્નનું નામ સાભળીનેજ તૃપ્ત થઈ જાત પણ એમ થવાનું નહોતું અને ન થયું.

હવેના મંત્રમા પણ એજ વાત છે. યથા—

तत्त्वचाऽजिघृक्षत् तन्नाशक्नोत्त्वचा ग्रहीतुम् ।
स यद्धैनत्त्वचाऽग्रहैष्यत्स्पृष्ट्वा हैवान्नमत्रप्स्यत् ॥ ७ ॥

ભાવાર્થ—તેણે તેને ત્વચાથી ગ્રહણ કરવાની ઈચ્છા કરી—ખાવાનું ચાહ્યું, પણ તે ત્વગિન્દ્રિયથી તેમ થઈ શકયું નહીં. જો તેમ થયું હોત તો લોક અન્નને અડકીનેજ તૃપ્ત થઈ જાત. ૭.

આ વચનમાં પણ એવુંજ કહે છે યથા—

तन्मनसाऽजिघृक्षत् तन्नाशक्नोन्मनसा ग्रहीतुम् ।
स यद्धैनन्मनसाऽग्रहैष्यद्ध्यात्वा हैवान्नमत्रप्स्यत् ॥ ८ ॥

ભાવાર્થ—એ વિરાટ પુરૂષે અન્નને મનથી ખાવાની ઈચ્છા કરી પણ સફળતા ન મળી, જો તેમ થયુ હોત તો બધા રગડા ઝગડા જ દૂર થઈ ગયા હોત. આજકાલ જે લોક વિરાટ પુરૂષથી ઉત્પન્ન થએલા છે, એ સર્વનું માત્ર મનના સંકલ્પથીજ પેટ ભરાઈ જાત. ૮.

નિચેનું વચન પણ એવાજ અભિપ્રાયનું બોધન કરે છે, યથા—

तच्छिश्नेनाजिघृक्षत्तन्नाशक्नोच्छिश्नेन ग्रहीतुम् ।
स यद्धैनच्छिश्नेनाग्रहैष्यद्विसृज्य हैवान्नमत्रप्स्यत् ॥ ९ ॥

ભાવાર્થ—લિંગથી ગ્રહણ કરવાનો વિચાર પણ તેનો સફળ ન થઈ શક્યો. અન્યથા આજ સર્વલોક તેનાથી વીર્યની પેઠે અન્નનું વિસર્જન કરીનેજ તૃપ્ત થઈ જાત. ૯.

આ પ્રમાણે એ આદિ પુરૂષ પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, ત્વચા, મન તથા શિશ્ન દ્વારા તે તે ઇંદ્રિયના વ્યાપારથી અન્ન ગ્રહણ કરવાને અસમર્થ ન થયા તે પછી—

तदपानेनाजिघृक्षत् तदावयत् । सैषोऽन्नस्य ग्रहो
यद्वायुरन्नायुर्वा एष यद्वायुः ॥ १० ॥

ભાવાર્થ—તેણે અપાનથી ગ્રહણ કરવાની ઈચ્છા કરી ત્યારે તેને ગ્રહણ કરી લીધું. અર્થાત મુખના છેદથી નીચે જનારા વાયુ દ્વારા ખાઈ લીધું. એ આ અપાન વાયુ જ અન્નને ગ્રહણ કરવાવાળો છે, તથા એજ નિશ્ચય કરીને અન્ન દ્વારા અન્નના ભોક્તાના આયુની વૃદ્ધિ કરવાવાળો છે. એટલે કે જે વાયુ અન્નાયુ છે, તે આ અપાનવાયુજ છે, એ પ્રસિદ્ધ છે. ૧૦.

વિ૦ વિ૦ ભાષ્ય—"तत्प्राणेनाजिघृक्षत्" એ ચોથા મંત્રથી લઈને "तदपानेनाजिघृक्षत् " આ દશમા મંત્ર સુધી એટલે કે ઉપર્યુક્ત સાત મંત્રોના અર્થ લગભગ એક જેવા હોવાથી એ પ્રત્યેક ઉપર ભાષ્ય, વિશેષ, નામક વ્યાખ્યા કરવામાં આવી નથી. અહીં સર્વનું એકત્ર વ્યાખ્યાન કરીએ છીએ, યથા—અન્ન ઉત્પન્ન કરીને પરમેશ્વરે દેવતાઓને આજ્ઞા કરી કે આ અન્ન તમારે સારૂ રચાએલું છે તેને ગ્રહણ કરો. વસ્તુતઃ આત્મામાં તો અન્ન આદિકોના ભોક્તૃત્વનો સંભવ નથી. પરંતુ અપાન-વૃત્તિમાન પ્રાણ ઉપાધિથી એવું કહેવામાં આવે છે.

પરમાત્માની આજ્ઞા મેળવીને જ્યારે દેવતા અન્ન ગ્રહણ કરવામાં પ્રવૃત્ત થયા ત્યારે અન્ન, તેમને પોતાનું મૃત્યુ સમજીને તેમની સામેથી નાસી જવાનો વિચાર કરવા લાગ્યું. તે તેમની અંદર જવામાં આનાકાની કરવા લાગ્યુ. આ વખતે એ ઇન્દ્રિયો સહિત સ્થૂળ શરીરે વાણીથી અન્નને ગ્રહણ કરવાની ઇચ્છા કરી પણ અપાન વાયુ વગર ગ્રહણ કરવામા તે સમર્થ ન થઈ શક્યું. એ પ્રમાણે પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, ત્વક્, મન તથા ઉપસ્થ આદિકોથી પિંડ અન્નને ગ્રહણ કરી શક્યો નહીં. પછી અપાન વાયુની સહાયતાથી મુખના છિદ્ર દ્વારા તે પિંડે અન્ન ગ્રહણ કર્યું. તેથીજ અપાનવાયુને અન્નનો ગ્રાહક કહે છે

આ પ્રકારે પરમેશ્વરે લોકોની શરીરોની તથા ભોગ સાધન વાગાદિક ઇન્દ્રિયોની ઉત્પત્તિ કરી. વિરાટ સમષ્ટિ શરીરમા દેવતાઓની લોકપાળરૂપે સ્થિતિ કરી તથા વ્યષ્ટિ સ્થૂળ શરીરોમા સૂર્યાદિ દેવતાઓના કિરણોની અધિષ્ઠાતા રૂપે સ્થાપના કરી. પછી અન્નને ઉત્પન્ન કરીને અપાન વૃત્તિમાન્ પ્રાણથીજ અન્નને ગ્રહણ કરવાનું બોધન કર્યું. અપાન વાયુ એ છે કે જે કોઈ પણ વસ્તુને નીચેની બાજુએ લઈ જાય, એજ ખાધેલા અન્નને ધકેલીને ઠેકાણે પહોચાડી દે છે.

વિશેષ—આ પ્રકરણમાં એવી આખ્યાયિકા આવી છે કે પરમેશ્વરે લોકપાળોને આહારને અર્થે જે અન્ન રચ્યું તેણે તેમના તરફ પુંઠ ફેરવી નાસવાનું કર્યું, '*तदेनत् सृष्टं पराङत्यजिघांसत्*' એ અહીંનો મંત્ર છે. તેનો અભિપ્રાય એ છે કે જડ ચેતન સર્વેપદાર્થોમા ભક્ષ્યનું વ્યાકુળ થવાનું કારણ ભક્ષકની પ્રબળતા છે. પાત્રમાં જળ ભરીને અગ્નિ ઊપર મુકવામા આવે છે, જ્યારે અગ્નિ તેને બાળવા એટલે કે ખાવા માડે છે ત્યારે તે બોલે છે, અને વરાળ બનીને નાસવાની ચેષ્ટા કરે છે, અગર તે અગ્નિથી અલગ થઈ છુટકારો મેળવીને ઊપર નાસે છે. વિદ્યુત તથા વાયુના ભયથી વાદળ ગરજે છે અને આમ તેમ નાસે છે. ઉંદર બિલાડીને, મૃગ સિંહને, ચકલિયો બાજને તથા સર્પ નોળિયાને દેખીને બીજી બાજુએ નાસી જાય છે. કારણ સ્પષ્ટ છે કે તે તેને ખાઈ જશે સસારમા એ નિયમ નથી કે ભોક્તા ભોક્તાજ રહે, સ્થાનાતરમા બીજી વ્યક્તિની સમક્ષ અન્યત્રનો ભોક્તાજ બીજી જગોએ ભોજ્ય થઈ જાય છે. આ પ્રાકૃતિકભાવને લઇને કહેવામા આવ્યુ છે કે અન્ને નાસવાની ચેષ્ટા કરી. ૧૦.

આ પ્રમાણે આત્માનું સ સારિત્વ સિદ્ધ કરવાને સારૂ અગર તેને સ સારી પુરૂષ બનાવવાને સારૂ ભોગની સૃષ્ટિનું નિરૂપણ કરીને, આ મંત્રમા ભોગના સ્વામીને દેખાડવાને સારૂ, સૃષ્ટા ઈશ્વરના ઈક્ષણ–ઇચ્છાને કહે છે, યથા—

स ईक्षत कथं न्विदं मद्दते स्यादिति स ईक्षत कतरेण प्रपद्या इति। स ईक्षत यदि वाचाऽभिव्याहृतं यदि प्राणेनाभिप्राणितं यदि चक्षुषा दृष्टं यदि श्रोत्रेण श्रुतं यदि त्वचा स्पृष्टं यदि मनसा ध्यातं यद्यपानेनाभ्यपानितं यदि शिश्नेन विसृष्टमथ कोऽहमिति ॥ ११ ॥

ભાવાર્થ—એ ઈશ્વરે વિચાર કર્યો કે આ કાર્યરૂપ પિંડ મારા વગર કેવી રીતે રહેશે ? એ વિચારમાં લાગ્યા કે આ પિંડરૂપ પુરમાં હું કયા માર્ગથી પ્રવેશ કરૂં ? તેણે ફરી વિચાર કર્યો—જો મારા વગર વાગિન્દ્રિય ઉચ્ચારણ કરી લે, જો પ્રાણથી પ્રાણનક્રિયા કરી લેવાય, ઘ્રાણેન્દ્રિય સુંઘી લે, જો નેત્ર દેખી લે, જો કાન સાંભળી લે જો ત્વચા સ્પર્શ કરી લે જો મન વિચાર કરી લે, જો અપાન વાયુથી ભક્ષણ કરી લેવાય તથા જો શિશ્ન વિસર્જન યાને ત્યાગ કરી લે, તો પછી હું કયા રહ્યો ?

વિ૦ વિ ભાષ્ય—પછી તે જનકે પ્રવેશને સારૂ વિચાર કર્યો કે અપાનાદિ સહિત આ સંઘાત મારા વગર કાંઈ પણ કરી શકશે નહી જેમ રાજા વગર નગરની શોભા નથી, તેમજ ચેતન વગર આ સંઘાતની કાર્ય સિદ્ધિ થઈ શકતી નથી તેથી હું આ સંઘાતમાં શબ્દાદિકોના ભોગને સારૂ તથા સ્વસ્વરૂપના જ્ઞાનને સારૂ અવશ્ય આ કાય રૂપ પિંડમાં પ્રવેશ કરૂં. એ પ્રમાણે તેણે પ્રવેશનો સંકલ્પ કરીને પ્રવેશના માર્ગનો વિચાર કર્યો કે ક્રિયાશક્તિવાળા પ્રાણે તો પાદાગ્ર માર્ગથી પ્રવેશ કર્યો છે જ્ઞાન શક્તિના અભાવથી જડ પ્રાણને ગુણદોષનો વિવેક જ નથી, તેથી એ પ્રાણ પાદાગ્રરૂપ નિકૃષ્ટ માર્ગથી આ શરીરમાં પ્રવિષ્ટ થએલો છે. તથા ચેતન રૂપથી મારે તેમાં અવશ્ય પ્રવેશ કરવો એ યોગ્ય છે. જે માર્ગોથી મારા ઉત્પન્ન કરેલા પ્રાણાદિ પ્રવિષ્ટ થએલા છે, તે માર્ગોથી મારે પ્રવેશ કરવો એ ઉચિત નથી. તથા મારે પ્રવેશ તો જરૂર કરવો છે. એવો વિચાર તેણે કર્યો.

વિશેષ—ઈશ્વરે વિચાર્યું કે જો મારા વગર આ સર્વ વાણી આદિ ઈંદ્રિયોનો બોલવા આદિનો વ્યવહાર થઈ જાય તો પછી મારૂ કાંઈ પ્રયોજનજ ન રહ્યું ભાવ એ છે કે રાજાની પ્રેરણા વગર નગરની શોભા વ્યવસ્થા આદિ કાર્યોના સમાન, ઈશ્વરની પ્રેરણા વગર તેમનું થવું સંભવિત નથી. ૧૧.

આ પ્રમાણે વાગાદિ ઇંદ્રિયોની વ્યવહાર સિદ્ધિને સારૂ તથા સ્વસ્વરૂપના બોધને સારૂ મારે તેમાં અવશ્ય પ્રવેશ કરવો જોઇએ એવું ઇક્ષણ વિચાર કરીને પરમાત્માએ આ કર્યું—

स एतमेव सीमानं विदार्यैतया द्वारा प्रापद्यत । सैषा विदृतिर्नाम द्वास्तदेतन्नान्दनम् । तस्य त्रय आवसथास्त्रयः स्वप्नाः; अयमावसथोऽयमावसथोऽयमावसथ इति ॥१२॥

ભાવાર્થ—તે આ, સીમા–બ્રહ્મરન્ધ્રને ચીરીને તેના દ્વારા પ્રવિષ્ટ થઈ ગયો. એ દ્વાર 'विदृति' નામવાળું છે, તે આનંદદાયક છે, એ પુરેશ્વરનાં ત્રણ સ્થાન છે, ત્રણ સ્વપ્ન છે, 'अयम्, आवसथ ३' એજ સ્થાન છે, એજ સ્થાન છે. ૧૨.

વિ૦ વિ૦ ભાષ્ય—ઇશ્વરે શરીરમાં બ્રહ્મરન્ધ્ર, કેશવિભાગમાં આવેલા કપાલ સ્થાનથી પ્રવેશ કર્યો જ્ઞાનેન્દ્રિયોનો વધારે ભાગ મૂર્ધામાંજ ઉપલબ્ધ થાય છે, એજ બ્રહ્માનંદની પ્રાપ્તિનું સ્થાન છે. તેનું નામ વિદૃતિ એટલા સારૂ છે કે તેને વિદીર્ણ કરીને પરમાત્માએ તેમાં થઇને પ્રવેશ કર્યો. એજ માર્ગ ઉપાસકનો બ્રહ્મલોકમાં જવાનો છે. પુરમા પ્રવિષ્ટ થએલા રાજાના સમાન આ પ્રકારની રચના કરીને તેમાં જીવરૂપથી પ્રવેશ કરનાર એ ઇશ્વરના ત્રણ આવસથ છે, ( ૧ ) જાગ્રતકાળમાં ઇંદ્રિયોનું સ્થાન દક્ષિણ નેત્ર, ( ૨ ) સ્વપ્ન કાળમાં મનની અંદર તથા ( ૩ ) સુષુપ્તિમાં હૃદયાકાશની અંદર અથવા આગળ બતાવવામાં આવશે તે પિતૃદેહ, માતૃગર્ભાશય તથા પોતાનું શરીર એ ત્રણ આવસથ છે. તથા જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ નામક ત્રણ સ્વપ્ન છે. ૧૨.

વિશેષ—એ ઇશ્વરે મૂર્ધારૂપ ઊપરની સીમામાં છેદ કરીને તે દ્વારથી શરીરમા પ્રવેશ કરેલો છે. બાલ્યાવસ્થામાં મૂર્ધામા એ છેદ સ્પષ્ટ જેવો દેખાય છે.

नेत्रे जागरितं विद्यात् कण्ठे स्वप्नं समादिशेत् ।
सुषुप्तं हृदयस्थं तु तुरीयं तद्विलक्षणम् ॥ १ ॥

આ બ્રહ્મોપનિષદ્‌માં લખેલું છે કે જાગરિત અવસ્થામાં નેત્રમાં, સ્વપ્ન સમયે કંઠમાં તથા સુષુપ્તિ સમયે હૃદયમાં જીવ રહે છે. પ્રકૃત મંત્રમાં જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓને સ્વપ્ન એટલા માટે કહેવામાં આવ્યું છે કે પરમાર્થ જ્ઞાનથી રહિત હોવાને કારણે અજ્ઞાનીની જાગ્રત અવસ્થા પણ સ્વપ્ન જેવી છે, એટલે કે સંસારમાં જે જાગે છે, તેનું એ જ્ઞાન સંબંધી જાગવાની અપેક્ષા એ સૂવુંજ છે. ૧૨.

અધ્યારોપને કહીને હવે અપવાદ કહેવામાં આવે છે, યથા—

स जातो भूतान्यभिव्यैख्यत् किमिहान्यं वावदिषदिति । स एतमेव पुरुषं ब्रह्म ततममपश्यदिदमदर्शमिती३ ॥१३॥

ભાવાર્થ—પરમાત્મા દેહમાં પ્રવિષ્ટ થઇને અવસ્થાત્રયથી સંયુક્ત થઈ સંસારી બની ગયો. એટલે કે શરીરમાં પ્રવેશ કરીને જીવરૂપથી ઉત્પન્ન થએલા એ પરમેશ્વરે ભૂતોને તાદાત્મ્ય ભાવથી ગ્રહણ કર્યા. પછી ગુરૂકૃપાથી બોધ થતાં 'અહીં મારા સિવાય અન્ય કોણ છે' એમ કહ્યું તથા 'મેં' આ મારા આત્મ સ્વરૂપને જોઈ લીધું છે' એવી રીતે તેણે આ પુરૂષનેજ પૂર્ણતમ બ્રહ્મરૂપે જોયો.

વિ૦ વિ૦ ભાષ્ય—જે અંતઃકરણવિશિષ્ટ ચૈતન્યાત્માએ શરીરમાં પ્રવિષ્ટ થઇને સંપૂર્ણ ભૂતોમાં 'હું મનુષ્ય છું' 'સુખી છું' 'દુઃખી છું' એ પ્રકારે તાદાત્મ્યભાવથી સ્પષ્ટ જાણ્યું, તથા કહ્યું કે આ શરીરમાં મારાથી ભિન્ન અન્ય આત્મા નથી. તેણે તે પુરૂષનેજ અર્થાત્ પોતાનેજ આકાશના સમાન વ્યાપક પરિપૂર્ણ વિશ્વરૂપ દેખ્યો, તથા કહ્યું કે 'સ્વરૂપનું દર્શન કર્યું' છે. અર્થાત્ 'इदम्' આ શબ્દનું વાચ્ય જે સાક્ષાત્ અપરોક્ષ સર્વાન્તર્યામી બ્રહ્મ છે, તેને અપરોક્ષરૂપથી જોયુ છે. ૧૩.

વિશેષ—પ્રકૃત મંત્રમાં 'દર્શિ' આ શબ્દના અંતમાં જે પ્લુત ઉચ્ચારણ છે. તે વિચાર પ્રદર્શિત કરવાને સારૂ છે. લોકમાં કોઈ ઘણા કઠણ કામની સિદ્ધિ થઈ જતાં પોકાર કરીને કહેવાનો ચાલ છે, તે પ્રમાણે અહીં પણ પ્લુત ઉચ્ચારણ કરેલું છે. ૧૩.

જે જીવરૂપથી સર્વની અંદર રહેનારૂં છે, તે બ્રહ્મને 'इदम्' આ પ્રમાણે સાક્ષાત્ અપરોક્ષરૂપથી જોયુ હતું, પરોક્ષરૂપથી નહીં—

**तस्मादिदन्द्रो नामेदन्द्रो ह वै नाम । तमिदन्द्रं सन्तमिन्द्र इत्याचक्षते परोक्षेण । परोक्षप्रिया इव हि देवाः परोक्षप्रिया इव हि देवाः ॥ १४ ॥**

ભાવાર્થ—તેથી પરમાત્માનું નામ 'इदन्द्र' પડ્યુ. એ 'इदन्द्र' નામથી પ્રસિદ્ધ છે જો કે તેનું નામ ઇદન્દ્ર છે, તોપણ બ્રહ્મજ્ઞ લોક તેને પરોક્ષરૂપે 'इन्द्र' કહે છે. કારણ કે દેવતાલોક પરોક્ષપ્રિયજ હોય છે, દેવતા પરોક્ષ પ્રિયજ હોય છે.

વિ૦ વિ૦ ભાષ્ય—'यः इदम् द्रः पश्यति' જે આ શરીરને સારી રીતે જોઈ શકે છે, તે 'इदन्द्र' નામ ક્ષેત્રજ્ઞ છે. એ 'इदन्द्र' નામવાળા પરમાત્માને, બ્રહ્મજ્ઞાની પુરૂષ અત્યંત પૂજ્ય હોવાથી, તથા તેનું પ્રત્યક્ષ નામ લેવાના ભયથી વ્યવહારમાં પરોક્ષની સાથે પ્રેમ કરે છે, દેવતા પરોક્ષ પ્રિયજ હોય છે. ૧૪.

વિશેષ—'परोक्षप्रिया हि देवाः' એ વાક્યને બેવાર કહેવાનો અભિપ્રાય

એ છે કે ઉપર્યુક્ત કથન સત્ય છે. બીજી વાત એ છે કે અધ્યાયની સમાપ્તિ પણ થાય છે. જગતમાં પ્રતિષ્ઠિત લોકો પ્રતિ આચાર્ય, ગુરૂ, પંડિત, શ્રોત્રિય, અગ્નિહોત્રી, વાજપેયી તથા મહારાજ, સાહેબ આદિ શબ્દોનો વ્યવહાર કરવાનું ઉચિત મનાય છે. કારણ કે એ આચાર્ય આદિને, દેવદત્ત, યજ્ઞદત્ત આદિ નામોથી સંબોધન કરવાનું પ્રિય મનાતું નથી. તે પ્રમાણે અહીં સર્વથી મોટા પ્રતિષ્ઠિત મહાન ઈશ્વરનું સાક્ષાત નિજ 'इदन्द्र' નામથી વ્યવહાર ન કરીને તેજ અર્થનું બોધન કરનારૂં પરોક્ષ નામ 'इन्द्र' રાખી લીધું. નિજ નામની અપેક્ષા નામાન્તરથીજ પરોક્ષ થાય છે. સર્વ નામાન્તર વર્ણોના પરિવર્તનથી થાય છે ૧૪.

ખંડ ત્રીજો તથા અધ્યાય પહેલો સમાપ્ત.

---

## અધ્યાય બીજો

### ખંડ પહેલો

આ પ્રમાણે અધ્યારોપ અપવાદોથી નિષ્પ્રપંચ આત્મતત્ત્વનું નિરૂપણ કરીને જ્ઞાનનો હેતુ જે વૈરાગ્ય છે તેની સિદ્ધિને સારૂ 'आवसथ' શબ્દથી કહેલી વિશકતરૂપ પૂર્વોક્ત જીવાવસ્થા કહે છે યથા—

**पुरुषे ह वा अयमादितो गर्भो भवति । यदेतद्रेतस्तदेतत्सर्वेभ्योऽङ्गेभ्यस्तेजः संभूतमात्मन्येवात्मानं बिभर्ति । तद्यदा स्त्रियां सिञ्चत्यथैनज्जनयति तदस्य प्रथमं जन्म ॥१॥**

ભાવાર્થ—સર્વથી પહેલાં આ સ્થૂળશરીર પુરૂષશરીરમાં ગર્ભરૂપે સ્થિત રહે છે. આ જે રેત વીર્ય છે તે અન્નમય પિતાના સર્વ અંગોથી ઉત્પન્ન થએલો સાર છે આ આત્મારૂપ તેજનું પુરૂષ પોતાના શરીરમાજ પોષણ કરે છે. પુરૂષ જ્યારે ઋતુકાળમાં વીર્યને સ્ત્રીરૂપ અગ્નિમા સિંચે છે, ત્યારે તેને ગર્ભાવસ્થામાં ઉત્પન્ન કરે છે. એ સિંચન તેનો પહેલો જન્મ છે. ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—દશમા દ્વારને વિદીર્ણ કરીને પ્રવિષ્ટ, જીવભાવને પ્રાપ્ત આત્માનું શરીર અન્ન દ્વારા પિતાના વીર્યમાં આવીને સ્થિત થાય છે. એ સંપૂર્ણ અંગોનો સાર છે, જે તેનું સંરક્ષણ કરે છે તે ઓજસ્વી થાય છે. મનુષ્ય પોતાના શરીરના સારરૂપ વીર્યને પોતાનામાજ ગર્ભની પેઠે ધારણ કરે છે. ઋતુકાળમા સ્ત્રી તેને ધારણ કરે છે કાળાન્તરે તે જીવાન્તર વિશિષ્ટ મનુષ્ય શરીરથી ઉત્પન્ન થાય છે. સિંચન સમયમા પુરૂષ સ્થાનમાથી નિકળવું એ પ્રથમ જન્મ છે. ૧.

વિશેષ—મનુષ્યે, વિશેષે કરીને જીજ્ઞાસુ-મુમુક્ષુએ પોતાની ઉત્પત્તિના તત્ત્વને જાણવું આવશ્યક છે. જેને જેટલું તત્ત્વજ્ઞાન થશે તેટલોજ તે દુઃખોથી બચશે. કેટલાક જીવ સૂર્ય ચંદ્ર આદિ લોકમાંથી આવીને પૃથ્વી ઊપર જન્મ લે છે. તેઓ વર્ષાદિ દ્વારા પૃથ્વી ઊપર, ત્યાંથી ઓષધિયોમાં, ત્યાંથી અન્નરસ રૂધિરાદિ ધાતુઓમાં થઈને પુરૂષ શરીરના વીર્યની સાથે ગર્ભાશયમાં પ્રવેશ કરીને પ્રગટ થાય છે, તેને જાણવો જોઇએ. ૧.

એ બાહ્ય વસ્તુ કષ્ટપ્રદ ન થઈને તાદાત્મ્યભાવને પ્રાપ્ત કરી લે છે, તે કહે છે, યથા—

तत् स्त्रिया आत्मभूतं गच्छति । यथा स्वमङ्गं तथा । तस्मादेनां न हिनस्ति । साऽस्यैतमात्मानमत्रगतं भावयति ॥ २ ॥

ભાવાર્થ—જે પ્રકારે હાથ પગ આદિ આપણા શરીરના અવયવ હોય છે, તેજ પ્રકારે એ વીર્ય સ્ત્રીના આત્મભાવને પ્રાપ્ત થઈ જાય છે. એટલે કે તાદાત્મ્યભાવાપન્ન થઈ જાય તેથી તે સ્ત્રીશરીરને પીડા પહોચાડતું નથી. એ ગર્ભિણી પતિના આત્માને ઉદરમાં પ્રવિષ્ટ થયેલો જાણીને ગર્ભને અનુકૂળ વર્તાવ કરતાં તેનું પાલન કરે છે. ૨.

વિ૦ વિ૦ ભાષ્ય—માતાના ઉદરમાં પ્રાપ્ત થએલો જીવ તેનાં સ્તન આદિકોની પેઠે તેના અંગભૂત થઈ જાય છે. તેથીજ તે માતાને અન્ય કાંટા આદિની પેઠે ક્લેશદાયક થતો નથી. માતા તેની અનુકૂળ અન્નપાનાદિ દ્વારા પૂરી રક્ષા કરે છે. ૨.

વિશેષ—અન્યતું વીર્ય સ્ત્રીને તાદાત્મ્ય થઈને કષ્ટ પહોચાડતું નથી, એ વિષયમાં કહેવાનું કે જેમ ત્રણ, ઉદર શૂળ તથા શિરોવ્યથા આદિ સ્ત્રીના પોતાના શરીરથી ઉત્પન્ન થનારા ક્લેશ હોય છે, તેજ પ્રમાણે ગર્ભવૃદ્ધિ તથા પ્રસવ આદિનો ક્લેશ તો થાય છે જ. પરંતુ બાણ (તીર) થી જેવું કષ્ટ થાય છે તેવું કષ્ટ નથી થતું. ગર્ભ ધારણથી તો સ્ત્રિયોને હર્ષ થતો જોવામાં આવે છે, એ તેમની તકલીફ તપસ્વિયોના તપ કરવાના સમયના જેવી છે. ૨.

सा भावयित्री भावयितव्या भवति। तं स्त्री गर्भं बिभर्ति। सोऽग्र एव कुमारं जन्मनोऽग्रेऽधिभावयति। स यत्कुमारं जन्मनोऽग्रेऽधिभावयत्यात्मानमेव तद्भावयत्येषां लोकानां सन्तत्या। एवं सन्तता हीमे लोकास्तदस्य द्वितीयं जन्म ॥ ३ ॥

ભાવાર્થ—તે પતિના ગર્ભભૂત આત્માનુ પાલન કરે છે, તેથી તે ગર્ભિણી સ્ત્રી પોતાના પતિ દ્વારા પાલનીય છે, કારણ કે સ્ત્રી ગર્ભાધાનની વિધિથી, પથ્યાદિ દ્વારા યુક્ત આહાર વિહારથી ગર્ભનું પોષણ કરે છે, તેથી તે સમયે પતિએ તેની સાવધાનતાપૂર્વક રક્ષા કરવી ઉચિત છે. તથા એ પિતા ગર્ભની ઉત્પત્તિથી પહેલાં, બરાબર ઉત્પત્તિના સમય તથા ઉત્પત્તિ પછી તે કુમારને જાત કર્માદિથી સંસ્કૃત કરે છે. પિતા જે પુત્રોના સંસ્કાર કરે છે. તે એ પ્રકારે એ લોકોની—પુત્રપૌત્રાદિકોની વૃદ્ધિથી તે પોતાનાજ સંસ્કાર કરે છે. કારણ કે એ લોક એજ પ્રકારે વૃદ્ધિને પ્રાપ્ત થએલા છે. એ સંસારી જીવનો એ બીજો જન્મ છે. ૩,

વિ૦ વિ૦ ભાષ્ય—આ પિતારૂપ મનુષ્યને કલેશ આપનારા વીર્યરૂપ પુત્રને સ્ત્રીએ ગર્ભમાં ધારણ કર્યો છે, તેથી ઉપકાર કરનારી સ્ત્રીનું પતિએ પણ અનેક અનુકૂળ વસ્ત્રાચ્છાદન દ્વારા સદા પોષણ કરવું જોઈએ. પિતા પુત્રોત્પત્તિથી પૂર્વે, પ્રસવકાળમા તથા તે પછી પણ શાસ્ત્રોક્ત જે સંસ્કાર કરે છે, તે એ સંસ્કારોથી પોતાનુંજ પાલન કરે છે. કારણ કે એ સર્વલોક એજ પ્રકારે પુત્રોત્પાદન આદિ દ્વારા રક્ષિત થાય છે. માતાના ગર્ભથી બહાર નિકળવું એ જીવની બીજી અવસ્થા છે. ૩.

વિશેષ—આ મોક્ષ પ્રકરણમાં પુત્રોત્પત્તિનો પ્રસંગ જોઈને એ ન સમજી લેવું જોઈએ કે પુત્રોત્પત્તિ મોક્ષનું સાધન છે. એ ગુણ લોકનુંજ કારણ છે, મુક્તિનું નહીં. હા એ વાત છે કે પિતા પુત્રનો સંસ્કાર કરશે. તે પુત્ર પોતાના પુત્રનો સંસ્કાર કરશે, પછી તે પણ પોતાના પુત્રને સંસ્કારી બનાવશે, એ પ્રમાણે પરંપરાથી સંસ્કૃત વ્યક્તિ સુપાત્ર હોવાને કારણે બ્રહ્મવિદ્યાના અધિકારી થઈ શકે છે. ૩.

सोऽस्यायमात्मा पुण्येभ्यः कर्मभ्यः प्रतिधीयते।

**अथास्याऽयमितर आत्मा कृतकृत्यो वयोगतः प्रैति । स इतः प्रयन्नेव पुनर्जायते तदस्य तृतीयं जन्म ॥ ४ ॥**

ભાવાર્થ—આ પિતાનો એ પુત્રરૂપ આત્મા પિતાના સ્થાન ઉપર પુન્ય કર્મો કરવાને સારૂ ઘરમાં પિતાનો પ્રતિનિધિ થાય છે. તે પછી તેનો એ પિતૃ રૂપ આત્મા કૃતકૃત્ય થઇને વૃદ્ધાવસ્થામાં અહીંથી નિકળી જાય છે. અહીંથી ગયા પછીજ તે કર્મ ફળને ભોગવવાને સારૂ ફરી જન્મ લે છે. એજ એનો ત્રીજો જન્મ છે. ૪.

વિ૦ વિ૦ ભાષ્ય—"आत्मा वै जायते पुत्रः" એ ન્યાયે પિતાનું 'એક પોતાનું તથા બીજું પુત્રનું' એમ બે શરીર થાય છે. એ બ નેમાં નવીન, કાર્ય—ક્ષમ પુત્રનું શરીર. શુભ કર્મો કરવાને સારૂ ઘરમાં પિતાનો પ્રતિનિધિ થાય છે. પિતા ઋણત્રયથી મુક્ત થઇ કૃતાર્થ થઇને વૃદ્ધ થતાં મરી જાય છે. મરાને પછી બીજા શરીરમાં, જે માતાપિતાના રજોવીર્યથી ગર્ભમાં તૈયાર રહે છે તે "तृणजलौका" ન્યાયથી તેમાં પ્રવેશ કરે છે. આ જીવનો ત્રીજો જન્મ છે. ૪.

વિશેષ—પ્રકૃતમાં જે બે જન્મ કહેલા છે, તે પુત્રના કહે છે, એ ત્રીજો જન્મ પણ પુત્રનોજ કહેવો જોઇએ, પિતાનો નહીં. એ કહેવું તો ઠીક છે, પણ પિતા પુત્રથી અભેદ છે—એકાત્મ્ય વિવિક્ષાથી એમ કહેવામાં આવેલું છે. અહીં ત્રણે જન્મોની વારંવાર આવૃત્તિનું વર્ણન સંસાર વિરક્તિ સૂચિત કરવાને સારૂ છે. જુવો—પિતાના શરીરમાં અત્યંત અપવિત્ર વીર્યરૂપમાં સ્થિતિ, તે પછી મૂત્રેન્દ્રિયથી બહાર નિકળવું, તે પછી મળ-મૂત્રથી ભરેલા માતાના પેટમાં વિષ્ઠા કૃમિની પેઠે રહેવું અને તે પછી યોનિથી બહાર નિકળવું, એ કેટલું કષ્ટ છે? તેનાથી વધીને બીજુ વૈરાગ્યનું શું કારણ હોઈ શકે ? ૪.

પૂર્વોક્ત નિંદિત સંસારનો વિનાશ, જ્ઞાન વગર થઈ શકતો નથી. તત્ત્વ જ્ઞાનથી તેની નિવૃત્તિ થાય છે. તે દેખાડવાને સારૂ મંત્ર ઉદાહરણ આપે છે.

**तदुक्तमृषिणा । गर्भे नु सन्नन्वेषामवेदमहं देवानां जनिमानि विश्वा । शतं मा पुर आयसीररक्षन्नधः श्येनो जवसा निरदीयमिति । गर्भ एवैतच्छयानो वामदेव एवमुवाच ॥ ५ ॥**

ભાવાર્થ—એજ વાત ઋષિએ મંત્રમાં પણ કહી છે—"મેં ગર્ભમાં રહીને જનનની વૃત્તિયોને અથવા અગ્નિ આદિ દેવતાઓના જન્મોના વૃત્તાંતને જાણી લીધાં હતાં. મને અનેક લોઢાના સમાન અભેદ્ય શરીરરૂપ પુરિયોના પાંજરામાં બંધ કરેલા પક્ષીના સમાન, રક્ષા કરીને રાખેલો હતો. પરંતુ હું સંસારરૂપી ફાંસીમાંથી નીચે નજર કરતો, અર્થાત્ ઉપરના લોકોના સુખ તરફ ધ્યાન ન આપતાં નીચેના લોકોના કષ્ટ તરફ ધ્યાન આપતો, આત્મજ્ઞાનના, શક્તિ રૂપ તેજથી બાજ પક્ષીની જેમ જાળ કાપીને નિકળી આવ્યો છું' વામદેવે ગર્ભમાં રહેતાંજ એવું કહેલું હતું. ૫.

વિ૦ વિ૦ ભાષ્ય—વામદેવજીએ કહ્યું હતું કે, મેં માતાના ગર્ભમાં રહેતાંજ એ જાણી લીધું હતું કે અગ્નિ, વાયુ, આદિ દેવતાઓની ઉત્પત્તિ પરમાત્માથી જ થએલી છે. આત્મજ્ઞાનની ઉત્પત્તિના પહેલાં લોખંડના પાંજરામાં ચોરની પેઠે સેંકડો જન્મોના શરીરોમાં બંધાએલો પડેલો હતો. પણ હવે હું એ જાળને કાપીને બાજની પેઠે સંસારની જાળમાથી નિકળી આવ્યો છું. ૫

વિશેષ—માતાના ગર્ભમાં જ્યાં શ્રવણાદિ જ્ઞાન સામગ્રીનો અભાવ છે, ત્યાં વામદેવને જ્ઞાન કેવી રીતે થયુ ? તેનો ઉત્તર એ છે કે, પૂર્વ જન્મમાં જે શ્રવણાદિક કરેલાં હતાં, તે સામગ્રીથી જ્યારે પ્રતિબંધક નિવૃત્ત થઈ ગયાં ત્યારે ઋષિને જ્ઞાનોત્પત્તિમાં શો બાધ આવે ? ૫.

આ પ્રમાણે આત્મજ્ઞાનના દોષશૂન્ય ફળનું બોધન કરવાને સારૂ વામદેવે જે જ્ઞાન ફળ પ્રાપ્ત કર્યું છે, તેને દેખાડે છે, યથા—

**स एवं विद्वानस्माच्छरीरभेदादूर्ध्व उत्क्रम्यामुष्मिन् स्वर्गे लोके सर्वान् कामानाप्त्वामृतः समभवत् समभवत् ॥ ६ ॥**

ભાવાર્થ—એ વામદેવ ઋષિ આત્મતત્ત્વને જાણીને પ્રારબ્ધકર્મના ક્ષીણ થતાં એટલે કે દેહનું પતન થતાં ઉત્ક્રમણ કરીને પરમાત્મભાવને પ્રાપ્ત થઈ, તે સ્વર્ગલોકમાં કે જે ઇંદ્રિયોનો વિષય નથી એવા સ્વપ્રકાશમાં, સર્વ કામનાઓ ને પ્રાપ્ત કરી અમર થઈ ગયા, અમર થઈ ગયા. ૬.

વિ૦ વિ૦ ભાષ્ય—એવું જાણવાવાળા એ વામદેવ ઋષિ પરમાત્મજ્ઞાનની શક્તિથી આ શરીર બંધનને છોડીને પરમાર્થ સ્વરૂપ થઇ ગયા. અર્થાત અધો-

ગતિ રૂપ સંસારથી નિકળીને, નિર્મળ, અજર, અમર, અનંત, એકરસ, સ્વસ્વરૂપભૂત સ્વર્ગલોકમાં આત્મજ્ઞાનદ્વારા સકળ કામનાઓને હસ્તગત કરીને અમર થઈ ગયા. ૬.

વિશેષ—'स्वर्गे लोके'—વામદેવ ઇંદ્રિય ગોચર, નિરતિશય, બ્રહ્માનંદરૂપ સ્વપ્રકાશમાં તૈત્તિરીયોપનિષદ્‌માં કહેલા સાર્વભામથી લઈને હિરણ્યગર્ભપર્યંત આનંદોની પ્રાપ્તિ કરીને તત્ત્વજ્ઞાનના પ્રભાવથી દેહાન્તર સંબંધના અભાવને કારણે, દેહપ્રાણવિયોગરૂપ મરણથી રહિત થઈ ગયા. 'समभवत्' 'समभवत्' એ દ્વિરુક્તિ વામદેવના આત્મજ્ઞાનની પરિસમાપ્તિ દેખાડવાને સારૂ છે. ૬.

ખંડ પહેલો અધ્યાય બીજો સમાપ્ત.



# અધ્યાય ત્રીજો

## ખંડ પહેલો

શ્રુતિ દ્વારા વામદેવ આદિ આચાર્યોની પરંપરાથી પ્રકાશિત તથા બ્રહ્મવેત્તાઓની સભામાં અત્યંત પ્રસિદ્ધ, બ્રહ્મવિદ્યારૂપ સાધનથી બનેલા સર્વાત્મભાવરૂપ ફળની પ્રાપ્તિ કરનારા આધુનિક મુમુક્ષુ તથા બ્રહ્મજીજ્ઞાસુ બ્રાહ્મણ લોક, જીવભાવ પર્યંત, સાધ્ય–સાધનરૂપ અનિત્ય સંસારથી નિવૃત્ત થવાની ઇચ્છાથી પરસ્પર વિચાર કરતા પૂછે છે—

**कोऽयमात्मेति वयमुपास्महे । कतरः स आत्मा येन वा पश्यति येन वा शृणोति येन वा गन्धानाजिघ्रति येन वा वाचं व्याकरोति येन वा स्वादु चास्वादु च विजानाति ॥ १ ॥**

ભાવાર્થ—હું 'એ આત્મા છું' એમ કહીને જેની ઉપાસના કરે છે, તે કોણ છે? જે ઇંદ્રિયો દ્વારા લોક રૂપને દેખે છે, જેનાથી સાંભળી શકાય છે, જેનાથી સુંઘી શકાય છે, જેનાથી વાકયનું ઉચ્ચારણ કરી શકાય છે, એટલે કે જેનાથી [વાણીનું વિશ્લેષણ કરવામાં] આવે છે, તથા જેનાથી સ્વાદ લેવાય છે, તે કયો આત્મા છે? ૧.

વિ૦ વિ૦ ભાષ્ય—જે આ 'अहम् प्रत्यय' નો વિષય આ ત્મા છે, જેની ઉપાસના કરીને વામદેવ ઋષિ અમર થઈ ગયા, તે આત્માને જાણવાની ઇચ્છાથી એક બીજા લોક પરસ્પર પૂછે છે— 'आत्मा वा इदमेक एवाग्र आसीत्' આ શ્રુતિમા, નિરૂપાધિક આત્માનું તથા 'स एतमेवसीमान विदार्य' એમાં સોપાધિક આત્માનું શ્રવણ છે, તેમનામાં પ્રત્યક્ ચેતન આત્મા કોણ છે, કે જેની હમે ઉપાસના કરીએ ? કાષ્ઠાદિમાં અગ્નિની પેઠે અહં પ્રત્યયગમ્ય ચેતન આત્માનું સામાન્યરૂપ તો પ્રસિદ્ધ છે, પરંતુ જે વિશેષરૂપથી આત્મા અપ્રગટ છે, તેને કહે છે— જેમ જુદાં પાત્રોમાના જળમા સૂર્ય પ્રતિબિંબ જુદા જુદા માલમ પડે છે, તેમજ બાહ્ય કરણો—ઇંદ્રિયોમાં પણ ચેતનનું પ્રતિબિંબ પૃથક્રૂપથી અભિવ્યક્ત થાય છે. જે ચક્ષુ ઇંદ્રિયથી અભિવ્યક્ત ચેતન દ્વારા ઇંદ્રિયાદિ સઘાતનો અભિમાની લૌકિક પુરૂષ રૂપને દેખે છે, તેજ ચેતન આત્મા છે. એજ પ્રમાણે જે શ્રોત્રેન્દ્રિયે કરીને, જે ઘ્રાણેન્દ્રિયે કરીને, જે વાગિન્દ્રિયે કરીને તથા જે રસના ઇંદ્રિયે કરીને અભિવ્યક્ત ચેતન દ્વારા, શબ્દ, ગંધ, બોલ ચાલ તથા રસનો અનુભવ કરે છે તેજ ચેતન આત્મા છે. ૧.

વિશેષ—એક બ્રહ્મ તથા બીજો જીવ, એ બેમાથી ઉપાસના કરવા જેવો છે કોણ ? આત્મા તો બ ને છે. આત્મજ્ઞાન વિના કલ્યાણ નથી. ઇચ્છા, દ્વેષ, ભય, મોહ, ક્ષુધા, તૃષા, નિદ્રા તથા મળમૂત્રની પીડા, એ આઠ દોષોથી સંસાર વ્યાપ્ત થઈ રહેલો છે, આત્મબોધશૂન્ય પુરૂષના એ આઠે દોષ અચિકિત્સ્ય છે. હવે અતિ સક્ષેપમાં એ આઠે દોષોની વ્યાપકતા જણાવે છે—

( ૧ ) ઇચ્છા—સાત્વિક, રાજસ તથા તામસ ભેદથી પુરૂષ ત્રણ પ્રકારના હોય છે. સાત્વિક મોક્ષની ઇચ્છા કરે છે, રાજસ, મોક્ષ તથા વિષય બ નેની ઇચ્છા કરે છે તથા તામસ કેવળ વિષયોની ઇચ્છા કરે છે. ઇચ્છા વિના કોઇ જીવ નથી.

( ૨ ) દ્વેષ—સાત્વિક પુરૂષ વિષયોનો દ્વેષ કરે છે, રાજસ શત્રુઓનો તથા તામસ શત્રુઓ, મિત્રો તથા સંતજનોનો દ્વેષ કરે છે. દ્વેષ વિના કોઈ નથી.

( ૩ ) ભય—સાત્વિક મનુષ્યને પ્રમાદનો, રાજસને યમરાજનો તથા તામસને રાજાનો તથા રાજપુરૂષોનો ભય હોય છે ભયથી પણ કોઈ બચેલું નથી.

( ૪ ) મોહ—સાત્વિક મનુષ્યને આત્માના અજ્ઞાનરૂપ મોહ છે, રાજસને

શાસ્ત્રવિદ્યા તથા આત્માના અજ્ઞાનનો તથા તામસને સર્વ વિષયોમાં અજ્ઞાનથી મોહ છે.

(૫૬-૭-૮) ક્ષુધા, તૃષા તથા નિદ્રા—એ દોષ સાત્વિક રાજસ તથા તામસ ત્રણે પુરુષને સમાન છે. મળ-મૂત્રાદિ પીડા પણ સર્વને સમાન છે. આ દોષાષ્ટક આત્મજ્ઞાન વિના કદાપિ નિવૃત્ત થતું નથી. તેથી જીજ્ઞાસા કરેલી છે કે 'હમે જેની ઉપાસના કરીએ, તે આત્મા કોણ છે ? ૧.

પ્રથમ જે એકજ, અનેક પ્રકારના વિભિન્નોનું કારણ બતાવેલું છે તે કોણ છે ? એ વિષયમાં કહે છે, યથા—

**यदेतद्धृदयं मनश्चैतत् । संज्ञानमाज्ञानं विज्ञानं प्रज्ञानं मेधा दृष्टिर्धृतिर्मतिर्मनीषा जूतिः स्मृतिः संकल्पः क्रतुरसुः कामो वश इति सर्वाण्येवैतानि प्रज्ञानस्य नामधेयानि भवन्ति ॥ २ ॥**

**ભાવાર્થ**—જે આ હૃદય છે, તેજ મન છે. સંજ્ઞાન, (ચૈતન્યરૂપ), અજ્ઞાન, (ઇશ્વરભાવ, પ્રભુતા) વિજ્ઞાન, પ્રજ્ઞાન, મેધા, દષ્ટિ, ધૃતિ, મતિ, મનીષા, જૂતિ (રોગાદિ નિમિત્તક દુ:ખ), સ્મૃતિ, સંકલ્પ, ક્રતુ, અસુ (પ્રાણ), કામ તથા વશ (મનોજ્ઞ વસ્તુઓની સ્પર્શાદિની કામના) એ સર્વ પ્રજ્ઞાનના નામ છે. ૨.

વિ૦ વિ૦ **ભાષ્ય**—આ મંત્રમાં આત્માના નામોનું વર્ણન કરવામાં આવ્યું છે, યથા—

(૧) હૃદયમાં આત્મા પ્રત્યક્ષ થાય છે, સગુણ નિર્ગુણરૂપથી આત્માની ઉપાસના પણ હૃદય દેશમા થાય છે, તેથી આત્માનુ પ્રથમ નામ 'હૃદય' છે. (૨) આત્મા સર્વનું મનન કરે છે, તથા મનન કરવાથીજ આત્માનો નિશ્ચય થાય છે, એ બે કારણોથી આત્માનુ નામ 'મન' પણ છે. (૩) પોતાના કલ્પિત જગતનો પ્રકાશક હોવાને કારણે ચેતનનું 'સંજ્ઞાન' નામ છે. (૪) સૂર્ય, ચંદ્ર, ઇંદ્ર, વાયુ, અગ્નિ, વરુણ, યમ, તથા કુબેરાદિ સર્વને આજ્ઞામાં રાખવાને નિમિત્તે આત્માનું નામ 'આજ્ઞાન' છે. (૫) ગીત, વાદ્ય તથા ચોસઠ કળાઓનો જ્ઞાતા હોવાથી આત્માનું નામ 'વિજ્ઞાન' છે. (૬) વર્તમાન પદાર્થોને જાણવાને કારણે તેનું નામ 'પ્રજ્ઞાન' છે. (૭) ગ્રંથના અર્થોને ધારણ કરનાર હોવાથી

આત્માને 'મેધા' કહેલી છે. (૮) ઘટાદિકોનો પ્રકાશક હોવાથી આનંદરૂપ આત્મા 'દ્રષ્ટિ' નામે ઓળખાય છે. (૯) જે અંતઃકરણની વૃત્તિથી દુઃખિત થએલો પુરૂષ ઇંદ્રિયોને ધારણ કરે છે, તદ્વૃત્તિવિશિષ્ટ આત્માનું નામ 'ધૃતિ' છે. (૧૦) સર્વ પ્રાણિયોના હૃદયમાં સ્થિત હોઇને શુભાશુભનો જ્ઞાતા હોવાથી તે 'મતિ' નામવાળો છે. (૧૧) સંકલ્પ વિકલ્પાત્મક મનને આધીન કરનારી જે બુદ્ધિની વૃત્તિ છે, તદ્વિશિષ્ટ આત્માને 'મનીષા' કહે છે. (૧૨) અધ્યાત્માદિ ત્રિવિધ દુઃખજન્ય જે અંતઃકરણની વૃત્તિ છે, તેનો પ્રકાશ હોવાથી તે 'જૂતિ' કહેવાય છે. (૧૩) ભૂત પદાર્થોનું સ્મરણ કરનારી વૃત્તિની સાથે મળેલો હોવાથી તેનું 'સ્મૃતિ' નામ પડ્યું છે. (૧૪) શુકલ પીત, રક્તાદિ અનેક રૂપોથી આત્માજ સંકલ્પ કરે છે, તેથી તે 'સંકલ્પ' નામવાળો થઈ ગયો છે. (૧૫) ઘટાદિકોનો નિશ્ચય કરનાર હોવાથી તેનું 'ક્રતુ' નામ છે. (૧૬) પોતાની સમીપતાથી પ્રાણોમાં ચેષ્ટા કરનારો હોવાથી તેને 'અસુ' કહે છે, (૧૭) અપ્રાપ્ત વિષયની તથા દુઃખ નિવૃત્તિની ઇચ્છાને કારણે તે 'કામ' કહેવાય છે. (૧૮) તથા મનોજ્ઞ વસ્તુઓના સુખની અભિલાષ વૃત્તિનો પ્રકાશક હોવાથી તે આત્માનું 'વશ' નામ પડી ગએલું છે. ૨.

વિશેષ—પૂર્વોક્ત જેટલી અંતઃકરણની વૃત્તિયો છે, તેમનાથી આત્મા ભિન્ન છે, એ સર્વ વૃત્તિયોમાં આત્મા પ્રતિબિંબિત છે. તેથી એ સર્વ તે તે વૃત્તિની ઉપાધિદ્વારા લક્ષિત ચેતનના નામ છે, ઉપાધિવિનિર્મુક્તનું નહીં. વસ્તુતઃ યાવત્ ભૂતભૌતિક પ્રપંચ આત્માથી અતિરિક્ત નથી. દેવદત્ત, યજ્ઞદત્ત, ઘટ, પટ, તથા વૃક્ષાદિ એ સર્વનામ આત્માના છે.. અંતઃકરણમાં સાક્ષી રૂપથી આત્માના પ્રથમ નિશ્ચયને સારૂ, ઉક્ત નામોનું કથન કરવામા આવેલું છે. વાસ્તવમાં સર્વનામ આત્મદેવનાંજ છે. ૨.

આ મંત્રમાં તત્પદાર્થના વિચારમા આત્માનો નિર્ણય દેખાડે છે.

एष ब्रह्मैष इन्द्र एष प्रजापतिरेते सर्वे देवा इमानि च पञ्च महाभूतानि पृथिवी वायुराकाश आपो ज्योतींषीत्येतानीमानि च क्षुद्रमिश्राणीव बीजानीतराणि चेतराणि चाण्डजानि च जारुजानि च स्वेदजानि चोद्भिज्जानि चाश्वा गावः पुरुषा हस्तिनो यत्किंचेदं प्राणि जङ्गमं च

**पतत्रि च यच्च स्थावरं सर्वं तत्प्रज्ञानेत्रं प्रज्ञाने प्रतिष्ठितं प्रज्ञानेत्रो लोकः प्रज्ञा प्रतिष्ठा प्रज्ञानं ब्रह्म ॥ ३ ॥**

**ભાવાર્થ**—આ પ્રજ્ઞાનરૂપ આત્માજ બ્રહ્મ છે, એજ ઇંદ્ર છે, એજ પ્રજાપતિ છે, એજ અગ્નિ આદિ સર્વ દેવતા છે. એજ પંચભૂત પૃથ્વી, વાયુ, આકાશ, જળ તથા તેજ છે એજ સર્પાદિક કીડા સહિત તેમનું કારણ તથા અન્ય અંડજ, જરાયુજ, સ્વેદજ ઉદ્‌ભિજ્જ, અશ્વ, ગૌ, મનુષ્ય તથા હાથી છે. જે કાંઈપણ તેમનાથી જુદું એ જગમ ચાલનાર, પતત્રી—ઉડનાર, તથા સ્થાવર-પર્વત, વૃક્ષ આદિ પ્રાણિ વર્ગ છે, તે સર્વ પ્રજ્ઞાનેત્ર તથા પ્રજ્ઞાનમાંજ સ્થિત છે, એટલેકે નિરૂપાધિક ચૈતન્યમાંજ વર્તમાન છે. લોક પ્રજ્ઞાનેત્ર છે, પ્રજ્ઞાનામ—પ્રજ્ઞપ્તિ, એવું એ બ્રહ્મજ છે. જેનાથી નયન કરી શકાય—લઈ જવાય તે નેત્ર થયુ, અર્થાત્ પ્રજ્ઞા ચૈતન્ય જ નેત્ર વ્યવહારનું કારણ સાધન છે જેનું એવો લોક છે. પ્રજ્ઞાજ તેનું લયસ્થાન છે અર્થાત્ પ્રજ્ઞા જગતની આશ્રયભૂત છે. તેથી પ્રજ્ઞાનજ બ્રહ્મ છે.

વિ૦ વિ૦ ભાષ્ય—આ આત્મદેવજ સૂક્ષ્મ સમષ્ટિ શરીરનો અભિમાની બ્રહ્મારૂપ છે. સ્થૂળ સમષ્ટિ શરીરનો અભિમાની વિરાટરૂપ છે, આ આત્મા એજ પોતાના સ્વરૂપને પ્રગટ કરેલું છે, તેથી તે ઇંદ્ર છે. આ આત્મા પ્રજાપતિ, અગ્નિ, વાયુ, વરૂણ તથા યમાદિ સર્વદેવરૂપ છે, આ પંચભૂત પણ આત્માથી ભિન્ન નથી. સર્પાદિ તુચ્છ જીવ જે બીજા સર્પાદિકોનું પણ કારણ છે તે સર્વે આત્માથી ભિન્ન નથી, એ સર્વ આત્માજ છે. અંડજ, પિંડજ, ઉદ્‌ભિજ્જ, જરાયુજ આદિ સર્વજ આત્મરૂપ છે. હિરણ્યગર્ભથી લઈને જેટલા સ્થાવર જંગમ જીવ છે તે સર્વે પ્રજ્ઞાનેત્ર છે, પ્રજ્ઞા નેત્રવાળા છે. જેમ શુક્તિમાં રજત આરોપિત છે, તેજ પ્રમાણે પ્રજ્ઞાન બ્રહ્મમાં સર્વ કલ્પિત છે. આ લોક પ્રજ્ઞાનેત્ર છે. બુદ્ધિરૂપ પ્રજ્ઞાબ્રહ્મ ચેતન, જેના વ્યવહારનું કારણ છે, એવો છે. પ્રજ્ઞાબ્રહ્મ પ્રતિષ્ઠા છે, એટલે કે ઉત્પત્તિ, સ્થિતિ તથા સર્વના લયનું સ્થાન ચેતનજ છે. ચેતનથી ભિન્ન જગતની પોતાની સત્તા જેવું કાંઈ નથી. બસ, સર્વ કાંઈ પ્રજ્ઞાનરૂપ બ્રહ્મજ છે. પ્રથમ જે એવો પ્રશ્ન કર્યો હતો કે એ આત્મા કોણ છે? તેનો ઉત્તર છે કે તે આત્મા-પ્રજ્ઞાનરૂપ છે. ૩.

વિશેષ—એવું કહેવામા આવ્યુ કે તેઓ સર્વજ આત્મરૂપ છે. સર્વેને આત્માએજ રચ્યા છે. પરંતુ તેનું રચવું એવુંજ મિથ્યા છે કે જેવા માયાવીના

રચેલા પદાર્થ હોય છે. એ આત્મદેવ સજાતીય, વિજાતીય, તથા સ્વગત ભેદથી રહિત છે તથા જ્ઞાનરૂપ છે, તેથીજ તે પ્રજ્ઞા તથા પ્રજ્ઞાન કહેવાયો છે. જેમ વૃક્ષનું સજાતીય બીજું વૃક્ષ છે, પાષાણાદિ વિજાતીય છે, તથા પત્ર પુષ્પાદિ સ્વગત ભેદ છે, તેમ તેના જેવો બીજો આત્મા નહોવાથી તેમાં સજાતીય ભેદ નથી. અજ્ઞાન તથા તેનું કાર્ય તેમાં કલ્પિત છે તેથી વિજાતીય ભેદ નથી, તથા નિરવયવ હોવાથી આત્મામાં સ્વગતભેદ પણ નથી. પ્રજ્ઞાનરૂપ બ્રહ્મ સર્વમાં વ્યાપક છે. આ સર્વ લોકોનું પ્રજ્ઞાનરૂપ બ્રહ્મજ નેત્ર છે. જેમ ચર્મમય નેત્ર તથા તેમાં રહેલી નેત્રેન્દ્રિયથી આપણું બહારનું કામ ચાલે છે. તેજ પ્રમાણે પ્રજ્ઞાનરૂપ નેત્રથી સર્વ વ્યવહાર ચાલી રહ્યો છે. માંસમય નેત્ર ગોલક તથા તેમાં સ્થિત ઇંદ્રિયો જગતનો આશ્રય નથી, પણ એ પ્રજ્ઞાનરૂપ નેત્ર તો સર્વનો આશ્રય છે. એ પ્રજ્ઞાનરૂપ નેત્રજ સાક્ષીરૂપથી મનુષ્ય, દેવ, ગંધર્વ, પશુ, પક્ષી તથા વૃક્ષાદિકોમાં સ્થિત છે. ૩.

હવે બ્રહ્માત્મૈકયવેત્તાને જે ફળ થાય છે તે કહે છે.

**स एतेन प्रज्ञेनात्मनास्माल्लोकादुत्क्रम्यामुष्मिन् स्वर्गे लोके सर्वान्कामानाप्त्वाऽमृतः समभवत् समभवत् ॥ ४ ॥**

**इत्योम्**

ભાવાર્થ—એ વામદેવ ઋષિ આ પ્રત્યક્ ચૈતનરૂપથીજ આ લોકથી આક્રમણ કરી, ઇંદ્રિયગોચર સ્વર્ગલોકમાં સર્વ ઇચ્છાઓની પૂર્ણતા કરીને એટલે કે ઇચ્છિત પદાર્થોને પ્રાપ્ત કરીને અમર થઈ ગયા, અમર થઈ ગયા. ૪.

**વિ૦ વિ૦ ભાષ્ય**—આ પ્રજ્ઞાનને જે મનુષ્ય બ્રહ્મરૂપથી જાણી જાય, તો વિદ્વાન વામદેવની પેઠે દેહાદિકોમાં આત્માભિમાનનો ત્યાગ કરીને સુખસ્વરૂપ બ્રહ્મને પ્રાપ્ત થઈ સર્વ કામનાઓને પૂર્ણ કરે છે, એટલે કે તેને અમૃતત્વની ઉપલબ્ધિ થઈ જાય છે, જેને પામીને સર્વકામનાઓ સફળ થઈ જાય છે, તેને પામ્યા પછી કાંઈ પામવાનું બાકી રહેતું નથી. જે પ્રમાણે સનકાદિક તથા વામદેવના ઉપદેશથી અધિકારી—વૈરાગ્યાદિ સાધનસંપન્ન ઋષિ, જ્ઞાનદ્વારા મોક્ષને પ્રાપ્ત થઈ ગયા, તેજ પ્રમાણે જે કોઈ પણ અન્ય અધિકારી વૈરાગ્યાદિ સાધનો દ્વારા એ જ્ઞાન પ્રાપ્ત કરી લેશે, તે વિદેહ મુક્તિને પ્રાપ્ત કરશે. તેમાં જરાએ સંશય નથી. ૪.

વિશેષ—પહેલા મંત્રમાં જીવાત્માની સાથે પરમાત્માની એકતા કહેવામાં આવી છે, તથા આ મંત્રમાં તેના ફળનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. 'સમમવતુ' 'સમમવતુ' એ દ્વિરૂક્તિ અધ્યાયની સમાપ્તિસૂચક છે. ઉક્ત આત્મતત્ત્વના જીજ્ઞાસુઓ, મુમુક્ષુઓ તથા અન્ય અધિકારિયોને એ સર્વ 'સ્વીકાર છે' તેના બોધનને સારૂ અંતમાં 'ઓમ્' શબ્દનો પ્રયોગ કરેલો છે. અથવા આ ગ્રંથમાં જે આત્મતત્ત્વનું પ્રતિપાદન કરવામાં આવેલું છે તેના શ્રોતાઓના, 'હું કરશું' પૂર્વક દૃઢીકરણને સારૂ આ 'ઓમ્' નું ઉચ્ચારણ છે. વળી એમ પણ છે કે ઓમ્ પરમ મંગલવાચક પરમાત્માનું મુખ્ય નામ છે, તેનું ઉચ્ચારણ ગ્રંથરૂપ કાર્યની સમાપ્તિ થતાં જરૂર કરવું જોઇએ, યથા—

ओङ्कारश्चाऽथशब्दश्च द्वावेतौ ब्रह्मणः पुरा ।
कण्ठं भित्त्वा विनिर्यातौ तस्मान्माङ्गलिकावुभौ ॥

ખંડ પહેલો, અધ્યાય ત્રીજો સમાપ્ત.

ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितमाविरावीर्म एधि । वेदस्य म आणीस्थः श्रुतं मे मा प्रहासीः । अनेनाधीतेनाहोरात्रान्संदधाम्यृतं वदिष्यामि सत्यं वदिष्यामि । तन्मामवतु तद्वक्तारमवतु । अवतु मामवतु वक्तारमवतु वक्तारम् ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ।

## ઐતરેયોપનિષદ્ સમ્પૂર્ણ.

ઇતિ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ લોકસંગ્રહી
ગીતાવ્યાસ જગદ્ગુરૂ મહામણ્ડલેશ્વર સ્વામી શ્રી ૧૦૮
વિદ્યાનન્દજી મહારાજ દ્વારા વિરચિત વિદ્યા-
વિનોદ નામક ઉપનિષદ્ ભાષ્ય સમાપ્ત.

શુભં ભૂયાત્.



श्रीमद्गौडपादाचार्यविरचिता—

# माण्डूक्यकारिका:



બ્રહ્મવિદ્યા પ્રતિપાદક ઉપનિષદોમાં માણ્ડૂક્યોપનિષદ્ એક અનેરો ભાવ ભજવે છે એકે તે આકારમાં બહુજ નાનું તથા કેવળ બાર મંત્રોવાળુ હોવા છતા પણ તેમા જીવ બ્રહ્મની એકતા સરસરીતે ટુંકમા સમજાવવામાં આવી છે. અને એથીજ હનુમાન પ્રત્યેની શ્રી રામની ઉક્તિ પ્રસિદ્ધ થઈ ગઈ છે કે 'माण्डूक्यमेकमेवाल मुमुक्षूणा विमुक्तये' મુમુક્ષુ પુરૂષની મુક્તિ માટે એક માણ્ડૂક્યોપનિષદ્ બસ છે. એટલે કે બીજા ઉપનિષદોની જરા પણ આવશ્યકતા નથી. માણ્ડૂક્યોપનિષદ્ ઉપર ગૌડપાદાચાર્યે કારિકાઓની રચના કરી છે જે કારિકાઓ અદ્વૈતવાદનુ મૂળ છે અને એ કારિકાઓને આધારેજ શ્રી મચ્છંકરાચાર્યે પોતાના અદ્વૈતવાદનો પ્રચાર જગતની સામે ફેલાવ્યો છે.

પ્રથમ માણ્ડૂક્યોપનિષદ્ સાથેજ પરિપાટી પ્રમાણે કારિકાઓ આપવા વિચાર હતો પરન્તુ કદ વધી જશે અને કાગળો વિગેરે કદાચ પુરા નહિ પડે એમ ધારી મુલત્વી રાખેલ પરન્તુ પરમ કૃપાળુ પરમાત્માની અસિમ અનુકંપાથી એ ક્ષતિ અહિં પુરી થાય છે અને માણ્ડૂક્યોપનિષદનુ શેષ રહેલ વ્યાખ્યાન કારિકાઓ દ્વારા અહિં પૂર્ણ કરવામા આવે છે.

આ કારિકાના ચાર આગમ, વૈતથ્ય, અદ્વૈત તથા અલાતશાન્તિ એ પ્રમાણે પ્રકરણો છે અને બધા મળી ૨૧૫, શ્લોકો છે જેનુ વિવેચન અહિં કરવામા આવે છે.

આ કારિકાઓની મહત્તા એટલા માટે ખાસ ગણવામાં આવે છે કે શ્રીમચ્છંકરાચાર્ય ભગવાને પોતાના પરમગુરૂ ગૌડપાદાચાર્યકૃત આ કારિકાઓના આધારેજ અદ્વૈતવાદની સ્થાપના કરી છે. જે અદ્વૈતવાદ આજે સર્વવાદો કરતા પણ અધિક મહત્વવાળો છે તથા અંતિમ સિદ્ધાન્ત છે. માટે આ કારિકાઓનુ અધ્યયન કરવુ પરમાવશ્યક હોવાથી તે કારિકાઓ ભાષાન્તર સાથે આપવામા આવે છે:—

# अथ आगमप्रकरणम्

## માણ્ડૂક્યોપનિષદ્‌ના છઠ્ઠા મન્ત્ર ઉપરની કારિકાઓ

એકજ આત્માના ત્રણ ભેદ :—

बहिःप्रज्ञो विभुर्विश्वो ह्यन्तःप्रज्ञस्तु तैजसः ।
घनप्रज्ञस्तथा प्राज्ञ एक एव त्रिधा स्मृतः ॥ १ ॥

જ્યારે આત્મા સ્થૂલ બહારી જ્ઞાનયુક્ત છે ત્યારે વિશ્વ, સૂક્ષ્મ આન્તર જ્ઞાનયુક્ત છે ત્યારે તૈજસ તથા ઘનપ્રજ્ઞ છે ત્યારે પ્રાજ્ઞ કહેવાય છે,

दक्षिणाक्षिमुखे विश्वो मनस्यन्तस्तु तैजसः ।
आकाशे च हृदि प्राज्ञस्त्रिधा देहे व्यवस्थितः ॥ २ ॥

વિશ્વસંજ્ઞક જીવાત્મા જમણા નેત્રમાં, તૈજસ જીવાત્મા મનમાં તથા પ્રાજ્ઞ જીવાત્મા હૃદયાકાશમાં દેખાય છે. એ પ્રમાણે એકજ આત્મા ત્રણ રૂપે સ્થિત છે.

વિશ્વ વિગેરે ત્રણના ત્રણ ભોગ :—

विश्वो हि स्थूलभुङ् नित्यं तैजसः प्रविविक्तभुक् ।
आनन्दभुक् तथा प्राज्ञस्त्रिधा भोगं निबोधत ॥ ३ ॥

જાગ્રદવસ્થાભિમાની વિશ્વાત્મા સ્થૂલ વિષયોનો ભોક્તા, સ્વપ્નાભિમાની તૈજસ વાસનામયવિષયોનો ભોક્તા, તથા સુષુપ્તિ અભિમાની પ્રાજ્ઞ આનન્દનો ભોક્તા છે. આ પ્રમાણે ભોગ પણ ત્રણ પ્રકારના છે એમ જાણો.

स्थूलं तर्पयते विश्वं प्रविविक्तं तु तैजसम् ।
आनन्दश्च तथा प्राज्ञं त्रिधा तृप्तिं निबोधत ॥ ४ ॥

શબ્દાદિ સ્થૂલ ભોગ વિશ્વને, વાસનામય સૂક્ષ્મભોગ તૈજસને, તથા આનન્દ પ્રાજ્ઞને તૃપ્ત કરે છે. આ પ્રમાણે તૃપ્તિ ત્રણ પ્રકારની છે એમ જાણો.

त्रिषु धामसु यद् भोज्यं भोक्ता यश्च प्रकीर्तितः ।
वेदैतदुभयं यस्तु स भुञ्जानो न लिप्यते ॥ ५ ॥

હે સૌમ્ય, જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ આ ત્રણે અવસ્થાઓમાં જે ભોજ્ય તથા ભોક્તા કહેવામાં આવ્યા છે તે બન્નેને જે જાણે છે તે ભોગોને ભોગવવા છતાં પણ તેમાં લિપ્ત થતો નથી.

પ્રાણજ બધાની સૃષ્ટિ કરે છે. :—

प्रभवः सर्वभावानां सतामिति विनिश्चयः ।
सर्वं जनयति प्राणश्चेतोंऽशून् पुरुषः पृथक् ॥ ६ ॥

એ નિશ્ચિતજ છે કે વિદ્યમાન વસ્તુનીજ, ઉત્પત્તિ થાય છે નહિ કે શશશૃંગ કે મૃગજલની. અને સત્વસ્તુની ઉત્પત્તિ કરનાર બીજાત્મક પ્રાણ છે. તથા ચિદાભાસ સ્વરૂપ પ્રાજ્ઞ, તૈજસ તથા વિશ્વની ઉત્પત્તિ ચેતનાત્મક પુરૂષ અલગ કરે છે.

**સૃષ્ટિના વિષયમાં ભિન્ન ભિન્ન વિકલ્પ. :—**

विभूतिं प्रसवं त्वन्ये मन्यन्ते सृष्टिचिन्तकाः ।
स्वप्नमायासरूपेति सृष्टिरन्यैर्विकल्पिता ॥ ७ ॥

કેટલાક ભગવાનની વિભૂતિને જગતની ઉત્પત્તિ માને છે જ્યારે કેટલાક જગતની ઉત્પત્તિને સ્વપ્ન સમાન માયાસ્વરૂપ સમજેલ છે.

इच्छामात्रं प्रभोः सृष्टिरिति सृष्टौ विनिश्चिताः ।
कालात् प्रसूतिं भूतानां मन्यन्ते कालचिन्तकाः ॥ ८ ॥

કેટલાક ભગવાનની ઈચ્છાને સૃષ્ટિ માને છે. જ્યારે કાલનો વિચાર કરનાર જ્યોતિષિ લોક કાલથી જીવોની ઉત્પત્તિ માને છે.

भोगार्थं सृष्टिरित्यन्ये क्रीडार्थमिति चापरे ।
देवस्यैष स्वभावोऽयमाप्तकामस्य का स्पृहा ॥ ९ ॥

કેટલાક લોકો સૃષ્ટિ ભોગ ભોગવવા માટે છે એમ કહે છે, કેટલાક પોતાના રમત ગમત માટે માને છે પરન્તુ ખરીરીતે તો આ સૃષ્ટિ કેવલ ઈશ્વરનો સ્વભાવ છે. કારણ ઈશ્વરને ભોગાદિની ઈચ્છા તો શાનીજ હોય ? એવો આપ્તકામ છે.

## સાતમા મન્ત્ર ઉપરની કારિકાઓ

**તુરીયનો પ્રભાવ. :—**

निवृत्तेः सर्वदुःखानामीशानः प्रभुरव्ययः ।
अद्वैतः सर्वभावानां देवस्तुर्यो विभुः स्मृतः ॥१०॥

આધ્યાત્મિક, આધિદૈવિક, આધિભૌતિક ત્રણે દુઃખોની નિવૃત્તિ કરવામાં આત્મા સમર્થ છે. તે વિકાર વિનાનો છે, બધા પદાર્થોમાં અદ્વૈત સ્વરૂપ, દેવ તથા વ્યાપ્ત એ તુરીય આત્મા છે.

**વિશ્વ તથા તૈજસથી તુરીયનો ભેદ. :—**

कार्यकारणबद्धौ ताविष्येते विश्वतैजसौ ।
प्राज्ञः कारणबद्धस्तु द्वौ तौ तुर्ये न सिध्यतः ॥११॥

વિશ્વ તથા તૈજસ એ કાર્યકારણ અર્થાત સ્વપ્નાવસ્થા તથા જાગ્રતવસ્થાથી બંધાયલા છે. પ્રાજ્ઞ કારણાવસ્થાથી બંધાયેલ છે જ્યારે તુરીય ને એક પણ અવસ્થા બંધાએલ નથી.

પ્રાજ્ઞથી તુરીયનો ભેદ. :—

नात्मानं न परांश्चैव न सत्यं नापि चानृतम् ।
प्राज्ञः किञ्चन संवेत्ति तुर्यं तत् सर्वदृक् सदा ॥१२॥

પ્રાજ્ઞ પોતાને, અવિદ્યાથી ઉત્પન્ન વેદ્ય પદાર્થોને, સત્યને કે અસત્યને કોઇને જાણતો નથી જ્યારે તુરીયથી ભિન્નતો કોઈ પદાર્થજ નથી તેથી તે બધાને જુવે છે તથા બધાનો સાક્ષી પણ તેજ છે. તેથી તે સર્વદૃક્ કહેવાય છે.

द्वैतस्याग्रहणं तुल्यमुभयोः प्राज्ञतुर्ययोः ।
बीजनिद्रायुतः प्राज्ञः सा च तुर्ये न विद्यते ॥१३॥

જોકે દ્વૈતને તો પ્રાજ્ઞ કે તુરીય બન્ને ગૃહણ કરતા નથી પરંતુ પ્રાજ્ઞ બીજનીદ્રા-વાળો છે અર્થાત્ પ્રાજ્ઞને તત્ત્વનું જ્ઞાન નથી જ્યારે તુરીયમાં બીજનીદ્રા નથી એટલેકે તે તત્ત્વજ્ઞાનયુક્ત છે.

તુરીયનું સ્વપ્નનિદ્રાશૂન્યપણું :—

स्वप्ननिद्रायुतावाद्यौ प्राज्ञस्त्वस्वप्ननिद्रया ।
न निद्रां नैव च स्वप्नं तुर्ये पश्यन्ति निश्चिताः ॥ १४ ॥

વિશ્વ તથા તૈજસ સ્વપ્ન તથા નિદ્રાવાળા છે, પ્રાજ્ઞમાં સ્વપ્ન નથી પરંતુ કેવલ છે, જ્યારે તુરીયમાં સ્વપ્ન પણ નથી અને નિદ્રા પણ નથી.

अन्यथा गृह्णतः स्वप्नो निद्रा तत्त्वमजानतः ।
विपर्यासे तयोः क्षीणे तुरीयं पदमश्नुते ॥१५॥

એક વસ્તુને એથી ઉલટી સમજવી એ સ્વપ્ન છે. વસ્તુનું જ્ઞાનજ ન હોવું એ છે અને આ પ્રમાણેના સ્વપ્ન તથા નિદ્રાનો જ્યારે ક્ષય થાય છે ત્યારે ચતુર્થપદ અવસ્થા પ્રાપ્ત થાય છે.

ક્યારે થાય છે ? :—

अनादिमायया सुप्तो यदा जीवः प्रबुद्ध्यते ।
अजमनिद्रमस्वप्नमद्वैतं बुद्ध्यते तदा ॥ १६ ॥

જ્યારે અનાદિ માયામાં સૂતેલો જીવ જાગે છે અર્થાત્ જ્યારે તેને આત્મજ્ઞાન થાય છે ત્યારે "હું અજ, અનિદ્ર, અદ્વૈત, સ્વપ્ન વગરનો, છું," એ પ્રમાણે તેને બોધ થાય છે. પ્રપંચની નિવૃત્તિ થાય,તોજ બોધ થાય છે પ્રપંચ રહેવા છતા બોધ શાનો ? તો તેનું સમાધાન એ છે કે—

प्रपञ्चो यदि विद्येत निवर्तेत न संशयः ।
मायामात्रमिदं द्वैतमद्वैतं परमार्थतः ॥१७॥

ભાઈ, જો પ્રપંચ હોતતો અવશ્ય બોધ થતા તેની નિવૃત્તિ થઈજ જાત પરંતુ પ્રપંચ એ તો માયામાત્ર છે વસ્તુતઃ તો કેવલ અદ્વૈતજ છે. કોઈ કહે કે શાસક, શાસ્ત્ર તથા શિષ્ય એ પ્રમાણોના ભેદની નિવૃત્તિ ક્યારે થાય ? તો જવાબ એ છે કે—

विकल्पो विनिवर्तेत कल्पितो यदि केनचित् ।
उपदेशादयं वादो ज्ञाते द्वैतं न विद्यते ॥१८॥

ભાઈ, ગુરૂ શિષ્યની કોઈએ સાચીજ કલ્પના કરી હોત તો જ્ઞાન થવાથી, એ જરૂર નિવૃત્ત થઈ જાત પરંતુ પારમાર્થિક દશામાં એ કલ્પના જ નથી. કેવલ એ તો ઉપદેશ માટે છે. આત્મજ્ઞાન થયા બાદ અદ્વૈત રહેતુંજ નથી.

## અગીઆરમા મન્ત્રની કારિકાઓ

विश्वस्यात्वविवक्षायामादिसामान्यमुत्कटम् ।
मात्रासंप्रतिपत्तौ स्यादाप्तिसामान्यमेव च ॥ १९ ॥

વિશ્વની અકારસાથે તુલના છે. અર્થાત્ વિશ્વ એજ અકારમાત્રા છે. કારણ ત્રણ માત્રાઓમાં 'અ' પ્રથમ છે એમ 'વિશ્વ' પ્રથમ છે તથા જ્યાં પહેલી માત્રા ત્યાં પ્રથમ વિશ્વનું ગ્રહણ એ વ્યાપ્તિ પણ બેસી જાય છે

तैजसस्योत्वविज्ञाने उत्कर्षो दृश्यते स्फुटम् ।
मात्रासंप्रतिपत्तौ स्यादुभयत्वं तथाविधम् ॥ २० ॥

તૈજસ એ ઉકારમાત્રાસ્વરૂપ છે. કારણ 'અ' થી 'ઉ' નો અને વિશ્વથી 'તૈજસ' નો ઉત્કર્ષ સ્પષ્ટ છે તથા 'ઉ' તથા 'તૈજસ' બન્ને મધ્યમાં આવેલા છે.

मकारभावे प्राज्ञस्य मानसामान्यमुत्कटम् ।
मात्रासंप्रतिपत्तौ तु लयसामान्यमेव च ॥ २१ ॥

વિશ્વ તથા તૈજસને પ્રાજ્ઞ માપે છે તથા તે બન્નેનો પ્રાજ્ઞમાં લય થઈ જાય છે તેમજ 'અ' 'ઉ' નો માપદંડ 'મ' ના હાથમાં છે તથા તે બન્ને 'મ' માં લય થઈ જાય છે તેથી 'મ' તથા પ્રાજ્ઞની સમાનતા છે તેથી પ્રાજ્ઞ 'મ' માત્રારૂપ છે.

**ઓંકારોપાસકનો પ્રભાવ.** —

त्रिषु धामसु यत्तुल्यं सामान्यं वेत्ति निश्चितः ।
स पूज्यः सर्वभूतानां वन्द्यश्चैव महामुनिः ॥ २२ ॥

જે પુરૂષ ત્રણે સ્થાનોમાં બતાવેલી તુલ્યતાને તથા સમાનતાને નિશ્ચયપૂર્વક જાણે છે તે મહામુનિ છે અને તે પ્રાણિમાત્રે પૂજા કરવા યોગ્ય તથા વંદવા યોગ્ય છે.

**ઓંકારની અલગ અલગ માત્રાની ઉપાસનાનું ફલ.** —

अकारो नयते विश्वमुकारश्चापि तैजसम् ।
मकारश्च पुनः प्राज्ञं नामात्रे विद्यते गतिः ॥२३॥

અકારની ઉપાસના કરનાર વિશ્વને, મકારોપાસક તૈજસને, ઉકાર ને પૂજનાર પ્રાજ્ઞને પ્રાપ્ત કરે છે. અલગ અલગ માત્રાની ઉપાસના કરનાર "અમાત્ર" માત્રારહિત તુરીયને મેળવી શકતો નથી.

## બારમા મન્ત્રની કારિકાઓ

એક સાથે તથા જુદી જુદી ઓંકારની ઉપાસના. :—

ओङ्कारं पादशो विद्यात् पादा मात्रा न संशयः ।
ओङ्कारं पादशो ज्ञात्वा न किञ्चिदपि चिन्तयेत् ॥२४॥

ઓંકારને એક એક પાદથી જાણો. પાદ એજ માત્રા છે. એમા શંકા નથી. આ પ્રમાણે 'અ' 'ઉ' 'મ' એ પાદપૂર્વક ઓંકારને જાણે અને જાણીને, જરા પણ ચિંતન ન કરે.

युञ्जीत प्रणवे चेतः प्रणवो ब्रह्म निर्भयम् ।
प्रणवे नित्ययुक्तस्य न भयं विद्यते क्वचित् ॥२५॥

પ્રણવ અર્થાત્ ઓંકારમાં ચિત્તને લગાવે. ઓંકાર એજ ભય વગરનું બ્રહ્મ અભયપદ છે. ઓંકારમાં ચિત્ત પરોવનારને ક્યાંય પણ ભય જણાતો નથી. એ નિર્ભય બની જાય છે.

प्रणवो ह्यपरं ब्रह्म प्रणवश्च परः स्मृतः ।
अपूर्वोऽनन्तरोऽबाह्योऽनपरः प्रणवोऽव्ययः ॥२६॥

ઓંકાર એજ અપર બ્રહ્મ છે, એજ પર બ્રહ્મ છે, ઓંકાર કારણ નિત્ય છે, એ કારણ છે પરંતુ એનું કોઈ કારણ નથી, ઓંકાર અન્તબાહ્ય શૂન્ય છે, એ [illegible] અવ્યય છે.

सर्वस्य प्रणवो ह्यादिर्मध्यमन्तस्तथैव च ।
एवं हि प्रणवं ज्ञात्वा व्यश्नुते तदनन्तरम् ॥२७॥

ઓંકાર બધાનો આદિ, મધ્ય અને અંત છે. ઓંકારને [illegible] પુરુષ ઓંકારસ્વરૂપ થઈ જાય છે.

प्रणवं हीश्वरं विद्यात् सर्वस्य हृदि संस्थितम् ।
सर्वव्यापिनमोङ्कारं मत्वा धीरो न शोचति ॥२८॥

પ્રાણિમાત્રના હૃદયમંદિરમાં બેઠેલ ઈશ્વર એ [illegible], ઓંકાર સર્વત્ર વ્યાપ્ત છે એમ માનીને ધીરપુરુષ શોક કરતો નથી.
ઓંકારનો અર્થ જાણનારજ સાચો મુનિ છે.

अमात्रोऽनन्तमात्रश्च द्वैतस्योपशम. शिवः ।
ओङ्कारो विदितो येन स मुनिर्नेतरो जनः ॥ २९ ॥

ઓંકાર 'અ' 'ઉ' 'મ' એ ત્રણે માત્રાઓથી શૂન્ય છે, ઓંકાર આટલા પરિમાણુવાળો છે, આટલો મોટો છે કે આટલો નાનો છે એમ માપી શકાતું નથી માટે એ અનન્ત માત્ર છે. દ્વૈતમાત્રને શાન્ત અથવા લય થઈ જવાનું એ સ્થાન હોવાથી એ મંગલમય 'શિવ' છે આ પ્રમાણે જેણે એ ઓંકારને જાણ્યો છે એ ખરેખર મનન કરવાવાળો મુનિ છે. બાકી શાસ્ત્રોને જાણનાર પણ જેણે ઓંકારને આ પ્રમાણે જાણ્યો નથી એ મુની નથી.

ઇતિ ગૌડપાચાર્યવિરચિત કારિકાનું પ્રથમ આગમપ્રકરણ સમાપ્ત.

---

# वैतथ्यप्रकरणम्

આગમ પ્રકરણમાં એ બતાવી આપ્યું કે જ્ઞાન થયા બાદ દ્વૈતની સત્તા રહેતી નથી. એજ બાબતને આ વૈતથ્ય પ્રકરણમાં યુક્તિદ્વારા પણ સિદ્ધ કરે છે. શાસ્ત્ર તથા યુક્તિથી નિશ્ચિત કરેલ વસ્તુ દૃઢ થઈ જાય છે

વૈતથ્ય પ્રકરણનો સારાંશ એ છે કે વિતથ એટલે મિથ્યા અને વૈતથ્ય એટલે મિથ્યાપણું. અર્થાત્ આ પ્રકરણમાં યુક્તિઓ દ્વારા દ્વૈતભાવનું મિથ્યાત્વ પ્રતિપાદન કરવામાં આવશે.

સ્વપ્નમાં જોએલ પદાર્થોનું 'મિથ્યાપણું' :—

वैतथ्यं सर्वभावानां स्वप्न आहुर्मनीषिणः ।
अन्तःस्थानात्तु भावानां संवृतत्वेन हेतुना ॥ १ ॥

સ્વપ્નમાં દેખાતા હાથી, ઘોડા, પર્વત બધા પદાર્થો શરીરમાંજ હોય છે. અને શરીરમાં એ બધા પદાર્થો સમાઈ શકે એ અસંભવ હોવાથી બુદ્ધિમાન પુરૂષો સ્વપ્નદૃષ્ટ પદાર્થોને મિથ્યા કહે છે

अदीर्घत्वाच्च कालस्य गत्वा देशान्न पश्यति ।
प्रतिबुद्धश्च वै सर्वस्तस्मिन् देशे न विद्यते ॥ २ ॥

સ્વપ્નાવસ્થાનો સમય અમુક પળોનોજ હોય છે અને તેમાં અમુક વર્ષોનો વૃતાન્ત જણાઈ આવે છે તેમજ સુતેલો પુરૂષ જાણે અમુક પ્રદેશમાં ચાલ્યો ગયો હોય એમ જણાય છે પરંતુ જાગૃત થયા બાદ એ તે પ્રદેશમાં ગયો હોતો નથી. તેથી સ્વપ્ન મિથ્યા છે.

अभावश्च रथादीनां श्रूयते न्यायपूर्वकम् ।
वैतथ्यं तेन वै प्राप्तं स्वप्न आहुः प्रकाशितम् ॥३॥

ઉપરની યુક્તિથી મિથ્યા બતાવેલ સ્વપ્નને, "न तत्र रथाः" 'સ્વપ્નમાં રથ વિગેરે કંઇપણ હોતું નથી એ શ્રુતિ પણ મિથ્યા સિધ્ધ કરે છે. તેથી સ્વપ્નમાં જોયેલ પદાર્થો મિથ્યાજ છે એ સિધ્ધ થયું.

જાગ્રદવસ્થામાં જોએલ પદાર્થો પણ મિથ્યાજ છે એમા હેતુ બતાવે છે.

अन्तःस्थानात्तु भेदानां तस्माज्जागरिते स्मृतम् ।
यथा तत्र तथा स्वप्ने संवृतत्वेन भिद्यते ॥ ४ ॥

અનુમાનદ્વારા જાગ્રત અવસ્થાના પદાર્થોને મિથ્યા સિધ્ધ કરે છે. અનુમાનમાં ખાસ ચાર પાંચ વસ્તુઓ હોય છે. પ્રતિજ્ઞા, હેતુ, દ્રષ્ટાંત, નિગમન આદિ. જાગૃત્ અવસ્થામાં જોવામાં આવતા પદાર્થો મિથ્યા છે ( પ્રતિજ્ઞા ) દેખાતા હોવાથી ( હેતુ ), સ્વપ્નમાં દેખાય છે તેમ ( દ્રષ્ટાંત ), તેથી સિધ્ધ થયું કે સ્વપ્નાવસ્થાના પદાર્થોની જેમ એ મિથ્યા છે ( નિગમન ). બન્નેમાં ભેદ કેવળ એટલોજ છે કે એક શરીરની અંદર તથા સૂક્ષ્મકાલીન છે જ્યારે બીજા શરીરની બહાર અને લાંબા સમયસુધી ચાલે તેવા છે. પરંતુ મિથ્યાપણું તો બન્નેમાંજ છે.

स्वप्नजागरितस्थाने ह्येकमाहुर्मनीषिणः ।
भेदानां हि समत्वेन प्रसिद्धेनैव हेतुना ॥ ५ ॥

આ પ્રમાણે 'દશ્યત્વ' અર્થાત્ દેખાવાપણું એ પ્રસિધ્ધ હેતુ બન્ને અવસ્થાઓમાં હોવાથી બન્ને સ્વપ્ન તથા જાગૃત અવસ્થા એકજ છે.

आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा ।
वितथैः सदृशाः सन्तोऽवितथा इव लक्षिताः ॥६॥

મૃગજલ જે પ્રમાણે પહેલા હોતું નથી તથા સૂર્યકિરણો ચાલ્યા જતા પણ રહેતું નથી તેથી મધ્યમાં દેખાતું મૃગજલ મિથ્યાજ છે એ પ્રમાણે દેખાતા પદાર્થો પહેલા હોતા નથી તથા નષ્ટ થયા બાદ રહેતા નથી. તેથી મિથ્યાજ છે. પરંતુ મિથ્યા હોવા છતાં પણ મૂઢ, અજ્ઞાની પુરૂષોને સાચા જેવા ભાસે છે.

કોઈ શંકા કરે કે જાગૃત પદાર્થોથી ભૂખ તરસ મટે છે જે સ્વપ્ન પદાર્થોથી મટતી નથી માટે જાગૃત પદાર્થો તો સાચા છે તો સમાધાન એ છે કે

सप्रयोजनता तेषां स्वप्ने विप्रतिपद्यते ।
तस्मादाद्यन्तवत्वेन मिथ्यैव खलु ते स्मृताः ॥ ७ ॥

જાગતા થએલી જે તૃપ્તિ એ સ્વપ્નાવસ્થામાં રહેતી નથી. ખાઈપીને આરામથી સુતાબાદ પણ સ્વપ્નાવસ્થામાં જાણે ભૂખ્યાજ હોઇએ, ભુખ તરસ લાગી હોય એવી પ્રતીતિ અવશ્ય થાય છે. તેજ પ્રમાણે સ્વપ્નાવસ્થામાં ખુબ જમ્યા હોઇએ છતાં જાગતા

ભૂખ્યાજ હોઈએ છીએ માટે એ પરસ્પરની ઉલટી ભાવના તથા બન્નેનો આદિ અને અંત સમાન હોવાથી બન્ને પદાર્થો મિથ્યાજ છે. સ્વપ્નમાં દેખાતા પદાર્થો અપૂર્વ હોવાથી એ અસત્ય નથી એમ નથી કેમકે

अपूर्वं स्थानिधर्मो हि यथा स्वर्गनिवासिनाम् ।
तानयं प्रेक्षते गत्वा यथैवेह सुशिक्षितः ॥ ८ ॥

જે પ્રમાણે સ્વર્ગસ્થ ઇન્દ્રાદિની સહસ્રનેત્રાદિ અલૌકિકતા પ્રસિદ્ધ છે એ પ્રમાણે સ્થાનીનો અર્થાત્ સ્વપ્નદ્રષ્ટા આત્માનો એ ધર્મ છે કે એ અપૂર્વ વસ્તુઓ જુએ છે. એ અપૂર્વ પદાર્થ સુધી પહોંચી જાય છે જેમકે એક કુશલ ભોમિયો પોતાના લક્ષ્યબિન્દુ સુધી પહોંચી જાય છે તો અપૂર્વ હોવાથી એ અસત્ય નથી એમ માનવું જોઈએ નહિ. અપૂર્વતા એ તો એનો ધર્મ છે.

સ્વપ્નમાં મનથી કલ્પેલા તથા ઈન્દ્રિયોથી ગ્રાહ્ય બન્ને પદાર્થો મિથ્યા છે :—

स्वप्नवृत्तावपि त्वन्तश्चेतसा कल्पितं त्वसत् ।
बहिश्चेतोगृहीतं सद्दृष्टं वैतथ्यमेतयोः ॥ ९ ॥

સ્વપ્નમાં ચિત્તમાં કલ્પેલા પદાર્થો તરતજ નષ્ટ થઈ જવાથી તે અસત્ ભાસે છે અને સ્વપ્નમાં ઈન્દ્રિયોથી દેખાતા પદાર્થો સત્ ભાસે છે પરંતુ વાસ્તવિક રીતે તો બન્ને મિથ્યાજ છે.

એજ પ્રમાણે :—

जाग्रद्वृत्तावपि त्वन्तश्चेतसा कल्पितं त्वसत् ।
बहिश्चेतोगृहीतं सद्युक्तं वैतथ्यमेतयो. ॥१०॥

જાગ્રત્ અવસ્થાના સંકલ્પિત્ અસત્ જણાતા તથા ઈન્દ્રિયોથી ગ્રાહ્ય સત્ જણાતા બન્ને પદાર્થો અસતજ સમજવા.

પૂર્વપક્ષી કહે છે કે :—

उभयोरपि वैतथ्य भेदानां स्थानयोर्यदि ।
क एतान् बुद्ध्यते भेदान् को वै तेषां विकल्पकः ॥ ११ ॥

જ્યારે બન્ને અવસ્થાઓના પદાર્થો મિથ્યા છે તો એ મિથ્યા પદાર્થોને જાણનાર તથા કલ્પના કરનાર કોણ છે ? ત્યારે વેદાન્તી ઉત્તર આપે છે કે—

कल्पयत्यात्मनाऽऽत्मानमात्मा देवः स्वमायया ।
स एव बुद्ध्यते भेदानिति वेदान्तनिश्चयः ॥ १२ ॥

સ્વયપ્રકાશ આત્મા પોતાની માયા દ્વારા પોતેજ એવી કલ્પના કરે છે તથા બધા ભેદોને પોતેજ જાણે છે તથા સાક્ષી પણ પોતેજ છે, એજ વેદાન્ત શાસ્ત્રનો સિદ્ધાંત છે, એજ નિશ્ચય છે

પદાર્થકલ્પના કેવી રીતે કરે છે તે પ્રકાર બતાવે છે :—

विकरोत्यपरान् भावानन्तश्चित्ते व्यवस्थितान् ।
नियतांश्च बहिश्चित्त एवं कल्पयते प्रभुः ॥ १३ ॥

પ્રભુ અર્થાત્ સમર્થ આત્મા વાસનારૂપે પોતાની અંદર રહેલા મનોરથ વિગેરે ભાવોને જુદા જુદા રૂપ આપે છે તથા એજ આત્મા બહારની વૃત્તિવાળો થઇને પૃથ્વી વિગેરે પદાર્થોની કલ્પના કરે છે.

મનઃકલ્પિત તથા બાહ્યપદાર્થોમાં ભેદ છે તેથી એકના મિથ્યાપણાથી બન્નેને મિથ્યા સમજવા એ ઠીક નથી. એનું સમાધાનઃ એ છે કે—

चित्तकाला हि येऽन्तस्तु द्वयकालाश्च ये बहिः ।
कल्पिता एव ते सर्वे विशेषो नान्यहेतुकः ॥ १४ ॥

હા, બન્ને પદાર્થો ભિન્ન જરૂર છે. એક કેવલ સંકલ્પજનિત છે. તથા કલ્પના કરતી વખતેજ હોય છે જ્યારે બાહ્યપદાર્થ ભેદકાલવાળા છે. અર્થાત્ બે કાલવાળા છે. એક બીજાના પરિચ્છેદ્ય પરિછેદક છે. જેમકે ગાય દોવાયા સુધી બેસે છે. એટલે જ્યાંસુધી બેસે છે ત્યાં સુધી ગાય દોવાય છે અને જ્યાંસુધી ગાય દોવાય છે ત્યાં સુધી બેસે છે. આનેજ બેકાલિક, પરસ્પર પરિચ્છેદ્ય પરિછેદક કહે છે. આ ભેદ હોવા છતા છે બન્ને કલ્પનાના વિષય અને તેથી બન્ને મિથ્યાજ છે.

આન્તરિક બાહ્ય એ ઇન્દ્રિયજન્ય ભેદ છે—

अव्यक्ता एव येऽन्तस्तु स्फुटा एव च ये बहिः ।
कल्पिता एव ते सर्वे विशेषस्त्विन्द्रियान्तरे ॥१५॥

આન્તરિક પદાર્થો અવ્યક્ત અર્થાત્ સ્પષ્ટ નથી જ્યારે બાહ્ય-પદાર્થો સ્પષ્ટ છે. અને તે પણ કેવલ ઈન્દ્રિયો દ્વારાજ. પરંતુ છે બન્ને કલ્પિતજ પદાર્થ કલ્પનાનું મૂળ શું છે? બતાવે છે—

जीवं कल्पयते पूर्वं ततो भावान् पृथग्विधान् ।
बाह्यानाध्यात्मिकांश्चैव यथाविद्यस्तथा स्मृतिः ॥१६॥

સ્વયંપ્રકાશ આત્મા સર્વપ્રથમ 'હું કરૂં છું' 'મને સુખ છે, દુઃખ છે' એવી ભાવનાવાળા જીવની કલ્પના કરે છે અને તે જીવ પ્રાણ વિગેરે. આધ્યાત્મિક તથા રૂપ, રસ વિગેરે બાહ્ય પદાર્થોની કલ્પના કરે છે. જીવ જેટલા વિજ્ઞાનવાળો હોય છે સ્મૃતિ પણ તેટલીજ હોય છે. જીવકલ્પના શાથી થાય છે? બતાવે છે—

अनिश्चिता यथा रज्जुरन्धकारे विकल्पिता ।
सर्पधारादिभिर्भावैस्तद्वदात्मा विकल्पितः ॥ १७ ॥

જે પ્રમાણે અન્ધકારમાં પડેલી દોરીમાં સર્પ, પાણીનો રેલો કે પૃથ્વીનું છિદ્ર એવી અનેક મિથ્યા પ્રતીતિ થાય છે તેવીજ રીતે અજ્ઞાનાન્ધકારથી આત્મામાં જીવ કલ્પના પ્રાણ કલ્પના ઇત્યાદિ અનેક ખોટી પ્રતીતિ થાય છે.

અજ્ઞાનનો નાશ એજ આત્મજ્ઞાન છે—

निश्चितायां यथा रज्ज्वां विकल्पो विनिवर्तते ।
रज्जुरेवेति चाद्वैतं तद्वदात्मविनिश्चयः ॥ १८ ॥

પરંતુ પ્રકાશ આવતા સર્પ, પાણીની ધારા વિગેરે ભાવો દૂર થઈ જાય છે અને આ તો દોરીજ છે એવો દૃઢવિશ્વાસ થઈ જાય છે એજ પ્રમાણે જ્ઞાન પ્રકાશ થતા જીવ, પ્રાણ વિગેરે ભાવો હટી જાય છે અને આત્મા એક છે, અદ્વિતીય છે એવી ધારણા બંધાઈ જાય છે.

જો આત્મા એક છે તો આવો વિકલ્પ કેમ થાય છે? તેનું મૂળ માયા છે—

प्राणादिभिरनन्तैस्तु भावैरेतैर्विकल्पितः ।
मायैषा तस्य देवस्य यया संमोहितः स्वयम् ॥१९॥

જેમ એક સાધારણ માયાવીની માયાથી એક મીનીટમાં ઉગેલું વૃક્ષ પાંદડા, ફુલ તથા ફલવાળું થઈ જાય છે અને તેના ફળો ચાખવામાં પણ આવે છે એજ પ્રમાણે મહામાયાવી આત્મા પોતાની અલૌકિક માયા દ્વારાજ જીવ, પ્રાણ વિગેરે અનેક ભાવોથી વિકલ્પિત થઈ રહ્યો છે. ખરેખર "मम माया दुरत्यया" એ ભગવદ્વચન પ્રમાણે એ માયા દુર્ગમ, ન જાણી શકાય, એવીજ છે.

મૂળતત્ત્વવિષયક ભિન્ન ભિન્ન મત.

प्राण इति प्राणविदो भूतानीति च तद्विदः ।
गुणा इति गुणविदस्तत्त्वानीति च तद्विदः ॥२०॥

પ્રાણોપાસક પ્રાણને, ચાર્વાક વિગેરે પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ એ ચાર ભૂતોને સાંખ્યવાદી સત્વ, રજ, તમ એ ત્રણ ગુણોને તથા તત્ત્વજ્ઞ અર્થાત્ શૈવ આત્મા, અવિદ્યા તથા શિવ એ ત્રણ તત્ત્વોને જગતની ઉત્પત્તિમાં કારણ માને છે.

पादा इति पादविदो विषया इति तद्विदः ।
लोका इति लोकविदो देवा इति च तद्विदः ॥२१॥

પાદોપાસક, વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞને, વાત્સ્યાયન વિગેરે વિષયજ્ઞ શબ્દ, સ્પર્શ વિગેરે વિષયોને, પૌરાણિકલોક લોકને, તથા ઇન્દ્રાદિ દેવતાના ઉપાસકો ઇન્દ્રાદિ દેવતાઓને સૃષ્ટના ઉત્પાદક તથા સંચાલક માને છે.

वेदा इति वेदविदो यज्ञा इति च तद्विदः ।
भोक्तेति च भोक्तृविदो भोज्यमिति च तद्विदः ॥२२॥

વેદને જાણનારાઓ ચાર વેદોને પરમાર્થ માને છે, યાજ્ઞિક યજ્ઞોને જગતનું આદિ કારણ માને છે, ભોક્તાને જાણનાર ભોક્તાને તથા ભોજ્યને જાણનાર ભોજ્યને આદિ કારણ સ્વીકારે છે.

सूक्ष्म इति सूक्ष्मविदः स्थूल इति च तद्विदः ।
मूर्त इति मूर्तविदोऽमूर्त इति च तद्विदः ॥२३॥

સૂક્ષ્મવાદી અણુને, સ્થૂલવાદી ચાર્વાક વિગેરે સ્થૂલને, સાકારોપાસક સાકારને તથા શૂન્યવાદી શૂન્યને આદિ કારણ સમજે છે.

काल इति कालविदो दिश इति च तद्विदः ।
वादा इति वादविदो भुवनानीति तद्विदः ॥२४॥

જ્યોતિષી કાલને, દિશા જાણનારાઓ દિશાને, વાદવેત્તાઓ ધાતુવાદ, મન્ત્રવાદ વિગેરે વાદોને, ભુવનને જાણનારાઓ ભુવનને સત્ય તથા પરમાર્થ જાણે છે.

मन इति मनोविदो बुद्धिरिति च तद्विदः ।
चित्तमिति चित्तविदो धर्माधर्मौ च तद्विदः ॥२५॥

મનોવિદ્ મનને, બુધ્ધિના ઉપાસકો બુધ્ધિને, ચિત્તોપાસક ચિત્તને તથા ધર્માધર્મને જાણનારા મીમાંસક ધર્માધર્મને સત્ય તથા આદિ કારણ માને છે.

* पञ्चविंशक इत्येके षड्विंश इति चापरे ।
एकत्रिंशक इत्याहुरनन्त इति चापरे ॥ २६ ॥

સાંખ્યવાદી પચ્ચીસ તત્ત્વોને, યોગવાદી છવ્વીસ તત્ત્વોને, પાશુપત મતાવલમ્બી એકત્રીસ તત્ત્વોને તથા અન્ય મતાવલમ્બી પરમાર્થને અનન્ત ભેદવાળો માને છે.

लोकांल्लोकविदः प्राहुराश्रमा इति तद्विदः ।
स्त्रीपुंनपुंसकं लैङ्गाः परापरमथापरे ॥ २७ ॥

લૌકિક પુરૂષો લોકની, આશ્રમી પુરૂષો ચાર આશ્રમોની, લિંગવાદી નર, નારી, નાન્યેતર ( નપુંસક ) જાતિની, તથા બીજાઓ પર તથા અપર બ્રહ્મની પ્રધાનતા બતાવે છે.

सृष्टिरिति सृष्टिविदो लय इति च तद्विदः ।
स्थितिरिति स्थितिविदः सर्वे चेह तु सर्वदा ॥२८॥

* પુરૂષ, પ્રધાન, મહત્તત્ત્વ, પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, આકાશ એ પાંચ તન્માત્રા, પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય શબ્દ, સ્પર્શ રૂપ, રસ, ગન્ધ એ પાંચ વિષય, તથા મન એ સાંખ્યવાદિઓના પચ્ચીસ તત્ત્વો છે. યોગી ઈશ્વરને વધારે માને છે એથી એના મતમાં છવ્વીસ તત્ત્વો છે. પાશુપત મતાવલમ્બી એ પચ્ચીસ સાથે બીજા રાગ, અવિદ્યા, નિયતિ, કાલ, કલા તથા માયા એ ૭ તત્ત્વ વધારે માને છે.

સૃષ્ટિવેત્તા સૃષ્ટિને, લયવેત્તા લયને, સ્થિતિને જાણનાર સ્થિતિને આદિ કારણ બતાવે છે, આ પ્રમાણે બધા વાદો આત્મતત્વમાં કલ્પિત છે.

અરે કેટલાક ગણાવીએ ટુંકમાં :—

यं भावं दर्शयेद्यस्य तं भावं स तु पश्यति ।
तं चावति स भूत्वाऽसौ तद्ग्रहः समुपैति तम् ॥२९॥

ગુરૂ જે શિષ્યને જેનો ઉપદેશ તથા જેની ઉપાસના કરવાનું કહે છે તે શિષ્ય તે ભાવની, તે દેવદેવીની ઉપાસના કરે છે અને શિષ્ય તન્મય થઈ જાય છે ત્યારે તે ભાવ તે દેવદેવી તેની રક્ષા કરે છે તથા ધીરે ધીરે તે શિષ્યની તે ભાવમાં જે અડગ શ્રદ્ધા છે તે શ્રદ્ધા તે શિષ્યને આત્મભાવ તરફ લઈ જાય છે અને અંતે તે મુમુક્ષુ આત્મભાવમાં મળી જાય છે.

સર્વનું મૂળ આત્મા છે એમ જાણનારજ પરમાર્થદર્શી છે :—

एतैरेषोऽपृथग्भावैः पृथगेवेति लक्षितः ।
एवं यो वेद तत्त्वेन कल्पयेत् सोऽविशङ्कितः ॥३०॥

રજ્જુ (દોરી) થી અલગ નથી એવા સર્પ વિગેરેને ભ્રાન્ત પુરૂષ જેવી રીતે ભિન્ન જુવે છે પરંતુ વસ્તુત એ ભિન્ન પદાર્થ નથી એવીજ રીતે આત્માથી અભિન્ન પ્રાણ વિગેરે પદાર્થોને અજ્ઞાની પુરૂષ ભિન્ન જુવે છે પરંતુ ખરીરીતે તો "इदं सर्वं यदयमात्मा" 'આ બધું તો આત્માજ છે' એ શ્રુતિ પ્રમાણે દરેકમાં આત્મદષ્ટિ કરનાર બધાને આત્માથી અભિન્ન, એકજ સમજનાર પરમાર્થદર્શી છે.

દ્વૈતનું જુઠ્ઠાપણું વેદાન્તથી જણાય છે। —

स्वप्नमाये यथादृष्टे गन्धर्वनगरं यथा ।
तथा विश्वमिदं दृष्टं वेदान्तेषु विचक्षणैः ॥३१॥

જે પ્રમાણે સ્વપ્ન, માયા, ગન્ધર્વનગર વિગેરે ખોટી વસ્તુ સાચી જણાય છે પરંતુ છે તો મિથ્યાજ. એજ પ્રમાણે આ પ્રપંચ, આ સંસાર, આ દ્વૈત સત્ય ભાસે છે છતા છે તો મિથ્યાજ. એ પ્રમાણે વિવેચક, બુદ્ધિમાન પુરૂષે આ 'नेह नानास्ति किंचन' 'इन्द्रो मायाभि.' 'आत्मैवेदमग्र आसीत्,' ब्रह्म वा इदमग्रआसीत्, न तु तद्द्वितीयमस्ति' વેદાન્ત વચનો દ્વારા નિશ્ચય કરેલ છે.

પરમાર્થ શું વસ્તુ છે. :—

न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।
न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥३२॥

જે પ્રલય નથી, જે ઉત્પત્તિ નથી, જે બંધ એટલે સંસારી જીવ નથી, જે

ની સાધનાવાળો સાધક નથી, જે મોક્ષની ઇચ્છાવાળો નથી, કે જે મુક્ત નથી એજ પરમાર્થ અવસ્થા છે. પરમાર્થતામાં પ્રલય કે ઉત્પત્તિ વિગેરે કંઈ પણ નથી.

भावैरसद्भिरेवायमद्वयेन च कल्पितः।
भावा अप्यद्वयेनैव तस्मादद्वयता शिवा ॥३३॥

જેવી રીતે રજ્જુ સર્પ, જલધારા, દણ્ડ વિગેરે અસદ્ભાવોથી. તથા રજ્જુરૂપી ભાવથી, કારણ વિના રજ્જુમાં અસદ્ભાવજ ઉત્પન્ન થતો નથી, રજ્જુમાં આ સર્પ છે એ ભ્રમ ઉત્પન્ન થાય છે અને એ ભ્રમ ભય ઉત્પન્ન કરે છે પરંતુ રજ્જુમાં રજ્જુનું જ્ઞાન ભય દૂર કરે છે એ પ્રમાણે આત્મતત્વ એ પ્રાણ વિગેરે અસદ્ભાવોથી તથા અદ્વૈતરૂપી આત્મભાવથી કલ્પિત છે. અને તે અદ્વૈત કલ્પનામાં ભય નથી માટે તે કલ્યાણમય છે.

नात्मभावेन नानेदं न स्वेनापि कथञ्चन।
न पृथङ् नापृथक्किञ्चिदिति तत्त्वविदो विदुः ॥ ३४ ॥

નાનાત્વ એટલે દ્વૈતપણું એ આત્મસ્વરૂપે નથી તથા પોતાના સ્વરૂપે પણ કંઈ નથી. કોઈ પણ વસ્તુ બ્રહ્મથી જુદી પણ નથી અને ભેગી પણ નથી. બ્રહ્મના ભેગી છે. એમ કહીએ તો પણ બે વસ્તુ સિધ્ધ થઈ જાય છે અને તે દ્વૈત થયું માટે બ્રહ્મથી બીજી કોઈ વસ્તુજ નથી. એમ તત્વવેત્તા જાણે છે.

वीतरागभयक्रोधैर्मुनिभिर्वेदपारगैः।
निर्विकल्पो ह्ययं दृष्टः प्रपञ्चोपशमोऽद्वयः ॥ ३५ ॥

જે મુનિયોના રાગ, ભય તથા ક્રોધ નિવૃત્ત થઈ ગયા છે એવા વેદના અંતને જાણનારા મુનિઓએજ નિર્વિકલ્પ પ્રપંચોપશમ આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરેલો છે.

तस्मादेवं विदित्वैनमद्वैते योजयेत् स्मृतिम्।
अद्वैतं समनुप्राप्य जडवल्लोकमाचरेत् ॥ ३६ ॥

માટેજ આ આત્મતત્ત્વને આ પ્રમાણે જાણીને મુમુક્ષુ જ્ઞાનીજન અદ્વૈતમાંજ પોતાનું ચિત્ત પરોવે. અને તે અદ્વૈતભાવને પ્રાપ્ત કરીને ભૂખ તરસની, ટાઢતડકાની, પરવા કર્યા સિવાય એક જડ માફક લોકમાં વ્યવહાર કરે.

વ્યવહાર કેવી રીતે કરે ? તો કહે છે :—

निस्तुतिर्निर्नमस्कारो निःस्वधाकार एव च।
चलाचलनिकेतश्च यतिर्यादृच्छिको भवेत् ॥ ३७ ॥

અદ્વૈતભાવાપન્ન યોગી પોતાની પ્રશંસા, પોતાને નમસ્કાર તથા સ્વધાકાર એટલે પિતૃકર્મ શ્રાદ્ધાદિ વિગેરેથી રહિત થઈ જાય અને કેવલ દેહ તથા આત્મામાંજ વિશ્રાન્તિનો

અનુભવ કરે અને જે વખતે જે અન્નજલ," કોપીન વિગેરે અનાયાસે મલી આવે એમાંજ સંતોષનો અનુભવ કરનારાથાય.

तत्त्वमाध्यात्मिकं दृष्ट्वा तत्त्वं दृष्ट्वा तु बाह्यतः ।
तत्त्वीभूतस्तदारामस्तत्त्वादप्रच्युतो भवेत् ॥ ३८ ॥

પૃથ્વી વિગેરે બાહ્ય તત્વોને, દેહાદિરૂપ આધ્યાત્મિક તત્ત્વોને રજ્જુમાં સર્પભ્રમની જેમ મિથ્યા સમજીને તથા અજરામર; અન્તર્બાહ્યશૂન્ય, આકાશસમાન સર્વત્ર વ્યાપ્ત વિગેરે ધર્મયુક્ત આત્માનો સાક્ષાત્કાર કરીને તથા આત્મામાંજ રમણ કરીને તથા આત્માથી ચ્યુત થયા વગર એટલે આત્માને હું દેહાદિ છું એમ સમજ્યા વગર વ્યવહાર કરે છે તથા 'शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिन." ગીતાવાક્ય પ્રમાણે જે સમાનદૃષ્ટિવાળો છે એ આત્મતત્વથી કોઈ દિવસ વિચલિત થતો નથી.

ઇતિ ગૌડાપાદાચાર્ય વિરચિત કારિકાનું વૈતથ્યપ્રકરણ નામનું
બીજું પ્રકરણ સમાપ્ત.



# अथ अद्वैतप्रकरणम्

પ્રથમ આગમ પ્રકરણમા ઓંકારના સ્વરૂપ નિર્ણય કરતી વખતે પ્રતિજ્ઞામાત્રથી એ વસ્તુ જણાવી છે કે પ્રપંચનું નિવૃત્તિ સ્થાન આત્મા શિવ મગલમય છે. વૈતથ્ય પ્રકરણમા સ્વપ્ન, માયા વિગેરે દૃષ્ટાન્તો આપીને જાગૃદવસ્થાના પદાર્થોનું તથા દ્વૈતવાદનું મિથ્યાત્વ સિદ્ધ કર્યું છે અને અદ્વૈત સત છે એ જણાવ્યું છે. તે અદ્વૈત કેવલ શાસ્ત્રોથી જ્ઞાત છે એમ નથી પરતુ તર્ક સંગત પણ છે, એ બતાવવા માટે આ અદ્વૈત પ્રકરણનો આરભ કરવામાં આવે છે. ભેદ મિથ્યા છે કેવલ આત્મા પરમાર્થ સત્ય છે એ ગત પ્રકરણમાં સિદ્ધ થઈ ચૂકયુ છે. કારણકે—

उपासनाश्रितो धर्मो जाते ब्रह्मणि वर्तते ।
प्रागुत्पत्तेरजं सर्वं तेनासौ कृपणः स्मृतः ॥ १ ॥

'હું ઉપાસક છુ. 'બ્રહ્મ મારૂં ઉપાસ્ય છે' આ પ્રમાણે ઉપાસનાનો આશ્રય કરનાર જીવ કાર્યબ્રહ્મમાં રહે છે તથા એમ સમજે છે કે ઉત્પત્તિ પહેલા બધું અજન્મા બ્રહ્મરૂપ હતું અને તેમાં હું શરીરપાત થયા બાદ મલી જઈશ. આથી એ જીવ કૃપણ છે. ભોળો છે. કારણ ઉપાસક અને ઉપાસ્ય ભેદદૃષ્ટિ થઈ. 'यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते तदेव ब्रह्म त्वं विद्धिनेदं यदिदमुपासते। આ શ્રુતિથી પણ સિદ્ધ છે કે બ્રહ્મ ઉપાસ્ય નથી,

अतो वक्ष्याम्यकार्पण्यमजाति समतां गतम् ।
यथा न जायते किञ्चिज्जायमानं समन्ततः ॥ २ ॥

આ શ્લોકથી અકૃપણભાવને પ્રાપ્ત અજન્મા બ્રહ્મનું વર્ણન કરે છે. 'वाचारंभणं विकारो नामधेयं' વિગેરે શ્રુતિઓથી જાતબ્રહ્મ કૃપણ છે પરંતુ અકૃપણ બ્રહ્મ સમાન અર્થાત્ અવયવરહિત એકભાવે સર્વત્ર વ્યાપ્ત છે. તેથી બધું ઉત્પન્ન થતું જણાય છે પરંતુ વાસ્તવિકરીતે કંઈપણ ઉત્પન્ન થતું નથી.

જીવની ઉત્પત્તિના વિષયમાં દૃષ્ટાન્ત આપે છે :—

आत्मा ह्याकाशवज्जीवैर्घटाकाशैरिवोदितः ।
घटादिवच्च सङ्घातैर्जातावेतन्निदर्शनम् ॥ ३ ॥

જેવી રીતે આકાશ ( ખાલીજગ્યા ) ઘટાકાશ, મહાકાશ, એટલે કે બધે દેખાતી ખાલી જગ્યા ઘડામાં પણ છે, ઘરમાં પણ છે એ પ્રમાણે તથા માટી જે પ્રમાણે ઘડામાં પણ છે એ પ્રમાણે આકાશ તથા મૃત્તિકા સમાન આત્મા એજ ઘટાકાશ, મહાકાશરૂપે, તથા દેહસંઘાતના રૂપથી ઘટાદિની જેમ જીવરૂપે ઉત્પન્ન થયો દેખાય છે. પરંતુ ખરીરીતે ઘડાની ,અને ઘરની ખાલી જગ્યા વ્યાપ્ત ખાલી જગ્યાથી જુદી નથી ઘડો માટીથી જુદો નથી એ પ્રમાણે જીવ આત્માથી ભિન્ન નથી, એ તો આભાસમાત્ર છે.

घटादिषु प्रलीनेषु घटाकाशादयो यथा ।
आकाशे संप्रलीयन्ते तद्वज्जीवा इहात्मनि ॥ ४ ॥

ઘડો નષ્ટ થઈ જવાથી તેનું આકાશ ( તેની અંદર રહેલી ખાલી જગ્યા ) જેવીરીતે મહાકાશમાં ( વ્યાપ્ત ખાલી જગ્યામાં ) મળી જાય છે તેવીજરીતે જે લિંગદેહની ઉત્પત્તિથી જીવની ઉત્પત્તિ દેખાય છે એ લિંગદેહનો નાશ થતાની સાથે જીવ અને આત્મા એક થઈ જાય છે. જો આત્મા એક છે તો પછી એકને થતું દુઃખ બીજાને થવું જોઈએ અને કર્મ એક કરે અને એનું ફલ બીજાને મળવું જોઈએ આવી જે શંકા કરે છે એનો ઉત્તર એ છે કે—

यथैकस्मिन् घटाकाशे रजोधूमादिभिर्युते ।
न सर्वे संप्रयुज्यन्ते तद्वज्जीवाः सुखादिभिः ॥ ५ ॥

જેવીરીતે એક ઘડામાં ધૂળ તથા ધુમાડો ભરી જવાથી બધા ઘડાઓ તેથી ભરી જતા નથી જો કે જે એક ઘડાની ખાલી જગ્યા છે એજ બીજાની છે એવીજરીતે એક જીવ બીજાના સુખ દુઃખનો ભાગી થતો નથી.

रूपकार्यसमाख्याश्च भिद्यन्ते तत्र तत्र वै ।
आकाशस्य न भेदोऽस्ति तद्वज्जीवेषु निर्णयः ॥ ६ ॥

જેવીરીતે ઘટાકાશ, કમંડલાકાશ, મઠાકાશ વિગેરે આકાશના રૂપમાં ભેદ છે, જેમકે એક ગોળ, એક લાંબુ એક બન્ને કરતા મોટા પ્રમાણવાળું છે તથા તેમના કાર્ય ભિન્ન છે એકથી પાણી લેવાય છે, એકમાં ભરાય છે અને એકમા શયનાદિ કાર્ય કરાય છે તથા ત્રણેના ઘટાકાશ, કમંડલાકાશ, મઠાકાશ એમ નામો પણ ભિન્ન છે પરંતુ એ ભેદ સર્વત્ર વ્યાપ્ત આકાશમાં છે જ નહિ બસ એજ પ્રમાણે જીવોના ભેદ કેવલ દેહાદિ ઉપાધિથી છે વાસ્તવિક નહિ.

नाकाशस्य घटाकाशो विकारावयवौ यथा ।
नैवात्मनः सदा जीवो विकारावयवौ तथा ॥ ७ ॥

જેવીરીતે વૃક્ષની શાખા, જલના ફીણ, સુવર્ણના કટક કુંડલ વિગેરે દાગીના એ વૃક્ષના, જલના, સુવર્ણના અવયવો છે, પરંતુ ઘટાકાશ એ મહાકાશનુ અવયવ નથી એવીરીતે ઘટાકાશસ્થાનીય જીવ એ મહાકાશસ્થાનીય આત્માનું અવયવ નથી.

यथा भवति बालाना गगनं मलिनं मलैः ।
तथा भवत्यबुद्धानामात्माऽपि मलिनो मलैः ॥ ८ ॥

જેવીરીતે આકાશ ધૂમ્ર, મેઘાદિથી મલીન જણાય છે પરતુ ખરીરીતે એ મલીન નથી, જેવીરીતે સુકા પ્રદેશમાં દેખાતા મૃગજલથી ( ઝાંઝવાના જળથી ) એ સુકો પ્રદેશ મલીન કે ભીનો નથી એવીજરીતે અજ્ઞાની પુરૂષોને દેખાતો રાગદ્વેષાદિથી મલિન આત્મા ખરીરીતે તો મલિન છે જ નહિ.

मरणे संभवे चैव गत्यागमनयोरपि ।
स्थितौ सर्वशरीरेषु आकाशेनाविलक्षण ॥ ९ ॥

જેવીરીતે ઘટાકાશની ઉત્પત્તિ, નાશ, લાવવા લઈ જવાનો ઉપયોગ, વિગેરે છે પરતુ મહાકાશમાં એ કાંઈપણ નથી એવીજરીતે બધાના શરીરોમાં જીવની ઉત્પત્તિ, મરણ, ગમનાગમન વિગેરે ઘટનાઓ છે.

सघाता- स्वप्नवत् सर्वे आत्ममायाविसर्जिताः ।
आधिक्ये सर्वसाम्ये वा नोपपत्तिर्हि विद्यते ॥१०॥

સ્વપ્નવત્ દેહાદિ જેવીરીતે મન કલ્પિત છે, ગન્ધર્વનગરાદિ જેવીરીતે આકાશની ઘી ચન્દ્રાકાર કલ્પિત છે એ પ્રમાણે પટસ્વરૂપ આ દેહાદિસંઘાત એ આત્માથી કલ્પિત છે. જે એક નાના પ્રાણિની અલ્પતા અને હાથી જેવા મોટા પ્રાણિની સ્થૂલતા દેખાય છે એમ ખરી રીતે જોતા કોઈ હેતુ કે કારણ મળતું નથી. તેથી એ બધું કલ્પનામાત્ર છે એ અવિદ્યાકૃત છે

रसादयो हि ये कोशा व्याख्यातास्तैत्तिरीयके ।
तेषामात्मा परो जीवः खं यथा संप्रकाशितः ॥११॥

તૈત્તિરીય શ્રુતિમાં જે અન્નમય પ્રાણમય, મનોમય, બુદ્ધિમય તથા આનન્દમય એ પાંચ કોશોની વ્યાખ્યા કરી છે એ પાંચે કોશોમાં આકાશસ્વરૂપ પરમાત્મા જીવરૂપથી સ્થિત છે.

द्वयोर्द्वयोर्मधुज्ञाने परं ब्रह्म प्रकाशितम् ।
पृथिव्यामुदरे चैव यथाकाशः प्रकाशितः ॥१२॥

જેવી રીતે પૃથ્વી તથા ઉદરમાં એકજ આકાશ રહેલું છે એવીરીતે અધિદૈવ તથા અધ્યાત્મ એ બન્ને સ્થાનોમાં એકજ બ્રહ્મ પ્રકાશિત છે એ પ્રમાણે બૃહદારણ્યકોપનિષદ્‌ના મધુ બ્રાહ્મણમાં કહેલું છે.

जीवात्मनोरनन्यत्वमभेदेन प्रशस्यते ।
नानात्वं निन्द्यते यच्च तदेवं हि समञ्जसम् ॥१३॥

'इदं सर्वं यदयमात्मा' વિગેરે શ્રુતિઓથી તથા આકાશ, ઘટાકાશ વિગેરે યુક્તિઓથી આત્મા અને જીવની એકતા સિદ્ધ કરી છે. તેમજ શ્રુતિઓએ તથા વ્યાસાદિ વિગેરે મુનીઓએ એ એકતાની પ્રશંસા તથા 'मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति' વિગેરે વચનોથી ભેદની નિન્દા કરેલી છે.

जीवात्मनोः पृथक्त्वं यत्प्रागुत्पत्तेः प्रकीर्तितम् ।
भविष्यद्वृत्त्या गौणं तन्मुख्यत्वं हि न युज्यते ॥१४॥

કર્મકાંડમાં જીવ અને આત્માનો ભેદ બતાવ્યો છે અને જ્ઞાનકાંડમાં એકતા. તો આ બન્નેનું સામંજસ્ય કેવીરીતે થાય છે? તો કહે છે કે જેવી રીતે આકાશથી ઘટાકાશનો ભેદ છે એવીજરીતે એ ભેદ છે. મુખ્ય નથી પણ ભવિષ્યવૃત્તિથી ગૌણ છે. જેવીરીતે લોકમાં કહેવાય છે કે ભાત રંધે છે. ખરીરીતે ભાત એ રંધેલા ચોખાનું નામ છે પરંતુ થોડા સમય પછી એ રંધાઈ જવાના છે તો ભવિષ્યદ્‌વૃત્તિથી ચોખાને પણ ભાત કહી શકાય છે એવો એ ભેદ છે. મુખ્ય ભેદ નથી.

मृल्लोहविस्फुलिङ्गाद्यैः सृष्टिर्या चोदिताऽन्यथा ।
उपायः सोऽवताराय नास्ति भेदः कथञ्चन ॥ १५ ॥

ઉપનિષદોમાં મૃત્તિકા, લોઢાનો ટુકડો, અંગારા આદિ દૃષ્ટાન્તો દ્વારા જુદી જુદી રીતે સૃષ્ટિનું નિરૂપણ કરેલ છે. એ કેવલ બ્રહ્મ અને આત્મામાં એકતા બુદ્ધિ ઉત્પન્ન કરવા માટેજ છે. વસ્તુતઃ ઘટ, સોઈ, અંગારો, એ માટી, લોઢા કે અગ્નિથી અલગ હોયજ નહિ એ પ્રમાણે જીવની ઉત્પત્તિ સમજવી.

ત્રણ પ્રકારના અધિકારી તથા ત્રણેનો ઉપાસના પ્રકાર—

आश्रमास्त्रिविधा हीनमध्यमोत्कृष्टदृष्टय. ।
उपासनोपदिष्टेयं तदर्थमनुकम्पया ॥ १६ ॥

જગતમાં હીન, મધ્યમ અને ઉત્કૃષ્ટ દૃષ્ટિવાળા ત્રણ અધિકારી છે. એમાના પહેલા બેની ઉપર કૃપા કરવા માટે, એમની અંતઃકરણ શુદ્ધિ માટે ઉપાસના વિધિ છે જે ઉત્કૃષ્ટ દૃષ્ટિવાળા છે, જેને જીવ અને આત્માની એકતા સિદ્ધ છે એને માટે ઉપાસના વિધિ નથી,

स्वसिद्धान्तव्यवस्थासु द्वैतिनो निश्चिता दृढम् ।
परस्परं विरुद्धयन्ते तैरयं न विरुद्धयते ॥ १७ ॥

દ્વૈતવાદિ જે સાંખ્ય, કણાદ, બૌદ્ધ તથા જૈન વિગેરે પોતપોતાના પરમાર્થ તત્વના સિદ્ધાન્તને સાચવી રાખવા માટે બીજાનો દ્વેષ તથા નિન્દા કરે છે અને પોતાના મતનોજ આગ્રહ કરે છે જ્યારે વૈદિકસિદ્ધાન્ત, અદ્વૈતવાદ એ કોઈથી ભિન્ન નથી એટલે કોઈનો દ્વેષ કે વિરોધ કરતો નથી. માટે અદ્વૈતાત્મદર્શન એજ સમ્યગ્ દર્શન છે.

अद्वैतं परमार्थो हि द्वैतं तद्भेद उच्यते ।
तेषामुभयथा द्वैतं तेनायं न विरुद्धयते ॥ १८ ॥

'एकमेवाद्वितीयम्' અદ્વૈત એક તથા પરમાર્થ છે. 'तत्तेजोऽसृजत तेज'જે દ્વૈત એ તેનું કાર્ય છે એટલે એ અદ્વૈતનો ભેદ છે. જ્યારે દ્વૈતવાદના મતમાં પરમાર્થ અને અપરમાર્થ બન્ને દ્વૈત છે. તેથી દ્વૈત અમારોજ એક ભેદ હોવાથી વિરોધ નથી.

જ્યારે દ્વૈત એ અદ્વૈતનો ભેદ માત્ર છે તો તે પણ પરમાર્થસત્ હોવું જોઈએ એવી શંકાનો ઉત્તર એ છે કે—

मायया भिद्यते ह्येतन्नान्यथाऽजं कथञ्चन ।
तत्त्वतो भिद्यमाने हि मर्त्यताममृतं व्रजेत् ॥ १९ ॥

દ્વૈતાદ્વૈત એ માયા જનિત છે. વાસ્તવિક ભેદ નથી. જો વાસ્તવિક ભેદનો સ્વીકાર કરીએ તો અજ, અવ્યય, આત્મા મરણશીલ બની જાય. અને એ બને નહિ. કારણ કોઈ પોતાનો સ્વભાવ છોડતું નથી. જેમકે 'यथा प्रकृत्या मधुरं गवां पयः' ગાયના દુધમાં મધુરતા એ સ્વાભાવિક છે તે કદિ કડવું થતું નથી. એજ પ્રમાણે આત્માને સમજવો. એથી દ્વૈત એનો સાચો ભેદ નથી પરંતુ માયાજનીત ભેદાભાસ છે માટે દ્વૈત પરમાર્થસત્ થઈ શકતું નથી.

अजातस्यैव भावस्य जातिमिच्छन्ति वादिनः ।
अजातो ह्यमृतो भावो मर्त्यतां कथमेष्यति ॥ २० ॥

દ્વૈતવાદિલોક અજાત એવા આત્માની ઉત્પત્તિની ઇચ્છા કરે છે પરંતુ જે પદાર્થ અજન્મા તથા મરણવિનાનો છે એની ઉત્પત્તિ કેવીરીતે હોઈ શકે ? કારણ । માનો તો પછી મરણુ માનવુંજ પડે. માટે આત્મામાં બન્ને નથીજ.

न भवत्यमृतं मर्त्यं न मर्त्यममृतं तथा ।
प्रकृतेरन्यथाभावो न कथंचिद् भविष्यति ॥ २१ ॥

પ્રકૃતિનો એ નિયમ છે કે કોઈ પોતાનો સ્વભાવ વિશેષ પ્રતિબન્ધક વિના જ નથી. અગ્નિ પોતાની ઉષ્ણતા તથા પાણિ પોતાનુ શૈત્ય કદિ છોડતાં નથી, ર રીતે જે વસ્તુ અમર્ત્ય છે તે મરણશીલ અને જે મરણશીલ છે તે અમર્ત્ય કોઈ થઈ શકતીજ નથી.

स्वभावेनामृतो यस्य भावो गच्छति मर्त्यताम् ।
कृतकेनामृतस्तस्य कथं स्थास्यति निश्चलः ॥ २२ ॥

જે દ્વૈતવાદિના મતમાં સ્વાભાવિક અમરણધર્મા મરણધર્મને પ્રાપ્ત કરે છે તેના સાર ઉત્પન્ન થનાર વસ્તુ અમર તથા ચિરસ્થાયિ કેવીરીતે થઈ શકે છે ? અર્થાત્ મતમાં કોઈ અજન્મા વસ્તુજ નથી તેથી તેના મતમાં મોક્ષપણ સિદ્ધ થઈ નથી.

भूततोऽभूततो वाऽपि सृज्यमाने समा श्रुतिः ।
निश्चितं युक्तियुक्तं च यत्तद् भवति नेतरत् ॥ २३ ॥

પારમાર્થિક અથવા માયાવીદ્વારા બનાવેલી માયિક સૃષ્ટિની બાબતમાં શ્રુતિ તો જ હોય છે. પરંતુ તેમાં જે નિશ્ચિત તથા યુક્તિયુક્ત મત હોય છે એજ ।દિત મત ગણાય છે. બીજો નહિ.

नेह नानेति चाऽऽम्नायादिन्द्रो मायाभिरित्यपि ।
अजायमानो बहुधा मायया जायते तु सः ॥२४॥

'नेह नानास्ति किंचन' પારમાર્થિક અવસ્થામાં ભિન્ન ભિન્ન કંઈ વસ્તુ નથી. । मायाभिः पुरुरूप ईहते' ઇન્દ્ર પોતાની માયાદ્વારા રૂપ ધારણ કરે છે. 'अजाय- बहुधा विजायते' અજન્મા નાનાપ્રકારે ભાસે છે. વિગેરે શ્રુતિઓથી એ સ્પષ્ટ... યું છે કે પરમાત્મા પોતાની માયાદ્વારા પ્રગટ થાય છે.

કાર્યકારણ બન્નેનો પ્રતિષેધ કરે છે કે :—

संभूतेरपवादाच्च संभवः प्रतिषिध्यते ।
को न्वेनं जनयेदिति कारणं प्रतिषिध्यते ॥ २५ ॥

अन्धं तमः प्रविशन्ति ये सम्भूतिमुपासते' જે હિરણ્યગર્ભસ્વરૂપ સમ્ભૂતિની ઉપાસના કરે છે એ અન્ધકારમય પ્રદેશને પ્રાપ્ત કરે છે. એ શ્રુતિ વાકયથી સમ્ભૂતિ, હિરણ્યગર્ભની નિન્દાથી કાર્યનો પ્રતિષેધ કર્યો છે અને જેવીરીતે રજ્જુમાં સર્પભ્રમ દૂર થયા બાદ કોઈ સર્પ ઉત્પન્ન કરી શકતું નથી એવીરીતે અવિદ્યાથી ઉત્પન્ન જીવમાં વિદ્યા દ્વારા આત્મૈક્ય થઈ જાય છે ત્યારે જીવોત્પત્તિ રહેતી નથી. એથી કારણનો પ્રતિષેધ થાય છે, અને તેમાં 'नायं कुतश्चिन्न बभूव कश्चित्' એ શ્રુતિ પ્રમાણ છે.

स एष नेति नेतीति व्याख्यातं निह्नुते यतः ।
सर्वमग्राह्यभावेन हेतुनाऽजं प्रकाशते ॥ २६ ॥

'स एष नेति नेति' આ શ્રુતિથી એ પ્રતિપાદિત થાય છે કે આત્મા આ નથી, આ નથી અર્થાત્ જે જે વાણીનો વિષય છે તે તે આત્મા નથી. આ પ્રમાણે કોઈપણ ગ્રાહ્ય હેતુ ન હોવાથી આત્મા સ્વયપ્રકાશ છે. સ્વય પ્રકાશિત થાય છે

सतो हि मायया जन्म युज्यते न तु तत्त्वतः ।
तत्त्वतो जायते यस्य जातं तस्य हि जायते ॥२७॥

ઉપરના શ્લોકથી આત્મા અગ્રાહ્ય બતાવ્યો તેથી યદિ કોઈ એમ શંકા કરે કે અગ્રાહ્ય હોવાથી એ અસત્ છે તો આ શ્લોકથી સમાધાન થાય છે કે સત્ આત્માનો માયા દ્વારા જન્મ થાય છે. વાસ્તવિક નહિ આત્મા અસત્ હોત તો આ માયિક સૃષ્ટિ દૃષ્ટિગોચરજ ન થાત. જે આત્મતત્ત્વને વાસ્તવિક ઉત્પન્ન થયેલ માને છે એના મતમાં જન્મશીલનોજ જન્મ થાય છે. અને એ પ્રકારે એકનો જન્મ કરનાર બીજો અને બીજાનો ત્રિજો એ પ્રમાણે અનવસ્થા થઈ જશે. માટે આત્માને અજન્માજ માનવો જોઈએ. *

અસદ્વસ્તુની તો ઉત્પત્તિ થતીજ નથી એ બતાવે છે :—

असतो मायया जन्म तत्त्वतो नैव युज्यते ।
वन्ध्यापुत्रो न तत्त्वेन मायया वापि जायते ॥२८॥

વન્ધ્યાને પુત્ર ઉત્પન્ન થયો એ સરાસર અયુક્ત છે એથી એ સિદ્ધ થાય છે કે અસદ્ વસ્તુ માયાથી કે વાસ્તવિક રીતે ઉત્પન્ન થતીજ નથી. તો પછી સત્ વસ્તુનો જન્મ માયાથી કેવીરીતે થાય છે ? તો કહે છે કે—

* અનવસ્થા એને કહેવામાં આવે છે કે એક એકનું કારણ પૂછતા જેનો અંતજ ન આવે અને એમને એમ પ્રશ્નપરંપરા ચાલુજ રહે. તો એ પ્રશ્નપરંપરાને દોષ માનવામાં આવ્યો છે અને તેને અનવસ્થા દોષ સંસ્કૃત શાસ્ત્રોમાં બતાવ્યો છે.

यथा स्वप्ने द्वयाभासं स्पन्दते मायया मनः ।

तथा जाग्रद्द्वयाभासं स्पन्दते मायया मनः ॥२९॥

જે પ્રમાણે મન સ્વપ્નાવસ્થામાં ગ્રાહ્ય-ગ્રાહકત્વ દ્વૈતાભાસથી સ્ફુરિત થાય છે પરંતુ ત્યાં કોઈ ગ્રહણ કરવા યોગ્ય વસ્તુ કે ગ્રહણ કરનાર હોતો નથી. એવીજરીતે જાગૃદવસ્થામાં પણ કોઈ હોતું નથી. કેવલ રજ્જુમાં સર્પભ્રમ સમાન-આભાસમાત્ર થાય છે. વસ્તુતઃ તો મનનું સ્ફુરણ હોતુંજ નથી.

अद्वयं च द्वयाभासं मनः स्वप्ने न संशयः ।

अद्वयं च द्वयाभासं तथा जाग्रन्न संशयः ॥३०॥

સ્વપ્નમાં ગ્રહણ કરવા યોગ્ય હાથી, ઘોડા, નદી, પર્વત વિગેરે ગ્રાહ્ય પદાર્થો હોતા નથી તથા નેત્ર, કાન, હાથ વિગેરે ગ્રહણ કરનાર પણ હોતા નથી કેવલ મનનો વિલાસજ હોય છે. એ પ્રમાણે જાગૃદવસ્થામાં પણ ખરીરીતે કંઈ હોતું નથી પરંતુ પરમાર્થ સત્ જે વસ્તુ છે એમાંજ એ આભાસ દેખાય છે જેમ રજ્જુમાં સર્પનો આભાસ. મનજ દ્વૈતરૂપે રહેલું છે. એને અન્વય વ્યતિરેકના દૃષ્ટાંતથી બતાવે છે—

मनोदृश्यमिदं द्वैतं यत्किञ्चित् सचराचरम् ।

मनसो ह्यमनीभावे द्वैतं नैवोपलभ्यते ॥ ३१ ॥

આ જે ચરાચર સ્થાવર જંગમ દશ્ય પદાર્થો છે એ મનના વિષય છે કારણ મન જ્યાંસુધી છે તે ત્યાંસુધી છે અને મનનો નિરોધ થયો કે મનના અભાવે એ દશ્ય પદાર્થોનો પણ અભાવ થઈ જાય છે. *

મનનો નિરોધ ક્યારે થાય છે ? તો કહે છે કે :—

आत्मसत्यानुबोधेन न संकल्पयते यदा ।

अमनस्तां तदा याति ग्राह्याभावे तदग्रहम् ॥ ३२ ॥

જ્યારે આત્મા એક, સત્ય છે એ પ્રમાણેનો બોધ શાસ્ત્રવચન તથા આચાર્ય દ્વારા થાય છે ત્યારે ગ્રાહ્ય પદાર્થો રહેતાજ નથી અને તેમના ન રહેવાથી સંકલ્પાત્મક મન સ્વયં અમનસ્કતાને પ્રાપ્ત થઈ જાય છે. આત્મજ્ઞાન ક્યારે થાય છે તો કહે છે કે—

अकल्पकमजं ज्ञानं ज्ञेयाभिन्नं प्रचक्षते ।

ब्रह्मज्ञेयमजं नित्यमजेनाजं विबुद्ध्यते ॥ ३३ ॥

---

* અન્વય, વ્યતિરેક. જેનાથી જે રહે તેને અન્વય કહે છે અને જેના ન રહેવાથી જે ન રહે તેને વ્યતિરેક કહે છે. જેમકે જ્યાં ધુમાડો છે ત્યાં અગ્નિ છે ( અન્વય ) અને જ્યાં અગ્નિ નથી ત્યાં ધુમાડો નથી એ વ્યતિરેક થયો. 'तत्सत्त्वे तत्सत्त्वमन्वयः' 'तदभावे तदभावो व्यतिरेकः' એ તેની વ્યાખ્યા છે.

સમ્પૂર્ણ કલ્પનાઓથી રહિત કેવલ જ્ઞપ્તિમાત્ર જે જ્ઞાન એ પરમાર્થ સત્સ્વરૂપ બ્રહ્મ જે જ્ઞેય એનાથી અભિન્ન છે. અર્થાત્ અગ્નિ અને ઉષ્ણતાની જેમ એ બન્ને એક છે. બ્રહ્મ જેનાથી જાણી શકાય છે એ જ્ઞાન જન્મરહિત અને નિત્ય છે. આવા જન્મરહિત જ્ઞાનથી અજન્મા અને નિત્યસ્વરૂપ આત્મા જાણી શકાય છે.

निगृहीतस्य मनसो निर्विकल्पस्य धीमतः ।
प्रचारः स तु विज्ञेय सुषुप्तेऽन्यो न तत्समः ॥ ३४ ॥

પ્રાણાયામાદિથી રોકેલ, કલ્પનાશૂન્ય તથા વિવેકી ચિત્તનો વ્યાપાર એ યોગિઓએ જાણવો જોઈએ. સ્વપ્નસ્થચિત્ત અને આ પ્રાણાયામાદિથી કલ્પનાશૂન્ય કરેલ ચિત્તમાં તફાવત છે. બન્ને ચિત્તમાં બાહ્ય બધા પ્રકારની પ્રતીતિઓનો અવશ્ય અભાવ થઈ જાય છે પરન્તુ સુષુપ્તિસ્થ ચિત્તમાં અનર્થ પ્રવૃત્તિઓ વાસનારૂપે રહેલી હોય છે જ્યારે વિવેકી ચિત્તમાં જ્ઞાનાગ્નિથી એ વાસનાઓ દગ્ધ થઈ ગયેલી હોય છે. માટે વિવેકી ચિત્ત બનાવવાનું જ્ઞાન મેળવવું જોઈએ.

સુષુપ્તિ તથા સમાધિનો ભેદ :—

लीयते हि सुषुप्ते तन्निगृहीत न लीयते ।
तदेव निर्भयं ब्रह्म ज्ञानालोक समन्ततः ॥ ३५ ॥

જાગરણ સ્વપ્ન સિવાયની જે ત્રીજી અવસ્થા છે જેમાં પ્રાણિ ઘસઘસાટ નિદ્રા લે છે એ સુષુપ્તિ અવસ્થામાં મન, અવિદ્યા વિગેરે પ્રતીતિયોની બીજભૂત જે વાસના તેમાં લીન થઈને અન્ધકાર ભાવને પ્રાપ્ત થઈ જાય છે. જ્યારે સમાધિ અવસ્થામાં મનનો નિરોધ કરવાથી મન તે વાસનામાં લીન થતું નથી પણ તે વખતે તે બ્રહ્મસ્વરૂપ બની જાય છે

બ્રહ્મનું સ્વરૂપ :—

अजमनिद्रमस्वप्नमनामकमरूपकम् ।
सकृद्विभातं सर्वज्ञं नोपचारः कथञ्चन ॥ ३६ ॥

જન્મના કારણનો અભાવ હોવાથી એ અજન્મા છે, આત્મા સત્યજ્ઞાન સ્વરૂપ હોવાથી એ અવિદ્યારૂપા નિદ્રાથી શૂન્ય છે, અદ્વયસ્વરૂપ હોવાથી એ સ્વપ્નરહિત છે. 'यतो वाचो निवर्तन्ते' શ્રુતિથી જણાય છે કે એ વાણીનો વિષય નથી એટલામાટે નામ તથા રૂપ રહિત છે. બ્રહ્મ અગ્રહણ, અન્યથાગ્રહણ તથા આવિર્ભાવ તિરોભાવથી મુક્ત છે માટે સદા સર્વદા ભાસમાન છે, સ્વપ્રકાશ છે, સર્વજ્ઞ છે, તથા કર્તવ્યશૂન્ય છે બ્રહ્મમાં કર્તવ્યત્વ નથી પરંતુ એ નિત્ય શુદ્ધ-બુદ્ધ મુક્ત-સ્વભાવ છે.

सर्वाभिलापविगतः सर्वचिन्तासमुत्थितः ।
सुप्रशान्तः सकृज्ज्योतिः समाधिरचलोऽभयः ॥ ३७ ॥

બ્રહ્મ બધી બાહ્યેન્દ્રિયોથી રહિત છે, તે ચિંતન શૂન્ય છે જેથી અન્ત કરણ વિનાનું છે, સમ્પૂર્ણ વિષયોથી મુક્ત હોવાથી પરમશાન્ત છે, પ્રકાશસ્વરૂપ છે, સમાધિમાં થતી પ્રજ્ઞા દ્વારા જણાય છે જેથી અથવા એમાં ચિત્ત શાન્ત, સમાહિત થઈ જાય છે માટે બ્રહ્મ સમાધ છે, તે અચલ અવિકારી છે અને વિકાર વગરનું હોવાથી અભય છે.

ग्रहो न तत्र नोत्सर्गश्चिन्ता यत्र न विद्यते ।
आत्मसंस्थं तदा ज्ञानमजाति समतां गतम् ॥ ३८ ॥

બ્રહ્મમાં ગ્રહણ તથા ત્યાગ નથી, જ્યાં મનોવ્યાપારજ નથી તથા તે બન્ને ક્યાંથી હોય? સંકલ્પ થયા બાદજ ગ્રહણ તથા ત્યાગ થાય છે એ સર્વાનુભૂત છે. આત્મસત્યનો બોધ થતાજ જ્ઞાન જન્મરહિત થઈ જાય છે. અને તે જ્ઞાન બ્રહ્મ સમાન અથવા બ્રહ્મ જ છે.

अस्पर्शयोगो वै नाम दुर्दर्शः सर्वयोगिभिः ।
योगिनो बिभ्यति ह्यस्मादभये भयदर्शिनः ॥ ३९ ॥

સર્વે સમ્બન્ધ સ્પર્શ વિનાનો આ યોગ એ વેદાન્તજ્ઞાનશૂન્ય યોગિઓ માટે દુર્દર્શ છે. કેવલ એ શ્રવણ મનન, પ્રાણાયામ વિગેરે સામગ્રીઓથી પ્રાપ્ત થવાને યોગ્ય છે. અવિવેકી યોગી આ યોગને આત્મ નાશરૂપ માને છે અને એથીજ એનાથી ભયભીત થાય છે. પરંતુ વેદાન્તી યોગી આ યોગને સત્યસ્વરૂપ સમજતો હોવાથી ડરતો નથી.

मनसो निग्रहायत्तमभयं सर्वयोगिनाम् ।
दुःखक्षयः प्रबोधश्चाप्यक्षया शान्तिरेव च ॥ ४० ॥

યોગિ અભય ત્યારેજ થાય છે જ્યારે મનોનિગ્રહ કરે છે, દુઃખક્ષય પણ મનોનિગ્રહને અધીન છે, પ્રબોધ અર્થાત્ આત્મજ્ઞાન પણ મનોનિગ્રહથી સુલભ છે તથા અવિનાશી મોક્ષસ્વરૂપા સાચી શાન્તિ પણ મનોનિગ્રહનેજ અધીન છે.

उत्सेक उदधेर्यद्वत् कुशाग्रेणैकबिन्दुना ।
मनसो निग्रहस्तद्वद् भवेदपरिखेदतः ॥ ४१ ॥

જેવીરીતે સમુદ્રના પાણિને દર્ભના અગ્રભાગથી ઉલેચવા માટે જેટલા ધૈર્યની આવશ્યકતા છે એટલુંજ ધૈર્ય મનોનિગ્રહ કરવામાં હોવું જોઈએ. અર્થાત સતત પ્રયત્નશીલ રહેવાથી કાલાન્તરે મનોનિગ્રહ થઈ શકે છે.

उपायेन निगृह्णीयाद्विक्षिप्तं कामभोगयोः ।
सुप्रसन्नं लये चैव यथा कामो लयस्तथा ॥ ४२ ॥

સતત ઉદ્યોગશીલ રહીને કામ તથા ભોગમાં વિક્ષિપ્ત રહેલા મનનો નિગ્રહ કરવો. તથા સુષુપ્તિ અવસ્થામાં શાન્ત પ્રસન્ન [illegible]

કામાસક્ત તથા સુષુપ્તિસ્થ શાન્ત ચિત્ત એ બન્ને અનર્થનું કારણ છે માટે બન્નેથી મનનો નિરોધ કરવો.

दु:खं सर्वमनुस्मृत्य कामभोगान्निवर्तयेत् ।
अजं सर्वमनुस्मृत्य जातं नैव तु पश्यति ॥ ४३ ॥

અવિદ્યાથી પ્રતીત થનારૂં દ્વૈત એ દુ:ખરૂપ છે એ પ્રમાણે અવિચ્છિન્ન ચિંતન કરવા દ્વારા તથા વૈરાગ્યવૃત્તિથી પ્રેરિત થયેલા વિષયાસક્ત ચિત્તને તે દ્વૈતમાંથી હઠાવવું અને આ સંસાર કેવલ અજન્મા બ્રહ્મજ છે એવું સતત સ્મરણ કરવાથી મન ઉત્પન્ન દ્વૈતને દેખતુંજ નથી.

लये संबोधयेच्चित्तं विक्षिप्तं शमयेत् पुनः ।
सकषायं विजानीयात् समप्राप्तं न चालयेत् ॥ ४४ ॥

જ્ઞાનાભ્યાસથી ચિત્તને સુષુપ્તિ અવસ્થામાં પણ આત્મદર્શનમાંજ પરોવે. કામના ઓમાં આસક્ત ચિત્તને શાન્ત કરે, આ પ્રમાણે લયાવસ્થા તથા કામાવસ્થાથી નિવૃત્તિ કરેલ ચિત્ત સમતાને પ્રાપ્ત ન કરે તો એમ સમજવું કે અત્યારે એ રાગાવસ્થા બીજાવસ્થામાં છે. એ બીજાવસ્થાથી સામ્યાવસ્થામાં લાવવા યત્ન કરવો અને સામ્યાવસ્થામાં લાવ્યા બાદ ફરી તેને વિષયો તરફ ન પ્રેરવું.

नास्वादयेत् सुखं तत्र निःसङ्गः प्रज्ञया भवेत् ।
निश्चलं निश्चरच्चित्तमेकीकुर्यात् प्रयत्नतः ॥ ४५ ॥

સમાધિની ઇચ્છાવાળા યોગિને જે સુખાનુભવ થાય છે એ સુખનો આસ્વાદ સામ્યાવસ્થામાં ન લે. પરંતુ વિવેકવતી બુદ્ધિ દ્વારા એ સુખને વિદ્યાજનિત છે એમ માને આ પ્રમાણે સ્થિર થયેલ ચિત્ત યદિ પુન: ચચલ બને તો તેને પ્રયત્નપૂર્વક આત્મામાં એકાગ્ર કરે.

यदा न लीयते चित्तं न च विक्षिप्यते पुनः ।
अनिङ्गनमनाभासं निष्पन्नं ब्रह्म तत्तदा ॥ ४६ ॥

પૂર્વોક્ત ઉપાયો દ્વારા મન જ્યારે સુષુપ્તિમાં લય પામતું નથી, વિષયોમાં વિક્ષિપ્ત થતું નથી, નિશ્ચલ સ્થિર થઈ જાય છે, ત્યારે તે બ્રહ્મમાં મલી જાય છે.

स्वस्थं शान्तं सनिर्वाणमकथ्यं सुखमुत्तमम् ।
अजमजेन ज्ञेयेन सर्वज्ञं परिचक्षते ॥ ४७ ॥

આ અવસ્થામાં જે આનંદાનુભવ થાય છે એ સ્વસ્થ છે, શાન્ત છે, અર્થાત્ સમ્પૂર્ણ અનર્થની નિવૃત્તિરૂપ છે, કૈવલ્યસ્વરૂપ છે, અનિર્વચનીય છે, નિરતિશય છે, સ્વાભાવિક છે, તથા અજન્મા જ્ઞેયથી અભિન્ન છે, અને સર્વજ્ઞ બ્રહ્મ સ્વરૂપજ છે. એમયોગિ જન કહે છે.

न कश्चिज्जायते जीवः संभवोऽस्य न विद्यते ।
एतत्तदुत्तमं सत्यं यत्र किञ्चिन्न जायते ॥ ४८ ॥

કોઈ પણ જીવ ઉત્પન્ન થતો નથી. અર્થાત કોઈ પણ રીતે કર્તા ભોકતાની ઉત્પત્તિ નથી. માટે આ અજન્મા આત્માનું કોઈ કારણ નથી. પહેલા જે સત્ય બતાવ્યું છે તેમાં આ ઉત્તમ સત્ય છે. અને ઉત્તમ સત્સ્વરૂપ બ્રહ્મમાં કોઈ અણુમાત્ર પણ પદાર્થ ઉત્પન્ન થતો નથી. એજ પરમાર્થ સત્ય છે.

ઈતિ ગૌડપાદાચાર્યકૃત કારિકાનું તૃતીય અદ્વૈતપ્રકરણ સમાપ્ત.



# अथ अलातशान्तिप्रकरणम्

પ્રથમ આગમ પ્રકરણમાં ઓંકારના નિર્ણય દ્વારા અદ્વૈત મિથ્યા છે એવી પ્રતિજ્ઞા કર્યા બાદ દ્વિતીય વૈતથ્યપ્રકરણમાં સ્વપ્નાદિ દૃષ્ટાન્તોથી બાહ્ય પદાર્થોનું મિથ્યાત્વ સિધ્ધ કરીને તૃતીય અદ્વૈતપ્રકરણમાં શાસ્ત્રવચનો તથા યુક્તિપ્રયુક્તિઓ દ્વારા અદ્વૈતને પૂર્ણતઃ મિથ્યા સિધ્ધ કર્યું. હવે તૃતીત પ્રકરણમાં સંકેત કરેલા દ્વૈતવાદો પરસ્પર વિરોધી હોવાથી રાગદ્વેષાદિ કલેશોથી યુક્ત છે અને રાગદ્વેષ યુક્ત વસ્તુ મિથ્યાજ હોય છે. એજ અર્થને આ અલાતશાન્તિપ્રકરણમાં ભિન્ન ભિન્ન મતમતાંતરો બતાવીને પરસ્પરના વિરોધ દ્વારા પુષ્ટ કરશે અને સાચી શાન્તિ કેવલ અદ્વૈત વાદમાંજ છે, મનને પૂર્ણતઃ સંયમિત કરવાથી, એકાગ્ર વૃત્તિદ્વારા આત્મદર્શન થવાથી સાચી શાન્તિ, શાશ્વતી શાન્તિ અર્થાત્ મુક્તિ અનુભવાય છે. એ આ પ્રકરણમાં બતાવવામાં આવશે.

આ પ્રકરણનું નામ અલાતશાન્તિપ્રકરણ છે. એનો અર્થ એ છે કે સળગતા ઉમ્બાડીયાને ચારે બાજુ ફેરવવાથી એમાંથી જુદા જુદા પ્રકારની અગ્નિની આકૃતિઓ જણાય છે અને તેને ઘુમાવવું બંધ કરતા અગ્નિની ભિન્ન ભિન્ન આકૃતિઓ રહેતી નથી પરંતુ એકજ અગ્નિ માલુમ પડે છે એજ પ્રમાણે મન પોતાના તરંગો ઉપર ચઢે છે ત્યારે આ દ્વૈત પ્રપચ ભાસે છે અને મન જ્યારે અમનોભાવને પ્રાપ્ત થઈ જાય છે, અર્થાત્ શાન્ત થઈ જાય છે ત્યારે દ્વૈતપ્રપંચનું સ્થાન અદ્વૈત ગ્રહણ કરે છે. આ પ્રમાણે અલાત (ઉમાડીયાનું) નું દૃષ્ટાન્ત આપ્યું હોવાથી આ પ્રકરણનું નામ અલાતશાન્તિપ્રકરણ પડેલ છે. પ્રથમ શ્લોકમાં પ્રકરણની નિર્વિઘ્ને સમાપ્તિ થાય એટલા માટે નમસ્કાર કર્યા છે.

ज्ञानेनाकाशकल्पेन धर्मान् यो गगनोपमान् ।
ज्ञेयाभिन्नेन संबुद्धस्तं वन्दे द्विपदां वरम् ॥ १ ॥

જ્ઞેય આત્માથી અભિન્ન, આકાશ તુલ્ય જ્ઞાન દ્વારા જેણે પોતાના ધર્મસ્વરૂપ જીવોને જાણ્યા છે એવા પુરૂષોમાં ઉત્તમ શ્રી પુરૂષોત્તમ નારાયણને નમસ્કાર હો. ૧.

अस्पर्शयोगो वै नाम सर्वसत्त्वसुखो हितः ।
अविवादोऽविरुद्धश्च देशितस्तं नमाम्यहम् ॥ २ ॥

શાસ્ત્રોમાં જે અસ્પર્શયોગ બતાવ્યો છે, પાછલા પ્રકરણમાં જેની વ્યાખ્યા પણ કરી છે, એ અસ્પર્શયોગ જે પ્રાણિમાત્રને માટે સુખ ઉત્પન્ન કરનાર તથા હિતાવહ છે એવા અસ્પર્શયોગને નમસ્કાર હો ૨.

भूतस्य जातिमिच्छन्ति वादिनः केचिदेव हि ।
अभूतस्यापरे धीरा विवदन्तः परस्परम् ॥ ३ ॥

કેટલાક સાંખ્યમતાવલંબી વિગેરે સત્ વસ્તુની ઉત્પત્તિ માને છે જ્યારે બીજા વૈશેષિક, નૈયાયિક વિગેરે અસદ્ વસ્તુના જન્મનો સ્વીકાર કરે છે.

भूतं न जायते किञ्चिदभूतं नैव जायते ।
विवदन्तोऽद्वया ह्येवमजातिं ख्यापयन्ति ते ॥ ४ ॥

વિદ્યમાન વસ્તુ તો વિદ્યમાન છે જેમકે આત્મા તેથી તેનો જન્મ થતો નથી એમ નૈયાયિક વિગેરે સાંખ્યમતનું ખંડન કરે છે જ્યારે સાંખ્યવાદી પોતાના વિપક્ષીનું એમ કરીને ખંડન કરે છે કે શશશૃંગ (સસલાને જેમ શિંગડા હોતાજ નથી) તેમ અસદ્ વસ્તુની ઉત્પત્તિ સંભવિત નથી અને આ પ્રમાણે બન્ને અનુત્પત્તિનોજ સ્વીકાર કરે છે અને એથી દ્વૈતવાદી હોવાછતા અદ્વૈતવાદી જેવા બની જાય છે

ख्याप्यमानामजातिं तैरनुमोदामहे वयम् ।
विवदामो न तैः सार्धमविवादं निबोधत ॥ ५ ॥

આ પ્રમાણે દ્વૈતવાદિઓ દ્વારા પ્રકાશિત અજાતિનું અમો અદ્વૈતવાદિઓ સમર્થન કરીએ છીએ, વિવાદ કરતા નથી માટે હે દ્વૈતવાદિઓ! તમે નિર્વિવાદ એ આ પરમાર્થ તત્ત્વને બરાબર સમજો

अजातस्यैव धर्मस्य जातिमिच्छन्ति वादिनः ।
अजातो ह्यमृतो धर्मो मर्त्यतां कथमेष्यति ॥ ६ ॥

દ્વૈતવાદિ ઉત્પન્ન નહિ થયેલ વસ્તુની ઉત્પત્તિ માને છે પરંતુ જે સ્વભાવત અજન્મા તથા અમૃત છે એનો જન્મ ક્યાંથીજ હોય આ શ્લોકનું વિશદ વિવેચન અદ્વૈત પ્રકરણના વીસમા શ્લોકમાં કર્યું છે

न भवत्यमृतं मर्त्यं न मर्त्यममृतं तथा ।
प्रकृतेरन्यथाभावो न कथञ्चिद्भविष्यति ॥ ७ ॥

કોઈ દિવસ પ્રકૃતિ પોતાનો સ્વભાવ છોડતીજ નથી. એતો આબાલવૃધ્ધ જાણે છે. અને એથી સ્પષ્ટ છે કે અમૃત પદાર્થ મૃતભાવને તથા મૃત પદાર્થ અમૃતભાવને કોઈ દિવસ પ્રાપ્ત થતોજ નથી.

स्वभावेनामृतो यस्य धर्मो गच्छति मर्त्यताम्।
कृतकेनामृतस्तस्य कथं स्थास्यति निश्चलः ॥ ८ ॥

મરણ વિનાનો પદાર્થ જેના મતમાં મરણને પ્રાપ્ત થાય છે એના મતમાં જન્મ એ પણ નિશ્ચિત જ છે અને જન્મ મરણવાળો પદાર્થ ચિરસ્થાયી, લાંબા સમય સુધી ટકનારો થતો નથી,

सांसिद्धिकी स्वाभाविकी सहजा अकृता च या।
प्रकृतिः सेति विज्ञेया स्वभावं न जहाति या ॥ ९ ॥

તે પ્રકૃતિ પોતાનો સ્વભાવ છોડતી નથી. જે સાંસિધ્ધિકી અર્થાત્ યોગિઓ દ્વારા સિધ્ધિથી પ્રાપ્ત થયેલી અણિમાદિ પ્રકૃતિ છે, જે સ્વાભાવિકી અર્થાત્ અગ્નિની ઉષ્ણતા સમાન છે, જે સહજા પોતાની સાથેજ ઉત્પન્ન થનાર છે, જેવી કે પક્ષિની સાથે ઉત્પન્ન થનાર ઉડવાની પ્રકૃતિ, જે અકૃતા અર્થાત્ બીજાથી બનેલી કે જલની નીચેના પ્રદેશમાં વહેવાની પ્રકૃતિ, આ પ્રમાણેની પ્રકૃતિઓ પોતાનો સ્વભાવ છોડતીજ નથી.

जरामरणनिर्मुक्ताः सर्वे धर्माः स्वभावतः।
जरामरणमिच्छन्तश्च्यवन्ते तन्मनीषया ॥ १० ॥

સ્વભાવથી જીવાત્મા જન્મ, જરા, મરણ વિગેરે ૭ ભાવોથી શૂન્ય છે પરંતુ વાદિના મત પ્રમાણે એ અમૃત જીવાત્માઓજ જન્મ મરણના સતત ચિંતનથી એ જન્મ મરણાદિ ભાવોને પ્રાપ્ત થઈ જાય છે. જે પ્રમાણે રજ્જુમાં સર્પ બુદ્ધિ ઉત્પન્ન થઈ જાય છે. સત્જાતિ વાદિ સાંખ્યના મતમાં વૈશેષિક આપત્તિ આપે છે કે :—

कारणं यस्य वै कार्यं कारणं तस्य जायते।
जायमानं कथमजं भिन्नं नित्यं कथं च तत् ॥ ११ ॥

સાંખ્યવાદિ પોતાના મૂળ કારણ પ્રધાનને મહદાદિરૂપે કાર્ય માને છે. અને પ્રધાનને અજન્મા તથા નિત્ય પણ માને છે તો આ પ્રમાણે મહદ્, અહંકાર વિગેરે ભાવથી ઉત્પન્ન થનાર તથા સાવયવ બનનાર પ્રધાન એ ઉત્પન્ન થનાર અને અજન્મા નિત્ય કેવીરીતે હોઈ શકે ? અર્થાત એ બનેજ નહિ. તેથી સદ્ની ઉત્પત્તિ માનવી એ ઠીક નથી.

कारणाद्यद्यनन्यत्वमतः कार्यमजं यदि।
जायमानाद्धि वै कार्यात् कारणं ते कथं ध्रुवम् ॥ १२ ॥

કારણને કાર્યથી યદિ અભિન્ન માનવામાં આવે તો કાર્ય પણ અજન્મા થાય કારણ

કે કારણ પ્રધાન અજન્મા છે. કાર્ય અને અજન્મા એ તો પરસ્પર વિરોધ થયો તેમજ અભિન્નતા સ્વીકારવાથી કાર્ય અનિત્ય હોવાથી કારણ નિત્ય કેવીરીતે ? એ બનેજ નહિ.

अजाद्वै जायते यस्य दृष्टान्तस्तस्य नास्ति वै ।
जाताच्च जायमानस्य न व्यवस्था प्रसज्यते ॥ १३ ॥

અજન્મા વસ્તુથી ઉત્પત્તિ થાય છે એમાં કોઈ દૃષ્ટાન્ત નથી અને ઉત્પત્તિ શીલ પદાર્થથી પદાર્થાન્તરની ઉત્પત્તિ માનવામાં આવે તો અનવસ્થા દોષ આવે છે જેથી ઉભયથા ઉત્પત્તિ સંભવ નથી.

हेतोरादिः फलं येषामादिर्हेतुः फलस्य च ।
हेतोः फलस्य चानादिः कथं तैरुपवर्ण्यते ॥ १४ ॥

જે દ્વૈતવાદિના મતમાં ધર્માદિ હેતુનું ફલ દેહાદિસંઘાત છે, અને દેહાદિ સંઘાતરૂપ ફલનો હેતુ ધર્માદિ છે., તો આ પ્રમાણે હેતુ ફલ પરસ્પરના કારણ હોવાથી અનાદિ કેવીરીતે હોઈ શકે ?

हेतोरादिः फलं येषामादिर्हेतुः फलस्य च ।
तथा जन्म भवेत्तेषां पुत्राज्जन्म पितुर्यथा ॥ १५ ॥

જેના મતમાં હેતુનુ કારણ ફલ અને ફલનું કારણ હેતુ આ પ્રમાણે માનવામાં આવે છે. એના મતમાં ફલથી જે કારણો ઉત્પત્તિ મનાય છે એ એવુ વિરૂદ્ધ વાકય છે કે જે પ્રમાણે પુત્રથી પિતાનો જન્મ.

संभवे हेतुफलयोरेषितव्यः क्रमस्त्वया ।
युगपत्संभवे यस्मादसंबन्धो विषाणवत् ॥ १६ ॥

હેતુ તથા ફલની ઉત્પત્તિ માનવામાં ક્રમ માનવો પડશે કે પહેલા હેતુ અને પછી ફલ ઉત્પન્ન થાય છે. કારણ એકી સાથે બન્નેની ઉત્પત્તિ સ્વીકારવામાં આવે તો જેમ ગાયના જમણા તથા ડાબા શિંગડાનો પરસ્પર સમ્બન્ધ હોતો નથી તેથી તેઓ પરસ્પર સમ્બદ્ધ નહિ ગણાય. અસમ્બન્ધ કેવીરીતે ? તો કહે છે—

फलादुत्पद्यमानः सन्न ते हेतुः प्रसिद्ध्यति ।
अप्रसिद्धः कथं हेतुः फलमुत्पादयिष्यति ॥ १७ ॥

જો હેતુ અર્થાત્ કારણ ફલથી ઉત્પન્ન થાય છે તો તે હેતુજ ન રહ્યો અને જ્યારે એ હેતુ સિદ્ધ ન થયો તો ફલને કેવીરીતે ઉપજાવશે ? અર્થાત્ અસંબદ્ધ થઈ જશે.

यदि हेतोः फलात्सिद्धिः फलसिद्धिश्च हेतुतः ।
कतरत् पूर्वनिष्पन्नं यस्य सिद्धिरपेक्षया ॥ १८ ॥

જો હેતુની ફલથી સિદ્ધિ અને ફલની હેતુથી સિદ્ધિ આ પ્રમાણે પરસ્પરની

સિદ્ધિ માનવામાં આવે તો આકાંક્ષા એ બની રહેવાની કે એ બેમાંથી પહેલા કયા પદાર્થની ઉત્પત્તિ થઈ? હેતુની કે ફલની? જો એમ કહો કે એ બતાવી શકાય એવું નથી તો—

अशक्तिरपरिज्ञानं क्रमकोपोऽथ वा पुनः ।
एवं हि सर्वथा बुद्धैरजातिः परिदीपिता ॥ १९ ॥

ન બતાવી શકાય એ અશક્તિ તો અજ્ઞાન છે, મૂઢતા છે. અને જ્યારે એ અજ્ઞાન છે ત્યારે હેતુથી ફલ અને ફલથી હેતુ એ ક્રમનો પણ કોપ અર્થાત્ અન્યથા ભાવ થઈ જશે. કોનાથી કોણ ઉત્પન્ન થાય છે એ જાણી શકાશે નહિ. આ પ્રમાણે મતમતાંતરોનો વિરોધ થવાથી બુદ્ધિમાન પંડિતોએ અજાતિજ પ્રકાશિત કરી છે.

बीजाङ्कुराख्यो दृष्टान्तः सदा साध्यसमो हि सः ।
न हि साध्यसमो हेतुः सिद्धौ साध्यस्य युज्यते ॥ २० ॥

બીજ અને અંકુરનું દૃષ્ટાન્ત એ સાધ્યની સમાન જ છે અર્થાત્ સાધ્ય કાર્ય-કારણભાવ જેમ સાદિ છે એ પ્રમાણે બીજાંકુર પણ એક બીજાથી આદિમાનછે. બીજાંકુરનું એકત્વ સ્વીકૃત નહિ હોવાથી અનાદિ નથી. તો આ પ્રમાણે જે દૃષ્ટાન્ત સાધ્ય સમાન હોય એ સાધ્યની સિદ્ધિ કરી શકે નહિ

पूर्वापरापरिज्ञानमजातेः परिदीपकम् ।
जायमानाद्धि वै धर्मात् कथं पूर्वं न गृह्यते ॥ २१ ॥

કાર્યકારણભાવના પૌર્વાપર્યનું અર્થાત્ કોણ પહેલા અને કોણ પછી એ વિષયક જે અજ્ઞાન છે એ અજ્ઞાન જ અજાતિને બતાવે છે, કારણકે જો કાર્ય ઉત્પન્ન થયું હોત તો તેના કારણને અવશ્ય પ્રકાશમાં લાવત.

स्वतो वा परतो वापि न किञ्चिद्वस्तु जायते ।
सदसत् सदसद्वापि न किञ्चिद्वस्तु जायते ॥ २२ ॥

સ્વતઃ એટલે કે જે પ્રમાણે ઘડો ઘડાથી ઉત્પન્ન થતો નથી, પરતઃ એટલે ઘટથી પટની ઉત્પત્તિ થતી નથી, તથા પરસ્પર વિરુદ્ધ હોવાથી સ્વતઃ પરતઃ પણ ઉત્પત્તિ થતી નથી, સત્‌ની ઉત્પત્તિ નથી કારણ એ તો સત્ છે જેમકે મૃત્તિકા (માટી), જેમ વન્ધ્યાપુત્રની ઉત્પત્તિ હોતી નથી એમ અસત્‌ની પણ હોતી નથી, સદસત્‌ની પણ વિરુદ્ધ સ્વભાવ હોવાથી ઉત્પત્તિ નથી. આ પ્રમાણે કોઈ પણ પદાર્થની ઉત્પત્તિજ નથી.

हेतुर्न जायतेऽनादेः फलं चापि स्वभावतः ।
आदिर्न विद्यते यस्य तस्य ह्यादिर्न विद्यते ॥ २३ ॥

જેનું કોઈ આદિ નથી એવા ફલથી હેતુની અને અનાદિ હેતુથી ફલની ઉત્પત્તિ

સંભવ નથી કારણ જેનું કોઈ આદિ નથી એનો જન્મ પણ થઈ શકતો નથી. જેમ અનાદિ આત્મા જન્મરહિત છે.

प्रज्ञप्तेः सनिमित्तत्वमन्यथा द्वयनाशतः ।
सङ्क्लेशस्योपलब्धेश्च परतन्त्रास्तिता मता ॥ २४ ॥

પ્રજ્ઞપ્તિ એટલે શબ્દ, સ્પર્શ, રૂપ, રસાદિજ્ઞાન એ સનિમિત્ત છે એટલે બાહ્ય વિષય યુક્ત છે. નિર્વિષય માનવામાં આવે તો બાહ્ય દેખાતા રૂપ, રસાદિ નામ રૂપ દ્વૈત પ્રપંચનો નાશ થઈ જાય. વળી વિજ્ઞાનથી અગ્નિની ઉષ્ણતા ભિન્ન છે. વિજ્ઞાન અને ઉષ્ણતા એક હોય તો દાહનો અનુભવ થાય નહિ. થાય છે તેથી પણ સ્પષ્ટ છે કે વિજ્ઞાન એ બાહ્ય વિષય યુક્ત છે. દ્વૈતવાદિએ જ્ઞાનને જે સવિષયત્વ સિધ્ધ કર્યું એનું વિજ્ઞાનવાદિ ખંડન કરે છે કે–

प्रज्ञप्तेः सनिमित्तत्वमिष्यते युक्तिदर्शनात् ।
निमित्तस्यानिमित्तत्वमिष्यते भूतदर्शनात् ॥ २५ ॥

તમે બાહ્યવિષય તથા દાહક્લેશ દ્વારા જ્ઞાનનું જે સવિષયત્વ સિધ્ધ કર્યું એ વાસ્તવિક દૃષ્ટિથી વિચાર કરીએ તો સત્ય નથી. વિજ્ઞાનના આશ્રયરૂપ બાહ્ય વિષયોને અમો પરમાર્થદૃષ્ટિથી અહેતુ જાણીએ છીએ. જે પ્રમાણે ગાય અશ્વથી ભિન્ન છે એ પ્રમાણે માટીથી ઘડો ભિન્ન નથી, તન્તુથી પટ ભિન્ન નથી એમ ઉત્તરોત્તર અભેદ જોતા જોતા શબ્દ પ્રતીતિનો નિરોધ થઈ જાય છે અને બાહ્યવિષયો રહેતાજ નથી. જેમ સુષુપ્તિ અવસ્થામાં તથા સમાધિ અવસ્થામાં વિજ્ઞાનાત્મા હોવા છતા વિષયો હોતા નથી. માટે એ સિધ્ધ થાય છે કે પારમાર્થિક દશામાં વિજ્ઞાન એ નિર્વિષય છે

चित्तं न संस्पृशत्यर्थं नार्थाभासं तथैव च ।
अभूतो हि यतश्चार्थो नार्थाभासस्ततः पृथक् ॥ २६ ॥

ચિત્ત એ જેવી રીતે સ્વપ્નાવસ્થાનું ચિત્ત બાહ્યવિષયોને ગ્રહણ કરતું નથી તેવી રીતે જાગૃદવસ્થાનું ચિત્ત પણ બાહ્યવિષયોને ગ્રહણ કરતું નથી તથા અર્થાભાસને પણ ગ્રહણ કરતું નથી કેવલ એ ચિત્તનો ભાસ છે કે તે બાહ્યરૂપે ભાસે છે. બાહ્ય પદાર્થ તથા અર્થાભાસ પણ ચિત્તથી પૃથક્ નથી. જ્યારે બાહ્ય ઘટાદિ નથી ત્યારે ઘટાદિની પ્રતીતિ થવી એ તો વિપરીત જ્ઞાન છે એ શંકાનું સમાધાન કરે છે.

निमित्तं न सदा चित्तं संस्पृशत्यध्वसु त्रिषु ।
अनिमित्तो विपर्यासः कथं तस्य भविष्यति ॥ २७ ॥

ભૂત, ભવિષ્ય કે વર્તમાન ત્રણે કાલમાં ચિત્ત કદિ કોઈ વિષયને સ્પર્શ કરતું નથી તેથી જ્યારે સ્પર્શજ થતો નથી તો પછી વિપરીતજ્ઞાન કેવી રીતે ? ઘટ પટાદિનો કંઈ છે જ નહિ કેવલ ચિત્તનો સ્વભાવમાત્ર તેની મિથ્યા પ્રતીતિ કરાવે છે.

પૂર્વોક્ત ત્રણ શ્લોકથી વિજ્ઞાનવાદીના મતનું સમર્થન કર્યું. હવે તેનું જ ખંડન થાય છે કે—

तस्मान्न जायते चित्तं चित्तदृश्यं न जायते ।
तस्य पश्यन्ति ये जातिं खे वै पश्यन्ति ते पदम् ॥ २८ ॥

વિજ્ઞાનવાદી એ ઘટાદિના અભાવમાં ચિત્તને ઘટસ્વરૂપ સ્વીકારે છે તો ચિત્તની ઉત્પત્તિ ઘટાદિના અભાવમાં છે. તો જે પ્રમાણે ઘટાદિની ઉત્પત્તિ નથી એ પ્રમાણે ચિત્તની પણ નથી. જે ચિત્તની જાતિ સ્વીકારે છે એ આકાશમાં પક્ષિના પગ પકડવા સમાન છે.

अजातं जायते यस्मादजातिः प्रकृतिस्ततः ।
प्रकृतेरन्यथाभावो न कथञ्चिद् भविष्यति ॥ २९ ॥

બ્રહ્મસ્વરૂપ અજન્મા ચિત્તના જન્મની કલ્પના કરવામાં આવે છે, વસ્તુતઃ અજન્મા હોવું એ ચિત્તનો પ્રાકૃતિક સ્વભાવ છે અને સ્વભાવ કોઈ દિવસ વિકૃતભાવને પ્રાપ્ત થતો નથી. માટે ચિત્તનો જન્મ છે જ નહિ.

अनादेरन्तवत्त्वं च संसारस्य न सेत्स्यति ।
अनन्तता चादिमतो मोक्षस्य न भविष्यति ॥ ३० ॥

દ્વૈતવાદિ સંસારને અનાદિ અને મોક્ષને સાદિ માને છે તો એનું ખંડન એ છે કે જો અનાદિ સંસાર છે તો અનાદિનો કદિ અંત થતો નથી. કારણ અંત થાય તો ફરી ઉત્પન્ન થવાથી તે સાદિ થઈ જાય. અને મોક્ષને સાદિ માનવામાં આવે તો મોક્ષની અનંતતા સિદ્ધ ન થાય. માટે એમ માનવું એ દોષ યુક્ત છે.

દૃશ્યમાન પ્રપંચ જગત્ મિથ્યા છે એમાં હેતુ બતાવે છે કે :—

आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा ।
वितथैः सदृशाः सन्तोऽवितथा इव लक्षिताः ॥ ३१ ॥

જે પહેલા હોતું નથી તથા નાશ થયા બાદ રહેવાનું નથી એ મધ્યમા, વચ્ચેના ગાળામાં પણ અસત્જ મનાય છે. તે મિથ્યા હોવા છતા સત્ય સમાન પ્રતીત થાય છે.

सप्रयोजनता तेषां स्वप्ने विप्रतिपद्यते ।
तस्मादाद्यन्तवत्त्वेन मिथ्यैव खलु ते स्मृताः ॥ ३२ ॥

પદાર્થોનું જાગૃતવસ્થામાં જે ક્ષુધા, પિપાસા શાન્ત કરવારૂપી પ્રયોજન જણાય છે એ સ્વપ્નાવસ્થામાં વિપરીત થઈ જાય છે અને દૃસ્યમાન પદાર્થો આદિ અંત યુક્ત છે માટે મિથ્યા છે. આ વિવેચન વૈતથ્યપ્રકરણમાં કર્યું હતું છતાં અહિં સંસાર તથા મોક્ષન અભાવ પ્રસંગે ફરી કરવામાં આવ્યું છે.

सर्वे धर्मा मृषा स्वप्ने कायस्यान्तर्निदर्शनात् ।
संवृतेऽस्मिन् प्रदेशे वै भूतानां दर्शनं कुतः ॥ ३३ ॥

સ્વપ્નાવસ્થામાં શરીરની અંદર થનારી મોટામોટા પહાડ, પર્વતો વિગેરેની પ્રતીતિ મિથ્યા છે. તો પછી નિરવયવ આકાશ મધ્યમાં ભૂતદર્શનની પ્રતીતિ સત્ય કેવીરીતે હોઈ શકે ? અર્થાત્ મિથ્યા પ્રતીતિજ છે.

न युक्तं दर्शनं गत्वा कालस्यानियमाद् गतौ ।
प्रतिबुद्धश्च वै सर्वस्तस्मिन् देशे न विद्यते ॥ ३४ ॥

સ્વપ્નાવસ્થાની અવધિ અમુક ક્ષણોનીજ હોય છે એમાં સેંકડો યોજન સુધીનું ગમનાગમન સંભવ નથી અને વળી જાગ્યાબાદ જ્યાં સુતા હોઈએ છીએ ત્યાંજ હોઈએ છીએ તેથી એ પ્રતીતિ મિથ્યા છે.

मित्राद्यैः सह संमन्त्र्य संबुद्धो न प्रपद्यते ।
गृहीतं चापि यत्किञ्चित् प्रतिबुद्धो न पश्यति ॥ ३५ ॥

સ્વપ્નાવસ્થામાં પોતાના ઇષ્ટ મિત્રો વિગેરેની સાથે સંભાષણ, વાર્તાલાપ કર્યો હોય છે તથા રૂપીઆ પૈસા લીધા દીધા પણ હોય છે પરંતુ જાગ્યાબાદ માલુમ પડે છે કે નથી તો વાર્તાલાપ કર્યો હોતો કે નથી તો કંઈ પણ લીધું દીધું, તેથી તે પ્રતીતિ મિથ્યા છે.

स्वप्ने चावस्तुकः कायः पृथगन्यस्य दर्शनात् ।
यथा कायस्तथा सर्वं चित्तदृश्यमवस्तुकम् ॥ ३६ ॥

સ્વપ્નની અંદર હરતું ફરતું, બોલતું, ચાલતું, જે પોતાનું શરીર દેખાય છે એ સાચું શરીર નથી. કારણ સાચું શરીર તો બીછાનામાં પડ્યું છે. તો તે દેખાતું શરીર મિથ્યાજ છે એ પ્રમાણે જાગૃદવસ્થામાં દેખાતા પદાર્થો કેવલ ચિત્તના વિષય છે ચિત્ત શાન્ત થઈ જતા એ પદાર્થો આપોઆપજ અદૃશ્ય થઈ જાય છે, એથી એ મિથ્યા છે.

ग्रहणाज्जागरितवत्तद्धेतुः स्वप्न इष्यते ।
तद्धेतुत्वात्तु तस्यैव सज्जागरितमिष्यते ॥ ३७ ॥

સ્વપ્નાવસ્થાના બધા વ્યવહારો જાગૃદવસ્થાને સમાન હોય છે. તેથી સ્વપ્નાવસ્થા કાર્ય અને જાગૃદવસ્થા કારણ માનવામાં આવે છે માટે સ્વપ્નસ્થ પુરૂષ માટેજ જાગૃદવસ્થા સત્ય છે બીજા માટે નહિ સ્વપ્નસ્થ પદાર્થ ક્ષણિક છે જ્યારે જાગૃદવસ્થાના પદાર્થો લાંબા સમય સુધી રહેનારા છે માટે બન્નેની સમાનતા નથી તેથી એક મિથ્યા હોવાથી બીજાને મિથ્યા માનવા એ યોગ્ય નથી. તો એનું સમાધાન એ છે કે વિવેકી તો પરમાર્થદષ્ટિવાળા હોય છે એમની દૃષ્ટિ તો કોઈ પદાર્થના જન્મનો સ્વીકાર કરતી નથી. એજ અહિં બતાવે છે કે—

उत्पादस्याप्रसिद्धत्वादजं सर्वमुदाहृतम् ।
न च भूतादभूतस्य संभवोऽस्ति कथञ्चन ॥ ३८ ॥

'सबाह्याभ्यन्तरो ह्यजः' તે આત્મા જે અંદર તથા બહાર દેખાય છે એ અજન્મા છે. આ શ્રુતિથી બધું અજન્મા છે એ સિધ્ધ થાય છે અને સત્ વસ્તુથી કદિ અસત્ વસ્તુની ઉત્પત્તિ થતીજ નથી. માટે ઉત્પત્તિ મિથ્યા, આભાસમાત્ર છે.

असज्जागरिते दृष्ट्वा स्वप्ने पश्यति तन्मयः ।
असत्स्वप्नेऽपि दृष्ट्वा च प्रतिबुद्धो न पश्यति ॥ ३९ ॥

જાગૃદવસ્થાના પદાર્થો મિથ્યા હોવા છતા સ્વપ્નાવસ્થામાં એ પદાર્થો દેખાય છે પરંતુ સ્વપ્નાવસ્થાના પદાર્થો મિથ્યા હોવાથી જાગૃદવસ્થામાં દેખાતા નથી. પરંતુ બન્ને મિથ્યા છે, બન્ને અસત્ છે.

नास्त्यसद्धेतुकमसत्सदसद्धेतुकं तथा ।
सच्च सद्धेतुकं नास्ति सद्धेतुकमसत् कुतः ॥ ४० ॥

શશશૃંગ અને વન્ધ્યાપુત્ર બન્ને અસત્ હોવાથી પરસ્પર કાર્યકારણભાવ નથી, તેમજ ઘટાદિ સદ્‌વસ્તુ અસદ્ શશશૃંગથી ઉત્પન્ન થઈ હોય તેમ નથી, તેથી સદસતનો પણ, કાર્યકારણભાવ નથી, ઘટથી ઘટ ઉત્પન્ન થયો હોય એમ નથી તેથી સત્ સતનો પણ કાર્યકારણભાવ નથી. તેમજ ઘટથી વન્ધ્યાપુત્રની ઉત્પત્તિ નથી એથી સદ્ અસતનો પણ કાર્યકારણ ભાવ નથી. અર્થાત્ વિવેકીઓ માટે કોઈ પણનો કાર્યકારણભાવ છે જ નહિ.

विपर्यासाद्यथा जाग्रदचिन्त्यान् भूतवत् स्पृशेत् ।
तथा स्वप्ने विपर्यासाद्धर्मांस्तत्रैव पश्यति ॥ ४१ ॥

જાગૃદવસ્થામાં, અવિવેકવશ રજ્જુમાં સર્પની જેમ અચિન્ત્ય પદાર્થ દેખાય છે. એ પ્રમાણે સ્વપ્નાવસ્થામાં પણ અવિવેકથીજ હાથી, ઘોડા, વિગેરે દેખાય છે. એ હાથી, ઘોડા જાગૃદવસ્થાથી ઉત્પન્ન થયેલા હોતા નથી.

उपलम्भात् समाचारादस्तिवस्तुत्ववादिनाम् ।
जातिस्तु देशिता बुद्धैरजातेस्त्रसतां सदा ॥ ४२ ॥

અદ્વૈતવાદિ વિદ્વાન પુરુષોએ ઉત્પત્તિનો ઉપદેશ એમને આપેલો છે કે જેઓ વસ્તુઓની ઉપલબ્ધિ માને છે તથા જેઓને વર્ણાશ્રમાદિ સદાચારમાં શ્રધ્ધા છે. અને આસ્તિક છે. પરંતુ અજ્ઞાની હોવાથી જેઓ અજાતિથી ભય પામે છે. એ શ્રધ્ધાલુ આજે સ્થૂલ બુધ્ધિ છે પરંતુ શનૈઃ શનૈઃ વેદાન્ત શાસ્ત્રનો બોધ થતા એઓ અજન્મા આત્માને જાણતા અવશ્ય થઈ જશેજ, એ હેતુથી જાતિનો-ઉત્પત્તિનો-ઉપદેશ છે. પારમાર્થિક દૃષ્ટયા નહિ.

अजातेस्त्रसतां तेषामुपलम्भाद्वियन्ति ये ।
जातिदोषा न सेत्स्यन्ति दोषोऽप्यल्पो भविष्यति ॥ ४३ ॥

જેઓ આ પ્રમાણે અજાતિથી ભય માનનાર, વસ્તુઓની ઉપલબ્ધિને સ્વીકારનાર તથા વર્ણાશ્રમાદિ સદાચાર સમ્પન્ન છે એઓને દ્વૈત માનવા સમ્બન્ધી અધિક દોષ લાગતો નથી. કારણ સન્માર્ગગામી છે. દોષ લાગે છે તો કેવલ સમ્યગ્દર્શનના અભાવરૂપ અલ્પજ દોષ લાગે છે.

उपलम्भात् समाचारान्मायाहस्ती यथोच्यते ।
उपलम्भात् समाचारादस्ति वस्तु तथोच्यते ॥ ४४ ॥

જેવીરીતે હાથીની ઉપલબ્ધિ તથા તેના ઉપર બેસવુ વિગેરે ક્રિયાઓથી માયાજનિત હાથી સત્ય ભાસે છે તેજ પ્રમાણે વસ્તુની પ્રાપ્તિ અને સદાચાર દ્વારા દ્વૈત સત્ય ભાસે છે પરન્તુ ખરીરીતે બન્ને મિથ્યા છે. ઉપલબ્ધિ તથા સદાચાર જાતિ માનવામાં કારણ નથી.

जात्याभासं चलाभासं वस्त्वाभासं तथैव च ।
अजाचलमवस्तुत्वं विज्ञानं शान्तमद्वयम् ॥ ४५ ॥

પરમાર્થ વસ્તુ શું છે ? કે જેમાં જાતિ વિગેરેની પ્રતીતિ થાય છે તો બતાવે છે કે જે જાતિની પ્રતીતિમાત્ર છે, જે ચલ સમાન છે, જે લાંબુ, ટુંકુ આદિ દેખાય છે એ કેવલ આભાસ છે. ખરીરીતે તો તે આત્મતત્વ અજ, અચલ, અવસ્તુ તથા અદ્વિતીય વિજ્ઞાન છે.

एवं न जायते चित्तमेवं धर्मा अजाः स्मृताः ।
एवमेव विजानन्तो न पतन्ति विपर्यये ॥ ४६ ॥

આ પ્રમાણે જે ચિત્તને ઉત્પન્ન માનતા નથી, તથા ભિન્ન ભિન્ન શરીરોમાં જતો આવતો હોવાથી જે એક આત્મા બહુ સમાન લાગે છે એ ધર્મ અર્થાત્ આત્માને જે અજ, નિત્ય માને છે એવા જ્ઞાની પુરૂષો બાહ્ય એષણાઓમાં મોહાતા નથી અને અજ્ઞાનાન્ધકારરૂપ ગહન સમુદ્રમાં પુન પડતા નથી.

ऋजुवक्रादिकाभासमलातस्पन्दितं यथा ।
ग्रहणग्राहकाभासं विज्ञानस्पन्दितं तथा ॥ ४७ ॥

જેમ વાંકુ ચુકુ ઉબાડીયુ ઘુમાવવાથી અગ્નિનું સ્પન્દન પણ તેવુજ દેખાય છે એ પ્રમાણે વિષય ઇન્દ્રિયરૂપ ગ્રાહકભાવથી ભાસમાન વિજ્ઞાન પ્રતીત થાય છે એ વિજ્ઞાન સ્પન્દન માયાજનિત છે.

अस्पन्दमानमलातमनाभासमजं यथा ।
अस्पन्दमानं विज्ञानमनाभासमजं तथा ॥ ४८ ॥

ઉલ્કાને ઘુમાવવાની ક્રિયા બંધ થતા વાંકાચુકાપણું દૂર થઈ જાય છે અને

અગ્નિ જે પ્રમાણે એકાકાર પ્રતીત થાય છે એ પ્રમાણે માયાજનિત સ્પંદન દૂર થઈ જતા વિજ્ઞાન, અજ, એકાકારે શાન્ત થઈ જાય છે.

अलाते स्पन्दमाने वै नाभासा अन्यतोभुवः ।
न ततोऽन्यत्र निस्पन्दान्नालातं प्रविशन्ति ते ॥ ४९॥

અલાતને ઘુમાવવાથી ઉત્પન્ન થતા વાંકાચૂકા સ્પંદન એ અલાતથી ભિન્ન કોઈ બહારથી આવતા નથી. તથા ઘુમાવ બંધ થતા એ કયાંય બહાર ચાલ્યા જતા નથી તેમજ એ અલાતમાં પણ પેસી જતા નથી.

न निर्गता अलातात्ते द्रव्यत्वाभावयोगतः
विज्ञानेऽपि तथैव स्युराभासस्याविशेषतः ॥ ५० ॥

સ્પંદન અદ્રવ્ય હોવાથી એ ઉલ્કાની અંદર કે બહાર પેસતા કે નીકળતા નથી તેમજ વિજ્ઞાનની અંદર થનાર ઉત્પત્તિ આદિ સ્પંદન એ પણ આભાસમાત્ર છે. અને એથીજ ઉલ્કા તથા વિજ્ઞાનની સમાનતા છે.

विज्ञाने स्पन्दमाने वै नाभासा अन्यतो भुवः ।
न ततोऽन्यत्र निस्पन्दान्न विज्ञानं विशन्ति ते ॥ ५१ ॥

વિજ્ઞાન જ્યારે સ્પંદિત થાય છે ત્યારે સ્પંદન બાહ્ય કારણથી ઉત્પન્ન થતું નથી. ત્યાં જ્યાં વિજ્ઞાન શાન્ત થાય છે એ સ્પંદન બહાર ચાલી પણ જતું નથી કે વિજ્ઞાનમાં પ્રવેશતું નથી. તથા—

न निर्गतास्ते विज्ञानाद् द्रव्यत्वाभावयोगतः ।
कार्यकारणताभावाद्यतोऽचिन्त्याः सदैव ते ॥ ५२ ॥

સ્પંદન અદ્રવ્ય છે. એ કંઈ પણ વસ્તુ નથી એટલામાટે એનું આવાગમન થતું નથી. અતઃ વિજ્ઞાન કાર્યકારણભાવશૂન્ય, અચિન્ત્ય અને અનિર્વચનીય છે.

द्रव्यं द्रव्यस्य हेतुः स्यादन्यदन्यस्य चैव हि ।
द्रव्यत्वमन्यभावो वा धर्माणां नोपपद्यते ॥ ५३ ॥

આત્મામાં કાર્યકારણભાવ નથી એ બતાવે છે. દ્રવ્યનું કારણ દ્રવ્ય હોય છે અને કારણ પદાર્થ કાર્યપદાર્થથી ભિન્ન હોય છે. આત્મા દ્રવ્ય પણ નથી અને અન્ય પણ નથી. એક છે અનન્ય છે અતઃ એમાં કાર્યકારણભાવ નથી.

एवं न चित्तजा धर्माश्चित्तं वाऽपि न धर्मजम् ।
एवं हेतुफलाजातिं प्रविशन्ति मनीषिणः ॥ ५४ ॥

આ પ્રમાણે ચિત્ત, વિજ્ઞાન કે આત્માથી બાહ્ય પદાર્થોની ઉત્પત્તિ નથી, તેમજ

બાહ્ય પદાર્થોથી ચિત્તની ઉત્પત્તિ નથી. અતઃ ફલથી હેતુની કે હેતુથી ફલની ઉત્પત્તિ નથી. માટે આત્મામાં કાર્યકારણભાવ નથી.

यावद्धेतुफलावेशस्तावद्धेतुफलोद्भवः ।
क्षीणे हेतुफलावेशे संसार न प्रपद्यते ॥ ५५ ॥

જ્યાં સુધી અવિદ્યાદ્વારા આત્મામાં હેતુ તથા ફલનો આગ્રહ છે ત્યાં સુધી તેમની સત્તા છે વિદ્યાદ્વારા એ આગ્રહ ક્ષીણ થયા પછી કાર્યકારણની ઉત્પત્તિ રહેતી નથી.

यावद्धेतुफलावेशः संसारस्तावदायतः ।
क्षीणे हेतुफलावेशे संसारं न प्रपद्यते ॥ ५६ ॥

સમ્યગ્ જ્ઞાનથી જ્યાંસુધી હેતુ અને ફલના આગ્રહની નિવૃત્તિ થતી નથી ત્યાં સુધી સંસાર વિસ્તૃત મ લુમ પડે છે પરંતુ જ્ઞાન દ્વારા તેઓની નિવૃત્તિ થઈ કે પછી વિદ્વાન સંસારને પ્રાપ્ત થતો નથી

संवृत्या जायते सर्वं शाश्वतं नास्ति तेन वै ।
सद्भावेन ह्यजं सर्वमुच्छेदस्तेन नास्ति वै ॥ ५७ ॥

બધા પદાર્થ અવિદ્યાવિષયક લૌકિક વ્યવહાર–સંવૃત્તિથી ઉત્પન્ન થાય છે તેથી એ શાશ્વત એટલે નિત્ય નથી. અને પરમાર્થદૃષ્ટિથી બધું અજન્મા છે તેથી કોઈ હેતુ ફલ વિગેરેનો વિનાશ જ નથી.

धर्मा य इति जायन्ते जायन्ते ते न तत्त्वतः ।
जन्म मायोपमं तेषां सा च माया न विद्यते ॥ ५८ ॥

જીવ તથા બીજા જે ધર્મો ઉત્પન્ન થાય છે એ વ્યવહારિકદૃષ્ટિથી અવિદ્યા દ્વારા જ. ખરેખર તો ઉત્પન્ન થતા જ નથી. માયાથી ઉત્પન્ન થાય છે માટે માયા સદૃશ સમજવા જોઈએ. આથી એમ સમજવાનું નથી કે માયા એવો કોઈ પદાર્થ તો છેજ. કારણ અવિદ્યમાન વસ્તુનું જ બીજું નામ માયા છે.

यथा मायामयाद्बीजाज्जायते तन्मयोऽङ्कुरः ।
नासौ नित्यो न चोच्छेदी तद्वद्धर्मेषु योजना ॥ ५९ ॥

જે પ્રમાણે માયિક બીજથી જે અંકુર ઉત્પન્ન થાય છે એ અંકુર નિત્ય નથી તેમ નાશવાન નથી તેવીજ રીતે જે જે જીવ ધર્મો છે એ માયિક હોવાથી નિત્ય નથી તથા નાશવાન્ પણ નથી.

नाजेषु सर्वधर्मेषु शाश्वताशाश्वताभिधा ।
यत्र वर्णा न वर्तन्ते विवेकस्तत्र नोच्यते ॥ ६० ॥

'યતો વાચો નિવર્તન્તે' શ્રુતિ પ્રમાણે જ્યાં વાણી પહોંચી શકતી નથી એવા

અજન્મા આત્મામાં નિત્ય, અનિત્ય એવા શબ્દોનો પ્રયોગ થતો નથી, કારણ શબ્દ પ્રયોગ વાણીનો વિષય છે.

यथा स्वप्ने द्वयाभासं चित्तं चलति मायया ।
तथा जाग्रद्द्वयाभासं चित्तं चलति मायया ॥ ६१ ॥

જે પ્રમાણે સ્વપ્નમાં ચિત્ત માયા દ્વારા દ્વૈત ભાસે થાય છે એ પ્રમાણે જાગૃદવસ્થામાં પણ માયાદ્વારા જ દ્વૈતાભાસથી સ્ફુરિત થાય છે.

अद्वयं च द्वयाभासं चित्तं स्वप्ने न संशयः ।
अद्वयं च द्वयाभासं तथा जाग्रन्न संशयः ॥ ६२ ॥

પરમાર્થતઃ જે આત્મા અદ્વય છે એ અદ્વય આત્મા જ્યારે વાણીનો વિષય થાય છે ત્યારે મનઃસ્પંદન કહેવાય છે અને અદ્વયચિત્તજ સ્વપ્નાવસ્થામાં તથા જાગૃદવસ્થામાં દ્વૈત ભાસે છે એમાં સંશય નથી.

स्वप्नदृक् प्रचरन् स्वप्ने दिक्षु वै दशसु स्थितान् ।
अण्डजान् स्वेदजान् वाऽपि जीवान् पश्यति यान् सदा ॥ ६३ ॥

સ્વપ્નની અંદર રહેલો પુરૂષ દશે દિશાઓમા ફરીને પસીનાથી ઉત્પન્ન થનાર, ઇડામાંથી ઉત્પન્ન થનાર જીવ જતુઓને દેખે છે પરતુ એ જીવ જંતુ સ્વપ્નસ્થ પુરૂષથી ભિન્ન નથી. સ્વપ્નમાં પુરૂષ એકજ છે.

स्वप्नदृक्चित्तदृश्यास्ते न विद्यन्ते ततः पृथक् ।
तथा तद्दृश्यमेवेद स्वप्नदृक्चित्तमिष्यते ॥ ६४ ॥

સ્વપ્નની અંદર દેખાતા જીવ જતુ વિગેરે પદાર્થો જે પ્રમાણે સ્વપ્નદ્રષ્ટા ચિત્તથી ભિન્ન નથી એ પ્રમાણે સ્વપ્નદ્રષ્ટાનું એ ચિત્ત પણ ભિન્ન પદાર્થ નથી.

चरञ्जागरिते जाग्रद् दिक्षु वै दशसु स्थितान् ।
अण्डजान् स्वेदजान् वापि जीवान् पश्यति यान् सदा ॥ ६५ ॥

સ્વપ્નાવસ્થાની જેમ જાગૃદવસ્થામાં પણ ચિત્ત ચારે બાજુ ફરીને ભિન્ન ભિન્ન સ્વેદજ, અંડજ જીવોને જુવે છે.

जाग्रच्चित्तेक्षणीयास्ते न विद्यन्ते ततः पृथक् ।
तथा तद्दृश्यमेवेद जाग्रतश्चित्तमिष्यते ॥ ६६ ॥

તે અંડજ, સ્વેદજ એ જાગતા પુરૂષના ચિત્તના દશ્ય પદાર્થો છે. એ ચિત્તથી ભિન્ન નથી તેમજ ચિત્ત એ જાગતા પુરૂષનું દશ્ય છે એથી એ પણ જાગૃત પુરૂષથી ભિન્ન નથી.

उभे ह्यन्योन्यदृश्ये ते किं तदस्तीति नोच्यते ।
लक्षणाशून्यमुभयं तन्मतेनैव गृह्यते ॥ ६७ ॥

જીવ તથા ચિત્ત અર્થાત્ વિષય તથા ચિત્ત એ એક બીજાના દશ્ય છે. જેમકે સ્વપ્નમાં દેખાતો હાથી તથા જોનાર ચિત્ત એ કંઈજ હોતુ નથી તેમજ જાગૃદવસ્થામાં પણ ચિત્ત કે ચેલ હોતા નથી. કારણ તે બન્ને પ્રમાણ શૂન્ય છે.

यथा स्वप्नमयो जीवो जायते म्रियतेऽपि च।
तथा जीवा अमी सर्वे भवन्ति न भवन्ति च ॥ ६८ ॥

જે પ્રમાણે સ્વપ્નસ્થ જીવ ઉત્પન્ન થાય છે મરે છે, તે પ્રમાણે જાગૃદવસ્થાના જીવો પણ પેદા થાય છે અને મરે છે. તાત્પર્ય કે એ ભ્રાન્તિ છે. કોઈ જીવતું કે મરતુંજ નથી.

यथा मायामयो जीवो जायते म्रियतेऽपि च।
तथा जीवा अमी सर्वे भवन्ति न भवन्ति च ॥ ६९ ॥

જે પ્રમાણે જાદુગરે ઉત્પન્ન કરેલ સસલાં વિગેરે પ્રાણિઓ ઉત્પન્ન થાય છે અને મરે છે તે પ્રમાણે આ જીવો પેદા થાય છે અને મરે છે. અર્થાત્ કેવલ માયાજાલ છે. વસ્તુતઃ જીવમાં જન્મમરણ નથી.

यथा निर्मितको जीवो जायते म्रियतेऽपि वा।
तथा जीवा अमी सर्वे भवन्ति न भवन्ति च ॥ ७० ॥

જે પ્રમાણે મન્ત્ર, ઔષધિથી જીવ ઉત્પન્ન થાય છે અને મરે છે તે પ્રમાણે આ જીવ પણ ઉત્પન્ન થાય છે અને મરે છે. વાસ્તવિકી જનનમરણની કલ્પના નથી.

न कश्चिज्जायते जीवः संभवोऽस्य न विद्यते।
एतत्तदुत्तमं सत्यं यत्र किंचिन्न जायते ॥ ७१ ॥

જીવોનું વ્યાવહારિક જનનમરણ છે પરંતુ પારમાર્થિક દષ્ટિથી જીવમાં એ બન્ને નથી. એ યથાર્થ સત્ય છે.

चित्तस्पन्दितमेवेदं ग्राह्यग्राहकवद् द्वयम्।
चित्तं निर्विषयं नित्यमसङ्गं तेन कीर्तितम् ॥ ७२ ॥

વિષય તથા ઇન્દ્રિયોથી યુક્ત સમ્પૂર્ણ દ્વૈત એ ચિત્તનો વિષય છે. અને પરમાર્થતઃ ચિત્ત એજ નિર્વિષય આત્મા છે અને એથી એ ચિત્તજ અસંગ કહેવાય છે. 'असङ्गो ह्ययं पुरुषः' એ શ્રુતિ પણ ચિત્તને અસંગ સિદ્ધ કરે છે.

योऽस्ति कल्पितसंवृत्या परमार्थेन नास्त्यसौ।
परतन्त्राभिसंवृत्या स्यान्नास्ति परमार्थतः ॥ ७३ ॥

શાસ્ત્ર વિગેરે જે પદાર્થ છે એ કલ્પિત વ્યવહારથી ઉત્પન્ન છે અને પરમાર્થ તત્વની પ્રાપ્તિના ઉપાયરૂપ છે પરંતુ પરમાર્થરૂપ એ શાસ્ત્રાદિ પદાર્થો નથી, બીજા મનવાદિના સિદ્ધાન્તથી જે પદાર્થ સિદ્ધ છે એની પદાર્થરૂપે સત્તા નથીજ.

अजः कल्पितसंवृत्या परमार्थेन नाप्यजः ।
परतन्त्राभिनिष्पत्त्या संवृत्या जायते तु सः ॥ ७४ ॥

અન્ય મતાવલંબિઓના ભ્રમિત વ્યવહારથી આત્માનો જન્મ થાય છે. તો તે ભ્રમ દૂર કરવા માટે આત્માને 'અજ' જન્મરહિત કહ્યો છે. ખરી રીતે તો એ અજ પણ નથી. કારણ પરમાર્થ રાજ્યમાં એ અજ છે એવી કલ્પનાનો પણ પ્રવેશ નથી.

अभूताभिनिवेशोऽस्ति द्वयं तत्र न विद्यते ।
द्वयाभावं स बुद्ध्वैव निर्निमित्तो न जायते ॥ ७५ ॥

લોકોનો અસત્યસ્વરૂપ દ્વૈતમાં ખોટો આગ્રહ હોય છે અને એથી દ્વૈતની કલ્પના છે. જ્ઞાન દ્વારા આગ્રહની નિવૃત્તિ થઈ જાય છે અને પરમાર્થાવસ્થામાં જીવ પહોચી જાય છે પછી તેના પુનઃ જન્મની સંભાવનાજ નથી. કારણ આગ્રહ હોય તોજ જન્મ થાય.

यदा न लभते हेतूनुत्तमाधममध्यमान् ।
तदा न जायते चित्तं हेत्वभावे फलं कुतः ॥ ७६ ॥

નિષ્કામ મનુષ્યો દ્વારા કરવામાં આવતા, દેવત્વાદિની પ્રાપ્તિ કરાવવામાં કારણ એવા જે કર્મો તે ઉત્તમ છે, અધર્મથી મિશ્રિત ધર્મકાર્ય જે મનુષ્યની પ્રાપ્તિ માટે છે એ મધ્યમ, તથા કેવલ અધર્મ યુક્ત કાર્ય જે પશુપંખિની યોનિને પ્રાપ્ત કરાવે છે એ અધમ હેતુ છે આ પ્રમાણેના ત્રણે હેતુઓ પરમાર્થ અવસ્થામાં નાશ થઈ જાય છે પછી જન્મ શાનો? કારણ કે હેતુ હોય તો ફલ થાય. બીજ રોપવામાં આવે તો ફલ થાય. જ્યારે બીજરૂપ ત્રણે હેતુ જ નથી તો પછી અંકુર કે ફલરૂપ જન્મ નથીજ. એ તો બીલકુલ સીધી અને સમજાય તેવીજ વાત છે.

अनिमित्तस्य चित्तस्य याऽनुपत्तिः समाऽद्वया ।
अजातस्यैव सर्वस्य चित्तदृश्यं हि तद्यतः ॥ ७७ ॥

પરમાર્થજ્ઞાનથી જે ધર્માધર્મરૂપ હેતુ નિવૃત્ત થઈ ગયો છે એ હેતુ શૂન્ય ચિત્તના મોક્ષરૂપા જે અનુત્પત્તિ ( ઉત્પત્તિશૂન્યતા ) છે એ નિર્વિશેષ તથા અદ્વિતીય છે તથા તે સદા સર્વદા રહેવાવાળી છે. જ્ઞાન થયા પહેલા પણ દ્વૈત તથા જન્મ એ કેવલ ચિત્તનું દૃશ્યજ હતાં માટે મોક્ષરૂપા અનુત્પત્તિ સદા સર્વદા રહેવાવાળી એકરૂપા છે.

बुद्ध्वाऽनिमित्ततां सत्यां हेतुं पृथगनाप्नुवन् ।
वीतशोकं तथाऽकाममभयं पदमश्नुते ॥ ७८ ॥

અહેતુતાને સત્યસ્વરૂપા જાણીને, દેવાદિ યોનિને પ્રાપ્ત કરાવનાર કોઈ ધર્માદિ કારણને કર્યા સિવાય વિદ્વાન્ એષણાઓને છોડીને અભયપદને પ્રાપ્ત થઈ જાય છે.

अभूताभिनिवेशाद्धि सदृशे तत्प्रवर्तते ।
वस्त्वभावं स बुद्ध्वैव निःसङ्गं विनिवर्तते ॥ ७९ ॥

અસત્ય વસ્તુ છે, એવો જે આગ્રહ એ અભિનિવેશ છે અને એ અભિનિવેશથી ચિત્ત તદનુરૂપ અર્થાત્ દ્વૈતાકાર બની જાય છે. જ્યાં દ્વૈત મિથ્યા છે એ જ્ઞાન થયું કે પછી તરતજ ચિત્ત નિઃસંગ થઈ જાય છે.

निवृत्तस्याप्रवृत्तस्य निश्चला हि तदा स्थितिः ।
विषयः स हि बुद्धानां तत्साम्यमजमद्वयम् ॥ ८० ॥

જ્યારે ચિત્ત દ્વૈતવિષયથી છુટી જાય છે અને બીજામાં પેસતું નથી ત્યારે તે નિશ્ચલ, શાન્ત થઈ જાય છે અને આજ બ્રહ્મમયી સ્થિતિ છે. અને પરમાર્થદર્શીઓનોજ એ વિષય હોવાથી નિર્વિશેષ, અજ તથા અદ્વય છે.

अजमनिद्रमस्वप्नं प्रभातं भवति स्वयम् ।
सकृद्विभातो ह्येवैष धर्मो धातुस्वभावतः ॥ ८१ ॥

આત્મા સ્વયંપ્રકાશ છે, અજ, અસ્વપ્ન, અનિદ્ર છે. એ આત્મા નામનો પદાર્થ પોતાથીજ પોતાનો પ્રકાશ કરે છે. અને સૂર્ય વિગેરેના પ્રકાશની આવશ્યકતા નથી.

सुखमाव्रियते नित्यं दुःखं विव्रियते सदा ।
यस्य कस्य च धर्मस्य ग्रहेण भगवानसौ ॥ ८२ ॥

સાધારણ પુરૂષોને પરમાર્થતત્ત્વ શીઘ્ર જણાતું નથી કારણ કે પરમાત્મા જે કોઈ પદાર્થમાં જલ્દી પ્રયાસ વગરજ આચ્છાદિત થઈને દ્વૈતતુલ્ય ભાસવા માંડે છે જ્યારે પરમાર્થતત્ત્વ તો ઉપનિષદોના શ્રવણ, મનન, નિદિધ્યાસનથી, આચાર્યોપદેશથી તથા કઠીન વ્રતોદ્વારા અંતઃકરણ શુદ્ધ કરવાથીજ થાય છે માટે તે દુર્લભ છે

अस्ति नास्त्यस्ति नास्तीति नास्ति नास्तीति वा पुनः ।
चलस्थिरोभयाभावैरावृणोत्येव बालिशः ॥ ८३ ॥

કોઈ વાદી આત્મા 'છે' એમ માને છે, વૈનાશિક આત્મા 'નથી' એમ માને છે, અર્ધવૈનાશિક સદસદ્વાદી જૈન દિગમ્બર આત્મા 'છે તથા નથી' માને છે, સર્વશૂન્યવાદી આત્મા 'નથી નથી' એમ માને છે આ પ્રમાણે ક્રમથી આત્મા ચલ, સ્થિર, ચલસ્થિર તથા અભાવરૂપ થયો આ પ્રમાણે માનનારાઓ યદ્યપિ પંડિત છે છતાં આત્મબોધ નહિ હોવાથી અજ્ઞાની મૂર્ખ છે. તો પછી સાધારણ મૂર્ખને તો આત્મબોધ ક્યાંથીજ હોય ?

कोट्यश्चतस्र एतास्तु ग्रहैर्यासां सदावृतः ।
भगवानाभिरस्पृष्टो येन दृष्टः स सर्वदृक् ॥ ८४ ॥

વાદિઓની ઉપર પ્રમાણેની ચાર કોટઓથી ભગવાન્ આવૃત છે. જે મુનીએ આ ચારે કોટીથી ભગવાનને મુક્ત સમજ્યા છે એ સાચો પંડિત છે.

प्राप्य सर्वज्ञतां कृत्स्नां ब्राह्मण्यं पदमद्वयम् ।
अनापन्नादिमध्यान्तं किमतः परमीहते ॥ ८५ ॥

આ પ્રમાણે સર્વજ્ઞતાને, બ્રહ્મપદને પ્રાપ્ત કર્યાબાદ મુક્ત પુરૂષ કંઈ પણ ચેષ્ટા કરે છે? તો જવાબ એ છે કે નહિ. મુક્તાવસ્થામાં ચેષ્ટાશૂન્યતા હોય છે એનેજ આ "नैव तस्य कृतेनार्थः" (ગીતા ૩ । ૧૮) ભગવદ્‌વચન પુષ્ટ કરે છે.

विप्राणां विनयो ह्येष शमः प्राकृत उच्यते ।
दमः प्रकृतिदान्तत्वादेवं विद्वाञ्छमं व्रजेत् ॥ ८६ ॥

બ્રાહ્મણ અર્થાત જે બ્રહ્મપદને પ્રાપ્ત થઈ ગયો છે એનું આત્મભાવમાં સ્થિત થવું એ વિનય છે. એજ શમ છે તથા એજ દાન્તભાવ છે. એજ એની ચિર શાન્તિ છે.

सवस्तु सोपलम्भं च द्वयं लौकिकमिष्यते ।
अवस्तु सोपलम्भं च शुद्धं लौकिकमिष्यते ॥ ८७ ॥

જે વસ્તુ તથા ઉપલબ્ધિ બન્નેથી યુક્ત, ગ્રાહ્યગ્રાહકભાવ વિશિષ્ટ દ્વૈત છે એ જાગ્રદવસ્થા છે તથા જે 'અવ' એટલે વસ્તુશૂન્ય કેવલ ઉપલબ્ધિમાત્ર છે એ સ્વપ્નાવસ્થા છે.

अवस्त्वनुपलम्भं च लोकोत्तरमिति स्मृतम् ।
ज्ञानं ज्ञेयं च विज्ञेयं सदा बुद्धैः प्रकीर्तितम् ॥ ८८ ॥

જે વસ્તુ તથા ઉપલબ્ધિ શૂન્ય છે એ સુષુપ્તિ છે. લોકોત્તર છે. આ પ્રમાણે લૌકિક, શુદ્ધ લૌકિક તથા લોકોત્તર એ ત્રણે અવસ્થાઓ જ્ઞેય છે, એ જેનાથી જણાય છે એ જ્ઞાન છે અને એથી જે તુરીયાવસ્થા જે આત્મતત્વયુક્ત છે એને વિજ્ઞેય કહેવામાં આવે છે.

ज्ञाने च त्रिविधे ज्ञेये क्रमेण विदिते स्वयम् ।
सर्वज्ञता हि सर्वत्र भवतीह महाधियः ॥ ८९ ॥

આ પ્રમાણેના ત્રણે જ્ઞેય તથા જ્ઞાનને જે જ્ઞાતા જાણી લે છે એ સર્વજ્ઞ થઈ જાય છે. પછી કંઈ પણ જ્ઞાતવ્ય બાકી રહેતું નથી.

हेयज्ञेयाप्यपाक्यानि विज्ञेयान्यग्रयाणतः ।
तेषामन्यत्र विज्ञेयादुपलम्भस्त्रिषु स्मृतः ॥ ९० ॥

પૂર્વોક્ત ત્રણ અવસ્થાઓ હેય છે, પહેલા બતાવેલી 'अस्ति, नास्ति' આદિ ચાર કોટીથી રહિત જે પરમાર્થ તત્વ એ જ્ઞેય છે, બાહ્ય ત્રણે એષણાઓનો ત્યાગ કરનાર મુમુક્ષુને પાણ્ડિત્ય, બાલ્ય તથા મૌન નામના ત્રણ આપ્ય છે એટલે કે પ્રાપ્ત કરવા યોગ્ય છે તથા

રાગ, દ્વેષ તથા મોહ એ ત્રણ કષાય દોષ પાક્ય છે એટલે છોડવું કરવા યોગ્ય છે. આ બધાને મુમુક્ષુએ જાણવા જોઈએ. પરમાર્થસત્ય જ્ઞેયને છોડીને બાકીના જે હેય, આપ્ય, તથા પાક્ય છે એ ત્રણેમાં અવિદ્યાની કલ્પના કરી છે. વાસ્તવિકી સત્યતા નહિ.

प्रकृत्याकाशवज्ज्ञेयाः सर्वे धर्मा अनादयः ।
विद्यते न हि नानात्वं तेषां क्वचन किञ्चन ॥ ९१ ॥

મુમુક્ષુઓએ જીવને આકાશસમાન વ્યાપક તથા નિત્ય માનવા જોઈએ. જીવોનું કયાંય પણ કંઈ પણ ભિન્ન ભિન્નપણું નથી.

आदिबुद्धाः प्रकृत्यैव सर्वे धर्माः सुनिश्चिताः ।
यस्यैव भवति क्षान्तिः सोऽमृतत्वाय कल्पते ॥ ९२ ॥

જે પ્રમાણે સૂર્ય બહારના લૌકિક પદાર્થોની પોતાના પ્રકાશ માટે જરૂરીઆત સમજતો નથી પરંતુ સ્વયંપ્રકાશ છે એ પ્રમાણે આત્મા પણ આદિ શુદ્ધ સર્વ પ્રથમ પ્રકાશમાન પદાર્થ છે આ પ્રમાણે જેને ક્ષાન્તિ એટલે બીજાના પ્રકારની બીન જરૂરીઆત નિશ્ચિત છે એ પુરૂષ અમૃત, અજર અમર થઈ જાય છે.

आदिशान्ता ह्यनुत्पन्नाः प्रकृत्यैव सुनिर्वृताः ।
सर्वे धर्माः समाऽभिन्ना अज साम्यं विशारदम् ॥ ९३ ॥

આત્મા નિત્ય શાન્ત, અજન્મા સ્વભાવથીજ શાન્ત તથા અભિન્ન છે. આવા અજ, સમતારૂપ આત્મા માટે શાન્તિ કે મોક્ષ પણ કર્તવ્ય નથી. સાધારણને શાન્તિ અને મોક્ષ કર્તવ્ય હોય છે આત્મામાં તો એ પણ નથી.

वैशारद्यं तु वै, नास्ति भेदे विचरतां सदा ।
भेदनिम्नाः पृथग्वादास्तस्मात्ते कृपणाः स्मृताः ॥ ९४ ॥

જે સંસારના અનુગામી છે, ભેદ દૃષ્ટિવાળા છે એ કૃપણ છે અને આ પ્રમાણે અવિદ્યા કલ્પિત દ્વૈત માર્ગમાં વિચરનારની કોઈ દિવસ વૈશારદ્ય એટલે વિશુધ્ધિ થતી નથી.

अजे साम्ये तु ये केचिद् भविष्यन्ति सुनिश्चिताः ।
ते हि लोके महाज्ञानास्तच्च लोको न गाहते ॥ ९५ ॥

જે આ પ્રમાણેના અજ તથા સામ્યરૂપ પરમાર્થતત્વમાં અત્યંત સ્થિર છે તેજ પરમજ્ઞાની છે. આ તત્વ સુધી સામાન્ય લોક પહોંચી શકતા નથી.

अजेष्वजमसङ्क्रान्तं धर्मेषु ज्ञानमिष्यते ।
यतो न क्रमते ज्ञानमसङ्गं तेन कीर्तितम् ॥ ९६ ॥

અજન્મા આત્મામાં રહેનારૂં નિત્ય જ્ઞાન એ બીજા બાહ્ય વિષયોમાં મળનારૂં નથી અને એથીજ એ નિત્ય જ્ઞાનને અસંગ કહ્યું છે.

अणुमात्रेऽपि वै धर्मे जायमानेऽविपश्चितः ।
असङ्गता सदा नास्ति किमुतावरणच्युतिः ॥ ९७ ॥

બીજા વાદિઓના મતાનુસાર અણુમાત્રની પણ વિધર્મીની ઉત્પત્તિ માનવામાં આવે તો અવિવેકીની અસંગતા સિદ્ધ થતી નથી. જ્યારે અસંગતા નથી ત્યારે આવરણ નાશતો બનેજ શાથી ? અર્થાત્ ન જ બને.

अलब्धावरणाः सर्वे धर्माः प्रकृतिनिर्मलाः ।
आदौ बुद्धास्तथा मुक्ता बुद्ध्यन्त इति नायकाः ॥ ९८ ॥

આત્મા સદાથી અવિદ્યારૂપ બન્ધના આવરણથી મુક્ત છે તથા શુધ્ધ, બુધ્ધ, મુક્ત સ્વભાવ છે છતાં આત્મા જાણી શકાય છે એ કથન એવું છે કે પ્રકાશ તથા સ્થિરતા એ સૂર્ય, પર્વતના સ્વાભાવિક ગુણો હોવા છતા જેમ સૂર્ય પ્રકાશે છે, પર્વત સ્થિર રહે છે એમ કહેવાય છે તેજ પ્રમાણે આત્મા જાણી શકાય છે એમ સમજો.

क्रमते न हि बुद्धस्य ज्ञानं धर्मेषु तायिनः ।
सर्वे धर्मास्तथा ज्ञानं नैतद् बुद्धेन भाषितम् ॥ ९९ ॥

પ્રજ્ઞાવાળા પરમાર્થદર્શી પુરૂષનું જ્ઞાન અન્ય વિષયો સાથે મળી જતુ નથી તેમજ આત્મા પણ આકાશસદશ હોવાથી બીજા વિષયોમાં મળી જતો નથી. આ જ્ઞાન, જ્ઞેય, જ્ઞાતાના ભેદથી રહિત છે એ બૌધ્ધ સિધ્ધાન્ત નથી એણે તો કેવલ બાહ્ય વસ્તુનું નિરાકરણ તથા જ્ઞાનની કલ્પના કરી છે એ અમારા વૈદિક સિધ્ધાન્તની સમીપ અવશ્ય છે પરંતુ અદ્વૈત પરમાર્થતત્વ તો વેદાન્ત દર્શનજ બતાવે છે.

दुर्दर्शमतिगम्भीरमजं साम्यं विशारदम् ।
बुद्ध्वा पदमनानात्वं नमस्कुर्मो यथाबलम् ॥ १०० ॥

કઠિનતાથી દર્શન થઈ શકે એવા, અસ્તિ નાસ્તિ આદિ ચારે કોટિઓથી રહિત, દુર્વિજ્ઞેય સાધારણ પ્રાણિને માટે સમુદ્ર સમાન ગંભીર, અજન્મા, સામ્યરૂપ, ભેદ રહિત એવા પરમાર્થતત્વને અમો યથાશક્તિ નમસ્કાર કરીએ છીએ.

ઇતિ શ્રી ગૌડપાદાચાર્યકૃત ચતુર્થ અલાતશાન્તિપ્રકરણ સમાપ્ત.



## ભાષ્યકાર શ્રી શંકરાચાર્યકૃતવંદના

अजमपि जनियोगं प्रापदैश्वर्ययोगा
दगति च गतिमत्तां प्रापदेकं ह्यनेकम् ।
विविधविषयधर्मग्राहि मुग्धेक्षणानां
प्रणतभयविहन्तृ ब्रह्म यत्तन्नतोऽस्मि ॥ १ ॥

અજન્મા એવા પણ ભગવાને પોતાની ઈશ્વરીય શક્તિના યોગથી જન્મ ધારણ

કર્યો છે, ગતિશૂન્ય હોવા છતાં ગતિમાન છે, એકરૂપ હોવા છતાં નાના પ્રકારના વિષયરૂપ ધર્મોને ગ્રહણ કરનાર મૂઢ અજ્ઞાની લોકોના વિચારથી જે અનેકરૂપ છે, તથા જે શરણાગતના ભયને દૂર કરનાર છે એવા બ્રહ્મને હું નમસ્કાર કરું છું . ૧ .

प्रज्ञावैशाखवेधक्षुभितजलनिधेर्वेदनाम्नोऽन्तरस्थं
भूतान्यालोक्य मग्नान्यविरतजननग्राहघोरे समुद्रे ।
कारुण्यादुद्धारामृतमिदममरैर्दुर्लभं भूतहेतो
र्यस्तं पूज्याभिपूज्यं परमगुरुममुं पादपातैर्नतोऽस्मि ॥ २ ॥

જે નિરન્તર જન્મજન્માંતરરૂપ મગરમચ્છ આદિ ભયાનક જલચર પ્રાણિઓથી અત્યંત ભયાવહ છે એવા સંસારસાગરમાં ડુબતા જીવોને જોઈને જેઓએ કરુણાવશ પોતાની વિશુદ્ધ બુદ્ધિરૂપ મન્થન દંડને વલોવીને વેદ નામના મહાસમુદ્રમાં રહેલું આ, દેવોને પણ દુર્લભ, અમૃતને પ્રાણિમાત્રના કલ્યાણને માટે વહેતડાવ્યું છે, એના પૂજનીયોના પણ પૂજનીય પરમગુરૂ શ્રી ગોડપાદાચાર્યને હું એમના ચરણ કમલમા પ્રણામ કરું છું . ૨ .

यत्प्रज्ञालोकभासा प्रतिहतिमगमत्स्वान्तमोहान्धकारो
मज्जोन्मज्जच घोरे ह्यसकृदुपजनोदन्वति त्रासने मे ।
यत्पादावाश्रितानां श्रुतिशमविनयप्राप्तिरग्र्या ह्यमोघा
तत्पादौ पावनीयौ भवभयविनुदौ सर्वभावैर्नमस्ये ॥ ३ ॥

જેના જ્ઞાનાલોકની પ્રભાથી મારા અન્તઃકરણનો મોહરૂપ અન્ધકાર નાશને પ્રાપ્ત થઈ ગયો, તથા આ ભયંકર સંસારસાગરમાં વારંવાર ડુબવાનું તથા નીકળવાનું શાન્ત થઈ ગયું એવા તથા જેઓના ચરણોનો આશ્રય લેવાથી શ્રુતિ જ્ઞાન, ઉપશમ તથા વિનયથી પ્રાપ્તિ નિશ્ચિતજ છે એવા શ્રી ગુરુદેવના ભવભયહારી પરમ પવિત્ર ચરણયુગલને હું સર્વતોભાવથી નમસ્કાર કરું છું.

ૐ શાન્તિઃ ૐ શાન્તિઃ ૐ શાન્તિઃ

## ૐ શાન્તિ પાઠ

ૐ ભદ્રં કર્ણેભિઃ શ્રૃણુયામ દેવા ભદ્રં પશ્યેમાક્ષભિર્યજત્રાઃ,
સ્થિરૈરઙ્ગૈસ્તુષ્ટુવાં સસ્તનૂભિ વ્યશેમ દેવહિતં યદાયુઃ,
સ્વસ્તિ ન ઇન્દ્રો વૃદ્ધશ્રવાઃસ્વસ્તિ નઃ પૂષા વિશ્વવેદાઃ
સ્વસ્તિ ન સ્તાર્ક્ષ્યો અરિષ્ટનેમિઃ સ્વસ્તિ નો બૃહસ્પતિર્દધાતુ.
ૐ શાન્તિઃ, શાન્તિઃ, શાન્તિઃ

# 'ગીતાધર્મ' ના નિયમો



૧—'ગીતાધર્મ'નું નવું વર્ષ જાન્યુઆરીથી શરૂ થાય છે. વર્ષ દરમ્યાન ગ્રાહક બનનાર પણ શરૂ પ્રમાણેજ ગણવામાં આવે છે અને યથાસંભવ ગત પત્રિકાઓ પણ વિશેષાંક સાથે મોકલી આપવામાં આવે છે.

૨—'ગીતાધર્મ' પત્રિકા પહેલી તારીખે પ્રકાશિત થઈ, નામ તથા એડ્રેસ બરાબર રજીસ્ટર સાથે મેળવીને ધ્યાનપૂર્વક દરેક માસના ખાનામાં નિશાન કર્યાબાદ પાંચ તારીખ સુધીમાં ગ્રાહકો ઉપર મોકલી દેવામાં આવે છે. એથી કાર્યાલયમાં ભૂલ થવા સંભવ નથીજ. છતાં પત્રિકા દસ તારીખ સુધીમાં ન મલતાં ગ્રાહકે પોતાની પોસ્ટમાં તપાસ કરવી. પંદર તારીખ બાદ પોસ્ટના જવાબ સાથે કાર્યાલયમાં સૂચના આવ્યે પોસ્ટમાં અરજી અને સ્ટોકમાં પત્રિકા હોય તો મોકલી આપવામા આવે છે.

૩—પ્રથમાંક વિશેષાંક અર્પણ કરવામાં આવે છે જેનાં લગભગ ૫૫૦ પૃષ્ઠ તથા અનેકરંગી, એકરંગી ચિત્રો તથા પાકુંપુંઠુ હોય છે.

૪—ગીતાધર્મનું વાર્ષિક મુલ્ય રૂ. ૫।) છે. કે જે વિશેષાંકના મુલ્ય બરાબર છે બાકીની પત્રિકાઓ તો વિના મુલ્ય પ્રમાણેજ થઈ જાય છે. સાર્વજનીક સંસ્થા મૂ૦ રૂ. ૪।) છે.

૫—'ગીતાધર્મ' માં સામાજીક, ધાર્મિક, આધ્યાત્મિક, સદાચાર વિષયક તથા આર્ય સંસ્કૃતિ સાથે સમ્બન્ધ ધરાવતાં લેખોને સ્થાન આપવામાં આવે છે. વિવાદગ્રસ્ત, આક્ષેપોથી ભરેલા તથા અધુરા લેખોનુ પ્રકાશન થતું નથી. બહારના વિજ્ઞાપનો પણ છાપવાનો નિયમ નથી.

૬—પત્ર વ્યવહાર વખતે જવાબ માટે જવાબીકાર્ડ અથવા ટીકીટો અવશ્ય મોકલવી. તથા ગ્રાહક નંબર, નામ, સ્થાન, પોસ્ટ, જીલ્લો વિ. સાફ સાફ અક્ષરોમાં લખવું.

૭—બહારથી આવતા લેખોમાં સુધારો વધારો કરવો તથા લેખો પ્રકાશિત કરવા ન કરવા એ કાર્યાલયને આધીન રહેશે.

૮—અપ્રકાશિત લેખોને પાછાં મંગાવવા પોસ્ટ ખર્ચ મોકલવુ પડે છે.

—વ્યવસ્થાપક.

'ગીતાધર્મ' કાર્યાલય, કાશી ( યૂ. પી. )

# વિશેષાંકોની સૂચી

## ગીતાધર્મ

| સન્ | નામ | | પેજ, | પાકું પુંઠું. | મૂલ્ય |
|---|---|---|---|---|---|
| ૧૯૩૮... | ગીતાંક | ... | ... | × | ૧–૮–૦ |
| ૧૯૩૯... | ગીતા ગૌરવ ભાગ ૧લો અધ્યાય | ૧–૩ | ૪૧૬ | ,, | ૪–૮–૦ |
| ૧૯૪૦... | ગીતા ગૌરવ ભાગ ૨જો | ,, ૪–૭ | ૬૦૦ | ,, | ૫–૦–૦ |
| ૧૯૪૧... | ગીતા ગૌરવ ભાગ ૩જો | ,, ૮–૧૧ | ૬૨૪ | ,, | ૫–૦–૦ |
| ૧૯૪૨ | ગીતા ગૌરવ ભાગ ૪થો | ,, ૧૨–૧૫ | ૫૨૪ | ,, | ૫–૦–૦ |
| ૧૯૪૩... | ગીતા ગૌરવ ભાગ ૫મો | ,, ૧૬–૧૮ | ૫૨૮ | ,, | ૫–૦–૦ |
| ૧૯૪૪... | અધ્યાત્મરામાયણ ભાગ ૧લો કાંડ | ૧–૨ | ૪૭૬ | ,, | ૫–૦–૦ |
| ૧૯૪૫... | અધ્યાત્મરામાયણ ભાગ ૨જો કાંડ | ૩–૪ | ૪૩૨ | ,, | ૫–૦–૦ |
| ૧૯૪૬... | સદ્ગુરૂ ગાથા (સ્વામીશ્રીનું જીવન વૃત્તાંત) | | ૫૩૦ | ,, | ૫–૦–૦ |
| ૧૯૪૭... | અધ્યાત્મરામાયણ ભાગ ૩જો કાંડ | ૫–૭ | ૫૦૪ | ,, | ૫–૦–૦ |
| ૧૯૪૮... | ઈશાવાસ્યાદિ આઠ ઉપનિષદ્ | | ૫૪૦ | ,, | ૫–૦–૦ |

સૂચના—૧, પાછલા વિશેષાંકો સાથે કોઈ પણ વર્ષની માસિક પત્રિકાઓની ફાઇલ આપવામાં આવશે નહિ. વિશેષાંકનું પોસ્ટ ખર્ચ માફ.

૨, ગીતાંક હિન્દી, ગુજરાતી ભાષામાં એક જીલ્દ, બાકીના બધા વિશેષાંકો બન્ને ભાષામાં જુદા જુદા. જેને જે જોઇએ તે હિન્દી અથવા ગુજરાતી એ પ્રમાણે મંગાવતી વખતે જરૂર નિર્દેશ કરે.

૩, વિશેષાંકો પાકાં પુંઠાના તથા અનેક બહુરંગી એકરંગી ચિત્રો સહિત લગભગ ૪૦૦ થી ૬૦૦પૃષ્ઠના છે. ગીતા ગૌરવના દરેક ભાગની બન્ને ભાષામાં ચાર પાંચ આવૃત્તિઓ, અધ્યાત્મરામાયણની બે ત્રણ આવૃત્તિઓ બહાર પડવા છતાં પણ આજે એ પુસ્તકોને ફરી છપાવવાની જરૂરીઆત ઉભી થતાં એ ગ્રન્થોની ઉપયોગિતા તથા લોકપ્રિયતા આંકી શકાય તેમ છે.

☞ લખો વ્યવસ્થાપક—'ગીતાધર્મ' કાર્યાલય કાશી ( યુ. પી. )

# વિદ્યાનન્દ ગ્રન્થમાળા
## ની
## પુસ્તકસૂચી

| નામ | ભાષા | મૂલ્ય | પોસ્ટખર્ચ |
|---|---|---|---|
| ૧—ત્રૈભાષિક ગીતા | હિન્દી, ગુજરાતી, અંગ્રેજી | ૨-૮-૦ | ૦-૯-૦ |
| ૨—ગીતા આલ્બમ | ગુજરાતી અર્થ સાથે | ૨-૦-૦ | ૦-૧૨-૦ |
| ૩—ગીતાપ્રશ્નોત્તરી, (અદ્ભુત સંવાદ) | હિન્દી | ૧-૦-૦ | ૦-૬-૦ |
| ૪—ગીતાપ્રશ્નોત્તરી, (અદ્ભુત સંવાદ) | ગુજરાતી | ૧-૦-૦ | ૦-૬-૦ |
| ૫—વિદ્યાનંદવિનોદ (સ્વામીજીનો ટુંકો જીવન વૃત્તાંત) | હિન્દી | ૦-૮-૦ | ૦-૫-૦ |
| ૬—વિદ્યાનંદવિનોદ(સ્વામીજીનો ટુંકો જીવન વૃત્તાંત) | ગુજરાતી | ૦-૮-૦ | ૦-૫-૦ |
| ૭—શ્રીમદ્ભગવદ્ગીતા (૩૨ સ્ત્રોત્ર તથા ચિત્રો સાથે) | હિન્દી | ૦-૧૦ ૦ | ૦-૫-૦ |
| ૮—શ્રીમદ્ભગવદ્ગીતા(૩૨ સ્ત્રોત્ર તથા ચિત્રો સાથે) | ગુજરાતી | ૦-૧૦-૦ | ૦-૫-૦ |
| ૯—તાવિજ ગીતાં ( ગુજરાતી શ્લોક માત્ર ૩×૨ાા) | ગુજરાતી | ૦-૪-૦ | ૦-૩-૬ |
| ૧૦—આદર્શ અને યથાર્થ (કાવ્યમાં આદર્શ અને યથાર્થ | હિન્દી) | ૦-૧૨-૦ | ૦-૬-૦ |
| ૧૧—વ્યાસ (પુરાણકર્તા વ્યાસજીનો ટુંકો પરિચય ) | હિન્દી | ૦-૮-૦ | ૦-૫-૦ |
| ૧૨—હિલોર ( કવિતાકુંજ પૃષ્ઠ ૮૪ ) | હિન્દી | ૦-૮-૦ | ૦-૫-૦ |
| ૧૩—કલા મેં કૃષ્ણ ( ગદ્ય પદ્ય સાથે પૃષ્ઠ ૫૬ ) | હિન્દી | ૦-૩-૦ | ૦-૪-૦ |
| ૧૪—અરવિન્દ ( ગીતા રહસ્ય પૃષ્ઠ ૩૨ ) | હિન્દી | ૦-૨-૦ | ૦-૩-૬ |
| ૧૫—કુલપતિ માલવીયજી (ટુંકો પરિચય પૃષ્ઠ ૭૪) | હિન્દી | ૦-૨-૦ | ૦-૩-૬ |
| ૧૬—શ્રીકૃષ્ણ જન્મભૂમિ ( પૃષ્ઠ ૪૨ ) | હિન્દી | ૦-૨-૦ | ૦-૩-૬ |

સૂચના—એક રૂપીઆથી ઓછું વી. પી. થતું નથી. સાથે પુસ્તકો મંગાવનારને પોસ્ટ ખર્ચ ઓછું પડશે. દરેક પુસ્તક રજીસ્ટર બુકપોસ્ટથી મોકલાય છે. પત્રીકા કે વિશેષાંકો સાથે આ પુસ્તકો મોકલી શકાતાં નથી.

## ચિત્રોની સૂચી

ગાયત્રી મંત્ર હિન્દી ગુજરાતી, ગીતામાતા, સરસ્વતીજી વિગેરે તિરંગા ૧૦×૧૫ ઈંચના છે. મૂલ્ય ૦-૬-૦, બીજા પણ તિરંગા એકરંગા વિગેરે ચિત્રો છે. એક રૂપીયાથી નીચે વી. પી. થશે નહિ. વિશેષ વિગત માટે

લખો—વ્યવસ્થાપક—'ગીતાધર્મ' કાર્યાલય કાશી ( યુ. પી. )

# ચિત્રસૂચિ.

## ચિત્રરૂપમાં ગાયત્રી મન્ત્ર.

૧૦×૧૫ ઇંચના કાર્ડ બોર્ડ તથા આર્ટ કાગળ પર બહુરંગી સજાવટ સાથે ગાયત્રી મંત્ર દર્શનીય ચિત્ર બનાવવામાં આવ્યું છે. એમાં મંત્રનો અન્વય, શબ્દાર્થ અને ભાવાર્થ હોવાથી અર્થ સમજવામાં કાંઇ મુશ્કેલી આવશે નહીં. સાથેજ પ્રાણાયામમાં ધ્યાનોપયોગી ત્રિદેવોનાં સ્વરૂપ તથા મંત્રજપમાં ધ્યાનોપયોગી ગાયત્રીનાં ત્રણેય સ્વરૂપ પણ આપવામાં આવ્યાં છે. એક નગની કિંમત ૦—૬—૦ આના ( પોષ્ટેજ જુદું ). હિન્દી અને ગુજરાતી જુદા જુદા જેને જે જોઇએ તે લખવું.

## શ્રી ગીતામાતાની છબી

બહુરંગોમાં આકર્ષક રીતે છાપવામાં આવી છે. અમદાવાદમાં શ્રી ગીતામાતાજીની જે મનોરમ મૂર્તિ સ્થાપિત કરેલી છે તેના ઉપરથી આ છબી કાઢવામાં આવી છે.

સાઇઝ '૧૦×૧૫' કાર્ડબોર્ડ તથા સારા આર્ટપેપર ઉપર કીંમત. ૦—૬—૦ પોસ્ટખર્ચ જુદું
" " " " " એકરંગી " ૦—૩—૦ " "

*કલાપૂર્ણ ચિત્ર—દર્શનીય, પૂજનીય, દેવી દેવતાઓની મનોરમ છબીઓ,*

| | | | | |
|---|---|---|---|---|
| સાઇઝ. | ૧૮'×૨૪' | ( રંગીન ) | પ્રત્યેકનું મૂલ્ય .... | ૦—૬—૦ |
| " | ૧૦'×૧૫' | " | " ... | ૦—૨—૦ |
| " | ૭॥'×૧૦' | " | " ... | ૦—૧—૦ |
| " | ૭॥'×૧૦' | ( સાદા એક રંગ ) | " .... | ૦—૦—૬ |

( ચિત્રો ઓછામાં ઓછા એક ડઝન મંગાવવાથી પોષ્ટ ખર્ચ ઓછો આવશે તેમજ ચિત્રો સુરક્ષિત પહોંચી શકશે. એક રૂપીયાથી ઓછું વી. પી. થતું નથી. )

**ખાસ સગવડ**—એકરંગી તથા બહુરંગી ચીત્રો તથા ફોટાઓના બ્લોક બનાવી આપવામાં આવશે.

વિશેષ માહીતીને સારૂ લખો—

—વ્યવસ્થાપક,
ગીતાધર્મ કાર્યાલય, કાશી. ( યુ પી. )

તાવદ્ ગર્જન્તિ શાસ્ત્રાણિ જમ્બુકા વિપિને યથા,
ન ગર્જતિ મહાશક્તિર્યાવદ્ વેદાન્તકેસરી.

ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, અનાસક્તિ, લોકસંગ્રહનો શિક્ષક,
ધાર્મિક આધ્યાત્મિક સચિત્ર માસિક પત્ર—

# ગીતાધર્મ

ગુજરાતી સંસ્કરણ

## વાર્ષિક વિશેષાંક

# ઇશાવાસ્યાદ્યુપનિષદ્

( ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુણ્ડક, કારિકા સમેત માણ્ડૂક્ય, તૈત્તિરીય, ઐતરેય )

વિદ્યાવિનોદભાષ્ય સહિત

રચયિતા—
શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય બ્રહ્મનિષ્ઠ લોકસંગ્રહી
ગીતાવ્યાસ શ્રી ૧૦૮ જગદ્ગુરુ-મહામણ્ડલેશ્વર સ્વામી
શ્રી વિદ્યાનન્દજી મહારાજ.

મૂલ્ય ૫) પાંચ રૂપયા
વર્ષ-૧૩]  જાન્યુઆરી, ફેબ્રુઆરી ૧૯૪૮  [ અંક ૧-૨

# આચાર્યકૃતા ષટ્પદી

અવિનયમપનય વિષ્ણો દમય મનઃ શમય વિષયમૃગતૃષ્ણામ્,
ભૂતદયાં વિસ્તારય તારય સંસારસાગરતઃ. ૧.
દિવ્યધુનીમકરન્દે પરિમલપરિભોગસચ્ચિદાનન્દે,
શ્રીપતિપદારવિન્દે ભવભયખેદચ્છિદે વન્દે. ૨.
મત્સ્યાદિભિરવતારૈરવતારવતાવતા વસુધામ્,
પરમેશ્વર પ્રતિપાલ્યો ભવતા ભવતાપભીતોઽહમ્. ૩.
દામોદર ગુણમન્દિર સુન્દરવદનારવિન્દ ગોવિન્દ,
ભવજલધિમથનમન્દર પરમં દરમપનય ત્વં મે. ૪.
સત્યપિ ભેદાપગમે નાથ તવાહં ન મામકીનસ્ત્વમ્,
સામુદ્રો હિ તરંગઃ ક્વચન તારંગો ન સમુદ્રઃ. ૫.
ઉદ્ધૃતનગ નગભિદનુજ દનુજકુલામિત્ર મિત્રશશિદૃષ્ટે,
દૃષ્ટે ભવતિ પ્રભવતિ ન ભવતિ ભવતિરસ્કારઃ. ૬.
નારાયણ કરુણામય શરણં કરવાણિ તાવકૌ ચરણૌ,
ઇતિ ષટ્પદી મદીયે વદનસરોજે સદા વસતુ.
ઇતિ શ્રીમચ્છંકરાચાર્યભગવત્કૃતા ષટ્પદી સમાપ્તા.

શ્રી ગોવર્દ્ધનભાઈ મંગળભાઈ પટેલ દ્વારા
ગીતાધર્મ પ્રેસ, સાક્ષીવિનાયક,
કાશીમા મુદ્રિત અને પ્રકાશિત.

સ્થાપક—શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય બ્રહ્મનિષ્ઠ લોકસંગ્રહી ગીતાવ્યાસ શ્રી ૧૦૮ જગદ્ગુરુ
મહામંડલેશ્વર સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજ.

પ્રધાન સંપાદક—
સ્વામી શ્રી રામાનન્દજી સંન્યાસી દર્શનશાસ્ત્રી,
વ્યાકરણાચાર્ય.

સહ સંપાદક—
પ્રાણલાલ ભાઈશંકર આચાર્ય.







સર્વધર્માન્ પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ; અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુ

વર્ષ : ૧૨ } કાશી : જાન્યુઆરી, ફેબ્રુઆરી : ૧૯૪૮ { અંક ૧—

## હે અન્તર્યામિન્ !

સુધાસિન્ધુ સે નીલામ્બર મેં,
માનવ કે મંજુલ જીવન મેં,
નશ્વર કે ઉત્થાન પતન મેં,
ભય દુર્દાન્ત વિશ્વ કા હર દો !
અન્તરતમ ! તુમ અદ્ભુત વર દો !!
ઉદધિ મધ્ય કે વડવાનલ મેં,
જગજીવન કે દીપશિખર મેં,
અન્તરપટ કી નવજ્વાલા મેં,
ચહલ-પહલતા કા સ્વર ભર દો !
અન્તરતમ ! તુમ અદ્ભુત વર દો !!

— શ્રી સુરેન્દ્રનાથ 'વિશારદ' —

# વિષયસૂચી



उपनिषद् भाष्य के रचयिता—

श्रीमत्परमहंस परिव्राजकाचार्य ब्रह्मनिष्ठ लोकसंग्रही गीताव्यास श्री १०८
जगद्गुरु महामण्डलेश्वर स्वामी श्री विद्यानन्दजी महाराज।

# પ્રકાશકનું નિવેદન.

પ્રભુપ્રેમી પાઠક મહાનુભાવોની સેવામાં 'ગીતાધર્મ'નો આ વાર્ષિક ઉપહાર ગ્રન્થ સમર્પિત કરતાં અમોને ઘણો હર્ષ થાય છે. આ વિશેષાંકની સાથે ગીતાધર્મ તેરમા વર્ષમાં પ્રવેશે છે. આ વર્ષનો વિશેષાંક એક મહાન ગંભીર, પરમેપાવન તથા પારમાર્થિક સાહિત્ય છે. ગીતાધર્મનો આરંભિક સતસંકલ્પ એજ હતો કે ગીતા, રામાયણ તથા વેદ જેવા માન્ય ગ્રન્થોને સરસ, સરલ ભાષામાં પ્રકાશિત કરવા, જેથી વિશિષ્ટ સાક્ષર જનતા સાથે સાથે સાધારણ શિક્ષિત જનતાને પણ ગંભીર એવા વિષયોનો બોધ થાય અને ભારતીય દર્શન તરફ તથા ભારતીય સંસ્કૃતિ તરફ રુચિ ઉત્પન્ન થાય. તે શુભ સંકલ્પ પ્રમાણે વિશાલ 'ગીતાગૌરવ ભાષ્ય' નામના ગીતા ઉપરના પાંચ ભાગો પ્રકાશિત થયા. જેનો જનતાએ કેટલો આદર કર્યો છે એ લખવાની આવશ્યકતા નથી પરંતુ પાંચ પાંચ છ છ સંસ્કરણો પ્રકાશિત થવા છતાં આજે પ્રથમ ભાગ સિવાય બીજો એક પણ ભાગ અમારી પાસે નથી એજ તેની લોકપ્રિયતાનો પરિચય કરાવી શકે છે. ઈશ્વરાનુગ્રહ હશે તો બધા ભાગોનું પુનઃ પ્રકાશન અવશ્ય થશેજ. ત્યાર બાદ અધ્યાત્મ રામાયણને ત્રણ ભાગોમાં પ્રકાશિત કરવામાં આવી. આ ગીતા તથા રામાયણ ઉપરના ભાષ્યો અતિ રુચિકર અને મહત્વપૂર્ણ સિધ્ધ થયા છે.

ગીતા તથા રામાયણ પછી સંકલ્પાનુસાર વેદ વિષયક પ્રકાશન થવું જોઈએ. વેદનો વિસ્તાર અનન્ત છે. મોટામાં મોટી અને અધિક ધનસંપન્ન સંસ્થા પણ વેદાદિનું સાંગોપાંગ પ્રકાશન કરવા સમર્થ થઈ શકતી નથી. તો આવા વિસ્તૃત વેદના મસ્તકસ્વરૂપ ઉત્તમ અંશ ઉપનિષદોનું પ્રકાશન કરવાનું કામ હાથ ધરવામાં આવ્યું છે. અને આ વિશેષાંક દ્વારા પાઠકની સેવામાં ઉપનિષદોને અર્પણ કરવામાં આવે છે. 'સર્વોપનિષદો ગાવઃ' વચનાનુસાર ગીતા તથા ઉપનિષદનો અભેદ સમ્બન્ધ છે. તથા **ગીતાધર્મ સંસ્થાપક પૂજ્ય શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય બ્રહ્મનિષ્ઠ લોકસંગ્રહી ગીતાવ્યાસ શ્રી ૧૦૮ જગદ્ગુરૂ મહામણ્ડલેશ્વર સ્વામી શ્રીવિદ્યાનન્દજી મહારાજ** પોતાના ગીતાપ્રવચનોમાં સ્થલે સ્થલે ઉપનિષદોના ઘણા પ્રસંગોનું વિવેચન કરે છે. તેથી આ પ્રકાશન માટે તથા પોતાના પ્રવચનોને આવા લિપિબદ્ધ પુસ્તકાકારમાં આપવા માટે અમોએ પૂજ્ય સ્વામીજી મહારાજને પ્રાર્થના કરી. પ્રાર્થના સ્વીકૃત થઈ અને આ વર્ષમાં

આપે અધિક શ્રાવણ, શુદ્ધ શ્રાવણ માસમાં કાશી નિવાસ કર્યો ત્યારે તથા જ્યારે જ્યારે કાશી પધાર્યાં ત્યારે ત્યારે ઉપનિષદ્‌ભાષ્યનું પૂર્વરૂપ લેખકોને લિપિબધ્ધ કરાવ્યુ. સ્વામીજી મહારાજ પાસે સંપ્રદાયાનુસાર પ્રાપ્ત ઉપનિષદ્ વ્યાખ્યાનશૈલી અપૂર્વ છે. કારણ આપની આચાર્ય પરંપરામાં મોટા મોટા મહાનુભાવ વેદાન્તશાસ્ત્રવેત્તા સંન્યાસી થઈ ગયા છે જેવા કે સ્વામીશ્રી ગોવિન્દાનન્દજી મહારાજ, એમના પૂર્વાચાર્ય સુપ્રસિધ્ધ દાર્શનિક સ્વામી શ્રી ચિદ્દ્‌ઘનાનન્દજી મહારાજ વિગેરે વિગેરે. સ્વામી શ્રી ચિદ્ઘનાનન્દકૃત 'દશોપનિષદ્ ભાષાંતર' આપને અધિક પ્રિય છે. પ્રકૃત વિશેષાંકમાં તે ગ્રન્થની, મણિપ્રભા, શાંકરભાષ્ય તથા બંગલાસંસ્કરણ આદિ પુસ્તકોનો આધાર લેવામાં આવ્યો છે. આ સામગ્રિ તથા સ્વાનુભવથી પ્રસ્તુત વ્યાખ્યાને સ્વામીજી મહારાજે કાશીનિવાસી, સુપ્રસિધ્ધ, વેદવેદાંત નિષ્ણાત, સંન્યાસી સ્વામી શ્રીરામાનન્દજી મહારાજની સેવામાં સંશોધનાર્થ આપી. અને તે વ્યાખ્યા સ્વામીજી શ્રી રામાનન્દજી મહારાજની સંમતિથી આવશ્યક પરિવર્તન તથા પરિવર્ધન સાથે 'વિદ્યાવિનોદ ભાષ્ય' રૂપે પ્રસ્તુત થઈ છે.

પ્રવચન એ ભિન્ન વસ્તુ છે. અને તેને સાહિત્યિક ભાષામા રુ થવુ એ ભિન્ન છે. તથા આ આધ્યાત્મિક વિષય એટલે ગહન તથા દુર્બોધ છે. છતા વિષય બને તેટલો સરલ કરવામાં બનતો પ્રયાસ કરવામાં આવ્યો છે પરંતુ પારિભાષિક શબ્દોને અંગે કઈક કઠિનતા પણ અવશ્ય આવી ગઈ છે તથા સાધારણ વાતચીતની ભાષામાં એ અધ્યાત્મ વિષયનું વિવેચન કરવું એ પણ અશક્ય છે. એના અધ્યયન માટે સાધારણ અધિકારી અવશ્ય હોવો જોઇએ.

વિશેષાંકનું આતર સ્વરૂપ પૂજ્ય સ્વામીજી મહારાજના બુદ્ધિ વૈભવથી જેવીરીતે પૂર્ણ થયું છે તેવીજરીતે એમના આશ્રય તથા આશીર્વાદથી બાહ્યરચના પણ પુરી કરવામાં આવી છે. કાગળ વિગેરે સામગ્રી અંગેની આર્થિક સમસ્યા બેપાંચ વર્ષોથી ચાલી રહી છે તથા દિવસે દિવસે એ સમસ્યા પોતાનું ઉગ્રરૂપ ધારણ કરતી જાય છે. એ સર્વને વિદિત છે. આવા સંયોગોમાં આવો સર્વાંગસુન્દર તથા પ્રથમના વિશેષાંકોના જેટલી પૃષ્ઠસંખ્યાવાળો વિશાલ વિશેષાંક રજુ કરવો એ અમારી શક્તિ બહારની વાત હતી પરંતુ પ્રતિવર્ષની જેમ પૂજ્ય સ્વામીજી મહારાજના આશ્રયથી ગીતાધર્મ પ્રેમી સહૃદય સહાયકોની, આજીવન સદસ્યોની, સેવાભાવી શાખા સંચાલકોની, પ્રચારકોની તથા પાઠકોની સહાયતા તથા તત્પરતાથી જે કાર્ય અમારી શક્તિ બહારનું હતું એ સરલ થઈ ગયું અને પરમ કૃપાલુ પરમાત્માની અગાધ અનુકંપાથી આવો આધ્યાત્મિક ગ્રંથ ઉપસ્થિત કરવાનું સોભાગ્ય પ્રાપ્ત થયું છે. માનવ સ્વભાવ સુલભ દોષથી જે કંઈ ત્રુટિ રહી

ગઈ હોય તેને પ્રિયપાઠક ક્ષમા કરે તથા સંશોધનાર્થે સૂચવે જેથી યથાસંભવ દ્વિતીય સંસ્કરણ વખતે ભૂલસુધાર થઈ શકે.

આ પ્રસંગે નિયમાનુસાર અમો અમારા સર્વ સહાયક, સંરક્ષક, નિષ્કામ સેવાભાવી કાર્યકર્તાઓ, તથા સંમાન્ય લેખક મહાનુભાવોનો આભાર માનીએ છીએ તથા શિષ્ટાચારપરંપરા પ્રમાણે ધન્યવાદ આપીએ છીએ. હમેશના સહયોગી સાધન સામગ્રી સુલભ કરી આપનાર મહાનુભાવો પ્રત્યે પણ કૃતજ્ઞતા વ્યક્ત કરીએ છીએ. પૂજ્ય સ્વામી શ્રી રામાનંદજી મહારાજની સેવામાં તો અમો આભાર પ્રદર્શન પૂર્વક પ્રણામાંજલિજ અર્પિત કરીએ છીએ કે જેના નિરીક્ષણ નીચે આ વિશેષાંક પ્રસ્તુત થયો છે. એઓ પોતાના વિદ્યાવ્રતાદિ કાર્યનો વિક્ષેપ કરી બરાબર ગીતાધર્મ ઉપર નિરીક્ષણ રાખે છે એ એમની મહતી કૃપાને તથા ઉદાર સ્વભાવને અનુરૂપજ છે. આ ગ્રંન્થરચનામાં 'સૂત્રે મણિગણા ઇવ' પં૦ શ્રી ચિરંજીવલાલજી 'વ્રજવાસી' તથા પંડિત શ્રી કમલાશંકર શાસ્ત્રી વ્યાકરણ વેદાન્તાચાર્ય, કાવ્યતીર્થ, હિંદી વિશેષ મહોદયે પણ સહયોગ પ્રદાન કર્યો છે. આરંભકાલથી આરંભીને આજ સુધી જેણે નિસ્સ્વાર્થ ભાવથી ગીતાધર્મની ભાવાનુવાદ દ્વારા સેવા કરી છે તથા કરી રહ્યા છે એવા વિદ્યાવયોવૃદ્ધ શ્રી મણિભાઈ જસભાઈ દેસાઈએ ગ્રન્થનો ગુજરાતી ભાષામાં ભાવાનુવાદ કરીને તથા શ્રી પ્રાણલાલ ભાઈશંકર આચાર્યે તેનું સંપાદન કરીને અમોને ઉપકૃત કર્યા છે તેથી એમના પ્રતિ અમો કૃતજ્ઞતા પ્રગટ કરીએ છીએ. એવં શ્રીવિશ્વનાથ શાસ્ત્રી તથા અન્ય સર્વ પ્રેસ કર્મચારી પ્રતિ પણ અમો કૃતજ્ઞતા પ્રગટ કરીએ છીએ કે જેઓની તત્પરતા તથા કાર્યપરિશ્રમથી યથાસમય ગ્રન્થનું પ્રકાશન થઈ શક્યું છે. આ બધો તો ગીતાધર્મ પરિવાર છે. એમની પ્રશંસા કે એમને ધન્યવાદ આપવો એ આત્મશ્લાઘા સમાન હોવાથી તેમ કરવા કરતા કેવલ શ્રી કૃષ્ણચંદ્રના ચરણસરોજમાં નમ્ર પ્રાર્થના કરીએ છીએ કે ભગવાન્ એમને આયુ, આરોગ્ય, યોગક્ષેમાદિ અર્પણ કરે અને પોતાના ભક્ત બનાવે. બસ એજ એક અંતિમ અભ્યર્થના સાથે વિરમીએ છીએ.

| | |
|---|---|
| ગીતાજયંતી | વિનમ્ર—વ્યવસ્થાપક, |
| ૨૦૦૪. | ગીતાધર્મ કાર્યાલય કાશી ( યૂ. પી. ) |

# ભાવાનુવાદકના બે બોલ

પ્રિય પાઠકગણ—

આપણા ગીતાજ્ઞાન યજ્ઞનું એકતપ, એટલે કે બાર વર્ષ પૂરા થઈ આજ તેરમા વર્ષમાં પ્રવેશ થાય છે. તેના પ્રથમ માસના ઉપહારમાં આ સંસારના સર્વોત્તમ તત્ત્વજ્ઞાનનું પુસ્તક આપની સેવામાં સાદર ઉપસ્થિત થાય છે. તેના લક્ષપૂર્વક નિરીક્ષણથી અવશ્ય આત્મપ્રકાશનો ભાસતો થશે જ એ નિશ્ચિત છે. તેમ થવામાં કાંઈ ઉણપ જણાય તો, અભ્યાસ, મનન, સત્સંગ, તથા ગુરુકૃપા એજ સર્વોત્તમ સાધન છે. તેના સિવાય આ જન્મ મરણ ચક્કરમાંથી છૂટવાનો બીજો કોઈ માર્ગ નથી.

જગત્ અજ્ઞાનનું, ભ્રમનું, મોહનું જ પરિણામ છે, એટલે તેમાં રહેનારો મનુષ્ય ભૂલ કરે એ સ્વાભાવિક છે. જગતથી પર ગયાનો મારો દાવો નથી સબબ આ પુસ્તકની ભાષા લખાણમાં દોષ જણાય તો હસ-ક્ષીર ન્યાયે સાર ગ્રહણ કરી લેશો એવી આશા રાખું છુ. વળી વિષય પરત્વે ભાષા સંતોષકારક સરળ થઈ શકી નથી, તો પણ સર્વ સાધારણથી સમજી શકાય તેને સારૂ બનતો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

'ગીતાધર્મ'ના છેલ્લા નવ વિશેષાંકો મારે હાથે લખાયા પછી આ દશમા વિશેષાંકનો પણ ભાવાનુવાદ કરવાની મારા ઉપર કૃપા કરીને શ્રીસદ્ગુરૂદેવે મને ઈચ્છિકર આજ્ઞા આપી તેને હું મારૂં મોટામાં મોટું સદ્ભાગ્ય સમજું છુ. ગુરુકૃપા તથા પ્રભુ ઈચ્છાથી આ શરીર રહેશે ત્યાંસુધી આપ સર્વના સતસંગનો લાભ લેવાની ઈચ્છા છે.

પ્રભુ આપ સર્વને સદ્બુધ્ધિ અને શાંતિ આપે એવા સદ્ભાવ અને શુભેચ્છાપૂર્વક વિરમું છું.

સેવક—

મણીભાઈ જસભાઈ દેસાઈનો

નમસ્કાર સ્વીકારશો.